

# ગુજ...

## ત્રૈમાસિક




જન્માષ્ટમી

અંક



સાહિત્યસંસદ તરફથી

તંત્રીઃ-

કનૈયાલાલ મા

# સંસદ ગ્રંથાવલી

| | | |
|---|---|---|
| ૧ | રણજીતરામના નિબંધો | સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા |
| ૨ | ગુજરાત—એક સંસ્કારિક વ્યક્તિ | કનૈયાલાલ મુનશી |
| ૩ | પુરંદરપરાજય અને અવિભક્ત આત્મા | ” |
| ૪ | કોનો વાંક? (બીજી આવૃત્તિ) | ” |
| ૫ | પૃથ્વીવલ્લભ (ત્રીજી આવૃત્તિ) | ” |
| ૬ | ગુજરાતનો નાથ (પાંચમી આવૃત્તિ) | ” |
| ૭ | રાજાધિરાજ (બીજી આવૃત્તિ) | ” |
| ૮ | રેખાચિત્રો ને બીજા લેખો | સૌ. લીલા મુનશી |
| ૯ | આપસંભમ અને બીજી કવિતાઓ | સ્વ. નર્મદાશંકર ભટ્ટ |
| ૧૦ | મારી કમલા અને બીજી વાતો | કનૈયાલાલ મુનશી |
| ૧૧ | મોહનમાયા | ખુશાલ ત. શાહ |
| ૧૨ | સ્મરણમુકુર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૩ | કેટલાક લેખો | કનૈયાલાલ મુનશી |
| ૧૪ | ગુજરાતના જ્યોતિર્ધરો | ” |
| ૧૫ | ભગવાન કૌટિલ્ય | ” |
| ૧૬ | પૌરાણિક નાટકો ૯ [ પુરંદરપરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્રસમોવડી એ ચાર નાટકોનો સંગ્રહ: થોડા સમયમાં પ્રસિદ્ધ થશે ] | ” |
| ૧૭ | કાકાની શશી | ” |
| ૧૮ | ધ્રુવસ્વામિની દેવી [થોડા સમયમાં પ્રસિદ્ધ થશે] | ” |

પહેલાં ૧૬ પુસ્તકો માટે લખો,

એમ. સી. કોઠારી
રાવપુરા વડોદરા

પુસ્તક ૧૭ ને ૧૮ માટે લખો,

મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની
૫૩, નિકોલરોડ, બેલાર્ડપિયર
કોટ, મુંબાઈ

પુસ્તક: ૧૫ ] [ અંક: ૧

# ગુજરાત

## : જન્માષ્ટમી અંક, ૧૯૮૫ ;

### અનુક્રમણિકા

અમારો આવતો અંક

# દીપોત્સવી અંક

**શિષ્ટાચારી :** આપણી આધુનિક સમાજની મનોદશા ચીતરતું વાસ્તવિકતાના નમુના સમું નાટક — **રા. કનૈયાલાલ મુનશી**

**પૌરાણિક નાટકો :** રા. મુનશીના પૌરાણીક નાટકોની ઉંડી ને વિદ્વતાભરી સમાલોચના — **રા. દુર્ગાશંકર શાસ્ત્રી**

**પ્રેરણા :** 'પ્રેરણાનો પૂરવણી લેખ' — **અ. નરસિંહરાવ ભોળાનાથ**

**એક પ્રવાસ :** એ બીનજવાબદાર કહાણીનો આગળનો હપ્તો — **રા. કનૈયાલાલ મુનશી**

**બે બહારવટીયા :** ગુજરાતના બે પ્રસિદ્ધ બહારવટીઓનું રેખાચિત્ર — **સૌ. લીલા મુનશી**

**સર પ્રભાશંકર પટણી :** ગુજરાતના એ અગ્રગણ્ય મુત્સદ્દીનું રેખાચિત્ર — **રા. ચંદ્રશંકર પંડ્યા**

**સંસદના પ્રમુખસ્થાનેથી :** સાહિત્યસંસદના સાતમા વાર્ષિક સંમેલન પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ — **રા. કનૈયાલાલ મુનશી**

**મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની ઉષા :** સાહિત્યના અભ્યાસીને અતિ ઉપયોગી લેખ — **રા. કનૈયાલાલ મુનશી**

**અલ્પાત્માનું આત્મપુરાણ :** એક અવનવી આત્મકથા — **રા. વિક્રમ**

એ ઉપરાંત નરસિંહયુગના કવિઓ તથા તેમની કૃતિઓની યાદી રા. ધનસુખલાલ મહેતા, રા. ચતુર્ભુજ આણંદજી, રા. સીતારામ શર્મા, કવિ લલિત વગેરેના લેખો, વાર્તાઓ અને કાવ્યો, નોંધ વગેરેથી અંક મનનીય ને આકર્ષક બનશે. લખોઃ—

નૂતન ગુજરાત મુદ્રણાલય
ભાઇશંકરની હવેલી રાયપુર,
અમદાવાદ

**સમર્થલાલ જે. વૈદ્ય**
વ્યવસ્થાપકઃ **'ગુજરાત'**

# ગુજરાત

ત્રૈમાસિક

પુસ્તક ૧૫ : શ્રાવણ, ૧૯૮૫ અંક ૧.

## 'ગુજરાત'ના વાચકોને

પ્રિય વાચક! આઠ મહીને આજે 'ગુજરાત' તારી આગળ રજુ કરું છું. આ રજુ કરવાનો પ્રસંગ આવત કે કેમ એ એક વખત શંકાસ્પદ વસ્તુ હતી; આજે આવ્યો છે એ 'ગુજરાત'નું સદ્‌ભાગ્ય કે નહીં એ અત્યારે કેમ કહી શકાય?

૧૦ મહીના પર 'ગુજરાત'ને શિથિલતામાંથી બચાવવા, એમાં નવા રંગો પુરવા, એને ફરીથી સમૃદ્ધ કરવાની ઇચ્છાએ પ્રેરાઈ એની વ્યવસ્થા મ. ભાઈ શારદા અને સાદીકના હાથમાં સોંપી. અનેક મુંઝવણોને લીધે તેમનાથી ધાર્યું થયું નહીં. સાત-સાત મહીનાનાં વહાણાં વાયા પણ 'ગુજરાત' તેમનાથી બહાર પાડી શકાયું નહીં.

'ગુજરાત' મારા જીવનનું એક અગત્યનું અંગ હતું. સંવત ૧૯૭૮ના ચૈત્ર સુદ એકમે એનો લેખક, તંત્રી, અને વ્યવસ્થાપક હું બન્યો. પછી વ્યવસ્થાપકપદ છોડયું, કેટલેક અંશે તંત્રીપદ છોડયું, પણ અનેક વ્યવસાયોના ભાર નીચે કચરાતો હતો છતાં, નિર્બળ તબીયતની મુશ્કેલીઓ આડી આવતાં છતાં તારો માસિક પરિચય મારાથી છોડી શકાયો નહોતો.

'ગુજરાત' દ્વારા ગુજરાત સાથે તાદાત્મ્ય સાધવા પ્રયત્ન આદરવો એ જીવનનો એક મોટામાં મોટો લહાવો અને કીંમતીમાં કીંમતી અધિકાર હતો.

આ બધાં જતાં કરવાં? 'ગુજરાત' બંધ કરવું?

સંસદે એની દ્વારા અનેક આદર્શો, વિચારો, આનંદો પ્રસાર્યા હતા. વિજયરાય અને લાભશંકર, મસ્તફકીર અને ધનસુખલાલ, મનહરરામ અને બટુભાઇ ઉમરવાડીઆ, જ્યોતીન્દ્ર દવે અને મોહનલાલ કોઠારી, દુર્ગાશંકર શાસ્ત્રી અને નરસિંહરાવ દીવેટીઆ, મણિલાલ નાણાવટી અને લીલાવતી મુનશી જેવાં અનેકોએ એની કીર્તિ અને સમૃદ્ધિ પાછળ બને તેટલાં તન, મન ને ધન આપ્યાં હતાં. મને તો એ પુત્રસમ પ્રીતિનું અને મિત્રસમ હૃદય ઠાલવવાનું સ્થાન હતું.

એને મરવા દેવું?

ના—જ્યાં સુધી મારામાં શક્તિ છે ત્યાં સુધી.

એ શક્તિ છે ત્યાં સુધી 'ગુજરાત' ને મરવા દેવું એ કર્તવ્યભ્રષ્ટતા લાગે છે. જ્યારે એ શક્તિ નષ્ટ થશે કે લખવાની પ્રેરણા નાબુદ થશે કે એને વાંચનાર કોઇ મળશે નહીં, ત્યારે એ ભલે મરે.

આ અંકથી ગુજરાત ક્ષીણ થાય છે. હવેથી માસિકને બદલે એ ત્રૈમાસિક થશે. એમાં ચિત્રો આવતાં હતાં તેટલાં નહીં આવે. એનું સ્વરૂપ બદલાશે, પણ એના પાનાંઓમાં સંસદના આદર્શો, અને જે મંડળ અત્યાર સુધી લખતું હતું તેના લખાણો આવશે. બનશે ત્યાં સુધી એનો દેહ ક્ષીણ થયો છે છતાં એના આદર્શો અને એની રસિકતા, હતાં તેવાજ રહેશે.

અત્યારની યોજના પ્રમાણે વર્ષમાં એના ચાર અંક નીકળશે. જન્માષ્ટમી, દીપાવલી, વસંતપંચમી અને અક્ષયતૃતીયાના અંકો.

હવે રહ્યો હીસાબ. જેનાં લવાજમો આવ્યાં છે તેને ૫) રુપીઆના લવાજમને ધોરણે જેને માસિક ગુજરાતના બે અંક મોકલવાના રહ્યા તેને ત્રૈમાસિકનો એક અંક મળશે.

ફ્રાન્સમાં રાજા ગુજરી જાય ત્યારે લોકો કહેતા—Le Roi est morte vive le Roi—તેમ કહેવાની હીંમત કરું ? 'ગુજરાત' મરી ગયું—'ગુજરાત' ઘણું જીવો !

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# ભારત રણગીત

લેખકઃ
રા. મનહરરામ મહેતા
મંત્રી, સાહિત્યસંસદ

---

રાગ કેદારો-તાલ જલદ દાદરો

ચાલો ચાલો, ચાલો ચાલો,
સહુ ભારત સંતાન! ચાલો ચાલો,
ચઢ્યાં હીંદનાં નિશાન, ચાલો ચાલો.

ગર્જી રહ્યું ગગન ઘોર, ધ્રુજી રહી ધરા ઓર,
આમી રહ્યું જુદ્ધ વરી બજરંગ બીર સ્મરી,
પડજો યાહોમ કરી, જય ભારત કેરી. ચાલો ચાલો.

વાજીવેગથી વધોની, વાયુવેગથી વધોની;
શત્રુ સમીપ આવી પડે, ધર્મ થકી કોણ ચળે?
ભસ્મ અગ્નિજવાળ વડે કરો વેરી વેરી. ચાલો ચાલો.

ગગને અપ્સરાસંઘ, ભૂતલે કીર્તિ અનન્ય,
જોય વાટ ધરી ઉમંગ, વરી, કરો જીવન ધન્ય,
કેસરીઆ સાજ ઉપર પુષ્પમાળ પહેરી. ચાલો ચાલો.

# પુત્ર સમોવડી

દંતકથાના પ્રભાતકાલનું નાટક

લેખક :

શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રમુખ, સાહિત્યસંસદ

| | |
|---|---|
| શુક્રાચાર્ય, (કવિ ઉશનસ) ... ... ... ... | દાનવગુરુ |
| દેવયાની ... ... ... ... ... | શુક્રાચાર્ય અને ઇંદ્રની પુત્રી જયંતીની પુત્રી |
| વૃષપર્વા ... ... ... ... ... ... | દાનવરાજ |
| વૃક ... ... ... ... . | તેનો પુત્ર |
| શર્મિષ્ઠા .. ... ... ... ... ... | વૃષપર્વાની પુત્રી |
| ઇંદ્ર ... ... ... ... ... .. | દેવરાજ |
| કચ .. ... ... ... ... | દેવગુરુ બૃહસ્પતિનો પુત્ર |
| યયાતિ ... ... ... ... ... ... | માનવરાજ |
| દત્ત ... .. ... ... ... ... | શુક્રાચાર્યનો શિષ્ય |
| યદુ, તુર્વસુ ... ... .. ... .. ... | દેવયાનીના પુત્ર |
| દ્રુહ્યુ, અનુ, પુરુ ... ... .. — ... | શર્મિષ્ઠાના પુત્ર |

## અંક પહેલો

[ દંતકથાકાલના પ્રારંભનો સમય છે. મનુના વંશજો નાના સમૂહોમાં દૂર સપાટ ભૂમિમાં નદીઓને તીરે રઝળે છે; અને ઘણી વખત માંહોમાંહ્ય ને કોઇ કોઇવાર દાનવો જોડે લડે છે.

હિમાલયની ખીણોના પાતાળમાં દાનવોનો રાજા બલિનો પુત્ર વૃષપર્વા રાજ્ય કરે છે.

વૃષપર્વાના ગામના સીમાડા પર આવેલા પર્વતની એક ગુફા આગળનું તપોવન દેખાય છે. મોટાં ઉંચા ઝાડો ને જંગલી વેલોની છાયા તેને શીતલ બનાવે છે. ત્યાં નાનામોટા પથ્થરો પડેલા છે.

પાછળ ઘણે દૂર પર્વતના શૃંગો દેખાય છે; અને એક શૃંગ પર દેવોના પ્રાસાદોના સુવર્ણમય શિખરો ચમકે છે.

દેવયાની આવે છે. તે બાવીશ વર્ષની, ઉંચી ગોરી બાળા છે. તેના અંગેઅંગ મજબુત ને ઘાટીલાં છે. સુંદર મુખ પર અથાગ કસરતથી આવેલી લાલીની ભભક છે. તેના મજબુત ખભા ને ગોળ, જાડા, લાંબા હાથમાં ખભા પર ભેરવેલું ધનુષ્ય વાપરવાની શક્તિ છે. શરીર પર લપેટેલા મૃગચર્મમાંથી ઉતરી આવતા સ્નાયુવાળા કનકના સ્તંભ સરખા પગોમાં ચાપલ્ય દેખાય છે.

સશક્ત ને સુંદર શરીર, પ્રભાવભર્યું તેજસ્વી મુખ, મોટી કાળી આંખો, છુટા વાળ, ખભે બાંધેલા ધનુષ્ય ને બાણ: આ બધાંથી તે મોહક લગે છે. ]

દેવયાની: (આસપાસ જોઇને) પિતાજી નથી? સ્નાન કરવા ગયા? હા–હા–હા: કેવો બીકણ છે? મને કોઇ રાક્ષસી ધારી નાસવા લાગ્યો. હા–હા–ફરી પકડી લાવું.

(તે ચાલી જાય છે. અને હાથ પકડી, ગભરાતા કચને ઘસડી લાવે છે. કચ ઉંચો સુકો યુવક છે. તેનું મુખ તેજસ્વી છે, તેની આંખ પાણી ને ચમકતી છે. તેણે શરીરે ચિનાંશુક, હાથે સોનાનું કડું, પગે પાવડી અને ખભે યજ્ઞોપવીત પહેર્યાં છે. તેની જોવાની રીત વિચારશીલ છે. આવી જબરી યુવતી એને ઘસડી લાવે એ એને રુચતું લાગતું નથી.)

ગભરાય છે કેમ? (ખડખડ હસીને) આ જ આચાર્યનો આશ્રમ. આવ, હું ખાઇ નથી જવાની.

કચ: (સભ્યતાથી) પણ તમે કોણ છો? અને ગુરુ શુક્રાચાર્ય ક્યાં છે?

દેવયાની: હું કોણ! ખબર નથી? (હસે છે) ગુરુવર્યની પુત્રી.

કચ: (દેવલોકના પતિની પુત્રીની આ પુત્રી છે જાણી સભ્યતાથી, હાથ જોડીને) તમે કોણ દેવયાની? ત્રિભુવનવંદ્ય દેવેંદ્રની દોહિત્રી–સૌંદર્યમૂર્તિ જયંતીદેવીની પુત્રી?

દેવયાની: (ગર્વથી માથું ઉંચુ કરી) ત્રિભુવનને વિમોચનમંત્રની શીખ દેતા કવિ ઉશનસ્‌ની પુત્રી......

કચ: (મીઠું હસીને) અને એ પૂજ્ય ભાર્ગવ ક્યાં છે?

દેવયાની: સ્નાન કરવા ગયા છે, હમણાં આવશે. પણ તું ત્યાંથી (તિરસ્કારથી પાછળ

દેખાતા પર્વતો પર આવેલા દેવલોક તરફ આંગળી કરીને) આવ્યો છે, કેમ? તારું નામ શું? કેમ આવ્યો છે?

કચ. હું દેવગુરુ બૃહસ્પતિનો પુત્ર.

દેવયાની એ તો પિતાજી સાથે ભણતા, નહીં?

કચ: (હસીને) હા. મહર્ષિ અંગિરાના બંને શિષ્યો.

દેવયાની: એમ? તમારું નામ શું?

કચ: કચ. હું ગુરુવર્ય પાસે વિદ્યા ભણવા આવ્યો છું.

દેવયાની: તમે હંમેશા દેવલોકમાં રહો છો, નહીં?

કચ: હા.

દેવયાની: તમારે ત્યાં બધા સુવર્ણમય પ્રાસાદોમાં રહે છે એ વાત ખરી? એ કેવા-ક છે?

કચ: (હસીને) જુઓ નદી ત્યાં સુધી અમારા પ્રાસાદોની ભવ્યતા તમે નહીં કલ્પી શકો, તમારા જેવી કન્યા અમારે ત્યાં રત્ન-જડિત પર્યંકથી નીચે પગ ન મૂકે.

દેવયાની: (તિરસ્કારથી) તમારી કન્યા-ઓને ગમતું કેમ હશે! મને તો નહીં ગમે.

કચ: તેને ગમાડવાને અમારે ત્યાં ગીત છે, નૃત્ય છે, વંદિત છે, કુસુમોત્સવો છે.

દેવયાની: (હાસ્યથી) મને પ્રાસાદ જોવાનું તો મન થાય છે. એક વાર પિતાજીને મેં કહ્યું જૂપડું કે અહીંઆં એવો કરાવો.

કચ: (જરાક તિરસ્કારથી) પછી?

દેવયાની: પિતાજીએ ના કહી. કહ્યું કે— સ્વાતંત્ર્ય પર્ણકુટીમાં સચવાય; પ્રાસાદ થાય કે પરાધીનતા પેસે.

કચ: (હસીને) દેવોને પરાધીન કહેનાર પણ કોઈ છે.

દેવયાની: હા દેવો પરાધીન નહીં તો બીજું શું? પ્રાસાદમાં રહ્યા કે ત્યાંથી નીકળ્યા કરતાં દાસત્વ વહાલું લાગે અને એજ તમારા ઇંદ્રને જોઈએ છે (જોસથી) લોકોને નાકે નાથ ઘાલ્યા સિવાય એ બીજું શું કરે છે!

કચ: તમે તમારા માતામહને બરોબર ઓળખતા નથી.

દેવયાની ઓળખું છું. પોતે શ્રેષ્ઠ ને સર્વ-શક્તિમાન છે એ માન્યતા પ્રસારી બીજાને અધમ ને આધીન બનાવે છે કે બીજુ કાંઈ?

કચ: (વિવાદમાં ઉતરવાને ખુશ નથી.) મારો તો દેવેંદ્ર થાય.

દેવયાની તમે તો ઋષિપુત્ર, અંગિરાના શિષ્ય વાચસ્પતિના પુત્ર, ઉત્તમોમાં પણ તમે ઉત્તમ. તમારે દેવેંદ્ર હોય! તમારા જેવા પર એ જુલમગારનો જાદુ કેમ ચાલવા દો છો!

કચ (વાત ઉડાવતાં) હજુ ગુરુવર્ય આવ્યા નહીં?

દેવયાની: હમણાં આવશે. તમે બેસો.

કચ: (નમ્રતાથી) હું વિદ્યાર્થી. ગુરુ સ્વીકારે નહીં ત્યાં સુધી મારાથી કેમ બેસાય? દેવયાની! તમે માતામહને મળવા કેમ નથી આવતાં?

દેવયાની: (હોઠ બીડી) હું શા માટે આવું? એ પિતાજીના દ્વેષ્ટા છે, પતિ જોડે તાદાત્મ્ય સાધતી મારી માની એણે અવગણના કરી હતી. એ બેની પુત્રી હું, શું રસ્તામાં પડી છું કે એમનું ઘર શોધતી જાઉં?

કચ: આખો દેવલોક તમારી પૂજા કરશે—આવશો તો.

દેવયાની: જ્યાં મારા પિતા પૂજ્ય નથી ત્યાં હું પગ ન મુકું.

કચ: (સ્વગત) મારા બાપ! (દેવયાનીને) કોણ કહે છે ભાર્ગવ દેવલોકમાં પૂજ્ય નથી?

દેવયાની: હું જાણું છું. એનાથી તમે ડરો છો ખરા, અંતરથી એને અર્ઘ્ય આપતા નથી. કચ! પણ તમે જરા વાર ઉભા રહો. હું મારા ધનુષ્ય ને બાણ મુકી આવું. હમણાં પિતાજી આવશે! ઉભા રહેજો હોં. જતા નહીં રહેશો. (જાય છે.)

કચ: (નિઃશ્વાસ નાંખી.) બાપરે! કેવું યૌવન! કેવો જુસ્સો! ખરેખર એ સ્ત્રી નથી પણ સિંહણ છે—છટા, શકિત ને સાહસથી તરવરતી...ને કેવું તેજસ્વી સૌંદર્ય ને કેવી પિતૃભકિત!...એ મારી જોડે પરણશે? એ મારી સહધર્મચારિણી થઇ દેવલોકમાં આવશે? ઠીક. દેવગુરુની આજ્ઞા માથે ચઢાવ્યા શીવાય છુટકો છે?...પણ મારાથી બધાં કામ સધાશે? એક આ બાલા—અસંસ્કારી ને બીજા એના પિતા......

(વિચાર કરે છે) કેવા પિતા! એકલે હાથે યુગોનાં યુગ થયાં એણે શું શું કર્યું છે? દેવો-એ હિરણ્યકશ્યપ માર્યો, પ્રહ્લાદ ઉઠ્યો, બળી ચાંપ્યો, વૃષપર્વા ડાર્યો પણ એ તો તેના તેજ-અકળ, ને અજય્ય;—મધ્યાન્હે પહોંચેલા રવિથી પણ મહત્ત્વાકાંક્ષી. ત્રણભુવન એના શાસન-ના પડઘા ઝીલવાનું પાત્ર બની બેઠાં છે. એ પડઘા સંભળાતા દેવેંદ્રનો પ્રતાપ ને મરુ-તોની શક્તિ ત્રાસેલાં બાલકોના ગભરાટમાં વિરમે છે. ત્રિકાલજ્ઞ એવા વાચસ્પતિ દિન ને રાત એ પડઘાનો અભ્યાસ કરતા, આટલે વર્ષે શિષ્યવૃત્તિ સેવી રહ્યા છે. (પાવડીનો અવાજ આવે છે.) કોઇ આવ્યું! હા એજ: જરાની વિડંબના કરતું શરીર, સિંહની યાળની સ્પર્ધા કરતી જટા, વ્યોમનું ગાંભીર્ય મૂર્તિમાન કરતું કપાળ...દેહ ધારેલા કૈલાસ સમા...ભાર્ગ-વ. મૃત્યુના નાથ, ભયાનક યમરાજ પણ આને મારવાને કે ડારવાને અશકત, બીધેલા બાળ-કની માફક અહીંઆં ફર્યા કરે એમાં નવાઇ નથી.

(નીચા સ્નાયુવાળા ને અત્યંત વૃદ્ધ શુક્ર દેવયાની સાથે આવે છે. તે એક આંખે અંધ છે. તેનાં જર્જરિત જટા ને આછી થઇ ગએલી દાઢી પીળાં છે. તેણે વ્યાઘ્રચર્મ પહેર્યું છે. કચ પગે પડે છે.)

ગુરુવર્ય, પ્રસન્ન થાઓ.

શુક્રાચાર્ય: (એના ઉંડા ઘેઘરા અવા-જમાં મૃદુતા છે.) કોણ વાચસ્પતિનો પુત્ર કચ? આવ, આવ, ભેટ, આવ. (હેતથી ભેટે છે.) દેવયાની! વાચસ્પતિ ને હું તો સહોદર જેવા છીએ. (પથ્થર પર બેસે છે.)

દેવયાની: પિતાજી! બૃહસ્પતિ તો તમારા વેરી છે.

શુક્રાચાર્ય: બેટા! દેવોના ગુરુપદે જે બેઠા છે તેમા મારા જેવા છે. પણ બ્રાહ્મણ બ્રાહ્મણના સંબંધે, વિદ્યાની ઉપાસનામાં, અમે હતા તેજ છીએ—સહોદર સમા સહાધ્યાયીઓ. કચ! આજે હું મારા ધન્યભાગ્ય સમજું છું કે વાચસ્પતિએ તને મારે ત્યાં શીખવા મોકલ્યો. બેટા મારી આશીષ છે કે વાચસ્પતિ અને કવિ ઉશનસની વિદ્યાનો વારસ બની તું અમારા બંનેથી ઉત્તમ થજે.

કચ: ગુરુવર્ય! આપના દર્શનથી હું આજે કૃતાર્થ થયો. વાચસ્પતિએ મને એક જ ઉપદેશ આપ્યો છે:–કવિ ઉશનસના ચરણકમળોમાંજ સર્વ વિદ્યાઓ વાસો કરી રહી છે.

શુક્રાચાર્ય: (હસીને) તારા બાપને હું બાળપણથી ઓળખું છું દેવયાની! એ વાચસ્પતિ અમથો નથી થયો. મહાસભાનાં માન મુકાવે એવું એની વાણીમાં સામર્થ્ય છે. જોજે હો! એના દીકરામાં પણ બાપનો ગુણ લાગે છે.

દેવયાની: (હસીને) તો મારામાં મારા બાપના ગુણો છે.

શુક્રાચાર્ય: (દેવયાનીનો વાંસો થાબડે છે. ગર્વથી) હં, હં. (ઊઠે છે.) એ કોણ આવ્યું? વૃષપર્વા—

કચ: (ચમકીને) દાનવરાજ!

વૃષપર્વા: ગુરુવર્ય! પ્રસન્ન થાઓ (વૃષપર્વા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. તે કાળો, ઊંચો ને જબરો જોધ્ધો છે. એણે કેડે એક વ્યાઘ્રચર્મનો કછોટો માર્યો છે કપાળે ને હાથે લાલ ટીલાં કર્યાં છે: માથે મોરપીંછનો મુકુટ પહેર્યો છે. એના હાથમાં એક નાગી તરવાર છે ને ખભે તીરકામઠું છે.)

શુક્રાચાર્ય: પુત્ર વિજય કર. (વૃષપર્વાને બેઠો કરે છે.) કેમ અત્યારે કાંઈ? આમ ઉતાવળમાં?

વૃષપર્વા: ગુરુશ્રેષ્ઠ! શંખગિરિના દાનવોને મળી હું આવ્યો છું. (એકદમ કચને જોઈને) આ કોણ છે?

શુક્રાચાર્ય: દેવગુરુ વાચસ્પતિનો પુત્ર. એને એના બાપે મારી પાસે ભણવા મોકલ્યો છે. જા દેવયાની! કચને એક પર્ણકુટી આપ. રાજન! આમ આવો. (વૃષપર્વાના ખભા પર હાથ મુકી એને પાછળ લઈ જાય છે. દેવયાની ને કચ આગળ આવે છે.)

દેવયાની: (આનંદથી) ત્યારે તમે હવે અહીંઆં રહેવાના?

કચ: હા. મારાં ક્યાંથી મનભાગ્ય કે તમારી સાથે હું આવીને રહું?

દેવયાની: ક્યાં સુધી રહેશો?

કચ: જ્યાં સુધી ગુરુવર્ય આજ્ઞા આપે ત્યાં સુધી.

દેવયાની. (હસીને) ત્યારે તો હું પિતાજીને કહીશ કે તમને આજ્ઞા આપે નહીં. એની મજાહ પડશે! આપણે પિતાજી પાસે ભણીશું, અટવિએ અટવિએ શીકારે જઈશું, જ્યારે ચંદ્રિકા વિકાસશે ત્યારે રૂપેરી ઝરણાંમાં આપણી જોડ શોધીશું, જ્યારે રવિ ઉગશે ત્યારે વનમાળા પહેરી પંખીઓના માન શીખવા કુંજોમાં ફરીશું..

કચ: (આ બધા કાર્યક્રમથી ખંચાઇ) પણ પણ—

દેવયાની: (એકદમ કચના બે હાથ ઝાલી) કચ! અહીંઆં જરુર જરુર રહી જાઓ... મને કોઇ વાર એવું એકલું લાગે છે!

કચ: (ધીમેથી પોતાના હાથ પાછા ખેંચી લેતાં)..લાગતું હશે...ચાલો. (બન્ને જાય છે.)

શુક્રાચાર્ય: (વૃષપર્વાને લઇ આગળ આવતાં) વૃષપર્વા! તું શું કામ ગભરાય છે? આ છોકરો શું કરવાનો હતો? ને જે બળ બાલક તોડે તે કેટલા દહાડા ટકે?

વૃષપર્વા: અહીંઆંથી આપણી વાતો તો ન જાણી જાય.

શુક્રાચાર્ય: વત્સ! આપણે શું છુપું રાખવાનું છે? પ્રચ્છન્ન પ્રવૃત્તિઓ હોય કાયરને કે નિર્બળને. આપણાં તો વાણી, કર્મ, વિચાર બધાં દેવોનાં સર્વભક્ષી આક્રમણ સાથે રણ ખેલી રહ્યાં છે. આપણે છીએ આપણા વડે; કોણ શું કરવાનું હતું?

વૃષપર્વા: જેવી ગુરુની ઇચ્છા. પણ મને ને આપણા મોટેરાંઓને આ છોકરો આવ્યો છે તે ગમ્યું નથી.

શુક્રાચાર્ય: જરા ફીકર રાખનો નહીં. ઠીક! વૃક અહીંઆં આવ્યો હોય તો બોલાવ.

વૃષપર્વા: જેવી આજ્ઞા. વૃક! વૃક!

વૃક: (તે પચ્ચીશેક વર્ષનો તેના પિતાના જેવો કાળા રંગનો દાનવ છે. તેણે વૃષપર્વા જેવોજ પહેરવેશ પહેર્યો છે. શસ્ત્ર પણ તેવાંજ છે, માત્ર તેના હાથમાં ખડ્ગ નથી. તેણે કોટે ઝીણી કોડીઓ ને હાર પહેર્યાં છે અને કેડે તેની મેખલા બાંધી છે.) ગુરુવર્ય! પ્રસન્ન થાઓ.

શુક્રાચાર્ય: પુત્ર! આયુષ્યમાન થજે. ઉહ. કેમ, શંખગિરિમાં ઇંદ્રના દૂતો આવવા લાગ્યા કે—

વૃક: હા. હું બીજે ગામ ગયો હતો ત્યારે આવી ગયા, અને અનેક પ્રકારની લાલચો આપી ગયા.

શુક્રાચાર્ય: શી? શી?

વૃક: ઇંદ્રના જોર ને વૈભવ વાખાણી ગયાં. ગુરુવર્ય! એની જોડે લડી લડી કેટલાક લોકો થાકી ગયા છે.—

શુક્રાચાર્ય: (ગંભીર અવાજે) મને ખબર છે. સંદેશા આવ્યા કે અશંકિત સંચરી. જ્યારે ઇંદ્રના સંદેશા આવે છે ત્યારે તમને લડતાં થાક લાગે છે; અને થાક લાગે છે કે ઇંદ્રનું આક્રમણ સફળ થાય છે. તેની તેજ કથા દરેક વર્ષે ને દરેક યુગે. તમારે સંદેશે એ થાક છે?

વૃક: ગુરુવર્ય! કેટલાક માને છે કે એ મોટા છે; દૂષીઓને વજ્રે મારી શકે છે ને દીનને સમૃદ્ધિએ તારી શકે છે. એની કાંઇ ના કહેવાય?

શુક્રાચાર્ય: (ત્રાડ પાડી) મૂર્ખ! મૂર્ખ! જે મારે તેનું વજ્ર છે–ઇંદ્રનું નથી. અને વજ્ર તમને શું કરે છે? મારી સંજીવની અભેદ્ય નથી? જે તમને સ્પર્શી નહીં તેનાથી ડરો છો શા માટે?

નથી. તારા પહેલાં તારાથી વધારે પ્રતાપી, ને વધારે અનુભવી પણ આમજ ફસાયા છે. ગુરુવર્ય નહીં હોત તો મારીએ એજ દશા થાત.

શુક્રાચાર્ય: ઇંદ્ર શોધવો સહેલ છે, પણ વાચસ્પતિ શોધવો કઠણ છે. એના શબ્દપ્રપંચમાં શ્રધ્ધા મૂકી કે સ્વત્વ ગયું સમજવું. તારા પ્રપિતામહ પ્રહ્લાદે સ્વત્વ ખોયું ને ભક્તિને નામે પિતૃદ્રોહ કર્યો, દાસવૃત્તિ આદરી, જાતિનો વિધ્વંસ કર્યો, અને આખરે બધાં ગિરિશૃંગો ખાલી કરી આપ્યાં. તે શૃંગો પર તમારા વેરીઓએ દેવલોક વસાવ્યો.

વૃક: પછી?

શુક્રાચાર્ય: (ક્રૂર રીતે હસીને) પછી? પ્રહ્લાદની દીનતા પણ દેવોને રીઝવવા પુરતી નહોતી, દાનવ માત્રને તે દીન ને પરતંત્ર બનાવવા માંગતા હતા. બલિ જ્યારે રાજ્યપદ પામ્યા ત્યારે એ અધમતામાંથી ઉગરવા તેણે મારી સાહાય્ય શોધી. જે આજે તને કહું છું તે મેં તેને તે વખતે કહ્યું હતું: રક્ષિત રહેવા કરતાં મરવું સારું.

વૃક: પછી શું થયું?

વૃષપર્વા: એ સત્રથી પ્રેરાઇ પિતાએ વિગ્રહો આદર્યા ને વિજયો મેળવ્યા.

શુક્રાચાર્ય: ઇંદ્ર કાંપ્યો. વાચસ્પતિ અવાચક થયો; મને જયંતી વરાવી, બલિની બહેન દેવે લીધી: અમે અશ્વમેધો આરંભ્યા; ને ત્રણ ભુવનનું રાજ્યપદ બલિના હાથમાં આવવા લાગ્યું. દેવોએ સુવર્ણમય શૃંગો છોડવા માંડ્યા.

વૃક: પછી?

શુક્રાચાર્ય: (ખિન્નતાથી) પછી વામન આવ્યો—મીઠાબોલો, હરામખોર, બ્રાહ્મણવેશધારી બટુક. બલિ વિજયના ઔદાર્યમાં આતિથ્ય કરવા લાગ્યો. મેં એને બહુ સમજાવ્યો પણ એણે નહીં માન્યું—

વૃક: શું કહ્યું?

શુક્રાચાર્ય: મેં એને ચેતાવ્યો: જ્યાં દ્વેષ ત્યાં આતિથ્ય નહીં હોય; ત્રણ જગત જીતો ને પછી દેવોનું આતિથ્ય કરો. પણ બલિ એકનો બે ન થયો. વામન આવ્યો, તેણે અર્ઘ્ય સ્વીકાર્યો, ને શબ્દપાશે બલિને બાંધ્યો. બલિ બંધાયો કે વામને પોત પ્રકાશ્યું—એણે ત્રણ લોક માગ્યા. મેં ઘણી ના કહી; કહ્યું, દાસત્વ સ્વીકારવાનો ટેક ન હોય. તેના તે વચન અપાતાં હશે? પણ વાચસ્પતિના શબ્દોએ બલિની બુદ્ધિ હરી હતી; વચનનો ટેક ને અતિથિયજ્ઞ તેને સ્વાતંત્ર્ય ને શક્તિથી પ્રિય લાગ્યાં. તે અસ્થિર થઇ બેઠો અને કપટી વામનને લીધે અસંખ્ય દેવોના બળ અમને ઘેરી રહ્યાં. વૃક! તમે જ્યાં માલીક હતા ત્યાં માગણ બન્યાં. તે વખતે શિખરો પરથી તમે સ્થાનભ્રષ્ટ થયા, ને પાતાળના ગહ્વરોમાં વસવાની તમને કૃપાવાન દેવોએ રજા આપી.

વૃક: અરેરે! તમે કાંઇ ન કર્યું?

શુક્રાચાર્ય: જે શિષ્યે મારું કહ્યું સ્વીકાર્યું નહીં તેની સાથે રહી શું કરું? હું એને છોડી ગયો. જ્યારે બધું ગયું ત્યારે એને ભાન આવ્યું અને તે મારી પાસે આવ્યો, ગુરુપદ પાછું લેવાની પ્રાર્થના કરી. આખરે તારા બાપને

ઉછેરવાનું ને શીખવવાનું અને મરેલા દાનવોને સજીવન કરવાનું મેં વચન આપ્યું.

વૃષપર્વા : ને મારા દીકરા! એ ગુરુવર્યના પ્રતાપે આપણે આજે વિજય મેળવીએ છીએ,

શુક્રાચાર્ય : હા. આજે બાજી ઇંદ્ર કાપે છે—તમારા બળથી નહીં, મારાથી. પણ શુક્ર! વાચસ્પતિ જાણે છે કે તમારા મન અસ્થિર છે, તમારો સ્વભાવ લાલચુ છે, ને તમને દેવ-સંરક્ષણની ને દેવકૃપાની તરસ થઈ આવે છે. એ તરસ તમારી દુર્દશાનું મૂલ છે. એ તમારા મગજ ભાંગશે, સ્વાતંત્ર્ય હણશે ને સુખ લઇ લેશે. ભક્તિઘેલા ને નિરાધાર તમે એ દેવોનાં પગની રજ બની રઝળશો. મારો શિષ્ય હોય તો એ તરસને વીસારી દે, જોઈએ તો ડામી દે. જા જઇને દેવના દૂતને કહે કે દેવોના દેવથી પણ તું શ્રેષ્ઠ છે, કારણ કે તું સ્વાતંત્ર્ય માટે લડે છે, એ સત્તા માટે લડે છે.

દેવયાની : (આવીને) પિતાજી દેવોથી કોણ શ્રેષ્ઠ છે?

શુક્રાચાર્ય : આ વૃક. એને દેવના દૂતો લલચાવે છે. વૃક! બેટા! દેવ તો દેવેંદ્રને આધીન છે. તું મરજી પડે એમ મહાલવા, લડવા કે મરવા ને મારો મંત્ર લેવે તો સજીવન રહેવા સ્વતંત્ર છે, તું સ્વાધીન છે.

દેવયાની : પિતાજી! એ ખરું પણ આપણે અહીંઆં સુવર્ણના પ્રસાદો ને મણિ-મય અલંકારો જોઈએ.

શુક્રાચાર્ય : વૃક, જો! સાંભળ્યું, પેલો પુરંદરપતિનો પુત્ર આજે આવ્યો તેણે આ જાદુ કરવા માંડ્યો તે? દેવયાની! આત્મવાન આહવ ખેલે ને એની અર્ધાંગનાને વેરાન-માં વાસ ને આંસુના અલંકાર, ખબર છે! તારી આ મૂર્ખ નહોતી કે પ્રાસાદ ને અલંકાર છોડી અહીંઆ મારી જોડે રહી. દાનવ સ્ત્રીઓને સુવર્ણ ને મણિથી દેવો લલચાવવા માગે છે. પણ વૃક! યાદ રાખજે. તમે લલચાયા કે દાસ બન્યા. સુવર્ણ ને મણિ તમને દેવ કદી નહીં આપે પણ તેમને માટે તે ખોદી આપવાની મજુરી કર્મે ચોંટશે. વૃક! જા, મેં કહ્યું તે પર વિચાર કર. તારું મસ્તક વ્યોમે સ્પર્શવા દે. તારા નયનોને દેવને ડારવા દે. નમે તે નષ્ટાત્મા.

વૃક : (નીચું માથું કરી) ગુરુવર્ય! હું આપના વચન સાંભળી કૃતાર્થ થયો. રજા લઉં?

શુક્રાચાર્ય . હા. જા રાજન! તમે પણ જાઓ છો? જાઓ, વિજય કરો. (વૃષપર્વાને વૃક જાય છે.) કેમ બેટા! કચને જોયું બતાવ્યું?

દેવયાની: હા પિતાજી.

શુક્રાચાર્ય . બેટા યાદ રાખજે કે મારા કટ્ટા વેરીનો એ પુત્ર છે, તને લલચાવે નહીં.

દેવયાની પિતાજી! એ સારો માણસ છે.

શુક્રાચાર્ય . (હાસ્યથી) એ સારો માણસ છે, ન તું સારી સ્ત્રી છે. પણ વેરીઓ હમે એવું કાંઇ કરતી નથી.

દેવયાની : (મળે વળગીને) એવું બોલો છો? હું તમારી હાંસી કરાવું? (શુક્રને બન્ને હાથ ફેરવે છે.)

**શુક્રાચાર્ય :** ( મૃદુ આવાજે ) બેટા ! આજે તું મારું સર્વસ્વ છે–મારી લાકડી ને મારી આશા.

**દેવયાની :** ( હોંશથી ) હું છું ને રહીશ –તમારું સર્વસ્વ.

**શુક્રાચાર્ય :** છે ખરી ! (નિઃશ્વાસ નાંખીને) રહેશે કે કેમ તે કોણ કહી શકે ? ના, ના, બેટા......(દેવયાનીને દૂર ધકેલી) તને એક ભાઈ હોત.....

**દેવયાની :** (સજલનયને, શુક્રને આલિંગી, તેના ગાલ પર હાથ ફેરવતાં) બાપુ! આવું કહો છો? હું પુરુષથી સબળ છું, વીરથી બહાદુર છું. હું શસ્ત્રાસ્ત્ર વાપરી જાણું છું. (શુક્રની આંખમાંથી આંસુ સરતાં જુએ છે.) બાપુ! બાપુ! આ શું? આ શું? ભાર્ગવશ્રેષ્ઠ! તમારી આંખમાં આંસુ? બાપુ! ઓછું આવે છે? છોકરો હોત તો વધારે શું કરત?

**શુક્રાચાર્ય :** (દેવયાનીના માથાના વાળ સમારી) તું એ ભેદ નહીં સમજે.

**દેવયાની :** (શુક્રના ખભા પર હાથ મુકી) ભેદ સમજાવો, કાંઈ ભેદ નથી.

**શુક્રાચાર્ય :** (આંસુ લુછી) છોકરી! કન્યા તે વરની. તારો વર આવશે ત્યારે બાપ અકારું ઓછું થઈ પડશે. ત્યારે તારા વરની આશા ને ઉત્સાહ તારાં થશે, ત્યારે તેના સુખે તું સુખી ને દુઃખે તું દુઃખી થશે, ત્યારે મારું જીવન પ્રેરણાવીહોણું થશે ને મારા મંત્રોનો લોપ થશે.

**દેવયાની :** (હેતના ઉમળકાથી) ના, ના. બાપુ! હું તમને કદી વીસરું–કોઈ દહાડો ?

**શુક્રાચાર્ય :** (ડોકું ધુણાવી) સરિતા પર્વતથી ઉતરે, પાછી ચઢે નહીં. બેટા! તું પુત્ર હોત તો બીજામાં તારો લોપ થાત નહીં. મારું નામ તે તારૂં, મારા પૂર્વજો તે તારા, મારી કીર્તિ તે તારી રહેત. તું તો મારી છાયામાં માત્ર ફાલે છે ને ફુલશે; તે મારી આછી થતી છાયાની અભિવૃદ્ધિ કરત. તને આજે મારું જીવનરહસ્ય સમજવાની ઉત્કંઠા નથી, તું પુત્ર હોત તો તે ઉકેલવામાં મચી રહેત.

**દેવયાની :** મને પણ ઉત્કંઠા છે. હું પણ તેમાં મચી રહેવા માંગું છું.

**શુક્રાચાર્ય :** પુત્ર કરે એ પુત્રીથી કદી ન થાય. (ગર્વથી) આજે હું–કવિ ઉશનસ–એકલો–મારા પોતાના જીવનનો વિધાતા, શકિત ને સંજીવનીનો સ્વામી, સર્વભક્ષી દેવોની ભકિતનો રોધક, આ બધાની અધમતાની આડે ઉભો છું–મુકિતમંત્રો ઉચ્ચારતો ને શીખવતો. (ગળગળો થઈ) પણ જ્યારે હું નિર્ગત ને નિર્બળ બનીશ ત્યારે મારે મંત્રે મને પ્રેરણા આપનાર કોઈ નહીં હોય. જ્યારે હું પંચત્વ આદરીશ ત્યારે કોઈ કાવ્ય મારા વિજયધ્વજથી સૃષ્ટિને સ્વાતંત્ર્યસંગ્રામે નહીં આકર્ષે. (ધુસકાં ભરે છે.)

**કચ :** ( આવે છે–સ્વગત) આ શું? (છુપાઈને ઉભો રહે છે.)

**દેવયાની :** પિતાજી! પિતાજી! ક્ષમા કરો, પણ તમારા સર્વદર્શી નયન પર અત્યારે ઝાંખ આવી છે. હું સ્ત્રી છું,–પણ પિતામહનાં અગ્નિ, ને માતામહના વજ્રનું બનેલું મારું હૈયું

છે; અને ગુરુઓના ગુરુ ઉશનસનું રુધિર મારી રગે રગે ઉછળે છે.

શુક્રાચાર્ય: બેટા! અત્યારે, જ્યાં સુધી માલીક આવ્યો નથી ત્યાં સુધીની એ તારી ભ્રમણા છે.

દેવયાની: (આંખોમાંથી તેજો વેરવતી) ના, પિતાજી! તમે મારા વિધાતા, ગુરુ, ને ઇશ્વર છો. તમારા હેતે હું ઉછરી, તમારે મંત્રે હું પ્રેરણા પામી. તમારું નામ ને તમારી કીર્તિ મારાં છે. તમારા મિત્ર ને તમારા દ્વેષી પણ મારા છે.

શુક્રાચાર્ય: (હર્ષથી, દેવયાની સામુ જોઇને) ખરેખર!—

દેવયાની: હા પિતાજી! (તેની આંખો ચમકે છે.) આજે ને હવે પછી-તમારો શબ્દ તેજ મારું શાસન; તમારી આજ્ઞા તેજ મારું ધ્યેય. સ્વાનુભવે! તમારા પરાક્રમોનાં સ્મરણો મારા શ્વાસ ને પ્રાણ છે.

શુક્રાચાર્ય: (ભેટીને) દેવયાની—

દેવયાની: હું છું ત્યાં સુધી પિતાજી, તમારાં પરાક્રમ ને કીર્તિ અખંડિત રહેશે. અને શુભમના પાઠધારીઓ કાંપશે.

કચ: (સ્વગત)—ઓ!

શુક્રાચાર્ય: (ફરીથી આંસુ લાવી) હું શું સાંભળું છું? આ પુત્રી બોલે છે કે પુત્ર?

દેવયાની: શ્રદ્ધા રાખો બાપુ! કોઇને નથી એવી પુત્રી તમારી છે, એ પુત્રી છે તે અનેક પુત્રોને વીસારે પાડશે.

શુક્રાચાર્ય: (દેવયાનીને છાતી સરસી ચાંપીને ઉચુ જોતા, ગળગળા થઇને) બેટા! તારાં વચન સિદ્ધ કર, ને મારું જીવન કૃત-કૃત્ય કર (ભેટે છે.)

દેવયાની: (ઝનુનભરી આંખે ફરીને પર્યંત શૃંગો જોતી) ઇંદ્ર! વાચસ્પતિ! સાંભળો, કવિ ઉશનસ આજથી અપુત્ર નથી. (આંસુ લુછતા શુક્રાચાર્યને લઇ જાય છે.)

કચ: (ધીડો ને કાંપતો) ને પૂજ્ય વાચસ્પતિની આજ્ઞા છે કે આને પરણી મારે સ્વર્ગે લઇ આવવી. (ડોકું ધુણાવે છે.) આ મારી સહધર્મચારિણી! ઓ દેવાધિદેવ! આભ તુટશે, પૃથ્વી રસાતળ જશે ને સ્વર્ગ વેરાન થશે! (ડોકું ધુણાવી વિચારમાં પડે છે.)

[પડદો પડે છે.]

---

## અંક : બીજો .

[ સ્થલ : તેજ
સમય : મહીના પછી એક સાંજ.]

દેવયાની : ( ચિંતાતુર ) હજુ કચ કેમ નહીં આવ્યો? રોજ તો ક્યારનો આવી જાય છે. દત્ત! દત્ત!

દત્ત : (આધેડ વયનો એક શિષ્ય હાથ જોડીને ) શી આજ્ઞા છે?

દેવયાની : (અધીરાઈથી) જોઈ આવ્યો? હજુ કચ કેમ ન આવ્યો?

દત્ત : તમે અધીરાં ન થાઓ. એ હમણાં આવશે.

દેવયાની : અધીરી ન થાઉં તો શું કરું? ગઈ વખત દાનવોએ એને મારી નાખ્યો હતો ત્યારે પણ તું એમજ કહેતો હતો.

દત્ત : બીચારા કરે શું? વાચસ્પતિએ એમનું સરવસ્વ લઈ લીધું છે. પછી તેના છોકરા પર એમને ભરોસો કેમ આવે?

દેવયાની : ( કચવાઈને ) તું પણ વહેમી છે. કચ વાચસ્પતિનો છોકરો ભલે હોય પણ એ નિર્મલહૃદયી છે. એને દાનવો પર દાઝ નથી.

દત્ત : બહેન! જેવા બાપ તેવા બેટા.

દેવયાની : તું પણ મૂર્ખો છે. સારા નરસાની તને પારખ ક્યારે હતી! જા જઈને તપાસ કરી આવ.

દત્ત : જેવી આજ્ઞા.

દેવયાની : આ મૂર્ખને ખબર નથી કે હું પિતાજીની પુત્ર ને પુત્રી બે છું. હું એમને એકને બદલે બે આપીશ: પુત્રસમ શિષ્ય ને પુત્રથી વડી પુત્રી. પિતાજી, પધારો. (શુક્રાચાર્ય અને વૃક આવે છે.)

શુક્રાચાર્ય : (હસીને) કેમ બેટા, કેમ છે? (વૃકના હાથમાંથી દેગ લે છે,) વૃષપર્વાની આજે જન્મ તિથિ છે તેથી મને આ સોમરસ મોકલ્યો છે. (સોમ પીએ છે.) વૃક! હજી તમને સોમરસ કરતાં નહીં આવડ્યો, પીતાં મોઢામાં ચીક આવે છે. દેવયાની! કચ આવ્યો?

દેવયાની : પિતાજી, નથી આવ્યો. વૃકરાજ! તમે જોયો?

વૃક : (હસીને) ના, મેં નથી જોયો. એના પિતાને ત્યાં પાછો ગયો હશે.

શુક્રાચાર્ય : મને કહ્યા વિના નહીં જાય. તમે બધા બહુ અવિશ્વાસી છો.

વૃક : ગુરુવર્ય! અમે તો તમારા સૂત્રને અનુસરીએ છીએ: દ્વેષીઓનું આતિથ્ય કેવું?

દેવયાની: (મોં મચકોડી) ઋષિઓનો વિશુદ્ધ વ્યવહાર તમે નહીં સમજવાના.

વૃક : (હસીને) હું ઋષિ નથીને! ગુરુવર્ય આજ્ઞા હોય તો હું જાઉં. (પગે લાગે છે.)

શુક્રાચાર્ય : હા! આયુષ્યમાન થજે, વત્સ, અને દાનવરાજને મારા આશીર્વાદ કહેજે. રાતે બધા મોટેરાઓને અહીંઆ નિમંત્રજે.

કચ : જેવી આજ્ઞા (જાય છે.)

દેવયાની : (ચિંતાતુર) પિતાજી! કચને જરૂર આ લોકોએ મારી નાખ્યો હશે..... આ વૃક હસતો હતો. તેમાં કંઈ પણ ગુહ્ય છે.

શુક્રાચાર્ય : એક વખત મેં બધાને કહ્યો આપ્યો હતો એટલે ફરી એને કોઈ નહીં છેડે, અને બધા જાણે છે ને કે સંજીવની આગળ એ કરી શું શકે એમ છે? (ધીમેથી) પણ દેવયાની! દહાડે દહાડે તને કચની મોહિની ઘણી લાગતી જાય છે, હો!

દેવયાની : (ગાંભીર્યથી) બાપુ! એ ડાહ્યો છે, શાંત છે,..વિચારશીલ છે. એના સાથમાં મને એવી શાતા વળે છે.

શુક્રાચાર્ય : એ શાતા હું સમજું છું- બેટા! પણ એ શાતા શોધના આપણે કરેલ કારવેલું ધૂળ ન મળે તે જોજે. દેવયાની! આ મહીનામાં તું પૂર્ણ થવાના અવસરમાં અજબ રીતે ખીલી છે એટલે જે આશા તેં આપી છે તે ફક્ત એમ કરજે.—વાચસ્પતિનો છોકરો આશા ખોવડાવે નહીં.

દેવયાની : બાપુ! જરા ફીકર કરશો નહી. કચ સાથે ફરવું, બેસવું, રહેવું મને ગમે છે—પણ તમારા વિના નહીં, મારા આચાર ને આકાંક્ષા તો તમારી તાલિમે બંધાયા છે.

શુક્રાચાર્ય : (વિચારશીલ) જોઈએ શું થાય છે. મને એ ભેદો સમજાતા નથી.

દેવયાની : (ચિંતાથી ચારે તરફ જોતી) પણ હજુ કચ કેમ આવ્યો નહીં? આ કોણ દત્ત દોડતો આવે છે! (ધ્રુજતી) શું થયું?

દત્ત : (દોડતો ને હાંફતો આવે છે) ગુરુવર્ય! ગાયો ચરવા ગઈ હતી તે એકલી પાછી આવી; કચ સાથે નથી આવ્યો.

દેવયાની : (ફાંફાં પડતી) હાય હાય! જરૂર એને પેલા ભૂખ્યા દાનવોએ મારી નાખ્યો હશે.

શુક્રાચાર્ય : (નીરાંતે) મારી નાખ્યો પણ હોય કે પછી રખડુ કરતો હતો તેમ તે દેવલોક ચાલી ગયો હોય.

દેવયાની : તમારી રજા વિના ને મને મળ્યા વિના એ કદી જાય નહીં. બાપુ! એને જરૂર પેલા દુષ્ટોએ મારી નાખ્યો હશે. બાપુ— (શુક્રાચાર્યનો હાથ ઝાલી) તમે આમ નીરાંતે શું બેઠા છો?

શુક્રાચાર્ય. બેટા! એની ચિંતા કેટલી કરવી?

દેવયાની : ચિંતા! બાપુ! તમારા શિષ્યને કોઈ મારી નાખે ને તમને તેની ચિંતા નહી? મંદાક્રાન્તાને ડોલાવનાર કવિ ઉશનસનો એટલો એમને દીસાય નહીં? બાપુ! (કરગરીને) એને બોલાવો, સજીવન કરો.

શુક્રાચાર્ય : દેવયાની! એક વખત તેં માગણી કરી ત્યારે તો મેં બોલાવ્યો હતો. આખો વખત એ શું?

દેવયાની : પણ બાપુ. મારે ખાતર...હું પગે લાગું. એને બોલાવો.....

શુક્રાચાર્ય : (ગાંભીર્યથી) તારેજ ખાતર એને બોલાવવા કે સજીવન કરવા નથી માગતો. તું એની પાછળ ગાંડી થઇ છે, એ પણ તારા ઉપર મોહ્યો છે. હવે એ ગયો એટલે તું છુટી. મારી કન્યા વાચસ્પતિની કુલવધૂ થઇ દેવલોકમાં રહેતી મારે નથી કરવી.

દેવયાની : (રડતી) તમને મારો વિશ્વાસ નથી? બાપુ.... તમને લાગે છે કે હું તમને છોડી દેવલોક જઇશ? બાપુ! (પગે લાગી)

હું કહો તેવા શપથ લઉં...હું તમને નહી છોડું પણ મને...કચ પાછો લાવી આપો.

**શુક્રાચાર્ય :** છોકરી ! એમાં ડહાપણ નથી.

**દેવયાની :** (જરાક રીસાતાં) તમે આવા ક્યારના થયા? બાપુ એવું હતું ત્યારે એને અહીંઆ રાખ્યો શા માટે? એટલું નહોતા જાણતા કે અમે બન્ને સાથે રહીએ–

**શુક્રાચાર્ય :** હા–હું જાણતો હતો. તમે બે પરણો એમ પણ હું ઇચ્છતો હતો. તમે બંને અહીંઆં રહી મને મદદ કરશો એવી પણ આશા હતી.

**દેવયાની :** ત્યારે હવે?

**શુક્રાચાર્ય :** પણ હું હવે કચને ઓળખી ગયો છું. એના બાપુની જીભ ને ખંધાઈ બંને એનામાં છે. અને એ તને પરણી સ્વર્ગ લઈ જવા આવ્યો છે. સમજી? વૃદ્ધ વાચસ્પતિનો પુત્ર ઉશનસનું સર્વસ્વ લુંટવા આવ્યો છે. હું એને એ નહીં કરવા દઉં.

**દેવયાની :** (રીસથી ને રડતાં) એટલે તમારા સ્વાર્થ માટે કચને મરવા દેવો, ને મને જન્મભર દુઃખી કરવી?

**શુક્રાચાર્ય :** ઘડી બેઘડીનાં વહાલ કોઇને ઝાઝો વાર દુઃખી કરતાં નથી.

**દેવયાની :** (રીસથી ચાલી જઇ ભીંત પર માથું ટેકવી રડતા રાગે) ઠીક, થાય તે કરો. મારે હવે કશું જોઇતું નથી. કચ મરી ગયો તો હું પણ હવે મરીજ ગઇ. જાઓ! તમારો સ્વાર્થ સાધો, ને તમારું વિજયપ્રયાણ તમારી દીકરીના ભગ્ન હૃદય પરથી કરો.

**શુક્રાચાર્ય :** (કડવાશથી) હું નહોતો કહેતો કે પુત્રી તે પુત્ર તુલ્ય થાય ,નહીં?

**દેવયાની :** (રડતાં) તમારું ધાર્યું કરવા તમે કાંઇ પણ કહેશો. મેં શું ઓછું કર્યું? હું શી ઉણપ રહેવા દઉં છું? પણ આટલો કચ પણ તમને રુચ્યો નહીં.

**શુક્રાચાર્ય :** (ગાંભીર્ય) બેટા! કચ ઝેરી નાગનું બચ્ચું છે. તને ને મને બંનેને ડંખશે. તું એની પાછળ ગાંડી થઇ છે ને મને ગાંડા બનવાનું કહી રહી છે.

**દેવયાની :** ના. ના. ના. તમે તો ડાહ્યાજ રહેજો. (માથું કુટે છે ને રડે છે.) હું જીવતી મુએલી રહીશ; હું વનેવન ભટકીશ; અને ગહ્વરે ગહ્વરે પોકારીશ કે બીજા પિતાઓ પુત્રીને સૌભાગ્ય અર્પે છે, પણ મારા પિતાએ હાથમાં હતું તે સૌભાગ્ય લઇ લીધું! (હાથ જોડી રડતાં) દાનવગુરુ! જાઓ વિજય કરો. મારી મા હોત તો હું આ દિવસ જોત નહીં...એને પણ સજીવન નહીં કરી તે પણ કાંઇ સ્વાર્થવાજ.

**શુક્રાચાર્ય :** (ઉગ્રતાથી) મુરખી! બસ કર. મેં ભવિષ્ય ભાખ્યું હતું તે આગળ આવ્યું. તારો નાથ આવ્યો છે; તું તેને અનુસરવાની. પુત્રી! એમાં તારો વાંક નથી; સ્ત્રીઓ પતિ શોધી સર્વસ્વ આપે એજ સ્વાભાવિક સંસારની ઘટના.

**દેવયાની :** કહો! કહો! તમારાથી કહેવાય તે કહો. કચ ગયો એટલે હવે મને કશું લાગવાનું નથી.

**શુક્રાચાર્ય :** (કડવાશથી) હુંજ મૂર્ખ કે પુત્રીમાં પુત્ર શોધ્યો. પુત્ર હોત તો વેરીની મિત્રભાવે માલા જપત નહીં.

દેવયાની: (રડતાં) ઓ મારા કચ—

શુક્રાચાર્ય: (ઉગ્રતાથી) છાની રહે તું કે બુધ્ધિની છોકરી! તારા દુઃખ પર હું મારું સુખ નહીં રચું, સમજી? એક પુત્રી પર ઉશનસનો અનાપ કે શક્તિ નહીં અવલંબે ના છોકરી ના. શુક્ર સ્વાધીન રહેશે ને તને રાખશે (આંખો મીચી ધ્યાન કરે છે.) કચ! (આંખો ઉઘાડી સ્થિર નયને) કચ!..(અજાયબીથી) ક્યાં ગયો? (મોટા ઘાંટા પાડીને) કચ! હું શુક્રાચાર્ય–કવિ ઉશનસ—ભાર્ગવ—સંજીવનીનો સ્વામી! તને બોલવું છું. કચ!!

કચ: (શુક્રાચાર્યના પેટમાંથી) ગુરુવર્ય!

દેવયાની: (હર્ષથી ઉભી થઇ) બોલ્યો.

શુક્રાચાર્ય: (અજાયબીથી) ક્યાં છે?

કચ: આપના પેટમાં.

દેવયાની: હે

શુક્રાચાર્ય: મારા પેટમાં!

કચ: (પેટમાંથી) ગુરુવર્ય! ભાર્ગવ! હું ત્યાંજ છું. દાનવોએ મને મારી નંખાવ્યો, ને મારા માંસ ને હાડનો ભુક્કો કરી મેરેયમાં આપને પાયો. હું અહીંઆં છું.

શુક્રાચાર્ય: (રોષ કાઢી) એમ! લે છોકરી, થયું? તારો કચ નહીં સજીવન થાય.

દેવયાની: બાપુ! એમ શું કહો છો? હું પગે લાગું, એને સજીવન કરો.

શુક્રાચાર્ય: (કચવાઇને) હું કેમ એને સજીવન કરું, જો હું એને સજીવન કરું તો એ મારું પેટ ચીરી બહાર નીકળે.

દેવયાની: (અકળાઇને) ઓ! ઓ! (રડતાં) બાપુ! મને કચ ને તમે બન્ને જોઇએ છે. કે રસ્તો કાઢો. બાપુ! તમે–તમે–રસ્તો નહીં કાઢો તો કોણ રસ્તો કાઢશે?

શુક્રાચાર્ય: (દૃઢતાથી) બેટા! બીજો કોઇ રસ્તો નથી. તને રીઝવવા હું મરવાનો નથી.

દેવયાની: (એકદમ) પિતાજી, એક રસ્તો છે.

શુક્રાચાર્ય: શો?

દેવયાની: (લાડથી પાસે આવીને) બાપુ, તદ્દન સહેલો રસ્તો છે. કચને તમે સંજીવની શીખવો. એ તમારું પેટ ફાડી બહાર નીકળે ને પછી એ તમને પાછા સજીવન કરે,

શુક્રાચાર્ય: (ક્રોધથી) શું બોલે છે? વાચસ્પતિના પુત્રને સંજીવની શીખવું? મારું શું થાય? દાનવોનું શું થાય? તારી જીદને ખાતર દેવોને અમરત્વ આપી દઉં? કદી નહીં!

દેવયાની: (કરગરતાં) પણ કચ દેવોનો નથી, મારો છે.

શુક્રાચાર્ય: તારો હશે, છતાં દેવોનો છે. એને હવે સંજીવની આપ પછી હું ક્યાં?

દેવયાની: બાપુ! બાપુ! દયા કરો એ એવું નહીં કરે. એને હું અહીંઆં રાખીશ. અમે બન્ને જીવનભર તમારી સેવા કરીશું. પણ એને જીવાડો.

શુક્રાચાર્ય: (ડોકું ધુણાવી) દૂધ પાઇને સાપ ઉછેરું! ના.

દેવયાની: બાપુ! (શુક્રને કોટે વળગી) ઓ બાપુ! મારા પ્રભુ! જો હું કચ જોડે ચાલી જાઉં તો મને મારી નાખજો–પણ બાપુ... ઓ બાપુ—

શુક્રાચાર્ય : (દેવયાનીને તરછોડી) છોકરી! તારી સ્ત્રીવૃત્તિ અત્યારે મારું સત્યાનાશ વાળવા બેઠી છે, મારા જીવનભરની શક્તિ ભેદવા માગે છે. મૂર્ખ બલિએ આતિથ્યમાં ખોયું તેનાથી વધારે વાત્સલ્યભાવે તું મારી પાસે ખોવડાવવા માગે છે? ના—ના. દેવને હાથે મારી વિદ્યા કદી નહીં જવા દઉં.

દેવયાની : (કડવાશથી) ઠીક. વિદ્યાગુરુ! વિદ્યાદાન દેતાં ખંચાઓ છો? આ તમારું માન ગુરુત્વ ને આ તમારું વાત્સલ્ય! આવા પિતાની પુત્રી રહેવા કરતાં હું પેલા શૃંગેથી પડી મારી માના ખોળામાં જઈ પડીશ...મારી મા——(દોડતી જાય છે.)

શુક્રાચાર્ય : (હોઠ પીસી) ઉભી રહે. તારું ધાર્યું કર ને મારું ને મારા કુળનું નિકંદન કાઢ. શુક્ર પોતાના સ્વાર્થ માટે કોઈને દુઃખી નહીં કરે. જા, કુલાંગાર! મારા વિજય ને કીર્તિની ધુળધાણી કર. ઉભી રહે. વાચસ્પતિ! તને મારે હાથે હું વિજય અપાવું છું. છોકરી! તારા કચને સજીવન કરું છું. (દેવયાની પાછી ફરીને ઉભી રહે છે: દાંત કચકચાવીને) અને જો કચ મને સજીવન નહીં કરે તો તું પિતૃહત્યાની કાળી ટીલી લઈ ચૌદ ભુવનમાં ભટકજે. કચ! કચ!

કચ : (પેટમાંથી) ગુરુવર્ય!

શુક્રાચાર્ય : તને હું સંજીવની શીખવું છું; મારું પેટ ફાડી બહાર નીકળજે ને પછી મને સજીવન કરજે.

કચ : (પેટમાંથી) જેવી આજ્ઞા.

શુક્રાચાર્ય : સાંભળજે, શીખી લે શંકરે દીધેલી સંજીવની.

કચ : (પેટમાંથી) બોલો ગુરુવર્ય!

શુક્રાચાર્ય : ડરવું નહીં,
હઠવું નહીં,
નમવું નહીં,
ને યુદ્ધ કરવું સર્વદા;
અજયમાં કે વિજયમાં
આ જન્મમાં કે મૃત્યુમાં
ને આખરે પરલોકમાં.

કચ : (ચરણે ચરણ બોલે છે.)

શુક્રાચાર્ય : મંત્ર આવડયો?

કચ : હા. ગુરુવર્ય!

શુક્રાચાર્ય : પુત્રી! તારા મોહ પર મારા જીવનસર્વસ્વની આહુતિ આપું છું. કચ! મેં કહ્યું તે પ્રમાણે કરજે. કચ! સજીવન થા! મારી, કવિ ઉશનસની આજ્ઞા છે. શંકરની સંજીવનીનો પ્રતાપ છે. (સંજીવની ભણે છે.)

ડરવું નહીં,
હઠવું નહીં,
નમવું નહીં,
ને યુદ્ધ કરવું સર્વદા;
અજયમાં કે વિજયમાં
આ જન્મમાં કે મૃત્યુમાં
ને આખરે પરલોકમાં.

(શુક્રાચાર્યનું પેટ ફાટે છે ને કચ બહાર નીકળે છે.)

દેવયાની : (હર્ષથી) કચ–(ને શુક્રાચાર્યને મરેલા જોઈ તેને બેસીને વળગે છે.) ને ઓ મારા બાપુ—

કચ: (હર્ષથી, સ્વગત) આખરે રાક્ષસના હાથમાંથી સંજીવની છુટી ખરી. ચાલો હવે હું

પણ અહીંઆથી છુટશે. (અંચાઇને ઉભો રહે છે.)

દેવયાની : (ભ્રૂભંગ કરી) કચ ! કચ ! શો વિચાર કરે છે ? પિતાજીને સજીવન કર.

કચ : (ક્ષોભથી) પિતાજીને સજીવન કરું ? (ફરીને શુક્રાચાર્યના શબ તરફ જોતાં) હા. હું ભુલી ગયો...(અટકે છે, સ્વગત.) દેવેન્દ્ર તારો સંપૂર્ણ વિજય અત્યારે મારા હાથમાં છે...આને છોડી ચાલી જાઉં ?

દેવયાની. (વાઘણ માફક ઉછળીને કચનો હાથ પકડે છે. ને ઉગ્રતાથી બરાડો પાડી) પિતાજીને સજીવન કરતાં અંચાય છે ! ચાલ, જલદી કર

કચ : (ગભરાઇને) ના ! હું ક્યાં અચાઉં છું ? (દેવયાની સખ્તાઇથી વાટ જોતી ઉભી રેહે છે.)

દેવયાની : ચાલ—

કચ : (ધીમેધી આવતી) શુક્રાચાર્ય ! કવિ ઉશનસ ! ભાર્ગવ ! હું તમને સંજીવની-મંત્ર સીંચું છું. હું તમારો શિષ્ય ને વાચસ્પતિનો પુત્ર તમને બોલાવું છું. શંકરની સજીવનીનો પ્રતાપ છે.

કરવુ નહીં,
હરવું નહીં,
નમવું નહીં,
ને યુદ્ધ કરવું સર્વદા,
અજયમાં કે વિજયમાં
આ જન્મમાં ને મૃત્યુમાં
ને આખરે પરલોકમાં,

(સ્વગત) વાચસ્પતિ ! તમે શું કહેશો ? (શુક્રાચાર્યનું પેટ સંધાઇ જાય છે ને તે બેઠા થાય છે.)

દેવયાની : (દોડીને વળગી પડે છે.) બાપુ ! બાપુ ! કેમ છો ?

શુક્રાચાર્ય : (હસીને) હતો તેનાથી સારો. વચન પાળ્યું ખરું, કચ !

કચ : (હાથ જોડીને) આપની આજ્ઞા માન્યા વિના રહું ?

શુક્રાચાર્ય : વત્સ ! મારી આશિષ છે કે સદા સુખી રહેજે. દેવયાની ! બેટા ! હવે સંધ્યાનો સમય થયો હું સ્નાન કરી આવું. (જાય છે.)

કચ (એકદમ પાસે આવી) દેવયાની ! મારાં ખરા સંજીવની તો તમે. તમે ન હોત તો હું સજીવન થાત નહીં.

દેવયાની · (તેની સામે હેતથી જોતાં) કચ ! આ બને વખત મેં જોયું–તારા વિના હું રહી શકતી નથી.

કચ : (ઉમળકાભેર) ખરેખર ?

દેવયાની કચ ! તું નહીં આવ્યો ને હું ગુંગળાવા લાગી, ને ચારે તરફ અંધકાર ઘેરાયો ને તારા મુખનું તેજ જોવા હું તલસી રહી. (હસીને) આખા અવતારમાં મને આવું ગાંડપણ કદી આવ્યું ન હતું.

કચ (હસીને, હેતથી) એ ગાંડપણ સમગ્ર સંસારનો પાયો છે. દેવયાની ! જેવા તમે પ્રતાપી છો તેવો તમારો ભાવ પ્રતાપી છે. તમારા ભાવો જેના ભાગ્યમાં હશે તે ખરેખર ભાગ્યશાળી. (મુગ્ધ બની જોઇ રહે છે)

દેવયાની : પ્રશંસા કરતાં તો તને આવડે છે. કચ ! તું વાચસ્પતિનો પુત્ર છે ને હું ઉશનસની પુત્રી છું. તું પાણી છે; હું કર્તવ્ય

છું. કચ! હવે ઠાલા શબ્દે આચરણ શે મઠવાં? આવ! આપણે પિતાજી પાસે જઈએ ને દ્યાવા-પૃથિવીની પેઠે પતિપત્ની થઈએ.

કચ : (હર્ષથી) ખરેખર. દેવયાની! તમે મારાં પત્ની થશો ?

દેવયાની : હા. (હાથ લંબાવી કચને ભેટે છે.) તારી પત્ની થવામાં મારું સદ્-ભાગ્ય છે.

કચ : (વિહ્વલતાથી દેવયાનીને ભેટતાં) ...!! આજે મારું જીવન કૃતાર્થ થયું... સુખનો નિઃશ્વાસ નાખે છે.) તારા જેવી વાચ-...તિનું ધર શોભાવશે.—

દેવયાની : (કચના હાથમાંથી સરકતાં ને કપાળ પર કરચલી સાથે) વાચસ્પતિનું ધર—

કચ : (ગેરસમજુતીથી) હા. મારો વિદ્યા-ભ્યાસ પુરો થયો. હવે આપણે દેવલોક—

દેવયાની : (સમજાયું ન હોય તેમ ઉગ્ર-તાથી ફાટતી આંખે) દેવલોક જઈએ! કવિ ઉશનસની પુત્રીને વાચસ્પતિની કુલવધૂ બનાવી દેવલોકમાં લઈ જવી છે!.....ને અભ્યાસ પુરો થયો! સંજીવની આવડી ગઈ! (ડોકું ધુણા-વીને મૃદુતાથી) કચ! કચ! વહાલા! સંજી-વની ને દેવયાની બંને લુટી જવાના અધમ કામ માટે તો તું અહીંઆં નહીં જ આવ્યો હોય. કચ! કહે—કહે.

કચ : (ગુંચવાઈને) અધમ કામ!.... પણ હું સદાકાળ તો અહીંઆં નજ રહું—

દેવયાની : (પાસે આવીને હેતથી) કચ! અહીંઆં શું ઓછું છે? દેવલોકની સુંદરીમાં છે એટલી મોહિની મારામાં નથી? વાચસ્પતિ-ના મોભા સમો કવિ ઉશનસનો મોભો નથી?

કચ : હું ક્યાં ના કહું છું?

દેવયાની : વહાલા! મારા કચ! કોઈ સ્ત્રીએ કદી સુખ ન આપ્યું હોય એવું હું તને આપીશ. મારા ખોળામાં તું દેવલોકના પર્યંક-ને વીસરી જશે. મારા વહાલસોયા શબ્દો સાંભળી તું ગંધર્વોના ગાન ભુલી જશે. ને કવિ ઉશનસનો પટ્ટશિષ્ય બની તું વાચસ્પતિ-ની વિદ્યા ને વાણી બન્નેને વીસરાવશે.

કચ : દેવયાની! આમ જીદ ન કર. હું દેવલોકનો; દેવગુરુ મારા પિતા; દેવેંદ્ર મારો માલીક.

દેવયાની : (ખિન્નતાથી) તારો માલીક દેવેન્દ્ર? કચ! તારા જેવા બ્રાહ્મણશ્રેષ્ઠે આત્મા વેચ્યો છે? કવિ ઉશનસનો શિષ્ય, તું દેવલોક જઈ તારા ગુરુનો વિમોચનમંત્ર ભુલી દીનતાથી ઇંદ્રને પ્રણિપાત કરશે? માથું નમાવશે? કચ! તું શું બોલે છે? તું વિદ્યાનિધિ—શ્રેષ્ઠોમાં પણ શ્રેષ્ઠ—જે નમે નહીં, નમાવે નહીં; સંજીવનીનો સ્વામી—અમરો-માં પણ અમર—જે સેવા કરે નહીં ને કરાવે નહીં.

કચ : (ખેદથી) વાચસ્પતિનો પુત્ર પિતાની આજ્ઞાથી ને પિતાના પગલે ચાલશે.

દેવયાની : (બબડતાં) વાચસ્પતિનો પુત્ર, ઉશનસની પુત્રી...(એકદમ)કચ! મારા વહાલા! પણ તું વિદ્વાન છે, ડાહ્યો છે, મહત્વાકાંક્ષી છે. ત્યાં તું દેવગુરુનો પુત્ર દેવેન્દ્રનો માત્ર દરબાર

શોભાવશે. અહીંઆં તું મારો પતિ, પિતાજીનો જમણો હાથ, ને વૃષપર્વાનો ગુરુ થશે...અને તેથી અસંતોષ થાય છે? કચ! ચાલ. પિતાજીને સમજાવીએ અને એ તું ને હું અણુ-દીઠાં મુદ્દો આરંભીએ; વૃષપર્વાને ધ્રુજાવીએ, સ્વર્ગના દુર્ગો તોડીએ, દેવેન્દ્રનો દર્પ હરીએ. ત્રિભુવનના વિજેતા આપણે જ્યોતિર્માંળામાં વાસ કરીએ, સંજીવનીથી દેવ દાનવ ને માનવી-નો ઉદ્ધાર યોજીએ, અને હૃદયમાંથી ભય ને અધમતા ઉખેડી ગર્વભર્યા ને આત્મનિષ્ઠ મહાત્માઓનું સર્જન આરંભીએ. ચાલ. (દેવ-યાનીની મોટી આંખો પ્રેરણાની ભભકથી તેજે વર્ષે છે. તે ટટ્ટાર, ગર્વિષ્ઠ, જાજ્વલ્યમાન ઉભી રહે છે. તેની છાતી ઉછળે છે. તેનો હાથ સત્તાધારી નિર્દેશથી આજ્ઞા કરે છે, કચ અંજાએલો જોયા કરે છે.) મારા હૈયાનો, મારા ને મારા પિતાના જીવનમંત્ર ને કીર્તિનો સ્વામી તને સ્થાપું છું. મારા કચ! ચાલ મારી સાથે.

કચ: (તેજથી અંજાઇ આંખે હાથ દે છે ને માથું નમાવે છે પાસે આવે છે ને પ્રણિપાત કરે છે; કંપતે ને નમ્ર સ્વરે) દેવયાની! દેવ યાની! તમારું નિમંત્રણ સ્વીકારવાની માગમાં હામ નથી. તમે સ્ત્રી નથી—ચંડી છો. મેં ભુલ કરી. તમારો દેદીપ્યમાન દેહ પતિભોગ્ય નથી, પણ દેવીઓનો દુષ્પ્રાપ્ય આદર્શ છે. તમારો આત્મા પતિસેવી સ્ત્રીનો નથી, પણ ભુવનવિનાશક વિદ્યુત ને વહ્નિનો છે. મારી—મારી—મગ-દુર નથી કે તમને સ્વીકારું.

દેવયાની: (ગર્વથી) પણ તારે શું જોઇએ છે? મારા પિતાને છેહ દીધા વિના બીજો રસ્તો નથી?

કચ: દેવયાની! ક્ષમા કરો. તમે કહો તો હું જીવનભર તમારી પૂજા કરું—પણ તમને મારાથી નહીં પરણાય. દેવયાની! મારા હૃદયમાં પુરુષ-હૃદયની સનાતન અભિલાષા છે,—પોતાની સ્ત્રી પોતાની કરવાની. મારી જોડે તાદાત્મ્ય સાધે; મને, મારી સેવાને, અને મારા જીવનધ્યેયને સ્વીકારે, મારે સુખે રીઝે ને દુઃખે રીઝવે; મને પૂજે, ને મને પૂજે એવા પુત્રોની માતા થાય; મારી ને મારા પિતાની કીર્તિના ગર્વમાં ઘેલી થઇ મારું કુળ તારે—એવી સ્ત્રીની મને અભિલાષ છે. તમે પરણી મારો સાથ સ્વીકારશો? વાચસ્પતિની કુળવધૂનો ગર્વ ધરશો? તેની આજ્ઞાને ઉલ્લાસથી અનુસરશો? (કરગરી) એ કેમ બનશે? તમે પ્રકૃતિની મહાશક્તિ છો—તમે સંસારના પાત્રમાં પુરાશો! દેવયાની! બોલો. વાચસ્પતિની પુત્રવધૂ થશો! બોલો—

દેવયાની: (ઉગ્રતાથી) મારા પિતાને છોડી જાઉં!—તેના કટ્ટા વેરીની કુળવધૂ થાઉં!—કવિ ઉશનસના પ્રાભવ ને પરાક્રમોને દેવલોકની શેરીઓમાં મુએલા ઢોર સમાં ઘસડી વિજયી વાચસ્પતિના પગ આગળ ધરું!

કચ. વાચસ્પતિ મારા પૂજ્ય પિતા છે.

દેવયાની: તો કચ! કવિ ઉશનસ મારા પૂજ્ય પિતા છે. જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી દેવયાની, પુત્રી પણ પ્રણયી, પિતાની પડખે ઉભી છે.

કચ: (ખેદથી) દેવયાની હું જાઉં છું—દુઃખી. એકલો. મારા હૈયાનો ધા જીવનભર તમારાં સ્મરણ કરી રુઝવીશ.

દેવયાની: (ગર્વથી) કૃપાવાન! એ કૃપાથી મને ઉગારજે. એટલુંજ સ્મરણમાં રાખજે,

કવિ ઉશનસની પુત્રીનું પાણિગ્રહણ કરવાની તારી હીંમત નહીં ચાલી. અને જઈને તારા સમસ્ત દેવલોકને જણાવજે કે ગુરુવર્યની પુત્ર સમોવડી દેવયાની દેવોના દર્પ સંહારવા ઉત્સુક છે, જા.—

કચ: (કરગરી) દેવયાની!–જતાં–

દેવયાની: (સત્તાથી) જા. (કચ ક્ષોભથી જાય છે.) પિતાજી ખરા હતા, હું મૂર્ખ છું. ...રી તે હું છોકરીજ રહી. (કંપતી) કુલનું ...કંદન કાઢવું મેં જરાકજ બાકી રાખ્યું... ...ાજીનું પુણ્ય આડે આવ્યું. કચે ખરું છું. પુરુષહૃદયની સનાતન આભલાષા સંતોષવા હું જન્મી નથી. બીજી સંસાર–તારિણીઓનું સર્વસ્વ તે મારું નથી. હું તો મારા પિતા પાસે, પતિ પાસે નહીં. મારી કીર્તિ તે મારા પિતાની, મારું જીવન તે મારા જીવન-દાતાનું. પિતાઓમાં શ્રેષ્ઠ! તમારો વિજય એજ મારો ધર્મ, અને કાલાંત સુધી પહોંચે તો એજ પિતાની પુત્રી–શુક્રાચાર્યની દેવયાની તરીકે—

શુક્રાચાર્ય (આવીને) બેટા! આ શું? (પાછળ કચ નીચું જોઈ તબીએત વાળી આવે છે ને દૂર ઉભો રહે છે.) કચ દેવ-લોક જવા માંગે છે.

દેવયાની: (ગર્વથી ઉંચુ જોઈ) હા પિતાજી! એના પિતા પાસે.

શુક્રાચાર્ય: (અજાયબીથી) પણ તું—

દેવયાની: (તેવાજ ગર્વથી) ને હું મારા પિતા પાસે.

શુક્રાચાર્ય: (થોડી વાર એક બીજા તરફ જુએ છે ને સમજે છે.) શાબાશ દેવયાની! કચ, જો! તું મારી વિદ્યા ને પુત્રી બે ચોરવા આવ્યો હતો. એક ચોરી જાય છે, બીજી ચોરી ન શક્યો. વાચસ્પતિના પુત્ર! ચોરેલા વિદ્યા તને કદાપિ ફળશે નહીં.

કચ: (પગે લાગી) ગુરુવર્ય! પિતાજીની આજ્ઞા પાળતાં શિષ્યવૃત્તિ ચુક્યો હોઉં તો ક્ષમા કરજો. આપે શાપ આપ્યો છે તો હું પણ આપું છું.

શુક્રાચાર્ય: શાપ–તું!

કચ: હા. મેં તમને જીવનનું દાન કર્યું છે, આચાર્યવર્ય, એટલે આપી શકું. જાઓ. તમારી કન્યા સવર્ણ વર વિનાની રહેશે. ગુરુ-શ્રેષ્ઠ! રજા લઉં છું.

શુક્રાચાર્ય: (ડોળા કાઢીને ને દેવયાનીને પાસે લઈને) જા.

કચ: ને દેવયાની! આપની આજ્ઞા માંગુ છું.

દેવયાની: જા. તારા પિતાને કહેજે કે કવિ ઉશનસની પુત્રી એક પુત્ર સાટે નહીં મળે. જા–

શુક્રાચાર્ય: (ગર્વથી)–ને કહે જે કે હવે ઉશનસ અપુત્ર નથી, જા. (કચ જાય છે.) મારી દેવયાની!

દેવયાની: મારા બાપુ! (ભેટી પડે છે.)

[પડદો પડે છે.]

# અંક ત્રીજો

[સમય : બે મહીના પછીની સવાર.

સ્થળ : તેજ.—આશ્રમમાં યુદ્ધની તૈયારી ચાલતી હોય એમ લાગે છે. કેટલાક દાનવો પાછા આમથી તેમ જતા લાગે છે.

વચ્ચે એક પથ્થરના આસન પર શુક્રાચાર્ય અને આસપાસ વૃષપર્વા અને વૃક બેઠા છે. બન્ને દાનવો ચિંતાગ્રસ્ત લાગે છે. આચાર્ય હમેશના જેવા શક્તિના અવતારજ લાગે છે.]

વૃષપર્વા : આપણું સૈન્ય કેમ મોટું થાય?

વૃક : જ્યારથી કચ સંજીવની ચોરી ગયો ત્યારથી દેવો અમર થઈ ગયા છે—મરતાજ નથી. એટલે સૈન્ય વધાર્યા વિના છુટકોજ નથી. પણ કેમ વધે? આપણા તો છોકરાઓ પણ લડવા જતા છે. (કડવાશથી) હવે તો બૈરાંઓ જાય ત્યારે.

શુક્રાચાર્ય : (હસીને) ત્યારે બૈરાંઓ શા માટે નથી જતાં?

વૃક : કેમ કરીને જાય! આખો દહાડો કામ કરે અને દેવના દૂતો તેમને નાહિંમતવાન કરી મુકયા છે. એ તો માની બેઠાં છે કે દેવો-નોજ વિજય થવાનો છે.

વૃષપર્વા : જવા નહીં. વૃક! તારી માતા-ઓનાં દેવો જરાએ ગમતાં નથી—

વૃક : કારણ કે તેમને ગુરુવર્યના વચનની પ્રેરણા નિરંતર મળે છે.

શુક્રાચાર્ય : વૃક! દેવોમાં હામ હોય તો મારી પ્રેરણાની જરૂર નથી. પણ તમારા દેવો ડાહ્યા છે, વૈરેથી હિંમત પણ સરી જાય છે. ઇંદ્રમાં રાજ્યત્વની હામ નથી; બૃહસ્પતિમાં મારી પ્રેરણા નથી; દેવમાં દાનવ જેટલી શક્તિ નથી—અને છતાં દેવોદેવ આગળ છે, અને તમને ડગતાં વાર નથી લાગતી. એક દહાડો તમારી ઓમો અશ્રદ્ધાવાન બને છે, બીજે દહાડે વૃક, તું સંતાપમાં થાય છે, અને ત્રીજે દહાડે તમને સૈન્ય નાનું દેખાય છે ને કોઈની સહાય જોઈએ છે. તમારા બધામાં વૃષપર્વા એકલો અડગ છે.

વૃષપર્વા : હા! કારણ કે મને જે ઝનૂન છે તે આ બધાને નથી.

વૃક : અમને પણ ઝનૂન તો છે.

વૃષપર્વા : છે, પણ મારામાં છે તેટલું નહીં. મારા બાપદાદાની અવદશા સ્મરીને મને આગ ઊઠી છે. અરિને આધીન એવા જીવનનો મને મોહ નથી; મૃત્યુનો મને ડર નથી.

શુક્રાચાર્ય : વૃક! સાચા વીરત્વનો મંત્ર (કડવાશથી) આધીનતામાં શી સરસતા દેખાતી હશે?

વૃક : સરસતા તો શી દેખાય? શાતા માણસને આકરે છે.

શુક્રાચાર્ય : શાતા! શાતા!—જે તરવરતા વીરને નિર્માલ્ય જંતુ કે ભાર વહેતા, ધોયેલું નિર્બલ ગર્દભ બનાવે તે! આપણા યુદ્ધમાં વૃક, સ્વાર્થ ને પરમાર્થ બે સમાયા છે. જુલ્મી સત્તા-કારીનો પરાજય, કાયર દાસત્વનો વિનાશ, સ્વાધીન વીરતાનો વિજય, સમસ્ત જગતની મુક્તિ—આ આપણા વિગ્રહના ધ્યેય. કોને સૈન્ય શું કરે છે?

સ્વર્ગના દુર્ગો તોડવા આપણે છીએ એટલા, જો શ્રદ્ધાવાન હોઈએ તો, બસ છીએ.

વૃષપર્વા : પણ ગુરુવર્ય ! બધા શ્રદ્ધાવાન નથી. આપણી પાસે વધારે સૈન્યબળ આવશે તો શ્રદ્ધા પણ આવશે.

શુક્રાચાર્ય : તો અશ્રદ્ધાવાનને લલાટે વિજય લખાયો નથી.

**દેવયાની** : ( સશસ્ત્ર અંદર આવીને ) કેમ છો પિતાજી ? રાજન ! વૃક ! બેઠા બેઠા શો વિચાર કરો છો? બાપુ ! મેં દેવોનું એક જુથ નસાડી મુક્યું.

શુક્રાચાર્ય : (હેતથી ) દેવોનું જુથ નસાડયું ? કેવી રીતે?

**દેવયાની** : હું વ્યાઘ્રગ્રામ તરફ જતી હતી ને મેં સાંભળ્યું કે થોડાક દેવો તેના પર આક્રમણ કરે છે. હું ગઈ ત્યારે દેવો ગામમાં પેસતા હતા, ને દાનવો ત્યાંથી નાસી જતા હતા. મને જોઈ આપણા લોકોએ મારું નામ પોકાર્યું. દેવોએ મને આવતી જોઈ–આમજ એકલી, ઘોડા પર, ને શસ્ત્રસજ્જિત...ભય એમની ફાટી આંખમાં પ્રગટયો. અને જેવી મેં વિજયઘોષણા કરી એટલે 'આ તો દેવયાની' કહી એ પાછા નાઠા હા. હા. હા. મારો ઘોડો પણ એમને પકડે નહીં એવી ઝડપે...હા. હા. (હસે છે)

શુક્રાચાર્ય : શાબાશ ! વૃક ! જોયું ? સૈન્યની સંખ્યાથી વિજય નથી મળતો, તેના વીરત્વથી મળે છે.

**દેવયાની** : પણ બેસીને શી વાતો કરો છો તે તો કહો. એવી મોટી શી વાત ચાલે છે?

શુક્રાચાર્ય : આ બધાને આપણું સૈન્ય નાનું પડે છે.

વૃક : (વિચારમાં ડોકું ધુણાવી) સૈન્ય મોટુ કરવું જોઈએ.

વૃષપર્વા : તે કેમ વધે તેનો વિચાર કરીએ છીએ.

શુક્રાચાર્ય : (હસીને) એક દેવે બે દાનવ છે છતાં ? હા. હા.

વૃક : જીતવું હોય તો ત્રણગણાં માણસો જોઈએ.

શુક્રાચાર્ય : (હસી) ને કાયરો ત્રણગણા હોય તોએ શું ને ત્રીશગણા તોએ શું? હા. હા.

**દેવયાની** : પિતાજી ! તમે હસો નહીં. સંખ્યાથીજ જો એમનામાં શ્રદ્ધા આવતી હોય તો એની ગોઠવણ કરવી જોઈએ.

વૃક :
વૃષપર્વા : } : પણ કેવી રીતે?

**દેવયાની** : તમારે બીજું સૈન્ય જોઈએ છે?

વૃક : હા.

**દેવયાની** : મારા મનમાં એક ઉપાય કેટલા દહાડા થયાં ઘોળાય છે. પણ ન છુટકાનો ઉપાય છે; સોમલ સમો. તે કરું તો હું અથાગ સૈન્ય લાવી આપું.

શુક્રાચાર્ય : (અજાયબીથી) તું લાવી આપશે ? કયાંથી? કોનું?

**દેવયાની** : પણ તમારે સૈન્ય જોઈએ છે ને?

વૃષપર્વા : હા. સૈન્ય વધાર્યાં વિના શ્રદ્ધા આવવાની નથી.

દેવયાની : (હસીને) તો બે ઘડીમાં લાવી આપીશ. પણ એક કામ કરો તો.

વૃક : શું?

દેવયાની : તમે બધા આ રસ્તે ચાલ્યા જાઓ. ઘડી બે ઘડીમાં પાછા આવજો. હું સૈન્ય તૈયાર રાખીશ.

શુક્રાચાર્ય : (હસીને) ગાંડી થઇ છે? ક્યાંથી લાવવાની છે?

દેવયાની : (મુશ્કાકથી હસીને) પિતાજી! મારા પર હજુ એટલો વિશ્વાસ નથી આવ્યો? વૃષપર્વા! જાઓ મારું વચન છે.

વૃષપર્વા : પણ વચન પાળશો ક્યાંથી? ગઇ વખતે બધાએ સહાય કરવાની ના પાડી.

દેવયાની : (મજાકમાં) મારી સાહાય્ય નહીં જોઇતી હોય તો રહી.

વૃક : ના. ના. હું એમ નથી કહેતો. દેવયાની! તમારામાં મને પુરી શ્રદ્ધા છે. અમે આ ચાલ્યા. (ઉઠે છે.)

શુક્રાચાર્ય : (હસીને) હું પણ જાઉં?

દેવયાની : હા. મારે કાંઇ નથી જોઇતું. જ્યારે જોઇશે ત્યારે બોલાવીશ. સીધાવો.

શુક્રાચાર્ય : વારું (એ અને દાનવો જાય છે.)

દેવયાની : (સ્વગત) સારું થયું કે યયાતિને દૂર ઉભો રાખ્યો. નહીં તો આ બધા વાત બગાડી મુકત. બીચારો વાટ જોઇ થાકી ગયો હશે. લાવ બોલાવી લાવું. (જાય, ને અને યયાતિને તેડીને આવે છે. યયાતિ ગોરો, ઉંચો, ને સ્વરૂપવાન માનવરાજ છે. તેણે હાથે વણેલા સુતરનું ધોતીઉ—માનવોમાં તે સમયે સુંદર મનાતું વસ્ત્ર—પહેર્યું છે, માથે મુગટ પહેર્યો છે, અને હાથે સુવર્ણના અલંકાર પહેર્યા છે. તેને ખભે ધનુષ્ય ને બાણ છે. ને કેડે ખડ્ગ છે. સત્તાધીશોના મુખ પર દેખાતું મહેરબાનીભર્યું હાસ્ય તેના મુખ પર છે.)

દેવયાની : (હસીને) પધારો, માનવરાજ! ઉભા રહેવું પડ્યું તેની ક્ષમા કરજો.

યયાતિ : એમાં શું? પણ તમે ભલે મને ઓળખ્યો.

દેવયાની : (નીચું જોઇ) મને જીવનનું દાન દેનાર પુરુરવાના પૌત્રનો રથધ્વજ હું જ નહીં ઓળખું?

યયાતિ : (આડંબરથી) એમાં જીવનનું દાન શાનું? એકલાં, નિરાધાર, તમે કુવામાં પડ્યા હતાં. તમને કાઢવાં એ મારું કર્તવ્ય હતું. દુખીના દુખ રાજાઓ દૂર ન કરે તો કોણ કરે?

દેવયાની : ખરી વાત છે. ધન્ય ભાગ્ય છે પૃથ્વીનાં કે તમારા જેવા તેને પતિ છે. (હસીને) પૃથ્વીનાં મેં બહુ વખાણ સાંભળ્યાં છે. ઘણી વાર તેનાં સૌંદર્ય ને તેની સુંદરીઓનાં મને સ્વપ્ન આવ્યાં કરે છે.

યયાતિ : (હસીને) એમ? એક વખત પૃથ્વીને પાવન કેમ કરતાં નથી?

દેવયાની : અરે ના રે બા! તમારી સુંદરીઓનાં સૌંદર્ય આગળ હું બાપડી શું?

યયાતિ : (દેવયાની તરફ એકીટશે જોતા) તમે લાજ મરો! શું બોલો છો દેવયાની? મેં તો ઘણું લોકની સુંદરીઓ જોઇ છે.....પણ,

તે દહાડે—કુવામાંથી નીકળતાં—મેં તમને જોયાં ત્યારે સૌંદર્યનો ખરો આદર્શ મને સમજાયો.

દેવયાની : ખેલ ! મને ખબર નહોતી કે જેવા તમ શૂરવીર છો તેવાજ દક્ષિણ છો.

યયાતિ : ને મને શી ખબર કે જેવા તમે સુંદર છો તેવાંજ ભોળાંભોળાં છો?

દેવયાની : અરે હું ભુલી! થાક્યા છો? કાંઇ ખાશો? પીશો? કે ખાવાની વખતેજ?

યયાતિ : ના રે! ખાવાની વખતેજ. આમ શસ્ત્ર સજી ક્યાં ફરતાં હતાં?

દેવયાની : (નીચું જોઇ) ટેવ પાડતી હતી. કોઈ દહાડો પતિને પડખે રહી દિગ્વિજય કરવો છે.

યયાતિ : (ધૃષ્ટતાથી) આ શસ્ત્રો તમારાં સુકુમાર અંગો પર સારાં નથી લાગતાં. ગઇ વખત તમે વધારે શોભતાં—સાગરમાંથી અપ્સરા ઉપર આવે તેમ પાણીમાંથી ઉપર આવ્યાં ત્યારે.

દેવયાની : (આંખો નચાવીને) સમરમાં સજ્જ ને સહવાસમાં સુકુમાર—

યયાતિ : (હસીને) એ શુક્રાચાર્યની પુત્રી—

દેવયાની : (જાણે શરમાઇ ગઇ હોય એમ) એ મારા આદર્શ. (જરાક ચાવળી રીતે) નહીં તો હું પરણું ત્યારે મારા પતિને ઉણપ નહીં લાગે?

યયાતિ : (મુગ્ધ) એ સદ્‌ભાગ્યનો કોણ ધણી છે!

દેવયાની : (શરમાઇને) રાજન્ ! આશ્રમવાસીને પૃથ્વીની સુંદરીઓની માફક શરમાતાં ન આવડે તો ક્ષમા કરજો. કોણ મારો સૌભાગ્યનાથ થશે તે હું જાણતી નથી. (નિઃશ્વાસ નાંખી) હું સંધ્યા સમયે પેલા શૃંગ પર બેસું છું ને દિશાઓમાં દૃષ્ટિ નાંખી વાટ જોઉં છું—મારા ભાગ્યે નિર્મેલા નાથની. (યયાતિ આંખ પહોળી કરી જુએ છે.) લાખોમાં એક—કામદેવની પ્રતિમા સમો; કાર્તિકેય સમ શૂર ને તમારા પિતામહ પુરુરવા સમો સ્નેહાળ: ધરણી ધ્રુજાવતો ને નોધારાનો આધાર; જગતનો વિજેતા ને ત્રિભુવન તાબે કરવા તલસતો કોડીલો, કામણગારો...... (નીચું જોઇ હસી પડે છે.) રાજન્! તમારામાં હૈયા ખોલવાની ચાવી છે—ગઇ વખત મળ્યા ત્યારની હું જાણું છું...

યયાતિ : (મોમાં પાણી આવે છે.) સુંદરી જેની વાટ જુઓ છો તે ક્યારે આવશે?

દેવયાની : (યયાતિ તરફ ધૃષ્ટતાથી જોતાં) આવશે? ખરું કહું? જેની હું વાટ જોઉં છું તેવો કોઇ વીર મારી વાટ જોતો હશે. કોઇ–કોઇ નરોત્તમ–સૌંદર્યને તલસતો, પ્રેરણા દે એવી પ્રિયતમાને ઝંખતો, યુદ્ધોમાં સાથ આપે એવી સબળ સહચરીને શોધતો મારાં સ્વપ્ના સેવતો હશે. તે આવશે, મને શોધી કાઢશે ને..

યયાતિ ; દેવયાની! દેવયાની! તમે અદ્‌ભુત છો!

દેવયાની : મને અદ્‌ભુત કહો છો? (નિઃશ્વાસ નાંખી) રાજન્!—ના–ના–ના. (ડોકું ધુણાવે છે.)

યયતિ : શું છે ? શું છે? શાની ના!

દેવયાની : હું મારા મનને કહેતી હતી. મને પણ વાર ભ્રમણા થઇ આવી...ક્ષમા કરજો—તમે તો કોઇ સુંદરીને વર્યા હશો; અને તમને,

પૃથ્વીના નાથને, હવે નવા વિજયનાં આકર્ષણ નહીં હોય. તમે સુખી છો; સંતોષી છો.

યયાતિ : (આક્રંદથી) દેવયાની ! હું સુખી નથી અને સંતોષીએ નથી—જ્યારથી મેં તમને પહેલાં જોયાં ત્યારથી—

દેવયાની : (ચમકી હોય તેમ) ત્યારથી શું?

યયાતિ : ત્યારથી મારાં દિવસ ને રાત દુશ્મન થયાં છે. (દેવયાની નીચું જુએ છે.) મને .... મને જાગતાં ને ઉંઘતા તમારાં સ્વપ્નાં આવે છે

દેવયાની : (સદર્પ) ખરેખર માનવરાજ ! (માથું ધુણાવી દૂર જાય છે.) ના. ના. પણ એ વાત જવા દો—

યયાતિ : દેવયાની !

દેવયાની : (જાણે બીધી હોય તેમ) શું છે?

યયાતિ : (ક્ષુબ્ધ) ક્ષમા કરજો, ધૃષ્ટ લાગું તો ક્ષમા કરજો. મારે નાચેથી ઉંચું ન જોવું જોઇએ. તમે ઋષિકન્યા, કવિ ઉશનસની પુત્રી. મારે મન પૂજ્ય...પણ..પણ.

દેવયાની : પણ—

યયાતિ : જે દિવસથી મેં તમને જોયાં ત્યારથી— ક્ષમા કરો! તમારા શીવાય મને બીજી ઝંખના રહી નથી, અને પૃથ્વીનું આધિપત્ય મને આકરું લાગે છે. દેવયાની! મને ક્ષમા કરો. હું પૂજ્યને પત્ની કરવાના વિચારે ખંચાઉં છું. ને કવિના ઉગ્ર કોપથી ડરું છું......પણ હૈયું હાથ રહેતું નથી.

દેવયાની : પણ માનવશ્રેષ્ઠ! હું તો ઋષિકન્યા. સિંહાસન શોભાવવાના કપા મને નથી હાથ લાગી. મને તમારે ઘેર લઇ જતાં શરમાશો.

યયાતિ : (આડંબરથી) શરમાઇશ કે ગર્વથી ફૂલી જઇશ? મારી પૃથ્વીની સપત્ની થનાર તમારા શીવાય બીજી કોઇ મને જડી નથી.

દેવયાની . (મજાકમાં) ને કોઇ જડે તો—

યયાતિ : હું કલ્પી શકતો નથી.

દેવયાની : (ડોકું ધુણાવી) ના, માનવરાજ ! આ મોહિની જવા દો. મને પરણી તમે સુખી નહીં થાઓ.

યયાતિ . સુખી મારે થવું છે ને?

દેવયાની · (નિઃશ્વાસ નાખી નીચું જુએ છે.) પૃથ્વીનાથ ! મને અહીં આજ પડી રહેવા દો. હું તમારે લાયક નથી.

યયાતિ . (જરા આડંબરથી) બોલો! મારું હૃદય તમને વરી ચૂક્યું છે.

દેવયાની યયાતિ ! પતિઓ તો માથું મુકવાને ઓશીકું શોધે છે, પણ ઓશીકું થવાની મારામાં શક્તિ નથી. મારા હૈયામાં અણુદીપી અભિલાષાઓની હોળીઓ સળગી રહી છે.

યયાતિ : (ચકિત થઇ) કેવી?

દેવયાની : (નીચું જોઇ, મોહકતાથી) એવું થાય છે કે મારા નાથના હાથમાં અનહદ બળ ક્યારે ફેંકું, તેની આકાંક્ષાની જ્વાળાને આભે ક્યારે સ્પર્શાવું; તેના પરાક્રમોના તેજે ત્રિભુવન ક્યારે ગ્રસ્ત જોઉં! રાજ ! હું દાનવગુરુની દીકરી, ને દેવેંદ્રની દૌહિત્રી. મારી મહત્વાકાંક્ષાને માઝા નથી. મને ત્રિભુવનના ધણીની અર્ધાંગના થવાના કોડ છે. એ કોડ તમારા જેવા સુખી ને સંતોષીને પૂરવા નહીં ગમે.

યયાતિ : (આડંબરથી) પુરવા ન ગમે એમ તે હોય ? મારા હૃદયમાં પણ વણકથી અભિલાષાઓ છે. તમે આવો, આપણે તેને પુરી કરશું. તમારા વડે હું ચક્રવર્તી થઇશ.

દેવયાની : (વિશ્વાસ બતાવતાં) માનવ! ખરું કહો છો કે દાક્ષિણ્યથી—મને ભરમાવો છો? માનવલોક જીત્યો, હવે દાનવલોક જીતશો ?

યયાતિ : (ચમકીને) દાનવલોક?

દેવયાની : (આંખો ચમકે છે.) વષપર્વા ના.. હાથમાં છે તે તમારા હાથમાં આવશે અને પછી–પછી (આંખોમાંથી તેજ ખરે છે.) પૃથ્વી ને પાતળના પતિ બની સ્વર્ગ જીતવા રણે ચડશો?

યયાતિ : (વિચારમાં પડી) અમરો સાથે યુદ્ધ !

દેવયાની : યયાતિ ! હામ નથી ? હૈયું કાંપે છે? (નિઃશ્વાસ નાંખી) રહેવા દો. મારા સ્વપ્નાના સ્વામી તમે નથી. (જરાક દૂર જઇ) રાજન ! પૃથ્વી ને પાતળનો મને લોભ નથી. મારે મારા નાથને અમરેંદ્રના અજોડ સિંહાસન પર બેઠેલો, સમસ્ત સૃષ્ટિની સમૃદ્ધિ ને શક્તિનો સ્વામી જોવો છે. યયાતિ ! ઇંદ્રાસન વિના વિરમે એનું નામ તે વીરતા હોય? (તિરસ્કારથી) પણ હું ભુલી. એ તમને નહીં સમજાય.

યયાતિ : તમે માનો છો કે ઇંદ્રાસન મળવું સહેલ છે?

દેવયાની : (સરળતાથી) કેમ નહીં? પિતાજીની પ્રેરણા, દાનવોનાં બળ, મારું ને મારા સ્વામીનું શૌર્ય હોય—પછી શું ન મળે ? તમારામાં હીંમત નથી. જો આ બધા સાથે પૃથ્વીનું બળ મળે ! પણ જવા દો...મારી આકાંક્ષા ખાતર તમને શા માટે ખાડામાં ઉતારવા?

યયાતિ : મને સમજાયું. દેવયાની ! તમે મારા ઉદ્ધારિણી સર્જાયાં છો. આ ઉમરે આટલું રાજ્ય ભોગવી હું આનંદ માનતો હતો પણ તમે મારી આજે આંખ ઉઘાડી. (ગર્વથી) પ્રિયતમે ! હું અવતર્યો, મેં પૃથ્વી જીતી, તમે મને મળ્યાં. એ બધામાં રહેલાં વિધિનાં રહસ્યો મને હવે સમજાયાં. હું ત્રણ ભુવનનો નાથ થવા સરજાયો છું. તમારા શબ્દોએ મારી સુતેલી અભિલાષાઓ જગાડી છે, દેવયાની !

દેવયાની : (આંજી નાખે એમ આકર્ષક રીતે) શું મારા સ્વપ્નાં ખરાં હર્યાં ?.....(સ્વપ્નામાં હોય તેમ) મારો નાથ, મારો વિજેતા આવ્યો... મારા હૈયાની હોંસો પુરવા ! (હાથ લંબાવી) માનવરાજ ! આવો–આ દેવયાની તમારી છે. (યયાતિ ભેટવા આવે છે તેને હાથ વડે જરા દૂર રાખી, તેની આંખોમાં ઘેનભરી આંખે એકીટશે જોઇ) મારા નાથ ! મને લઇ જાઓ ! મારા મનોરથો પુરો...મને સમરાંગણે દોરી જાઓ...દેવલોક જીતવા પ્રયાણ માંડો...અને મારા માંથાના મુકુટ! ઇંદ્રાસને મને તમારે વામાંગે બેસાડો. (દેવયાની નીશામાં હોય તેમ આંખ મીંચે છે. યયાતિ અંજાએલો હાંફ્લો ફાંફ્લો જોયા કરે છે.)......પ્રાણ ! મારા કોડ પુરશો !

યયાતિ : (ઉતાવળથી) હા. હા. પ્રિયે ! તારા કોડ પુરવામાંજ મારું જીવન સફળ થશે.

દેવયાની : (આંખો ઉઘાડી) મારા યયાતિ! (ભેટી પડે છે.) વહાલા ! આખરે તમે આવ્યા...

(હસીને) વાદ જોવડાવી જોવડાવીને... ચાલો હું પિતાજીને ખબર આપું.

યયાતિ : પણ દેવયાની! ભાર્ગવ કોપશે તો નહીં?

દેવયાની : (હસીને) રાજા! એકની એક દીકરીની કયા બાપે અવગણના કરી છે?

યયાતિ : (હસીને) ને તેમાં તમારા જેવી દીકરીની......

દેવયાની : (હસીને) જુઓ પાછી ખુબી વાપરી કે? ઉભા રહો હું પિતાજીને લઇ આવું. (જાય છે.)

યયાતિ : (હસીને) જ્યાં જાઉં છું ત્યાં સદ્ભાગ્ય સામું મળે છે. બીચારો ધર્ડી એને શી ખબર કે એનું હવે આવી લાગ્યું છે!

(શુક્રાચાર્ય ને દેવયાની વાત કરતાં આવે છે.)

શુક્રાચાર્ય : (અધીરાઇથી) પણ તું ઋષિ-કન્યા.....

દેવયાની : પણ પિતાજી આ પૃથ્વીનો પતિ—

શુક્રાચાર્ય : (જોરથી)—પણ ઋષિ તો નહીં જ.

દેવયાની : બાપુ! તમને પુત્ર હોત ને અસંખ્ય સૈન્યના ધણી એવા પતિની એક પુરી પુત્રી તેને મળત તો—

શુક્રાચાર્ય : એ વાત જુદી છે—

દેવયાની : (શુક્રાચાર્યને મોંઢે હાથ દઇ) તો એક અક્ષર બોલો તો તમને મારા સમ છે. હું પુત્ર છું—કોણે કહ્યું કે હું પુત્રી છું? પિતાજી! (યયાતિ પાસે જઇ) આ પ્રતાપી પુરુરવાના પૌત્ર.....બાપુ! (નીચું જોઇ) બેઅદબ લાગું તો ક્ષમા કરજો, બાપુ...મારાં સ્વપ્નાનો સ્વામી—તે સિદ્ધ કરવા આવી પહોંચ્યો.

યયાતિ (પ્રણિપાત કરી) ગુરુવર્ય! દેવયાની દઇ મને કૃતાર્થ કરો.

દેવયાની. (ઉતાવળથી) બાપુ! અમને બંનેને ઇંદ્રાસન પર બેસવાનો અભિલાષ છે, ઋષિવર્ય! આશિષ દો. અમારો ઉત્સાહ મંદ પડે છે, ને અમારા સૈન્ય અધીરા થાય છે.

શુક્રાચાર્ય : યયાતિ! ખરી વાત?

યયાતિ (ગર્વથી) ગુરુવર્ય! કવિ ઉશનસની પુત્રીના ભાગ્યમાં ઇંદ્રાસન હોય એમાં કાંઇ નવાઇ?

શુક્રાચાર્ય : અને તમારું સૈન્ય તૈયાર છે,

યયાતિ! તૈયાર છે, નહીં તો થશે. ભાર્ગવ પ્રેરે ને માનવ સંકલ્પ કરે પછી વિજય દૂર હોય?

દેવયાની : (હસીને) ને હું છેક રહી ગઇ? (લાડથી) જ્યારે દેવયાની પ્રેરશે, ને સંકલ્પ કરશે ત્યારેજ વિજય સામું આવશે. બાપુ! તમારી કીર્તિ હવે મારા હાથમાં છે.

શુક્રાચાર્ય : બેટા! તારી જોડ જડવાની નથી.

દેવયાની. (હસીને) પિતાજી! (યયાતિને બતાવી) આ રહી મારી જોડ.

શુક્રાચાર્ય : વત્સો! તમારી જોડ અખંડ રહો. (બંનેના હાથ જોડી મંત્ર ભણે છે.) સુખી રહો. (યયાતિ ને દેવયાની નીચું જોઇ ઉભા રહે છે.) વિજય કરો. (બંને પગે લાગે છે.) અને મારા જેવાજ બુદ્ધિશાળી થાઓ ને દેવેંદ્રનો દર્પ હરો.

યયાતિ : જેવી આજ્ઞા.

શુક્રાચાર્ય: દત્ત! દત્ત! ગંધ ને માલા લાવ. (દત્ત ગંધ ને માલા લાવે છે. શુક્રાચાર્ય યયાતિને તિલક કરે છે ને માલા પહેરાવે છે.) વત્સો! જેવી આ પુષ્પોની સુવાસ છે તેવીજ સુવાસ તમારા સ્નેહની પ્રસરે એવી મારી આશિષ છે.

દેવયાની:—ને આ વૃષપર્વાને વૃક આવ્યા. (વૃષપર્વા ને વૃક આવે છે, હસીને) આવો દાનવરાજ ને કુમાર!

વૃક: (ચકિત થઇ) આ શું ચાલે છે?

દેવયાની: ઐલ! આ ઓળખ્યા પાતાળના નાથ—

વૃષપર્વા: (આગળ આવી યયાતિને ભેટે છે.) નહુષના પુત્ર—

યયાતિ: વૃષપર્વા—

દેવયાની: દાનવરાજ! ગુરુવર્યના જમાતા.

વૃક: તમારા પતિ?

દેવયાની: હા, વૃષપર્વા! આંજની મંગળ ઘડી છે—પૃથ્વીએ પાતાળનો હાથ ગ્રહ્યો છે.

યયાતિ: (ગર્વથી) દાનવરાજ! આજથી હું તમારી પડખે છું.

વૃષપર્વા: (હરખાઇ) મારાં ખરેખર ધનભાગ્ય છે.

શુક્રાચાર્ય: વત્સો! આજે પૃથ્વી ને પાતાળે સાહચર્ય સાધ્યું. હવે સ્વર્ગ સાથે ક્યારે એકાકાર થાઓ છો?

દેવયાની: પિતાજી! વિના વિલંબે. માનવરાજ તલસી રહ્યા છે. વૃષપર્વા! તમારી સેના સજ્જ કરો, અમે અમારી સેના તૈયાર કરીએ છીએ. અને સંયુક્ત સેના વડે આ નહુષના પુત્ર સ્વર્ગ સર કરશે.

શુક્રાચાર્ય: વૃષપર્વાનું સૈન્ય તો તૈયાર છે.

દેવયાની: તો માનવરાજ! આપણું પણ છે ને?

યયાતિ: (જરાક ખંચાઇને) પણ મારે નગર જવું પડશે.

દેવયાની: ચાલો ત્યારે. પિતાજી! રજા આપો.

યયાતિ: પણ ઉતાવળ શી છે? લશ્કર તૈયાર કરતાં જરા વાર લાગશે.

દેવયાની: નાથ! તમ જેવા વીર હોય ત્યાં વાર લાગે? પિતાજી અમે જઇએ છીએ, અને પવનવેગે પાછા આવી શું.

શુક્રાચાર્ય: જા, બેટા! વિજય કર.

દેવયાની: ને વૃષપર્વા! શર્મિષ્ઠા ક્યાં છે? મારી જોડે મોકલાવો. માનવ! દાનવરાજની શર્મિષ્ઠાને ઓળખી? તે દિવસે મને કુવામાં ફેંકી દીધી હતી તે...દાનવરાજે તેને મારી સેવામાં સોંપી છે.

વૃષપર્વા: દેવયાની! હમણાં મોકલાવું. દત્ત! જા શર્મિષ્ઠાને બોલાવ. (દત્ત જાય છે.)

દેવયાની: વૃષપર્વા! જેવી રાખી છે તેવી—બહેન જેવી એને રાખીશ. ફીકર કરશો નહીં.

વૃષપર્વા: (કૃતજ્ઞ) દેવયાની! ગુરુવર્ય ને તમારે માટે જીવ આપીએ તોએ ઓછો.

શુક્રાચાર્ય: જીવ આપવા લેવાનો વ્યવહાર કામનોજ નહીં. શર્મિષ્ઠા સાથે ભલે આવે. એની

સેવા સ્વીકારજે પણ દેવયાની! તારું ને એનું સ્વત્વ વીસરતી મા. દાસત્વ ઉપેક્ષવા જે ઝઝુમે તેનાથી દાસત્વ સ્વીકારાય નહીં.

દેવયાની : (નમ્રતાથી) હું જાણું છું પિતાજી. (દત્ત અને શર્મિષ્ઠા આવે છે. શર્મિષ્ઠા કાળી, ભલી દેખાતી, સુરેખ સુંદરી છે. તેણે સાદો પહેરવેશ ને સાદા અલંકાર પહેર્યા છે.

શુક્રાચાર્ય : શર્મિષ્ઠા! દેવયાની આજે પરણીને સાસરે જાય છે. તારે એની સાથે જવાનું છે.

શર્મિષ્ઠા : જેવી ગુરુવર્યની આજ્ઞા.

દેવયાની : અને વૃષપર્વા! થકને અમારી પાછળ મોકલી આપો. હું થોડું સૈન્ય એની જોડે મોકલી દઉં.

યયાતિ : (દેવયાનીને જરા બાજુ પર લઈને) દેવયાની! જતાં આપણે નીરાંતે નંદનવનમાં થઈને જઈએ તો કેમ?

દેવયાની : (ભૂભંગથી) કેમ?

યયાતિ : સુંદરી, આપણે પરણ્યાં તો હમણાં—

દેવયાની : (લાડથી) મારા રાજ! ઉદ્યાન માણ્યા વિના નીરાંત કેવી, ને નંદનવન કેવું? (શુક્રાચાર્યને) પિતાજી! અમે જઈએ છીએ. રાજ! પિતાજી આજ્ઞા માગો. (બન્ને પગે લાગે છે). વૃષપર્વા! જાઉં છું.

યયાતિ : ગુરુવર્ય! અમે જઈએ છીએ.

શુક્રાચાર્ય : આયુષ્યમાન થાઓ, અને વિજય કરો.

દેવયાની : શર્મિષ્ઠા! ચાલ. (યયાતિનો હાથ ઝાલી તેને લઈ જાય છે.)

શર્મિષ્ઠા : બાપુ! ગુરુવર્ય! જાઉં છું.

શુક્રાચાર્ય : દીકરા! સુખી થજે.

વૃષપર્વા : બેટા! કાંઈ થશે. (શર્મિષ્ઠા જાય છે.) ગુરુવર્ય! અમે બચી ગયાં.

શુક્રાચાર્ય : વત્સ! દેવયાનીએ તમને બચાવી લીધા.

[પડદો પડે છે.]

## અંક ૪ થો.

[સમય: પંદર વર્ષ પછીની એક સવાર.

સ્થલ: યયાતિના પાટનગરનું રાજોદ્યાન. આગળથી એક ખુણે એક ઝુંપડી દેખાય છે. તેની પાછળ એક ઝરણું ખળખળ વહેતું દેખાય છે. શર્મિષ્ઠા, પ્રૌઢ, વધારે ગૌરવશીલ ને વધારે ભલી દેખાતી બેઠી છે. અનુ થોડેક દૂર બેસી વાત સાંભળે છે. પુરુ તેના ખોળામાં માથું મુકી પડયો છે.]

અનુ: બા! અમે રાજપુત્રો તોપણ આ ઝુંપડીમાં રહીએ ને પેલો યદુ ત્યાં મોજ કરે!

શર્મિષ્ઠા: ( હેતથી અનુને માથે હાથ મુકી ) બાપુ! તું અધીરો થા નહીં. અહીંઆં રહીએ છીએ તેમાંજ આપણે સુખી છીએ.

અનુ: અહીંયાં રહેવામાં શું સુખ? ઉંહ!

શર્મિષ્ઠા: અનુ! દીકરા! તારી બા તને વહાલી નથી?

અનુ: (હેતથી પાસે આવીને) છે, બા!

શર્મિષ્ઠા: બેટા! ત્યારે મારું કહ્યું નહીં માને?

અનુ: (ઉમળકાથી) હું કયાં ના કહું છું? બા! તારી આજ્ઞા મેં કદી ઉથાપી છે?

શર્મિષ્ઠા: તો વહાલા! આ નિર્જીવ ઝુંપડીમાંજ આપણું સુખ સમાયું છે. આપણે બીજે નથી જવું.

અનુ: (રીસથી) ઠીક. તું કહેશે તે કરીશ. પણ તને કોણ જાણે કેમ આવી કચરા જેવી ઝુંપડીમાં પડી રહેવું ગમે છે.!

શર્મિષ્ઠા: જેમ તું આજ્ઞા માને છે તેમ હું માનું છું. હું તારા જેવું કડીજાણું મો કરું છું? જો. (હસે છે.)

અનુ: કોની આજ્ઞા માને છે?

શર્મિષ્ઠા: તારા પિતાની!

અનુ: શા માટે? બધાને એ આસાદોમાં રાખે છે ને તને—

શર્મિષ્ઠા: (મીઠું હસીને) મારા લાડકડા! પતિની આજ્ઞા કદી લોપાય? અને આ ઝુંપડી કચરા જેવી છે? આજે પંદર વર્ષ થયાં એજ આપણું ઘર, આપણું રાજ્ય ને આપણું વિશ્વ છે. જ્યાં સુખ, ત્યાં ઘર. તેને સારૂ ઇંદ્રભુવન પણ ન સ્વીકારીએ. ખબર છે? (ઘોડાનાં પગલાં સંભળાય છે.)

પુરુ: બા! બાપુ આવ્યા.

શર્મિષ્ઠા: ચુપ! ચુપ! તું બહુ ઘાંટા પાડીને બોલે છે. અનુ! પુરુ! દોડી જાઓ તો, તમારા બાપુ આવે છે.

પુરુ: બાપુ આવે છે ત્યારે હંમેશાં તું અમને કાઢી મુકે છે.

શર્મિષ્ઠા: (હસીને) એ મારી જોડે છાની છાની વાત કરવા આવે છે. તું મોટો થશે ત્યારે જાણશે. જાઓ, જાઓ. દોડી જાઓ. આવ્યા... (છોકરાઓ નાસી જાય છે. શર્મિષ્ઠા હાથ લંબાવી દોડે છે ને યયાતિ આવી તેને ભેટી પડે છે.)

યયાતિ: (તેના વાળ પર હાથ ફેરવતાં) શર્મિષ્ઠા! કેમ છે? શું કરતી હતી?

શર્મિષ્ઠા: (શરમાઇને) છોકરાંઓને સાંત્વના આપતી હતી. એ તો પૃથ્વીપતિના છોકરાઓ છે, એમને આ ઝુંપડીમાં કેં હવે રુચે?

યયાતિ : બીચારાઓ અકળાય તેમાં કાંઇ નવાઇ નથી.

શર્મિષ્ઠા : (મીઠાશથી) અકળાવાનું શું કામ? અમે એવાં સુખી છાએ!

યયાતિ : શર્મિષ્ઠા! તું જબરી સંતોષી છે.

શર્મિષ્ઠા : તમે સુખી એટલે હું સંતોષી.

યયાતિ : વહાલી! અશાંત જીવનમાં તું જ એક શાંતિ દેતી છાંય છે. અહીંઆં, તારી સાથે, આ ઝુંપડીમાં હું ઇંદ્રાસન માટે તરફડતો ચક્રવર્તી નથી. અહીંઆં મારું નાનું પણ સુંદર ઘર, અહીંઆં મારી વહાલ ઘેલી, વહાલસોયાં બાળ; અહીંઆં જ મારું ચાર આંખનું શાતામય વિશ્વ; ને એ વિશ્વની વિધાત્રી—તું (ચુંબન કરે છે.)

શર્મિષ્ઠા : નાથ! ત્યારે આવું પદ છોડી હું બીજાં વલખાં શા માટે મારું?

યયાતિ : (નીસાસો નાખી) વિશ્વકર્માએ તો ઘડ્યું છે, દુઃખ, કુડ અને દંભ, ઘોર પાપે ભરીયું એવું વિશ્વ; તેને તેં આવું અપૂર્વ ને આનંદમય કર્યું છે. શર્મિષ્ઠા! વિશ્વકર્માથી પણ તું મોટી વિધાત્રી છે. (તેને છાતી સરસી ચાંપી) તારા જગતમાં સદાએ જીવાય.

શર્મિષ્ઠા : (હસીને) બહુ નીચોવશો તો આશામાંથી નિરાશા નીકળશે. જવા દો. પણ નાથ! તમે તો સૈન્ય સાથે ગયા હતા ને એકદમ પાછા ક્યાંથી વળ્યા?

યયાતિ : અમે થોડેક ગયાં ને ખબર આવ્યા કે ગુરુ શુક્રાચાર્ય અમારા તરફ આવ્યા છે. એ ત્યાં એમને મળવા ગઇ એટલે હું અહીંઆં સરકી આવ્યો.

શર્મિષ્ઠા : (હસીને) સારું કર્યું. પણ એ જાણશે તો નહીંને!

યયાતિ : (હસીને) નહીં જાણે. મેં સેનાપતિને કહ્યું છે કે હું આગળ તપાસ કરવા જાઉં છું.

શર્મિષ્ઠા : નાથ! હવે ઇંદ્રને જીતતાં કેટલી વાર લાગશે?

યયાતિ : (આડંબરથી) હવે વાર નહીં લાગે. ચારે તરફથી મેં દેવલોકને ઘેર્યો છે. સ્વર્ગના માર્ગો બધા અમારા હાથમાં આવ્યા છે. પણ વર્ષ છ મહીના નીકળી પણ જાય.

શર્મિષ્ઠા : ને જ્યારે ઇંદ્રાસન પર બીરાજશો ત્યારે મને ને મારા છોકરાઓને યાદ કરશો કે?

યયાતિ : જ્યારે હું ઇંદ્રાસને બેસીશ ત્યારે તને સાથે—

શર્મિષ્ઠા : એવું બોલશો નહીં. મને તો મારી ઝુંપડીમાંજ પડી રહેવા દેજો. ઇંદ્રાસનની મને મોહિની નથી.

યયાતિ : ખરું કહું? પંદર વર્ષ થયાં એને માટે ઘડીઅવઘડી મારી પણ મોહિની ઉતરી ગઇ છે.

શર્મિષ્ઠા : ના, ખોટું કહો છો. હું તમારા હૃદયને જાણું છું. તમને શાતાએ સ્નેહ્યા છે, ને મહત્તાએ મોહ્યા છે. પણ વહાલમ! સંતોષ વિના શાતા નથી, ને અસંતોષ વિના મહત્તા નથી. (હસીને) તમારું સદ્ભાગ્ય છે કે હું સંતોષ આપું છું ને દેવયાનીબા અસંતોષ પ્રેરે છે: અને શાતા ને મહત્તા બંને તમને વરે છે.

યયાતિ : આ સંત વક્તવ્યથી હું થાકી ગયો છું.

**શર્મિષ્ઠા :** તમે સતત શાંતિથી પણ થાકી જાઓ.

**યયાતિ :** (વિચાર કરીને) શર્મિષ્ઠા ! આટલું ડાહાપણ તારામાં કયાંથી આવ્યું? ચાલ પેલા ઝરણા આગળ પલ વાર બેસીએ.

**શર્મિષ્ઠા :** ચાલો. (બંને એકબીજાની કેડે હાથ મુકી જાય છે. થોડી વારે દેવયાની ઉગ્ર, તેજસ્વી ને શસ્ત્રસજ્જિત ચારે તરફ જોતી આવે છે.)

**દેવયાની :** આજે પકડાયા:– ઘોડો બહાર એ છે. મને છેતરી અહીંઆં પાછા ચાલ્યા આવ્યા...હું જાણું છું. આજે વર્ષો થયાં મનું ચિત્ત કોઇ પાછળ ચળ્યું છે...એનું બીજું કાંઇ કારણ નથી. મારી પાસે રહ્યા મને અતિશયોક્તિથી ફોસલાવે અને ઘડી ઘડી બેચિત્ત થઇ જાય. મારા હોઠને સ્પર્શતા છતાં ઘણી વાર એમના હાથમાં ઉમળકો રહે નહીં. કોઇ વાર...કોઇ વાર...એવું લાગે છે કે મને કોઇ બીજી કલ્પી આલિંગે છે. આટલા વર્ષ આ બધું સહ્યું, હવે નથી સહેવાતું...

ચારે તરફ જોઇને) ક્યાં છે? દેખાતા નથી. આ ઝુંપડી કોની? (જઇને બારણું ઉઘાડી જુએ છે, પણ કોઇ દેખાતું નથી.) કોઇ પરિચારકની હશે...અને ઘણી વાર યુદ્ધમાં પણ એમનો ઉત્સાહ જતો રહે છે; નીસાસા નાખે છે, ને સાત્વિક સ્ત્રો બોલે છે...તે દિવસે પોતાની સ્ત્રી સાથે માથે ટોપલે મુકી એક નિર્જીવ આર્ય જતો હતો ત્યારે તેની અદેખાઇ કરવા લાગ્યા... અને હૈયું ઘડી ઘડીમાં હોલવાઉં, હોલવાઉં કરે છે..અમને બાપ દીકરીને આવા હામહીણા માણસો કયાંથી મળે છે?—

મારા જલવંત સ્વભાવથી એ ડરે છે. મારા પ્રોત્સાહનથી એ અકળાય છે. પહેલાંની પેઠે મારું સાંભળતાએ નથી...બીચારા માનવ ! મારું જોમ જેરવાતું નથી...કે....ના. કોઇએ એનું કાળજું ચોર્યું જ છે. (થોડી વારે વિચાર કરીને) દેવયાનીના પતિને મુગ્ધ કરનારી એ કોણ છે? (પોતાના તરફ જોઇને) શું મારું સૌંદર્ય કરમાયું? મારી મોહિની ઓસરી ગઇ? ના. ના. સ્વરૂપ ને શૌર્યમાં સૃષ્ટિમાં દેવયાની એકજ છે. (કચવાઇ) તો શા માટે–શા માટે એેલ બીજીમાં લોભાયા? પુરુષસ્વભાવ ચંચલ છે...

(પુરુ આવે છે અને દેવયાનીને જોઇ ઝુંપડીમાં દોડી જાય છે.) આ કોણ? પેલી—શર્મિષ્ઠાનો છોકરો પુરુ..શર્મિષ્ઠામાં તો એ ન લોભાયા હોય?..અંહ...શર્મિષ્ઠા..પેલી શર્મિષ્ઠા.. ભોળાડોળી, ઢીંગલી સમી, ઢીલાં હાસ્યે રીઝવવા તત્પર..અમાવાસ્યાની બ્હેન! એ બીચારી... છોકરા ! છોકરા ! આમ આવ. (અંદર જઇ પુરુને પકડી લાવે છે.)

**પુરુ :** (આવીને) કેમ ?

**દેવયાની :** તારી મા કયાં છે? (છોકરો નાસી જવા માગે છે તેને પકડી રાખે છે.)

**પુરુ :** અહીંઆંજ હતી ને!

**દેવયાની :** (ડોળા કાઢીને) તારા બાપ કયાં છે ?

**પુરુ :** એ પણ અહીંઆંજ હતા. (હાથ છોડવી નાસી જાય છે)

**દેવયાની :** એ પણ અંહીઆં..? કોણ યયાતિ? મારો પતિ શર્મિષ્ઠાને શોધતો ફરે!..(અકળાઇને) જેને મેં મારો સ્વામી કર્યો તે આને

ભજે ! મને દીધેલા આલિંગન આને અર્પણ ' ઓ...ઓ... કોઈના ઉચ્છિષ્ટ સ્પર્શ મારા ભાગ્યમાં !...( પથ્થર પર બેસી આંખે હાથ દે છે. ) આ છોકરાઓ મારા પતિના '...( દાંત પીસી ) દુર્જન શર્મિષ્ઠાને સપત્ની તરીકે લઈ આવી !...નીચ, અધમ દાનવકન્યા ' જે ડાળે બેઠી તેનેજ કાપી ' ( લમણે હાથ દઈ ) ઓ ઓ ! ( મુઠીઓ વાળી ) ચાંડાળો ' તમને બન્નેને જાણી આવું છું. ( યયાતિ ને શર્મિષ્ઠા એક બીજાના ગળામાં હાથ નાખી આવે છે, તે જોઈ દેવયાની ક્રોધથી પ્રજ્વળી ઉઠે છે. ઉગ્ર સ્વરૂપે, જ્વલંત આંખે ને તિરસ્કારભર્યા અવાજે) આવો...આવો...મનુના પુત્ર ' ( યયાતિ ને શર્મિષ્ઠા ચમકી અને ભોંઠા પડી છુટા પડે છે. યયાતિ ગભરાતો ને શર્મિષ્ઠા નીચું જોઈ ઉભા રહે છે ) દાનવકન્યા ' શરમાઓ છો શા માટે ? હા...હા હા હા શી સુંદર જોડ વિધાતાએ સરજી છે ! શર્મિષ્ઠા ' નીચ ! મારા અનહદ ઉપકારો વીસરી બીજુ ન સુઝયું તે મારો પતિ ચોર્યો' નિર્લજ્જ' નફટ !

યયાતિ : ( બોલવા જતા ) દેવયાની—

દેવયાની : ( તિરસ્કારથી ) ઉદ્દામનના આકાંક્ષી ! શું મોઢું લઈને બોલો છો ? કીટકરાજ' આખરે તમને કીટી વિના ન ચાલ્યુ ? ઉભા રહો. કવિ ઉશનસની પુત્રીને છેતરી તમે છટકવાના નથી મેં તમને મહાન કર્યા છે, હવે તમને નિર્જીવ પણ મારેજ કરવા પડશે.

યયાતિ : ( હાથ જોડી ) દેવયાની' ક્ષમા કર, શુધ્ધ થઇ.

દેવયાની : નીચ જન્મા છો—જુઓ શા માટે થાઓ છો ! આ ગુરુ ભાર્ગવ આવ્યા–

શુક્રાચાર્ય : ( આવીને ) તું દોડતી આવી ને હું ધીમે ધીમે આવ્યો. (યયાતિ ને શર્મિષ્ઠા તરફ જોઈને ) આ શું થાય છે ! દેવયાની ! યયાતિ ' ( અનુ ને પુરુ બીતા બીતા આવે છે ને શર્મિષ્ઠા પાછળ ઉભા રહે છે. )

દેવયાની ( જ્વલંત ) શું છે ? આ ત્રિભુવનના ધણી થવા ઇચ્છનાર...ને આ એની અવરુદ્ધા......ને આ એમના કુલકલંકો. બાપુ ! દેવયાનીને ભ્રષ્ટ કરનાર આ હવે નકામો ભૂમિને ભારે મારી રહ્યો છે (દાંત પીસી) એને ને એની અવરુદ્ધાને ઉભા છે ત્યાં બાળીને ભસ્મ કરો—

શર્મિષ્ઠા : ( ભયગ્રસ્ત આંખે દોડતી આવી પગે પડે છે. ) ના ના દેવયાની, ક્ષમા કરો ! ગુરુવર્ય ! પણ વાર ઉભા રહો. દેવયાનીમા ! મારી માતા' મારુ સાંભળો—હું પગે લાગું, હું ખોળો પાથરું, આ મારા બે દીકરા પર દયા કરો એમનો કંઈ વાંક નથી—બધો મારો છે. મેં એમને લોભાવ્યા, લલચાવ્યા; મારે પાપે એ પાપાચારી થયા. ( બે છોકરાને હાથ વડે આગળ આણી ) દેવયાની ' મેં જન્મ ધરીને તમારી સેવા કરી છે, તમારા સુખમાં કદી આડે આવી નથી. મારી અંગતામાં હું તમારાથી દૂરની દૂર રહી છુ મારે રાણી થવું નથી ને મારા છોકરાઓને રાજ્ય જોઇતું નથી (ડુસકા ભરતા) દયાનિધિ' સ્વામિની ! કૃપા કરો. એમને કાંઇ કરશો નહીં. વેર વાળવું હોય તો હું આ રહી. ગુરુવર્ય ! જોઇએ તો આ મરા બાળકોને બાળીને ભસ્મ કરો—પણ દેવયાની' ઓ દેવયાની !—

એમને નહીં. જે તમારું છે તે એણે મને ફરી આપ્યું નથી. એમને જવા દો ને મને મરવા દો. દેવયાની! હું ભવે ભવની તમારી ઋણી રહીશ. (રડે છે. છોકરાઓ રડે છે. યયાતિ આંખે હાથ દે છે ને હાથ જોડે છે.)

**દેવયાની :** દુષ્ટા!—

**શુક્રાચાર્ય:** દેવયાની! બસ કર. શર્મિષ્ઠા! બહુ થયું. ઉભી થા. આક્રંદ ન કર. શુક્રનો પ્રકોપ જુલ્મી નથી, ન્યાયી છે.

**દેવયાની:** પિતાજી! —

**શુક્રાચાર્ય:** શાંત થા! દેવયાની! શિક્ષા રોષ સંતોષવા ન હોય, દોષ દંડવા હોય. તું મહાત્મા છે બેટા! વિલાસી યયાતિ તારી દાઝતી સોડ છોડી શાંત શર્મિષ્ઠાના પડખામાં ભરાઇ બેસે એમાં નવાઇ નથી. એનો દોષ એટલોજ કે પહેલેથી એણે તને કહ્યું નહીં, મને કહ્યું હોત તો શર્મિષ્ઠા હું એને વરાવત. બેટા શર્મિષ્ઠા! રડ નહીં. તારો અને તારા છોકરાઓનો કૈં દોષ નથી. તારો વર જડ્યો, ને તેં પૂજ્યો; તેં તેને પૂજ્યો ને તેને સુખી કર્યો. તને તો એકજ શિક્ષાઃ જન્મભર એની સેવા કરજે.

**શર્મિષ્ઠા** (શુક્રાચાર્યને પગે કપાળ અડકાડી) કૃપાનાથ! મને આજે ફરી જન્મ દીધો ...બાલુડાં! ઇશ્વરથી પણ ઉદાર આચાર્યને પગે લાગો.

**દેવયાની:** (કટાક્ષથી) અને આને માટે શું? હવે એને સ્વર્ગનો સમ્રાટ કરી બેસાડો.

**શુક્રાચાર્ય:** ના, દોષી દંડને પાત્ર છે. યયાતિ! સ્ત્રીને દગો દેનારને કર્મે સુખ નથી. જા! મારો શાપ છે કે વૃદ્ધ ને જર્જરિત બની જગતને ભારે માર.

**યયાતિ:** ઓ બાપ!— (મૂર્છિત થઇ અડધો અંદરથી પડે છે. શર્મિષ્ઠા દોડે છે ને પડતો અટકાવે છે, ને જરાક દેખાય તેમ ખોળામાં સુવાડે છે.)

**શુક્રાચાર્ય:** દેવયાની! થયું? (દેવયાની નીચું જોઇ ઉભી રહી છે તેને ખભે હાથ મુકી,) પણ બેટા! આ શું? તારે વળી આ વ્યથા શી? જેને રોજ દેવેંદ્ર જોડે બાથડવું તેને આ દુઃખ ને આ ઓછાં શાં? (દેવયાની એક આંસું લુછે છે. શુક્રાચાર્ય તેને ખભે હાથ ફેરવે છે.) બેટા! ઇંદ્ર ને વાચસ્પતિ ને કચ આ જાણશે ત્યારે શું કહેશે? તું તપસ્વી યોદ્ધા છેઃ તારે એક ધ્યેય વિજયનો; તારે એક જ્યોત યુયુત્સુતાની; તારે એક ક્લેશ શિથિલતાનો. તારું ચિત્ત ધરકંકાસમાં પરોવશે તો સૈન્યો કોણ પ્રેરશે, ઇંદ્રાસનો કોણ ડોલાવશે? પુત્ર સમોવડી! વીરતાની વજ્ર સમી મૂર્તિ! તારી કઠણતામાં આ કલંક હોય?

**દેવયાની :** (રડી દે છે.) પિતાજી! ક્ષમા કરો...હું આખરે પુત્રી...સ્ત્રીહૃદય રાખ્યું રખાતું નથી.

**શુક્રાચાર્ય :** ગભરાઇશ નહીં. બોલ હવે શું કરીશું? આનું સૈન્ય હવે ગભરાઇ જશે.

**દેવયાની :** (ધ્રુસકાં ખાતાં) હવે શું કરીશું? હવે હાથમાં આવેલો વિજય ચાલ્યો જવાનો. વૃદ્ધ યયાતિ હવે સ્વર્ગ કેમ જીતશે? હાય હાય! ......બાપુ! એને હવે જુવાન કરવા પડશે.

**શુક્રાચાર્ય:** હવે તું સ્ત્રી બરોબર: તને કશું ભાવતુંજ નથી.

**દેવયાની :** શું થશે? ઓ બાપ રે! જુઓ તો ખરા. (યયાતિ છેક વૃદ્ધ સ્વરૂપે શર્મિષ્ઠાના

ખોળામાંથી ઊઠે છે. તે બુઢ્ઢો થઈ ગયો છે તેના વાળ સફેદ થયા છે. તેની આંખોમાંથી પાણી પડે છે. તે થરથર ધ્રુજતો આવે છે શર્મિષ્ઠા આંસુ સારતી મુંગે મોઢે તેને ટેકવે છે)

યયાતિ. (મોંમાંથી લાળ પડે છે) ઓ શર્મિષ્ઠા...ઓ...ઓ...દેવ...યા...ની-ની...મને દેખાતું નથી (પોતાને લથડતે સાદે હાથ ફેરવી) આ શું?...ખરી વાત...હું વૃદ્ધ થઈ ગયો ગુરુવર્ય! (શુક્રાચાર્યના પગ આગળ બેસી જાય છે.) હું વૃદ્ધ થઈ ગયો...(આંખો લુછે છે.) આપજી...તમા...મારો શાપ લાગ્યો (થુંક લુછે છે.) દેવયાની! મ...મારી આ દશા! હું કંદર્પ જેવો તેની આ દશા! (મોંમા આંગળી ઘાલી) ને...ને મને દાંત નથી...ઓ કવિ! મારી જ... જુવાની પાછી આપો...કહો તે કરું...જુવાની પાછી આપો.

શુક્રાચાર્ય: (તિરસ્કારથી હસીને) જુવાનીને શું કરવી છે?

યયાતિ: ગુરુવર્ય! મારા દાંત ગયા...મારી સુંવાળી ચામડી...મારા સ્નાયુઓ ગયા...અરેરે! ...મારાથી દોડાવાનું નહીં; ખવાવાનું નહીં... કોઈને બાથ કેમ ભીડીશ? દેવયાની! નિર્દય! મેં ભુલ કરી...

દેવયાની: (મીજાજમાં) ભુલ કરી—

યયાતિ: (હાથ જોડી) આચાર્ય! મારાથી આમ કેમ રહેવાશે? હું પુરું કેમ ચડીશ? હું... ગુરુવર્ય...મને મારું યૌવન પાછું આપો. મારું બળ, મારું તેજ, મારું ઉછળતું લોહી ને લોખંડી સ્નાયુ મને પાછાં આપો. પગે લાગું. (પગે લાગીને) મારી હોંસ ગઈ નથી. મારી વાસના તૃપ્ત થઈ નથી...મારાથી ઘરડાપો કેમ સહેવાશે? (ભોંય પર માથું પટકે છે. વાળ ખેંચી) આ વાળ છે કે કરમાએલું સુકું ઘાસ?...ઓ મારા કાળા, સુંવાળા વાળ! (રડે છે.) એના કરતાં મને મારી નાખો. (ભોંય પર પછડાઈ પડે છે.)

શુક્રાચાર્ય (હસીને) તારી વાસના તૃપ્ત કરવા જુવાન થવું છે?

શર્મિષ્ઠા: (રડતા રડતા હાથ જોડીને) કૃપાનાથ! કૃપા કરો છો તો તેને મર્યાદા શા માટે મુકો છો?

દેવયાની: (તિરસ્કારથી) પિતાજી! એની જુવાની એને પાછી આપો. અમારે વિગ્રહ પુરો કરવો છે

યયાતિ. હા. હા. હા. હું ઉદ્દાસન લઈશ. કહેશો તે કરીશ. મારી જુવાની! (રડી રહે છે.) મારી, જોમભરી, જવલંત જુવાની.

શુક્રાચાર્ય. યયાતિ! અહંકાર ને વાસના-ભર્યા તારા કલેવરનો તારો મોહ નથી ગયો તો પાછુ આપું—

યયાતિ: ઓ મારા દયાનિધિ!—

શુક્રાચાર્ય: પણ શાપે સર્જેલું વાર્ધક્ય પાછું કેમ ફરે? (વિચાર કરીને) હા! એક ઉપાય છે યયાતિ! જો તારા પુત્રોને પુત્ર, કોઈ સંપૂર્ણ સ્વેચ્છાથી તે લેવા તૈયાર છે? હોય તો તું તેને આપી શકશે.

યયાતિ: (પગે લાગતા) અનુગ્રહ કર્યો મારા ગુરુ! (શુક્રાચાર્યના પગની ધુળ માથે ચડાવે છે.)

શુક્રાચાર્ય: તારા જેવાને અનુગ્રહ કરતા એ સંતોષ નથી થતો. દેવયાની! હવે હું પાછો જાઉં છું.

**દેવયાની:** બાપુ ! રહોની–થોડો વખત.

**શુક્રાચાર્ય:** બેટા ! મને તારા માનવ–લોકમાં ગમતું નથી. દાનવલોક ગમે તેવો પણ શૂર, સરળ ને પૂજ્યભાવભર્યો તો ખરો. વિજય કર બેટા. (દેવયાની પગે લાગે છે, શુક્રાચાર્ય જાય છે.)

**યયાતિ:** દેવયાની ! તારા...આપણા છોકરાઓને બોલાવ. શર્મિષ્ઠા ! તારા છોકરાઓને કહે મારું ઘડપણ કોઇ લઇ લે. મારાથી આ દેખી નથી ખમાતું.

**દેવયાની:** ( તિરસ્કારથી ) પુત્રને ઘરડો કરી, પોતે જુવાન રહેવા તો તમારા શીવાય કોણ માગે ? દત્ત ! યદુ ને તુર્વસુને મોકલતો.

**યયાતિ:** આપણે શી મજાહ કરી છે ! ફરી પાછી તેવી કરીશું હો. યદુને કહેજે. તે નારું માનશે. ( તિરસ્કરણીય હાસ્યથી ) આપણે મજાહ કરી રહીશું એટલે જુવાની એને પાછી આપી દઇશું.

**દેવયાની:** ( તિરસ્કારથી કાંપે છે ) અધમ આચરણ બસ નથી કે તેને અધમતર વાણીએ ઓપાવો છો ? આ છોકરાઓ આવ્યા. ( યદુ તુર્વસુ ને દુલ આવે છે. )

**યદુ:** બા ! આ ડોસા કોણ છે ?

**યયાતિ:** ( હસીને ) યદુ ! મને ઓળખ્યો નહીં ?

**દેવયાની:** બેટા ! આ તારા પિતા. દાદાજીએ ક્રોધે ભરાઇ એમને શાપથી વૃદ્ધ કર્યા છે; પણ તું એનું ઘડપણ લઇ લે તો એ પાછા જુવાન થાય.

**યયાતિ:** યદુ ! મારા વહાલા ! મને તારી જુવાની આપ. હું તને પાછી આપી દઇશ.

**યદુ:** પિતાઓ વૃદ્ધ હોય ને પુત્રો જુવાન હોય એ ક્રમ બદલવાનું કાંઇ કારણ ?

**યયાતિ:** દીકરા ! હજુ હું જુવાની માણી રહ્યો નથી.

**દેવયાની:** ( યયાતિના જવાબથી શરમાય છે. ) હજુ અમારે ઈંદ્રને જીતવો છે.

**યદુ:** મારેએ મોજ માણવી છે, ને ઈંદ્રને જીતવો છે. પિતાનું અધુરું, પુત્ર પુરું કરશે.

**દેવયાની:** યદુ !—

**યદુ:** બા ! હું નથી સાંભળવાનો. (ચાલી જાય છે.)

**યયાતિ:** દેવયાની ! તું...કહે. તુર્વસુને–કહે, જલદી કર. શર્મિષ્ઠા ! તું પણ આપણા પુત્રોને કહે. તમે પણ જોતાં નથી ? આ બુઢાપો મારાથી નથી સહેવાતો. તમે બે હજુ જુવાન છો, ને એ બુઢાપો કેમ જોઇ શકો છો ?

**તુર્વસુ:** બા ! આ કોના પુત્રો કહ્યા ?

**દેવયાની:** ( ગર્વથી ) આ તારા ભાઇઓ. શર્મિષ્ઠા એમની મા થાય.

**તુર્વસુ:** ( ખીજમાં ) આ મારા ભાઇ ઓ !

**યયાતિ:** ભાઈ ! એ વાત જવા દે. મારા પર કૃપા કર—તારી જુવાની આપ. મારા...

**તુર્વસુ:** માતામહે તમને ઘરડા થવાનો શાપ આપ્યો ?

**યયાતિ:** ( ભોંય પર પડીને ) હા ભાઇ, મારા ભોગ લાગ્યા. એ શાપનું ઝેર ઉતારવું તારા હાથમાં છે.

**તુર્વસુ:** ( ગર્વથી ) ને મારા માતામહનું વચન હું ઉથાપું ? એ મહાભાગવતનું વચન સત્ય છે ને સત્ય રહેશે. ( ચાલી જાય છે )

યયાતિ : ને હુણ ! તું ?

દ્રુહ્યુ : મારી પાસે માગશો નહીં. યૌવન રત્ન તમારા પુત્રો એમને કહો, આપશે (જાય છે.)

યયાતિ : (માથું કુટી) હાય ! હાય ! કોઈ મને જુવાની આપતું નથી. હાય મારું જોબન ! હું આવો જ રહેવાનો...સડેલો, ગંધાતો, જીર્ણ હું કેમ રહું ? દેવયાની ! શર્મિષ્ઠા ! મારી હોંસો વણપુરી રહી જવાની... હં. હં. હં. (બાય પર માથું પટકે છે.)

શર્મિષ્ઠા : (પાસે જઈ માથું પંપાળે છે) આર્યપુત્ર ! છોકરાઓ કહે છે તે ખરું છે બાળાપે બહુ ભોગવ્યું, હવે છોકરાઓને ભોગવવા દો. ચાલો ગંગાતીરે, તમે વાસના છોડો, હું તમારી સેવા કરું.

દેવયાની : ને પછી ઈંદ્રાસન કોણ લેશે ?

યયાતિ : (દાંત પીસી શર્મિષ્ઠાને દૂર ધકેલે છે.) સ્વાર્થી ! દુષ્ટા ! આખરે દાનવ કન્યા તે તેવી ને તેવી જ રહી. પોતાના દીકરાને ધરડાપો લેવા વખત આવ્યો એટલે બાનું કાઢે છે ! શું—

શર્મિષ્ઠા : (મુંઝ મુંઝી, આંસુ લુછે છે) રાજન ! શાપ ઉતારવા છોકરાઓની સંપૂર્ણ સ્વેચ્છા જોઈએ, નહીં તો હું આમ જોયા કરું ? તમે માગો તે પહેલાં ખરું એવી હું પણ બાળકને ઘરડા થવાની ઈચ્છા કેમ થાય !. .

યયાતિ : અનુ ! મારા છોકરા ! તારી મા કહે છે તે સાંભળ. મને આપની ! (અનુ જોયા કરે છે.) જોયા શું કરે છે ! મારા લાડકડાઓ ! તમારા બાપને આટલો ભીખનો ટુકડો નહીં દો ! પાચ પાચ દીકરે હું ઘરડો ! ઓ મારી મા !—(રડે છે.)

દેવયાની : (તિરસ્કારથી) ઘણું થયું રાજન ! હવે ચાલો.

યયાતિ : દેવયાની ! તું શું જોયા કરે છે ! વિશ્વકર્મા સમી કુશળ તું, તને રસ્તો નથી સૂઝતો ? દેવયાની ! શોધી કાઢ—શોધી કાઢ. કૈં તો શોધી કાઢ !

દેવયાની : યયાતિ ! હું શો રસ્તો શોધી કાઢું ? તમને જોઉં છું ને રોમે રોમ મને આગ બળે છે ! હું શું કહું ? અભિમાનમાં મહાલતા ત્યારે તમે અધમ હતા—ગર્વિષ્ઠ, સ્વાર્થી, કારવાની ને નીડર રહેવાની કીમત વિનાના; પણ આપત્તિમાં તો તમારી અધમતાને હદ નથી. કાયર ને કંગાલ આત્માના અધિકારી ! દોષ કર્યો ત્યારે નીડર ન રહ્યા. શિક્ષા મળી ત્યારે સ્વાસ્થ્ય ન રાખ્યું; કોપગર્જના સાંભળી પ્રતિશબ્દ ન કર્યો. હવે હું શું બોલું ! અરે ! એ તો ઠીક પણ અધમતા ને દુઃખમાં પુણ્ય પ્રકોપ અનુભવ્યો હોત, ગૌરવ ધાર્યું હોત—અરે ! તિતિક્ષા અનુભવી હોત, ભીખ માગતાં સ્વમાન સેવ્યું હોત તો જે દાય મેં જુલેચુક વર્ષો પૂર્વે તમને આપ્યો તે ફરી આપત—ને અનુદ્ધરણીયને ઉદ્ધારવા પ્રયત્ન આદરત પણ દુર્જેય શક્તિની હું પૂજારિણી, નિર્ભય ગૌરવની હું ભક્ત—હું આ નીચ ને નિઃસત્વ નિર્માલ્યતાને વિહરવા દેવાનું પાપ કેમ કરું ?

શર્મિષ્ઠા : (આંખમાં આંસુ સાથે, હાથ જોડી) દેવયાનીબા ! બહુ થયું, બહુ થયું, જાઓ તમે તમારા તાતને પગલે જાઓ છો. નિર્માલ્યતા નિંદવાનું કર્તવ્ય તમે તમારું કર્યું છે. પણ અમે અશક્ત, અધમ અને નિઃસત્વ

છીએ. જાઓ અમારી અધમતાનો સદાનુભવ અમને કરવા દો.

દેવયાનિ: (ગળીગળી થાય છે.) શર્મિષ્ઠા, બહેન! તું અધમ નથી. હું જોઉં છું. સેવાભાવમાં તેં દુર્જેય શક્તિ પ્રાપ્ત કરી છે.

યયાતિ: (આક્રંદ કરીને) કોઇ મારી સામું તો જોતુંજ નથી. ઓ!—

પુરુ: પિતાજી! બુઢાપાથી શા માટે બીઓ છો?

યયાતિ: (અકળાઇને) તું ઘરડો થશે ત્યારે ખબર પડશે! લુચ્ચો!

પુરુ: પિતાજી! દેવયાનીબા કહે છે તેમ ...મ.. શા માટે મુકો છો? આખા મનુકુલને લાંછન લાગે છે. મનુ, ઇલા, પુરુરવા ને નહુષ— ધરણીના ધુરંધરો—બાજી મરતા હશે. પૃથ્વીપતિ! ઉઠો, બેઠા થાઓ. એ પિતૃઓને પિંડદાને તો પછી તારીશ, પણ હમણાં એમનું કલ્પાંત તો શાંત કરવા દો. તમને મારી જુવાની મળ્યે શાતા વળશે? લો, તમે સુખ ભોગવો; હું ઘરડો રહેવા ખુશ છું.

યયાતિ: (મોઢું ફાટી) ઓ મારા ડાહ્યા દીકરા!

પુરુ: હા. લો મારી જુવાની લો. જાઓ મઝાહ કરો.

યયાતિ: (હર્ષથી) મારા દીકરા! (પુરુને ભેટે છે. પુરુ વૃદ્ધ બને છે ને યયાતિ જુવાન થઇ જાય છે. પોતાના તરફ પ્રશંસામગ્ન બની જોઇ રહે છે.) ઓ હો હો!—હું જુવાન—હતો તેવો થઇ ગયો! (હસીને દીલ પર હાથ ફેરવી) દેવયાની! શર્મિષ્ઠા! જુઓ, જુઓ. તેજ રંગ, તેજ રૂપ. (હાથ હલાવી) તેજ શક્તિ! મને મળી,—મળી—પાછી મળી. મારી જ્વલંત જુવાની. (ઉંડા શ્વાસ લે છે.) જગત જીતવા જેવું હવે લાગે છે. (પુરુ નિર્ગતિમાં ભોંય પર બેસી ગયો છે તેની તરફ જોઇ) ગભરાતો નહીં. હો દીકરા! હું તને બરોબર સાચવીશ. શર્મિષ્ઠા! એની બરોબર બરદાસ્ત કરજે. (પુરુ ને શર્મિષ્ઠા શરમના માર્યા નીચું જુએ છે.) ખેદ ન પામો. શર્મિષ્ઠા! હજુ ઘણાએ વર્ષો મોજમજાહના—

દેવયાની: (સખાઇથી) માનવરાજ! પુરુએ કહ્યું તે સાંભળ્યું?

યયાતિ: (ખેંચાઇને) શું?

દેવયાની: (ટાઢાશથી) આ જુવાની પિતૃઓનું કલ્પાંત શાંત કરવા મળી છે.

યયાતિ: (કચવાઇને) પિતૃઓ!—

દેવયાની: પૃથ્વીજેતા પિતૃઓ તમારી પાસે ત્રિભુવનવિજયની આશા રાખી બેઠા છે.

યયાતિ: (ગુસ્સામાં પગ પછાડી) જુવાની મળી કે પાછો ત્રિભુવનવિજય!

દેવયાની: (સખાઇથી) હા. સ્વર્ગના શિખરો ડોલવા લાગ્યાં છે. સૈન્ય વાટ જુએ છે. ચાલો.

યયાતિ: (ચારે તરફ કાયરતાથી જુએ છે ને દયામણું મુખ કરી હાથ જોડે છે.) દેવયાની! મારી મહામાયા! હું તારાથી થાક્યો. નથી જંપતી ને નથી જંપવા દેતી. (તે માથું નીચું કરે છે. દેવયાની તેને એક હાથ બેઠો પકડી જાય છે. શર્મિષ્ઠા નીચું જોઇ રહે છે, ને પુરુને માથે હાથ ફેરવે છે.)

(પડદો પડે છે.)

## પાંચમો અંક

[સમય થોડા દહાડા પછી

સ્થળ: અમરાવતીનું સભામંદિર મણિજડિત સુવર્ણના સ્તંભોની હારની હાર દેખાય છે વચ્ચે ઇંદ્રાસન ખાલી પડ્યું છે, અને આગળ વજ્ર પડ્યું છે યયાતિ અને વૃષપર્વા યુદ્ધમાંથી દરબારમાં વાત કરતા આવે છે અને સશસ્ત્ર છે.]

વૃષપર્વા: આખરે આપણે ઇંદ્રને હરાવ્યો.

યયાતિ: ( અભિમાનથી હસીને ) મેં દેવોનો કેવો પરાજય કર્યો!

વૃષપર્વા: કેટલી પેઢીએ આખરે વિજય થયો! મારા પૂર્વજોનું આજે વેર વળ્યું

યયાતિ: ( મલકાઈને ) હું તો જાણતો હતો કે હું જીતવાનો છું

વૃષપર્વા: ( મંદિર જોઈ અંજાય છે ) પણ માનવરાજ! જુઓ, જુઓ તો ખરા આ દેવસભાનું મંદિર!

યયાતિ: શું સુંદર છે! ( ઇંદ્રાસન તરફ જોઈ ) ને આ ઇંદ્રાસન! ( અશ્રુ સામું જોયા કરે છે. ) મારી અભિલાષાઓનું પરમ કેન્દ્ર— ( હર્ષથી ) ઇંદ્રાસન!

વૃષપર્વા: ( ક્રોધ પામી ) આપણા હાથમાં ને પેલું જોયું! ( ધીમેથી ) વજ્ર—

યયાતિ: મારા ખડ્ગથી જે મદાન થયું તે

વૃષપર્વા: પાતાળને કંપાવતું બળ કર શસ્ત્ર એ હવે આપણું.

યયાતિ: ( મુછ પર તાલ દઈ ) બીચારો ઇંદ્ર! પણ હજી દેવયાની ગુરુવરને તેડીને કેમ નહીં આવી?

વૃષપર્વા: ( કાન દઈ ) આ કોઈ એના જેવું જ આવતું જણાય છે આવા ચપળ, ઉત્સાહી ને સ્વસ્થ પગલાં કોઈ બીજાનાં પગલાં પાડતાં નથી

યયાતિ: ( હસીને ) તમે એનાં પગલાં સારી રીતે ઓળખો છો!

વૃષપર્વા: યયાતિ! અમારી તો આજે એ આધાર, પ્રેરણા ને ઉદ્ધાર.

યયાતિ: તમે બધાએ જ એમ કહી કહી એને ફટવી મુકી છે. ( હસીને ) લો, આ આવ્યાં.

[ દેવયાની મશાલ ને ઉતાવળમાં આવે છે. ]

વૃષપર્વા: પધારો, દેવયાની!

દેવયાની: ( ઉત્સાહથી સભામંદિર તરફ જોતાં ) આ દેવોનું સભામંદિર—આપણી નિરાધારીની શૃંખલાઓ જ્યાં ઘડાતી તે!

યયાતિ: ( હોંશથી ) પેલું ઇંદ્રાસન જોયું, દેવયાની! એના રંગ તો જો એના આછા આછા ઓળાઓથી મેઘધનુષ્યની ઝલક રચાય છે.

દેવયાની: ( ગર્વથી ને ઉન્નતાઈથી એકીટશે ઇંદ્રાસન તરફ જોયા કરે છે. ) આ ઇંદ્રાસન— અનુપમ અપ્સરાઓનું જન્મસ્થાન—

વૃષપર્વા: આચાર્યદેવ ક્યાં છે?

દેવયાની: આવવાની ના પાડે છે.

યયાતિ: કેમ?

દેવયાની: મને એમણે કહ્યું કે 'મારે પગ દેવો જેવી વિશુદ્ધ સ્વર્ગભૂમિ હજી થઈ નથી'.

વૃષપર્વા: ત્યારે? એમના વગર હવે શું કરવું તે કોણ કહેશે?

**દેવયાની :** પણ મારી જોડે આજ્ઞા કહાવી છે.

**યયાતિ :** આજ્ઞા !

**દેવયાની.** ( તિરસ્કારથી ) હા, આજ્ઞા !

**વૃષપર્વા :** શી ?

**દેવયાની :** ઈંદ્રાસનની કચ્ચરો કરી વીરે-વીરને વહેંચી આપો; વજ્રનો ભુકો કરી ભૂમિમાં ભેળવી દો; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એકાકાર કરી દેવ, દાનવ ને માનવને સમાન ને સ્વતંત્ર બનાવી તેમને સહવાસ ને સાહચર્ય આરંભવા કહો.

**યયાતિ :** ( ગુસ્સે થઇ ) } શું ?
**વૃષપર્વા :** ( અધીરાઈથી ) }

**દેવયાની :** ગુરુશ્રેષ્ઠની આજ્ઞા. સાંભળી ?

**યયાતિ :** પણ આ ઈંદ્રાસનની કચ્ચરો ને વજ્રનો ભુકો ?

**વૃષપર્વા :** દેવદાનવનું સાહચર્ય ?

**દેવયાની :** ( ખેદથી ) રાજન્ ! ઇંદ્રાસનનો બહુ મોહ છે ?

**યયાતિ :** પણ આખો અવતાર તો ' ઈંદ્રાસન, ઇંદ્રાસન ' કરી ગાળ્યો. ( ચાવીને ) ને હવે ઈંદ્રાસનનો ભુકો! ગુરુને પણ ઘરડેઘડપણ ઠીક નવા તુક્કા સુજે છે !

**દેવયાની :** (ખેદથી) માનવ ! ધીરા પડો. યુગોના અનુભવથી વિશુદ્ધ એવી શુક્રાચાર્યની દૃષ્ટિમાં દોષ મા જુઓ. અત્યારે તમને આ તમારા શૌર્યનો વિજય લાગે છે; વૃષપર્વાને એના વેરનો વિજય દેખાય છે. ભાર્ગવ આમાં સ્વાતંત્ર્યનું અનંત પ્રતિસ્થાપન ઇચ્છે છે.

**યયાતિ :** પણ ઈંદ્રાસન, દેવયાની ! એની કચ્ચરો કરીશું તો આપણે બેસીશું ક્યાં ?

**દેવયાની :** સપાટ ભૂમિ પર, બેલ !—જ્યાં ઉંચાનીચાનો ભેદ ન જડે ત્યાં. આ ઈંદ્રાસન પર આપણે બેસીએ ? ના, રાજન્ ! ના. ક્રૌર્ય ને જુલ્મની ગંગાજમનાઓ આ શૃંગેથી નીસરી છે. એના પર બેસનારે—પ્રસાદનો લોભ આપી લાલચ, ભક્તિનું નામ આપી નિરાધારી, કોપ દર્શાવી ભય એ બધાં પેદા કરી યુગે યુગે વિનાશ પ્રસાર્યો છે.

**યયાતિ :** પણ આપણે ઈંદ્ર જેવા ક્યાં છીએ ? એ ખરાબ હતો. આપણે કાંઈ છીએ ?

**દેવયાની :** રાજન્ ! ઈંદ્ર ખોટો નથી; ઈંદ્રાસન ખોટું છે. નિરંકુશ સત્તાનું એ સ્થાન પારાવાર દુઃખનું મૂલ છે. શુક્રાચાર્યનો સંજીવની મંત્ર જે સમજ્યો છે તે નમતો નથી, નમાવતો નથી; ડરતો નથી, ડરાવતો નથી; તે આસનનો લોભ કરે તો તેની કચ્ચરો કરવા માટે. પિતાજીની આજ્ઞાનો હેતુ ન પારખ્યો ? આજે આ ઈંદ્રાસન એક ઈંદ્રને ભયંકર કરી રહ્યું હતું; હવે એની કચ્ચરો વીરેવીરને ભયંકર કરી ત્રણે ભુવનને નિર્ભય કરશે.

**યયાતિ :** ( કંટાળીને ) દેવયાની ! તારા પિતાજીની આજ્ઞા કેવળ ઘેલીઆની છે. મેં જીંદગી બરબાદ કરી આ ઇંદ્રાસન લેવા, ને હવે—એનું દાન કરું ? વાત લાવી છે ! ના, દેવયાની, ઇંદ્રાસન મારું છે. હું એના પર બેસીશ. તારે આવવું હોય તો ચાલ. ( દેવયાનીને લઇ જવા મથેછે.)

**દેવયાની :** ( ચેતવણી આપતી ) ના, ના રાજન્ ! આ જગતોની પાશગ્રંથી છે ને કવિ ઉશનસે આ ગ્રંથી છેદી જગતોને મુક્તિ આપવા જંગ આરંભ્યો છે. હું એના પર કદી નહીં

બેસું. અને તમે પણ બેસો તે પહેલાં વિચાર કરજો. એની ઉચ્ચતાથી તમને તમ્મર આવશે એની ભભકથી તમે અંધ બનશો એની મોહિની તમને ઘમંડી બનાવશે એના પર બેસશો તો ઉતરાશે નહીં. અને સદાએ બેસી રહેવાના લોભથી તમે ક્રોધ અને ક્રૌર્યને ઉત્તેજશો,—જંતુમાત્રનાં શક્તિ ને સ્વાતંત્ર્યને ડામવા તત્પર થશો—ભક્તિ કરાવવા ભય પ્રસારશો—ભય પ્રસારવા નિરાધારી પ્રગટાવશો. રાજન્! પિતાજીની આજ્ઞા નહીં અવગણો.

**યયાતિ:** બહુ થયું! બહુ થયું! તો ચોખ્ખું કહેની કે તારા પિતાની ગરજ પતી કે તેં તકરાર કરવા માંડી.

**દેવયાની:** (ગર્વથી) જ્યાં સુધી અભિમાની ઘમંડીઓ ને અધમ કાયરો છે ત્યાં સુધી એમની ગરજ પતી નથી.

**યયાતિ:** કહી રહી? ઈંદ્રાસન મેં મારે હાથે મેળવ્યું છે અને હું તે પર બેસીશ, વજ્ર ધરીશ અને ત્રિભુવન મારી ભક્તિ કરશે ને તું સાથે નહીં બેસશે તો શર્મિષ્ઠાને બોલાવીશ પણ ભૂલો...ઈંદ્રાણી ઈંદ્રાસનને વરી છે, ઇંદ્રને નહીં....

**દેવયાની:** ત્યારે યયાતિ! તમારાં કર્મનાં ફળ તમે ભોગવો. ભાર્ગવની પુત્રી અહીંઆ પળ વાર પણ નહીં ઉભી રહે.

**વૃષપર્વા:** કેમ!

**દેવયાની:** વૃષપર્વા! તમે પણ અત્યારે ભાન ભૂલ્યા છો. આ તો તેનું તેજ. યયાતિ ઈંદ્રાસને બેસી ઇંદ્ર થશે. ઇંદ્ર પાતાળે ચંપાઇ વૃષપર્વા થશે કવિ ઉશનસ ઇંદ્રને પડખે ઉભા રહી યયાતિનો પરાજય સાધશે.

**યયાતિ:** યયાતિનો પરાજય!

**દેવયાની:** હા ઉશનસ ઇંદ્રાસન લેવા ઉત્સુક છે. જે તેના પર બેસે તે એનો વેરી. વૃષપર્વા! તમે પણ ગુરુવર્યની આજ્ઞા ઉલ્લંઘો છો!

**વૃષપર્વા:** દેવયાની! મહા મહેનતે મેળવેલું સ્વર્ગ સુરો સાથે વહેંચી લેવા હું તૈયાર નથી.

**યયાતિ:** જા, દેવયાની! શુક્રાચાર્યને કહેજે કે જે થાય તે કરી લે. ઈંદ્રાસન મેળવ્યું છે તે મારા બાહુબળે. આટલા દહાડા શું કરતા હતા!

**દેવયાની:** જે આટલા દહાડા કરતા હતા તેજ કરશે—ઘમંડી ને કાયર બનેનો વિનાશ. જાઓ, યયાતિ! વૃષપર્વા! તમારો મોહ પૂરો કરો પણ જેને ઇંદ્રાસન છે તેટલી બુદ્ધિ પણ નહીં હરી લે જેને, હું જાઉં છું. (જાય છે)

**યયાતિ:** (હસીને) આવજો! વૃષપર્વા, સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ.

**વૃષપર્વા:** (ખચકાઇથી) વારુ, તમે ઈંદ્રાસન લેવાના ત્યારે મને શું મળવાનું?

**યયાતિ:** (ગર્વથી) ગભરાશો નહીં હું તમારું રક્ષણ કરીશ.

**વૃષપર્વા:** રક્ષણ! મારે મારા પૂર્વજોની ભૂમિ જોઇએ છે. દેવોને પાતાળે મોકલી આપીએ.

**યયાતિ:** તમે અહીંઆ રહેવા માગો છો—આ અમરાવતીમાં!

**વૃષપર્વા:** આ અમારી પુરાણી જન્મભૂમિ—

**યયાતિ :** વૃષપર્વા! ભૂમિ જીતે તેની—જન્મે તેની નહીં.

**વૃષપર્વા :** (ક્રોધથી) શું કહો છો?

**યયાતિ:** નહીં સાંભળ્યું? વૃષપર્વા! મેં જીતી તે ભૂમિ મારી.

**વૃષપર્વા :** પણ મેં નથી જીતી? આજે હજારો વર્ષોના વિગ્રહ અમે શા માટે આદર્યા?

**યયાતિ :** તે તમે જાણો. પણ ત્રિભુવન-વિજેતા યયાતિજ ત્રિભુવનનો નાથ થશે.

**વૃષપર્વા :** (ખુન્નસથી) એટલે અમારે તો એક ઇંદ્ર ગયો ને બીજો આવ્યો!

**યયાતિ :** (તિરસ્કારથી ઇંદ્રાસન તરફ ફરી) જોઇએ તો એમ ગણો.

**વૃષપર્વા :** (એકદમ કુદી યયાતિને ભોચીમાંથી પકડેછે.) મારા જીવતાં તને ઇંદ્ર નહીં થવા દઉં.

[યયાતિ પાછો ફરી બાઝે છે. ક્યાં સુધી દ્વંદ્વયુદ્ધ થાય છે. અને યયાતિ વૃષપર્વાને મારી નાંખે છે.]

**યયાતિ :** (ખડખડ હસીને) મારા જીવતાં-જ ઇંદ્ર થવાશ. (આમ તેમ ફરે છે.) સારું થયું કે દેવયાની ગઇ ને ઉશનસ રીસાયા. નહીં તો આને સજીવન કરત. ઇંદ્રાસન! મારા જીવનના પરમ લક્ષ્ય! આજે તો મારું છે... સદા મારું રહેશે? (ધીમેથી પાસે જઇ ઇંદ્રાસન પર બેસે છે. ગર્વથી ટટાર બનીને) આજ મારું સ્થાન—આજનું ને સદાકાલનું. (મુછ પર તાલ દઇ) ઇંદ્રાસન! ઇંદ્ર ને વૃષપર્વાના વિજેતાથી તું આજે શોભે છે. તારાં પણ અહોભાગ્ય છે. ત્રણ લોકનો નાથ, હું, અહીંઆં બેસી જગતોને પાળીશ અને મારાં શાસનો અનંત કાળની પ્રજાઓ ભક્તિભીને હૈયે ઝીલશે. બીચારા શુક્ર! છેક અક્કલ ન ખોઇ હોત તો મારું ગુરુપદ શોભાવત. પણ ડાહ્યા બહુ તો! સેનાપતિ!

**સેનાપતિ :** (આવે છે ને અંજાઇને પગે લાગે છે.) કૃપાનાથ! ઇંદ્રાસનના અધિકારી!

**યયાતિ :** સેનાપતિ! આજે હું ઇંદ્રનો પણ ઇંદ્ર છું. આ વૃષપર્વા પણ ગયો. તું ઇંદ્રને લઇ આવ. હવે હું એનો રસ્તો કરું.

**સેનાપતિ :** જેવી ત્રિભુવનના નાથની આજ્ઞા. (જાય છે.)

**યયાતિ :** (સ્વગત) સ્વચ્છંદે સૃષ્ટિને શાસવી, એક આંગળીએ જીવનવિધાન કરવું, જીવોની ભક્તિનો અર્ધ્ય લેવો—એ તો મારા જેવા કોઇક ભાગ્યશાળીનાજ ભાગ્યમાં હોય. મનુ! ઇલિ! પુરુરવા! પિતૃલોકમાંથી જુઓ, આનંદ પામો. પૂર્વજો! તમારું કુલ તમારા પુત્રે આજે તારી નાંખ્યું છે. પિતૃઓ! મારી કીર્તિ, રવિના પ્રકાશ સમી, તમારાં કૃત્યો પણ દીપાવશે. બીચારી દેવયાની! એને ન સ્ત્રી થતાં આવડયું ને ન ઇંદ્રાણી થતાં આવડયું. કોઇ શું કરે? ભીખારીના હાથમાં આખરે તો હાલ્લુંજ રહ્યું—વૃદ્ધ ને જીદ્દી પિતાનું ખોખરું હાલ્લું.

[સેનાપતિ ઇંદ્રને લઇને આવે છે. ઇંદ્ર તેજસ્વી, સબલ ને શાંત છે. એની આંખો ગર્વથી ઘેરાએલી છે. એને માથે મુકુટ નથી, એના હાથમાં શસ્ત્ર નથી. કાને, કોટે, ને

હાથે અલંકારો છે એના ચિનાંશુકના વસ્ત્ર પર માનવરક્તનાં ડાઘા છે. ]

સેનાપતિ: ત્રિભુવનના નાથનો જય !

યયાતિ : ( થોડી વાર ઇંદ્ર સામું આડંબરથી જોઈને ) ઇંદ્ર! તારું સ્વર્ગનું સામ્રાજ્ય તો ગયું બોલ, હવે શું જોઈએ છે? નહુષનો પુત્ર જેવો શૂરવીર છે તેવો ઉદાર પણ છે

ઇંદ્ર: માનવરાજ ! હું હાર્યો માનવ ધારે તો દેવને જીતે એ હું આજે શીખ્યો. ગઈ ગુજરી હવે વીસરી જાઓ તો દેવમાનવનો સહચાર આરંભીએ

યયાતિ: સહચાર, ઇંદ્ર ! તારા ગર્વનો પાર નથી. સહચાર ! તારો ને તારા દેવોનો ! માંડો, સેવા કરી કરી જીવ જશે.

ઇંદ્ર ( શાંતિથી ) દેવો કોઈને સેવતા નથી

યયાતિ: તો સેવા કરતાં શીખવું પડશે. બોલ, શું કહે છે?

ઇંદ્ર: તમે શું કહો છો ?

યયાતિ: ( રોફથી ) જા, તારા દેવોને લઈને તું પાતાળમાં જઈને રહે શંબર તો આ મુઓ એટલે ત્યાં જગા છે હું તારું રક્ષણ કરીશ—તું મારી સેવા કરજે

ઇંદ્ર: સેવા કરી અમે કોઈનું સંરક્ષણ માગતા નથી. કે અમને અમારા સિવાય બીજાનું સંરક્ષણ સ્વીકાર્ય નથી.

યયાતિ: આ ઠાલી બોલો બોલી મને નપાવ નહીં, ઇંદ્ર ! એમાં સાર નથી.

ઇંદ્ર: અમે હાર્યા છીએ—હવે કશામાં અમને સાર દેખાતો જ નથી.

યયાતિ: ( અધીરાઈથી ) હું તમને—

ઇંદ્ર: તમે અમને મારી શકવાના નથી.

યયાતિ ( ડોળા કાઢી ) આ ઇંદ્રાસન મારું છે

ઇંદ્ર. ( દૃઢતાથી ) એ આસન જે બેસે તેનું

યયાતિ: ( ઉગ્રતાથી ) મૂર્ખ ! હવે આ વજ્ર પણ મારું છે

ઇંદ્ર. ( શાંતિથી ) જે નિર્ભય હોય તેનું શસ્ત્ર

યયાતિ. ( ક્રોધથી ) હું ડરું છું ? ઇંદ્ર, લે ! ( ઇંદ્રાસન પરથી ઉઠી વજ્ર ઉંચકી ઉગામે છે.)

ઇંદ્ર. દુષ્ટ ! અવિચારી માનવ ! નિર્ભયને વજ્ર છેડતું નથી ( યયાતિના હાથમાંથી વજ્ર લઈ લે છે. યયાતિ ડરતો ગભરાતો ઇંદ્રાસનના પડખે ભરાય છે ) યયાતિ ! મેં શું કહ્યું હતું ? જે નિર્ભય હોય તેનું શસ્ત્ર. અભિમાની પામર ! અમે તારાથી કે તારા સૈન્યથી હાર્યા એમ માને છે ? મૂર્ખ ! ( યયાતિ ગભરાતો પગે લાગે છે. ) અમે હાર્યા પરમ સુપુત્ર ઉશનસની અડગ શક્તિ ને નિઃસ્વાર્થ આત્મભાવથી ..

યયાતિ. એમ ? ક્ષમા કરો, દેવેંદ્ર ! -

ઇંદ્ર. તારા જેવા માટે સ્વર્ગ સારું નથી. ( વજ્ર પછાડે છે ભયંકર ગગડાટ ને વિદ્યુતના ચમકારા પ્રસરી રહે છે. કાંઈ દેખાતું નથી. માત્ર યયાતિની ચીસો સંભળાય છે. )

( પડદો પડે છે. )



## છઠ્ઠો અંક

[ **સમય** : તેજ દિવસ – મધરાત પછી.

**સ્થળ** : પાતાળની ખીણ. ચારે તરફ અંધકાર પ્રસરી રહ્યો છે. કાંઇ દેખાતું નથી. એકદમ આકાશ ગગડે છે, વીજળી ચમકે છે ને કડાકા સંભળાય છે. ચારે તરફ આવેલા પર્વતો – જે ઉંચા ને ઉંચા જતા દેખાય છે તે – ધ્રુજે છે. વીજળીના ચમકારામાં શિલા પર શુક્રાચાર્ય સુતેલા જણાય છે. પાસે ઉભી ઉભી દેવયાની ગ્રોકી કરે છે. તે ચીકી પણ સખત ને નિર્ભય છે.

ધીમે ધીમે પર્વત ઉપરથી દાનવ ને માનવનાં મુડદાં પડે છે, અથવા ગબડીને આવે છે. કેટલાક શબોમાંથી ધુમાડા ને ભડકા નીકળે છે. દુર્ગંધ ફેલાય છે, ને ઘેરો, રાતો, અસ્થિર પ્રકાશ, વિદ્યુલ્લેખાથી ભેદાતો, પ્રસરી રહે છે.]

**દેવયાની** : આ શું? બીજાજીનો બીજાજ પુરો થયો લાગે છે....ઈંદ્રે અમરાપુરી પાછી લીધી? (એક બળતું શબ ગબડીને તેના પગ આગળ પડે છે. ચમકીને) આ કોણ? વૃષપર્વા! અરરર! ગુરુ છોડયા ને બીચારાની આ દશા થઇ? (શબને) મૂર્ખરાજ! હવે સંજીવનીએ તમને સજીવન કોણ કરશે?...દાનવપતિ! અનહદ પ્રાબલ્ય ને અડગ પ્રેરણા તમને મળ્યાં તોએ નકામાં ગયાં...અસ્થિર મનના દ્વેષીને લલાટે વિજયી સ્વાતંત્ર્ય કયાંથી લખ્યું હોય? (શૃંગો તરફ જુએ છે. એકદમ ગગડાટ ને વીજળી વધે છે. ને યયાતિ, સ્વર્ગમાંથી જોરથી ફેંકાએલો, દેવયાની ઉભી છે ત્યાં નિશ્ચેતન બની પડે છે. 'ઓ મા!' ની કારમી ચીસ સંભળાય છે ચમકીને)

આ કોણ? મનુના પુત્ર? શું એમનો ઈંદ્રાસનનો લોભ પુરો ન થયો? (જઇને જુએ છે.) હા, એજ. જીવે છે કે નહીં? (નીચી વળી જુએ છે.) જીવે છે. (જીવતો જોઈ પાણી લાવી છાંટે છે. બીજાં થોડાંક શબો ગબડીને આવે છે ને ગગડાટ બંધ થાય છે.)

માનવોને સ્વર્ગમાંથી ફેંકી દીધા ને ઈંદ્ર પાછા ઈંદ્રાસને બેઠા એમ લાગે છે...ખરી વાત...ઈંદ્રાસન રાખવુંજ હોય તો પછી યયાતિ કરતાં ઇંદ્ર શો ખોટો? સત્તા સ્વીકારવીજ હોય તો સત્વશીલની સારી. (યયાતિ તરફ ખિન્નતાથી જોઇ) હાથમાં આવેલો જય જતો કર્યો, નહુષપુત્ર? પણ એમાં એમનો શો વાંક? જુલ્મી સત્તાના એ સિંહાસનથી શચીના પતિ પણ નિર્મોહ થતા નથી તો આ અભિમાની ને નિઃસત્વ પામરનું શું ગજું?... આખરે ઇંદ્રે અમરાપુરી પાછી લીધી. એટલે હવે જગતો પર વજ્રીનો જુલ્મ પ્રસરવાનો ને પિતાજીનું કર્યું કારવ્યું નકામું જવાનું. ને ભયભીત દાસો પ્રણિપાત કરી કરી, સંરક્ષણની ભીખ માંગી માંગી નિર્ભય બનવાની મહેનત કરવાના! કયાં આ દાસત્વ ને કયાં ગુરુવર્યનો મોચનમંત્ર?

**યયાતિ** : (ભાનમાં આવતાં) ઓ – ઓ – ઓ મા રે! (બેઠો થાય છે.) ઓ – ઓ! (આંખ પરથી લોહીઆળા વાળ ઉંચા કરે છે.) ઓ દેવેંદ્ર! મને ક્ષમા કરો. હું તમારો દાસ છું – પગની રજ છું. (દેવયાની તિરસ્કારથી હસે છે.) અરરર! – આ કોણ? (બીને) દેવયાની! ભાર્ગવી!...ના, ના. એ તો સ્વપ્નું! (આંખો

મીંચી) એ ઉકરડો એના બાપની પાસે ગઈ— પાછી નહીં આવે. (પગે લાગે છે) સહસ્રાક્ષ! બધો વાંક એનો જ છે. એણે જ મને ચઢાવી ચઢાવી બધું કરાવ્યું. તમારી કૃપા, મારા દેવ!—

દેવયાની: (હસીને) કૃપાકાંક્ષી માનવ! તમારા કૃપાનાથે તો તમને સ્વર્ગેથી ધકેલી મુકયા. આ દેવયાની સ્વપ્નું નથી, જીવતી જાગતી ઉભી છે...

યયાતિ: (આંખો ફાડી) જીવતી જાગતી! ઓ મારા બાપ! તું જા...તું હશે તો દેવેંદ્ર મને ક્ષમા નહીં કરે.

દેવયાની: હું તમારી પાસે ક્યાં આવી છું? તમારા દેવેંદ્ર સ્વર્ગેથી તમને મારા પગ આગળ ફેંકયા. હું શું કરું? (ખેદથી) રાજન! કુશલ્યુતાના સ્મરણો આટલો ત્રાસ દે છે! (કટાક્ષથી) વીરતાની મૂર્તિ! ગભરાઓ નહીં. હું તમને શુદ્ધ કરવા, તમારું સ્વત્વ સિદ્ધ કરવા, ને તમારું સ્વાતંત્ર્ય સાચવવા ફરી નહીં પ્રેરું. જાઓ તમારે માનવલોક. ભક્તિભીના બની નમસ્કારો આરંભો, માળા ધારી નિરંતર ઈંદ્રનું નામ જપો, દયામણે નયને સ્વર્ગના નાથની કૃપા યાચો. જ્યારે તમારું સ્વત્વ નષ્ટ થશે, જંતુ જેટલું પણ તેજ તમારામાં રહેશે નહીં, ત્યારે જેના ઇંદ્રાસન પર બેસવાના તમને કોડ હતા તે તમારા જેવા કંગાલનો કૃપાનાથ બનશે. તમારો એ ભક્તાધીન ભગવાન ત્યારે પેટ પુરતું ધાન, શક્તિ પુરતી સેવા ને મરણાકાંક્ષા ન થાય એટલું સુખ તમારે માટે મોકલી આપશે. તમારાનુંજ તમને એ દાન મળે તે નાક ઘસી લેજો— અને પડ્યું તેનાથી વધારે દુઃખ એણે તમને ન બક્ષ્યું એમ ઉપકારવશ થઈ ઉચ્ચારજો

યયાતિ: દેવયાની! તને પગે લાગું પણ મને આ બોલો સંભળાવ નહીં. તું બોલે છે ને મારા હૈયામાં પાછી ઝનુન ભરાય છે. હું નમ્ર છું, દેવનો દાસ છું, તેમની કૃપા એ મારું ધન છે. (ઉભો થાય છે) મારે અહીંઆં નથી રહેવું. માનવલોક જઈ મારે મઘવા આરાધવા છે. એની ભક્તિ વિના મારે બધું વર્જ્ય છે.

દેવયાની જાઓ, યયાતિ! ભીખના વૈભવ ભોગવો. કર્મે લખ્યા છે તે કાંઈ છુટશે?

યયાતિ: (જવા લાગે છે.) હું જાઉં છું પણ તું શું કરશે? તારા પિતાનું તપ તો પરવાર્યું. તું એની જોડે રઝળી જશે.

દેવયાની: (ગર્વથી) હું! હું અરણ્યે રઝળીશ, વજ્રે ભેદાઈશ, એકલી મરીશ—પણ હું નમતું નહીં આપું—તમને કે તમારા ભગવાનને.

યયાતિ જેવી ઈચ્છા. (જવા જાય છે. વજ્રનો ગગડાટ થાય છે. યયાતિ બેસીને ભોંય પર માથું ઝુકાવે છે.) આવ્યો, આવ્યો મારો દેવ! મારો તારણહાર!

દેવયાની: (ગર્વથી) ચુપ! તમારા કરગરાટથી શાંતિ કંપાયમાન ન કરો. (તેજના વર્તુલમાં વજ્રધારી ઇંદ્ર આવી ઉભા રહે છે.) ને વળી! તમે આવ્યા તે મેં જાણ્યું. હજાર રાતના ઉજાગરા પછી મહાભાર્ગવ નિદ્રા સેવે છે. પણ તમારી ગર્જના અહીંઆ ગભરાટ પ્રસારે એમ નથી. આ માનવનો આર્તસ્વર ને તમારો આડંબર એને સ્પર્શવાના નથી.

ઇંદ્ર: કોણ દેવયાની! મારી જયંતીની જીવતી પ્રતિમા! (ભેટવા જાય છે.)

યયાતિ: (બબડે છે) મારા દીનાનાથ—

**દેવયાની:** ત્યાંજ ઉભા રહો, આ દીનના નાથ ! માતામહરૂપે આવો ત્યારે દૌહિત્રીને ભેટવા દોડજો. અત્યારે, તમારા જુલ્મના નિભાંગી ભોગો પડયા છે ત્યાં—તમારા ભક્તનાં ભયભીનાં સ્તોત્રો કાને પડે છે ત્યાં—શુક્રની સુતાને સ્પર્શશો નહીં.

**ઇંદ્ર:** કેમ ?

**દેવયાની:** એ જુલ્મીને સ્પર્શે અભડાશે.

**યયાતિ:** (નીચું જોઇ) ભક્તપ્રતિપાલ !

**ઇંદ્ર:** જીદ્દી છોકરી ! તારી માની જીદ તારામાં પણ ઉતરી છે. તારા પિતાની ..ી મારો સ્નેહ છોઠી તે પણ ઉશનસને ..ને રહી હતી.

**દેવયાની:** દેવેંદ્ર ! તમારો સ્નેહ એવો કેવો તમારી દુહિતા ને દૌહિત્રીને પણ તે આકર્ષક ..ગતો નથી ?

[ શુક્રાચાર્ય પાછળ જાગીને બેઠા થાય છે. ]

**ઇંદ્ર:** બેટા ! હું તારા પિતાને અને તને સ્વર્ગે લઇ જવા આવ્યો છું. દાનવો બધા મુઆ. માનવોએ—

**યયાતિ:** (બબડે છે) અધમોદ્ધારણ નાથ—

**ઇંદ્ર:** (ગર્વથી) મારી ભક્તિ સ્વીકારી છે. હવે ત્રિભુવનમાં મારી સામું થાય એવું કોઇ રહ્યું નથી.

**શુક્રાચાર્ય:** (પથ્થર પરથી ઉતરી આવે છે.) ઇંદ્ર ! તું ભુલે છે.

**ઇંદ્ર:** (પગે લાગી) કોણ, મહા ભાર્ગવ ? પ્રસન્ન થાઓ !

**શુક્રાચાર્ય:** પુત્ર ! (હસીને) તારો જુલ્મ જાય, ને તારું વંશ ભાંગે એ આશિષ આપું ? તને નહીં ગમે.

**યયાતિ:** (બબડે છે.) દીનબંધુ—

**ઇંદ્ર:** (જ્વાળા ગળી જાય છે.) મહર્ષિ-વર્ય ! હું આપને નિમંત્રવા આવ્યો છું. દેવો સંજીવનીના નાથને આદર આપવા એકપગે થઇ રહ્યા છે.

**શુક્રાચાર્ય:** (ખડખડ હસીને) ત્રિભુવનમાં કોઇ તારી સામું થઇ શકતું નથી તેથી ? ઇંદ્ર, તેથીજ હું નહીં આવું. જ્યારે તારામાંથી ઇંદ્રાસનનું અભિમાન ને વજ્રનો તોર જશે ત્યારે તારી સાથે આવીશ, ત્યાં સુધી નહીં.

**ઇંદ્ર:** કવિ ! ગુરુશ્રેષ્ઠ ! પણ હવે લઢનાર કોઈ રહ્યું નથી. તમારા દાનવોનો વિનાશ થયો; માનવોએ મારી પૂજા સ્વીકારી. હવે શું રહ્યું ? ફોગટ ફાંફાં શા માટે મારો છો ? સ્વર્ગે પધારો.

**શુક્રાચાર્ય:** ઇંદ્ર ! ભૃગુનો પુત્ર છે તેવો ને તેવોજ: તારી ભભકથી અણઅંજાએલો, તારી સત્તાથી અસ્પર્સ્ય; તારી ભક્તિ ઉખેડવા હતો તેવોજ ઉત્સાહી. (પાછા ફરી દંડને કમંડળ હાથમાં લે છે.)

**ઇંદ્ર:** (ચમકીને) ક્યાં જાઓ છો ?

**શુક્રાચાર્ય:** જગદ્વિમોચનની જાત્રાએ—

**ઇંદ્ર:** જગતો તો બધાં મારાં છે.

**શુક્રાચાર્ય:** (ડોકું ધુણાવી) ઇંદ્ર ! જે જગતો તું આજે તારાં કહે છે તે કાલે મારાં થશે. તેં બધું જીત્યું, પણ હું અજય્ય છું. જ્યાં મારો પગ પડશે ત્યાં તને દઝાડતો પ્રતાપ પ્રગટશે. જ્યાં મારો ઘોષ થશે ત્યાં સ્વાતંત્ર્યગર્જનના પડઘા પડશે.

**ઇંદ્ર:** (ચકિત થઇને) પણ તમે એકલા છો.

**દેવયાની :** દેવેંદ્ર ! તેજનો નાથ એક સુધાનો પતિ એક અખુટ આદર્શની પ્રેરણા-મૂર્તિ પણ એકજ

**ઇંદ્ર :** પણ—પણ દેવયાની ! એમને જવા દે. હું તો મારી જોડ થાય આચાર્ય ! આ સુકુમાર બાળા પર શા માટે તમારી ઉદાર કરવત મુકો છો ? સાથે રાખશો તો એના ભોગ લાગશે

**દેવયાની :** દેવેંદ્ર ! મહાભાગ્ય કોઈના ભોગ થતા નથી, કોઇનો ભાગ લેતા નથી હું મારી મેળેજ એની સાથે રહું છું ને રહીશ.

**ઇંદ્ર :** આચાર્ય ! એને સમજાવો એણે તો આ એના પતિ સાથે રહેવું જોઇએ તેમ ન રુચે તો મારે ત્યાં એ સુખી થશે

**દેવયાની :** મારું સ્થાન નથી આ અધમને ત્યાં ને નથી તેના ઉદ્ધારકને ત્યાં કવિની કન્યાનું સ્થાન કવિની સાથે

**ઇંદ્ર.** પણ તું ક્યાં ક્યાં રખડશે ? શું કરશે ?

[ યયાતિ ગભરાઇને ઉંચું જુએ છે ]

**દેવયાની :** ખરું ખરું—આ પરમ મુમુક્ષુની સેવા કરતી, આ પાશચ્છેત્તાની પડખે રહી હું સેવાધર્મીને બંડખોર, કાયરને મુમુક્ષુ અને ભક્તને ભગવાન કરીશ

**ઇંદ્ર :** ગુરુવર્ય ! આ છોકરી તો ગાંડી થઈ ગઈ છે. એને તમે કાંઇ સમજાવો

**શુક્રાચાર્ય :** હું શું સમજાવું ? સ્વેચ્છા વિનાની સેવા હું કદી સ્વીકારતો નથી દેવયાની મારા યજ્ઞો ને મારો આશય સમજે છે. તે સ્વેચ્છાથી મારી સાથે આવે છે. જો એ થાકશે તો પાછી આવશે.

**ઇંદ્ર.** પણ ના, ના, મારી કાવ્ય, કુમળી દેહિનીને હું તમને ઉગતી ઉમ્મરે કરવા નહીં દઉં એ નહુષની કુલવધૂ છે. પિતૃલોકમાં એ યયાતિ સાથે સંચરશે.

**શુક્રાચાર્ય** પિતૃલોક !—

**ઇંદ્ર** હા. એ તો માનવ પિતૃઓમાં ભળશે. તમારા પિતૃઓમાં નહીં

**શુક્રાચાર્ય** ( ચિંતાથી ઉંચું જોતા ) ખરી વાત—

**દેવયાની** ( ચિંતાતુર ) બાપુ ! માતામહ શું કહે છે ?

**શુક્રાચાર્ય.** ( ખેદથી ) બેટા ! તારા માતા-મહ ખરું કહે છે. તું આ લોક છોડીશ ત્યારે તારે આ માનવના પિતૃઓમાં ભળવું પડશે—મારા—

**દેવયાની** ( ચમકીને ) તમારા—આપણા પિતૃઓમાં નહીં ભળું ? ( નીચું જુએ છે. )

**ઇંદ્ર** ગુરુવર્ય ! એને મુકી જાઓ.

**શુક્રાચાર્ય** દેવયાની ! શી ઇચ્છા છે ?

**ઇંદ્ર** એમાં ઇચ્છા—

**દેવયાની :** ( માથું ઉંચું કરી ) ઉભા રહો. માતામહ ! ( તેજસ્વી નયને ) હું જોઉં છું કે પિતૃઓ મને મારા પિતાથી કેમ છુટી પાડે છે .. ને બાપુ ! ચાલે, હું તમારી સાથે આવું છું— આ લોકમાં ને પરલોકમાં. ( આંખો ફાડી ) મારી દષ્ટિએ પડે છે વિમુક્ત જગતોનાં સ્વાતંત્ર્ય ને સુખ... ચાલો, આપણે તેને સંઘરીએ...... ( શુક્રાચાર્યના ખભા પર હાથ મુકી તેને આગળ લઇ જાય છે. )

**શુક્રાચાર્ય :** ( ગર્વથી ) ચાલ બેટા, ત્યારે આપણે આપણી યાત્રા આરંભીએ. જેને

ત્રણ લોકનો ડર નથી તેને પિતૃઓ શું કરવાના છે? ને...ને... (ગર્વથી જુએ છે.)

**ઈંદ્ર :** (બીકથી) ને—

**શુક્રાચાર્ય :** ને જરુર પડશે તો બેટા, આપણે બે જણ જગદ્વિમોચનના જોદ્ધાઓનું જુદું પિતૃલોક વસાવીશું. ચાલ. (દેવયાનીને સાથે લઇ પુંઠ ફેરવી ચાલવા માંડે છે.)

**દેવયાની :** ચાલો, વિમોચનવિહૃલો વાટ જુએ છે. (બંને જણ હાથમાં હાથ રાખી રંગભૂમિ પર દૂર જતાં જાય છે.)

**ઇંદ્ર :** (નિરાધારીથી) ઓ—

**યયાતિ :** (નીસાસો નાંખી) ઉંહ—

[ દૂર ને દૂર શુક્રાચાર્ય ને દેવયાની જતાં દેખાય છે ને ઉગતા ચંદ્રમાં તેમની છાયાં નાની ને નાની થતી જાય છે. અને સૃષ્ટિ પ્રકૃતિગાનના ઉલ્લાસમય આલાપોથી દશે દિશા ગજવી મુકે છે. ]

પડદો પડે છે.



# નલિની

લેખક

રો૦ મંજુલાલ જમનાલાલ દવે

## પાત્રો :

| | |
|---|---|
| સૂર્ય | ... ... ... ... ... ... |
| લોકગણ | ... ... ... કલ્યાણનગરના મુખ્યમુખ્ય પુરજનો. |
| અનુચરી | ... ... ... ... ... ... |
| નરેશ | ... ... ... ... કલ્યાણનગરનો રાજા. |
| અતુલ ને કુમારી | ... ... ... ... નરેશ નલિનીના પુત્રપુત્રી. |
| સેવક | ... ... ... ... ... ... |
| પ્રતાપ | ... ... ... .. વીર અતિથિ હેવ પાડ્યો એક |
| અનુચર | ... ... ... ... ... |
| નલિની | ... ... ... વિક્રમદેવની પુત્રી ને નરેશની પત્ની. |
| જયમલ | ... ... ... ... ... નરેશનો મિત્ર. |

[નરેશનો મૃત્યુકાળ આવી લાગતાં સૂર્ય તેને એક શરતે બચાવવા તૈયાર થાય છે, તેને બદલે અન્ય કોઈ મનુષ્યને સાટે જવા કબૂલે. તેનાં વૃદ્ધ માતાપિતા, તેના મિત્રો એમાંથી કોઈ પણ એને બદલે પોતાનો જાન આપવા તૈયાર થતું નથી. આખરે એની પત્ની નલિની તૈયાર થાય છે નરેશ બીજી પત્ની પરણી તેનું ફરી પણ અપમાન ન કરવાની પ્રતિજ્ઞા લે છે. નલિની મૃત્યુ પામે છે નરેશને ત્યાં પ્રતાપ નામનો અતિથિ આવે છે. શોકનિમગ્ન છતાં પણ નરેશ તેનો સત્કાર કરે છે.

હવે આગળ વાંચો.]

[ જયમલ તથા સેવકો પ્રવેશે છે. ]

**જયમલ :** ઓ પુત્ર! તારા આ દુઃસહ જીવન પ્રસંગે દુઃખ ને ગ્લાનિમાં ડુબતો એવો તારો આ પિતા તને સાંત્વન દેવા આવેલ છે. ખરે, તારો શોક તીવ્ર ને ઉત્કટ છે. કારણ સુલક્ષણી ને પુણ્યવંતી આવી પત્ની ભાગ્યેજ આપણે અહીં આ જગતમાં પામી શકીએ છીએ. અને છતાંય કઠિણમાં કઠિણ દુઃખોને સહવાં એજ આપણું કર્ત્તવ્ય છે. તો લે આ અલંકારોને તે વડે તેને શણગારી પૃથ્વીપાર્યને પ્રદેશ પાઠવી રહે. તારે સટે પોતાના જીવનનું બલિદાન દેનારી આવી પત્નીશ્રેષ્ટ નલિનીનું શબે સર્વથા વન્દનીય છે. એણે જ મને અત્યારે અપુત્ર નથી રહેવા દીધો; એણેજ મને મારા છેલ્લા દિવસોમાં તું-વિહોણો નથી થવા દીધો. સર્વ તેની બહેનોની-સમસ્ત સન્નારી ગણની દષ્ટિમાં તેની કીર્તિ ને ખ્યાંતિ સદા અવિચળ રહેવાની. ઓ મારા પુત્રની ઉગારનારી! ધન્ય હો, ધન્ય હો, તને! પૃથ્વીપાર્યના એ પ્રદેશોમાં સદૈવ તારા ફરતાં સુખ ને કલ્યાણ વર્તી રહો. આવાં જ લગ્ન લાભદાયી છે. અન્યથા તેની કશીજ કીંમત નથી.

**નરેશ :** વણઆમંત્ર્યા તમે શું કામ આવ્યા અહીં? મિત્રભાવની ન હોય આ તમારી હાજરી. ને નહીં-નહીં સ્વીકારે તે તમારા વસ્ત્રાભૂષણો. તમારું દુઃખ! તમારે તો મારા મૃત્યુકાળે દુઃખી થવાનું છે, નહીં? વૃદ્ધ થઈ તમે તે જુવાનને મરવા દીધી! ત્યાં તમે તેને દુઃખી કરવા આવો છો!. શું ખરેખરાં તમે બે જેને હું પિતા ને માતા નામે સંબોધું છું, તે મારાં જનક ને જનની છો વા નામનાંજ માત્ર? મને તો લાગે છે હું તમારો પુત્ર નથી-આત્મા ને હૃદય વિહોણાં માતા પિતાનો પુત્ર થવું કોને રૂચે? આટઆટલાં વૃદ્ધ છતાં પુત્રને માટે પ્રાણ અર્પવાનું તમને જરિકે મન સુદ્ધાંતે ન થયું. અને આ બિચારી, પર-કુટુમ્બની, આપણી આમંત્રિત અતિથિ, તેને તમે મરવા દીધી, તેજ મારી સાચે સાચી જનની. તેજ મારો સાચેસાચો જનકઃ તમે બન્ને નહીં. આજથી મને તમારો પુત્ર ન ગણતાં. મને પણ તેની સાથે ગએલો મરેલોજ સમજી લ્યો. ને નવા કોઈ પુત્રને ઉપજાવી રહો. જે તમારી વૃદ્ધાવસ્થામાં તમને પોષશે ને રક્ષશે; અને તમારે મરણ કાળે અંતિમ સંસ્કાર દઈ રહેશે......

**લોકગણઃ** બસ. બસ. નરેશ! શોક કરી આવેશ ચકી પિતાના આત્માને વૃદ્ધ ન કરો.

**જયમલ :** નરેશ, તું કોને આ સૌ કહે છે તેનું તને ભાન છે? તું મારો પુત્ર ન હોય? મેં તને ઉછેરી મોટો કર્યો તેય તું ભુલી જઈશ? મારા કુલના દીપક સમો તને મેં સર્જ્યો ને રક્ષ્યો. બસ. તેટલેથીજ મારો તારા પ્રત્યેનો ધર્મ અટક્યો. તારે માટે પ્રાણ અર્પવા મેં તને જન્માવ્યો. કોઈ પણ આ દેશના મનુષ્યને પૂછ કે કિયા એવા કાયદાની રુએ પિતાએ પુત્રને માટે પ્રાણ ત્યજવા એવું સ્વીકારાયું છે? સુખ વા દુઃખ તું તારી સંગે લાવેલ છે, ને તેને ભોગવ્યેજ છુટકો. મારે દેવાનું સર્વ મેં તને દીધુ છે-સારુંય રાજપાટ તને મેં સોંપ્યું છે. અને કઈ રીતે મેં તારું ભુંડું ઇચ્છયું છે તેજ મને નથી સમજાતું. મારી ખાતર તું, તેમ તારી ખાતર હું મરી જઇએ એવું કોઈજ ઠેકાણે સિદ્ધ નથી થતું. અલબત્ત જગતનાં જીવવાં ટુંકાં

છે તેની મને જાણ છે, પણ તેથી કાંઇ નીરાશ ઓમરી ગઈશું! મૃત્યુ સામે ઝઝુમી તું નિધન પથ કરતા આવડું વધુ જીવું છું તેને માટે કાં સંતોષાતો નથી? ને મિથ્યા મારો દોષ કાઢે છે? શું નથી જાણતો કે તારી પ્રેમાળ પત્નીની સો આખી આલમમાં કોઈ જોડ નથી? અને–અને ખાતી દરેક પત્ની તને વખતો વખત મળે જાય તો તો તું સદાને માટે મરણને ઉવેખી શકે, નહીં! આ તારી યુક્તિ મને કયા અજાણી છે? અને છતાંય તું મિત્રોને પિતા માતાને ને આમ જનને ખોટી રીતે દુઃખ દેખ્યા કરે છે! જરા શાન્ત પડી વિચારી જો કે તારા જીવનને માટે સર્વ કોઇને મહત્વ છે કે નહીં?

**લોકગણ**: બસ બસ બહુ થયું હવા પુત્રને આવેશ નિમગ્ન ન કરી રહો.

**નરેશ**: બોલો, જેટલું બોલાય તેટલું બોલી રહો સામું સાભળવું ગમતું હોય તો આવું અણુછાજતું નહોતું કરવું.

**જયમલ**: તારે બદલે મેં મેં સવિશેષ અણુછાજતું કર્યું હોત.

**નરેશ**: શું જુવાનને વૃદ્ધ બંને મૃત્યુને એકજ સરખું ગણો છો?

**જયમલ**: એક અમારું જ જીવન આમે જીવી શકીએ. એવડું જીવન ન જીવાય.

**નરેશ**: અરે: અરે· નિગતે તેવું · જીવન જીવી રહો!

**જયમલ**: આમ શું કરવા કડુ શબ્દો બોલી તારા માત પિતાને સંતાપે છે?

**નરેશ**: કારણ જીર્ણ થયા છતાંય તમારી જીવનાશા હજી જીર્ણ નથી થઈ તેથી.

**જયમલ**· પણ ત્યારે તું શું કરી રહ્યો છે જે? તું ય તારી પોતાની જીવનાશાને કાજે આ બાળાને મરણાધિન નથી કરી રહ્યો શું?

**નરેશ** અરે, અરે, એ તો તમારા બાપશા-પણાને લીધે તમે કોઈ તત્પર ન થયાં તેને લીધે તે બિચારી જાય છે, તે નથી સમજાતું!

**જયમલ**· તો શું તેના મરણનો દોષ મારે શિર મૂકે છે તું? મેં તેને એમ કરવા ઉદ્દેશ્યું એમ તો તું નહીંજ કહી શકે.

**નરેશ**· તમને, હા, તમનેય એકદા મારી મદદની જરૂર પડશે.

**જયમલ**· બાપુ પત્નીઓને પરણ, જેથી સૌ તારે કાજે જીવિતદાન દઈ રહે, ને તું અમર રહે.

**નરેશ** એ તો જીવતર તમને વહાલું છે માટેજ તેવું તમે બોલો છો.

**જયમલ**· સ્વપ્નો પ્રકાશ તો સૌનેય વહાલો છે

**નરેશ**· જાવ, જાવ, બાયલા જેવું ન બની રહો, પણ કરતાંય તમારું જીવન પામર છે. અને તમારું મૃત્યુ સાવ હજ્જારપદ લેખાશે."

**જયમલ**. જગત્ ગમે તે બોલશે તેની મારે મર્યા પછી કયા લેવાદેવા છે?

**નરેશ** હાય હાય! શહો કેટકેટલા દેશા-ચૂના ને નિર્દૂંખ થઈ રહે છે! જાવ, જાવ, કાળું તમારું મો કોઇને ન બતાવો, અને મારું કાર્ય કરવા દો.

**જયમલ**: આ ચાલ્યો હું. દુર્જ તારી પત્નીનો જમ છે. તેંજ તેને હણી છે, અને તેના સગાઓ જરુર તારી પાસે તેનો ચુકાદો

માગ્યા વિના નહીં રહે, એ યાદ રાખજે. તેનો ભાઈ રણધીર જો વૈર લીધા વિના રહે તો જાણજે કે તે મનુષ્ય મટી ગયો.

**નરેશ:** ઓ નરાધમ! તારી ઈચ્છા છે હું જગતને જાહેર કરું કે આજથી હું તારો પુત્ર મટી ગયો છું? જાવ, કાળમુખા જતા રહો અહીંથી. (જયમલ જાય છે) (લોકગણને) ચાલો આપણે શબને કબ્રમાં પધરાવવા લઈ જઈએ.

[નરેશ જાય છે]

**લોકગણ:** ઓ સજાત નૃપતિ! તારું કષ્ટ દુ:સહ છે, ને તે સાટે તારું ધૈર્ય અજબ છે. સ્વર્ગને અંતરીક્ષના રાજાઓ જરૂર તારી આ વ્હાલેરી પત્નીને મમતા ભર્યું સ્વાગત દઇ રહેશે અને એ પરજીવનમાંય ભલાંને તેમની ભલાઇનો બદલો મળતો હશે તો જરૂર તેનું સ્થાન દેવાધિદેવની સાન્નિધ્યમાંજ ઝગી રહેશે.

(એક સેવક પ્રવેશ છે)

**સેવક:** સારાય જગતના અતિથિઓ નરેશને દ્વાર અત્યાર સુધીમાં આવી ગયા પણ આજના જેવો નફ્ટ અતિથિ તો કોઇએ ન દીઠો. પ્રથમ તો તે નૃપતિ શોકમાં છે તે પૂરેપૂરું જાણે છે. બીજું એ જાણ્યા છતાંય સર્વ પ્રકારના મિષ્ટાન્ન ને પુષ્પ તથા ફળની પ્રસાદી તે માંગી રહેલ છે. જીવંતર ગાન ને વાદ્ય પણ તે ત્યજતો નથી. અમે સૌ જ્યારે નલિની દેવીના મરણનો શોક પાળી રહ્યાં છીએ, ત્યારે એ ખુશાલ અતિથિગૃહમાં મ્હાલી રહેલ છે. આવા બેશરમના આવ્યા થકીને તેની સુશ્રુષામાં સારોય સમય વ્યતિત થવાથી ન અમારાથી રાણીથીનાં છેવટનાં દર્શન થઈ શક્યાં—તેમની શબવાહિનીને સ્પર્શી કરી શકાયો. એ તો અમારાં સેવકગણનાં વ્હાલેરાં માવતર હતાં પણ રાજાજીએ અમને ચોખ્ખી મના કરી છે કે જરા જેટલી પણ શોકની નિશાની આ અતિથિના સમક્ષ ન દાખવવી. હવે શું કરવું?

(પ્રતાપ પ્રવેશે છે)

**પ્રતાપ:** કાં આમ ઉદ્વિગ્ન છે તું? અતિથિ ઘરમાં પ્રવેશે ત્યારે આમ કરવું ઘટે કે? ઉપરાંત આવો શોકગ્રસ્ત ચ્હેરો શો? મૃત્યુ તો આ જગમાં સદાનાં લખાયેલાં જ છે, તે તને અજાણ્યું છે શું? માનવી એટલેજ મૃત્યુજન. અને તેમાં તું રડે છે કોને? એ તો નરેશે મને કહ્યું કે અજાણી સ્ત્રી છે તો આવડો બધો તને શોક શો? આવ, આવ લે આ શરબત જરા પીને સ્વસ્થ થા.

**સેવક:** હું તે જાણું છું. પણ અત્યારની અમારી પરિસ્થિતિ આવા હાસ્ય વા આનંદને માટે નથી.

**પ્રતાપ:** પણ એ મૃત તો પરાઇ એક સ્ત્રી છે પછી કેમ ભૂલી જાય છે? કુટુંબના સૌ હયાત છે તે જાણી આનંદતો કાં નથી?

**સેવક:** શું? શું મને લાગે છે તમને કશી જ ખબર નથી.

**પ્રતાપ:** ના, ના. હું સૌજ જાણું છું—પછી નરેશે મને કદાચ જુદુંજ ન જણાવ્યું હોય તો.

**સેવક:** અમારા નૃપતિ તો અત્યંત જક્ષા છે—હૃદયથી જાંદે તે માયાળુ છે.

પ્રતાપ: ત્યારે શું મારે પણ શોકનો કામળો તમારી માફક ઓઢી લેવો અને તેય એક પરાઈ બાઈની ખાતર?

સેવક: હા હા પરાઈ! બાઈ ખરેખર પરાઈ બાઈ!

પ્રતાપ: ત્યારે શું કંઈ જુદીજ ઘટના છે કે તારા નૃપતિએ મારાથી ગુપ્ત રાખી છે?

સેવક: પણ એ જાણ્યે તમને શો લાભ? નૃપતિના દુઃખ તે સેવકના દુઃખ-બસ. વધુ શું કહું?

પ્રતાપ: પણ તારા આ શબ્દો કંઈક જુદોજ ભાવ ભણતા જણાય છે-એ મૃત્યુ પરાયાંનું ન હોય એમ સ્પષ્ટ મને સમજાઈ રહે છે.

સેવક: બરાબર. તમે હોત તો તમારો આનંદ-ઉત્સાહ મને જરાય ખૂંચ્યા ન હોત.

પ્રતાપ: ત્યારે જરૂર તારા નૃપતિ મારી આગળ જૂઠું બોલ્યા, નહીં?

સેવક: અપાર શોકની ઝડીઓ જે કાળે ઘર પર વરસી રહી ત્યારે તમે તેમાં પ્રવેશ્યા છો-એમ કેમ તમને નથી સમજાતું? અમારાં આ કાળાં વસ્ત્રો ને મ્લાન મુખને તમે કાં નથી પિછાની શકતા?

પ્રતાપ: ત્યારે કહે મને-આએ સાચું કહે મને. કોણ મરી ગયું છે? નરેશના પિતા વા પુત્ર?

સેવક: ના, ના, ઓ અતિથિરાજ, એ બન્નેમાંથી એકે નહીં. એ તો નરેશની પરમ પ્રિય પત્ની નલિની દેવી......

પ્રતાપ: શું કહે છે તું? અને તેમ છતાં તે મને અહીં આટઆટલા મિષ્ટાન્ન આરોગાવ્યાં? તેમ શયન તથા ગાનતાન સૌ જ કરવા દીધાં? અને આ પુષ્પોની માળાઓ પણ—

સેવક: હા, કારણ અતિથિ પૂજનનો તેને ઉગ્ર વિવેક ભાવ તમને ઘર બહાર જવા ન કહી શક્યો.

પ્રતાપ: ઓ નિર્ભાગી પતિ! કેવી સુરમ્ય ને સુલક્ષણા પત્નીને તે ગુમાવી?

સેવક: એ એકલાજ નહીં, પણ અમે સર્વે તેમની સાથે મરણ શરણ થયા છીએ.

પ્રતાપ: મને તેની રડતી-સુજેલી આંખો જોઈનેજ એવું કંઈક લાગેલું પણ તેણે તો નાની વાત બાજુમાં કરી. એટલે લાચારીએ મારે અહીં ઉતારો કરવો પડ્યો. અને તમે કોઈએજ મને અત્યાર લગી કશુંજ ન જણાવ્યું. હશે, પણ આ મને ખરી વાત જણાઈ. આ હું એને શોધી રહીશ. જગત્ તેમ જગતની પાર્શ્વ જ્યાં તે હશે ત્યાંથી તેને લાવી તેના પતિને સોંપીશ. તારા નૃપતિના આતિથ્યનો બદલો એ વિના વાળવો અશક્ય છે. પણ કહે તે ક્યે સ્થળે તેના શબને લઈ ગયેલ છે?

સેવક: કંચનપુરને રત્ન-કલ્યાણ નગરથી લગભગ ત્રણચાર ગાઉને છેટે...

પ્રતાપ: ઓ હૃદય! ઓ આત્મા! બનાવી રહો, બનાવી રહો, સાચું સૌ શૌર્ય, સાચું સૌ પરાક્રમ અને એ તે અપ્રતિમ પવિત્ર એ યુવતિને પુનઃ આ રાજગૃહમાં પ્રવેશાવી રહો. બસ, હું આ ચાલ્યો—ને કાળમુખા મૃત્યુની

પાસેથી તમારી પ્રિયતમ માતાતુલ્ય નલિનીદેવી-ને છોડવી પુનઃ અહીં લાવી રહ્યો. અથવા જાતે એ પૃથ્વીપાર્યના પ્રદેશમાં જઈ દ્યૌપિતા તથા દ્યૌમાતાને વિનવી તેમની પાસેથી નલિનીને લઈ તેના પતિને સોંપી રહ્યો. એણે દીધેલ અતિ ભેટનો બદલો અન્યથા નજ વાળી શકાય. કલ્યાણ નગરીમાં એના જેવો ઉદાર ગૃહસ્થ કોણ થયો છે ને થનાર છે? એના જેવો દાનવીર યજમાન કોણે બીજો સારાય આ દેશમાં નિહાળ્યો છે? એના પુણ્ય કૃત્યનો બદલો આ રીતે જ તેને મળી શકવો જોઈએ....

( પ્રતાપ તથા સેવક જાય છે )

( મહેલને દ્વાર નરેશ ઉભેલ દેખાય છે. )

**નરેશઃ** હાય ! હવાં તો આ ઘરમાં પગ મુકતા લજવાઉં છું. ક્યાં જઉં? ઓ ધરણી માગ દે મને. ક્યાં ઉભું? શું કરૂં શું ન કરૂં? હૈયાની વરાળો માંહ્યને માંહ્ય શમાવી રહું ? આત્માના દુઃખ કોણ સાંભળશે! આના કરતાં હું પોતે મરી ગયો હોત તો કેટલું સારું થાત! હાય સળગતી હોળી! કોઈ કારમી ઘડીએ મારી જનેતાએ મને જન્માવ્યો, જેથી આવાં કરુણીય કષ્ટને પામી રહ્યો. તેની-તે મૃતની- નલિનીની મને ઈર્ષ્યા આવે છે. તે છુટી સૌ પૃથ્વીના દુઃખ થકી, સૌજ તડકા છાયા થકી તે ઉગરી. પણ મારે કર્મે તો સંતાપના ભડકા સદાના તપતાં ને તપતાં રહ્યા! આ પ્રકાશને નીરખવામાં તેમ આ પૃથ્વી પર ચાલવામાં અમને કશો આનંદ હવાં નથી રહ્યો. હાય! વહાલામાં વહાલા મારા સન્મિત્રને ક્રુર વિધિએ મૃત્યુને હાથ સોંપી- ( ચોધાર રડે છે, )

**લોકગણ :** જાવ. ઘરમાં પ્રવેશો. હવાં અતિ કકળયે શો ફાયદો?

**નરેશ :** હાય-પણ કેવી રીતે જઈ શકું? સુના એ ઘરમાં કેવી રીતે પગ મુકી શકું?

**લોકગણ :** અમને તેની ખબર છે. તમારા દારુણ પરિતાપ ને દુઃસહ કષ્ટ અમારાથી અજાણ્યું નથી. પણ હવે શું વળે? જાવ ઘરમાં પ્રવેશો......

**નરેશ :** હાય! હાય!

**લોકગણ :** પુનઃ એ વહાલેરી રાણીજીનાં-પ્રિયતમ નલિની દેવીના પ્રત્યક્ષ દર્શન તમને નહીં થાય. હાથોહાથ મિલાવી ખંડેખંડ ને નગર ઉપવન નહીં ફરી શકો, એ વિષમ તમારા જીવનની સ્થિતિ અમનેય અસહ્ય લાગે છે.

**નરેશ :** પણ આથી વધુ દુઃખ જગતમાં કિયું હોઈ શકે? કદાચ એ ને હું આ જન્મમાં નજ મળ્યાં હોત, નજ વર્યાં હોત તો વધારે સારું થાત. જેને પત્ની વા બાળકો નથી તેવાઓની સુખી જીંદગીની મને અદેખાઈ થઈ રહે છે. એક ભવમાં આ તો અનેક ભવ મારે થઈ રહ્યા. નાનકડાં આ બાળકોને જોવાં ને તને યાદ કરી કરી અશ્રુ સાર્યા કરવા એજ મારે ભાગ-દવે રહ્યું! પણ તમે મને શું કરવા રોકી રાખ્યો? ખુશીથી હું તેની સાથે દઝાતો હતો-એ ને અમે બન્ને સુખેથી પૃથ્વીપાર્યના પ્રદેશમાં જાત. શું કરવા તમે મને તાણી રાખ્યો? બન્નેએ અમે સંગેજ એ વૈતરણી નદી ઓળંગી યમરાજને એ રીતે એવડા પ્રસન્ન્યા હોતઃ

એક મારું કહ્યું તું કર. મારી ખાતર આ સ્ત્રીને તારા મહેલમાં પ્રવેશવા દે. તે તારા રાજગૃહમાં પરિચારિકા તરીકે વર્તશે. અલબત્ત, તેને મેળવતાં મને બહુ બહુ કષ્ટ પડયું છે, આથી તું તેની અવગણના મા કરતો. અનેકશ દુઃખ મારે તેની ખાતર ભેડવું પડયું છે, ને આજે આ વિજયને પામી શક્યો છું. એથી આ સ્ત્રી તારા રક્ષણ નીચે રહેશે, હું એને ક્યાંકથી છલના કરી ઉપાડી નથી લાવ્યો–પણ યુદ્ધમા જીતીને લાવ્યો છું એમ તું ચોક્કસ માનજે. ને તે રીતે તેને તારા રાજમંદિરમાં આશ્રય આપવા તું ઓછી તત્પરતા ન દાખવી રહીશ. ઉપરાંત આજ નહીં તો કોઈ કાળેય તું મને તેમ મારા આ કર્તવ્યને પ્રશંસી રહીશ એ પણ નિર્વિવાદ છે...

**નરેશ :** જો, પ્રતાપ, તને મેં ખરી વાત ન હોતી જણાવી તેનું કારણ તો તું બીજાને ધામે જઉં તે ઠીક નહી એમ ધારીનેજ. મારું દુઃખ મારું પોતાનુંજ છે. ને આવેલ અતિથિને તેના પરિતાપમાં પરોવવો યોગ્ય નથી એમ માનીને. પણ આ સ્ત્રીના સંબંધી તો હું તને કહું છું કે કોઈ અન્ય ગૃહ તું ગોતી કાઢ, ને તેને આશ્રયે તેને મુક. ઘણાએ અહીં તારા મિત્રો છે; ને જરુર કોક તો તેને સંઘરશેજ. મારી સ્થિતિ તને ખબર છે: “ દાઝયા પર ડામ ” જેવી મારી અવસ્થા તારે હાથે થઈ રહે તે ઈચ્છવા યોગ્ય નથી. એને નીરખતાંજ મને નલિની સાંભરી આવે છે, ને હૈયાફાટ રડી પડાય છે. મારે માથે દુઃખનાં ઝાડ ઉગેલ તું કયાં નથી જો તો કે આ વધુ દુઃખ ઉમેરે છે ? જગત્ કહેશે કે ક્ષણમાંજ મેં નલિનીને વિસારી. ક્ષણમાંજ તેની સ્મૃતિનો દીપક હોલવી નાંખ્યો. ક્ષણમાંજ તેનાં કીર્તિ ને પાવિત્ર્ય હણ્યાં. ઉપરાંત આવી યુવાન સ્ત્રી કેવી રીતે મારે ઘેર એકાકી વસી શકે ? . અલબત્ત હું તેને સન્માનું છું–સકળ જગતની સ્ત્રીઓ પ્રત્યે મારા ચિત્તમાં નિરવધિ સન્માનભાવ ઉભરાય છે; પરંતુ તેથી કાંઈ આ રીતે તું મને કહું છું તેવી રીતનું આ સ્ત્રીનું સ્વાગત તો નહીં જ થઈ શકે. ( એ સ્ત્રીને સંબોધી ) અને ઓ ભગવતિ, મને સમજ નથી પડતી, પણ તમારી આકૃતિ તેમ સારાય શરીરનો બાંધો નલિનીને જ બરાબર મળતાં આવે છે. ( પ્રતાપને ) હાય ! ઇશ્વર માથે રાખી કહું છું તું આ સ્ત્રીને મારા સન્મુખ ન રાખ. બળેલાને વધુ ન બાળ. કારણ તેના પ્રત્યે જોઉં છું ત્યાં તો મને નલિનીજ સાંભારી આવે છે–તેનાંજ દર્શન આ સ્ત્રીમાં કરતો હોઉં એમ અનુભવાય છે. અને તેજ મારા ચિત્તને વલોવી નાંખે છે–તેજ મારા આત્માને પ્રજાળવા પુરતું છે. હાય, હું !

**લોકગણ :** આમ કલ્પાંત ન કરો, રાજાજી, “ ઇશ્વર ઇચ્છા બલિયસિ ” એમ સમજી શાન્ત થાવ–શાન્ત થાવ.

**પ્રતાપ :** ઇશ્વરે મારામાં એ શકિત મુકી હોત જે વડે હું તારી પ્રિયતમ પત્નીને મૃત્યુના મુખમાંથી છોડવી તારા સાન્નિધ્યમાં લાવી એવડું મિત્રકૃત્ય કરી રહ્યો હોત.

**નરેશ :** હું જાણું છું–તારી ભાવના હું પીછાનું છું. પણ એ કેવી રીતે હવાં બની શકે ! મૃત પુનઃ કેવી રીતે સજીવન થઈ રહે ?

**નરેશ :** વિચાર કરીનેજ કહું છું-સીવાય કે તું તેથી ગુસ્સે ન થતો હોઉંતો.

**પ્રતાપ :** આવડો આગ્રહ તને કરું છું તે હેતુ શુન્ય ન સમજતો.

**નરેશ :** ભલે તો તારી ઇચ્છા પ્રમાણે થઈ રહો. તારો હર્ષ મારો શોક નીવડી રહો.

**પ્રતાપ :** પણ એક દિવસ તું મને પ્રશંસશે: આજ માત્ર મારું કહ્યું માની રહે.

**નરેશ :** ( સેવકોને ) મહેલને એક ખંડ આ સ્ત્રીને દોરી જાવ.

**પ્રતાપ :** ના. તેમ નહીં. સેવકોને હાથ ન સોંપ તેને.

**નરેશ :** ત્યારે તું તારી મેળે તેને દોરી ગૃહને એક ખંડ સ્થાન દઇ રહે.

**પ્રતાપ :** ના. તેમે ન બને-હું તો તારા પોતાના હાથમાં તેને સોપું છું—તું જાતે તેને તારા મહેલમાં લઇ જા.

**નરેશ :** હું તેને આંગળી સુદ્ધાંતે નહીં અડકાડું: આ રહ્યાં ઉઘાડાં દ્વાર-ભલે તેમાં તે પ્રવેશી રહે

**પ્રતાપ :** પણ હું મારે જમણે હાથ તેને સોપું છું.

**નરેશ :** પ્રતાપ—રાજવીર પ્રતાપ! મારી ઇચ્છા વિરૂદ્ધ તું મને પ્રેમ કરવા ફરજ પાડશે?

**પ્રતાપ :** ધૈર્ય ધર ને હાથ લંબાવી મારા આ અતિથિને અડકી રહે.

**નરેશ :** (આડું મોં કરી) ભલે તું કહે છે તો તેમ કરું છું.

**પ્રતાપ :** ના એમ નહીં. તેના સામું જોઇને તેનો હાથ તારા હાથમાં લે.

**નરેશ :** આવડો બધો આગ્રહ હોય?

**પ્રતાપ :** અલબત્ત. પકડયો તેનો હાથ?

**નરેશ :** હા.

**પ્રતાપ :** બસ હવે તેને સુરક્ષી રહે. એક દિન તું મને ઉત્તમોત્તમ અતિથિ ગણી રહેશે (અવગુંઠન ઉપાડી નલિનીને દાખવી રહે છે) જો. હવાં પૂરેપૂરું તેના સામે જોઈ રહે. નિહાળ. તે તારી પત્નીને બરાબર મળતી છે? શોકમાંથી સંપૂર્ણ આનંદમાં ઉછળી પડ.

**નરેશ :** ( ચકિત ) હું શું કહું?—ઓ દેવો! અણચીન્તવ્યો આ ચમત્કાર શો? ખરેખર મારી પત્ની—આબેહુબ મારી નલિનીજ. ના. ના. આ તે સાચું વા સ્વપ્નું-અરે, કોઈક મારી મજાક તો નથી કરતું?

**પ્રતાપ :** ના. ના. તું બરાબર જુવે છે. એ તારી પત્ની છે-એ તારી નલિની છે.

**નરેશ :** પૃથ્વીપાર્યનું કોક સત્વ હોય તો?

**પ્રતાપ :** મારા આ અતિથિને એવાં સત્વો આમંત્રણ તો ન કલ્પી રહે.

**નરેશ :** પણ ત્યારે જેને મેં મારા હાથે કબ્રમાં પધરાવી તેને હું કેવી રીતે પુનઃ નીરખી શકું?

**પ્રતાપ :** શંકા મા કર—પરમ તુજ સદ્‌ભાગ્યનો આમ અવિશ્વાસ ન ધર.

**નરેશ :** ત્યારે શું મારી પત્નીની જેમ તેને હું બોલાવું?

**પ્રતાપ :** અલબત્ત. સર્વ કંઈ તારી મનોઇચ્છાઓને પરિપૂર્ણ થતી ન્યાળી રહે.

**નરેશ :** ઓ વ્હાલી! ઓ મીઠડી! ઓ મારી નલિની! મેં તો સૌજ આશા ત્યાગી

હતી! ત્યાં આ પુનઃ મિલન શું? પુન ર્ યુગ્મ દર્શન શું?

પ્રતાપઃ દેવોને ય દુર્લભ, દેવોને ય ઈર્ષ્યાજ. એવું આ મિલન ને દર્શન ગણી શકાય.

નરેશઃ તારો જય હો! એ પ્રતાપ! કોટયાવધિ કલ્યાણ તું પર ઉતરી રહો! તેજ મને જીવિતદાન દીધું. તેંજ હું નિર્ધનનુ શુમાવેલ પરમ ધન પુનઃ પ્રાપ્ત કરી આપ્યુ કેવી રીતે તું કરી શક્યો? પૃથ્વી થકી પાર્થના એ પ્રદેશોમાંથી પુનઃ તેને કેવી રીતે આ પાર્થ આણી શક્યો!

પ્રતાપઃ કેમ? મૃત્યુની સાથે જન્મરજન્ય યુદ્ધ કરીનેજતો.

નરેશઃ શ્યા-એ! ક્યાં તું એ મૃત્યુની સાથે પ્રચંડ યુદ્ધ મચાવી રહ્યો?

પ્રતાપઃ એ સ્મશાનને માર્ગે-તે કઇ નજદીકની એક ઝાડીમાંથી મેં મૃત્યુ પર તરાપ મારી મારા પંજામાં તેને પકડયો

નરેશઃ પણ ત્યારે અદ્યપિ કશુજ બોલ્યા વિના સ્તબ્ધ સમી શેં તે ઉભી રહી છે?

પ્રતાપઃ તે એ નારી માફક ચકીન થઇ ગઇ છે. તેને ય નવજીવનનો આ સદભા અનુભવ ચમત્કાર ભરપુર જણાઇ રહ્યું છે. હાથોહાથ મિલવી તમ ઉભય ગૃહને ખડ અતુલ તથા કુમારી સમેત ઉભરો એટલે સહજ તેના સુમધુર સ્વરોચ્ચાર સુણાઇ રહેશે: ને પુનઃ તમ દામ્પત્ય જીવનનાં વત્સલ અદ્વૈતનો સાક્ષાત્કાર થઈ રહેશે. બસ ત્યારે મને હવા રજા છે? તું જાણે છે નરેશ. હું શું કાજે નીકળેલ છું તે. ગમે તેમ કરીને મારે તે અશ્વો મારા રાજેન્દ્રને કાજ જીતી લાવવા જોઇએ. તો હવા હું વિદાય માગું છું.

નરેશઃ ના. ના એમ ન જવાય. રહે, રહે, અમારી મૈત્રી વધ ને અમારા આ નવીન આનંદપૂર્ણ જીવનોદયનો ભાગીદાર થઈ રહે.

પ્રતાપઃ ભવિષ્યમાં જરૂર તમારી ઇચ્છા પુરી કરીશ-પણ અત્યારે તો મારે ઉપરોક્ત કાર્યને માટે સત્વર ઉપડવું જોઇએ છે.

નરેશઃ હું લાચાર છું. મારાથી તને રોકી શકાય તેમ નથી. માત્ર એટલુજ વાંછી રહું છુ કે તું વિજયી થઈ વેળાસર પાછો વળીજે ને અહીં ઉતરજે.

[ પ્રતાપ જાય છે. ]

( સેવકને ) રાજ્યમાં સર્વત્ર ફરીને પીટાવગાવો કે નૃત્ય ને ગાન પ્રજાગણોમાં થઈ રહે. ને દેવ મંદિરમાં ધૂપ ને નૈવેદ્ય ઠાઠ અનુત્તમ રીતના પ્રકટી રહે, સુખના ને આનંદના દિન પુનઃ પ્રકાશ્યા-સત્ જ્યોતિ ને અમૃતભીના દિન અમ જીવનને ભાગ્ય પુનઃ સાંપડી રહ્યા.

[ અતુલ ને કુમારી પ્રવેશે છે. ]

આ આવ્યા મારા વ્હાલુડાં ફુલડાં—નલિની, નલિની! જો, જો, વધાવ તારા મીઠડાં બાળુડાંને.

નલિનીઃ ( હાથ લંબાવી ) આવો-પ્રભુનાં પારેવાં આવો. મારા હાથમાં ને તે વાટે હૈયામાં સમાઇ રહો. તમારો નિધી તમારા ને તમારા પિતાના ઉચ્ચોચ્ચ પ્રેમે કરીને ફરીથી તમને મળી તે માટે પરમકૃપાળુ પરમાત્માનો અનુગ્રહ માની રહો.

છે અને તે સ્ત્રી અને પુરુષના સંબંધમાં સ્ત્રીઓને એમાં માત્ર શરીરભાવનોજ સહચાર શોધતી અથવા ભોગ્ય દશાનો આનંદ અનુભવતી વ્યક્તિ તરીકે કલ્પી છે. પુરુષ એમાં મુખ્ય છે, એ વસ્તુઓને ઇચ્છે છે અને સ્ત્રી તેને અનુકૂળ થાય છે. સ્ત્રીને ભાવ થાય તો તે માત્ર એક કે પ્રેમીની વાંછના કરવાનો. અને તેને બીજી સ્ત્રીઓના પાશમાંથી છોડવી પોતાની દેહ કલાથી આકર્ષવાનો; અને તેનાથી સુખની પરાકાષ્ટા અનુભવવાનો. કવિઓની દષ્ટિએ સ્ત્રીના હૃદયની

આમ એકજ રીતે કેમ જાગે છે વારૂ?

માની લઇએ કે આખી સૃષ્ટિનું આકર્ષણ એકજ ભાવ ઉપર રહ્યું છે; આખા બ્રહ્માંડભરની મોટી વાતો પછી છેવટે એકજ પરિણામ પર જગત અવલંબી રહ્યું છે. પણ એકજ પરિણામવાળી વસ્તુઓ એકજ ઉદ્દેશથી પ્રેરાએલી નથી હોતી એ વાત આપણો જુનો કે નવો કવિ વર્ગ સ્ત્રીઓની બાબતમાં ભુલી જાય છે અને એને ભોગ્ય દશામાંથી મુક્ત દશાવાળી કોઈ વેળા કલ્પી શકતો નથી. અને એ રીતે સ્ત્રીઓની દષ્ટિએ બધા વસંત કાવ્યો ખામી ભર્યાં છે. પણ જ્યારે દષ્ટિ સૌંદર્ય શોધતી હોય ત્યારે આવા વિસંવાદી સૂરને બહુ લંબાવવો યોગ્ય નથી અને તેથી આ વાતને માત્ર અંગુલી નિર્દેષ પુરતુંજ સ્થાન અત્રે ધરે છે.

વસંત વિજયના આખા કાવ્યમાં વસંત ઋતુનું સીધું વર્ણન કરનારા તો ત્રણ કે ચાર શ્લોક હશે. અને તેથી વસંત વિલાસ એ જેવું ખરેખરૂં વસંત કાવ્ય છે તેવું વસંત વિજય નથી બનતું. કાવ્યનો કરુણાન્ત પણ એને વસંત કાવ્યની કોટિમાંથી કહાડી નાંખવાને આપણને પ્રેરે છે. આપણે મન વસંત એટલે યૌવન, વસંત એટલે શક્તિ, વસંત એટલે પ્રફુલ્લતા, વસંત એટલે તનમનાટ. એમાં શોક સ્થાનજ નથી. ખરી સૃષ્ટિમાં હોય તોએ એની ભાવનામાં તો નથીજ.

જુનું જાય અને નવું આવે, અથવા જુનું નવાના રૂપમાં બદલાય એનું નામ તે વસંત. આપણા સાહિત્યમાં ને જીવનમાં એવી વસંત પ્રગટવા માંડી છે એમ કોણ નહીં કહે?



# પૃથ્વીરાજ ચૌહાણ

લેખક
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્યસંસદ

પૃથ્વીરાજ ચૌહાણ દિલ્હીનો—આ દેશનો છેલ્લો હીંદુ રાજા મનાય છે અને ચંદ બરદાઈનાં પૃથ્વીરાજ રાસામા ગવાએલા પૃથ્વીરાજના ચરિત્રને આધારે અનેક વાર્તાઓ, કાવ્યો અને નાટકો લખાયા છે પણ એમાનો મોટો ભાગ કલ્પિત છે. પૃથ્વીરાજ ચૌહાણ પોતે કલ્પિત પુરૂષ નથી. એ તો ખરો ઐતિહાસિક વીર નર થઈ ગયો છે પણ ચંદ બરદાઈના કહેવાના પૃથ્વીરાજ રાસામા આપેલી પૃથ્વીરાજની કથા મોટે ભાગે કલ્પિત છે. પૃથ્વીરાજ રાસાની ઐતિહાસિક કીમત કેટલી છે એ મેં અન્યત્ર સપ્રમાણ દર્શાવ્યું છે, એટલે અહીં રાસાને બાજુએ રાખીને બીજા ઈતિહાસમાન્ય પુરાવાઓ પ્રમાણે પૃથ્વીરાજની ટુંકી જીવન કથા નોંધી છે.

પૃથ્વીરાજ આ દેશનો છેલ્લો હીંદુ રાજા હતો એ માન્યતા પણ તદ્દન ભૂલભરેલી છે દક્ષિણ હીંદમાં તો પૃથ્વીરાજ પછી ઘણા વર્ષો સુધી હીંદુ રાજ્ય હતું અને ઉત્તર હીંદુસ્તાનમા પૃથ્વીરાજના વખતમાં જે આઠેક મોટા હીંદુ રાજ્યો હતાં તેમાં (બીજાં નાનાં રાજ્યોને નથી ગણ્યાં) અજમેરનું ચૌહાણોનું એક હતું. અને એ આઠ રાજ્યોમાંથી ત્રણેકનો ઈ. સ. બારમા સૈકામા અન્તમાં નાશ થયો પણ બાકીના સો વર્ષ વધારે જીવ્યાં. અને મેવાડનો જૂના કાળથી હતું મુસલમાની વખતમા બે ચાર વખત પડ્યુ. અને પાછું ઉભું થયુ અને અત્યારે ઉભુ છે.[1]

પૃથ્વીરાજ ચૌહાણ, રાસાએ ચલાવેલા ભ્રમથી દીલ્હીનો છેલ્લો રાજા કહેવાય છે, પણ એ ખરી રીતે હતો અજમેરનો છેલ્લો રાજા. વળી એ વખતનો ઉત્તર હીંદુસ્તાનનો સૌથી મોટો રાજા પણ પૃથ્વીરાજ ન હતો. સૌથી મોટો રાજા હતો કનોજનો રાજા જયચંદ છતા પૃથ્વીરાજ એ વખતનો કદાચ સૌથી પરાક્રમી રાજા હતો અને એના પરાક્રમોથી આકર્ષાઈને ભાટો વગેરેએ એની કથાઓ કહેવા માંડી. પરિણામે એની કથાઓમા એનો સાચો ઇતિહાસ ભુલી ગયો પણ એના પૂર્વજોના એના પોતાના તથા એ વખતના બીજા રાજવંશોના ઉત્કીર્ણ લેખો ઉપરથી, મુસલમાની ઇતિહાસ લેખકોએ લખેલા ઇતિહાસો ઉપરથી તથા પૃથ્વીરાજ સંબંધી લખાએલા પૃથ્વીરાજ-

૧ રજપુતાનામાં કાઠીઆવાડમાં અને બીજે પણ જુનાં હીંદુ રાજ્યોનો મુસલમાનોને હાથે નાશ થતાં એના ફણગાઓ બીજે ફુટીને મુસલમાની વખતમાં અનેક નવાં હીંદુ રાજ્યો થયાં છે જેમાંનાં ઘણાં હજી છે.

વિજય[૨] અને હમ્મીર મહાકાવ્ય જેવાં ઐતિહાસિક કાવ્યો ઉપરથી પૃથ્વીરાજ સંબંધી જે વિશ્વાસપાત્ર ઐતિહાસિક વૃત્તાંત મળે છે, તે ટુંકામાં નીચે ઉતાર્યું છે.

### ઉત્તર હિન્દની રાજકીય સ્થિતિ

શાહબુદ્દીન ગોરીએ હીંદુસ્થાન ઉપર ચડાઇઓ કરી તે પહેલાં પણ મુસલમાનોનાં હુમલાઓ આ દેશ ઉપર થઈ ગયા હતા. અને સિંધમાં તથા લાહોરમાં તો મુસલમાનો સ્થાયી થઇ ગયા હતા. પણ એથી આગળ બીલકુલ વધી શકયા નહોતા અને બાકીના ઉત્તર હીંદમાં જુદાં જુદાં હીન્દુ રાજ્યો પરસ્પર લડતાં કે પરસ્પર મદદ કરતાં પણ સમૃદ્ધ દશામાં જીવતાં હતાં. (૧) કનોજમાં ગહરવાલ વંશનું રાજ્ય હતું. એ વંશના કોઈ કોઇ રાજાઓએ ચક્રવર્તી પદનો દાવો કર્યો હતો અને પૃથ્વીરાજના વખતમાં પણ કનોજના રાજાનું જોર ઘણું હતું. (૨) સાંભર–અજમેરમાં ચૌહાણોનું રાજ્ય હતું અને પૃથ્વીરાજના એક પૂર્વજે દીલ્હીને પણ પોતાને આધીન કર્યું હતું. (૩) માળવામાં પરમાર વંશનું રાજ્ય હતું. એ વંશના મુંજ અને ભોજની કીર્તિ આખા હીંદમાં ફેલાઈ ગઇ હતી. (૪) ગુજરાતમાં સોલંકી વંશનું રાજ્ય હતું. (૫) મેવાડમાં શીશોદીઆ વંશનું રાજ્ય હતું. (૬) જેતીકભુક્તિ (બુંદેલખંડ) માં ચંદેલોનું અને (૭) ચેદી (મધ્યપ્રાંતો) માં કલચુરી હૈહયોનું રાજ્ય હતું. બંગાળ અને કાસ્મીરનાં હીંદુ રાજ્યો સાથે ઉપર કહેલા કનોજ વગેરેના રાજવંશોને વિશેષ સંબંધ ન હોવાથી અહીં એને ગણ્યાં નથી.

### ચૌહાણ વંશ

છત્રીશ રાજવંશોમાં ચૌહાણ પણ એક ગણાય છે, પણ એ વંશની મુળ બાબત મતભેદ છે. હાલના ચૌહાણ રજપુતો પોતાને પરમારો પેઠે વશિષ્ટના અગ્નિકુંડમાંથી નીકળેલા માને છે. સૂર્યવંશ અને ચંદ્રવંશ જે રીતે પુરાણપ્રસિદ્ધ છે તે રીતે આ અગ્નિવંશ પુરાણપ્રસિદ્ધ નથી, પણ લોકપ્રસિદ્ધ છે. પણ વધારે મુશ્કેલી તો એ છે કે ઇ. સ. ૯૭૩ થી ૧૫૪૩ સુધીના આ વંશના ઉત્કીર્ણ લેખોમાંના કોઇમાં ચૌહાણોને અગ્નિવંશી કહ્યા નથી. વિ. સં. ૧૨૨૫ ના હાંસીના પૃથ્વીરાજ બીજાના લેખમાં એને ચંદ્રવંશી કહેલ છે. પણ વિશલદેવ ચોથાના તે પહેલાના એક લેખમાં ચૌહાણોને સૂર્યવંશી કહેલ છે. પૃથ્વીરાજ વિજય કાવ્યમાં તથા હમીર મહાકાવ્યમાં પણ સૂર્યવંશી કહેલ છે. ચૌહાણોને અગ્નિવંશીના પહેલવહેલા પૃથ્વીરાજ રાસામાં કહ્યા છે. અને એ ગ્રંથની લોકપ્રિયતાને લીધે પાછળથી એ માન્યતા પ્રચલિત થઈ ગઈ છે.

---

૨. પૃથ્વીરાજ વિજય એ કાશ્મીરી કવિ જયાનકે પૃથ્વીરાજના શાહબુદ્દીનગોરી ઉપરના વિજય સંબંધે ઘણું કરી એ વિજય પછી અને ઈ. સ ૧૧૯૩ ના પરાજય પહેલા લખેલું સંસ્કૃત કાવ્ય છે. આ કાવ્યની હજી સુધી એકજ પ્રત મળી છે. એ છપાયું નથી પણ એમાં પૃથ્વીરાજના પૂર્વજો વીશે આપેલી હકીકતો ઉત્કીર્ણ લેખો સાથે મળતી હોઇને વિશ્વાસપાત્ર છે.

૩. હમ્મીર મહાકાવ્ય--પૃથ્વીરાજથી પાંચમાં રણથંભોરના ચોહાણ રાજા હમ્મીરના યશ ગાનારૂ આ કાવ્ય નયચન્દ્ર સુરિએ વિ. સ. ૧૪૬૦ ની આસપાસમાં લખેલું છે. એ છપાયું છે, બુલ્હરે છપાવ્યું છે. એમાં આપેલી વાતો પૃથ્વીરાજ સંબંધી, પૃથ્વીરાજ વિજય કરતાં ઓછી પણ પૃથ્વીરાજ રાસો કરતાં વધારે વિશ્વાસપાત્ર છે.

ચૌહાણોનું પહેલા અહિચ્છત્રપુરમાં રાજ્ય હતું. આ અહિચ્છત્રપુર તે ઉત્તર પાંચાલની રાજધાની એમ શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે (જુઓ 'ભારત કે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પા. ૨૨૭) પણ મને જાંગલ દેશના અહિચ્છત્રપુરમાં ચોહાણોની પહેલા રાજધાની હતી એમ લાગે છે.

આ અહિચ્છત્રથી ચૌહાણો શાકંભરી (સાંભરમારવાડ)માં આવ્યા અને ત્યાં પોતાની રાજધાની સ્થાપી. આ વખતથી તેઓ શાકંભરીશ્વર કહેવાવા લાગ્યા. આ શાકંભરીના રાજાઓના તાબામાં જે દેશ એ વખતે હતો તે સપાદલક્ષ કહેવાતો. જેનો અપભ્રંશ સવાલક થયો છે. આજસુધી અજમેર, નાગોર અને સાંભર માટે સવાલક નામ વપરાય છે. પાછળથી સાંભર છોડી દઇને ચૌહાણોએ અજમેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી અને તેઓની એક શાખાએ નાડોલ વસાવી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ નાડોલની શાખાના વંશજો અત્યારે બુંદી, કોટા, અને સીરોહીમાં રાજ્ય કરે છે.

### પૃથ્વીરાજના પૂર્વજો

ચૌહાણવંશની વંશાવલિમાં પહેલું નામ ચાહમાન મળે છે. આ ચાહમાનથી જ એ વંશ ચાહમાન-ચૌહાણ કહેવાય છે. આ વાસુદેવે જ અહિચ્છત્રથી આવી શાકંભરીમાં રાજ્ય સ્થાપ્યું એ ઐતિહાસિક પુરુષ હોવો જોઇએ. (પૃથ્વીરાજ વિજય સર્ગ ૩) પ્રબન્ધ કોશમાં આપેલા સંવતને શક સંવત્ માનીને શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ આ વાસુદેવને વિ. સં. ૬૦૮ માં થઈ ગએલ માને છે.

વાસુદેવ પછી સામન્તદેવ, પછી જયરાજ, પછી વિગ્રહરાજ પહેલો, પછી ચંદ્રરાજ પહેલો પછી ગોપેન્દ્રરાજ પછી દુર્લભરાજ, પછી ગૂવક પહેલો. આ રાજા વિ. સં. ૮૭૩ની આસપાસમાં નાગાવલોકના વખતમાં થયો હોવાનો સંભવ છે. પછી ચંદ્રરાજ બીજો, પછી ગૂવક બીજો, પછી ચન્દનરાજ, પછી વાક્પતિરાજ અને તે પછી ચાહમાનથી ચૌદમો સિંહરાજ થયો. આ સિંહરાજે વિ. સં. ૧૦૧૩માં હર્ષનાથના મંદિર ઉપર સુવર્ણનો કલશ ચઢાવી એ મંદિરના નિર્વાહ માટે ચાર ગામ દાનમાં આપ્યાં હતાં. આ હકીકત હર્ષનાથના મંદિરના વિ. સં. ૧૦૩૦ના લેખમાં નોંધી છે. આ વંશની વંશાવલિ પણ આપી છે. આ લેખમાં આ સિંહરાજ મોટો પરાક્રમી રાજા થઇ ગયો. એણે મુસલમાનોને હરાવ્યા હતા, એમ હમ્મીર મહાકાવ્ય, પ્રબન્ધકોશ વગેરેમાં કહ્યું છે પણ મુસલમાન ઇતિહાસલેખકો કાંઇ કહેતા નથી.

સિંહરાજ પછી વિગ્રહરાજ પહેલો, એણે ઉપર કહેલો હર્ષનાથના મંદિરનો વિ. સં. ૧૦૩૦નો લેખ લખાવ્યો છે. પછી દુર્લભરાજ બીજો, પછી ગોવિંદરાજ, પછી વાક્પતિરાજ બીજો પછી વીર્યરામ, પછી ચામુંડરાજ, પછી દુર્લભરાજ ત્રીજો, પછી વીસલદેવ ત્રીજો પછી, પૃથ્વીરાજ પહેલો અને પછી અજયદેવ. આ અજયદેવે અજમેર વસાવ્યું છે એમ પૃથ્વીરાજ વિજયમાં લખ્યું છે. અજમેર ક્યારે અને કોણે વસાવ્યું એ બાબત પુષ્કળ મતભેદ છે. પણ અજમેરને બારમા શતકથી જુનું માનવા માટે ખાસ કાંઇ પુરાવા નથી એટલે પૃથ્વીરાજ વિજયનું કથન

માનવા જેવું છે એમ શ્રી વિશ્વશ્વરનાથ રેઉ કહે છે. આ અજયદેવના તાબાના સીકકાઓ મળ્યા છે. એ વિ, સં. ૧૧૬૫ની આસપાસ થયો હશે. અજયદેવ પછી અજમેરની ગાદી ઉપર અર્ણોરાજ આવ્યા. અહીંથી આ વંશ પુરો પ્રકાશમાં આવે છે. એ પહેલાંની વંશાવલિમાં માત્ર નામો મળે છે. કોઇક વીશે બે નહીં જેવી હકીકત મળે છે તે જુદી. વળી નામોમાં પણ ઘણો હેરફેર છે. ટૉડ રાજસ્થાનમાં પૃથ્વીરાજ રાસા ઉપરથી તથા ભાટોની ખ્યાતો વગેરે સાધનો ઉપરથી આપેલી વંશાવલિ તો લેખોમાં આપેલી વંશાવલિ સાથે બીલકુલ મળતી નથી એટલે તદ્દન અવિશ્વાસનીય છે. હર્ષનાથના મંદિરનો વિ. સ. ૧૦૩૦નો લેખ, સોમેશ્વરનો વિ.સં. ૧૨૨૬નો બીનોલ્યાનો લેખ, પૃથ્વીરાજ વિજય, હમ્મીર મહાકાવ્ય, પ્રબન્ધકોશ વગેરેમાં આપેલી વંશાવલિઓ ઉપરથી શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ આપેલી વંશાવલિમાંથી ઉપર નામો ઉતાર્યાં છે. ( જુઓ, ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ ).

અર્ણોરાજ મોટો પરાક્રમી રાજા થયો. એને અનાક, આનાલદેલ, અથવા આનાજી કહે છે. આ અર્ણોરાજને ત્રણ રાણીઓ હતી. પહેલી મારવાડની સુધવા, બીજી ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની કન્યા કાંચનદેવી અને ત્રીજી ગુજરાતનાજ કુમારપાલની બહેન દેવલદેવી. આંમાંથી પહેલી રાણીને પેટે બે દીકરાઓ થયા : જગદેવ અને વીસલદેવ, અને કાંચનદેવીથી સોમેશ્વર નામે એક પુત્ર થયો.

આ અર્ણોરાજે અજમેરમાં આનાસાગર નામે તલાવ બંધાવ્યું. આ અર્ણોરાજ સંબંધી વૃત્તાંત ઉપર કહેલા લગ્ન સંબંધને લીધે ગુજરાતના પ્રબંધોમાં મળે છે. અને કુમારપાલને હાથે અર્ણોરાજને હાર ખાવી પડી હશે. એમ વિ. સં. ૧૨૦૭ ના કુમારપાલના ચિત્તોડના સમિધ્ધેશ્વરના મંદિરના લેખથી જણાય છે.

વિ. સં. ૧૨૦૭ કે ૧૨૦૮ માં અર્ણોરાજને મારીને એનો મોટો પુત્ર જગદેવ ગાદીએ બેઠો લાગે છે. પણ એ પિતૃઘાતી વધારે વખત રાજ્ય ભોગવી શકયો નથી લાગતો અને એનો નાનોભાઈ વિગ્રહરાજ (વીશલદેવ) ચોથો ગાદીએ બેઠો. આ મહાપ્રતાપી, વીર અને વિદ્વાન રાજા થઈ ગયો. આ વિગ્રહરાજના સમયને અનેક લેખો મળ્યા છે, દીલ્હીની ફીરોજશાહ લાટ ઉપરના વિ. સં. ૧૨૨૦ ના લેખમાં આ વિગ્રહરાજ "હિમાલયથી વિન્ધ્યાચલ સુધીના રાજાઓ પાસેથી પોતે કર લીધો છે તથા મ્લેચ્છોનો નાશ કરીને,આર્યાવર્તને ફરી વાર યથાર્થ રીતે આર્યાવર્ત કર્યું છે" એમ પોતે કહે છે. આ વિગ્રહરાજે અજમેરમાં એક સંસ્કૃત પાઠશાળાસ્થાપી હતી અને એ પાઠશાળાના મકાનના અમુક પથરાઓ ઉપર પોતાનું રચેલું હરકેલિ નાટક તથા પોતાની સભાના પંડિત સોમેશ્વરનું રચેલું લલિતવિગ્રહરાજ નાટક કોતરાવ્યાં હતાં. આ પાઠશાળાનો નાશ કરી શહાબુદ્દીન ગોરીએ એની મસ્જીદ બનાવી દીધી જે મકાન આજે અઢાઇ દિનકા ઝોપડા નામથી અજમેરમાં પ્રસિદ્ધ છે. આ મકાન પાસે ખોદકામ થતાં એમાંથી ઉપર કહેલાં નાટક કોતરેલાં અમુક પથરાઓ મળ્યા છે: જે લખનૌના મ્યુઝીયમમાં છે.

આ વિગ્રહરાજે જ દીલ્હી પોતાના રાજ્યમાં મેળવી લીધું એમ એના ફીરોજશાહી લાટવાળા લેખથી જણાય છે. એટલે દીલ્હીના તુવરરાજ અનંગપાલે દત્તક લીધાથી પૃથ્વીરાજને દીલ્હીની ગાદી મળી વગેરે પૃથ્વીરાજ રાસાની કથા વિશ્વાસપાત્ર નથી લાગતી.

વિગ્રહરાજ પછી એનો પુત્ર અપર ગાંગેય ગાદીએ બેઠો. તે થોડો વખત ગાદીપતિ રહ્યો હશે. એના પછી અર્ણોરાજને મારનાર જગદેવનો પુત્ર પૃથ્વીરાજ ગાદીએ બેઠો. આ પૃથ્વીરાજ બીજાના સમયના વિ. સં. ૧૨૨૪ થી ૧૨૨૬ ના ચાર લેખો મળ્યા છે.

આ પૃથ્વીરાજ પછી અર્ણોરાજનો કાંચનદેવીથી થએલો પુત્ર સોમેશ્વર ગાદીએ આવ્યો. અર્ણોરાજ પછીનાં અઢાર વર્ષો સુધી સોમેશ્વરના ઓરમાન ભાઈઓ તથા એના પુત્રોના હાથમાં અજમેર હોવાથી સોમેશ્વરને પોતાને મોસાળ ગુજરાતમાં કુમારપાલના આશ્રયમાં રહેવું પડ્યું હતું. સોમેશ્વરની બાલ્યાવસ્થામાં એની મા ગુજરાતમાં આવતી રહે છે. (જુઓ, પૃથ્વીરાજ વિજય) અને અજમેરમાં સોમેશ્વરના ઓરમાન ભાઈઓનું કોઈ ન રહ્યા પછી સોમેશ્વર ગુજરાતથી અજમેર જઈ વિ સં ૧૨૨૬ માં ગાદીએ બેસે છે. સોમેશ્વરના વિ સં. ૧૨૨૬ (ઈ. સ ૧૧૬૯) થી ૧૨૩૪ સુધીના ચાર લેખો મળ્યા છે. અને વિ સં. ૧૨૩૬ માં સોમેશ્વરનો દેહ પડી ગયો લાગે છે સોમેશ્વરના સમયના સીક્કાઓ પણ મળ્યા છે. સોમેશ્વર દીલ્હીના અનંગપાળની બહેનને પરણ્યો. સોમેશ્વરનું ગુજરાતના ભોળા ભીમને હાથે મોત થયું વગેરે પૃથ્વીરાજ રાસામાં આપેલી કથા બીજા પ્રમાણો જોતાં કલ્પિત ઠરે છે

સોમેશ્વરે, પૃથ્વીરાજ વિજય પ્રમાણે ગુજરાતમાં હતા ત્યારે જ ચેદીના રાજા નરસિંહદેવની કન્યા કર્પૂરદેવી સાથે લગ્ન કર્યું હતું. અને એનાથી સોમેશ્વરને બે પુત્રો થયા. એક પૃથ્વીરાજ અને બીજા હરિરાજ અને સોમેશ્વર પછી વિ. સં ૧૨૩૬ માં પૃથ્વીરાજ ગાદીએ બેઠા.

### પૃથ્વીરાજ (ત્રીજો)

પૃથ્વીરાજ અજમેરની ગાદી ઉપર વિ. સં. ૧૨૩૬ (ઈ સ, ૧૧૭૯) માં બેઠા ત્યારે એની ઉમ્મર નાની માટે શરુઆતમાં એની મા કર્પૂરદેવી રાજ્ય ચલાવતી હતી એમ પૃથ્વીરાજ વિજય કહે છે. (જુઓ સર્ગ ૯). પણ ગાદીએ બેઠા પછી થોડા વખતમાં પૃથ્વીરાજે એ વખતે રાજકુમારો જે વિદ્યાઓ મેળવતા હશે તે મેળવી લીધી અને યૌવન પણ પ્રાપ્ત કર્યું.

પૃથ્વીરાજે ઘણાં પરાક્રમો કર્યાં હોવા જોઈએ એમ એના સંબંધી પૃથ્વીરાજ રાસામાં આપેલી દંતકથાઓ ઉપરથી લાગે છે. પૃથ્વીરાજને રામનો અવતાર કહ્યો છે પણ પૃથ્વીરાજના જીવનની બેજ વિશ્વસનીય હકીકતો જણાવાઈ રહી છે. એક વિ સં ૧૨૩૯ (ઈ સ, ૧૧૮૨) માં પૃથ્વીરાજે મહોબા (બુંદેલખંડ) માં ચંદેલ રાજા પરમર્દિદેવ ઉપર ચડાઈ કરીને તેને હરાવ્યો તે. ચંદેલ પરમર્દિ અને પૃથ્વીરાજ સમકાલીન હતા એમ તો પરમર્દિના લેખથી જણાય છે. અને વિ. સં. ૧૨૩૯ ના મદનપુર (બુંદેલખંડ) માંથી મળેલા પૃથ્વીરાજના લેખથી પૃથ્વીરાજનો મહોબા ઉપર વિજય ચોક્કસ જણાય છે. પૃથ્વી-

રાજ રાસાના મહોબા ખંડમાં જે લાંબી કથા આપી છે, તેમાંની મૂલ હકીકત આ રીતે સાચી છે. બાકીની રાસોકારની કલ્પના લાગે છે.

પૃથ્વીરાજના જીવન સંબંધી બીજી હકીકત શાહબુદ્દીન ગોરી સાથેની લડાઈ છે. પૃથ્વીરાજે શાહબુદ્દીન ગોરીને એક વખત હરાવ્યો એ હકીકતેજ કવિઓનું એટલું બધું આકર્ષણ કર્યું કે તેઓએ એ વૃત્તાંત કલ્પનાના રંગથી ખુબરંગીને ગાયું. હમ્મીર મહાકાવ્યમાં કાંઇક વિસ્તારથી શાહબુદ્દીન સાથેના યુદ્ધનું વર્ણન આપ્યું છે, (જુઓ, સર્ગ ૩) પણ પૃથ્વીરાજના જીવનના બીજા કોઇ બનાવોનું વર્ણન કર્યું નથી. માત્ર પૃથ્વીરાજ શાસ્ત્ર અને શસ્ત્રમાં પારંગત હતો, અતિ યુદ્ધ કુશળ હતો, પ્રજાનું, બ્રાહ્મણોનું અને બ્રાહ્મણધર્મનું સારી રીતે રક્ષણ કરતો વગેરે સામાન્ય ગુણ વર્ણન કર્યું છે.

પૃથ્વીરાજ વિજયમાં પૃથ્વીરાજના મંત્રીનું નામ કદમ્બવાસ કહ્યું છે. વળી પૃથ્વીરાજના મોસાળમાંથી ભુવનૈકમલ્લ નામનો વીર પૃથ્વીરાજની પાસે આવીને રહેલો એમ પણ લખ્યું છે. પૃથ્વીરાજ રાસામાં જે ૧૦૮ વીર સાથીઓ હોવાનું તથા તેઓનાં અતુલ પરાક્રમોનું વર્ણન છે તે તો કલ્પિત લાગે છે.

પૃથ્વીરાજ વિજયમાં "એક વખત રાજા વિગ્રહરાજના વિવેકશૂન્ય પુત્ર નાગાર્જુને ગુડપુર ઉપર ચડાઈ કરી એમ સાંભળીને પુરુષાર્થી પૃથ્વીરાજ હાથી, ઘોડા, ઉંટ, બળદ અને પાળાઓનું લશ્કર લઇને ચડી ગયો. પણ શત્રુ રણમાંથી ભાગી ગયો. અને પૃથ્વીરાજ એની માતાને કેદ કરીને અજમેર લઈ આવ્યા." વગેરે વર્ણન છે. આ નાગાર્જુન કયાંનો રાજા હતો ? આ શીવાય અનુકુળ વિધિએ પૃથ્વીરાજ માટે અનેક રણમહોત્સવો ઉત્પન્ન કર્યાં હતાં એમ પૃથ્વીરાજ વિજયમાં લખ્યું છે. પૃથ્વીરાજ ગાદીએ બેઠો ત્યારે નાની ઉમ્મરનો હતો એ ઉપર કહ્યુંજ છે, પણ વિ. સં. ૧૨૩૯ માં અર્થાત્ ગાદીએ બેઠા પછી પણ ત્રણ વર્ષે પૃથ્વીરાજે પરમર્દિદેવ ઉપર ચડાઈ કરેલી એ હકીકત જોતાં પૃથ્વીરાજની ઉમ્મર ગાદીએ બેસતી વખતે ઓછામાં ઓછી ૧૫ વર્ષની તો હોવીજ જોઇએ. અને વિ. સં. ૧૨૪૯ (ઈ. સ. ૧૧૯૩) માં પૃથ્વીરાજનું મરણ થયું છે. એટલે તેણે ૧૩ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું તેમાંથી ત્રણ વર્ષ બાળવયનાં બાદ કરતાં બાકીનાં દશ વર્ષોનો મોટો ભાગ યુદ્ધમાં ગયો હોવાનો સંભવ છે.

પૃથ્વીરાજ વિજયમાં પૃથ્વીરાજનાં કોઇ રાજકુમારી સાથે લગ્ન થયાં હોવાનું વર્ણન ત્રુટિત મળે છે. પણ એ ત્રુટિત હોવાથી એ રાજકુમારી કોણ હતી એ સમજાતું નથી. હમ્મીર મહાકાવ્યમાં તો કાંઈ લખ્યું નથી. અને પૃથ્વીરાજ રાસામાં તો અનેક રાજકુંવરીઓનું પૃથ્વીરાજે હરણ કર્યાની કથાઓ મળે છે. તેમાં પણ સંયુક્તાહરણની રોમાંચક કથા તો અદ્દ્ભુત છે. પણ એ બધી કથાઓ રૂક્મિણી હરણ વગેરે પૌરાણિક કથાઓની ધાટી પર રચાયેલી કલ્પિત કથાઓજ હોવાનો સંભવ છે.

### શાહબુદ્દીન સાથે યુદ્ધ

પૃથ્વીરાજના જીવનનો સૌથી મોટો બનાવ અને છેલ્લો બનાવ શાહબુદ્દીન સાથેના યુદ્ધનો છે. શાહબુદ્દીન ગોરીના સમકાલીન અને પાછળના

મુસલમાન તવારીખનવેસોના કહેવા પ્રમાણે શાહબુદ્દીન સાથે પૃથ્વીરાજને ઈ. સ. ૧૧૯૧ માં એક યુદ્ધ થયું જેમાં શાહબુદ્દીન હારીને ભાગી ગયો, અને ઈ. સ. ૧૧૯૨ માં બીજી વાર યુદ્ધ થયું જેમાં પૃથ્વીરાજ હારી ગયો, કેદ પકડાઈ ગયો અને પાછળથી હીંદુસ્થાનમાંજ શાહબુદ્દીને પૃથ્વીરાજને મરાવી નાખ્યો.[3] હમ્મીર મહાકાવ્યમાં લખ્યું છે કે શાહબુદ્દીન ગોરીના હુમલાઓથી પીડિત પશ્ચિમના રાજાઓએ ગોવિન્દરાજના પુત્ર ચંદરાજને પોતાનો મુખીઓ બનાવી પૃથ્વીરાજ આગળ જઈ, એને મોઢે ધરી શાહબુદ્દીનના હુમલાઓની વાત કરી એટલે પૃથ્વીરાજે તેઓને ધીરજ આપી શાહબુદ્દીન સામે ચડાઈ કરી, શાહબુદ્દીન સામો આવ્યો અને ભયંકર યુદ્ધ પછી શાહબુદ્દીન હારીને પકડાઈ ગયો પણ પૃથ્વીરાજે દયા કરીને છોડી મેલ્યો. આ રીતે સાત વાર પૃથ્વીરાજે શાહબુદ્દીનને હરાવી છોડી મુકયો, પણ આઠમી વાર પૃથ્વીરાજ પોતાના વિજયમાં મગ્ન રહેવાથી અને પૃથ્વીરાજના માણસને લાંચ આપેલી હોવાથી પૃથ્વીરાજ હારી ગયો, પકડાઇ ગયો. અને શાહબુદ્દીનને પૃથ્વીરાજને છોડી દેવાનું કહ્યું ત્યારે ઉતના યુગ્મ થઈને શાહબુદ્દીને પૃથ્વીરાજને કી ધામાં કર્યા. ત્યાં પૃથ્વીરાજે શિવપદ પ્રાપ્ત કર્યું અને એના ભાઈ હરિરાજે એની ઉત્તરક્રિયા કરી (સર્ગ ૩).

પૃથ્વીરાજ રાસામાં તો પૃથ્વીરાજે સાતવાર શાહબુદ્દીનને હરાવ્યો અને છોડી મુક્યો એમ લખ્યું છે. પ્રબન્ધચિન્તામણીમાં એકવીસ વાર હરાવ્યો એમ લખ્યું છે. પૃથ્વીરાજ રાસાની ઘણી વાતો કલ્પિત છે એ જોતાં અને રાસાની અદ્ભુત અતિશયોક્તિઓ યાદ કરીને આને પણ અતિશયોક્તિ ગણવી પડશે. હમ્મીર મહાકાવ્યના લેખકે એક લડાઈનું વિસ્તારથી વર્ણન આપ્યું છે. પછી 'આ રીતે સાત વાર હરાવીને છોડી મુકયો' એટલું ઉમેર્યું છે અને પછી બાકી બીજી લડાઈ જેમાં પૃથ્વીરાજ હાર્યો એનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આ બધાનો વિચાર કરતાં એક વાર શાહબુદ્દીનને પૃથ્વીરાજે સખત હાર આપેલી એ નિ:સંશય લાગે છે. મુસલમાન લેખકો પણ એ હારને ભારે ગણે છે. એ એક વિજય સાત, આઠ કે એકવીસ જેટલો મોટો ચડાવ્યો હશે.

હવે પૃથ્વીરાજનો દેહાન્ત કેવી રીતે થયો તેના હેવાલો જોઈએ. હમ્મીર મહાકાવ્યનું વર્ણન સ્વાભાવિક લાગે છે અને મુસલમાન લેખકોના વર્ણનથી બહુ જુદું પડતું નથી. પૃથ્વીરાજના કેટલાક સિક્કાઓ મળ્યા છે, જેમાં એક તરફ 'પૃથ્વીરાજ દેવ' અને બીજી તરફ 'સુલતાન મહમદ સામ' એ રીતે છાપ છે. એ જોતાં પૃથ્વીરાજ હાર્યા પછી થોડો જીવતો રહ્યો હોય— કદાચ શાહબુદ્દીનના સામંત તરીકે રહ્યો હોય એ સંભવિત લાગે છે. તાજ-ઉલ-મઆસીરનું વર્ણન એવીજ મતલબનું લાગે છે. પણ પૃથ્વીરાજ રાસો નવીજ વાત કરે છે. રાસા પ્રમાણે પૃથ્વીરાજને કેદ કરીને, શાહબુદ્દીન ગજની લઈ ગયો. જ્યાં એક બહાને એનો મિત્ર કવિ ચંદબરદાઈ ત્યાં પહોંચ્યો અને બાદશાહની સંમતિથી પૃથ્વીરાજનું શબ્દવેધીપણું બતાવવા, તેઓ

૩ જુઓ Elliots' History of India Vol. II તથા એમાંથી પ્રસ્તુત ભાગનો અનુવાદ ગુજરાતના પ્રાચીન રાજવંશ ભાગ ૧.

વીંધવા માટે પૃથ્વીરાજને ધનુષ્યબાણ અપાણી ચંદે નીચેના પ્રસિદ્ધ શબ્દોથી શાહબુદ્દીનનેજ વીંધી નાખવા કહ્યું :

**चार बंश चौविश गज अंगुल अष्ट प्रमान,**
**एते पर सुलतान है; मत चूके चहुआन**
**इही बाण चहुआन, रामरावण उत्थप्यो.**
**इही बाण चहुआन, कर्णशिर अर्जुन काट्यो.**
**इही बाण चहुआन, शंभु त्रिपुरासुर संध्यो.**
**इही बाण चहुआन, भ्रमर लछमनकर वेध्यो,**
**सो बाण आज तो कर चढयो**
**चढे बिरद सांचो चवे**
**चहुआन राज संभर धनी**
**मत चूके मोटे तवे.**

અને શાહબુદ્દીનના 'શાબાશ, શાબાશ' શબ્દો સાંભળી એ શબ્દ ઉપર નીશાન રાખી પૃથ્વીરાજે બાણ માર્યું. શાહબુદ્દીન પડયો અને ચંદે તથા પૃથ્વીરાજે એક બીજાનાં માથાં તરવારથી ઉડાવી દઇ મુસલમાનોને હાથે મરવાનું ટાળ્યું.

ચંદનું ઉપલું વર્ણન છે તો રોમાંચકારી પણ એમાં સત્ય બીલકુલ નથી. પૃથ્વીરાજનો દેહ પડયો ઈ. સ. ૧૧૯૨ માં અને શાહબુદ્દીનનો ઈ. સ. ૧૨૦૬ માં ગખ્ખરોને હાથે. શાહબુદ્દીનની મરણતારિખ ખોટી લખવાનું મુસલમાન લેખકોને કારણ નથી. *

પૃથ્વીરાજનો વંશ પૃથ્વીરાજ સાથે અસ્ત પામ્યો નથી. એના પુત્રનું નામ રેણસી હતું એમ રાસામાં કહ્યું છે, પણ હમ્મીર મહાકાવ્યમાં ગોવિન્દરાજ નામ લખ્યું છે. આ ગોવિન્દરાજે રણથંભોરમાં રાજ્ય સ્થાપ્યું અને એનાથી પાંચમી પેઢીએ થએલા હમ્મીરદેવે અલ્લાઉદ્દીન ખીલજી સામે વીરતાથી યુદ્ધ કર્યા પછી. પરાજ્ય સાથે દેહત્યાગ કર્યો.

* હમ્મીર મહાકાવ્યમાં, પૃથ્વીરાજને શાહબુદ્દીને મારી નાખ્યાનું ઉપર કહ્યું છે એ કાવ્યથી પણ પહેલાં વિ સં. ૧૩૬૧ માં રચાએલા પ્રબન્ધ ચિંતામણી ગ્રંથમાં પણ " મુસલમાન રાજાએ પૃથ્વીરાજનો શિરચ્છેદ કર્યો " એમ લખ્યું છે. (જુઓ, દીનાનાથ શાસ્ત્રીની આવૃત્તિ પા ૩૦૪)



# વાસંતી કુંજને

લેખક રા. દેશળજી પરમાર

( એક અન્યોક્તિ )

: અનુષ્ટુપ–ઉપજાતિ–વસંતતિલકા :

૧

ઘાટીલી હરીઆળી ને રુડેરી ભાવના–રમી,
સમૃદ્ધિસિદ્ધિવંતી હો ગુર્જરી લલના સમી

૨

સુદર્શન જો રમણીય દીસે,
તો ભવ્યતા શી સ્મૃતિએ ય દીપે,
નાની વયે કુશલ કેમ કલાસખી તું,
ત્યે વિશેષણઝુલે નહિ વર્ણવી તું.

૩

ઉષા હજુ પીયળરંગી આવી
ન્હોયે : તહીં છે તુજને વધાવી,
સૌભાગ્યસૂર્ય પુરતો જવ તેજભાત
ભાળ્યાં તહીં મધુરવા નજરે પ્રભાત

૪

વૈકુંઠ શી સ્નેહવિનમ્ર શાન્તિ,
ઝીણી ઝુકાવે તવ આત્મકાન્તિ,
માધુર્યમાં રસળતાં નવરંગ અંગો :
કલ્યાણથી વરદ સૌ વિહગો વસતો.

૫

પ્રાણની પ્રેમશક્તિ શી મધુરી શાન્તિપુંજ તું :
સમૃદ્ધિસિદ્ધિવંતી હો જનની : અન્ય શું વદું ?

# સત્ય ને ધર્મ

(એક રૂપક)

એક ધર્મ હતો; બીજી સત્યતા હતી ધર્મ હતો બ્રહ્મચારી ને કલ્યાણવ્રતી સત્યતા હતી. ઉપનર કન્યાકા ધર્મના બ્રહ્મચર્ય અને કલ્યાણવ્રત પર સત્યતા વારી ગઈ અને તે કુમારિકા ધર્મને મનથી વરી અને તેનેજ એકને સેવી રહી

ધર્મ સત્યતાની જોટલીના પુણ્યપ્રભાવ સામે અસૂયા જાગી ઉઠી; અને તેમની દાંપત્યભાવના ભાંગવાને તત્પર થઇ. પરિણામે ધર્મને વનવાસ જવાનો વારો આવ્યો. હવે ધર્મસૂની સત્યતા સંસારમાં એકલી રહી શું કરે? એટલે તે પણ ધર્મ જોડે વનવાસિની થઈ વસી. ધર્મબંધુ પૌરુષ પણ એની પાછળ આવ્યો.

પણ અસૂયા ન ફાવી ત્યાં મોહ ફાવી શકયો. વનવાસમાં સંસારબાજી ચાલી. સત્યતાને કનકકાંચળીની કળાનો મોહ જાગ્યો. ધર્મને લોભ લાગ્યો. લોભે ધર્મને સત્યતાથી અળગો કર્યો. મોહ સત્યતાને હરી ગયો. સત્યતાસૂનો ધર્મ ઘડીભર મૂંઝાયો ને કલ્પાંત કરવા લાગ્યો. પણ પછી પૌરુષ વાનરસેના આદિ વિશ્વતત્ત્વોની સહાય નિમંત્રી તેણે આત્મશાસન વડે ધર્મવિગ્રહ આરંભ્યો; અને તેમાં મોહને ટારી સત્યતાને પુનઃપ્રાપ્ત કરી. ધર્મને સત્યતામાં શંકા તો પડી પણ સત્યતાએ પાવકસ્નાન વડે શુદ્ધ થઈ તેને નિવારી.

પરંતુ હવે અસૂયા ને મોહ ન ફાવ્યાં ત્યાં કુશંકા ફરી વાર ફાવી ગઈ. સત્યતા આત્મપાલન અને જનકલ્યાણ અર્થે ધર્મને રક્ષી રહી હતી. પણ ધર્મ હવે ધર્મ મટીને રાજધર્મ બન્યો હતો. બાહ્ય નામપ્રચારનો અને મોહ જાગ્યો. એ તો સત્યતાનો ફરાસી રહી સત્તાનો અન્તેવાસી થયો.

બાહ્ય નામ-બુરાઈની કિંવદંતી સાંભળી એણે ધષ્ટ પૌરુષદ્વારા સત્યતાને છચોક છાંડી. સત્યતા તે વેળા બ્રહ્મચર્ય અને કલ્યાણની ગર્ભિણી હતી. એ તો જઇને 'દિવ્ય ન્યાય' ને આશરે રહી. આ બાજુ રાજધર્મનો દંભ ઠેઠ દિગ્વિજયી અશ્વમેધ યજ્ઞ સુધી પહોંચ્યો પણ સત્યતાની સાક્ષાત્ હાજરી વગર યજ્ઞમંડાણ અધર્મ્ય નીવડયું. તેથી પાખંડશર રાજધર્મે તો સત્યતા રક્ષા કે પ્રાપ્તિને સાટે તેની સુવર્ણમૂર્તિ સ્થાપી દીધી.

યજ્ઞ આરંભાયો ને આગળ ચાલ્યો. પણ બ્રહ્મચર્ય અને કલ્યાણ એ બે ધર્મપુત્રોએ રાજધર્મના દંભને પકડયો અને બીચારા યજ્ઞબલિ અશ્વને બચાવ્યો. છેવટ ન છુટકે-જીતીને નહિ પણ હારીને— રાજધર્મે તે બાળયુગલમાં પોતાનું અસલ ધર્મસ્વરૂપ નીરખ્યું અને પુનઃ બેઉ પુત્રો જોડે સત્યતાને આવી મળ્યો.

પણ લોકસમાજ પછી તો એકવાર ફાવી જવાથી નિંદા કરવે વધુ ચડયો. સત્યતા પર કૈં કૈં આળ ઉતર્યાં. ધર્મ પ્રત્યેનો સહચાર પુરો થવાથી સત્યતાએ પૃથ્વીમાતા કને માગ માગ્યો ને અંદર જનનીને ખોળે સમાઇ ગઈ. ધર્મ કથી રીતે રવડયો તેની જાણ થઈ નથી. પણ પુનઃમેળાપ માટે, સત્યતા અલોપ થતી હતી ત્યારે તેનો છુટો કેશકલાપ ધર્મે ઝાલેલો અને સત્યતા ગઇ ત્યાર પછી એ કેશકિરણોના તીવ્ર દર્ભાંકુર થઇ ગએલા: અને તેઓ સૌ ધર્મના કુશલ કરીને હજુ ભોંકાય છે—એવી વાતની જાણ બહાર થઈ છે

રા. દેશળજી પરમાર

# હીમત

લેખક
રા. મનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય સાહિત્ય સંસદ

ગુણ-અવગુણનું વર્ગીકરણ જ્યારે ડાહ્યા મનુષ્યોએ કર્યું ત્યારે હીમતને ગુણમાં ગણી કાયદાઓને, ધર્મના ફરમાનોને, વિદ્વાનોની વાણીને કે પણ દલીલ કર્યા વિના માથે ચડાવવા એ મનુષ્યોની બહુમતિમાં સામાન્ય પ્રકૃતિ છે, અલબત્ત, જેઓ આજન્મ બળવાખોર છે—ભડખોર છે તેઓને આ લાગુ પડતું નથી પણ તેઓની બહુમતિ હાલ છે એમ કોઇ કહી શકે નહી. એટલે આપણે તો સાધારણ રીતે હીમત એટલે ગુણ એમજ ગણવાનું રહ્યું જો કે એ હીમત ગુણ નહી ગણાતા અવગુણજ ગણાવી જોઇએ એમ ઘણા માનતા આવ્યા છે પણ એ વિષય આ લેખમાં અસ્થાને છે એટલે તે વીશે આદિ ઉલ્લેખ કરવો વ્યાજબી નથી ત્યારે હીમત એટલે શું, અને એ પ્રકારની વૃત્તિ અમુક રીતે આપણે કેળવી શકીએ છીએ અને તેનો વિકાસ સાધી શકીએ છીએ, કે એ તો માત્ર કુદરતી રીતેજ અમુક મનુષ્યમાં અમુક સંજોગોમાં સ્વયં ઉદ્ભવે છે એ તપાસવાનું રહ્યું. મને પોતાને તો એ બાબતમાં ઉંડાણમાં ઉતરી જોતાં એમ જણાય છે કે એ ગુણ આપણામાં જન્મથી હોતો નથી તેમજ બાહ્યથી મદદ પણ કરી શકાતો નથી કે તેમાં વિકાસ પણ સાધી શકાતો નથી. માત્ર અમુક સંજોગોમાં મનુષ્યનું હૃદય આ ગુણ મેળવી લે છે મારી આ માન્યતામાં ભુલ હોઇ શકે પણ જ્યાં સુધી એ મને કોઇ બતાવી આપે નહીં—સાબીત કરી આપે નહીં ત્યાં સુધી તો મારી માન્યતામાં જ મારે વિશ્વાસ રાખવો ઉચિત છે

કેટલાકો એમ કહે છે કે શારીરિક બળ વિના હીમત હોવી અશક્ય છે મહાત્માજીએ સ્વદ્રષ્ટાન્તથી તેમજ ઉપદેશોથી આ માન્યતા કેટલી ખોટી છે એ સારૂ બતાવી આપ્યું છે પણ ઠેઠ મહાત્માજી સુધી નહીં જવું હોય તો હું મારી નજરે જોએલ એક દાખલો આપું

રાતના અગીઆરેકનો સુમાર હતો સારા શહેરમાં ગાઢ શાન્તિ પ્રસરી રહી હતી માત્ર અમારી એક ગલી કીટસનોથી ઝગમગી રહી હતી, ઝગમગે તેમાં નવાઇ પણ ન હતી લગ્ન પ્રસંગો ઉજવી ઉજવીને જેમને જમાનો ગયો હતો તેવા પીઢ અને અનુભવી વડીલોએ પંદર કીટસનો ચાલી રહેશે એમ જાહેર કરેલું ત્યારે કન્યાના બાપે બત્રીસ કીટસનો મંગાવી વેવાઇ પક્ષ તેમજ સમસ્ત નાતને દિગમૂઢ બનાવી દીધા હતા. માંડવામાં બાજઠ લઇને બેઠેલ વેવણ અને તેમની આસપાસની સ્ત્રીઓ પણ આથી

કૈંક નિરાશ થઇ પોતાની નિરાશાનો બદલો કન્યાપક્ષ પાસેથી કઇ રીતે લેવો તેના વિચારમાં ડુબી ગઇ હોય તેમ જણાતું હતું.

સુરતની ખાનદાન જ્ઞાતિઓના મનુષ્યોમાં જોઇએ તે કરતાં વધુ કીટસન જોઇને નિરાશા –ક્રોધ–ગ્લાનિ કેમ ઉત્પન્ન થાય એ વીશે એ ગામની રાહરસમથી અપરિચિત્ મનુષ્યોમાં શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ એવી શંકાઓનું નિરાકરણ કરવાને મારી પાસે સમયનો અભાવ છે છતાં અહીં સહેજ ખુલાસો કરું છું. કન્યાને બારણે સારું દેખાય એટલે વરપક્ષનાં કુમળાં હૈયાં દુભાયજ એ વાત કોઇ મનુષ્યને સમજાવવી પડે તેમ નથી, તે ઉપરાંત " કન્યાપક્ષ ભીખારચોટ છે–એ શું અજવાળું કરવાનો હતો ? " આ જાતના ભ્રમથી વર પક્ષની અનેક સુંદરીઓએ જોઇએ તેવાં સુંદર વસ્ત્રો પહેર્યાં ન હતાં. બીજાઓની શી વાત કહેવી ? ખુદ વરની બ્હેનેજ નેવું રુપીઆની પારીસના સીલ્કની સાડી પહેરવાનો વિચાર છેક છેલ્લી ઘડીએ માંડી વાળી, પાંચ વરસની જુની એક સાધારણ સાડી પહેરી હતી. એજ ભ્રમમાં પડીને અનેક યુવતીઓએ મોંયે પાઉડર પણ લગાડયું ન હતું, ઘણીઓએ ગમે તેવા બ્લાઉઝ ચઢાવી દીધાં હતાં. ત્યારે કન્યાપક્ષનાં માણસો—તેમનો પુરુષ વર્ગ પણ—વસ્તુસ્થિતિ જાણતાં હોવાથી તેને બરની તૈઆરી કરવામાં ચુકયાં ન હતાં. પરંતુ મારાથી આ સુંદર દશ્યના વેગમાં વિષયાંતર થઇ જાય છે—

માંડવાથી કૈંક છેટે અમે પુરુષ વર્ગના સભ્યો બેઠા હતા. સાગસાગી પંગત બેઠી હોય એટલે વાર્તાવિનોદ તો ચાલેજ, અને પક્ષ પણ પડે જ. ' શાકવાળીઓને છેતરીને સોંઘામાં શાક લઇ આવવામાં સૌથી એક્કો કોણ ? ' ' સુધારાવાળાઓને ગાલિપ્રદાનથી મહાત કરનાર વીરો , ' ' જ્ઞાતિનો વિકાસ અને તેની ઉન્નતિ દર માસે ઉજાણી કરવાથી સધાય કે લગ્ન વખતે દરેકે લહાણાં કરવાંજ જોઇએ એ પ્રકારના ધારા ઘડવાથી થાય ' આવા પ્રકારના ઉચ્ચ આશયી પ્રશ્નો અમે ચર્ચી રહ્યા હતા. કેટલાક યુવાનો પચીસ કૉલર અને સત્તર ટાઇથી મુંબઇમાં ઠીક ફરી શકાય કે નહિં એ એટીકેટના ઘણા પ્રશ્નો ઉપર તત્વજ્ઞાનીની દષ્ટિથી વિવાદ કરી રહ્યા હતા.

સહસા એકદમ શાંતિ ફેલાઇ ગઇ. આ સાધારણ શાંતિ ન હતી. મૃત્યુ પહેલાં દર્દી કૈંક શાંત લાગે તેવી અઘોર શાંતિ હતી. નાની વહુથી કૈંક વાંક થઈ ગયો હોય અને તે પોતે, તેનો યુવાન ધણી વગેરે સાસુજીના વાકપ્રહારની જ્વાલા ઝીલવા જે શાંતિ અનુભવે તેવી શાંતિ હતી. અમારી સામે બેઠેલ પગંતના નાયક તરીકે એક અખાડાબાજ, અનેક મારામારીઓમાં અગ્રભાગ લેનાર, આશરે પીસતાલીસ ઇંચની છાતીવાળો યુવાન બેઠો હતો. અમારી તરફ કોઈ નાયકજ ન હતો એમ કહીએ તો ચાલે. બધાજ મંકોડીમલ્લો હતા. સામા નાયકે કટાક્ષ–તિરસ્કારથી ભરેલ અટ્ટહાસ્ય કર્યું અને આશરે પાંચસો છસો માણસને જીવતા બાળી નાંખે તેવી શકિત ધરાવનાર ગાલિપ્રદાન રૂપી અસ્ત્ર ફેંકયું.

ક્ષણભર મેં ઉપર વર્ણવી તેવી શાંતિ પ્રસરી રહી. તે પછી વિદ્યુત ઝડપે અમારી

પુરતા હથીઆરો હાથમાં રાખી પછીજ પાતેલું ઉઘાડવાની સલાહ આપી. ડામચીઆ ઉપરથી તેમજ પાણીઆરાં ઉપરથી પણ સલાહ ચાલુજ હતી એટલે અમે આખરે કંટાળીને છોકરાં, સ્ત્રીઓ તેમજ પાણીઆરા ઉપર ચડેલ યુવતીને બહાર કાઢયાં. ડામચીઆ ઉપરથી ઉતર્યા પછી પણ પેલા ગૃહસ્થની મનોદશા ધ્યાનમાં લઇને અમે એમની મદદ નહીં લીધી.

પાતેલાં અંદર સાપ હશે કે વીંછી હશે કે ચડ કાનખજુરો હશે તેની અટકળ કરવી મુશ્કેલ હતી. પણ સાપ તરફ વધુ મતો પડતા તા હતા એ દેખીતુંજ હતું. કોઇએ કંઇક મૌલિકતા બતાવવા પોતાનો મત ડોલકાચીડા તરફ આપ્યો. એકે ચંદનઘોજ હોવી જોઇએ એમ કહ્યું. પણ ચંદનઘો બહુજ ઝેરી હોય છે એ શીવાય એમને પોતાનેજ વિશેષ ખબર ન હતી એટલે એમનો કેસ તો માર્યોજ ગયો. છેવટે, એ સાપજ છે એમ માનીને એને પકડવાની અને મારવાની બધી ઘટતી તૈયારી કરી અમે પાતેલું ઉઘાડયું. એ ચાર લાકડીઓ તો ધડાધડ પડી પણ ખરી. એટલામાં એક માણસ બોલી ઉઠયો: "શીદ ગધેડા બનો છો? આ તો કરોળીઓજ છે. પછી સાપને ગળી જઇને એ કરોળીઓ એમાં ભરાઈ બેઠો હોય તો ભગવાન જાણે!"

વધુ શું લખવું? અલબત્ત, અમારામાંથી જેઓ સાપને મત આપનારા હતા તેઓ અને એ ઓરડીવાળા પતિ-પત્નીએ તો આખરે એમજ ઠેરવ્યું કે એ પ્રકારના કરોળીઆ સાપથી વધુ નહીં તો એટલાજ ઝેરી તો હોય છેજ. અને એ પતિ-પત્ની મોટી ઘાતમાંથી બચી ગયાં. એ સિદ્ધાંત સ્વીકારવામાં પણ ખાસ ખોટું ન હતું કારણ કે એને પરિણામે અમને સત્યનારાયણની કથામાં હાજર રહી પ્રસાદ આરોગવાનું આમંત્રણ મળ્યું. પણ કીંમતનું શું?

* * *

આથી ઉંધા દાખલાઓ પણ ઘણા મળી આવે તેમ છે. એક મોટા ઘરમાં મા અને ચાર છોકરાંઓ હતા. બાપ બહારગામ ગયા હતા. રાત હતી. ઓરડામાં એક ઝાંખો ઘાસલેટનો દીવો થોડો થોડો પ્રકાશ પાડી રહ્યો હતો. ચાકરો પણ પરવારીને ભોંયતળીએ વગે સગે થઈ ગયા હતા. શેરીમા બધે શાંતી હતી. છોકરાંઓ તળાઈમાં સુતાં સુતાં અરધાં ઉંઘમાં મા-ભાગવત વાંચતી હતી તે સાંભળતાં હતાં.

મા એકવડીઆં શરીરની, રોજની માંદી વાંદા અને ઉંદરથી પણ બીતી ફરતી હતી. તાવની બીમારીમાંથી તાજીજ ઉઠેલી હતી. અચાનક તેણે કાન માંડયા. ભય સમીપ હોય છે ત્યારે કોણ જાણે કઇ ઇંદ્રિથી મનુષ્યને એ ભયની આગાહી થાય છે. માને કંઇક તેવીજ રીતે ભય જણાયો. બહુ ધીમો સુસવાટ એક ખુણામાંથી નીકળ્યો. કાળો, પાતળો, લાંબો ઓળો હાલતો જણાયો. દીવાની વાટ મોટી કરી ફાનસ તે દિશા તરફ માંડયું. સહસા બે ઝીણા લીલા પ્રકાશ જણાયા. "હાય હાયરે મા, સાપ!" શબ્દો માના ધ્રુજતાં, કંપતાં મોમાંથી ઝાઝા અવાજ વિના સરી પડયા.

ક્ષણના પણ વિલંબ વિના એ એકવડીઉં શરીર ટટ્ટાર થયું; પાતળી નેતરની સોટી—એક છોકરાની રમવાની સોટી—હાથમાં લઇને મા સાપ અને છોકરાની વચમાં ઉભી રહી ગઇ માએ આ જન્મ કોઈ દિવસ લાકડી ઝાલી ન હતી. સાધારણ ગર્ભશ્રીમંત કુટુંબની અને ગેહની માટી હોઈ ઘરના કામકાજ તેણે કર્યાં ન હતા. તેને આવડતાં પણ ન હતા. અંધાર થયા પછી ઘરની બહાર એણે રક્ષણ વિના પગ મુક્યો ન હતો. આજ એ વસ્તુસ્થિતિ બદલાઇ ગઈ હતી. પેટના ચાર છોકરાની જીંદગી જોખમમાં હતી. ધણી બહાર ગામ હતો પાછા આવતાં તેને ચાર છોકરા સલામત સોંપવાના હતાં. કોઇને મદદ માટે બોલાવવામા વખત જાય એમ હતું. ખુણા અને તળાઇઓ વચ્ચે બહુ અંતર ન હતું, સાપને તરફ આવ્યા શીવાય બીજે નાસવાનો માર્ગ ન હતો. મા પાતળી નેતરની સોટી બે હાથે ઝાલી, મોયે ભાગવતમાથી ગીતાની કડીઓ અર્ધો ઉન્માદાવસ્થામા ગણગણતી સામા આવતા મૃત્યુને નીરખી રહી.

સળગળળ! સાપ વધ્યો. માએ શરીરનો કંપ શમાવવા ભગીરથ યત્ન કર્યો આંખે અને હાથે અંતર આબાદ માપ્યુ પાછો મળળળ કરતો અવાજ અને નેતરની સોટી સપાસપ પડવા માંડી. આટલું માત્ર ક્ષણ બેક્ષણમાંજની નહીં ત્યારેજ છોકરાઓને 'કૈંક થયુ.' એમ ભાન આવ્યું. ચારેની ચીસોથી આખુ ઘર ગાજી ઉઠ્યું. ચાકરો સફાળા દોડતા આવ્યા પાડ-પડોશીઓ પણ ધડાધડ પોતાના બારણા ઉઘાડતા દોડ્યા.

"સપ, સપ, સપાક, સપ!" મા તો સોટી મારતીજ જતી હતી. બે ચાર ફાનસો પણ એકઠા થઈ ગયા. વસ્તુસ્થિતિ સમજતા માણસોએ પાંચ છ ફીટ લાંબા સર્પના સોથા વળી ગએલા જોયા પણ માને તેનું ભાન ન હતું. તેની આંખ ફાટી ગઇ હતી. તેને તો માત્ર પોતાના ચાર છોકરા તરફ આવતા મૃત્યુને અટકાવવુ હતું—નહીં અટકે તો પોતાના પ્રત્યે તેને વાળવુ હતુ.

મા ભાનભુલી થઈ ગએલ છે એવું ભાન લોનાગને મોડુ થયુ પરંતુ તે થતાની સાથે બે ત્રણ પાડોશણોએ માને પકડી લીધી ચાકરોએ સાપને ખસેડીને જમીન સાફ કરી નાખી. માએ થોડી વાર સોટી વિનાના હાથ વીંઝયા કર્યાં અને પછી બેશુદ્ધ થઈ ગઇ. તેને અહાર કલાકે ભાન આવ્યુ

પરંતુ આ તો બધા લગભગ એકજ પ્રકારના દાખલા આપ્યા. આવાજ મહ્ગોમાં દાખવવામાં આવતી વૃત્તિને હીંમત કહી શકાય એમ નથી તેમજ આવી બાબતમાં નિષ્ફળ નીવડેલા, કાયરતા બતાવનાર મનુષ્યો નાહીંમતવાન હતા એમ કહેવુ એ પણ યોગ્ય નથી. હીંમતની સાથે સમયસૂચકતા પણ આવશ્યક છે. વળી મનુષ્યનુ મગજ બહુ લાંબા—ભવિષ્યના વિચાર કરનાર ન હોવું જોઇએ, કારણ કે જો લાંબા વિચાર કરવાને મગજ લલચાય છે તો તેનામાં તરત સાહસ ખેડવાની વૃત્તિ મંદ પડી જાય છે. ખરેખર હીંમતવાન મનુષ્ય પણ કેટલીક વાર પોતાની સામે બીજા

જીવીને દૂરનું જુએ છે. આપણું વળી મધ્યમ ... છે એની ઐતિહ્ય નિર્બળતા તેને આપણે કર્યું નથી. ને ઉપરાંત ઉછેરીકરાર એક સત્ત્વ મોટી મોટી સરકારોમાં સંડોવાયો, વળી પણ કંઈક વિના બાબત હતાં હોય ત્યાં પોતાના જ આગળ; પોતાની બહેન આગળ, પત્ની આગળ ' હું તેરી દાસી ' કહીને ઉભા રહેતો હોય તેવા પ્રસંગે આવી ન્યાતમાં અને સારા મોહોલ્લામાં ' જમાદાર ' ની પદવીથી પ્રખ્યાત થયેલ સૌ પણ નાની બાબતમાં ગભરાઇ જતી જોવામાં આવે છે. એથી ઉલટું અતિશય નાની બાબતમાં ગરીબડાં, ગભરાતાં ડરતાં ફરતાં માણસો જોખમ એટલા તૈયાર થઇ જાય છે. વિકરાળ વાઘને ઉંદરથી બીતાં અને મરઘીને ભયાનક સર્પની આભા થતાં આપણે જાણીએ છીએ. પણ ઘર-સંસારી જીવનમાં એક તદન નબળા, ડરકુ માણસને બીજાનો દોષ પોતાને માથે વહોરી લેતાં મેં જોયા હતા.

કન્યાને ત્યાંની વાત છે. કન્યાને ત્યાંની રીત ગઈ હતી. વરને ત્યાંથી વરઘોડો ચઢી પણ ચુક્યો હતો. કન્યાને ત્યાં તો શ્રીવર્ગ હાંફળો ફાંફળો એક ઠેકાણેથી એ વરઘોડાને જોઇને પાછો આવી પણ ગયો હતો. માંચડાં ઉપર ટાપટીપની છેલ્લી ક્રિયાઓ ઝપાટાબંધ થતી જતી હતી. કન્યાને ત્યાં કોલાહલનો પાર ન હતો. હજી અનેક બાબતો કરવાની રહી હતી. સ્ત્રીઓને ભારેમાં ભારે વસ્ત્રો બદલી બીજાં જરાક સાદાં વસ્ત્રો સજવાનાં હતાં. તદન નાનાં બાળકો સ્ત્રીઓની કેડે ચઢીને પોતાનો વાંધો તીવ્ર રુદનથી દર્શાવી રહ્યાં હતાં. એથી મોટી વયના બાળકો આ કોલાહલનો લાભ લઇને સ્વચ્છંદે વર્તવાની તકનો લાભ લઇ રહ્યાં હતાં. વર પોતાને ત્યાં પરણવા આવે છે એમ માનવાને બદલે કોઈ શત્રુનું સૈન્ય પોતાના રાજ્ય ઉપર હુમલો લઇ આવે છે અને તેમાં જો બરાબર બંદોબસ્ત નહીં કરી શકાયો તો આખું રાજ્ય ઉંધું થઇ જવાનું હોય એવાં ભય, અશાંતિ, નાસભાગ, ઉદ્વેગ વગેરેના ચિન્હો કન્યાના પક્ષના સ્ત્રીપુરુષોના મુખ ઉપર જ નહીં પણ શરીરના એકેએક અવયવ ઉપર ચોકખાં જણાતાં હતાં.

કન્યાના બાપ મનસુખલાલ આ તોફાની મામલામાંથી બચી શકે તેમ તો માનીજ શકાય નહીં; છતાં બીજાં પાત્રોના પ્રમાણમાં એમની સ્થિતિ તો છેક દયાજનકજ હતી. મનસુખલાલે બાલ્યાવસ્થામા મા-બાપથી માંડીને દૂરમાં દૂર સગાસંબંધીનાં ખાસડાં ખાધાં હતાં અને તેમની આજ્ઞા મુંગે મોંયે ઉઠાવી હતી. યુવાવસ્થામાં આજ્ઞા તેમજ ખાસડાં આપનાર વર્ગમાં તેમની પત્ની તેમજ પોતાના ઉપરિ અમલદારોનો ઉમેરો થયો હતો. ત્યાર પછી ધીમે ધીમે આ વર્ગમાં ઉમેરો થયાજ કરતો હતો પણ કોણ જાણે શાથી મનસુખલાલના બાળકો આ વર્ગમાં સામેલ નહીં થયાં—કદાચ એમને સામેલ થવાની તકજ નહીં મળી હોય! કારણ કે મીસીસ મનસુખલાલ—સૌ. રતનભાભી મુસોલીની, કમાલપાશા, રેઝાખાન પહેલવી એવા નેતાઓના વર્ગમાં આસાનીથી ભળી શકે તેવાં હતાં. પરિણામે બધાં છોકરાં પણ મનસુખલાલની સાથેજ ચોવીસે કલાક પોતાની

જીંદગીના ભયમાં ફર્યાં કરતા હતા, બીજે ઠેકાણે ગુલામો માંહોમાંહ્ય લડયા કરતા હશે પણ સૌ રતનભાભીના રાજ્યમાં ગુલામોને અંદર અંદર લડવાની શક્તિ પણ નાખવા દેવામાં આવી ન હતી. આકોના ઉપર એ ગુલામોને પ્રેમ હશે કે કેમ એ પણ ગાદીન મનુષ્યને જણાતું ન હતું દરેક ગુલામના મો ઉપર એક પ્રકારની ભયંકર શૂન્યતા છવાઈ રહી હતી. પરંતુ વધુ વર્ણન નિરર્થક છે. ગુલામોની દશા આપણામાંથી કોણ નથી સમજી શકે ?

પરણનાર કન્યા કુસુમ કાચના વાસણની, શીકલી, જરા જરામાં ગભરાઈ જાય તેવી એટલે આવે પ્રસંગે તેનું હૃદય સ્થિર હોય એમ મનાયજ નહીં. લગ્નની ક્રિયાઓ શરૂ થઈ લાગ્યો લગ્નના મુહૂર્તોનીનો મામલો વધુ ગરમ થયો હતો એટલે તેને લઈને પણ અસ્વસ્થતા તો હતી જ. ગભરામણમાં નાની ભાભીએ ચાંદું કર્યું અને કુસુમે સો પાણી પણ આનો પ્યાલો હાથમાં લેતી હતી એટલામાંજ દૂરથી સૌ રતનભાભીની ત્રાડ સંભળાઈ "એ રાંડ કુસુમ ક્યાં ભરાઈ બેઠી છે ?

"કુસુમ બહેન, જરા જલ્દી કરો. નહી તો આપણા બન્નેના ભોગ મળશે" નાની ભાભી ત્રાડથી ગભરાઈને બોલી ઉઠી.

કુસુમ ઉતાવળ કરવા ગઈ. તેમાં હાથ ધ્રુજ્યો. પ્યાલો હાથમાંથી પડી ગયો અને રતનભાભીની ભારે માડી ચાથી બગડી ! ન ધુપાવી શકાય તેટલી બગડી.

"હાય હાયરે મા ! મરી ગઈ!" કુસુમથી ચીસ પડાઈ ગઇ નાનાભાઈએ આ ચીસ સાંભળી તે આવ્યો પણ મામલાની ગંભીરતા ઃ જોતા એ કશુ કરી શકે તેમ ન હતુ. "બહેન હમણા તો જન પડી થઈ રહેશે." આટલું કંપિત હૃદયે કહી કોઈક ઠેકાણે અદશ્ય થઈ ગયા નાનીભાભી નણંદની ભયાનક સ્થિતિ જોઈ પોતે પણ ગભરાઈ ગઈ. કુસુમ બહેન, મે મુરખીએ ક્યાં તમને એ પીવાનું કહ્યુ !"

"એમાં તમારો થોડોક વાંક હતો ! મારા નસીબમાં લગ્નના દિવસે પણ રોવાનું હશે." કુસુમ બોલી

રતનભાભીનો અવાજ આસપાસના પ્રચંડ કોલાહલમાંથી પણ બહાર પડીને પાછો આવ્યો. શિકારી કુતરાઓની બુમો સાંભળીને જેમ શિયાળની સ્થિતિ થાય તેવી સ્થિતિ કુસુમની થઇ ગઈ એના પગ લાજ જડ થઈ ગયા. નાનો ભાઈ પોતાને કોઈ નહિ જોઈ શકે છતાં પોતાનાથી બધુ જોવાય તેવી જગ્યાએ ઉભો રહી ગયો હતો નાનીભાભીએ પણ દોટ મુકી અને ઠેક એવીજ બીજી જગ્યા શોધી લીધી. કુસુમને સ્થાને કોઇ તદ્દન નીડર મનુષ્ય ઉભું હોય તો તેને જુદી જુદી જગ્યાએથી મોટાભાઈ મોટાભાભી અને તેમની એક છોકરી અને એકાદ બે બીજા સગાઓ જુદી જુદી સહીસલામત જગ્યાએ સંતાઈને આ ઉલ્કાપાતનું પરિણામ શીરાતી આતરડીએ જોવા ઉભેલા જોઈ શકત એટલુજ નહિ પણ ડા. મનસુખલાલ પોતે પણ આ દાવાનળને શમાવવા મોએ

રામનામ જપતા દુર ક્ષિતિમાંજ જોઈ શકાત. પણ કુસુમને તેમ કરવાની શક્તિજ ન હતી. તેને તો અત્યારે સહરાના અરણ્યમાં, તપતા સૂર્યના તાપમાં પોતે એકલી, અટુલી, નિરાધાર, અસહાય અવસ્થામાં ઉભી છે એમજ લાગ્યું. એના મનની સ્થિતિ જોતાં કૌરવોની સભામાં ઉભેલ દ્રૌપદીનું દુઃખ કીડીના ચટકા જેવુંજ લાગે.

ત્રીજી તાડ પડી દાદર પર મોટા હથોડા પડતા હોય તેવાં પગલાં સંભળાયાં, પણ કુસુમમાં નાસવાની શક્તિ ન હતી. ક્યાં નાસે? રતનભાભી ઉપર આવ્યાં. પલકમાં તેણે પોતાની બગડેલી સાડી જોઈ. એના, વીસુવીયસ વગેરે બધા પર્વતો ભેગા થઈ ને ફાટવાની તૈયારી કરતા હોય તે વખતે જેવું પર્વતો સ્વરૂપ ધારણ કરે તેવું સ્વરૂપ એ રતનભાભીનું થઈ ગયું. "કોણે–એ કોણે કર્યું?"

ક્ષણભર સારું જગત મૃત્યુ પામ્યું હોય તેમ લાગ્યું. હમણાં શેષનાગ પોતાનો ભાર માથા ઉપરથી ફેંકી દેશે અને સારી દુનીઆનો પ્રલય થશે એમ જણાયું.

"મા–મારા–થી થઈ ગયું! ધીમેથી, બહુજ ધીમેથી અસ્પષ્ટ અવાજે મનસુખલાલનો અવાજ નીકળ્યો. લશ્કરી હુકમી બંદુકો તાકીને તૈયાર હોય અને તે વખતે સામેના ગુન્હેગારની જેવી મનોદશા હોય, કસાઈના ઉગામેલા છરાને જોઈને બકરાની જે સ્થિતિ થતી હોય તેવી, મનોદશા, તેવી સ્થિતિ દર્શાવતા મનસુખલાલ ક્ષણભર ત્યાં દેખાયા–ના, એમ કેમ કહેવાય? એક દીન, ક્ષુદ્ર જીવાત્માને બચાવવા કો મહાઋષિ પોતાના આત્માનું બલિદાન અર્પતો હોય તેવી ભવ્ય આકૃતિ–તેવું ભવ્ય દર્શન જોનારાએ નીરખ્યું. પણ જીવનમાં એવી ભવ્યતા પળ વારજ રહે છે. પણ એ પણ કેવી યુગોના યુગ જેવી લાગે છે? એજ પળમાં પિતાએ યજ્ઞમાં હોમાતી પણ તેમાંથી છેક છેલ્લી ઘડીએ છુટી જતી કુમળી પુત્રીને ભાળી. બન્નેની આંખ મળી. તેજ પળમાં બેબે દીકરા, બેબે દીકરાની વહુઓ વગેરેની આંખોમાંથી નીતરતું સ્નેહભર્યું માન પિતાએ જોયું. મનસુખલાલના હૃદયને તે ધન્ય પળ હતી!

પળ વીતી ગઈ. પહેલાં વીજળી, પછી કડાકા, પછી તો આભ ફાટયાં! ક્રિયાઓ વચમાં વચમાં થતી ગઈ. લગ્ન ગયાં પણ ખરાં અને વહુવર વીદાય પણ થઇ ગયાં, રાતના અઢી ત્રણ વાગે કન્યા પાછી ઘેર પણ આવી. ધીમે ધીમે માણસો થાક્યાં. જ્યાં જગ્યા મળી ત્યાં સુવા પડ્યાં. છતાં રતનભાભીની જીભરૂપી તોપની બેટરીમાંથી ગોતની જ્વાળા એવીને એવી નીકળ્યાંજ કરતી હતી. પણ ધર્મને ખાતર, કોઈ ઉચ્ચ લક્ષ્યને ખાતર, કોઈ મસ્ત મનુષ્ય પોતાનું સર્વસ્વ કુરબાન કરી દેતો હોય તેને એની શી પરવા! મનસુખલાલને તો માત્ર પેલી ધન્ય પળે પોતાની પુત્રીની આંખમાં દીઠેલ પોતા પ્રતિ પ્રેમ, છુપાઈને જોતાં સંબંધીઓની આંખમાં જોયેલ પોતા પ્રતિ માન અને આદર એજ સ્મરણમાં રમ્યા કરતાં હતાં!

આ પ્રકારની હીંમતને કયા વર્ગમાં મુકવી? રણમાં ઘુમતી લડવૈયાની હીંમત, જીવાત

સિંહોના પીંજરામાં ઉભા રહી એમને છેડવાની હીંમત, એરોપ્લેનમાં એક ખંડથી બીજા ખંડમાં જવામાં રહેલી હીંમત, આ બધી હીંમતમાં માત્ર મૃત્યુથી નહીં ડરવાની હીંમત છે—જીવનને તુચ્છ ગણવાની હીંમત છે. પણ ઉપર વર્ણવેલા પ્રસંગમાં નરકમાં જીવતાં સડવાની હીંમત છે. ગમે તે હો પણ મારે હીંમતના જુદા જુદા દૃષ્ટાંતો આપવા ન હતા મારે તો તેનું પૃથક્કરણ કરીને તે વૃત્તિ આપણે કેળવી શકીએ કે કેમ તે વીશે નિર્ણય ઉપર આવવું હતું. એ મુદ્દો ધ્યાનમાં રાખીનેજ મેં તેના જુદા જુદા પ્રકાર વર્ણવ્યા હતા. પણ પરિણામે હું પોતેજ ગુંચવાઈ ગયો છું, તો ભલા ! નાહકની વ્યથા શીદ કરવી ! ચાલે છે તેમ ચાલવા દોને. આજ સુધી એ પૃથક્કરણ નહોતું તોએ દુનિઆ તો ચાલતીજ હતીને !



# પત્રકારની પ્રણયયાત્રા

લેખકઃ
રા. ચંદ્રવદન મહેતા

(૧)

તા૦

રા. રા.

મારો આ કાગળ વાંચી તમે બધા અજાયબજ થઈ જશો, એમ હું માનું છું. ખરેખર મનુષ્યનું નશીબ પાંદડા તળે ઢંકાઈ રહેલું હોય છે એ વાત કેટલી સાચી છે એ મારા આ કીસ્સા પરથી તમને જરૂર સમઝાશે. મુંબઈથી મારે એકાએક નીકળવાનું થયું એટલે મુંબઈથી લખેલા કાગળમાં હું બધું વીગતથી જણાવી શકયો ન હતો. અને એ ઉતાવળને લીધે મારાથી તમને એ દિવસ મુંબાઈ છોડી મળવા પણ અવાયું નહી, પરંતુ અહીં સ્ટીમરમાં તો સમય જ કાઢવાનો એટલે જરા વિસ્તારથી લખી શકીશ ખરો.

મારો સ્વભાવ તો તમે જાણો છો. કાં તો હું માણસોને શોધતો જાઉં છું કે માણસો મને શોધતા આવે છે; ગમે તેમ પણ જેને જેને હું મળું છું તેની સાથે સારી ઓળખાણ પાડતાં મને વાર નથી લાગતી, અને એમ મારું મિત્રમંડળ વિશાળ ને વિશાળ થતું જ જાય છે. મારા ગયા પત્રમાં જ મેં તમને જે જર્મન બાઈ વીશે લખ્યું હતું, એજ બાઇ અત્યારે મારી સાથે સ્ટીમર પર છે, અને એનીજ કૃપા થકી હું આ પ્રવાસે જઈ શકયો છું. છેલ્લા બે ત્રણ મહીનાથી હું એને ગુજરાતી ભણાવતો, અને ત્યારે મેં જાણ્યું હતું કે એ તો જર્મનીમાં સંસ્કૃતની શિક્ષિકા છે અને હીંદુસ્તાન ટુંક સમય માટે ફરવા આવી હતી. એણે મુંબઇમાં રહીને ગુજરાતીનો તેમજ બીજી ભાષાઓનો પણ બનતો અભ્યાસ કર્યો હતો. મારે ને એને તો ટુંક મુદતમાં કંઈ એવી જ માયા બંધાઈ ગઈ કે એણે મને મારું વાંચન વધારવા અત્યંત મદદ કરી, અને ફકત ત્રણ મહીનાના સહચારના પરિણામે મને પોતાની સાથે જર્મની લઈ જવાને પણ તૈયાર થઈ. એક દિવસ ચા પીતાં એણે મને સપ્ટેમ્બર મહીનામાં ભરાનાર પ્રેસ કોંગ્રેસ વીશે વાત કરી, અને એ પણ ત્યાં જનાર છે તો મને પણ સાથે લઈ જવાની એણે ઇચ્છા બતાવી. દુનીઆની પ્રેસ કોંગ્રેસમાં તો હું કયા હીસાબે જઇ શકું, એ વીશે મારી અશકિતઓનો મને વિચાર તો આવ્યો પણ એણે મારી મુસ્કેલીઓ સહેજમાં ઉકેલી નાંખી. એનો સગો ભાઈ વીલ્હેમ જર્મનીના એક પ્રખ્યાત દૈનિકનો તંત્રી છે, અને એની દ્વારા મને એ કોંગ્રેસમાં હાજર થવા માટે બનતી મદદ અપાવવા વચન આપ્યું, અને હું પણ એની અત્યંત ઉદારતાથી અને માયાભાવથી

વયચાઇને અને દુનિયાની પ્રેસ કોંગ્રેસમાં હાજર રહેવાનો અલભ્ય લાભ મેળવવાના વિચારે જવા તૈયાર થયો.

૧૪ મી. સપ્ટેમ્બરે જીનીવામાં એ કોંગ્રેસ ભરાશે, ત્યાંના કુરુક્ષેત્રયુદ્ધમાં ભાગ જેવું કીધું તો ક્યાંય કચરાઈ મરે, એ હું જાણતો હતો અને વળી હું તે કોણ ? કોલેજમાં કે ચાલુ ભણતર દરમ્યાનમાં કોઇ વર્ષે પણ પહેલા બીજા આવવાની ટેવ આપણે નથી મારી કે નથી વિદ્યાભૂષણના ચાંદબિલ્લા મેળવ્યા, કે કંઈ અકાળે નાખીએ અને વળી આપણે જન્મેલા તે કમભાગ્ય કાળા દિવસમાં, એટલે આપણે માટે બધેજ દરવાજા બંધ. છતાં સમય આવે જોઇ લઈશું વળી, એવી આશામાં અત્યારે તો પ્રેસ કોંગ્રેસમાં જનારાને ભાગે એવો હોદ્દો ફરી ઉપડ્યો છું. તમારા અભાવના આ વાચના વાચતા ડોકા અરધા જેવા ઉંચા થઈ જશે, અને એકમેકના સામું ટગર ટગર જોયા કરશો. અને મારા પ્રત્યેની તમારા સર્વની મમતાને લઈને તમારી છાતી વેંત વેંત ફુલાશે પણ ખરી, અને મારી સાથે હવે તો સંમત પણ થશો કદાચ, કે માનવીને નશીબ, ખરેજ પાંદડા તળેજ હોય છે.

જ્યારે અમે ઉપડયા. ઉપડતા અગાઉ તૈયારી કરવામાં પૈસા સંબંધી જોગવાઈની ખટપટ ત્યારે નહોતી મારે માથે નહોતી એટલે માગે તો કપડાં અને એવો બધો દાદમાર, ગરમ, રેશમી, સવારના, સાંજના, જમવાના—આપણામાં મુસરો કે અમોટીઉ તેમ એક ચડ્ડી પીંછીઓ કોટ—તેમજ જાતજાતની ટોપી, બુટ, હાફ, મોટે ભાગે ગુજરાતી ચોપડીઓનો હગગીનો તીનકની. સરસ્વતીચંદ્ર, બાળવિલાસ, જયાજયન્ત, મગના સાહિત્યનું યોગતત્ત્વ, કબીરવાણી, અખો, એક કાવ્યદોહન, કાકા કાલેલકરના લેખો, ને બીજા નવજીવન પ્રકાશના કેટલાક નાના પુસ્તકો, 'યુગધર્મ' ને 'કુમાર'ની બધી ફાઈલ વગેરે બે ચારેક સંસ્કૃતના થોથા, બાકીની થોડીક અંગ્રેજી, એક કેમેરા એક દુરબીન, કેટલાક સુખડના રમકડા વગેરે ને દેશી કપડાં વગેરે થયો નાનો પરચુરણ કચરો એ પાછળ જ ઘણો સમય ગયો અને વળી 'પરદેશ' જવાનું એટલે ચાર મોટાઓની હાવકે મ્હોડે સલાહ પણ લેવી પડી.

આન્ટીની—પેલા જર્મન બાઇની—એને હું આન્ટી કહું છું કાકી, એની ઉમર—જાણવાને તમે કદાચ ક્યારનાએ ઉત્કંઠિત થઈ ગયા હશો—લગભગ ૪૦ એક વર્ષની છે, છતા હજી ત્રીસીમાં ન હોય એમ લાગે છે. અમારું પહેલા વર્ગનું કેબિન છે, અને સ્ટીમર પર ગુજરાતીઓમાં ખાસ નથી જણાતા. બાકી બધા લાગે છે તો ઠીક, પણ એ તો વખત જતાં ખબર પડશે.

મુંબઈ છોડતા તો માતાની કુખથી અળગા થતા ન હોઈએ એવું લાગે છે. જ્યાં સુધી દેખાયા કરી ત્યાં સુધી મુંબઈની પાલવા પરની ઈમારતો જોયા કરી, છેલ્લી દીવાદાંડી પણ જોઇ, અને છેવટે તો દુરબીન વડે અસુબીની સાથે જે કંઇ ઝાંખું જણાયું તે જોયા કર્યું. મનપિંજરથી કંઈ કંઇ કલ્પનાઓ હવામાં

ઉછાળ્યા કરી. ઉપર આભ, નીચે પાણી; કેવા જેવું કહું? પાણી અમર્યાદ પાણી અને એનાં .. આભમાં ઉડતાં પક્ષીઓના પડછાયા, પેલા પાણી ઉડતા પંખીઓ, ક્યાં રહેતા હશે, કેમ આવતાં હશે, કેમ ઉડતા હશે, અનેક વિચારો આવે છે. આમ અચાનક જવાનું થવાથી જે સંબંધીઓને નથી મળી શક્યો એમના વિચારો એમની એક પછી એક છબીઓ નજર સામે આવતી જાય છે. એની હારમાળા પણ નથી ખુટવાની. રોજે મળી જતી નજર સામે ઉભરાય છે;.મારૂં આખાયે પીઅર સાંભરે છે, લેકોનું ટોળું, ફુલહાર, હાથ હલામણા, ઉડતી નાની મોટી રૂમાલવાવટીઓ, અને એ બધામાં નજર સામે ચમકતી વિશાળ આંસુભરી કોક આંખો; અને મેઘધનુષ્યના સાત રંગ જેવી મારી સાત-

વળી લાગણીવશ કરેશે. પણ લાગણીવશ થઈને આદથી આ લખાણ અધુરું રાખી સ્ટીમર બહાર નજર કરું છું તો આ સુંદર, ઉત્તરથી દક્ષિણમાં ફેંગાયલા મેઘધનુષ્યના દર્શન થાય છે, અને એ કમાનમાં આવેલો મારો વહાલો વિશાળ ભારતખંડ! તારે કીનારે આવતાં અને કીનારેથી જતાં કેટકેટલા દૈવાને તેં અનેક પ્રકારના ઉર્મિઆંદોલનોમાં નચાવ્યા હશે!

બસ આ કાગળ એડનમાં પોસ્ટ કરીશ. ત્યાંથી તમને મળશે. હજુ બીજા પણ લખવા છે, એટલે આજે આટલુંજ. અને ત્યાં સુધી મારી મુસાફરીમાં પ્રવાસવર્ણનો કે એવું બધું નહી જેવુંજ લખીશ. કારણ કે એતો હવે બધાને જાણીતું થઈ ગયું છે. અને તેમ ફક્ત મારી અંગત વાતોજ લખ્યા કરીશ એજ

લિ. ________

---

પત્ર ૨ જો

તા. ________

રા. રા. ________

મારો ગયો પત્ર વાંચી તમને થોડીન ખુલાસો મળ્યો હશે, અને હવે તમારા મનમાં તો હું કોઈ મોટા સાહેબ જેવો લાગતો હઈશ. હાસ્તો, દુનિયાની પ્રેસ કોંગ્રેસમાં જાઉં છું, એ કંઈ નાનીસુની વાત છે? ત્યાં જઈ શી ધાડ મારવાની છે, એ તો આપણે માનીએ છીએ પણ કંઈક જાણવાનું તો મળશે. અને વારુ, એ લોકો, દુનિયાભરના બધા તંત્રી મહાશયો એકઠા થઈને યે શું ધાડ મારવાના છે, તેયે આપણે જોઈશું હની; બહુ બહુ તો પ્રમુખ સાહેબ ફ્રેંક્લિન સાહેબથી માંડી આજ સુધીની છાપકળાનું સરવૈયું કાઢશે, અને ભવિષ્યમાં વિજળીની મદદથી કેટલું થઈ શકે એમ છે, એની યોજનાઓ ને સૂચનાઓ કહેશે. રાજ્યો અને છાપખાનાનો સંબંધ કેવો હોવો જોઈએ એ વીશે કંઈક બંધારણો ઘડશે ને એમ બધા ઠરાવો પસાર થશે, ને મજા કરશે બધા. બાકી તો ત્યાં જઈને જોઈએ ત્યારે ખબર પડે.

એડનથી પુષ્કળ મેવો લીધો હતો તે પરજ હમે તો મારો રાખીએ છીએ. અને રાતા સમુદ્રમાંથી પસાર થતાં સહેજ ઠંડી વધારે લાગી, એ શીવાય વધારે ફેરફાર ખાસ જણાયો નથી અને મુસાફરીના બાંધા ટાહલા વીશે તો મેં નહીંજ લખવા નક્કી કર્યું છે એટલે વર્ણનોમાં તો નહીંજ ઉતરું. પણ એક જાણવા લાયક કીસ્સો ગઈ કાલેજ રાતે બન્યો હતો તે તો જરૂર

જ્યાવીય સ્ટીમર પર પણ ગમે, એટલા માટે કેવા કેવા કાર્યક્રમ ગોઠવાય છે એ તો જુઓ, ગઈ કાલે ફેન્સી ડ્રેસની સરામગી હતી અને એને માટે એક જજ નીમી ઇનામો કાઢવામાં આવ્યા હતા. એમાં પ્રથમ તો હું તો ભાગ નહોતો લેવાનો, કારણ કે આપણે તો જો કંઈ વેશ કરીએ તો બરાબર કરીએ અને અહીં કંઈ પુરતાં સાધન મળે નહી, એટલે મારી વાજુ હતું, પણ છેલ્લી ઘડીએ આન્ટીની ઉમેદ થઈ આવી, અને એણે એક રસ્તો બનાવ્યો એટલે હું તૈયાર થઇ ગયો. કોઈ તો સ્ટીમરના કામ કરનારા પાસેજ પોશાક માગી લાવેલા અને ઘણા ખલાસી કેપ્ટન કે બટલર વગેરે બની આવેલા, પણ હું ને નાન્સીનો ઠાઠ જુદોજ હતો. નાન્સી એ એક ફ્રેન્ચ બાળા છે, હીંદુસ્તાનથી ફ્રાન્સ જાય છે. અમારે એની સાથે ઠીક ઓળખાણ થઈ છે એને વીશે પછી લખીશ. આન્ટી પાસે હીંદુસ્તાનથી ખરીદેલા બે ત્રણ મારવાડી પોશાક હતા. એ ત્યાં જર્મનીમાં કોઇને ભેટ આપનાર હતી. તે એણે નાન્સીને પહેરવા આપ્યા, મારવાડી ઘાઘરો અને જરી ભરતની ચોળી કે કમખો, ને ઝીણી રેશમી માડી ઉપર સોનેરી કોર, એકાદ બે મોતીની કંઠી, કાનમાં એરીંગ, ને નાન્સી તો એવી લાગે! કપાળે ચાલ્લો ન હતો. તે આન્ટીનું પણ ભેજું તો, તેણે લાલ ઝીણો કાગળ લાવી. ગોળ કાપી એવો તો ચોટયા કે નાન્સીનો બધો દેખાવજ ફરી ગયો. અને મ્હેં જરા ઠમક ઠમક ચાલતાં શીખવ્યું, એટલે નાન્સી બાઇ તો નરી લાગે શુદ્ધ મારવાડણજ.

મેં મારી સાથે ત્રણ બંગાળી ધોતીઆ અને ત્રણ લાંબા સફેદ કોટ, હું જેવા મુંબઈમાં પહેરતો તેવાજ અને એક લાલ કાયસ્થશાઇ પાઘડી લીધી હતી. કોઈ વખતે હીંદી પોશાકની જરૂર પડે એમ ધારી રાખ્યા હતા. હા તમે તો હસશો. પાઘડી! ત્યાં તો કદી પહેરત નહી પણ આ બાજુ કદાચ એનું વધારે વજન પડે, અને વજન કરતાએ નવીનતા, એટલે પાઘડી પણ પહેરી, અને ધોતીયુ તો એવું ચીપીચીપીને વાણીઆસાઈ પાટલી પાડીને પહેર્યું, અને બીજા રેશમી કીનારના ઘડીબંધ ધોતીઆનો ખેશ બનાવી વીંટાળ્યો, હાથમાં નાની લાકડી રાખી અને અમે ત્યાં ખંડમાં સીધાવ્યા.

ઇનામ પહેલું નાન્સીને ને બીજું મને. તમે તો અજાયબ થશો, નાન્સીને તો મળે, પણ મને કેમ? મને તાદ્દશના માટે. પાછળથી જાણ્યું હતું કે જજ સાહેબે મને કોઇ યુરોપીઅન ધારેલો. અને આ પોશાકમાં એમને અજબ ચાતુર્ય જણાએલું, એટલે બીજું ઇનામ મને આપેલું. એ સ્પોર્ટ રાત્રે ભોજન વખતેજ થએલો.

પણ એથી ઘણાં મુસાફરોની મારા પર આંખ ફરી ગઇ હતી. કેટલાક તો ઇર્ષાથીએ બળતા હશે. અથવા તો આપણે હીંદુઓ એમજ ધારી બેસીએ છીએ. મને તો જેની સાથે ગાઢ દોસ્તી બંધાવા માંડી તેતો નેન્સી. એ મને બધાં કરતાં સૌથી વધારે માનની લાગણીથી જુએ છે. મને એના વર્તનમાં કુલીનતા તરવરતી જણાય છે. એની સાથે મેં થોડું થોડું ફ્રેન્ચ શીખવા માંડ્યું છે, એટલે હું હવે ફ્રેન્ચમાંજ હાંકયે રાખું છું.

આજ ત્રણ દિવસ થયા હવે ત્રણ ચાર કલાક સાથે ગાળીએ છીએ. અને એ ત્રણ ચાર લાકમાં તો એટલું બધું હીંદુસ્તાન વીશે પુછે ., એવા એવા સવાલ કે ઘણી વાર મને મારા . ન પર દયા આવે છે.

આજ એ મને નથી મળી. સાંઝે ફકત તુતક પર જ મળશે. આજે એ આખો દિવસ આરામ લેવાની છે. પણ ગઇ કાલે તો એણે મને કૈં કૈં પુછ્યું. ચન્દ્રગુપ્ત, અશોક; વૈદિક દેવ, બૌદ્ધ ધર્મ, સંસ્કૃતિથી સંસ્કૃતિ પર ભુસ્કા. એક યુગ પરથી બીજા પર કુદકો. જે જે ઇતિહાસ જાણું એટલો કહું. કહું એમાંએ મતભેદ. ચોક્કસ કૈં નહી. પુરી તવારીખ નહી. અને વળી એમાં મારું જ્ઞાનભંડોળ કેટલું ? વળી વિશ્વવિદ્યાલયોનો પાઠ્યક્રમ પુછે, તો એમાં એ ક્રમબખ્તી. એ પુછે એ ઇતિહાસના ઉંડા અભ્યાસને કયાંયે સ્થાન ન જાણતા વળી એ ગુંચવી નાંખે. મારાં ઝોકા ખાતા જ્ઞાનને જાગ્રત કરનાર આ બાળાની ઉત્કંઠા હું શી રીતે યથાર્થ સંતોષી શકું ? પ્રેસ કોંગ્રેસમાં જનારો, પોતાના દેશના ભૂતકાળના સ્વપ્નાં પણ પુરા ન જાણી, ભણેલો ગણાવી, એક પરદેશી બાળાની પરશુરામથી માંડી પ્રતાપ સુધીની સર્વ પ્રતાપ ભાવનાઓ વિશેની ઉત્કંઠાના ઉચિત ઉત્તર શી રીતે આપી શકું ? " કુમાર " માંથી વીર લક્ષ્મીબાઇનું ચિત્ર બતાવ્યું, અને એણે તો જોન ઓફ આર્ક સાથે સરખાવવા માંડયું. નેપોલીઅન તો મોઢે જાણે. આવેશમાં એતો ફ્રેન્ચમાં શબ્દો કરી ઝડપબંધ બોલી ગઈ હતી. પ્રતાપ, સિવાજી કે પૃથ્વીરાજ જેવા યોદ્ધાઓ હીંદમાં હોય તો પરણું હું તો એવા કોઈ વીરને. હું તો ન સમજ્યો એનું ફ્રેન્ચ, પણ આન્ટીએ અંગ્રેજીમાં સમજાવ્યું. એ સાંભળી હું તો આભેજ થઇ ગયો હતો. એ સાંભળી મેં એક નીસાસો પણ નાંખ્યો હતો.

[ ચાર દિવસ પછી ]

આ કાગળ પોર્ટસઇદથી પોસ્ટ કરવાનો હતો, પણ રહી ગયો. હા, હવે તો જરા સાહેબ બનવા માંડયા કેની, એટલે આ ભુલવાનું શીખ્યા ! હવે તો બ્રીન્ડીસીથીજ પોસ્ટ કરવો પડશે. આજે આખી રાત આ કાગળ લખીશ. બીજું કૈં ખાસ કામ નથી, અને મગજ એટલું હલકું લાગે છે કે આ કાગળ બેઠો બેઠો લખ્યા જ કરું. સાંજે નાન્સી જોડે ખુબજ વાતો કરી. આન્ટીએ એને કહ્યું હશે કે મેં કવિતાઓ પણ રચી છે, એટલે એ તો મારો પીછોજ ન મુકે. એને બધી સાંભળાવી, જેવી હતી, સમઝવી હતી. કેવળ જ્ઞાન માટેની એની ઘેલછા ઉપરાંત આવી રસિકતા પણ એના હૃદયમાં ભરી હશે એ જાણી મને વધારે અજાયબી થઇ. અજાયબી સાથે અનેકાઅનેક વિચારો ઘુમવા લાગ્યા. કયાં આપણા પંડિતો, કયાં આપણા વિદ્યાર્થીઓનો ઉત્સાહ, કયાં આપણી અરસિક શિક્ષણપ્રણાલિકાઓ ! કયાં હું, કયાં મારી આનંદ ખાતર નવરાશે આમતેમ જોડેલી નિર્જીવ કવિતાઓ ! કયાં આ બાળાની જ્ઞાનભક્તિ !

ફ્રાન્સની છોકરીઓ વીશે કેટકેટલું સાંભળ્યું હતું. એમની અધોગતિ વીશે તો ઘણુંજ સાંભળ્યું હતું. પણ નાન્સી જેવી વિરલ બાળાઓ પણ

ત્યાં જન્મે છે એ જાતની આનંદ થયો નાન્સી જેવા નિર્દોષ પંખીઓ ન પાકતા હોય તો પછી ફ્રેન્ચ જેવું સુંદર અને મૃદુલ સમૃદ્ધ અને વિપુલ સાહિત્ય પણ પાકે જ કેમ ?

પણ નાન્સીએ તો મમત જ કીધો મારે મારી સંસ્કૃતિઓ વાચવી પડી એમા અન્ની ને સજા થઈ. હુ વાચુ ને એ સમજાવે નાન્સી થોડું ઘણું સમજે ને રડે વળી વચ્ચે હુએ ફ્રેન્ચ બાલુનો જાઉં ને આન્ડીને હાથ લપેડી એમનાર નાન્સી વળી ખખડાટ હસે વળી નાન્સી કંઈ પ્રશ્નો પણ પુછતી જાય ને હું યથાશક્તિ ઉત્તર આપતો જાઉં આખી સાંજ, તે ક્યાની ક્યા ચાલી ગઈ એનું ભાન જ ન રહ્યું. અને હુએ નાન્સી પાસે કે ઓછુ નથી શીખ્યો. વીક્ટર હ્યુગોની કવિતા વીશે એની પાસેથીજ મે તો પહેલા સાભળ્યુ અને એ કવિ હૃદયની સાચી ઓળખ પણ નાન્સીએજ કરાવી ઘણીએવાર એ હ્યુગોના કાવ્યો વાચી સમજાવે છે ને મને કે નવા આહ્લાદનોનો અનુભવ કરાવે છે ફ્રાન્સ' આપણે ત્યા કાલિદાસ ને ભવભૂતિ ને બાણ ને માઘ ને હર્ષ ને...ટાગોર ને ઇકબાલ ને બંકિમ ને વિદ્યાસાગર ને...પણ ફ્રાન્સ' તારી જનાવવી પણ કંઈ ઓરજ છે, તારા સાહિત્યસર્જકો તો તારા ભાગ્યવિધાતા નીવડ્યા છે. ડૂમા ને હ્યુગો ને રેસાઇન, ને મોરેમો ને રુમો, ને સવી પ્રધાન, ને રોમેરોલા ને અતિાલ, ને—

હિંદના સાહિત્યસર્જકો હિંદના ભાગ્યવિધાતા ક્યારે થશે ?

બસ ત્યારે, ત્રીજો પત્ર તો જ્યારે લખાય ત્યારે, આ તો ક.લે અમે ઈટાલી પહોંચવાના. આ સમે દૂર દૂર ક્ષિતિજમા જણાતા ગ્રીસ અને ઈટાલીની ભવ્ય સંસ્કૃતિઓ ચુસી ચુસી માતબર બનેલા આ ભૂમધ્ય સમુદ્રને હૈયે ઝોલા ખાતા, આન્ડી, નાન્સી અને હું, ત્રણે તુતકને આ નાકેથી પેલે નાકે એમ મુગ્ધ—આ ઉંચે દેખાતા આકાશ જેવા મુગ્ધ—આંટા મારતા; કે કદીએ ભવ્ય સંસ્કૃતિની વાતો કરતા, પ્રોટા-સીમ, પેરીસ, હેલન, એલેકઝાન્ડર, ક્લીઓ-પેટ્રા, બ્રુટસ, સીઝર, કૈં કૈં આત્માઓની ચારિત્ર્યોના હૃદયગમ ચિત્રો આલેખતા, નીચે દરીઆમા છપમપ કરતા મોજા જોતા, કે આસ-પાસ જણાતી હોડીવાની કોઈ આદર્શ સેવિકા સમી દીવાદાંડીની અલપઝલપ રોશની જોતા, માનવ હૃદયમા ઉભરાતા તરંગ બુદબુદો આ નીચે ઉદધિજળમા ડૂબકીઆ ખાતી મીનમંડળો માફક દૈયામાજ શમાવી આ લાંબી દરીઆઈ સફરને અંગે સહેજસહાજ જણાતા શ્રમને ઈટાલીના અનેક કીર્તિસ્થંભ જોવાના ઉત્સાહથી મહારી આ આહીં પથરાએલી અનહદ શાંતિમા તલ્લીન થઈ, ભવિષ્યમા અનેક સુંદર સ્વપ્નાં રચવાની આશામા આજની છેલ્લી રાત્રિ પ્રભુને માથી વારંવાર એ જગનનિયંતાનો ઉપકાર માની, વીતાવીશુ

લિ० ________________

તા० ________________

________

## પત્ર ૩ જો

રા. રા.

પરબીડીઆ પરની કાળી લીટીઓ જોઇને તમને ધ્રાસ્કોજ પડયો હશે. ખરેખર, મારા જીવનમાં જે જે બનાવ બનતા જાય છે, એ હું જાતેજ કેમ બને છે તે સમજી શકતો નથી. અસંત શોકભાર હૈયે વહી રહીને આ કાગળ લખું છું. અહીંની અશાંતિ છોડી એક નિર્જન સ્થળે બેસીને શાંત ચિત્તે આ લખવા બેઠો છું ખરો, પણ એટલી બધી વિચાર-પરંપરાઓ મગજને ગુંચવે છે કે કેમે કરી મનની વ્યગ્રતા શમતી નથી. હું શા સારુ અહીં આવ્યો ? ભાવિ હજી મને કયાં ધકેલશે ? વગેરે વિવિધ દશાઓ કલ્પનામાં સર્જાય છે, અને એવી સ્થિતિમાં તમને સાંભરી આ લખવામાં કંઇક આશ્વાસન શોધું છું. લોઝેનમાં ૧૬ મી સપ્ટેંબરે કોંગ્રેસ મળી. હું ૧૬ મી અને ૧૭ મી બે દિવસ હાજર રહી શકયો. ત્રીજે દિવસે મારે એકાએક જવું પડયું.

બ્રીન્ડીસીથી હવે બર્લીન કેમ પહોંચ્યા, ઇટાલીના સુંદર દશ્યો જોઈ જોઈ હું કેટલો પ્રસન્ન થયો, એ વીશે લખવા મારું મન જરાએ સ્વસ્થ નથી. કારણ આજે આન્ટી નથી. તા૦ ૧૮ મી સપ્ટેમ્બરે સાંજે એ આ દુનીઆ છોડી દેવલોક પામી છે. બર્લીન આવ્યા પછી-મને તો એના ભાઇ સાથે ઘણી દોસ્તી થઈ ગઈ હતી. અને એણે મને લોઝેનમાં કોંગ્રેસમાં જવાને બધી સગવડ કરી આપી હતી, પણ બીજે દિવસ રાત્રે જ તાર આવ્યો અને હું કોંગ્રેસ પડતી મુકી બર્લીન આવ્યો. આન્ટીની તબીયત અહીં આવ્યા પછી જરાએ નરમ ગરમ ચાલતી નહોતી, પણ અમે કોંગ્રેસમાં જવાને ઉપડયા તેના ચાર દિવસ અગાઉ તેને તાવ આવવો શરુ થએલો ને તે ન્યુમોનીઆ નીકળ્યો, અને એમાં જ એ ઝડપાઈ ગઈ, એને તાવમાં મુકીને જવાને મારું મન તો માનતું જ નહીં, પણ આન્ટીએ મમત લઈ ખાસ આગ્રહથી મને મોકલ્યો, અને હું ગયો. અને બે દિવસ પછી તાર મળ્યો અને પાછો ફર્યો. બર્લીન આવી મેં તરત જ એના ભાઇને તરત નીકળી આવવા તાર કર્યો, પણ એને આવતાં મોડું થયું, અને એ દરમ્યાનમાં તો આન્ટી દેહ ત્યાગી ગઈ હતી. એ સ્થિતિમાં મારી ગભરામણનો પાર ન હતો. ત્યાર પછી જે થોડો સમય મ્હને મુસ્કેલીઓ પડી છે, એનો તમને હું શો ખ્યાલ આપી શકું ? આન્ટી તો ગઈ. એની સ્નેહાળ હુંફ જતાં હુ તદન એકલવાયો, શું કરવું એ વિચારમાં મુંઝાયો. એની આપણી નજરે તો અઢળક લાગે એટલી દોલતની યોગ્ય વ્યવસ્થા તો થઇ ગઇ, અને બધું રીતસરનું થઇ રહ્યું, પછી મારી સ્થિતિનું મને સંપૂર્ણ ભાન થયું. આલીશાન હોટેલોમાં ઠાઠથી જમનારો હું, મારે ટુકડો પાંઉ ને ગ્લાસ, બે ગ્લાસ બીઅર પર પણ એક દિવસ કાઢવો પડયો.

આન્ટી ૧૦,૦૦૦ રુપીઆનો એક ચેક મને આપવાનું કહી ગઈ હતી; એનું હીંદુસ્તાનમાં યોગ્ય સ્મારક મારી મુન્સફી પ્રમાણે કરવાનું હતું. પણ મારો ગજવા ખર્ચ તો પુરો જ થઇ

ગમશે અને મારી વિમાસણ દૂર જ સમજો. એનો ભાઇ ત્યાં આવ્યો ત્યારે મેં એને મારી હકીકત કહી અને હાલ તરતને માટે એ પ્રેસ મંડળમાં જ રીપોર્ટર તરીકે કામ કરવા માગણી કરી.

મને આ કાગળમાં નેન્સી વીશે, કે કોમિશનમાં પહેલે દિવસે આણે જુવાનીઆઓ સમક્ષ 'હીંદુસ્તાનના આદર્શો' ઉપર એક ટુંક ભાષણ આપ્યું હતું એ વીશે લખવાનું મન થતું નથી. નેન્સી બે ત્રણ દિવસ અમારી સાથે ઇટાલીમાં ફરી હશે, અને પછી એકદમ ફ્રાન્સ ચાલી ગઇ. ત્યાર બાદ એના બે ત્રણ કાગળો આવ્યા છે, અને પોતાને ગામ મોન્ટાર્ગી મને નિમંત્રે છે. એ તો ત્યાં જતાં જવાશે ત્યારે પણ નેન્સીને મેં આન્ટીના દુઃખદ સમાચાર લખી દીધા છે, એ જાણી એને બે આઘાત થશે એ હું જાણું છું. અને ભાષણમાં તો આપણા આદર્શ એટલે શું! યુરોપીઅન આદર્શથી આપણા આદર્શ નીતિમાં, ચારિત્ર્યમાં, ભાવનામાં, ભક્તિમાં, સેવામાં, સ્વાર્પણમાં, સામાજિક જીવનથી માંડી ઐતિહાસિક જીવનને ધાર્મિક જીવન સુધીમાં, કેટકેટલા ઉચ્ચતર અને ભવ્યતર છે એ ભેદ વિસ્તારથી સમજાવ્યો અને આદર્શનું સ્વપ્ન સિદ્ધ કરતાં જતાં આજનું અમારું મનોબળ આધીન દશાને અંગે ક્યાં ઉછાંછળું ખાઈ હારી જાય છે એ ખામી પણ જણાવી, અને હજી વિધિના પ્રબલ વેગ સામે એ આદર્શ નવું ચૈતન્ય આવિર્ભાવિ આપશે જ કરશે, એવા આશા સૂચન પણ કીધાં એ ભાષણ કેવું થયું અને એની શી અસર થઈ એ તો આ સાથે મોકલેલા એક બે અમેરિકન અને ફ્રેન્ચ છાપાઓની કાપલીઓ વાંચી લેજે.

પણ એવાં ટાયલાં લખતાં બેસીશ, તો મારો ઈતિહાસ રહી જશે. આન્ટીના ભાઈની ચાવીઓ લઇ હું મારી પાસે જે કંઈ હતું તે લેઈ, બોમેનની ટીકીટ લઈ હું ત્યાં આવ્યો ને હું કોમિશનના સેક્રેટરી જેમ્સ ડબ્લ્યુ ઓકિનને મળ્યો. એણે મારે માટે સારી લાગણી બતાવી અને તેજ દિવસે કોમિશનના ઉપપ્રમુખ ડા. રેનબી ગુમ્પર્ટ પાસે મને લઇ ગયો. તે રાત્રે ડા. ગુમ્પર્ટે બધાને જમવા નોતર્યાં હતા, અને મને પણ નિમંત્રણ પાઠવવામાં આવ્યું ત્યાંના પેલેસ હોટેલમાં એ ભોજન લેતી વખતે મારી ખુરશી બીજા વિભાગમાં હતી. એમાં કેટલાક વયોવૃદ્ધ વિદ્વાનો વેજીટેબલ ભોજન લેવાના હતા. હું એ હજી તો 'શાકાહારી' જ રહ્યો છું, એટલે મારે માટે બીજો વિભાગ હતો, અને ત્યાં બેઠેલા વિદ્વાનો 'શાકાહારી' કહેવડાવવામાં જરાએ નાનમ માનતા ન હતા. ભોજન દરમ્યાન મારી બરાબર સામે બેઠેલી એક સુંદર છોકરી—હશે કદાચ ૧૮, ૧૯, ૨૦ વર્ષની મારા સામું વારંવાર ધારી ધારીને જોયા કરતી હતી, અને એના જોવા પરથી મને એ કદાચ ઓળખતી ન હોય એમ પણ મને લાગ્યું.

ભોજન પુરું થતાંજ કાર્ડ લઈ એક નોકર મારી પાસે આવ્યો. ડા. ગુમ્પર્ટ મને મળવા માગતા હતા. હું ગયો, અને મારી સામે બેઠેલી પેલી બાળા પણ મારી પાછળ પાછળ આવી. ડા. ગુમ્પર્ટે મારી સાથે હસ્તધૂનન કર્યું, તરતજ

એડવીન વડીલો સાથે ગયો છે. અમે કાલે ...પડીશું. અને ગમે તેમ કરી હજીએ અમારું ...ું મંડળ પાછું લંડનમાં એકઠું થઈ જશે. ...ા અમારો કાર્યક્રમ.

સ્વીટઝર્લેન્ડના પ્રત્યેક સ્થળનું વર્ણન કયાં કરું? ફેટોગ્રાફ અનેક પાડયા છે, તે જોજો, પણ એ ચાર ઈંચના કેદખાનામાં કુદરત કદી કેદ થઈ શકે ખરી? પ્રકૃતિ દેવીનું શાંત અને સક્રિય શક્તિઓનું દૈવી મિલન જોઈ આંખ અને હૈયું બંને ઠરે છે. ત્યાં વાતાવરણમાં ચૈતન્ય સોંસરું હૈયામાં ઉતરી જાય છે. એવા એનમૂન સ્થળ હીંદમાં નથી એમ નહી, પણ આપણા લખપતિઓ ત્યાં એવે સ્થળે ધર્મશાળા કે મંદિર નહિ બંધાવતા, ગંદા અને ગીચ ગામોમાં જ બંધાવ્યા કરશે, એ લોકો જ્યારે કુદરતને જોતા થશે ત્યારેજ રમણીયતાની ખરી કીંમત અંકાશે.

પણ એવી આડકથાઓથી આ કાગળ નહી ભરું—જીનોવા છોડયા પછીના અમારા પ્રવાસમાં સ્વીટઝર્લેન્ડ કે ઇટાલીની રમણીય ખીણોમાંથી, સુંદર અને આનંદદાયક અનેક દશ્યો જોતાં, કે શિરજટાઓ એકમેકમાં ગુંથાતી મંજુલ વાર્તાલાપ કરતાં સુરેખ ઘટાવાળા તરુ નીચેથી જતાં આવતાં, કો રેલ્સમાં ઉડતાં; કે કો લીલે પાટલે તડકે સુકવવા મુકેલી ચોખાની વડીઓ જેવી વનવંટિત સુંદર શ્વેતશૃંગી ટેકરીઓ ચઢતાં ઉતરતાં; નંદનવન સમા ફુલ ઉભરાઉ લતા-મંડપોમાં એકાંત બેસી વિશ્રાંતિ લેતાં; કે ગહન ગરવી શીતળ ગિરિગવ્હરોમાંથી પસાર થતાં, મારી પડખે રહી, જ્ઞાનના નિર્મળ વહેતા ઝરામાંથી ગૌરવભરી ટશરો ઉરાડી મને વારંવાર એ મીઠાં વારિ પાનાર જુલીઅને મને જે આનંદ અને આશ્વાસન આપ્યાં છે, એ સંબંધી કૈંક વધારે વીગતથી કદાચ લખીશ. શા માટે હું એ સંબંધી લખવા પ્રેરાઉ છું તે તો પ્રભુ જાણે. પરંતુ મારા અનહદ આનંદની અનુભવ-કથા આલેખતાં મારા દિલનો હોંસ ઉભરો કૈંક સમશે એવી આશામાં એ લખવાનો મારો ધર્મ સમઝું છું.

જુલીઅન હિંદુ છે. ચોંકશો નહીં, ડા. હ્યુબર્ટ સ્ટેનલીની એ પુત્રી જુલીઅન એક સાચી હીંદુ બાળાજ છે. એને ઘણું સારું સંસ્કૃત આવડે છે, હીંદુ ધર્મનો ઉંડો અભ્યાસ છે, વૈદિક સાહિત્યની આછી રૂપરેખાનું ભાન છે, અને એટલા માટેજ કેવલ એને હીંદુ ગણુતો નથી, પરંતુ આટલા સહવાસ પછી હું જોઈ શકયો છું, કે આખી હીંદુ સંસ્કૃતિ એણે પોતાને વશવર્તી બનાવી દીધી છે. એની ઢબછબમાં અને સંસ્કારમાં મને કુલીન મર્યાદા અને વિશિષ્ટ વ્યક્તિત્વ જણાય છે.

એનું વર્તન સયંમી છે, એટલુંજ નહી પણ ધર્મમય છે. વારંવાર હસ્તધૂનન કરવાની પાશ્ચાત્ય રૂઢિને એ વખોડે છે. હવે તો મારી પાસેથી નમસ્કારવિધિ શીખી ગઈ છે, એટલે એનાથીજ ચલાવે છે. એ સંપૂર્ણ 'શાકાહારી' છે. એના નીતિના સિદ્ધાંતો એના દેશના નીતિના સિદ્ધાંતોથી તદ્દન જુદાજ છે. એની ચારિત્ર્યભાવના તદ્દન ઉંચી અને શુદ્ધ છે. એનો આદર્શવાદ આપણા અદ્વૈતવાદને ઘણે અંશે

મળેલો છે. એના સૌન્દર્યમાં ઝરા છે, અંગે અંગમાં વિશુદ્ધિ અને ચેતન છે; એના મુખ પરની કાંતિ એના ચારિત્ર્યના તેજ સાથે સ્પર્ધા કરે છે, એટલે જ ક્ષણે ક્ષણે એ વધુ સુંદર જણાય છે. એના ગૌર વદન પર સૌમ્ય મીઠાશ છે. આ મારી સામે બેઠી એ પણ કૈં વાંચી રહી છે. એના વાળનો અંબોડો આપણે ત્યાંના જેવોજ બેઠો નીચો જણાય છે. હાલમાં અહીં જે 'ટાવરફેશન' ના ઉંચા અંબોડા વળાય છે એવો નથી. અને વળી એણે વેણી વીશે વાંચ્યું હશે, તે વેણી બાંધતાં શીખી છે એની વેણી એટલે ત્રણ ચાર ગુલાબના ફુલ અંબોડે ખોસી મુકે, આન્ટીની કબર પરથી એવા બે થોડાક ફુલ લઈ આવી છે તેજ અત્યારે ખોસીને બેઠી છે પણ એના સૌન્દર્યનાજ વખાણ કર્યાં કરું તો તમે ચીડાશો, ને બબડશો કે છબીજ શા માટે ન મોકલી? અહીં કેમેરાનો શો તોટો પડ્યો છે? પણ એ છબીજ ભાગ્યેજ પડાવે છે મારી માફક એનામાએ કેટલીક ધૂન છે. પરણ્યા પહેલાં છબી પડાવવીજ નહી, એમ એ માને છે અને વળી છબીમાં તમે એને નહીંજ ઓળખી શકો. એના સૌન્દર્યની ખરી સુરખિ, કેમેરા કદી નહી ઝડપી શકે. અને વળી છબી મોકલું તો તમે તો ક્યાંને ક્યાં છાપી મારો. ચારે ઘડીએ ઉંચે ઉંચે વ્યોમમાં વિહરી સ્વર્ગનાં સુંદર સ્વપ્ન એકઠાં કરી લાવનારી એ ભાવનાશીલ, ચિંતનશીલ, છતાં રમતીઆળ અને નિર્દોષ જુલીઅનને તમે એક પોસ્ટ કાર્ડમાં કદી કેદ નહી કરી શકો.

જીનોવાથી નીકળ્યા પછી જુલીઅને ફક્ત મારીજ સાથે છુટથી વાર્તાલાપ કર્યો છે. ભરતખંડના ઐશ્વર્ય સંબંધી, એની સમૃદ્ધિ સંબંધી, એની વિશાળ જ્ઞાનની શાખાપ્રશાખા સંબંધી, અનેક કથા આખ્યાયિકા સંબંધી, એના ગૂઢ તત્વજ્ઞાન સંબંધી, એના મોક્ષ, આત્મા, પરમપદ કંઈક અભેદ ભેદ ઉકેલી પદે પદે નવી દ્રષ્ટિમાં જન્મતા જોઈએ છીએ એનું વાચન વિશાળ છે, પણ ઉંડું એનું ચિંતન છે. જાણે નેન્સીનો વિરાટ અવતાર. એડવીન હમારી વાતો સાંભળે છે, પણ એ સાંભળવા પુરતોજ. પણ એ તો સાંભળે એ છે. બીજા દેખાવખોર માફક છેતરતો નથી એ થાકે ત્યાં સુધી સાંભળે, સમજે, નહી તો મુંગો રહે.

નેન્સીને ગામ ફક્ત જુલીઅન એડવીન ને હું એ ઉપરાંત સુવાન મંડળમાંના બે ત્રણ એક દિવસ માટે જઈ આવ્યા. પણ એ એક દિવસનો મારો અભિમાન ઇતિહાસ અનેક મીઠાં અને મોંઘાં સ્મરણોથી ભરપૂર છે, ને ભરપૂર રહેશે. બાળક જેવી નેન્સી તો હજુ ચાલકુડમાં જરા જરા અશ્રુપાત કરતી હતી, છતાં એની પૂજ્યભાવના અનેરી હતી. એને ત્યાં અમે લગભગ સવારે નવ વાગે પહોંચ્યા. પણ એણે તો આખું ગામ નહોતરેલું કૈં કે તૈયારીઓ કરી મુકેલી એડવીન અને જુલીઅનને ઓળખાવ્યા, અને તરતજ સહેજ વારમાં બધા ગાઢ મિત્રો થઈ રહ્યા. અમેજ શોભાય બધી મજા વધારે ભગતાવતી હશે કદાચ!

બપોરે જમ્યા પછી નેન્સીએ ચાહ જમાડ્યો. પ્રથમ વાતે તો એણે એડવીન અને જુલીઅનનું

એક અજ્ઞાન દૂર કર્યું; ને તે મારી કવિતા ...ધી. જુલીઅનની આંખમાં તો એ જાણીને ...ઝળીઆં આવી ગયાં. એ વાત એને ન કહેવા ...ટે મને મીઠો ઠપકો પણ આપ્યો. સાંજે ટોળું ...મ્યું. બધા ગામ બહારની એક નાની ટેકરી ... ગયા. વળી તે દિવસ હતો રવિવાર. જે જાણે ... આવે.' ત્યાં એક કીલ્લાના કૈંક ખંડેર છે. ... એ ખંડીએરના રહ્યા સહ્યા બુરજો પરથી રળીઆમણા દશ્યો દેખાય છે. ત્યાં બેઠા બેઠા આ તમારા કવિરાજ પોતાની કવિતા લલકારતા હતા. લલકારતો હતો કે ગાતો હતો, તે તો પ્રભુ જાણે. પણ બધા ધ્યાન દઇને ન સમજતાં છતાં સાંભળતાં હતા. નેન્સી બનતે પ્રયાસે એનું ફ્રેન્ચ કરતી અને સમજાવતી. જુલીઅન તો પરમ ભક્તિથી સાંભળે, સાંભળે ને પ્રફુલ્લ થાય. અને જે કોઈ પુછે તેની આગળ ભારેભારા વખાણ કરે. અમારા યુવાનમંડળમાંના જોડીદારે —પ્રેસના ખાં કની તે ચપેચપ લખવાજ માંડયું. અને બીજે દિવસે તો બધું છાપામાં.

અને તે દિવસે બધાએ મારો તો ઘાણ-જ કાઢયો. સન્ધ્યાની દિવ્ય રંગાવલિ રચાતાં મને એક ફુલવહેલમાં નાંખી ખેંચ્યો. અને જ્યાં જુઓ ત્યાં ફુલજ ફુલ. ફુલના ઢગલામાં દાટી દીધો મને. આ ફ્રેંચ લોકો ફુલની પાછળ કંઈ અજબ ગાંડા છે. ફુલનો વર્ષાદ, ને ફુલની ચાદર, ને ફુલની જાજમ. ફુલજ ફુલ. નેન્સી તો મારું અભિમાન સાતમે અકાશેજ ચઢાવતી. એ તો મને એમના વિદ્યાલયની સાહિત્યપરિષદનો પ્રમુખ નીમવા માટે કહેવા આવી. તમે બધા આ વાંચીને હસશો. શું કરું ? જે બન્યું તે લખું છું. બાકી હું કયાં નથી જાણતો ! હું પ્રમુખ ! પ્રમુખ ! મને પોતાનેજ આ વિચાર પર હસવું આવે છે. હું પુરો જુવાન પણ નહી, નીશાળીઓ, ટ્ટભંડોળીઓ-ઉપરછલ્લો, અનેકાનેક રીતે નાલાયક, તે વળી પ્રમુખ શાનો ?

બધો સમારંભ પતતાં અમે ઘર જવા નીકળ્યાં. નેન્સી વ્હેલી નાઠી. એ વહેલી જઈ ભોજનપ્રબંધ કરવા માગતી હતી. હું ને જુલીઅન, ગામપાદરે બધું ટોળું વીખેરતાં છેલ્લા રહ્યા. હજી શરીર પર ફુલ તો લદાએલા હતા. ત્યાં પાસેનું એક નાનું જળાશય જોઇ ઘેર પહોચવાનું અમે નક્કી કર્યું. એડવીન સાથે ન આવ્યો. અમે એ જળાશયની સુંદર કીનારી પર આછા આછા પ્રકાશમાં લીલી હરીઆળી ઉપર ચાલતાં હતાં. અને પાછી ત્યાં સાહિત્યની ગોઠડી ગુંથી. કાળિદાસથી શેકસપીઅર, ને ડાન્ટે, ત્યાંથી પાછો વીકટર હ્યુગો પર ભુસ્કો તે આંતોલ સુધી, અને ત્યાંથી બુદ્ધનો શૂન્ય વાદ, તે અગમનિગમના ભેદ. ઉપનિષદ ને છેવટે પાતાંજલ યોગ, એમ અમારું ચવચવ પુરાણ ચાલ્યાંજ કર્યું. જુલીઅન તો વચ્ચે વચ્ચે કેટલાએ સંસ્કૃત શ્લોકનો અર્થ માંગે, ને હું યથાશક્તિ, યથામતિ, સમજાવતો જાઉં. અંધારા વીંટાવા માંડેલા. અને અમે વાતઘેલા છેક મોડા ઘર પહોચ્યાં ત્યારે તો બધાં અમારી રાહ જોઇને જમવા વગર બેસી રહેલાં, અને અમે ભુલાં પડયાં હઇશું જાણી કેટલાકને ચિંતા પણ થવા માંડેલી. એડવીન ને જુલીઅન

બન્ને મલકતાંજ બેસી પડયા, ને મેં માફ માગવા માંડી, પણ નેન્સીએ તરતજ કહ્યું 'એ તો અમે જાણતાજ હતા, કે બન્ને પુરા વાતુડીઆ છે. ચાલો જમવા માંડો હવે'

ને બરાબર ચોવીસ કલાક ત્યાં રહી, નેન્સીના આતિથ્યની અનેક મધુર સ્મૃતિઓ વડે અમારો સ્મરણભંડાર વધારે ઉજ્જવલ કરી, અનેક શુભેચ્છાઓ લઈ દઈ, અમે પાછા ફર્યા. મારા જીવનમાં ફ્રાન્સ જો કોઈ જીવંત મૂર્તિને લીધે સ્મરણીય રહેશે તો તે નેન્સી ને નેન્સીના આતિથ્યને લીધેજ.

આ કાગળ અતિ લાંબો થવાના ભયે હું ફ્રાન્સના સ્થલવર્ણનોમાં નહીં ઉતરું પણ એક બે તરી આવતી વાત લખ્યા વગર રહેવાતું નથી. આપણે ત્યાંના મંદિરો જેવા અહીં પણ ઘણે સ્થળે નેપોલીઅન અને જોન ઓફ આર્કના દહેરાં છે, અને એ બેને માટે ગરીબ વર્ગની પૂજ્યભાવના અજબ અને અચળ છે. સૈકાઓના સૈકાઓ વહી જશે તોએ ડગશે નહીં, એવા ઉંડા એમની ભક્તિના મૂળ છે. અન્ય પ્રજાઓ એ બે વીર વિભૂતિઓ માટે ગમે તેમ ચીતરે પણ ફ્રાન્સમાં તો એ મૂર્તિઓનું સ્થાન અદ્વિતીય છે અને રહેશે. અનેક વીર પુત્રોની એ પ્રેરણામૂર્તિઓ છે. ભરતખંડમાં એવી અનેક મૂર્તિઓ હોવા છતાં તે પ્રેરકમૂર્તિઓ ક્યારે થશે તે તો પ્રભુ જાણે!

અમે ૨૯ મીએ એટલે ગઇ કાલે પેરીસથી નીકળી અહીં બર્લીન આવ્યા છીએ હું ને ફક્ત જુલીઅન અને આજે આખો દિવસ આન્ટી માટે પ્રાર્થના કરવામાં જ ગાળ્યો છે. અત્યારે શાંત ચિત્તે આ પત્ર લખી રહ્યો છું. કાલ સવારે વહેલા અહીંથી મોટરમાં નીકળી જનાર છીએ. જતા જતા ફરી એક વાર આન્ટીની સમાધિના છેલ્લા દર્શન કરતાં જઇશું. અત્યારે તો ઘણું મોડું થઈ ગયું છે, એટલે આ બંધ કરીશ. અને હવે તો લંડન જઈને કાગળ લખીશ. હું ઉંઘીશ નહીં ત્યાં સુધી જુલીઅન અહીંથી જશે નહીં, આ કાગળ લખું છું એ એ જાણે છે એટલે મુંગી મુંગી એ પડખે વાંચ્યા જ કરે છે અને હું જાગીશ ત્યાં સુધી જાગશે. આછા લીલા પ્રકાશમાં એની ગૌરવર્ણી કાયા અને રતુમડું મોં કૈં અનેરા રંગ ધારી રહે છે જુલીઅન! એનો પેલો અંબોડો—કેવો સુંદર એ કેશકલાપ! એ પર શોભતા ત્રણ રંગીગુલાબ, આન્ટીની કબર પરથી આણેલા—જાણે આન્ટીની પ્રસાદી! આન્ટી! તે આજે નથી! ગઈ જ કાલે તો એ વાતો કરતી હતી! કેટલી એની માયા! કેવી એની મમતા! ચાલો બસ કરીશ હવે તો. હૃદયના ધબકારા વધે છે, ને તમે કહેશો કે એમ લાગણીવશ થયે શો ફાયદો? પણ ગાન કરતા ભક્તિજ પ્રભુને તો વધારે પ્રિય છે જય જય.

લિ૦ ________

---

## પત્ર ૫ મો

તા૦ ________

રા. રા. ________

મારો છેલ્લો પત્ર વાંચી તમે શાશા વિચારો કર્યા હશે એ પણ કલ્પી શકું છું. જુલીઅનનું

અને મારૂં નામ તમે કેટલીએ વાર ચર્ચ્યું હશે એ પણ કલ્પી શકું છું. પરંતુ મને ખાત્રી છે કે આ પત્ર વાંચી તમારી બધી જીજ્ઞાસાઓ શમી જશે. કુનાર્ડ લાઇનનો રાજમહેલ જેવી લુકેશીઆ' નામની સ્ટીમર પરથી આ પત્ર નખી રહ્યો છું. એ, હું આવતી કાલે હવે ત્રણ ..ર કલાક ફ્રાન્સના બ્રેસ્ટ બંદરે અટકવાના છીએ ત્યાંથી પોસ્ટ કરીશ. હવે અમેરિકા જઇએ છીએ. ફક્ત એેજ દિવસ ત્યાં રોકાઈ હું હીંદુસ્તાન પાછો ફરીશ.

આ સુંદર સ્ટીમર વીશે આપણા છાપાઓમાં વર્ણનો આવ્યાં હતાં, એ તમે વાંચી લેજો. એમાં જે જે સગવડો છે ને જે રમતગમતના સાધનો ગોઠવેલાં છે, તે વીશે કશુંજ લખતો નથી. આ અમેરિકનોની વૈભવ માણવાની અભિલાષાઓને ધન્ય છે. શાંત રજનિમાં ચન્દ્રપ્રકાશમાં આ એક નાના ફળદ્રુપ ટાપુ જેવી સ્ટીમર વિશાળ સાગર પર તરી રહી છે, અને હું આજે લખું છું, તે ભાંગ્યુતુટું વાંચવાનો પ્રયત્ન કરતી જુલીઅન મારે ખભે ડોકું રાખી મારી પડખે ઉભી રહી છે. અને એના શ્વેત હાથીદાંત જેવા એક હાથે મારા માથાના વાળ ગુંચવી રહી છે. પરંતુ આ રમ્ય અનુભવોને પળભર પડતા મુકી હમે બર્લીનથી લંડન જઈશું. શું કર્યું એ ઇતિહાસમાંજ ઉતરીશ. તા૦ ૩ જીએ અમે લંડન પહોંચ્યા. અને અહીં પણ અમારી મંડળી વીખરાઈ ગઇ. કોઇ કેમ્બ્રીજ, તો વેપારી બુદ્ધિવાળા માન્ચેસ્ટર, તો ઇતિહાસના શોખીનો જુનાપુરાણા કિલ્લા જોવા, તો કુદરતરસીઆ લેકડીસ્ટ્રીકટમાં–જેમને જેમ રુચ્યું તેમ ઉપડી ગયા. વડિલો તો મુખ્યત્વે લંડનમાંજ રહ્યા. એમને તો પાછી પાર્લામેન્ટ, મુલાકાત, ડીનરપાર્ટી બધુંજ કની.

પ્રથમ તો અમે આપણી સાવકી માતા સમી, અને એડવીન જુલીઅનની છુટાછેડા કરેલી મા સમી, પાર્લામેન્ટ જોઇ. ખરેખર, એની મહત્તા અને ગાંભીર્ય મેં ધાર્યા હતાં તેવાંજ લાગ્યાં. આ લોકની કાર્યશક્તિમાં ને બુદ્ધિબળમાં મુત્સદ્દીપણું એટલું બધું તેજ રહે છે કે રાજ્યદ્વારી કોયડો એેજ લોકો સહેલાઇથી ઉકેલી શકે ને વણી શકે. પણ એ રાજ્યદ્વારી પ્રકરણ કયાં ખોલું? વેસ્ટ મિનિસ્ટરમાં જઈ ઇગ્લેંડની મહા વિભૂતિઓને નમસ્કાર કર્યા. એના વિશાળ અને ભવ્ય ખંડમાં ફરતાં ફરતાં મ્હારા થનગન નાચતાં હૈયાએ તો જગતવંદ્ય કવિઓને શ્રદ્ધાભરી અંજલિઓ દીધી. અનંત નિદ્રા સેવનારી આ મહા વ્યક્તિઓને સંભારતા કોઇને પણ ગ્રેની એલેજી સાંભરેજ. બર્ન્સની કબર આગળ તો મારા આંસું ખાળ્યાજ નહી રહ્યાં. ચોગરદમ નર્યો પથ્થર, પણ એમાંએ લાખોના હૈયા પીગળાવવાની શક્તિ જાણી એ પથ્થરોને પણ ધન્યવાદ અપાયો, મારું મૌન જુલીઅન વધારતી. હું કંઈ જરુરનું જોવા ચુકું તો એ ઇશારાએ મારું ધ્યાન ખેંચે. એડવીન પણ મુંગો મુંગો વાતાવરણમાં ગુંગળાતો ચાલે.

શેકસપીઅરનું મકાન જોયું. જુલીઅન, હું ને એડવીન અમારી ત્રિપુટી સાથેજ ફરતી. બર્નાર્ડ શૅાને મળ્યા. દુનીઆમાં જીવતી જાગતી પ્રચંડ મનોબલ ધરાવનારી ફક્ત બેજ વ્યક્તિઓ–

ઘડપણ આવે તેમ જુવાન થતી જાય એવી—બર્નાર્ડ શૉ ને આલ્વા એડીસન. શૉને તો મળ્યા. અમેરિકામાં પ્રસંગ સાંપડશે તો એડીસનને પણ મળીશું અને ઈંગ્લંડના શૉ દાદાને જોયા, એવાજ એક બીજા દાદાને પણ મળી આવ્યા. તે હાર્ડીદાદા. આખી અંગ્રેજી વાચનાર આલમને દીર્ઘ તખતમના સત્યનિષ્ઠ લખાણોથી વીંધનાર શૉને, અને આખી અંગ્રેજી આલમના આંસુઓને હૃદયને ખુણે ખુણેથી અનેક પંક્તિઓ વડે ખેંચનાર આ વૃદ્ધ જાદુગર હાર્ડીને મળવાથી તો અત્યંત આનંદ થયો. શૉનું મદારી છતાં સ્નેહાળ હાસ્ય અને હાર્ડીની આંખમાં ઝમેના દરી રહેલા આંસુઓ, હમે કદી ભુલીશું નહી જુલીઅન તો કહે છે કે એવું તો શૉની ચમકતી આંખોમાં સેન્ટજોનનો નાટક ભજવાતો જોયો, અને ધર્મની પ્રપંચી જાળ ઉચ્છેદવાની હીમત પીછાની, અને હાર્ડીની આંખમાં આખી ટેમ કોઈ તેજસ્વી લિપિમાં લખાએલી વાચી. ઈંગ્લેંડમાં કરેલી આ બે જાત્રાઓ અમે જીવનમાં કદી ભુલીએ એમ નથી

પણ આ સાહિત્યયાત્રા સાથે એક મનોદ યાત્રાનો પ્રસંગ પણ અહીં જ હવે જણાવી દઉં. જુલીઅન હું અને એડવીન, પ્રકૃતિ દેવીએ પાથરેલા લીલા પરિધાન સમા લીલી વનરાજીઓમાં જે સુંદર સરોવરો શોભી રહ્યા છે, તે જોઈ કોઈ ખાસ આગ્રહ કરી રહેલું તેથી એક વીન્ટરમીન નામની જગ્યા જોવા ગયા. અત્યંત વિષમ ચઢાવવાળા કેટલાક ચઢાવો ચઢી હવે એ સ્થળે પહોંચ્યા. અમારી ગાડી સહેલાઈથી જતી અને ડ્રાઈવર હોંશીઆર તેથી જરા પણ ચિંતા થવા ન દીધી. એક સરોવરની આસપાસ બે જરા ઉંચી ટેકરીઓ એવી આકર્ષક રીતે ખડી છે કે કોઈપણ પ્રવાસીનું ધ્યાન ખેંચ્યા વગર નહીં રહે. અહીં માનવીએ પોતાની કળાનો હાથ પણ બતાવ્યો છે. એ બન્ને ટેકરીઓને એક મોટા તારના દોરડા વતી બાંધી દેવામાં આવી છે. અને સામી બાજુ પર જવા આવવાને ત્યાં સીકા રાખવામાં આવ્યા છે. આ સીકા વીજળી—બળે ચાલે છે અને એમાં બબ્બે માણસો એકી વખતે જઈ શકે છે. અને આ બાજુથી પેલી બાજુ જતા પંદર મિનિટ લાગે છે. અને નીચે સરોવર. તાર તુટયો તો—પણ બધા કંઈ આપણા જેવા હોય છે? સાહસિકના શોખના આપણને કે સૈકા જોઈશે.

જુલીઅન, એડવીન અને હું, એની એક બાજુએ આવી ઉભા. બેજ જણ જઈ શકે એમ હતું. એડવીન અમને બેને મોકલવા માગતો હું એ બે જણને જવા કહેતો પણ એડવીનનો પ્રયત્ન મારા કરતા જબરો. અમારે સામી બાજુ જઈ સીકુ પછું મોકલવાનું હતું. એ અડધો કલાક થોભવા કરતા એડવીન મોટરમાં એટલો સમય ફરવા ગયો. અને અમે બે સીકામાં ગોઠવાયા. સરરર ..એ પંદર મિનિટનો અવર્ણ્ય અનુભવ ' જાણે ઉડયા, પડયા, ગયા ઓઃ ધબક ધબક, ઉપર આભ નીચે નિર્મળ જળ. પડયા તો પાતાળમાં ' સુખરૂપ અમે સામે પાર પહોંચ્યા. અને સીકુ પાછુ મોકલાવ્યું.

ત્યાં એક નાનું વિશ્રાન્તિગૃહ હતું ને સાથે નાનો શો બાગ એથી અગાડી રસ્તોજ ન હતો. બાગ સુંદર હતો. જાણે નાનો માધવી મંડપ.

એ માધવી મંડપમાં બેઠા બેઠા પ્રકૃતિ દેવીના દર્શન કરવાના, અને એ માધવી મંડપમાંજ અમારાં સ્નેહબીજ ફુટયાં. પ્રકૃતિ દેવીની નિરંતર આરાધના કર્યા પછી એના મધુર પ્રસાદ પચાવી પચાવી, અમે ત્યાંની અગમ્ય લીલામાં અમારા આત્માને સ્વતંત્ર રીતે કુદવાજ દીધો.

એ પરિસ્થિતિમાં જે કૈં બન્યું એનો હું સંપૂર્ણ હેવાલ આ પત્રમાં લખીશ. મને પળે પળ યાદ છે. અને એ ઉપરથી તમને તો અમારે માટે જે ખ્યાલ બંધાય તે ખરો, બાકી હું તો સત્ય હકીકત લખવાનો મારો ધર્મ સમજું છું તે લખીશ જ. તે રમ્ય સાંજથી હું ને જુલીઅન કૈં અનેરું જીવન જીવીએ છીએ. એ અમૃત ચોઘડીએ અમારો પ્રેમ પ્રગટયો. એ માધવી મંડપમાં હું બેઠો ન બેઠો હઈશ. ને જુલીઅન ટગર ટગર મારી આંખમાં જોઈ મારા આત્માના ઉંડાણ ક્ષુબ્ધ કરી બોલી: એ શું બોલતી હતી તેનું મને ભાન હતું. એ વાર્તાલાપ શી રીતે પરિણમવાનો હતો એનુંએ મને ભાન હતું. પહેલાં તો એ કૈં શ્લોક બોલી ગઈ ને પછી મારે ખભે એના બંને હાથ મુકી બોલી:

**आनंदस्वरुपममृतं यद्वा विभाति** આનંદ સ્વરૂપમાંજ મને તો અમરત્વ જણાય છે," ને હું કૈં બોલતો તો એ તરત મ્હને અટકાવી એ તો ચલાવ્યે જ રાખતી, "**आनंदात् खल्विमानि भूतानि जायन्ते** અને એનો અર્થ એજ કની કે આનંદમાંથી જ વસ્તુઓ જન્મે છે? આજ વર્ષો થયાં મારા હૃદયમાં ભરી મુકેલો આનંદ આજ ઉભરાય છે. મધમાખ જેવી હું તો જ્યાં જ્યાં, સાહિત્યમાં, વિજ્ઞાનમાં, કે કુદરતમાં હૈયાને શાશ્વત આનંદ આપતું કૈંએ જોઉં છું તે સઘળું મારા હૃદયમાં ભર્યાજ કરું છું. એ સર્વથી ઉભરાઈ મારૂં હૈયું આજે છલકાય છે. અને તું મારા આનંદ સાગર! આજે હું આ આંખોએ જોઉં છું. તે તુંએ નથી જોતો શું? તારો આનંદ પણ નથી ઉભરાતો, કહે? તને ને મને સર્વત્ર એક જ આનંદના દર્શન થાય છે, તો એ આનંદમાંથી જ પ્રેમનો જન્મ થવા દે." મારે ખભે એના હાથનો પુલ રચ થતો ગયો, અને એ આવેશમાં આ જ્ઞાનભંડાર શી રીતે ઠલવી જતી હશે એ વીશે હું કૈંએ વિચાર કરી શકું, તે પહેલાં તો એણે ચલાવ્યુંજ.

"આ આકાશ અનંત આનંદથી ભરપુર ન હોત તો આપણે શ્વાસોશ્વાસ પણ કેમ લઇ શક્યા હોત? મને આજે ધ્યાનથી સાંભળ. તું ના નહીજ કહે. મારું હૃદય આજે ખોલવા દે. તારા મનમાં મારું શ્રેય, અને મારા દીલમાં તારું શ્રેય, આ ટુંક સમયમાં નથી વસ્યું શું? હું તો એકમાર્ગી છું. સરસ્વતીની શીળી છાંયમાં જ સદૈવ ઉછરી છું. છતાં મારા આત્માની આસપાસ કોઈ અગમ્યબંધન બંધાએલાં લાગે છે એવી પરતંત્રતા હું અનુભવું છું. મને તારા દ્વારા સ્વતંત્ર નહીં થવા દે? પેલું શું તમારું: **त्यक्तेन भुंजीथः**। મારી જાતને ત્યાગી તને સમર્પી દઇશ. ને ઓ, મારા વૈભવનો ને આનંદનો પાર નહીં રહે પછી.

"પણ હું સ્વાર્થી છું. મારા દેવદૂત! હું નિઃસ્વાર્થ થવાજ તને વાંછું છું. હું તારા દેશની નથી. હા, હું હીન્દુ નથી. પણ મારો આત્મા

હીન્દુ છે એની હું તને ખાત્રી આપુ છું. અને નહીં હોય તો તું બનાવજે અને મારી જીવન ભરની એ હોંસ પુરી કરજે. વહાલા!"

હું ધીમે ધીમે "જુલીઅન! જુલીઅન!" બોલ્યા કરું, ને એનું બોલવુ તો સડસડાટ ચાલ્યુંજ જાય. જુલીઅન મારા હૃદયમા સમેટાઈ ગઈ અને એના હૈયાનો ધબકાર હું સાંભળી શકતો હતો.

જીવનની એ ધન્ય પળોમા અમે ઉચ્ચ, સ્વસ્થ અને શાન્ત, સુખી અને સફળ જીવન ગાળવા, જીવનની એકલ અને અધુરી પ્રવૃત્તિ વ્યક્તિ ભેદ ટાળવા બાધક બને છે, એ ખોટ ટાળવા જીવનકલા થકી સ્વયં પ્રકાશના સંપૂર્ણ કિરણો ઝીલી ઝીલી, એ પ્રેરણા કિરણોથી યુગ યુગના હૃદયમા એકઠા થએલા ખજાનાના અમૂલ્ય રત્નો સંશોધી, એ રત્નો વડે અનન્ય જીવન શણગારવા કલ્પનાની જાદુઈ વસંત અનુભવવા, વિચાર–બુદ્ધિની ગહન ઉંડાઇ માપવા, મનોબળની સમતોલ નિયમ્યક્રિયા વડે અલભ્ય, અપ્રાપ્ય અને અશક્ય જણાતું સર્વ કંઈ સિદ્ધ કરવા, મનુષ્યને પ્રાસાદિત સમગ્ર શક્તિઓને સંપૂર્ણ રીતે ખીલવવા, સૂક્ષ્મમા સૂક્ષ્મ સંસ્કારોને વધારે ને વધારે વિશુદ્ધ કરી, તે અચલ, અમર, અજર, અલૌકિક પદને પામવા, અમે અમારા હૃદયમાં પ્રેમદીવડો પ્રગટાવ્યો.

એ અડધા કલાકમા અમે તળ અનળ સુધીના અમારા હૃદય ઉકેલી લીધા. અને એક ગાઢ આલિંગન પણ ઉકેલી અમે જરા વ્યવહારુ વાત કરી. જુલીઅને તો તે ઘડીથી સંવનન કાળ શરુ કરી અને એક બીજાને પુરા ઓળખી લઈ હીંદુસ્તાન જઈ લગ્ન કરવા સૂચવ્યું: પણ મેં એમ ન કરતા, જો અમે પરણી શકીએ એમ હોય તોજ સવનનકાળ શરુ કરવો, એડવીન આવે ત્યારે એની સલાહ લેવી અને લગ્નની શક્યતા ન હોય તો આજે જે આનંદ ભોગવી ગયા છીએ, તે છેવટનો ગણી હંમેશાંની વીદાય લેવી. અને લગ્ન તો એ થઈજ ગયા હતા ને? આત્મા ક્યાં જુદાઇ ઓળખવા રાજી હતા!

પણ મને વિચાર સરખોયે જુલીઅને કરવા ન દીધો. એ તો કહે કે એડવીન કે ડા. હુબર્ટ કોઈ ના પાડેજ નહીં. મને બોલતો અટકાવી, વળી પાછી જોરથી મને ભેટી પડી, અને એની આંખમાંથી આનંદના અશ્રુ ટપકવા માંડ્યા, એ હસ્યું, ત્યાં તો એડવીન આવી પહોંચ્યો.

એડવીનને જોતાજ જુલીઅન તરત એની પાસે ગઈ અને અમારી વચ્ચે બેસાડી આખો ઇતિહાસ એણે કહ્યો. એ બધું પાછું હું લંબાણથી નહીં લખુ. મને લાગે છે કે જુલીઅને જે શબ્દોમા કહ્યુ તે શબ્દોમા હું કદાચ નહીજ કહી શકત. જુલીઅનની જીભ પણ પુનર્જીવન પામી હતી.

એડવીને અમારું કામ સહેલું કરી આપવા ડા. હુબર્ટને પુછવાનું એણે જાતેજ પોતાને માથે લીધુ, અને પોતા તરફથી અમને બેને અંતરનાં અભિનંદનો પણ આપ્યા. જુલીઅનને તો એણે એમજ કહ્યું કે "આ પંદર દિવસમાં તું તારું વ્યક્તિત્વ આટલું બધું અર્પી દેશે, અને આવી મહાન થઈ જશે એમ હું ધારતો ન હતો. પણ ચાલો, આ જાણી મને તો અત્યંત આનંદજ થયો છે."

ત્યાંથી અમે પાછા ફર્યાં, અને વળી એ ત્રાજવા સમીપ આવી પહોંચ્યાં. અને ત્યાંએ એજ ઝઘડો પાછો. અને હવે તો એડવીનને બહાનું મળેલું, એટલે એજ છત્યો. હું ને જુલીઅન એ પ્રેમહીંચોળે પંદર મિનિટ હીંચોળાઈ પહેલાં આ બાજુ આવ્યાં, અને એડવીન પછી આવ્યો. અને અમે અમારે ઉતારે મુંગા મુંગા પહોંચ્યાં.

બીજે દિવસે સવારે જ એડવીને એના પપાને અમારું પારાયણ કહ્યું. અને તમે માનશો ? એ ઉમરાવ દીલના ભલા પિતાએ પોતાના સંતાનની ઇચ્છાને કેટલું માન આપ્યું હશે ? કેટલાક ગૌણ મુદ્દાઓ રજુ કરી એનો એણે જાતેજ રદીઓ આપી, અને એક પિતાને છાજે એવી કીંમતી સલાહ આપી અમને એક હીરાની વીંટી ખુશાલીમાં ભેટ આપી. એ વીંટી અમે સવાર સાંજ વારાફરતી પહેરીએ છીએ.

તે ઉપરાંત એમણે મારો પ્રોગ્રામ પણ નક્કી કર્યો. તા. ૧૦ ઓક્ટોબરે ઇંગ્લેંડથી. એમની સાથે નીકળી બે ચાર દિવસ અમેરિકા રહી, ૨૦ નવેમ્બરે લગભગ હીંદુસ્તાન આવવું. જુલીઅન મારી સાથે આવશે, અને એડવીનનું નક્કી નહી. હુબર્ટ વૈદિક વિધિ અનુસાર લગ્ન કરવા માગે છે, તે જાતે આઠ દશ મહીના રહીને હીન્દ આવશે ત્યારે થશે. પણ તે પહેલાં હિન્દમાં ઉતરતાંજ ગાંધર્વવિધિથી વિવાહ કરવો. હાલમાં અમારા સંવનનકાળની ખુશાલીમાં એમણે એક અગત્યની ભેટ આપી છે તેની યોજના તો હું ત્યાં આવીશ ત્યારે તમને સમજાવીશ. તે એક અમારા નામનું-પછી નામ ગમે તે રાખીએ–હીન્દુસ્તાનમાં ગમે ત્યાં એક ફીલૉસોફીનું સંશોધનાલય સ્થાપવું.

તા૦ ૧૦ મીએ અમે ઇંગ્લેંડને રામરામ કર્યા. અંગ્રેજી ખાઈ ઓળંગી. એ ખાઇને એડવીને આજેજ સવારે હસતાં હસતાં નવું નામ આપ્યું. એને એ "પ્રેમની ખાઈ" કહે છે. ઇંગ્લેંડને રામરામ: અત્યારે તો આખા યૂરોપને રામરામ: લીસ્ટર ટવીન પર આવેલી પવિત્ર પ્રેમકુંજને રામરામ: સાહિત્યસમૃદ્ધ ફ્રાન્સની રણભૂમિને રામરામ: પેરીસ, પેરીસની પાસે આવેલા મોન્ટગીં ગામને રામરામ: મોન્ટાગીંની સુંદર ફુલ-ટેકરીને રામરામ: એ ફુલવાડીમાં રમતી કુદતી નિર્દોષ નેન્સીને ભાવભર્યા રામરામ: ને એથી દૂર દૂર બર્લીનમાં અનંતનિદ્રા સેવતી આન્ટીને પ્રણામભર્યા રામરામ:

હીંદુસ્તાન છોડતાં જેવા જન્મયા હતા એથી કંઈ જુદા જ પ્રકારના ભાવો અત્યારે અનુભવું છું. મારી પડખે પાછી અત્યારે જુલીઅન છે. જુલીઅન ! બ્રહ્મ પરબ્રહ્મનો કોયડો સમઝવા એ ભગીરથ પ્રયત્ન કરી રહી છે. અમારાં હૃદય એક ધબકારે ધબકી દિન પ્રતિદિન એકજ દિશામાં એકજ અભિલાષામાં અને એકજ આશામાં ઉડવા મથી રહ્યાં છે.

હવે કદાચ એકજ કાગળ લખી શકીશ. ને તેમાં મારું ચોક્કસ આવવાનું જણાવીશ, આ પત્ર વાંચી તમે મારે માટે શું એ ધારશો. ખીજવાશો, અજાયબ થશો; કોણ જાણે. પણ જેવા વિધિવાયરામાં તણાયો છું તે બધા સવિસ્તર મેં તમને જણાવ્યા છે. પછી તમે મારે માટે ગમે તે ધારો. જુલીઅન તો હિંદ જોવાને તલપી

જેવાની સમજ આપી દીધી હતી. અને ત્યાં અંગાઉથી સારથી ગોઠવણું કરી મુકેલી, તે બોરીબંદર પર મારી સાથેનાજ કમ્પાર્ટમેન્ટમાંથી ઉતરી એ ટેક્ષી કરી સીધી તાજમહાલ ગઈ. અને જતાં મેં કે એણે સહેજ સામું સરખુંયે જોયું નહીં. અમે એવો પ્રથમથી જ તાગડો રચ્યો હતો.

બપોરે હું ને બ્હેન એને મળવા ગયાં હતાં. ત્યાં તો એણે પાછો એનો અંગ્રેજી પોષાક સંજી દીધો હતો. એ તો બ્હેનને એકદમ બાઝી જ પડી, જાણે વર્ષોનાં સહીપણાં.

ત્રીજે દિવસે રાત્રે અમે સુરત જવા ઉપડનાર હતાં. અમારો વિવાહવિધિ ત્યાં થવાનો હતો. બહેને આહીં એક દિવસમાં તો જુલીઅનને થોકડેબંધ આપણી સાડી, સાળુ, ગવન, ચંદ્રકળા, ર્‌હેરીઆ, સાલપોથી, બસમા, શેલા વગેરે આણી આપ્યાં, અને પહેરતાં પણ શીખવી દીધાં! હાથે અકેકી હીરાની બંગડી, ને ગળામાં એકસેરી મોતીની કંઠી, રેશમી બનારશી બુટ્ટાવાળો બસમો, માથે સીધો સેંથો, ને કપાળે ચાલ્લો. જુલીઅન તો ઓળખાય જ નહી!

અને વેશ ભજવવો તો પૂરો ભજવવો, એટલે મુંબાઇથી નીકળતાં પણ એમજ ખેલ કીધો. એ સીધી એજ ટ્રેનમાં કોલાબેથી આવી. અમે બધા ગ્રાંટરોડથી બેઠાં. જો કોઈ તે પૂછે કે જુલીઅન કયાં? ને હું કહું કે જાન સાથે કંઈ હોય?—સુરત જોજો.

ને ગ્રાંટરોડ પર લોકોની ધમાલ. ઘણાતો પેલા ફર્સ્ટક્લાસના કમ્પાર્ટમેન્ટમાં બેઠેલી બાઇને જોવામાં જુલીઅન વીશે ભુલીજ ગયાં. કોઇએ એને રાજકુંવરી ઠેરવી, તો કોઇએ કોઈ સ્ટેટની રાણી ઠેરવી, અને હું ને બહેનજ ફક્ત સમજીએ, ને મનમાં હસીએ. ને એમ અમે સુરત પહોંચ્યાં.

પણ સુરતમાં તો બધાને વહેમ પડવા માંડેલો. પેલાં રાજકુંવરીને માટે જુદો ઉતારો, અચાનક ટ્રેનમાં થએલી ઓળખાણું! વગેરે એકાએક ગળે ન ઉતર્યું. અને સાંજે એને અંગ્રેજી પોષાક પહેરાવી અમે એ મંડપ આગળ આવ્યાં, અને પછી એને પૂજા સમયે બસમો ને દેશી પોષાક પહેરાવ્યો, ત્યારે બધાંના ક્ષોભનો પાર ન રહ્યો. વિવાહવિધિ નિર્વિઘ્ને પાર પડયો છે, અને હવે એડવીન આવશે, અને ડાં હુબર્ટ આવશે ત્યારે લગ્ન થશે. ત્યારે તો તમારે આવ્યા વગર જરા પણ ચાલશે નહીં.

ચાલો કાશ્મીરમાં મજા કરજો. જો વધારે રહેવાના હો તો લખજો કે તાર કરજો. કે કદાચ અમે પણ ત્યાં આવી પહોંચીએ, ને તમારા જુલીઅનભાભીનાં દર્શન કરાવીએ. હવે તો ગુજરાતી પણ ઠીક ઠીક આવડવા માંડયું છે, અને કદાચ હવેના કાગળમાં એના હસ્તાક્ષર પણ જુઓ તો નવાઈ નહીં. તમને બધાને ફરી એકવાર મારા ને જુલીઅનના, જુલીઅન અને મારા, જયશ્રીવંદન.

લિ૰



# પાશ્ચાત્ય વ્યાપાર પદ્ધતિ

લેખક:

રા. મોતીચંદ ગીરધર કાપડીઆ

સભ્ય, સાહિત્યસંસદ.

યુરોપની વ્યાપાર પદ્ધતિ પર મારા જોવાએ લેખ લખવા પ્રયત્ન કરવો એમાં ધૃષ્ટતા તો ખરીજ અને મને ખાતરી છે કે એમા ઘણુ વધારવાનું રહેશે જ, છતા જે મે જોયુ તેને એક સ્થાને કરવું તે મને યોગ્ય લાગવાથી કાંઈ કથવાદ થાય તેના જોખમે પણ આ વ્યાપાર વિષયમા માથું મારવા વિચાર કરી રહ્યો છુ. મારા વ્યાપારી મિત્રો આ વિષયને વધારે ચોક્કસ રીતે ચર્ચાવી શકે એટલો સ્વીકાર કરી મારા સંસ્મરણો નોંધીશ

મને આખી યુરોપની વ્યાપારપદ્ધતિ બહુ આકર્ષક અને અનુકરણીય લાગી તે ઇંગ્લાંડ જે વ્યાપારીની પ્રજા (A Nation of Shop-keepers) કહેવાય છે તેની પાસેથી તો ખાસ બહુ શીખવા જેવું લાગ્યુ તેથી આજે એ વિષયની મારી યાદીઓ તાજી કરતા મારા મન પરની છાપો રજુ કરું છુ.

એની વ્યાપારપદ્ધતિના નમુનાને અંગે એક હેરડ કે સલ્ફ્રીજનો મોટો સ્ટોર જોઈએ લંડનમા એવા ચાર મોટા સ્ટોર છે. પેરિસમા ગેલેરી લા ફાયેત છે. દરેક મોટા શહેરમા એવા સ્ટોર હોય છે. સ્ટોર એટલે જ્યા નાની મોટી અનેક ચીજ મળે તે સ્થાન, મુંબઈમા વ્હાઈટવે લેડલો કે આરમી નેવી સ્ટોરની દુકાનો જોઈ હોય તો તેનો ખ્યાલ આવે સાધારણ વ્યાપારીની દુકાને એક જાતની વસ્તુઓ મળે છે. દાણા-વાળાને ત્યા દાણા, બુટવાળાને ત્યા બુટ, પાકીટ-વાળાને ત્યા પાકીટ વિગેરે—જ્યારે સ્ટોરમા એક સ્થાને બધી વસ્તુઓ મળે છે.

તેમાથી એક સલ્ફ્રીજના સ્ટોરનું વર્ણન કરી પછી બીજી વ્યાપારપદ્ધતિ જોવાશે. લંડનમા ઘણા સંકીર્ણ લત્તામા નામે ઓક્સફર્ડ સ્ટ્રીટમા એ સ્ટોરનું સ્થાન છે. એમા જમીનની નીચે એક માળ, ભોંયતળીયુ અને ઉપર પાંચ માળ છે ભોંયતળીએ અને ચાર માળ પર જુદા જુદા માલ વેચાય છે. છત્રી, ટોપ કોલર, ટાઇ, સાડી, ફરાક, રમકડા, ફર્નીચર, ખમીસ, દુવાલ, બીસ્કીટ વગેરે સેંકડા વિભાગો છે દરેક દુકાનને નંબર આપેલ છે. એને આઈલ(Aisle) કહેવામા આવે છે. એવા સેંકડો ખાતા છે છતા તમે નીચે જઈ પુછો કે તમારે દુરબીન લેવુ છે તો કહેશે કે અમુક માળે જાઓ. ત્યાં જવા માટે મુકામમા ચારેતરફ લીફ્ટ ચાલુ હોય છે અને તે લીફ્ટ બહુ ઉતાવળે ચાલતી હોય છે. લીફ્ટમા બેસી ને માળે જાઓ કે તરત તમને

દુકાનનો નંબર મળે. જે હાજર હોય તે સાથે આવી તમને તે ખાતાની દુકાન ઉપર મુકી જાય.

માલ વેચનાર અને બતાવનાર ત્યાં લગભગ પાંચ હજાર છોકરીઓ છે. પ્રત્યેક સભ્યતાપૂર્વક તમારી સાથે વાત કરે અને તમને જે ચીજ જોઈએ તે બતાવે. તમે અરધો કલાક એક કલાક સુધી અનેક ચીજો જુઓ અને છતાં એક પાઈનો માલ ખરીદ ન કરો તો તમારા પર જરા પણ ગુસ્સે ન થતાં તમારો ઉલટો આભાર માને. "જા જા તેં લીધા!" એવો શબ્દ તો સાંભળવામાં આવેજ નહીં. પણ ઉલટું તમે માગો તેવી ચીજ જો હાજર ન હોય તો તમને ટાઈમ આપે તે વખતે હાજર થઇ જાય અને તમારે ન જ લેવી હોય તો પોતાના સ્ટોરની એટલી જાહેરાત થઈ એમ સંતોષ માને.

એમ ધારો કે તમે ઘણાં દુરબીનો જોયાં પછી એક દુરબીન પસંદ કર્યું. તેના પર ભાવ લખેલાજ હોય છે એટલે તમારે છેતરાવાનો સવાલજ રહેતો નથી. માત્ર એ ભાવમાં એકજ રીતે વધઘટ થઈ શકે છે. અને તે કરવાની સત્તા માલ વેચનાર છોકરીઓને નથી. તમે સો પચાશ પાઉન્ડનો માલ લેવાના હો તો તમને 'કમીશન' કદાચ મળે, પણ તે માટે તમારે મેનેજરને મળવું પડે. નાની ઉંમરનો છોકરો પણ છેતરાતો નથી.

એકજ ચીજ લેવી હોય તો તમે પૈસા ..ી દો, માલ બાંધીને તમને બરાબર પેક કરીને આપે પણ તમારે દસ વીસ ચીજ લેવી હોય તો આ સર્વ વસ્તુઓ તમારી સાથે ફેરવવામાં અને તમારે દરેક વખતે પૈસા ચુકાવવામાં ઘણી તકલીફ પડે. એટલે તમને એક કાર્ડ આપવામાં આવે એમાં તમે લીધેલ વસ્તુની કીંમત અને સ્ટોલનો નંબર લખો તે કાર્ડના નંબરોની એક કાપલી રાખી લે. આવી રીતે દસબાર સ્થાનકેથી માલ લઈ નંબર લેતા આપતા જાઓ, છેવટે છેલ્લી ખરીદી થાય ત્યારે બાજુમાં બ્યુરો ( હીસાબની દુકાન ) હોય ત્યાં કાર્ડ આપો એટલે તમારી પાસેથી પૈસા લઇ લે. અને સાંજ સુધીમાં અથવા તમે વખત આપો ત્યારે તમારે સ્થાને કુલ માલ વીગતવાર ભરતીઆ સાથે મોકલી આપે. એમાં માલ ભળતો આવતો નથી કે લીધેલ ચીજ આવ્યા વગર રહેતી નથી. માત્ર પૈસા રોકડા આપવા પડે, તેમાં કોઈ જાતની શરમ ચાલતી નથી. છતાં એક પ્રકારની સગવડ કરી આપે અને તે એ કે તમારી પાસે રોકડા પૈસા ન હોય તો ચેક સ્વીકારે અથવા સાંજે કે સવારે તમારું ઠેકાણું આપો ત્યાં આવી પૈસા લઈ માલ ડીલીવર કરે. ઉધરાણી રાખવાનો કોઈ સ્ટોરનો રીવાજ નથી અને લીધેલ માલમાં હલકો દસાવી દેવાની કે ભળતી ચીજ મોકલવાની ટેવ નથી. પૈસા આપ્યા પછી માલ ન મોકલે કે એકાદ ચીજ ઓછી મોકલે એમ પણ બનતું નથી અને અરધા પાઉન્ડનો માલ લીધો હોય કે તેથી પણ ઓછો હોય અને ચાર માઈલ રહેતા હો તો ત્યાં તમારા સ્થાન પર મોકલી આપવાનું કાંઈ વળતર લેવામાં આવતું નથી.

માલની જાત કે અન્ય અન્ય ચીજો બતાવના નરમાશનો પાર નથી. જાણે તમારો તેની સાથે ચિર કાલનો પરિચય હોય તેમ બહુ ઉલ્લાસથી માલ બતાવે છે અને ગ્રાહકના હિતને માટે જેટલું બને તેટલું કરવાની હોંસ બતાવે છે. વળી તમે બીજી ચીજ માગો તો તમારી સાથે આવી તમને તે ખાતામાં મુકી જશે અને તમારૂં કામ કરવામાં આનંદ બતાવશે. તમને હોંસથી, પ્રેમથી વધારે ચીજ ખરીદવા પ્રેરણા થાય એવું વ્યાપારીને છાજતું વર્તન કરશે અને તમને પુછશે કે 'હવે તમારે માટે કાંઈ વધારે કરી શકું?' વચ્ચે વચ્ચે અનેક વાર આભારના શબ્દોની પરંપરા ચાલી રહી હોય તે પણ વ્યાપારી કુનેહનો એક ભાગ ગણાય છે

આવી રીતે ચાલતા ચાલતા ઉભા રહી ખરીદ કરતા તમે થાકી જાઓ તો આરામ લેવા માટે ત્યા તમે બેસી શકો, હાથ પગ કરી આરામ લઇ શકો અને ભુખ લાગી હોય તો તેજ સ્ટોરમા નીચે કે ઉપર ખાવાના ગૃહો હોય છે ત્યાં જઈ પૈસા આપી ખાઈ શકો એ ખાવાના ગૃહોમા જ્યારે જાઓ ત્યારે પાચસે હજાર તો ખાનારા બેઠા હોય, ત્યા તમારે જે ખાવુંપીવું હોય તે વીશે નમ્રતાપૂર્વક તમને પુછે અને બરથી મીનીટમા હાજર કરે. ત્યા સુંદર બેન્ડ (વાજું) વાગતું હોય અને સારા ટેબલો બીછાવેલા હોય તેનો લાભ લઇ તાજા થઇ પાછા તમે તમારી ખરીદી શરુ કરો. વળી કોઈ મરીજ કે અશક્ત સ્થિતિના હોય અને તેને માત્ર એક પેનીનો ચાનો પ્યાલોજ પીવો હોય તો નીચે તૈયાર મળે. ઉનાળા માટે કોલ્ડ ડ્રીંકો તૈયાર અને ખરીદી ન કરતા માત્ર ખાવા માટે ત્યા આવો તો પણ વાંધો નહીં ખાવાનું ખરીદનારની સગવડ માટે મળે તે પણ એક વ્યાપારનોજ ભાગ ગણાય એટલે એકલા ખાનારને પણ કાંઈ વાંધો નહીં

સ્ટોરમા એક જગ્યા પર તાજી ચોકલેટ સેંકડો જાતની તૈયાર થાય છે તે ખરીદી શકાય, એક જગ્યા પર લીલો મેવો, સુકો મેવો પણ મળે છે અને એક જગ્યા પર સેંકડો પુરુષો અને સ્ત્રીઓ માત્ર પીણા પીતા બેઠેલા દેખાય છે. આમ એક સ્ટોરમા અનેક જાતની ચીજો મળે છે અને ગ્રાહકની બનતી સગવડ જાળવવાનુ બને છે

નાની નાની દુકાનો જોઇએ તો ત્યાનો રંગ વળી જુદોજ છે. દરેક દુકાનમા કઈ ચીજ મળે છે તે બહાર મોટી બારીમાં મોટા કાચની પછવાડે દેખાડેલ હોય છે. ભાવ આકર્ષક રીતે લખેલા હોય છે. અને દુકાનમા જઇએ તો નમ્રતા અને વિવેકપૂર્વક અનેક જાતના માલો બતાવવામા આવે છે અનુકરણ કરવા જેવી પદ્ધતિ નમ્રતા, વિવેક અને ગ્રાહક તરફ ગમે તેવા સંયોગોમા ઉકળાટની ગેરહાજરી એ જોવામા આવે છે. મોટામોટા સ્ટોરવાળાનો વ્યાપાર ચાલે છે તેવીજ રીતે નાની દુકાનવાળાનો વ્યાપાર પણ સારી રીતે ચાલે છે.

દુકાનદારીનો વખત બધા વ્યાપારીઓ સારી રીતે જાળવે છે. સવારે નવ વાગ્યે બધી દુકાન ખુલી જાય છે અને સાંજે છ વાગ્યે બંધ થાય છે, બપોરના ખાણા વખતે અવારનવાર કામ કરનારા બહાર જઈ આવે છે પણ દુકાનો બંધ થતી નથી.

સૌથી વધારે અગત્યની બાબત જાહેરખબરની છે. વિલાયતના વ્યાપારીઓ પોતાના માલની જાહેરાત કરવામાં પુષ્કળ પૈસા ખરચે છે. રેલવે સ્ટેશન ઉપર પાર વગરની જાહેરખબરો દેખાય. રેલવેના ડબાઓમાં પણ જાહેરખબરો અને ઉભા રહેતી વખત પકડવાના હેંડલોમાં પણ જાહેરખબર. છાપાઓમાં જાહેર ખબર, બસની બહાર જાહેરખબર, ટ્રામવે ઉપર જાહેરખબર અને તે ઉપરાંત મુંબઇમાં છત્રીતાન કે ટોપીના વેપારીના વરઘોડા નીકળે છે તેવી રીતના વરઘોડા પણ નીકળે છે. જાહેરખબર કેવી આકર્ષક રીતે આપવી કે ઘણાંનું ધ્યાન ખેંચાય તે સંબંધીની હકીકત એક વિજ્ઞાનની બાબત જેવી ખીલવવામાં આવે છે. અને કેટલાક માણસો જાહેર ખબર કેમ આપવી તેની સલાહ આપવામાં જ પોતાનું ગુજરાન ચલાવે છે. જાહેરખબરને અંગે તો જાણે એક મોટો હલ્લો જ ચલાવવામાં આવે છે અને કાંઈ નવીનતા હોય તો લોકો તેના ઉપર તુટી પડે છે.

જાહેરખબરની નવી નવી રીતિઓ અનેક પ્રકારની જોવામાં આવે છે. રાત્રે દીવાઓ સાથે આકર્ષક પદ્ધતિએ જાહેરાતો, નવી નવી જાતના પાટીઆં, નાના કાર્ડો, છાપામાં આકર્ષક પદ્ધતિએ જગ્યા છોડી જાહેરખબર છપાવવી, ચીજોની ડીલવરી આપતાં તેની ઉપર જાહેરખબર, વગેરે હજારો પ્રકારે જાહેરખબરો અપાય છે. રેલવે સ્ટેશન કે જાહેર જગ્યા, હોટેલ કે રેસ્ટોરાં, પુસ્તકો ને માસિકો કોઈ જાહેરખબર વગરનાં ન મળે. અને દરેક વ્યાપારી પોતાના માલની જાહેરાત કરવામાં થતો ખર્ચ ખાસ જરૂરી ખર્ચ તરીકે જ ગણે. કેટલીક દવાની ચીજો કે સાબુ વગેરેની જાહેરાત કરી, એટલી નામના મેળવે છે કે એના નામના લાખો રુપીઆ ઉપજે જેને 'ગુડવીલ' કહેવામાં આવે છે. અને આ 'ગુડવીલ' ધંધાનો એક ઉપયોગી ભાગ ગણાય છે, મૂલ્યવાળો ભાગ ગણાય છે, જાહેરાતને અંગે 'લંડન ટાઇમ્સ,' જેવા મોટા વિસ્તારવાળા પેપરનો અડધો કોલમ સલ્ફ્રીજવાળા ભાડે રાખે છે. તેમાં ચાલુ બનાવ પર ટીકા લખે છે. દરરોજ નવો લેખ આવે, અટકે નહીં, તેવો ટ્રાફીક ગાડીવ્યવહાર (Gyroscopic Traffic) લંડનમાં દાખલ થાય કે તે પર લેખ આવે અને અમારા સ્ટોરમાં એજ ધોરણે કામ ચાલે છે એમ બતાવે. જાહેરાતની આ મઝાની યુક્તિ છે. એની સગવડ કરવા ઘણા વિદ્વાન માણસોથી ગોઠવેલું એક જાહેરખબર ખાતું તેમણે રાખ્યું છે. જે સ્ટોરની જાહેરાત કેમ અને કેવી રીતિએ કરવી તેનોજ સદૈવ વિચાર અને અમલ કરે છે.

સ્ટોરવાળાએ વિચાર કર્યો કે વચ્ચેના વ્યાપારીનો નફો જેમ બને જેમ ઓછો કરવો. એટલે એક ખરીદવાનું ખાતું જુદું કાઢ્યું. તે લોકો ચીજો જ્યાં બનતી હોય ત્યાં કારખાનામાંથી સોદા કરી લઈ આવે, તે માટે પોતાના માણસો દૂર દેશ મોકલે અને પોતાના નામનીજ ચીજો બનાવરાવે. આથી દરેક ચીજ પર પોતાનું નામ આવે અને ચીજ સોંઘી પડે. ખરીદખાતામાં, જાહેર ખાતામાં, હીસાબ તૈયાર કરનાર ખાતામાં સેંકડો માણસોને આવી રીતે રોજી મળે છે અને ધોરણસર કામ ચાલે છે.

મોટા કારખાનાવાળાઓના વ્યાપારની પદ્ધતિ જુદીજ છે. એના એજન્ટ કે મેનેજીંગ ડાયરેક્ટર બહુજ અનુભવી અને કસાએલ હોય છે. મીલ માલેકના છોકરાને શેઠ બનાવતા નથી પણ કારકુન બનાવે છે. પછી તે પ્રત્યેક ખાતાનો અનુભવ કરી આખરે બાપાની ગાદીએ લાયક હોય તોજ બેસે છે એટલે કારખાનાએ મેળવેલી આબરુ પાચદશ વર્ષમા ખલાસ થઇ જતી નથી ઉપરાંત એજન્ટો નીમીને કામ લેવાની તેઓની પદ્ધતિ બહુ અનુકરણ કરવા જેવી છે મોટા પાયા પર ઉદ્યોગ ચાલે એટલે વસ્તુ મોંઘી ઘણી પડી શકે છે તે આપણે જર્મનીના દાખલાથી જાણીએ છીએ. એ પ્રજા ચાર આનામા ઘરમો મોટર આ સમુદાયઉત્પત્તિ (Mass productions) ના ધોરણે વેચી શકે છે. મોટા ખાતાઓ ચલાવનાર બજાર ઉપર અને ખરીદનારના રૂચિ ઉપર બહુ ધ્યાન આપે છે તેઓ અમુક નિયમો બરાબર જાળવે છે. એક પેટીમા ૨૦૦ તાકા લખ્યા હોય તો તેટલાજ નીકળે. માલ કદી હલકો નાખતા નથી. બજારમા માલ આવ્યો એટલે સુતરના તાતણા ઓછા કરી નાખે કે કાજી ખુબ પીવરાવે એમ થતુ નથી. બજાર હાથ રાખવો એમા પોતાની આબરુ અને ધંધાની આબાદી સમજે છે. પરિણામે વર્ષો સુધી માલ બજારમા આવે તો પણ તેની જાત કે ભાતમા ફેર પડવા દેતા નથી અને એક તાકો ખરાબ થાય તો તેને કાઢી નાખે છે પણ આબરૂ બગાડતા નથી છતા ગફલતથી હલકા કે દાગેલ માલની ફરીઆદ જાય તો તમારા વચન પર વિશ્વાસ રાખી 'કસર' તુરત આપે છે અને ફરી તેમ ન થાય તે માટે પોતાના માણસોને સખ્ત ચેતવણી આપે છે

મોટા કારખાનાવાળા, એટલે ગમે તે માલ બનાવનારા, હમેશા પોતાના ગ્રાહકોની વલણના સંબંધમા બહુ ચીવટ રાખે છે અને ભાવ બરાબર કસીને લે છે પણ માલમા ગોટો થવા દેતા નથી.

વીલાયતમા બેન્કની સગવડ બહુ છે. ભાગ્યેજ બેન્ક કે વેસ્ટમીન્સ્ટર બેન્કની શાખા ગલીએ ગલીએ અને શેરી શેરીએ જોવામા આવે છે. આથી વગર રોકડે ચેકથી લાખો પાઉન્ડોની દરરોજ લેવડ દેવડ થઇ શકે છે. બેન્ક ધીરધાર પણ સારી રીતે કરે છે અને વ્યાપારીને સગવડ કરી આપવી અને બેન્કને સલામત રાખવી એ એમનુ અગત્યનુ કાર્ય મનાય છે વીલાયતમા છેતરનારા નથી હોતા એમ ન સમજવુ. પણ લગભગ દરેક વ્યક્તિ જાગૃત રહે છે અને વ્યાપાર કેમ વધારવો, બજારો કેમ પ્રાપ્ત કરવી, ગ્રાહકો કેમ જાળવી રાખવી એ બાબત પર બહુ લક્ષ આપે છે, એને પરિણામે લગભગ દરેક ઉદ્યમ કરનાર ખાતાઓ સાથે વૈજ્ઞાનિક પદ્ધતિએ શોધ-ખોળ કરનારુ ખાતુ રાખવામા આવે છે. આથી વિજ્ઞાનના અભ્યાસીને ઉત્તેજન મળે છે અને વિજ્ઞાનનો ઉપયોગ વ્યાપારમા થાય છે. આ બાબત કંઇ સ્પષ્ટીકરણ કરીએ. એક સેન્ટ બનાવવાની કે સાબુ બનાવવાની ફેક્ટરી હોય તો તેની સાથે લેબોરેટરીમા વૈજ્ઞાનિકો સાથે હોય. તેઓ શોધખોળ કરી નવી બાબતો આગળ શોધ્યા કરે. નવીન શોધ લોકોમા પ્રસરે કે તેનો લાભ લેનારા વધે. ઘુર્ણ બીજા અનુકરણ કરે

પણ દરમ્યાન આ શોધક ખાતું આગળ વધતું જાય અને નવી ચીજો સંપડાવે. એવી રીતે વ્યાપારીઓ રંગકામ, કપડાની ફીનીસ વગેરે શોધ કર્યાજ કરે. લોઢાનું સાંચાકામ કે દાંતનું મંજન એવી કોટિની ચીજોમાં શોધખોળ વ્યાપારની બાજુમાં ચાલ્યાજ કરે. એટલે પ્રથમની હરોળમાં જે ખાતું હોય તે પોતાનું સ્થાન બનતા સુધી કદી ગુમાવેજ નહીં. માથામાં નાખવાની ચીજો, હજામતનો સામાન, ચામડી પર લગાવવાની દવાઓ વગેરે સેંકડો ચીજોના આ બાબતમાં દષ્ટાન્તો આપી શકાય તેમ છે. નાના પાયા પર રોજી શરુ કરેલ વ્યાપારી પોતાની લાઇનમાં આગળ કઈ રીતે વધવું અને પૈસા કઇ રીતે પ્રાપ્ત કરવા એવું આખો વખત ચિંતન કર્યા કરે છે. ખાસ કરીને કેમીકલ્સમાં અને દવામાં વૈજ્ઞાનિકો હદ કરે છે. એના ચાલુ પ્રયોગોથી લોકોને નવી નવી ચીજો આપ્યા કરે છે. એમાં એમનો ઈરાદો ધન આકર્ષક રીતે કેમ પેદા કરવું એ મુખ્ય હોય છે. અને ગ્રાહક ખુશી થઇ નાણા આપે તોજ ઘરાકી ટકે એ વાત તેઓ બહુ સારી રીતે સમજી ગયા છે. માલ ખરીદી ઘેર જઈ 'ધુએ એટલે રુએ' એ ધોરણ વીલાયતમાં માન્ય નથી. એ બહુ વીગતવાર તપાસને પરિણામે સ્પષ્ટ રીતે જોવામાં આવ્યું છે.

નાની દુકાનોવાળાનો વિવેક બહુ સુંદર હોય છે. ઘરાકને રીઝાવવા અને તેને માટે જાણે શું શું કરી નાંખે એવો એનો બાહ્યોપચાર હોય છે. ભાવમાં ફેરફાર નહીં, બોલેલ ભાવ લે પણ લડાઇ પછી આ બાબતમાં સહજ મંદતા આવી હોય એમ જણાય છે.

નાની મોટી ચીજ લેવામાં આવે તો તે બાંધીને આપવાનો રીવાજ છે, એટલે ખરીદનારે પોતાની સાથે લઇ જવી હોય તો તેને અડચણ ન પડે તેવી વ્યવસ્થા કરી આપવામાં આવે છે. ફ્રુટ કે શાક પણ નાની ટોપલીમાં આપવામાં આવે છે. મોટા શહેરોમાં ખરીદેલી ચીજો ઘેરે મોકલી આપવામાં આવે છે અને તેના સંબંધમાં જુદો બદલો લેવામાં આવતો નથી. અમુક દુકાને એની દુકાનમાં વેચાતી પણ બીજી જાતની કે ભાતની ચીજ માગતાં તે થઈ રહી હોય અથવા મંગાવી આપવાની હોય તો તે માટે 'વખત' આપે છે અને બીજી વાર નિર્મિત વખતે આપણે જઈએ ત્યારે તે ચીજ હાજર હોય છે. દરેક વ્યાપારી પોતાનું કાર્ડ ઘણી ખુશીથી આપે છે અને માલ ખરીદવામાં પાછા પડીએ તો જરા પણ ગુસ્સે થતા નથી.

મોટા સ્ટોરમાં જવાનું થાય કે નાની દુકાને જવાનું થાય, ફ્રુટવાળાને ત્યાં જવાનું થાય કે સેન્ટ વાળાને ત્યાં જવાનું બને, બુકસેલરને ત્યાં જવાનું થાય કે ફોટોગ્રાફરને ત્યાં જવાનું બને, સર્વત્ર નાના મોટા વ્યાપારમાં વેપારીની કુનેહ, ઘરાકને સમજાવવાની આવડત, પોતાના માલને આગળ ધપાવવાની કુશળતા, વાણીની મીઠાશ, વિવેક સભ્યતા વ્યાપારની સર્વ દિશામાં દષ્ટિગોચર થાય છે. અને સર્વથી વધારે અગત્યની વાત વ્યાપારનું પ્રમાણિકપણું દેખાય છે. અંગ્રેજ વ્યાપારી ભાવ દાબીને લેશે પણ અંદરનો માર કે અસ્વચ્છ ગોટાળા એના વ્યાપારમાં મોટે ભાગે જોવામાં આવતા નથી. મોટા પાયા પર વ્યાપાર કેમ કરવો, એના અનેક વિભાગોને

કેવી રીતે સુસંયોજિત રાખવા, એના નામા કેવી રીતે રાખવા, નાણાંની સગવડ કેવી રીતે રાખવી, ઘરાકનું મનરંજન કેવી રીતે કરવું અને નાના પાયાથી વેપાર શરૂ કરી એને કેવી રીતે વધારવો એ આ વ્યાપારી પ્રજા પાસેથી અગાઉ શીખવા જેવું છે.

અને હવે હાથ નીચેના કામ કરનારા પોતાની ફરજ સમજે છે એટલે કામ બરાબર આપે છે. એક મોટા કારખાનામાં મારા એક મિત્ર જોવા સારુ ગયા હતા. ત્યાં એમણે અનુભવથી કહ્યું કે વિલાયતમાં મજુરી મોંઘી લાગે છે પણ તે સસ્તી પડે છે. એમને પોતાને હિંદમાં કારખાનું હતું. એક બેડ મશીન પર કામ કરનારને જેઓ ૧૨૦ રૂપીઆ દર માસે આપતા હતા, તેમણે જર્મનીમાં એક છોકરીને ૭ બેડ પર એક સાથે કામ કરતાં જોઈ. તેનો પગાર દર અઠવાડીએ ત્રણ પાઉન્ડ જેટલો હતો છતા એ કામ એક દરે સોનું પેદા એણે એ છોકરીની ચાલાકી જોઈ તો હેરત પામી ગયા. હીંદુસ્થાનમાં તેમનો પોતે પગારદાર માણસ અનેક અગવડ ઉભી કરતો અને ત્રાસ આપતો, ત્યારે પેલી છોકરી તો આનંદથી કામ કર્યેજ જતી હતી. આવા તો અનેક દાખલા જોવામાં આવે છે પણ તે વગર જાહેર પ્રજાને અવલંબે છે. અત્યારે આખી દુનીઆનો ફેરફાર વ્યાપાર—અર્થશાસ્ત્રને અંગે થાય છે, આખી રાજ્યસત્તા અર્થશાસ્ત્રના ધોરણ ઉપર ફરતી જાય છે અને આપણો વ્યાપાર અત્યારે સારી દુનીઆ સાથે સાથે છે અને દરેક પ્રજા વ્યાપારની હરીફાઈમાં આગળી હરોળમાં આવવા પ્રયત્ન કરે છે, તે કેમ થાય છે અને તે માટે કેવા સાધનો યોજાય છે તે બરાબર શીખવા જેવુ છે અને તેનું કેંદ્રસ્થાન હાલ આખુ યુરોપ છે અને ખાસ કરીને ગ્રેટ બ્રીટન છે.



# શ્રી અરવિંદને આશ્રમે

લેખક :

ડૉ. અંબાલાલ પુરાણી

સભ્ય, સાહિત્યસંસદ,

[ લગભગ ત્રણ વર્ષ પૂર્વે "ગુજરાત" ના વાંચકવૃંદ સમક્ષ દીલીપકુમાર રૉયે શ્રી અરવિંદની મુલાકાત લઇ કરેલો વાર્તાલાપ લેખરૂપે લખેલો તે મેં મુકયો હતો, ત્યાર પછી લગભગ ચાર વર્ષને અંતરે એક વાર ફરીને યુરોપની યાત્રા કરી આવીને, શ્રીયુત દીલીપકુમાર તા. ૧૫ મી. ઑગસ્ટ ઉપર ૧૯૨૮ માં આવ્યા. પરંતુ આ વખતે શ્રી અરવિંદ કોઇ પણ વ્યક્તિને મુલાકાત નહીં આપતા હોવાથી કશી વાતચીત થઇ શકી નહીં. કેવળ દર્શન કરવા માટે શ્રી. દીલીપકુમાર ગયા હતા. તે વખતે તેમના માનસ ઉપર પડેલી છાપ તેમણે શબ્દમાં મુકવાનો પ્રયત્ન કર્યો છે તે અહીં "ગુજરાત" માટે રજુ કરું છું.

ત્યાર પછી થોડા સમયથી તો દીલીપકુમાર પોતે શ્રી. અરવિંદઆશ્રમમાં સાધક તરીકે કાયમના જોડાયા પણ છે એ હકીકત ગુજરાતી જનતાની જાણ માટે પ્રગટ કરું છું. વળી, તેમણે ઘણાં સમયથી પ્રગટ કરવાને વચન આપેલું તે પુસ્તક "Among the Great" છપાય તેવી ગોઠવણ પણ ચાલી રહી છે. ]

અંબાલાલ પુરાણી

"આ વખતે હું ચાર વર્ષના ગાળા પછી પોન્ડીચેરીથી બીજી વાર આવ્યો; પ્રસંગ હતો શ્રી અરવિંદનો ૫૬ મો જન્મ દિવસ, ૧૫ મી ઑગસ્ટ, ૧૯૨૮, અહિં આવીને મેં સાંભળ્યું કે તા. ૨૪ મી નવેમ્બર ૧૯૨૬ પછી શ્રી અરવિંદે કોઈની પણ મુલાકાત લેવાનું બંધ કર્યું છે;—વર્ષમાં ફક્ત ત્રણ દિવસો બાદ કરીને. એક તો, તા. ૧૫ ઑગસ્ટ તેમનો જન્મદિવસ, બીજો ૨૪ મી નવેમ્બર અને ૨૧ મી ફેબ્રુઆરી. ૧૫ મી ઑગસ્ટ તેમનો જન્મદિવસ, હોવાથી જેઓ સાધના વડે શક્તિના સંચયમાં માનતા હોય તથા આધ્યાત્મિક સાક્ષાત્કારોની વાસ્તવિકતામાં જેમને શ્રદ્ધા હોય તેમને માટે એ વિષય વિશેષ મહત્વનો લાગે એ સ્વાભાવિક છે.

પરંતુ. આ લેખમાં હું શ્રી અરવિંદની યોગસાધના વિષે વાતો, તેની વર્તમાન ભૂમિકા વીશે કે તેઓ હાલ શી પ્રવૃત્તિ કરી રહ્યા છે તે વીશે ઉલ્લેખ નહીં કરું. એનો અર્થ એમ નથી કે આ છેલ્લા જે ૧૧ દિવસ હું અહીં રહ્યો છું તેટલામાં મને એ વીશે જરા પણ માહીતી નથી મળી યાને જરા પણ જ્ઞાન નથી થયું! હું એ વિષયોનો ઉલ્લેખ કરવો યોગ્ય ધારતો નથી તેનું મુખ્ય કારણ એ છે કે એવા ગહન વિષયમાં એટલું જલદી કાંઈ લખાઇ જાય તો શ્રી અરવિંદના કાર્યમાં કેટલીક બાધા થવાનો સંભવ છે.

પરંતુ, આશ્રમમાં રહીને, આશ્રમવાસીઓ જોડે મળા કરીને તથા આશ્રમનું બાહ્ય સ્વરૂપ

જાય ને મારા મનના ઉપર જે સંસ્કાર પડ્યા છે તેનો હું અહીં ઉલ્લેખ કરીશ આમ લાગે. શ્રી અરવિંદના પ્રભાવશાળી વ્યક્તિત્વ વિશે અને તેમની જ્યોતિર્મય મૂર્તિ વીશે ઉલ્લેખ કરવાનો લોભ છોડી દેવો એ પણ મુશ્કેલ જ. કવિવર રવીન્દ્રનાથ ઠાગોરે સભા આવર્જના "પ્રવાસી" અને "મોડર્ન-રીવ્યુના" અંકોમાં શ્રી અરવિંદની તેમણે લીધેલી મુલાકાત વીશે લખ લખ્યા છે જેમાં મને લાગે છે કે એ વીશે હજી પણ કાંઈક વધારે લખી શકાય તેમ છે.

જ્યારે હું બર્લીનમાં હતો ત્યારે એક નર-ણીએ મને કહેલું કે "શ્રી અરવિંદની મુલાકાત થઈ ત્યારે મને ઘણુંજ સારું લાગેલું,—તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે શાન્તિનું વાતાવરણ પોતાની આસપાસ જમાવી દેતા તેથી." આજે પણ મને તેનું કથન યાદ આવે છે. છતાં હું કેટલાક સંસ્કારો રજુ કરવા પ્રયત્ન કરું છું.

ઝંઝાવાત પોતાની તીવ્ર ગતિમાંથી અટકી જાય ત્યારે કેવી લાગણી થાય છે! જાણે રુંધ થએલો શ્વાસ! ઘણા લોકોએ વાતાવરણની એ સ્થિતિ અનુભવી પણ હશે. અનહદકાળના અદ્દોલનના પ્રારંભમાં મહાત્માજીનો પ્રભાવ કાંઈક એવોજ લાગતો. પરંતુ હવે એક બીજી કલ્પના કરો. પ્રકૃતિ નિઃસ્તબ્ધ, નીરવ-શાન્ત થઈ ગઈ છે. પરંતુ એ આખીએ નિઃસ્તબ્ધતા, નીરવતા અને શાન્તિમાં પણ કોઈ વિશ્વ-સંચાલક ઝંઝાવાતની પૂર્વસૂચના તે પોતાના પ્રત્યેક અણુએ અણુ વડે આપી રહી હોય તે જગતની અવરુદ્ધ દશા કોઈ જુદાજ પ્રકારની હોય છે. કોઈ પ્રચંડ, ગતિમાન શક્તિએ સ્તબ્ધ થતા અંતિમ પળોજ રહે તો! તેની અનંત ગતિની કલ્પના—(એ અવર સમૂહને માત્ર જોઈને) કોણ કરી શકે! આ પણ કાંઈક આવાજ પ્રકારની વાત હતી. અરવિંદની જ્યોતિર્મય મૂર્તિ,—તેમની દૃષ્ટિ-તેમ દસ્ત પ્રસારીને આશીર્વાદ આપવું! એ સર્વ નાની ક્રિયાઓ દ્વારા મનમાં એકજ સંકેત પ્રત્યક્ષરૂપે જાગ્રત થએલો છે કે "આ પૂર્વે ચના કોઈ મહાન ચક્રવર્તી સત્તાનિ લાવી મુ નારે છે કદાચ સમસ્ત દેશવ્યાપી એક મહા આંદોલન ઉપડી જશે! કદાચ આજે નહિ એકમે દિવસમાં નહીં,—કદાચ વર્ષો પણ વીત જાય—! પરંતુ સમય ગમે તેટલો ભલેને લાગે આટઆટલાં સચિત-ઉપચિત આધ્યાત્મિ શક્તિ અને યોગસાધના કદી વ્યર્થ જાય નહીં! આ શ્રધ્ધા કેટલાક સમયથી અંતરે વાસ કરી રહેલ છે.

જ્યારે સ્વામી વિવેકાનંદ પાશ્ચાત્ય દેશોમ દિગ્નો આધ્યાત્મિક સંદેશ લઈને જવાને તત્પ થયા હતા ત્યારે એમના મુખની આસપાસ એ પ્રકારના જ્યોતિર્મંડળનો આભાસ થતો હતે એવું સાંભળ્યું છે. વળી એમ પણ કહેવાય છે શ્રી રામકૃષ્ણ પરમહંસે મહાસમાધિ લેતાં પહેલ વિવેકાનંદમાં આધ્યાત્મિક શક્તિનો સંચાર કરેલ પણ હતો. આ વિષયમાં જ્યાં સુધી એવી શક્તિ નો અનુભવ થતો નથી ત્યાં સુધી સંશય ટળતો નથી એ એક મુશ્કેલી છે.

મને એમ લાગ્યું કે શ્રી અરવિંદમાં તો વળી કોઈ અભૂતપૂર્વ—ઓરજ પ્રકારની, મહાન શક્તિ

કુલીછે–તેની સુષમા, તેની વ્યાપ્તિ અને તેનું ...ન–સઘળું ગભીરતર–તલસ્પર્શી–છે. કારણ કે એ શક્તિ કેવળ બહિર્મુખ છે એવું પણ નથી, વળી તે કેવળ અંતર્મુખ છે એમ પણ નથી ! તે કેવળ સાત્વિકતા જ છે એમ નહીં કહી શકાય–તેમ કેવળ રાજસિકતા પણ નથી. સંગ્રહ કરેલી સાધનાની શક્તિ કે સાધનાક્ષમતા પણ નથી. વળી, કેવળ બાહ્ય જગતમાં જ તેનો આવિર્ભાવ થાય છે એ પણ સાચું નથી ! મને લાગ્યું કે આ તો અનનુભૂતપૂર્વ–આગળ કદી નહિ અનુભવાએલી–કોઈ જ્યોતિ છે–પૂર્વે અનાસ્વાદિત એવો આનંદનો સાગર છે–અદષ્ટ પૂર્વ એવી કોઇ ભવિષ્યદષ્ટિ છે !

એ સ્પંદન કરી રહેલી અને ઓતપ્રોત થએલી શાંત, આત્મનિષ્ઠ ગંભીર શક્તિનું વર્ણન કરી તેનો ખ્યાલ આપવો જેટલો કઠિન છે તેટલોજ તે કેવું રૂપ ધારણ કરશે તે પ્રશ્નનો ઉકેલ પણ વિકટ છે. પરંતુ એક વાત નક્કી છે. અને તે એ કે તેજના આવા પુઞ્જભૂત સમૂહનો અપચય–નિરર્થક વ્યય શકયજ નથી. અને શ્રી અરવિંદનાં દર્શન કર્યાં ત્યારે એ શ્રદ્ધા સબળ થઈ તેટલા ખાતર પણ માત્ર એક મીનીટ માટે કરેલું તેમનુ દર્શન સાર્થક છે એમ મને લાગેછે.

સાથે સાથે બીજી જે વાત મારા મનમાં અંતર્ગત થઈ તે એ કે "આવી મહાન વ્યક્તિ–personality–મેં મારા જીવનમાં કદી જોઈ નથી." ચાર વર્ષ ઉપર જ્યારે શ્રી અરવિંદ સામે એકાદ કલાક વાતચીત કરવાનો પ્રસંગ મળેલો ત્યારે પણ મારા મનમાં ઉપર જે સંસ્કાર પડ્યો તેજ પ્રથમ જાગ્રત થએલો. પરંતુ તે ભાવ હું સમજી શકતો હતો. વાચાની શક્તિ અને તેનું ઓજસ માનવનાં વ્યક્તિત્વમાં એવી શક્તિ મુકી શકે છે. પરંતુ કેવળ નિઃસ્તબ્ધ દૃષ્ટિ માત્ર વડે ફક્ત એક મૂક સ્પર્શ વડે એક માનવને વીશે આટલું બધું જાણી લેવાય છે, યાને જાણી શકાય છે, એમ કહેતાં પણ મનમાં એક પ્રકારનો સંકોચ થાય છે ! છતાં પણ મારા મનમાં જે થયું તે હું કહીશ

મને એમ થયું કે શ્રી અરવિંદમાં કોઇ એવી વસ્તુ છે કે જેની આગળ માનવની સમસ્ત અહંતા નમ્રશીલ બની જાય છે ! બીજી મહાન વ્યક્તિઓ પાસે મને પોતાને મારી પણ એ ચાર વાતો કે વિચારો પ્રગટ કરવાની ઉમેદ થતી. પરંતુ શ્રી અરવિંદની સમીપમાં એકજ ઈચ્છા થાય છે–ગ્રહણ કરવાની–નતમસ્તક થઇને. અલબત, આ બધા મારા અંગત સંસ્કારો અથવા તો કહો, શ્રદ્ધા છે–અને તર્કની દલીલો વડે તેમના પ્રમાણ આપવાં નિરર્થક છે. એક સ્થળે ભગિની નિવેદિતાએ કહ્યું છે કેઃ–" આપણી ઉંડામાં ઉંડી શ્રદ્ધા કોઈ એવે સ્થળેથી અને એવી રીતે ઉત્પન્ન થાય છે કે આપણા શીવાય કોઇનામાં પણ ભાગ્યે શ્રદ્ધા ઉત્પન્ન કરી શકે." તેથી જ વિવેકાનંદે પણ એક સ્થળે કહ્યું છે કે 'અંધ વિશ્વાસ'– અંધ શ્રદ્ધા '–શું કહ્યા કરો છો ? વિશ્વાસ માત્ર અંધજ હોય છે!"

આવા સંસ્કારો લખતાં સંકોચ થાય તે પણ સ્વાભાવિક છે. શ્રી પ્રમથ ચોધરીની એક વાત યાદ આવે છે. તેમણે કહેલું કે અર્ધદગ્ધ કેળવણી પામેલા અને યુરોપની શિક્ષાદીક્ષા લીધેલા ભારતવાસીઓ જ્યારે આધ્યાત્મિકતાના

વિષયમાં અભિપ્રાયો ઉચ્ચારે છે ત્યારે તેઓ ઢંગધડા વગરનું બોલે છે, કારણ કે એ વિષયમાં તેઓ કેવળ અજ્ઞાન હોય છે એટલુંજ નહી પરંતુ તેઓ તો પોતાના જ્ઞાનમાં મગરૂરી માનતા હોય છે!

વળી, આપણા જમાનામાં આવી બાબતો કદાચ અપ્રિય પણ લાગે તો આશ્ચર્ય નહી. જે યુગમાં અંધ નાયક અંધોને દોરતો હોય, જેમાં ચંચળતાને કર્મનિષ્ઠ કહેવામાં આવતી હોય; જેમાં વર્ષામાં ઉભરાઈ જતા જંતુઓની પેઠે ક્ષણમાત્ર જીવન ધારણ કરીને કે ક્ષણિક આવેશ ઉત્પન્ન કરીને શમી જનારી પ્રવૃત્તિઓને "દેશહિતૈષી" તરીકે ઓળખવામાં આવે તે યુગમાં વળી આધ્યાત્મિક શક્તિના સંચયની કે તેવી શક્તિના સંયોગની કે અન્તર્મુખીન થવાની આવશ્યકતાની વાતો કેટલી અસ્થાને લાગે!

અને છતાં મેં મારા સંસ્કારો પ્રગટ કર્યા છે! કારણ કે મને લાગ્યું, "ઘણા લોકો એને નિરર્થક ગણી કાઢશે તો પણ તેમાં શી હાનિ છે?" મને તો શ્રદ્ધા છે કે જગતમાં અસત્યની ગતિજ રદ થાય છે, અને સત્યની શક્તિ તો બાધારૂપ પથ્થરોની પૂજા પામતી અધિક ને અધિક તેજ પ્રાપ્ત કરીને આગળ જ વધે છે. તેથીજ નીડર થઈને આશ્રમ સંબંધી થોડીક હકીકત રજુ કરૂં છું.

કુલ આશ્રમવાસીઓની સંખ્યા ૬૫—૭૫ની છે. સર્વ પ્રસન્ન, સર્વેના મુખ પર હાસ્ય અને તેજ. જેટલા દિવસ હું રહ્યો તેટલા દિવસ તો મેં કોઈના મુખ પર ચિંતા કે શોકની રેખાઓ જોઈ નહીં. બાકી બાહ્ય દૃષ્ટિએ જોવા જઈએ તો પોંડીચેરીમાં એવી ઉદાસીનતાના કારણો તેવા છે! પ્રથમ તો આશ્રમમાં કોઈ મોટી સગવડો આપે એવા રાચરચીલા કે સાધનસરંજામ છે નહિં. અહીં (ગામમાં) નાટકશાળા નથી; સભાઓ થતી નથી! ખોરાક પણ અતિ સામાન્યજ અપાય છે અને પોન્ડીચેરીની હવા?— શી ગરમી? માણસને થકવી નાખે એવી! એના જેવી તો દુનીઆભરમાં હવા નહીંજ હોય! છતાં આશ્રમવાસીઓના મુખ પર જોએલ પ્રસન્નતા, તેમના નેત્રોમાં ચમકતો વિશ્વાસ અને વાતચીતમાં શાંતિ જોઈ તે કેવી અમૂલ્ય હતી!

શ્રી અરવિંદની સાધનાનો મૂળ પાયો એ જણાય છે કે તેઓ બહારથી અંતરની સુધારણા કે અંતરનું રૂપાન્તર કરતા નથી; ઉલટું અંદરની ઉપલબ્ધિ—અંતરની જ્ઞાનજ્યોતિ કે સાક્ષાત્કાર વડે બાહ્ય જીવનને દીપ્ત કરવાનો, અને તેને સાર્થક કરવાનો તેઓનો રસ્તો છે. એ પ્રમાણે થઈ શકે તેટલા માટેજ કદાચ આટ આટલા વર્ષો શ્રી અરવિંદે એકજ ઓરડો સેવીને સાધના કરવામાં ગાળ્યા હશે વળી, અધુરામાં પુરું પોતાના રહેવાના મકાનનો એક વિશાળ ખંડ પણ તેમને સવારના ધ્યાનને માટે કાઢી આપવો પડ્યો છે! કારણ આખા મકાનમાં સર્વે સાધકોનો સમાવેશ કરી શકે એવો એ એકજ ખંડ છે. અને તેમાં પણ સાધકોને બેસવાની પુરતી સગવડ નથી!

જેઓ દૂર રહ્યા એમ માને છે કે શ્રી અરવિંદ ખુબ આરામમાં રહે છે તેઓને પોંડીચેરીની ઉગ્ર ગરમીનોજ ફક્ત ખ્યાલ આવે તો એકજ ઓરડામાં રહી ૧૮ વર્ષ ગુજારનાર માણસ કેવી રીતે "આરામમાં" રહી શકે, એ પ્રશ્નનો તેમને

ઉત્તર મળી જાય. પોતાની સંસ્કૃતિમાં રહેલી આધ્યાત્મિકતાનો અને "સ્વધર્મ" ("જાતીય પ્રકૃતિનો ધર્મ"—સંપ્રદાય કે ક્રિયાકાંડવાળો ધર્મ નહીં) નો ત્યાગ કરવામાં "કલચરનું"—સંસ્કૃતિનું—પ્રગતિનું ચિહ્ન ગણનારા આપણા યુગમાં, માનવના અંતરમાં રહેલ દિવ્ય શકિત ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા જાગૃત કરવા માટે કદાચ શ્રી અરવિંદ જેવી એકાદ વ્યકિતની જરુર હતી એમ લાગે છે: શ્રી અરવિંદના જીવનનો કોઈ અનન્ય પદાર્થપાઠ હોય તે એ છે કે એવી શકિતવાળા માનવે તેને પોતાનામાં (અંતરમાં)—પ્રથમ દૃઢમૂળ કરવી—અને અનાડમ્બર રહી, ઉદાસીનતામાં તેનું ગઠન કરી પછીજ તેણે બહાર આવવું. એવી શકિત તો આપોઆપજ બ્હાર આવે છે કારણ કે તેને આવવું પડે છે! આડમ્બરમાં તો તેનો શ્વાસજ રુંધાઈ જાય.

શકય છે કે જ્યારે પ્રાચીન સમયમાં બુદ્ધસંઘ જીવન્ત હતો ત્યારે તે પણ આરંભમાં સંઘટિત થઈ બહાર પડયો હશે. એક અંગ્રેજ લેખકે યથાર્થ કહેલ છે કે પ્રત્યેક ગગનચુમ્બી આદર્શનો પ્રથમાંકુર શરુઆતમાં તો એકાદ વ્યકિતના મનોજગતમાંજ ઉગે છે, અને ત્યાં પણ ગુપ્તપણે—એકાંતમાં અને સંકોચ સાથે પ્રગટ થાય છે! ત્યાર પછી તેની વૃધ્ધિ, પ્રચાર, સંઘબધ્ધતા વિગેરે આવે છે. પરંતુ આરંભમાં તો અનન્યચિત્ત વડે તેની સાધના આવસ્યક છે, સફળતા અને સાર્થકતા તો પછીથી આવે.

બધું જોયા પછી મને થયું આડંબર અને દેખાવના આ યુગમાં મેં એક સંગીન કાર્ય જોયું—એક ભેળ વગરનું સત્ય જોયું. અહીં કોઈ પ્રકારની દેખાડવાની વૃત્તિ કે બહારથી આવનારને વિજ્ઞાપન પણ જોયાં નહીં. વળી, પોતાની તાલ ઠોકીને પોતાને "સિધ્ધ" સાબિત કરવાની વિડમ્બના પણ અહીં નથી

અહિં શ્રીયુત અનિલબરન રૉય, અને બંગાલના પ્રસિધ્ધ લેખક નલિનીકાન્ત ગુપ્તને તથા અંબાલાલ પુરાણીને પણ મળ્યો. તેમની સાથે વાર્તાલાપ કરતાં ઘણો આનંદ થયો. અનિલબાબુ વીશે કાંઈ કાંઈ વિરૂધ્ધ વાતો બંગાળામાં સાંભળેલી પરંતુ જ્યારે પ્રત્યક્ષ મળ્યો ત્યારે?—: સૌમ્ય કાંતિ, ઉજ્જ્વળ વાર્તાલાપ, અને દીપ્ત પ્રતિભાશાળી વ્યકિત! મનમાં થયું, "માણસના જેવો એક માણસ આજે મળ્યો."

અને શ્રી નલિનીકાંત!—ગંભીર, પ્રસન્ન—પ્રત્યેક વાતમાં પાંડિત્ય અને ચિન્તનશીલ પ્રકૃતિ પ્રગટ કરતા—અને છતાં કેટલા નમ્ર? ત્યાગની સાથે ગંભીરતા અને પાંડિત્યનો મેળાપ થાય—પરંતુ, વધારે શું લખું?—બંગાલાનાં વાચકો કયાં એમના ગંભીર અને ચિન્તનશાલી લખાણોથી અજાણ્યા છે?

અહીં એક અમેરીકન દંપતી પણ રહે છે! (એક અંગ્રેજ કુમારિકા અને બે ફ્રેન્ચ પુરુષો ઉપરાંત). કેટલાક મહીનાઓથી તેઓ અહીં આવી વસેલ છે. સાહેબે મને જણાવ્યું કે લક્ષ્મીપૂજક અમેરીકામાં પણ "ધ્યાન" કરનારો માણસો વસે છે! કોલોરેડોમાં "આશ્રમ" નામે એક નાનું ગામ અમેરીકન સાધકોએ વસાવ્યું છે! ત્યાં પહેલાં આ દંપતી હતાં. રાલ્ફ ડીબીટ નામના એક યોગી તેમના ગુરુ હતા. તેમણે બાર વર્ષ સુધી

# સંતાકુકડી

## (એક દિવ્ય નાટક)

લેખક:

અ. જયેંદ્રરાય ભ. દૂરકાળ

---

(અંધારામાંથી ઝળકતી ઉતાવળી ઉષા પ્રવેશે છે)

ઉષા—(ધીમે ધીમે) હજી એમણે મને નથી જોઇ.
એ—કેવા—હશે ?

(ચારે તરફ ફરી વળે છે)

ઉષા—(હસતી હસતી) અહીં આવશે.—જોયા જોયા હવે. —પણ ચાલ, રંગોળી પૂરતી જાઉં.

(પલકમાં રંગોળીઓ પુરાઇ જાય છે.)

ઉષા—(સંકોડાતિ) આ આવ્યા. ચાલ, જતી રહું બીજા ખંડમાં.

# મીરાંબાઈ

લેખક

સૌ. લીલા મુનશી

મંત્રી, સાહિત્ય સંસદ

[ નોંધ. આ લેખ સાહિત્યના ઇતિહાસને માટે લખાએલા મીરાબાઈ વીશેના લેખના પહેલા પ્રકરણ તરીકે એમની જીવન હકીકત વીશેનો લખ્યો હતો અને તે હકીકતો માટે મે મુખ્યત્વે કરીને રા. તનસુખરામ અને રા. ભાનુસુખરામના મીરાબાઈ પરના લેખો અને કેટલીક બીજી પરચુરણ હકીકતો પર આધાર રાખીને તૈયાર કીધો હતો, આ પછીનું મીરાબાઈ વીશેનું બીજુ સ્વતંત્ર પ્રકરણ મુંબઈની સાહિત્ય પરિષદમાં મોકલેલા લેખ તરીકે વંચાયું હતુ અને તે 'ગુજરાત' માં પુર્વે પ્રસિદ્ધ થઈ ગયુ છે ]

ભક્તકવિ મીરાબાઈનો જન્મ મેડતાના રાવ દુદાજીના નાના પુત્ર રત્નસિંહને ત્યાં કુડકી ગામમાં થયો હતો. એમના જન્મકાળ સંબંધમાં વિવિધ મતો પ્રચલિત છે મીરા સંવત ૧૬૦૦મા વિદ્યમાન હતા અને ભોજરાજના પત્ની હતા એ ઉપરથી કેટલાક એમનો જન્મસમય સંવત ૧૫૭૩માં અનુમાને છે, કેટલાક સંવત ૧૫૫૫ થી ૧૫૬૦ મા માને છે, અને સંવત ૧૫૭૩ એમના વિવાહનુ વર્ષ માને છે આ મત વધારે પ્રચલિત અને માનવા યોગ્ય લાગે છે.

મીરાબાઈની માતા એમના બાલ્યકાળમાં પરલોકવાસી થયા હોવાથી એમના પિતામહ રાવ દુદાજી પાસે એ ઉછરીને મોટા થયા. ઇતિહાસપ્રસિદ્ધ ભક્તવીર રાવ જયમલ એ મીરાંબાઈના કાકાના પુત્ર હતા, અને તેમનો બાલ્ય કાળ પણ રાવ દુદાજી પાસે જ ગયો હતો. રાવ દુદાજી વૈષ્ણવ અને પરમ ભક્ત હતા, અને તેમના સંસ્કારો આ બાળકો પર પણ પડયા હતા.

મીરાબાઈનો વિવાહ ચિતોડના સુપ્રસિદ્ધ રાણા સાંગાજીના મોટા પુત્ર ભોજરાજ સાથે થયો હતો. શ્વસુરગૃહે ગયા પછી કુળદેવીને ન નમવા બાબત ધર્મભેદ મીરાબાઈને એમના શ્વસુરપક્ષ સાથે થયો હતો, એમ દંતકથા છે પણ એ વાતમાં સત્યાંશ કેટલો છે એ કહેવું મુશ્કેલ છે. પણ એટલું તો સત્ય છે કે મીરાબાઈનુ પરિણીત જીવન બહુ લાંબું ટક્યુ હોય એમ લાગતુ નથી. મીરાંબાઈના પતિ ભોજરાજ યુવરાજ પદે જ ગત થયા. ઐતિહાસિકોના અનુમાન પ્રમાણે આ કાળ સંવત ૧૫૭૩ થી ૧૫૮૩ ના મધ્યમા હોવાનો સંભવ મનાય છે.

મીરાબાઈનું વલણ બાલપણથી જ કૃષ્ણભક્તિ તરફ વિશેષ હતું અને અકાળ વૈધવ્યે, એ વૃત્તિને વધારે ઉત્તેજી, અને પોષી લાગે છે. ચિતોડમાં પણ આજ અરસામાં ભયંકર વિપ્લવ ચાલી રહ્યા હતા. સંવત ૧૫૮૩મા રાણા સાંગાજી બાબર બાદશાહ સાથેના યુદ્ધમાં પરાજીત થયા. મીરાબાઈના પિતા રત્નસિંહ અને કાકા રાય-

પણ આજ યુદ્ધમાં ખપી ગયા. રાણા સાંગાજીનું મૃત્યુ પણ આજ અરસામાં થયું અને સંવત ૧૫૮૪માં રાણા રત્નસિંહ ચિત્તોડની ગાદી પર આવ્યા. પણ એમનો દેહાંત સંવત ૧૫૮૮ માં થયો અને તેની પછી રાણા વિક્રમાદિત્ય ગાદીએ આવ્યા. મીરાંબાઇને સહેવા પડેલા ઉપદ્રવો રાણા વિક્રમાદિત્ય તરફનાજ હશે એમ માની શકાય.

મીરાંબાઇની ભક્તિની ધુન આજ અરસામાં બળવત્તર થઇ હશે. બહારના વિગ્રહોમાં રોકાએલા કુળના મુખ્ય પુરુષોનું ઘરની આવી બાબતો તરફ દુર્લક્ષ હોય એ સ્વાભાવિક છે. પણ મીરાંનો ભક્તિપ્રવાહ આટલા સમયમાં ઘણો વધવા માંડયો હતો. અનેક સાધુસંતોનો એને ત્યાં અખાડો જામતો. રાણા વિક્રમાદિત્યનું ધ્યાન ગાદી પર સ્થિર થયા પછી તરતજ આ તરફ ગયું. સૂર્યચંદ્ર પણ જેનાં દર્શન ન કરી શકે એવી ચિત્તોડના મહારાજ્યની કુલવધૂ સાધુસંતોમાં બેસીને, ગાય અને નાચે કુદે એમાં એને કુલમર્યાદાનો લોપ થતો લાગ્યો. અને ત્યારથી મીરાંબાઇને આ માર્ગમાંથી નિવૃત્ત કરવાના ઉપાયો એણે આરંભ્યા.

રાણાએ પ્રથમ તો ચંપા અને ચંમેલી નામની બે દાસીઓ દ્વારા સામ ઉપાયથી મીરાંબાઇનું મન વાળવા પ્રયત્ન કર્યો. મીરાંના ભક્તિરસના પ્રભાવને બળે દાસીઓની અસર મીરાંબાઈ પર થવાને બદલે મીરાંબાઇની ભક્તિની અસરમાં આ દાસીઓ ગળી ગઈ, અને એમની શિષ્યા થઈ રહી. મીરાંબાઈનાં નણંદે પણ મીરાંને સમજાવવાનું બીડું ઝડપ્યું, પણ એનીએ એજ દશા થઈ એવી કથા છે. મીરાંબાઇને સામ ઉપાયથી સમજાવવાના બધા પ્રયત્નો વ્યર્થ થતાં રાણાના ક્રોધે મર્યાદા મુકી અને કોઈ પણ પ્રકારે મીરાંબાઇનો નાશ કરવાના ઉપાય એણે શોધવા માંડયા. એણે પુષ્પ હારોમાં વીંછુ, સર્પ આદિ જંતુઓ મોકલાવ્યા. કૃષ્ણચરણામૃતને નામે હલાહલનાં પાત્રો ભરી મોકલ્યાં. મીરાંએ એ વિષ પીધાં પણ એને એની અસર ન થઇ. અને બીજા ઉપદ્રવોમાંથી એ શ્રદ્ધાને બળે ઉગર્યાં.

મીરાંબાઈનો એ વિષપાનથી દેહાંત થયો એમ કેટલાકનો મત છે. અને મરતાં મરતાં, એ વિષ આણનાર વણિકને મીરાંબાઇએ શાપ આપ્યો કે તારા કુળમાં સંપત્તિ અને સંતતિ બંને સાથે નહિ રહે. અને કહેવાય છે કે હજુ પણ બીજવર્ગી વાણીઆઓમાં એ શાપને લીધે સંપત્તિ અને સંતતિ સાથે હોતાં નથી. પણ મીરાંબાઈનો દેહાંત વિષપાનથી થયો એ વાતનો કૈં આધાર જણાતો નથી.

રાણાજીના આ પ્રયત્નો ઘણો વખત ગુપ્ત ન રહી શકયા, અને તે પ્રકટ થતાં મીરાંબાઇને ચિત્તોડમાં વધારે વખત રહેવું યોગ્ય લાગ્યું નહી. તેથી તીર્થયાત્રાને બહાને તેમણે તે તજ્યું. પ્રથમ પોતાને પીયેર મેડતે રાવ વીરમજીને ત્યાં જઈ રહ્યાં. રાવ વીરમજી અને તેમના પુત્ર જયમલ્લે મીરાંબાઈનો સત્કાર કર્યો અને આદરપૂર્વક રાખ્યાં. અહીં પણ મીરાંબાઈ પાસે સાધુસંતો અને ભકતો આવતા. કદાચ આ રીત તો રાવ વીરમજીને પણ બહુ નહી ગમી હોય. અને તેથી જ મીરાં મેડતામાં પણ બહુ

વખત રહ્યાં લાગતાં નથી. ત્યાંથી એ મથુરા, વૃંદાવન, વગેરે સ્થળોએ ફરીને દ્વારકા જઈ રહ્યાં લાગે છે.

મીરાંબાઈનો ઇતિહાસ સંવત ૧૬૦૦ સુધીનો મળે છે. સંવત ૧૫૯૫થી ૧૬૧૮ સુધીમાં જ્યારે મેડતા વિગ્રહમાં સપડાયેલું હતું ત્યારે મીરાં ક્યાં હતાં. એની કોઈને ચોકસ માહિતી કોઈ સ્થળે મળતી નથી પણ એ સમયમાં ઘણુંખરું એ દ્વારકામાં જ રહ્યાં હશે, એવું અનુમાન થઈ શકે છે. મુરીદાન નામના એક ભાટના કથન પ્રમાણે એમનો દેહાંત સંવત ૧૬૦૩માં થયો. નાનમેન અને તુલસીદાસવાળા પ્રસંગને સત્ય માનતાં તો મીરાંબાઈનો દેહવિલય સંવત ૧૬૨૦થી ૧૬૩૦ પહેલાં થયો નહીં હોય એમ પણ માનવાને કારણ મળે છે.

મીરાંબાઈના ચિત્તોડ ત્યાગ પછી ચિત્તોડમાં આંતર અને બાહ્ય વિગ્રહો ખૂબ જ વધી પડ્યા હતા. મીરાંબાઈ જેવા ભક્તને રંજાડવાનું અને ચિત્તોડ ત્યાગનું આ ફળ છે, એ માન્યતા દિવસે દિવસે ચિત્તોડમાં વધારે ને વધારે પ્રસરતી ગઈ. સંવત ૧૫૯૨માં રાણા વિક્રમાદિત્યને મારી વનવીર નામના એક ખવાસે ગાદી પચાવી પાડી હતી. કુમાર ઉદયસિંહ એ વખતે બાળક હોવાથી પન્ના નામની એની ધાવમાતાએ એને છુપાવી રાખ્યો હતો. એણે વયમાં આવતાં વનવીરને મારી, ગાદી પાછી લીધી, પણ મુસલમાનોના હલ્લા તો એક પછી એક આવ્યા જ ગયા. મીરાંબાઈ જેવા ભક્તની પદપંક્તિઓ ચિત્તોડની ભૂમિ ઉપર પડે તો આ અનર્થ ઊપજતો શાંત થાય એમ સર્વને લાગવા માંડ્યું. અને તેથી મીરાંબાઈને તેડાં મોકલાયાં. મીરાંબાઈએ આ તેડું ન સ્વીકારતાં, રાણાએ ફરી બ્રાહ્મણો તેડવા મોકલ્યા. મીરાંબાઈએ ઉત્તરે ના જ પાડી ત્યારે બ્રાહ્મણોએ લાંઘણ કરવા માંડી. મીરાંબાઈ ખિન્ન હૃદયે દ્વારકાંનાથની રજા લેવા મંદિરમાં ગયાં અને

સાજન સુધ જ્યું જાને ત્યોં લીજે હો;

એ પદ ગાતાં ગાતાં એમના પ્રિયતમ ગિરિધરલાલની મૂર્તિમાં મીરાંબાઈની મૂર્તિ સમાઈ ગઈ.

મીરાંબાઈના આ પ્રકારના મૃત્યુની વાત સત્ય છે કે રૂપક એ ચર્ચાસ્પદ વિષયને કોઈ ભવિષ્યના લેખક માટે રહેવા દઈશું.

મીરાંબાઈને નામે ઘણી દંતકથાઓ પ્રચલિત છે. એને સંક્ષિપ્તમાં નીચે આપવાનો પ્રયત્ન કર્યો છે. વૃન્દાવનમાં જીવા ગોસ્વામી અથવા રૂપ ગોસ્વામી નામના કોઈ ચૈતન્ય સંપ્રદાયના બાલ બ્રહ્મચારી રહેતા હતા. યાત્રાર્થે ગએલાં મીરાંબાઈને એમના દર્શન કરવાની ઇચ્છા થઈ અને કહાવી મોકલ્યું. ઉત્તરમાં, પોતે બાલબ્રહ્મચારી હોવાથી સ્ત્રીનું મુખ જોતા નથી, એવું સ્વામીએ કહાવ્યું. આથી મીરાંએ કહાવ્યું કે હું આજ સુધી એમ જાણતી કે વ્રજમાં શ્રીકૃષ્ણ એક જ પુરુષ છે. આપ બીજા પણ વસો છો તે આજે જ જાણ્યું. સ્વામીએ લજ્જિત થઈ પટનો ત્યાગ કરી મીરાંબાઈ સાથે વાર્તાલાપનો આનંદ લીધો. બીજી રીતે એમ પણ કહેવાય છે કે મીરાં આશ્રા માંગી આશ્રમમાં રહ્યાં. થોડા ગોસ્વામી મીરાંના શિષ્ય થયા છે એમ માનવા લાગ્યાં, પણ મીરાં તો એ પોતાના ગુરુ જ છે એમ કહેતાં.

એક બીજી વાત એવી છે કે તાનસેન અને બાદશાહ અકબર મીરાંના યશથી આકર્ષાઈ, તેને મળવા વેષ બદલી ગયા હતા. અને મીરાં સાથે સંગીત અને જ્ઞાનની ચર્ચા કરી ઘણા પ્રસન્ન થયા હતા. અકબરશાહનો જન્મ સંવત ૧૫૯૯ અને રાજ્યાભિષેક સંવત ૧૬૧૨ માં થયો હતો. આ વાત ખરી હોય તો મીરાં આ સમય પછી પણ વિદ્યમાન હતાં એમ માનવાને કારણ મળે છે.

એજ વાત બીજી રીતે પણ કહેવાય છે કે સંન્યાસી વેષમાં આવેલા અકબરશાહે પ્રસન્ન થઈ મીરાંને એક મુલ્યવાન રત્નહાર આપ્યો. ભક્તોને આવા મુલ્યવાન પદાર્થો નિરર્થક છે, એમ કહી મીરાંએ પ્રશ્ન કર્યો કે સંન્યાસી પાસે રત્નહાર ક્યાંથી ? જવાબ મળ્યો કે યમુનામાં સ્નાન કરતાં તેની પ્રાપ્તિ થઈ છે, અને ભક્તને જ તે યોગ્ય છે, એમ કહી હાર મુકી તે ગયા. પણ મીરાંની આને લીધે બહુ નિંદા થઈ અને મુલ્ય કરાવતાં તે બહુ મુલ્યવાન-દશ લાખનો-જણાયો. અને બાદશાહને ત્યાં વેચાયો હતો એમ પણ જણાયું. આ ઉપરથી બાદશાહ જ વેષપલટ કરી આવ્યા હતા એમ નિશ્ચિત થયું.

ચિત્તોડમાં રાણાએ મીરાંબાઇને બહુ દુઃખ દીધું ત્યારે મીરાંબાઇએ તુલસીદાસની સલાહ મંગાવવા પત્ર લખ્યો હતો અને એમના પ્રત્યુત્તરથી દઢતા પામી, ચિત્તોડ છોડયુ હતું. પણ આ વાત ખરી લાગતી નથી. તુલસીદાસે રામાયણની શરુઆત સંવત ૧૬૩૧માં કરી અને એમનું મૃત્યુ સંવત ૧૬૮૦માં થયું. એ જોતાં મીરાંબાઇનો અને એમનો સમય એક નહોતો એમ જણાય છે.

લગ્ન પછી શ્વસુર પક્ષ તરફથી કુળદેવીનું પૂજન કરવાનું મીરાંબાઇને કહેવામાં આવ્યું. પણ મીરાંબાઇએ ગિરિધરલાલ શીવાય બીજાને ન નમવાની પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી. મીરાંબાઇનો શ્વસુર પક્ષ સાથેનો મતભેદ તે ઘડીથીજ શરૂ થયો. અને રાણાએ ક્રોધે ભરાઈ એમને ભુતીયા મહેલમાં જુદો નિવાસ આપ્યો. આ વાતમાં પણ વજુદ હોય એમ દેખાતું નથી કારણ કે એક બીજી વાત પણ ચાલે છે એ ઉપરથી મીરાં રાણાને એટલાં બધાં અળખામણાં થઈ પડયાં હોય એમ દેખાતું નથી.[1] કોઈ પંડિતે રાણાને કાગળ લખ્યો હતો, તેમાં "સા" અક્ષર હીંગળાકથી લખ્યો હતો. એનો શો અર્થ હોઇ શકે, એ રાણાને કોઈપણ કહી શક્યું નહિ. છેવટે રાણાએ એ કાગળ મીરાંબાઇને બતાવવા મોકલ્યો. મીરાંબાઇએ તરત જ એનો અર્થ કર્યો કે 'લાલ' ની જોડે 'સા' મુકીને 'લાલસા' વાંચો. લખનારે આ રીતે પોતાની ઈચ્છા વ્યક્ત કરી હતી. રાણાજી મીરાંની આવી ચતુરાઈ જોઈ ઘણાજ આનંદ પામ્યા.

મીરાંબાઇના નણંદ પણ મીરાંબાઇની નિંદા સાંભળી, તેમને મનાવવા ગયા પણ ત્યાં જતાં તે પોતેજ ભક્તિમાં ગળી ગયા, એવી પણ એક કથા છે.

મીરાંબાઈના ચમત્કારની પણ ઘણી વાતો લોકોમાં પ્રસિદ્ધ છે. મીરાંબાઈના ભક્તો મીરાંબાઇને ગિરિધરલાલ સાક્ષાત મળે છે એમ માનતા. મીરાં, વાત કરતાં હોય તેવીજ રીતે, મનના સર્વ ભાવો મંદિરમાં ગિરિધરલાલ પાસે

[1] જનશ્રુતિ

વ્યક્ત કરતા, તેથી અથવા બીજા કોઈ કારણથી, આવી કથાઓ પ્રચલિત થઈ હશે. એક વાર રાણાને પણ આવી શંકા થઈ કે મીરા તેના આવાસમાં કોઈ પુરુષ સાથે વાત કરે છે. રાણા ક્રોધાયમાન થઈ તરત જ તરવાર લઈ મીરાના મહેલમાં દોડયા અને મીરાનો આવાસ તપાસવા માંડયો પણ એમની દૃષ્ટિએ કોઈ પણ પડયું નહી. રાણાએ મીરાને પુછ્યું, "આ વખતે પુરુષની સાથે વાત કરી રહ્યા હતા તે કયાં છે?" મીરા કહે "મારા પ્રભુ ગિરિધરલાલ તો સર્વત્ર વિરાજે છે તમારી દૃષ્ટિને સામે પણ છે. રાણાએ ચારે તરફ જોતા કોઈને ન દીઠું એટલે ખડગ લઈ મીરાને મારવા દોડયા, પણ તેમને એક મીરાના બેચાર મીરા દેખાયા (બીજી રીતે પલંગ પર નરસિંહ રૂપ દેખાયું) રાણા ભયભીત થઈ જતા રહ્યા જતા જતા કહેતા ગયા કે તારા ઇષ્ટદેવ તો બહુ ભયાનક છે. અમારા કુળદેવને તું કેમ પૂજતી નથી?

રાણાએ ડબીમાં શાલીગ્રામને બદલે સર્પ મોકલાવ્યો પણ તે મીરાના ભક્તિ પ્રભાવથી શાલીગ્રામ જ થઈ ગયો ચરણામૃતને નામે વિષ મોકલ્યાં પણ તે અમૃત રૂપે જ મીરાન પચી ગયા

એક વાર એક સાધુએ મીરાંબાઈ પાસ આવીને કહ્યું કે મને ગીરિધરલાલે સ્વપ્નામાં તમારું દુઃખ દૂર કરવાની આજ્ઞા કરી છે. તમે તેના દાસી છો અને હું તેનો દાસ છુ. માટે મારો સ્વીકાર કરો. મીરાંએ કહ્યું કે પ્રભુની આજ્ઞા મારાથી લોપાય નહી, પણ તમે પ્રથમ ભોજનાદિકથી નિવૃત્ત થાઓ મીરાએ તેને આહારાદિથી તૃપ્ત કર્યાં, પછી સાધુમંડળની વચ્ચે બેઠા અને તે સાધુને કહ્યું કે નિઃશંક થઈ આપને જે આજ્ઞા મને કરવી હોય તે કરો સાધુએ તેને એકાન્તમા જવાનુ સુચવ્યું. મીરાએ કહ્યું કે મારા ગિરિધર-લાલ ન હોય એવુ એકાંત સ્થળ હું આખા વિશ્વમા પણ દેખતી નથી, તો એવુ એકાંત હું કયાથી લાવુ! સાધુની વિષયેચ્છા આવા ગર્ભિત ઉપદેશથી ગળી ગઈ અને માતા કહી મીરાને ચરણે પડયો. ભક્ત મંડળમા આનંદ થયો, અને મીરાએ પ્રેમભક્તિની ધુનમાં ગાયુ કે "દરદ ન જાને કોઈ"

મીરાના આવા આચરણોથી દુઃખી થઈ, રાણાએ એને દેહત્યાગ કરવાનું કહાવ્યું. તેથી દુઃખી થઈ મીરાએ ગામ બહારની નદીમા મૃત્યુ-ની ઇચ્છાએ ઝંપલાવ્યુ પણ કોઈ દેવદૂતે તેને ઉગારી, અને એને કહ્યુ કે હજુ તારે સંસારમા ઘણા કાર્યો કરવાના બાકી છે, અને ભક્તિનો મહિમા પ્રસારવાનો છે. ભાન આવતા મીરાએ પોતાના દેહને યમુના તટે જોયો. મીરા ત્યાંથી વાટ પુછી વૃંદાવન ગયા.

મીરાંબાઈને નામે આવી આવી ઘણી વાતો પ્રચલિત છે પણ આપણા દેશમા તો ભાગ્યેજ કોઈ પણ સંતજન કે મહાપુરુષની આસપાસ આવી કથાઓના તાર વીંટાયેલા ન હોય. આપણો ઘણો ખરો ઇતિહાસ લોકકથા રૂપે સચવાયેલો છે. અને એવી વાતોમા દરેક જણને પોતા વાતમાં કૈંક ઉમેરવાની કે ઓછું કરવાની લાલચ થયા વિના રહેતી નથી. પરિણામે ઇતિહાસમાં ઇતિહાસ કરતા દંતકથાનો ભાગ વધારે હોય છે.

કુંભારાણાની સુંદર મહારાણીની પ્રેમભક્તિ અને સંસારત્યાગમાં જેટલો અદ્ભુત રસ છે, તેટલો ભોજરાજની વિધવા રાણીના આત્મ-સમર્પણમાં ઘણાને નહીં લાગે. વિધવાને કર્મે તો તપ, વ્રત અને ભક્તિ લખાયેલાં જ છે, એવી કૈં માન્યતા આપણા સમાજમાં આવી ગઇ છે. પણ હિંદુસ્તાનના ત્રણે ખુણે નામ પ્રસરાવનાર આ સ્ત્રીના જીવનમાં ને વ્યક્તિત્વમાંથી અપૂર્વતા જુદી જુદી કથાઓની ચાળણીમાંથી ટપકી રહ્યા વિના રહેતી નથી. અને એની કવિતાનો રસ તો થોડે કે ઘણે અંશે સંસ્કાર જેટલો જ અગત્યનો લોકહૃદયને થઇ પડયો છે. કવિતા શું એ સમજાય ત્યારથી મીરાંના નામ અને પદની ઓળખાણ શરુ થાય છે. અને જીવનમાં અનેકવાર એના પદરસના લાલિત્યમાં દુખી જનો આશ્વાસન શોધે છે. ઉત્તર, પશ્ચિમ અને પૂર્વનાં "મીરાં કે પ્રભુ ગીરધર નાગર" એ કડીની ધૂન જેના કર્ણમાં એક વાર પણ ન પડી હોય, એવાં નર કે નાર કોઈ હશે ખરાં?

**[૧]મીરાંબાઇ રચિત ગ્રંથો તથા પદોની યાદી**

૧. નરસીંહજી કા માયરા; નરસીંહ મહેતાનું મામેરૂં જુદા જુદા રાગ પદમાં છે. તેની પ્રથમ કડીની બીજી પંક્તિમાં છે કે "નરસીંહકો માયરો મંગળ ગાવે મીરાં દાસી" અને તેની પાંચમી કડી ઉપરથી જણાય છે કે તે ભક્તિ કથા પોતાની મિથુલા નામની સખીએ ભક્તોને સંભળાવી હતી.

૨. જયદેવકૃત ગીતગોવીંદની ટીકાઃ આ ટીકા કુંભારાણાએ કરી છે, એમ પણ કહેવાય છે. તે સાથે મીરાંબાઇને નામે પણ લોકો ચઢાવે છે. તેથીજ લાગે છે કે મીરાંનો અને કુંભારાણાનો સંબંધ લોકોએ માન્યો હશે અને પ્રચલિત થયો હશે.

૩. રામગોવીંદઃ પંડીત ગૌરીશંકર માને છે કે એ ગ્રંથ કવિતાનો હતો, તે મળતો નથી.

૪. પરચુરણ પદો તથા ભજનોઃ કહેવાય છે કે જોધપુરના દરબારમાં મીરાંના પદો તથા ભજનોનો સંગ્રહ છે. તે પદો તથા ભજનો તથા આપણા વાંચવામાં અને સાંભળવામાં આવે છે તે મીરાંકૃત છે પણ તેમાં કેટલાક ક્ષેપક પણ છે, તથા ઘસાઈ ઘસાઇને હિંદી, મારવાડી, અને ગુજરાતી શબ્દોથી મિશ્રિત થએલાં છે.

[૧]ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાના 'મીરાંબાઈ'માંથી આ યાદી લીધી છે.

# ગ્રેજ્યુએટ

લેખક

રા૰ લલિતમોહન ગાંધી

## અંક પહેલો

### પ્રવેશ ૧

સ્થળ: મોં કૉલેજ રેસીડન્સીને એક ખંડ.

સમય સવારના ૮ પછીને

[વિશ્વ વિદ્યાલયના ગ્રેજ્યુએટ મી૰ સુમનલાલનો નાનકડો ખંડ—દીવાલો પર ચારે તરફથી આર્ય કે અમેરીકન યુવતીઓની પાશ્ચાત્ય સ્નેહની મીમાંસા રજુ કરતા ચિત્રો લટકી રહ્યા છે. જમીનપર સુંદર જાપાનીઝ રંગીત સાદડી પાથરેલી જણાય છે. એક રીડીંગ ચેર, એક waiting table એક Teapie અને એક સાદી ખુરસી પડેલા જણાય છે. ખુણામાં Tea table સદા બનાવવાના વાસણ વીગેરે પડેલા જણાય છે. બારીમાંથી આવતા સૂર્યના કિરણોથી ખંડમાં પ્રકાશ ઉભરાઇ રહે છે. ખંડની વચમાં પડેલી teapie ઉપરની ફુલદાનીના સુહાગી ફુલો પ્રભાતની મંદ લહેરીઓ વડે ઝુલી રહ્યા છે. પલંગ પર સુમનલાલ સુંદર શાલ ઓઢીને આળસમાં ને આળસમાં સુંવાળી શૈય્યાની હુંફ છોડવી ન ગમતી હોય તેમ માથા નીચેના ઉશીકાને બાથમાં રાખીને સુતેલા જણાય છે અને થોડીવારે Alaram clock વાગે છે.]

સુમનલાલ: કમબખ્ત ઘડીયાળ! કેટલી ફેરી વાગ્યા કરે છે!

[કંટાળે છે અને ઘડીયાળ તરફ નજર ફેંકે છે]

ઓહો ' આઠ વાગી ગયા ને ' મેં જ વહેલા ઉઠવા alarm મુક્યું હતું ને '

[આંખો મીંચીને તકીયાને જોસ સાથે દબાવીને પડી રહે છે]

ખેર, વહેલું ન જ ઉઠાયું! [થોડી વારે] છટ ' એ વહેલા ઉઠવાનું વહીતરું હવે મારે ગ્રેજ્યુએટ થયા પછી કરવાનું હોય!

[સુતા સુતા વાળના ઝુલ્ફાને ઠીક કરે છે. અને પછી પથારી છોડીને ઉભો થાય છે. શાલ પલંગ પર બરાબર બીછાવે છે અને રીડીંગ ચેર પર પડે છે. ન્યુઝ પેપર આવેલું છે તે લે છે અને picture page જુએ છે.]

ઓહો. પરમ દિવસની sports નાં ચિત્રો આવી ગયા! By jove, મંદાકિની! છબી કેટલી સરસ પડી છે '

[છબીની નીચેનું title વાંચે છે.]

First Prize Winner Ladies Musical Chair Competition.

[બે ચાર મીનીટ ધારી ધારીને મંદાકિનીની છબીને જોઇ રહે છે.]

મંદાકિની છે તો ફાંકડી! Oh yes a brick! પણ ચારિત્ર્ય નહીં મળે. પેલા ભામટા સાથે કેટલાં નખરાં કરે છે.

[ટેબલ પરથી કાતર લઇને મંદાકિનીની છબીને ન્યુસ પેપરમાંથી કાપે છે. અને પોતાની 'ઉષા'ની પ્રતમાં મુકે છે. થોડીવાર જોઈ રહે છે. મોં પર આછું સ્મિત છવાય છે. ] કોણ જાણે શું હશે! એને જોવી મને ગમે છે પણ એની સામું પણ જોવાતું નથી! એને મારા તરફ જોતાં જરાય સંકોચ પણ નથી થતો. મારી મશ્કરી કરતી હોય તેમ જોઈ રહે છે! કેટલી મગરૂબી! કેટલો તિરસ્કાર!

[નીચલો હોઠ કરડે છે. ન્યુસ પેપર ફેંકી દઇને ઉભો થાય છે. આરસી આગળ જઇને વાળ ઓળે છે. એક એક વાળ બરાબર ગોઠવે છે.]

એવકુફ હજામ, મારા વાળ બગાડી નાખ્યા!

[આરસીમાં ધારી ધારીને મુખમુદ્રા જોઈ રહે છે. આત્મ સંતોષ છવાઈ રહે છે.]

બધું સારૂં છે પણ આ ખીલના ડાઘા રહી જતા ન હોય તો!

[Ven yusa નો પોટ લઇને સહેજ લગાડે છે. આત્મ સંતોષના આનંદમાં એનાં પોપચાં ઘડીભર મીંચાય છે.]

[નોકર દાખલ થાય છે.]

કેમ તું આવ્યો? રાજેન્દ્ર શેઠ કયાં છે!

**નોકર:** મને જોવા મોકલ્યો તો કે તમે ઉઠયાં કે નહીં.

**સુમનલાલ:** જા, જલ્દી મોકલ.

[ નોકર જાય છે અને વિચારમાં પડી જાય છે ]

છટ આજનો દિવસ કાંઈ સારો નહીં. ઘેરથી કાગળ હજુ કેમ ન આવ્યો સરલા......

છટ એ નામ મારાથી કેમ બોલાઈ ગયું. હિંદુ શાસ્ત્રકારોએ પાપ ગણ્યું છે. કોણ જાણે કેમ. ઘેર તો એને નામ દઇને બોલાવવાનું ઘણુંય મન કરૂં છું. પણ કમબખ્ત જીભ ઉપડતીજ નથી! Oh the tyranny of Custom.

[ બારણામાંથી બહાર જુવે છે ]

હશે. ચાલ એનો કાગળ આવ્યો કે નહી તે જોઇ આવું!

[ચમ્પલમાં પગ ભરાવે છે અને બહાર જાય છે.]

[પડદો પડે છે]

## પ્રવેશ-બીજો

**સ્થળ:** લૉ કૉલેજ રેસીડન્સીનો સુમનલાલનો ખંડ

**સમય:** સાડા આઠ પછીનો......

[સુમનલાલના મિત્રો રાજેન્દ્ર, ઉપેન્દ્ર અને રમેશ દાખલ થાય છે. રાજેન્દ્ર ખુરસી પર, ઉપેન્દ્ર પલંગ પર અને રમેશ બારીમાં બેસે છે. ઉપેન્દ્ર Indian Daily Mail લઇ વાંચવાનું શરુ કરે છે.]

**ઉપેન્દ્ર:** રાજેન્દ્ર જોયું? college sports ની છબી આજના પેપરમાં આવી ગઈ. અરે આ છબી કોણે કાપી લીધી? મંદાકિનીનેજ Musical chair નું prize મળેલું ને!

**અપ્તરંગી :** ચુપ. આજે ચહાનું આટલું બધું મોડું કેમ !

[સુમનલાલ પાણીનો પવાલો લઈ દાખલ થાય છે.]

Talk of the Angel and the Angel will alight before your eyes. હમણાંજ કહ્યું કે ચહાનો શોખીન તો સુમન.

[રાજેન્દ્ર, ઉપેન્દ્ર, રમેશ એક બીજાની સામું જુએ છે. અને આછું સ્મિત ફરકી અદૃશ્ય થાય છે.]

**સુમન :** ખોટી વાત નથી. [મોઢા પર શરમની લાલી ચડે છે.]

એક કપે એક ચમચી લીપ્ટનની yellow tin ની ચ્હા, બે ચમચી ખાંડ અને પાસેર દુધમાંથી ત્રણ કપ ચહા એ મને કેટલા અનુભવ પછી શીખવાનું મળ્યું છે. Corneglia કરતાં આપણે સારી ચહા પીએ છીએ. કેમ ખરુંને !

[ સુમનલાલ ચહા બનાવવાના કામમાં પ્રવૃત્ત થાય છે. ]

**ઉપેન્દ્ર :** Look here અપ્તરંગી, આ સુમનભાઇની એક theory છે. પણ સુમનભાઇની હોશીયારી તો ગઈકાલની feast માં હતી.

**અપ્તરંગી:** અરે, એવું શું હતું !

**રાજેન્દ્ર:** [કટાક્ષમાં]—બરફી સુરમું ને દુધ અને જાંબુડીયા રંગનું મોગરીનું રાયતું.

**અપ્તરંગી:** અરે આવી વર્ણસંકર feast સુમનભાઈ, આ શું !

[સુમનલાલ ચુપ રહે છે. એના મોંઢાપર કચવાટનાં ચિન્હો દેખાય છે.]

**ઉપેન્દ્ર:** Dont you see? એ તો અપ-ટુ-ડેટ feast હતી. આ રમેશને તો જમીને તરતજ ઇરાનીને ત્યાં જઈ પેટ ભરવું પડ્યું.

**રાજેન્દ્ર:** સુમનભાઇ તો એમ કહેતા કે આપણા લોકને કોઇપણ જાતનું appreciation નથી. હીંદુસ્તાનના લોકોને શોધખોળનો શોખ નથી. આપણે તો હજારો વર્ષોથી જે કરતા આવ્યા તે આજે પણ કરવાના ! Practicle change કરતાં તો આપણે શીખ્યા નથી Am I right Sumanbhai?

[બધા સુમનભાઇ તરફ સાપેક્ષ જોઈ રહે છે.]

**સુમનલાલ:** Dont Disturb me. આ ચહા steam થાય છે તેને ; timing આપું છું. તમે બધા ગમાર તે ગમારજ રહેવાના.

[બધા ખડખડાટ હસે છે.]

**અપ્તરંગી:** ચહાને વળી timing શું !

**રાજેન્દ્ર :** ખબર નથી તને ? સુમનભાઈની theory છે કે ચહા ઉપર પાણી રેડવાથી પાણી ઉપર ચહા નાખ્યા કરતાં સારી ચહા બને છે. અને ચહા પર પાણી નાખી અમુક ટાઈમ સુધી કીટલી બંધ રાખ્યાથી ચહામાં lovely taste આવે છે.

**સુમનલાલ :** [ ગંભીરાઇથી ] જુઓને અપ્તરંગીભાઈ, એ બીલકુલ ખોટી વાત નથી. આ બાબત પર મને experiment કરતાં ચાર વર્ષ થયાં. This theory is based on experiment-

[ ચહા તૈયાર થાય છે અને બધા ચહા પીવા માંડે છે. ]

અપ્તરંગી : My congrats Sumenbhai—A lovely cup. પણ આ મોટા ગર્લ ફાયનાન્સ ન્યુફીમાં રમના મોમરીના રાખનાનું શું કહે છે!

રમેશ : You dont understand it at all. સુમનલાલની theory છે કે દરેક શાકનું રાંધનું થઇ શકે છે. મફરીમાનું ગમતું એમનું પેન્ટ છે અને જ્યુફીમાં રમ એમને ઘણોજ પસંદ છે.

[ સુમનલાલ ગુસ્સે થઈ રમેશ સામું જોઈ રહે છે ચહા પીવા કરે છે. ]

રાજેન્દ્ર : Right, એમને માટીના રમ પણ એજ પસંદ છે. માત્ર હમણાં એકલીજ મુશ્કેલી ઉભી થઇ છે કે એવી સાડી સાથે match થાય એવી બનાવી કયા રંગની લેવી.

[ સુમનલાલ હમનું ખાલી રાખી ડાહ્યા થઈને બેસી રહે છે. ]

અપ્તરંગી : કેમ સુમનભાઇ, કાંઈ બોલતા નથી ?

સુમનલાલ : મને તમારા બધાની દયા આવે છે. Latest Invention શું છે તે તમે સમજી શકતા નથી. Hindu dish ની Monotony relieve કરવા માટે તે પ્રયોગ હતો. opportunies never come again and again અરે આ જમાનો તો ગાંધીજીનો practical idealist નો.

[ બધા થોડી વાર શાંત બેસી રહે છે. ચહા પીવાઈ રહે છે. ]

ઉપેન્દ્ર : સુમનભાઈ જુઓ, આ તમારે માટે ખાસ.

[ Indian Daily Mail માંથી એક આર્ટિકલ બતાવવા જાય છે ]

અપ્તરંગી શું છે?

ઉપેન્દ્ર : આ એક flapper પર લેખ છે તે એમની એક theory ની વિરુદ્ધ છે.

[ રમેશ હસે છે. રાજેન્દ્ર હસવું દાબી રાખે છે. ]

રોજ અહીં આવતા હો તો રોજ નવી નવી theory શીખવા મળે.

અપ્તરંગી : સુમનભાઈ, આ શું કહે છે!

સુમનલાલ : આ લોકોને કોઈ વાત પણ શું કરે આપણા સમાજમાં જો ઘરમાંથી છોકરીઓને વધારે મોટી કરે તો મહાન અનર્થ નીપજે એમ છે. આપણા ત્યાંનું વાતાવરણ—કુદરતનું અને સમાજનું—આપણે ત્યાંની છોકરીઓને Hot house plants માફક પકવે છે એ ઉમરે આપણે ત્યાં છોકરીઓ તદ્દન fit થઇ જાય છે.

રાજેન્દ્ર આ નવો શબ્દ fit!

[ બધા ખડખડાટ હસે છે, સુમનલાલ તિરસ્કારથી ગીમાતા હોય તેમ જોઈ રહે છે. ]

અપ્તરંગી : પણ ઉપેન્દ્ર આ flapper વાળીના article માં શું છે.

ઉપેન્દ્ર : લ્યો ને તમેજ મોટેથી વાંચોને!

[ અપ્તરંગી છાપું લે છે ને વાંચે છે. ]

અપ્તરંગી : A woman is at her best between eighteen and twenty two. A girl between those years of her fascinating life is called a flapper.

[ અપ્તરંગી અટકે છે. ]

રાજેન્દ્ર : જો એમજ હોય તો આપણે ત્યાં તેર વરસમાં લગ્ન શા માટે કરી નાંખવાં જોઇએ. Sumanlal seems to be in favour of early marriages.

રમેશ : એ તો હમણાં હમણાં તરફેણ કરતા થયા છે. પહેલાં તો early matriages વિરુદ્ધ હતા—પણ પછી શું થયું કે વિચાર ફેરવાયો.

રાજેન્દ્ર : Guilty conscience always betrays itself.

[સુમનલાલ એકદમ ગુસ્સે થઈ જાય છે. અને રુઆબમાં બધાને જોઈ રહે છે;]

સુમનલાલ : મારું insult. I say on oath. હું નથી પરણ્યો!

[બધા ખડખડાટ હસી પડે છે.]

અમરંગી ! ના, ના, સુમનભાઇ, જુઓ વાત વાતમાં ખોટું લગાડો અને બાયબાઈ માફક રીસાઈ જાઓ એ ઠીક નહીં. you must be sport. હે સુમનભાઇ, તમારા લગ્નમાં નોતરશોને !

રાજેન્દ્ર : I will refuse to attend if Sumanbhai is going to marry a child. હીંદુસ્તાનનું આવાં લગ્નોજ સત્યાનાશ વાળવા બેઠાં છે. આપણે ત્યાંની કુમારિકાઓને મુગ્ધાવસ્થા જેવી વસ્તુજ નહી. એકદમ પ્રૌઢાજ થઇ જવાનું.

અમરંગી : Now dont be silly પણ સુમનભાઇ તમે પરણો તે નકામું. સ્ત્રી સ્વાતંત્ર્યમાં નહી માનતારા છો એમ ઉપેન્દ્ર કહેતો હતો. આ જમાનામાં તો સ્ત્રીઓને freedom હોય તો પરિણીત જીવનમાં ગમ્મત આવે.

રમેશ : પેલી મંદાકિની કહેતી હતી કે કેટલાક ગમાર જેવા મરદો સ્ત્રી પાસે છોકરાઓ ઉંચકાવે એ જાહેર રસ્તામાં ને જાહેર જગ્યાએ કેટલું નામોશી ભર્યું દેખાય.

[સુમનલાલને ગાલે શેરડા પડે છે.]

સુમનલાલ : That may be. પણ મારા એ બાબત પર ચોક્કસ વિચાર છે. બહુજ વિચાર કરી જોયા પછી હું એ મત પર આવ્યો છું. મારી એક Theory છે.

[બધા શાંત થઇ જાય છે. સુમનલાલ તરફ ઉત્સુક થઇને જોઈ રહે છે.]

એ ગમે તેમ કહો પણ આખરે સ્ત્રી પુરુષથી ઉતરતી હજારવાર. અને હીંદુસ્તાનના શાંતિ ખાતર, સમાજના આચાર, વિચાર, સંસ્કૃતિ, સંસ્કાર વીગેરેના ઘડતર વીશેની તમામ બાબતની પુરુષોએજ સંભાળ રાખવી જોઇએ. મારું તો માનવું છે કે પગની ચંપલથી માંડીને અંબોડો કેવો વાળવો એ બાબત સુધી સ્ત્રીઓએ પુરુષોની સલાહ લેવી જોઇએ.

ઉપેન્દ્ર : ત્યારે સુમનભાઈ તમે તો He for God in Heaven and she for God in him. એ મતના દેખાઓ છો.

સુમનલાલ : હા, બરાબર. પુરુષને માથે સ્ત્રીનું રક્ષણ કરવાનો ધર્મ અનાદિકાળથી ચાલતો આવેલો છે સ્મૃતિઓ એમ કહે છે. હું માનું છું કે સ્ત્રીઓને એક પ્રકારનું એવું વાતારણ વીંટી રહેલું હોય છે કે પુરુષોએ સ્ત્રીનું રક્ષણ કરવું જ જોઇએ નહીં તો ઠેર ઠેર ભટ્ટાજ રહેશે.

રાજેન્દ્ર: ત્યારે તો U. T. C. માં જોડાયા. તે ભવિષ્યમાં રક્ષણ કરવાની જરૂર પડે તે દીર્ઘદ્રષ્ટિ વાપરીને થયા હશો. પછીથી બંદૂક નહિ તો છત્રી!

[બધા ખડખડાટ હસે છે. સુમનલાલની આંખો લાલ થાય છે.]

અમરંગી : નહી એમ નહી. પુરુષોને જાને દુનીયાના બીજા તમામ વાતાવરણથી દૂર રાખી પોતાના એકલા પરજ આશ્રય રાખી પોતાને તેની દુનીયા બનાવી તેમાંજ જીવતી રાખવામાં વિજેતાના જેવો આનંદ સાંપડે છે.

રમેશ : If it is so, it is a brute joy.

[સુમનલાલ એકદમ ચીડવાઈ જાય છે.]

સુમનલાલ: Now will you please leave. મારે વાંચવું છે! you are set of idlers.

અમરંગી: Very sorry. સુમન. માફ અમે જતા રહીએ. અમને શું ખબર! અમે તો માન્યું કે તને discussionમાં મઝા પડે છે.

સુમનલાલ: Oh: that is all right.

[સરોજ સુમનલાલ બાજુ તરફ જોઈ રહે છે. અમરંગી ઓવર કોટ પહેરે છે. ચોપડીનો ભારો બગલમાં મારે છે અને છત્રી ઉપાડે છે અને સુમનલાલ તરફ નમન કરે છે. રાજેન્દ્ર, ઉપેન્દ્ર, રમેશ બધા ટોળે વળી જુએ છે અને જાય છે.]

સુમન : Oh my good friends.

[ખડખડાટ હસે છે.]

[પડદો પડે છે.]



## અંક બીજો
### પ્રવેશ પહેલો

**સ્થળ:** લૉ કૉલેજ જીમખાના પેવેલીયન.

**સમય:** સાંજના ત્રણ પછીનો.

[સ્પોર્ટ ડ્રેસમાં અપ્તરંગી ને રાજેન્દ્ર દાખલ થાય છે. સામે ટેનીસ રમાય છે તે જોતા હોય એમ જણાય છે.]

**રાજેન્દ્ર:** આજે સુમનભાઈ ઠીક સપાટામાં આવી ગયા. એ શું કરવાનો!

**અપ્તરંગી:** નોકરી બીજું શું! બી. એ. થયાને બીજું કાંઈ સુઝયું નહીં તે આ menagerie which all Graduates Join. તમો દાખલ થયા. અરે એ તો કાંઈ માણસમાં છે. આ ગુજરાતના ગ્રેજ્યુએટ ગુજરાતનું નામ બોળવાના! એના જેવું વિચિત્ર પ્રાણી દુનીયામાં શોધ્યું પણ ન જડે. એના જીવનને આદર્શ નહી. એના ભણવાને અર્થ નહી. એ શું કરી રહ્યો છે એ એ સમજે નહી. એ શું થનાર છે તેનું એને ભાન નહી. વાંદરાના ખેલ જેવું છે. નગારુ વાગે ને વાંદરું નાચે. સામાજિક વાતાવરણનો સુસવાટ વાયો અને બધા તેમાં તણાયા આ સુમનલાલ ગ્રેજ્યુએટને બદલે cook થયા હોત તો ઠીક થતે.

**રાજેન્દ્ર:** એની theory થી તો તોબાહ! વેંગણના શાકમાંથી વાંદો કેમ નીકળ્યો. તેનાપર પણ એક theory તો ખરીજ.

**અપ્તરંગી:** એ તો ઠીક, પણ આપણી સમાજ, પહેરવેશ, સામાજિક રીતભાત, આચાર વિચાર એ તમામ બાબતમાં કૉલેજીયનનું અનુકરણ કરે છે. આપણે સ્કુલમાં હતા ત્યારે જ્યાંમ કોઇ કૉલેજીયન ગામ આવતા તો તેમનું અનુકરણ કરવામાં આપણને કેટલો રસ પડતો.

**રાજેન્દ્ર:** Yes.

**અપ્તરંગી:** આજ યુનીવરસીટી સ્થપાયાને કેટલાંએ વર્ષો થઈ ગયાં, અને દર વર્ષે કેટલાં છપાયલાં કાટલાં બહાર પડે છે! આવા અક્કલ વગરના, વ્યવહાર ન સમજનારા બોચીયા unpractical idiots જ્યાં સુધી ગ્રેજ્યુએટ થઈ બહાર પડવાના ત્યાં સુધી દેશનું શું ભલું થવાનું હતું. નહી શરીરમાં તાકાત અને ભેજામાં ભૂંસું. ગ્રેજ્યુએટ એટલે Sentimental girl એનામાં વિચાર કરવાની શક્તિજ હોતી નથી. He has no thoughts. આપણો સમાજ તો ત્યાંને ત્યાંજ રહેવાનો—આપણે ત્યાં સુમનભાઇઓ કંઈ ઓછા છે. મુરખ કહે છે કે તેર વરસની છોકરી......શું થઈ ગઈ!

**રાજેન્દ્ર:** Fit.

[બંને ખડખડાટ હસે છે]

**અપ્તરંગી:** Almost a sensational word! એવા લગ્નોમાંજ આપણા સમાજની શારીરિક અને માનસિક અવનતિ. *બીજું શું!* છેકજ જડસો છે.

**રાજેન્દ્ર:** જડસો શેનો છે બાયલો તો છે! ભાઈનું ભાપણ હમેશ કૉલેજની છોકરીઓ પર—એમને જુએ કે ભડકીને નાસી જાય. પણ Scandal માં નંબર વન A weak mind.

**અપ્તરંગી:** Yes an uptodate બાયાબાઇ. એનું બધુંજ એવું છે. કપડાં ટાપટીપ કરીને પહેરે અને બંને બાજુ જોતો જોતો ચાલે અને સામું જોઇએ તો શરમાઈ જાય.

રાજેન્દ્ર: Nice Name that, અરે એ છે તો અહીં ગમ્મત છે.

અમ્તરંગી Yes, he is a sincere fool.

રાજેન્દ્ર Right ho. "It is a rare luxury in life to have an occasion to recapitulate that you had been in the company of fools "

[બન્ને ખડખડાટ હસે છે]

અમ્તરંગી: Force of character જેવી વસ્તુજ નહી. કમાવાની વાત નહીં પરણવામા પહેલા. કાલે ભણીને ઉતર્યા પછી શુ કરવાના–જીવનનો આદર્શ—જેવુ કશુ મળેજ નહી, ગમે તેટલા માયકાંકલા જેવા છોકરાની બૂંભર ભેગી કરે They never live for any ideal અને પુછીએ કે ભણીને શુ કરવાના તો બોઘા જેવા તમારા સામુ જોયા કરે

રાજેન્દ્ર અરે એટલાથી ક્યા પતે છે મા બાપ અગાડી એક શબ્દ બોલાય નહી અંતરમા જુના Superstitions ને રિવાજો વિરૂદ્ધ ગમે તે ધર્યું હોય તો એ બધા Strictly પાળે એટલુ તો નહી પણ Friends circle મા મળાક થય ત્યારે પાછા Justify કરવા મથે.

અમ્તરંગી: Oh yes. The graduates with their imbecility of mind give life to old superstitions beliefs and ruinous and dangerous customs. બાકી આપણો સમાજ આટલા બધાં વર્ષો થયા જરી પણ ન સુધરે તેનું શું કારણ!

[બન્ને આત્મસંતોષથી એક બીજાની સામું જોઈ રહે છે અને હસે છે સુમનલાલ પીંગપોંગ બેટ લઇને દાખલ થાય છે.]

અમરંગી ઓહો સુમનભાઈ કાંઈ બહુ થાકી ગયા હો એમ દેખાય છે ને.

સુમનલાલ: Yes પીંગપોંગના બે સેટ રમ્યો તમે બધા ગમે તેમ કહો પણ પીંગપોંગમા મને તો બહુ સારી Exercise મળે છે.

[અમરંગી ને રાજેન્દ્ર એક બીજાની સામું જુએ છે અને હસવુ ખાળી રાખે છે.]

અમરંગી: Nonsense. સુમનભાઈ, જરા ટેનીસ રમો, ફુટબોલ રમો તો ઠીક. મરદને તે વળી પીંગપોંગ રમવાથી Exercise હોતી હશે!

સુમનલાલ મને તો અહીં જીમખાના આવવુ ગમતુંજ નથી બેઠા બેઠા જરા ગપ્પાં મારતા હોઇએ કે કોઇ નોવેલ વાંચતા હોઇએ તેમાજ મઝા પડે છે. નાહકના શરીરને થકવી નાખવાની ઉઠવેઠ શા માટે

રાજેન્દ્ર પણ સુમનભાઈ, બપોરે ક્યાં ગયા હતા? કંઈ દેખાયાજ નહીં. અમે તો તમારી વાટજ જોતા હતા

સુમનલાલ - હું જરા માતાએ ગયો હતો.

અમરંગી. કેમ માતાએ જવું પડ્યુ?

સુમનલાલ: બી એ. ની પરીક્ષાની માનતા બાકી હતી. જરા મનમાં ઠીક નહોતું રહેતું. દેવની માનતા ક્યાં સુધી રાખી મુકીએ!

[રાજેન્દ્ર અસ્રરંગીની સામું જુએ છે. અને
આંખ મારે છે.]

**અસ્રરંગી :** શું સુમનભાઈ, ગ્રૅજ્યુએટ થયા ને તમારે માનતા, દોરા, ધાગા કરવાના રહ્યા! અફસોસ! I say it is demned shame...

[જીમખાનાનો બૉય દાખલ થાય છે.]

**બૉય :** [અસ્રરંગીને] સાહેબ, સેટ પુરો થયો. તમને બોલાવે છે.

[બૉય જાય છે.]

**અસ્રરંગી :** સાહેબજી, સુમનભાઈ! રાતે હવે મળશું.

[અસ્રરંગી ને રાજેન્દ્ર જાય છે અને સુમનલાલ એક ડેકચેર ખેંચીને તેમાં પડે છે.]

**સુમનલાલ :** Yes a demned shame.

[આવેશમાં ઉભો થાય છે અને પીંગપોન્ગનું બેટ બગલમાં મારી જાય છે.]

[પડદો પડે છે.]



## અંક ત્રીજો.
### પ્રવેશ પહેલો.

**સ્થળ :** લૉ કૉલેજ રેસીડેન્સીમાંનો સુમનલાલનો ખંડ.

**સમય :** રાતના નવ પછીનો.

[ઉદ્વિગ્ન મનના સુમનલાલ આમતેમ આંટા મારતા દેખાય છે. કપાળે કરચલીઓ વળે છે. હાથની મુઠીઓ ઘડીમાં વળે છે ઘડીમાં હાથ ઘસે છે. આખો મહીં ચિંતા નજરે ચઢે છે.]

**સુમનલાલ :** Oh what a life—Contradictions ઠગલેબંધ—પેલા અમરંગીએ માનતા માટે શું કહ્યું—damned shame. yes ત્યારે બીજું શું ? shame નહીં તો જે મને મૂર્ખ જેવું લાગે છે તે ક્યા સુધી કર્યા કરીશ ! કેટલા વહેમો કયા સુધી એમને એમ ટકાવી રાખીશ. હમેશ કોઇને કોઇને please કરવાના હોય અને પછી વહેમ ને મુરખ જેવા લાગે તો વહેમને પોષ્યા કરવાના.

[પછડાતો રોકીંગ ખુરસીમાં પડે છે અને ક્ષણભર આંખો મીંચી દે છે.]

I am tired of this life ભણ્યો તો હવે શું કરવાનો ! કશુએ સુઝતું નથી. જોતજોતામાં બે વરસ તો ચાલ્યા જશે પછી એલ એલ. બી થઇને એ શું કરીશ. કેવુ શુગાળામણુ !

[દુઃખની છાયા છવાઈ રહે છે ]

નોકરી–કમનસીબ નોકરી–શું મળશે ! સાઠ સીત્તેર એમાં સરવા અને આજકાલમાં મોંઘી આવશે તે—

[આંખો ક્ષણભર મીંચી દે છે.]

જીવનમાં હું શું કરી શકું. અત્યારથી. તો થાકી ગયો છુ !

Alas my childhood dreams—આજે તો મારું મગજ બહેર મારી ગયુ છે.

[ ઉભો થાય છે ખંડમાં આંટા મારેછે ]

ખરેખર એમજ લાગે છે કે there is happiness in death.

[લમણા બે હાથવડે દાબે છે. ઉશ્કેરાયેલો આમતેમ ફરે છે થોડી વારે બારણા પર ટકોરા થાય છે ]

Yes come in.

[રાજેન્દ્ર, અખ્તરંગી, ઉપેન્દ્ર, રમેશ દાખલ થાય છે. અજાયબ થતો સુમન બધાને જોઈ રહે છે ]

કેમ અહીં શુ દાટયુ છે ?

**રાજેન્દ્ર:** અમે લાઇબ્રેરીમાં બેઠા હતા અને તારો તાર આવ્યો. અમરંગીએ સહી કરીને લીધો. અમે તને આપવા આવ્યા છીએ. કાંઈ વધામણી !

[સુમન તાર લે છે ફાડે છે અને વાંચે છે આંખ મહીંથી પ્રસન્નતા રેલી રહે છે.]

**અખ્તરંગી :** કેમ છે કાંઇ ખુશ ખબર !

**સુમનલાલ :** કાંઇ નહીં.

[રાજેન્દ્ર પછાડીથી આવી તાર લઇ લે છે અને મોટેથી વાંચે છે.]

**રાજેન્દ્ર :** Sarla delivered of a daughtar. Both well.

Vakil.

**અમરંગી:** કેમ ભાઈ, આ શું છે!

**રાજેન્દ્ર:** હું શું નહોતો કહેતો. સુમનભાઈ છુપાવતા હતા. એ પરણેલા છે, એમને ત્યાં લક્ષ્મી પધાર્યાં.

**બધા:** Congratst સુમનભાઈ ચાલો feast થવા દો.

આજે કંઈ નહી તો Greens નું આઈસ્ક્રીમ.

[બધા સુમનલાલનો વાંસો થાબડે છે અને ખડખડાટ હસે છે.]

**રાજેન્દ્ર:** અભિનંદન. અમારે મન તો તમે પરણ્યા અને પપ્પા એકે દહાડે થયા.

[સુમનલાલ કચવાટમાં આડું જોઇ રહે છે અને બધા સુમનલાલના બંને હાથ પકડી ઘસડે છે. આનંદના પોકારો કરે છે અને જાય છે. અમરંગી જોઇ રહે છે. આછું સ્મિત એના મુખે છવાય છે.]

**અમરંગી:** Alas for a graduate! આપણા ગ્રેજ્યુએટ જેવું જનાવર બીજું શોધ્યે પણ જડે એમ નથી.

[કપાળે હાથ દે છે અને જાય છે.]

[પડદો પડે છે.]



# નરસિંહ યુગના કવિઓ તથા તેમની કૃતિઓ

સંપાદક: શ્રી. કે. મા. મુનશી તથા શ્રી. કપો. હ. દવે

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૪૩૦ ૧ | સોમસુંદર સૂરિ[2] મૂલનામ સોમચંદ; ગામ પાલણપુર, પિતા. સજ્જન, માતા માલ્હણદે, ગચ્છ તપગચ્છ, ગુરુ જયાનંદ સૂરિ | આરાધનારાસ (રચ્યા સં. ૧૪૫૦ આસપાસ), ઉપદેશમાલા, બાલાવબોધ ગદ્ય (રચ્યા સં. ૧૪૮૫, લખ્યા સં. ૧૪૯૭), ગૌતમપૃચ્છા બાલાવબોધ ગદ્ય (લખ્યા સં. ૧૫૮૮), યોગશાસ્ત્ર બાલાવબોધ (રચ્યા સં. ૧૪૯૪, લખ્યા સં. ૧૫૨૮), ષષ્ટિશતક બાલાવબોધ (રચ્યા સં. ૧૪૯૬, લખ્યા સં. ૧૫૨૮), નવતત્ત્વાદિ બાલાવબોધ (લખ્યા સં. ૧૫૨૮), ભાષ્યત્રયાવચૂરિ, કલ્યાણક સ્તોત્ર, રત્નકોશ; ષડાવશ્યક બાલાવબોધ, રંગસાગર નેમી ફાગ.[3] |
| સં. ૧૪૩૬ ૪ | મુનિસુંદર સૂરિ[5] ગામ નવસારી, ગુરુ સોમસુંદર સૂરિ | શાંતરાસ (રચ્યા સં. ૧૪૬૦)[4]; સમોસરણસ્તવ (રચ્યા સં. ૧૪૯૯), થંભણપુર પાર્શ્વનાથસ્તવન, સંસ્કૃત ગ્રંથો: ઉપદેશરત્નાકર, ત્રૈવિદ્ય ગોષ્ઠી, જયાનંદચરિત્ર, મિત્રચતુષ્ક કથા; અધ્યાત્મકલ્પદ્રુમ, જિનસ્તોત્રરત્નકોશ, ચતુર્વિંશતિ જિનસ્તોત્ર, ત્રિદશતરંગિણી. |

(૧) જન્મ સં. ૧૪૩૦, દીક્ષા સં. ૧૪૩૭, આચાર્ય પદવી સં. ૧૪૫૭; સં. ૧૪૯૯માં સ્વર્ગવાસ [૨] તપ ગચ્છની ૫૦ મી પાટે પટોધર. [૩] છપાયું છે. [૪] જન્મ સં. ૧૪૩૬, દીક્ષા સં. ૧૪૪૩, સૂરિપદ સં. ૧૪૭૮, યુગપ્રધાન સં. ૧૪૯૯, સ્વર્ગવાસ સં. ૧૫૦૩ [૫] તપ ગચ્છની ૫૧ મી પાટે પટોધર.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઈત્યાદિ |
|---|---|---|
| સં. ૧૪૫૦ | કુલમંડન શૂરિ ગચ્છ: તપ ગચ્છ; ગુરુ:દેવસુંદર સૂરિ. | મુગ્ધાવબોધમૌક્તિકમ્[1] (રચ્યા સં. ૧૪૫૦; લખ્યા સં. ૧૪૯૦). |
| સં. ૧૪૬૦ | લબ્ધિવિજય ગુરુ: પુનમગચ્છ લક્ષ્મીચંદ્ર. | સુમંગલાચાર્ય ચતુષ્પદી. ૧૪૬૦. |
| સં. ૧૪૬૨ | જયશેખર સૂરિ ગચ્છ: અંચળ ગચ્છ; ગુરુ: મહેંદ્રપ્રભ સૂરિ. | ત્રિભુવન દીપક પ્રબંધ[2] (લખ્યા સં. ૧૪૬૨); પ્રબોધ ચિંતામણિ(સં. ૧૪૬૨) સંસ્કૃત; ધમ્મિલ ચરિત મહાકાવ્ય (૧૪૬૨) પ્રાકૃત; જૈન કુમારસંભવ, સંસ્કૃત; (શત્રુંજય, ગિરનાર અને મહાવીર) ત્રણ દ્વાત્રિંશિકા, સંસ્કૃત. |
| (લ. સં. ૧૪૬૨) | વસ્તિગ... | ...ગતિ ચઉપઈ, (લખ્યા સં. ...૨). |
| સં. ૧૪૭૦[3] | ... | ...શાંતરાસ (રચ્યા... (લખ્યા સં. ૧૮૫૪[4]); હુંડીપદ ... રણુરતવ (રચ... લખ્યા સં.;૧૮૫૪[4]); હારમાળાપદ ...ર પાર્શ્વના... ...કેશરરત્ન... |

(૧) વ્યાકરણનો ... વે સં. ૧૯૪૫ માં છ.પ્ર. હસ્તલિખિત પ્રત ગુ વ સો. ... ) અં ભ. ગાંધી (ભાવનગર) (૩) જન્મ સં. ૧૪૭૦; લગ્ન ...તિ; ... દર્શન સં. ૧૪૯૭; પુત્રનો વિવાહ સં. ૧૪૯૭, પત્નીનું મરણ સં... ...ા કુંવરબાઈનું મામેરૂં, તે પછી હારપ્રસંગ સં. ૧૫૧૨, ચૈત્ર સુદી ર... ...,મવાર, જુઓ નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ (ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ. ઈ... ૧૯૧૩) પ્રચલિત માન્યતા પ્રમાણે ઉપર સાલો આપી છે. પરંતુ નરસિંહ મહેતા... સમય સંદિગ્ધ છે, અહીં આપેલી સાલ રા. અં. બુ. જનીના મત પ્રમાણેની છે, પરંતુ નરસિંહ મહેતાનો સમય સં. ૧૫૫૬થી ૧૬૫૬સુધીમાં હોવાનો સંભવ વધારે છે. વધુ માટે જુઓ 'ગુજરાતી સાહિત્ય: ખંડ ૫ મો ભા. ૮પ્રકરણ ૧૬ મું—'નરસિંહ મહેતાનો કોયડો' અંક ૫ તે ખંડનું પરિશિષ્ટ.

—તંત્રી'

| કવિ જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | માં, નિવાસઃ જુના ગઢમાં; જ્ઞાતિ વડ-નગરા નાગર, પિતા કૃષ્ણદાસ, પત્ની માણેકબાઈ, પુત્ર શામળદાસ, ગુરુ દાગડાપીઠનાગંદરા-આર્ય. ઇષ્ટ શ્રીકૃષ્ણ. | ૧૬ (લખ્યા સં. ૧૭૨૦)[5] પદ ૧૧૭ (લખ્યા સં. ૧૮૭૩), (પ્રમગ બન્યો સં. ૧૫૧૨, ચૈત્રસુદ ૭); અંતર્ધ્યાન સમાના પદો,[6] ગોવિંદગમન,[6] ચાતુરી ષોડશી છત્રીસી પદો,[4] પ્રભુભક્તિ અને જ્ઞાનના પદો[4] બાળલીલા, રાસલીલા[4], દાણલીલા શહૂઅપરીરામ[4], મેજનનાદ્વાદશમાસ[4], શામળદાસનો વિવાહ,[6] શ્રી કૃષ્ણજન્મની વધાઇના પદો, સત્યભામાનું રુસણું[1] સુદામાચરિત્ર[2]. હીંડોળા વસંત, શૃંગાર માળા હેરમા રેખતાના પદો, આઠ વાર પદ છુટક; સુરતસંગ્રામ[3] *પાડવોનું જુગટુ ને દ્વાદશ માસ, |
| સં. ૧૪૭૦ | સોમ વિજય સૂરિ. ગુરુ સોમ નિલક સૂરિ. | કુમારપાલ નરેશ્વર રાસ (૧૪૭૦) |
| સં. ૧૪૭૦ | માણિક્ય સુંદર (અચલ ગચ્છ) ગુરુ મેરુતુંગ સૂરિ. | ચંદ્રધવલ અને ધનદત્ત રાસ (સંસ્કૃત) (૧૪૭૦), પૃથ્વીચંદ્ર ચરિત્ર[5] (ગદ્ય) (વાગ્વિલાસ. રચ્યા સં. ૧૪૭૮), ગુણવર્મ ચરિત્ર, શ્રીધર ચરિત્ર, મલયસુંદરી ચરિત્ર, ધર્મદત્ત કથા, અજાપુત્ર કથા, શુકરાજ કથા, ચતુર્પર્વી કથા, સટીક પાક્ષિરત્ન. |

(૧) બૃ. કા. દ. પ્રે. (૨) નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ ગુ. પ્રે ૧૯૧૩.
(૩) પ્રાચીન કાવ્યમાળા ત્રૈમાસિક વર્ષ ૨જું, અંક ૪, સને ૧૮૮૬
(૪) છપાયેલું, વડોદરા સરકારી પુસ્તકાલય તરફથી. (૫) પ્રસિદ્ધ.
* પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧ લો

| કવિ જીવત અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૪૭૦ (આસપાસ) | **જયાનંદ સૂરિ** શિષ્ય. ગચ્છ: તપ ગચ્છ. | ત્રિભુવન ચૈત્ય પ્રવાડિ. |
| સં. ૧૪૭૧ | **દેવસૂરિ** | સમરસિંહ રાસ (૧૪૭૧) |
| સં. ૧૪૭૮ | **જયસાગર** ઉપાધ્યાય. ગચ્છ: ખરતર; ગુરુ: જિનરાજ સૂરિ. | નગરકોટ ચૈત્યપરિપાટી (૧૪૮૭) સંસ્કૃત ગ્રંથો: પર્વ રત્નાવલી. કથા (૧૪૭૮); વિજ્ઞપ્તિ ત્રિવેણી[૫] (૧૪૮૪); તીર્થરાજસ્તવનમ્; પૃથ્વીચંદ્ર ચરિત્રમ (૧૫૦૩); અનેક ટીકાઓ; પ્રશસ્તિઓ વગેરે સંસ્કૃત. |
| સં. ૧૪૮૫ | **હીરાનંદ સૂરિ.** ગચ્છ: પીપલ ગચ્છ; ગુરુ: વીરપ્રભદેવ સૂરિ. | વિદ્યાવિલાસ પવાડઉ (૧૪૮૫); વસ્તુપાલ તેજપાલ રાસ (૧૪૮૪); દશાર્ણ ભદ્રરાસ (૧૪૮૯); જંબુસ્વામી વિવાહઉ (૧૪૯૫), |
| સં. ૧૪૮૫ (આસપાસ) | **સમરો.** ગચ્છ: તપ ગચ્છ; ગુરુ: સોમસુંદર. | અષ્ટાપદ સ્તવન. |
| સં. ૧૪૮૫ (આસપાસ) | **સોમસુંદર સૂરિ** શિષ્ય. ગચ્છ: તપગચ્છ; ગુરુ: સોમસુંદર. | ગજસુકુમાર સંબંધ (રચ્યા સં. ૧૪૮૫ આસપાસ). |

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | વિષ્ણુદાસ; ઇષ્ટ: રઘુનાથ; સંન્યસ્ત: મધુસુદનાશ્રમ. | રામાયણ-અધુરું[1]; પુતનાવધ[2]; શિવ-ભીલડીસંવાદ,[2]; ગોપી ગોવિંદ સંવાદ[2]; ભાગવત દશમસ્કંધ[3]; કાદંબરી[4]; રામલીલા પદ ૧૪[5] કૃષ્ણલીલા કડવા ૧૧[5]; દુર્વાસાખ્યાન કડવાં ૧૫[5]; મૃગી આખ્યાન કડવાં ૨૧ [5]; હનુમાન સીતાસંવાદ[5]; સત્યભામાનું રુસણું[5]; ધ્રુવાખ્યાન; રાધાજીના ઉથલા[6]; પદો[6]મયુરધ્વજાખ્યાન[7]. |
| સં. ૧૪૯૧ | **જિનસાગરસૂરિ.** ગચ્છ: ખરતર ગચ્છ. ગુરુ: જિન વર્ધન સૂરિ. | ષષ્ટિશતક બાલાવબોધ (૧૪૯૧). |
| સં. ૧૪૯૨ (આસપાસ) | **ગુણરત્ન સૂરિ.** ગામ: ધીણોજ; ગચ્છ: તપ ગચ્છ: ગુરુ: દેવસુંદરસૂરિ. | રૂષભ રાસ (૧૪૯૨ આસપાસ); ભરત બાહુબલી રાસ (૧૪૯૨) આસપાસ. ક્રિયારત્ન સમુચ્ચય (સંસ્કૃત રચ્યા સં. ૧૪૬૬). |
| સં. ૧૪૯૫ | **નય ઋષિ.** ગુરુ: કીર્તિમેરૂ. | વસંતવિલાસ[4] (૧૪૯૫ આસપાસ) ફાગ.[8] |

---

(૧) ગુ. પ્રે. (૨) બૃ. કા. દો. છુટક પદો, **શિવભીલડી સંવાદ** અપ્રસિદ્ધ બૃ. ક છપાયું છે. કાવ્ય રા. ચતુરભાઇ શકરભાઇ પટેલ, નડીઆદ. (૩) પ્રકટ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાલા; હસ્તલિખિત શુદ્ધ પ્રત રા. અંબાલાલ બુ. જાની સંવત ૧૭૮૧ ની (૪) પ્રસિદ્ધ. (૫)–(૬) જુઓ પૃષ્ઠ ૪, ટીપ્પણ અનુક્રમે નં. ૪–૫ (૭) પુ. વિ. માવજી- મ. બ. વ્યાસ.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઈત્યાદિ |
|---|---|---|
| સં. ૧૪૯૭ | ઉદયસિંહ.[૯] ગચ્છ. તપ ગચ્છ; ગુરુ રત્નસિંહ સૂરિ | સંગ્રહણી બાલાવબોધ. (૧૪૯૭) |
| સં. ૧૪૯૭ | દયાસિંહગણિ[૯] ગચ્છ તપ ગચ્છ, ગુરુ ભટ્ટારક રત્નસિંહ સૂરિ | સંગ્રહણી બાલાવબોધ (રચ્યા સં. ૧૪૯૭). |
| સં. ૧૪૯૯[૧] | સાધુકીર્તિ (સાધુ હંસ) ગુરુ મુનિ સુંદરસૂરિ | વિક્રમચરિત્ર કુમાર રાસ (૧૪૯૯),[૧] પેથડરાસ, ધન્ના ચરિત્ર, મત્સ્યોદર કુમાર રાસ[૨] |
| સં. ૧૪૯૯ | સમયરત્ન-મુનિ[૩] ગચ્છ. તપ ગચ્છ; ગુરુ. સોમસુંદર સૂરિ. | દેવરાજ વચ્છરાજ રાસ; સુપ્રિય કેવલી રાસ. |
| સં. ૧૪૯૯ (આસપાસ) | જયવલ્લભ ગચ્છ અંચલ ગચ્છ. ગુરુ માણિક્યસુંદરસૂરિ | સ્થૂલિભદ્ર એકત્રીસો. |
| સં. ૧૫૦૦[૪] | દેપાલ. | ચંદનબાલા સઝ્ઝાય (રચ્યા સં. ૧૫૦૧),[૪] ચંદનબાલા ચોપાઈ; વજ્ર સ્વામી ચોપાઈ (રચ્યા સં. |

(૯) આ બે નામો એક જ કવિના હોવાનો સંભવ લાગે છે.

(૧) ૧૪૯૯: (૨) જિનધર્મ સૂરિનો ભંડાર (૩) ૧૪૯૯થી ૧૫૦૦ સુધી હયાત (૪) ૧૫૦૦ થી ૧૫૩૪ માં વિદ્યમાન; ૧૫૦૧ આસપાસ સુધી.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | | ૧૫૨૨) જાવડ ભાવડ[૫] સમકિત બારવ્રત ચઉપઇકુલક (શ્રાવકાચાર) (૫૩૪). રોહિનીયા ચોરનો રાસ; સ્થૂલીભદ્ર કક્કાવલિ, હરિયાલી સમસ્યા; આર્દ્ર કુમાર ધવલ; થાવસ્યા કુમાર ભાસ; જણુંસ્વામી પંચ ભવવર્ણનની ચોપાઈ; (૧૫૨૨). |
| સં. ૧૫૦૦ (આસપાસ) | હરજી. | ભરડક બત્રીસી[૬] (૧૫૦૦ આસપાસ). |
| સં. ૧૫૦૦ | તેજવર્ધ્ધન. | ભરત બહુબલી રાસ (૧૫૦૦) પાર્શ્વનાથ વીનતી. |
| સં. ૧૫૦૦ (આસપાસ) | મદન. જ્ઞાતિ: બ્રાહ્મણ. | મદન છંદ (રચ્યા સં. ૧૫૦૦ની આસપાસ.) |
| સં. ૧૫૦૧ | શુભશીલ. ગચ્છ: તપ ગચ્છ; ગુરુ: મુનિસુંદર સુરિ. | સુદર્શન શ્રેષ્ટીનો રાસ (પ્રબંધ કાવ્ય રચ્યા સં. ૧૫૦૧, જેઠ સુદ ૧૩ લખ્યા સં. ૧૫૦૩)[૧]; પ્રસેનજિત રાસ. કથાકોષ (સંસ્કૃત) (૧૫૦૯). |
| સં. ૧૫૦૧ | મેરૂનંદન ઉપાધ્યાય. ગચ્છ: આગમ ગચ્છ; ગુરુ: હેમરત્ન સુરિ. | પુણ્યસાર ચરિત્ર (૧૫૦૧); અજિત શાન્તિસ્તવ. |

(૫) પા. ભં; સ કા. દો. (૬) જર્મનીમાં છપાયું છે.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં, ૧૫૧૦ | અમરચંદ્ર ગુરુઃ વાયડ ગચ્છ જીનદત્ત સુરિ (અરિસહિં કવિના સદાધ્યાયી.) | કાવ્ય કલ્પલતાવૃત્તિ-સંસ્કૃત (રચ્યા સં. ૧૫૧૦ આસપાસ)[1] અજાવા કવિ શિક્ષા. (સંસ્કૃત). |
| સં. ૧૫૧૦ | બ્રહ્મજિનદાસ. સંપ્રદાયઃ દિગંબર જૈન. | હરિવંશ રાસ (રચ્યા સં. ૧૫૨૦;) આદિનાથ રાસ; યશોધર રાસ. |
| સં. ૧૫૧૧ | જિનહર્ષ. ગચ્છઃ ખરતર. | વિદ્યાવિલાસની ચોપાઈ (૧૫૧૧;) વિક્રમાદિત્ય પંચદંડ ચોપાઈ (રચ્યા સં. ૧૫૫૬) (લખ્યા સં. ૧૫૮૨)[2]. |
| સં. ૧૫૧૨ | ઋષિવર્ધનસૂરિ. ગચ્છઃ અંચલ ગચ્છઃ ગુરુઃ જયકીર્તિસૂરિ. | નલદવદંતી રાસ (રચ્યા સં. ૧૫૧૨) (લખ્યા સં. ૧૬૧૯). ચિત્રકુટી ગિરનાર. ચતુષ્પદી. |
| સં. ૧૫૧૨ | પદ્મનાભ. ગામઃ ઝાલોર. નાતિઃ વિસનગરા નાગર. | કાન્હડદે પ્રબંધ.[3] |
| સં. ૧૫૧૨ | વચ્છ | મૃગાંકલેખા રાસ (લખ્યા સં. ૧૫૪૬); સિદ્ધાંત ચતુષ્પદી (રચ્યા સં. ૧૫૧૨). |

(૧) અરિસિંહ કવિના સદાધ્યાયી; ઠા. લ. પુ. (૨) ખરતર ગચ્છ; સુ. રી. (૩) પ્રસિદ્ધ. ર. રા. ડાહ્યાભાઈ દેરાસરી; આનો અર્વાચીન ગુજરાતીમાં અનુવાદ કવિતાબદ્ધ તેમણે પ્રકટ કીધો છે.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૫૧૪ | મતિશેખર. ગચ્છ ઉપકેશ ગચ્છ, ગુરુ. શીલસુંદર વાચક | ધન્ના ચોપાઇ (રચ્યા સં. ૧૫૧૪), કુરગડુ મહર્ષિ રાસ (રચ્યા સં. ૧૫૩૭)[૪] મયણ રેખા સતી રાસ (રચ્યા સં. ૧૫૩૭), ઇલાપુત્ર ચરિત્ર, નેમીનાથ વસંત ફુલડાં (રચ્યા સં. ૧૫૭૦) |
| સં. ૧૫૧૪ | રત્નસિંહ સૂરિ શિષ્ય ગુરુ· રત્નસિંહ | જંબુ સ્વામી રાસ (ર. સં. ૧૫૧૬) રત્નચૂડ રાસ (ર. સં. ૧૫૧૪) |
| સં. ૧૫૧૪ | રાજકુશલ પંડિત ગુરુ· દર્શન કુશલનો શિષ્ય | ગુણાવલી ચોપાઇ (૧૫૧૪)● |
| સં. ૧૫૧૫ | કુશલ સંયમ ગચ્છ તપ ગચ્છ ગુરુ કુલ... | હરિબલ પ્રબંધ (ર. સં. ૧૫૧૫) |
| સં. ૧૫૨૫ | જિનવર્ધન સૂરિ ગચ્છ ખરતર ગચ્છ | ધન્નારાસ (ર. સં. ૧૫૧૫)+ |
| સં. ૧૫૧૬ | આજ્ઞા સુંદર ઉપાધ્યાય ગચ્છ· ખરતર | વિદ્યા વિલાસ પ્રબંધ* (ર. સં. ૧૫૧૬) (લ. સં. ૧૬૬૦) |

(૪) કુરગડુ મહર્ષિ રાસ યા ચોપાઈ

● ગુ. ૨૧ + જૈન રાસમાળા * પાન ૨૦

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહિતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | ગચ્છ, ગુરુ: જિનવર્ધન સૂરિ | |
| સં. ૧૫૧૬ | ન્યાયસુંદર ઉપાધ્યાય ગચ્છ: ખરતર ગચ્છ, ગુરુ: જીવનવર્ધન સૂરિ | વિદ્યા વિલાસ નરેન્દ્ર ચોપાઈ, (ર. સં. ૧૫૧૧) (લ. સં. ૧૬૬૨) |
| સં. ૧૫૧૯ | મલયચંદ્ર ગચ્છ: પુનમિયા ગચ્છ, ગુરુ: સાધુરત્નસૂરિ | સિંઘાસન બત્રીશી (ર. સં. ૧૫૧૯) ગુપાડલ ગાંઠલ (માંગલિક માગણું ઉપકાર) ચઉપઈ (ર. સં. ૧૫૧૯) |
| સં. ૧૫૨૦ (આસપાસ) | શાલિભદ્ર સૂરિ | પ્રબુદ્ધરાસ, બુદ્ધિરાસ, ભરતેશ્વર બાહુબલિ રાસ |
| સં. ૧૫૨૦ (આસપાસ) | ગુણપ્રભ | સલખણપુરા પાર્શ્વનાથ સ્તવન (ર. સં. ૧૫૨૦ આસપાસ) |
| સં. ૧૫૨૦ (આસપાસ) | ધન પ્રભગણિ | નેમિનાથ હિંડોલડો (ર. સં. ૧૫૨૦ આસપાસ) |
| સં. ૧૫૨૦* | મેઘરાજ | સોળ સતી રાસ (ર. સં. ૧૫૨૦) નળ દમયંતી (ર. સં. ૧૫૨૦ આસપાસ) |
| સં. ૧૫૨૦ | જ્ઞાનસાગર સૂરિ શિષ્ય ગુરુ: જ્ઞાનસાગર સૂરિ | પુણ્ય પ્રકાશ (ર. સં. ૧૫૨૦ ના ફાગણ ૧૨ રવિ) |
| સં. ૧૫૨૧ | લખમણ | મહાવીર સ્તવન (ર. સં. ૧૫૨૧) |

(અપૂર્ણ)

* ૧૫૨૦ આસપાસ

# દીપોત્સવી અંક ૧૯૮૫

## અનુક્રમણિકા

# દીપાવલિ

(શંકરાભરણ)

લેખક. ગો. વ્રજનાથ વિ. મહારાજ

૧

આજ દીપાવલી ઉજવતા ભારતે—
આર્ય નર-નારીઓ પૂર્ણ પ્રેમે,
પ્રમુદથી તરુણીઓ, તોરણો બાંધતી—
બારણે, પ્રાંગણે ચોક પૂરે.

૨

અવનવી વાનગીઓ, કરી પ્રેમની—
આર્ય લલના પતિદેવ પાસે;
સ્વચ્છ ગૃહને કરી દીપ પ્રકટાવતી—
સદન શોભાવતી દીપમાળે.

૩

મલિન શિશુ, કર ચરણ, શુદ્ધ જળથી કરી—
વસ્ત્ર પહેરાવતી અધીર હૈયે,
પુત્ર રોદન થતાં પ્રેમ પોઢાડતી—
વાત્સલ્ય ભીની થઈ વદન ચુંબે.

૪

મદનમોહન કને, ભક્તિની જ્યોતને—
પ્રજ્વલિત, હૃદયમાં સતત રાખે;
પ્રભુમ રસ રેડીને, હૃદય દીપક ધરે—
પ્રકટવી ભક્તજન આજ પ્રભુને.

# બડાઇ મારવાનો વખત

લેખકઃ
રા. ધનસુખલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ

ચાલુ જમાનો બડાઈ મારવાનો છે, દંભ કરવાનો છે, હીંમતનો છે. એમાં વિનય, નમ્રતા વિગેરે જુના જમાનાના સડી ગએલા અને કહેવાતા ગુણોને સ્થાનજ નથી. તે ઉપરાંત વળી આ જમાનો કલાનો છે. કલા વીહોણું કૈં પણ કાર્ય આ જમાનામાં થઈ શકવું અશક્ય છે. કદાચ તમે કરો તો તેમાં તમને યશ મળવો તો અસંભવિતજ છે. એક વખત એવો હતો–એમ કહેવામાં તો આવે છેજ કે રામનું નામ દેવાથી પાણીમાં પથ્થરો તરતા હતા. આજે રામના નામની જગ્યા કલાએ લીધેલી છે. કલાને નામે આજે કોઇ પણ માણસ કૈં પણ કામ કરી શકે છે.

હું ઉપર જણાવી ગયો તેમ હાલના વખતમાં બડાઈ મારવાની ક્રિયા એ એક આવશ્યક ગુણ ગણાય છે. તમારે સાક્ષરમાં ખપવું હોય, ડાહ્યા, અનુભવીમાં ખપવું હોય, દેશભક્ત તરીકે જાણીતા થવું હોય, નોકરી મેળવવી હોય કે પછી પોતાની બૈરી આગળ પોતાનું સ્વમાન જણાવવું હોય તો પણ તમારે થોડી ઘણી બડાઈ તો હાંકવીજ જોઇએ. જે ક્રિયા આજે લગભગ બધાંજ મનુષ્યો કરે છે તે ક્રિયામાં તમારે પકડાઇ જવાનો સંભવ નહીં. જેવોજ છે. અને છતાં ધારો કે કદાચ તમે પકડાયા તો પણ તમને ખાસ હાનિ પહોંચે તેમ નથી. તમારી પુંઠ પાછળ કેટલાક માત્ર એમ કહેશે કે "બાજો ! પહોંચેલ બુદ્ધી છે હોં ! જ્યાં રણ હોય ત્યાં વાંસપુર પાણી બતાવે તેવો છે !"

આ પ્રમાણે કલાના આવરણની આવશ્યકતા તેમજ બડાઈ હાંકવાના ગુણની અગત્ય એમ બન્નેની જરૂરીઆત સિદ્ધ કરી દીધી એટલે હવે માત્ર વસ્તુસ્થિતિ એટલીજ રહી કે બડાઈ હાંકવામાં પણ મનુષ્યે કલા વાપરવી અને વાપરવીજ–નહીં તો એ ગુણની મહત્તા કૈં રહેશેજ નહીં અને સમાજમાં તમારું સ્થાન સચવાશેજ નહીં. કલાની વ્યાખ્યા ઘણા કલાકારોએ આજ સુધી કરી નાખી છે એટલે વિષયમાં બહુ લંબાણથી ઉતરવાની જરૂર નથી. કલા એટલે સપ્રમાણ સંયમ. આટલીજ વાત આપણે સમજી લઇએ તો કલાના પ્રાણનું આપણને સહજ જ્ઞાન થાય. પરંતુ આવી જાતનાં વિદ્વત્તાભર્યાં કથનો સરલ દૃષ્ટાંતોથી સહેલાઇથી સમજી શકાય છે એટલે કેટલાંક સાદા દાખલાઓથી આ મહત્વભર્યા વિષયની મહત્તા સમજાવવા યત્ન આદર્યો છે.

નોકરી શોધનારનો દાખલોજ લઇએ. મને બરાબર સાંભરે છે. એક વખત અમારા

એક મિત્ર વિજળીના ઇજનેર થઈને બહાર પડયા અને નોકરીની શોધમાં ઘુમવા મંડયા. અચાનક એક ઠેકાણે એ જઈ ચડયા. જગ્યા ખાલી હતી. સાહેબને આ ભાઈની અરજીથી અસર પણ સારી થઈ અને તેમણે તેમને રાખી લેવાના હેતુથીજ વાતચીત કરવા માંડી.

"તમને લીફ્ટો ચલાવવાના ખાતામાં હાલ તો હું મુકવા માગું છું. ફાવશેને?" સાહેબે મમતાથી પુછયું.

"સાહેબ, મેં હજી સુધી એવું કામ કર્યું નથી—પણ શીખી લઈશ." મારા મિત્રે હસતો જવાબ આપ્યો.

"એમ કે ચાલે! હું તો તમને આજમાં મુકવા માગું છું. શીખવાને નહીં પણ ત્યારે તમે ઓઈલ એંજીનોના ખાતામાં રહેશો?" સાહેબે વળી પુછયું.

"હાજી, મારે કોઈપણ ઠેકાણે રહેવામાં વાંધો નથી પણ એ કામ પણ મેં અગાઉ કર્યું નથી" મિત્રે સત્યને વળગી રહી જવાબ વાળ્યો.

પરિણામે સાહેબે દિલગીર થઈને મારા મિત્રને વીદાય કર્યા. થોડા દિવસ પછી મારા મિત્રના એક દોસ્ત કે જે એમના કરતાં જ્ઞાનમાં ઘણા અપૂર્ણ હતા તેમને એ નોકરી મળી ગઈ. સાહેબે એમને પણ પહેલા લીફ્ટોને માટે પુછયું હતું.

"સાહેબ પહેલેથીજ મને લીફ્ટોના વિષયનો ઘણો શોખ." એમણે તરતજ જવાબ વાળ્યો હતો. અલબત્ત, લીફ્ટમાં ચડવા ઉતરવા સીવાય બીજી માહીતિ એમને પણ ન હતી પણ એથી કરીને એમને એ બાબતમાં શોખ નહી એમ આપણાથી કેમ કહેવાય? જવાબમાં કાંઈ એમ નહીં જણાવ્યું કે એમાં એમને આનંદ હતો તેજ પ્રમાણે લીફ્ટ વીગે પોતે કશુંજ જાણતા નહતા એમ કહેવું એમાં પણ કંઈ અર્થ ન હતો કારણ કે લીફ્ટમાં પોતે ઘણી વાર ચડેલા પણ ખરા અને ઉતરેલા પણ ખરા. અપ્રમાણ સત્યથી જવાબ આપવામાં પણ બડાઈ મારવાની કલાનો આ એક સાદો પણ અર્થસૂચક નમુનો.

હાલના જમાનામાં જે માણસ યુરોપની મુસાફરી કરી નહીં આવ્યો હોય તેનો મનખો એળે ગયો જ સમજવો. જે માણસે હીંદુસ્થાનની બહાર પગજ નહીં મુક્યો હોય તે માણસ બડાઈ હાંકવાના ગુણથી આકર્ષાઈને પોતે જઈ આવ્યો છે એમ કહેવા માંડે તો એમાં તેની મુર્ખાઈજ ગણાય. એ પ્રકારની બડાઈ હાંકવામાં કલા નથી પણ તેનો કેવળ અભાવજ છે. પણ જો એ માણસ એક યાત્રી તરીકે પણ પારીસમાં દોઢ દિવસ અને લંડનમાં અઢી દિવસ રહી આવ્યો હોય તો પછી એ વિષયમાં એ ગમે તે પ્રકારે વાત કરી શકે.

"એક દિવસ અચાનકજ હું અને રામ્સે મેકડોનલ્ડ એક હોટેલમાં સાથે થઈ ગયા. માણસ મળતાવડો જણાય છે. અમે ઘણી ઘણી વાતો કરી." વિલાયત જઈ આવેલો આ પ્રમાણે ખુશીથી વાત કરી શકે. "પણ એ બીચારાએ આપણી બાબતમાં શું ઝાઝું કરી શકે? અરે પણ હા—તમે પોકારેને અંગ્રેજી બોલતા સાંભળ્યો છે? તમે તો ક્યાંથી સાંભળ્યો હોય' એવી કચુંબર કરે છે અને પાછો મનમાં એને એમ

ફાંકો છે કે હું અંગ્રેજી બહુજ સારૂં બોલી શકું છું, બાકી ત્યાંના મોટા મોટા માણસો આપણા હીંદુસ્થાન માટે એક શબ્દ જાણતા નથી. પેલો મુસોલીની જેવું નામ સાંભળીને તમે લોકો ગભરાઈ જાઓ છો એ આજ સુધી એમજ જાણતો હતો કે હીંદુસ્થાન એ જામસાહેબના રાજ્યમાં એક નાનું હવા ખાવાનું ઠેકાણું છે!"

અલબત્ત, એણે જો આપણી આગળ એમ કહ્યું હોત કે ઑંટરોડ આગળ એક ઈરાનની હોટેલમાં તે અને સર પુરૂષોત્તમદાસ એક ટેબલ ઉપરજ ભેગા થઇ ગયા તો આપણે એને તરતજ એક સોપારી ગણી આપત. પણ આતો યુરોપ—આતો વિલાયત !

હા, જેઓ વિલાયત જઈ આવેલાજ નથી એમને માટે બીજો માર્ગ ખુલ્લો છે, એમનાથી મોટા માણસોને મુંબઈની કોઈ હોટેલમાં મળ્યા એમ નહિં કહી શકાય. પણ જો એમનામાં કલા હોય તો એઓ જુદી રીતે વાત કરી શકે ખરા. એમણે માત્ર કયો મોટો માણસ કયે ઠેકાણે હવા ફેર જાય છે એટલું જાણી લેવું જોઇએ અને પોતે તે તે ઠેકાણે એકાદ બે દિવસ પણ રહી આવેલ હોવો જોઇએ.

"તમે બધા મુંબઈગાને મુંબઈમાંજ રહેલા એટલે તમને મોટા માણસોની એક જાતની બીકજ લાગે." પછી એ ખુશીથી હાંકી શકે. "બાકી બહાર ટ્રીપ ઉપર નીકળ્યા એટલે, એ લોકો પોતાની મોટાઈ મુકીનેજ નીકળે છે. જુઓ ને, આ ફલાણે વખતે હું સીમલા ગયો તે વખતે અમારી સાથેજ સર દામોદર હતા, અને મી. હાજી હતા—આખે રસ્તે બહુ ગમત આવી હતી."

પોતે ત્રીજા વર્ગમાં હોય અને પેલા બધા પહેલા વર્ગમાં હોય તેમાં એને ગમત શી આવી હશે એ તો ભગવાન જાણે ! પણ આવો ક્ષુદ્ર વિચાર મારા જેવા કોઇકનેજ આવે. બીજા તો આ પ્રકારની વાતોથી દિગ્મૂઢ થઈજ જાય છે, એ અનુભવ સિદ્ધ વાત છે.

પરંતુ આ બધી દિશાઓનાં કરતાં બીજી બધી કલાઓ છે. જેવી કે સંગીત, સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર વગેરેમાં બડાઈ હાંકનાર કલાકારો જો ખરેખરા કાબેલ અને ઉસ્તાદો હોય છે તો બહુ ફાવી જાય છે. ઘણું ખરું તો તેઓ ધીમે ધીમે સ્નેહી વર્ગમાં તેમજ જાહેરમાં તે તે કલાના ઉસ્તાદો તરીકે ખપીજ જાય છે. અને તે પણ એટલી હદ સુધી કે કોઈ વખત મારા જેવા કમઅક્કલી એ ઉસ્તાદોની ઉસ્તાદગીરી બાબત શંકા ઉઠાવે તો પણ કોઈ માણસ તે શંકાને વજન આપે નહિ અને ટીકાકારોને ઈર્ષ્યાખોર, સાંકડા મન વાળો વગેરે કહીને કાઢી નાખે.

આ બાબતમાં ઘુમનાર માણસ પાસે ભાષાનું સારૂં જોર હોવું જોઇએ. ગુજરાતી કરતાં અંગ્રેજી ભાષામાં આવા શબ્દો વધારે જડી આવે છે એટલે રોજ ભાષામાં બનતા સુધી વાતો ચાલે અને લેખમાળાઓ લખાય તો પકડાવાના સંભવ ઓછા. અંગ્રેજીમાં મેલોડી, હારમની, બ્રોડ ઇફેક્ટસ, એટમસફીઅર, મુડ વગેરે શબ્દો દરેક લલિત કલામાં હિંમતથી અને કે પણ

જોખમ વિના વાપરી શકાય તેમ છે. આ પ્રમાણે આગળ આવનાર માણસે એક વાત ખસુસ કરીને ધ્યાનમાં રાખવાની છે. અને તે એ કે લલિત કલાઓમાં પોતાને જ્ઞાનની આવશ્યકતા બીલકુલ જરૂરની નથી માત્ર એ લલિતકલાઓના અમુક પ્રચલિત શબ્દોનો છુટથી ઉપયોગ કરવાની શક્તિજ જરૂરની છે.

સંગીતમાં મીંડ, પકડ, તાન, આલાપ, આડ વગેરે શબ્દો એ બાબતમાં કલાકાર થનારે શીખી લેવાની ખાસ જરૂર છે. થોડાક ઉસ્તાદોના નામ જેવા કે મૌલાબક્ષ, વિલાયતખાન, અબદુલ કરીમ, પંડિત ઓંકાર, પ્રાગે ચડ્યા પછી થોડા બીજાં હિંદુ મુસલમાન સારાં નામો યાદ રાખી લેવાં. ઉપર જણાવેલાં નામોની વચમાં વચમાં બીજાં આપણેજ ઉપજાવેલાં નામો લઇએ તો કોઈપણ બીજું માણસ વાંધો ઉઠાવવાની કે એ નામનો માણસ છેકે નહિ એવી શંકા બતાવવાની હિંમત કરશે નહિ. ગ્વાલીઅરનો હુસેનખાં, કાસમખાં, કાનપુરનો જવાહરખાં, કાશીનો શિવનાથશાસ્ત્રી વગેરે ક્રમે તે નામ તમે આસાનીથી કેહી શકો. ખ્યાલો ઠુમરી, સારા હિંદુસ્થાનમાં પહેલો આવે, ટીકડો મૃદંગીઓ, લોકો પખવાજી, પેલા સીતારી, ઓલો બીનકાર વગેરે શબ્દોની જાણ તમારે રેડે રાખવી એટલે તમે સંગીત કલાકાર.

એકાદ બે પ્રસંગો યાદ આવે છે. એક આવાજ પ્રકારના સંગીત વિશારદ સંગીત ગાતા હતા. મારા એક મિત્ર હારમોનીઅમથી એમનું સંગત સાધવા યત્ન કરતા હતા. સંગીત વિશારદની વિશાળ શક્તિઓને સંગીતના અમુક નિયમો બાંધી રાખી શકતા ન હતા, એથી હારમોનીઅમ સાથે ચાલી નહિ શક્યું.

"મગજર તમે વગાડતા નથી." સંગીત શાસ્ત્રીએ પાછળ જોઇને કહ્યું.

"હાજી, નથી વગાડાતું," વિનયથી મારા મિત્રે જવાબ વાળ્યો.

"હા હા હા! એમ શાથી થાય છે એ હું જાણી ગયો," વખાણનારાઓના મુખ ભણી દ્રષ્ટિ કરીને સંગીતશાસ્ત્રીએ કહ્યું. "મારો કંઠ બહુ કોમળ છે એટલે દિલરૂબા કે સતાર સાથેજ ચાલે. છતાં જો તમે એકલી કાળી ચોપ ઉપરજ વગાડશો તો ચાલશે!"

આની સામા દલીલ કરવી એ નકામીજ એમ ગણીને મારા મિત્ર ચુપજ રહ્યા. વખાણનારાઓમાં સંગીતશાસ્ત્રીનું માન વધ્યું.

એક બીજા સંગીત કળાના મહાન વિવેચકે એક બહેનને ગાતાં સાંભળ્યાં. કોણ જાણે શાથી પણ તે દિવસે તે બહેન બરાબર ગાઈ શક્યાં નહિ. કદાચ સાથ કરનાર સારંગીવાળાને લઇને એમને ક્ષોભ થયો હશે કારણ કે સારંગીવાળો ઉસ્તાદ હતો.

"આજ મારાથી બરાબર ગવાતું નથી." બહેન બોલી.

"હું કારણ કહું?" મહાન વિવેચક બોલી ઉઠ્યા. "તમારો કંઠ એવો છે કે જેથી સારંગીનો સુર તમારા સુર સાથે મળેજ નહિ, પરિણામે જે 'હારમની' ઉત્પન્ન થવી જોઇએ એ થતી નથી."

હાજર રહેલાઓના મનમાં આ મહાન સંગીત વિવેચક માટેનું માન વધ્યું હશે કે ઘટ્યું હશે!—

આવાં અનેક દૃષ્ટાંતો આપણને મળી શકે તેમ છે. દાદરા અને ત્રિતાલ વચ્ચેનો ભિન્ન ભાવ નહિં સમજનારા, એકતાલામાં ગવાઈ રહેલી ચીજ માત્ર હાથની તાળી જુદી રીતે પાડવાથી ત્રિતાલની ચીજ થઇ જાય એવી માન્યતા જાહેરમાં મુકનારા અનેક નમુનાઓ આજ આપણા સમાજમાં સંગીત કલાધરો, વિશારદો, ઉસ્તાદો તરીકે પોતાના સ્થાન મુકરર કરીને બેઠેલા છે અને આપણે ગમે તેટલી વિરુદ્ધ ટીકા કરીએ, છતાં તેમના સ્થાનથી એઓ ચલિત થઇ શકે તેમ નથી. આનું કારણ માત્ર એટલું જ કે તેમણે લડાઇ કરવાની કલા પુરેપુરી સાધેલી છે. એ કલામાં તો તેઓ ખરેખર ઉસ્તાદ છેજ.

આ કલાના બીજા પણ કેટલાક અગત્યના નિયમો છે; જે એ કલા શીખવા ઇચ્છનાર મુમુક્ષુએ ખાસ યાદ રાખવા જેવા છે. જે વસ્તુને આખું ગામ વખાણે તેને આપણે વખોડવા માંડવી. જેને ઘણાખરાં વખોડતાં હોય તેને આપણે ખસુસ વખાણવી. જે પુસ્તકો બીજા કોઇએ વાંચ્યાં નહિં હોય તે આપણે વાંચી નાખ્યાં છે એમ લિપ્રમુખીજાઓ પાસે મનાવવું. અલબત્ત, આ તો આ મહત્વના વિષયનું આછું દિગ્દર્શન છે. આટલો લેખ વાંચ્યાથીજ આ બાબતમાં ઉસ્તાદી આવી જશે એવું કહેવાનો આ લેખકનો આશય નથી. કારણ કે જેમ જેમ જમાનો આગળ ધપતો જાય છે તેમ તેમ દરેક કલા વધુ મુશ્કેલ બનતી જાય છે, અને પકડાઇ જવાના સંભવ વધતા જાય છે. એટલે એ કલા વાપરવાની ઇચ્છા રાખનારે વધુ સાવધાન થઇને કામ કરવું ઘટે છે.

એક અમારા સ્નેહી પોતાને ક્રિકેટની રમતમાં એક્કા ગણાવતા હતા અને એમની વાતચીત માત્રજ સાંભળનારને એમજ પ્રતીતિ થાય કે એમણે એમની ક્રીકેટર તરીકેની જીંદગીમાં સીત્તેર એંશી સદીઓ તો હોશીજ દીધી હશે. એક વખત ગમે સૌ બેઠા હતા, અને ક્રીકેટની વાતો કરતા હતા.

"તમે ગમે તેમ કહો પણ બોલીંગ તો જેમ ફાસ્ટ તેમ બેટસમેનને રમવાની મઝા આવે. મને તો સ્લો કરતાં ફાસ્ટજ બોલીંગ ગમે," પેલા ભાઇએ કહ્યું.

"તમે ફાસ્ટ બોલીંગ સામા રમેલા ખરા?" અમારામાંના એકે પુછ્યું.

"હેં હેં હેં ! સેંકડો વખત, યુરોપીઅન ટીમની સામા રમ્યા એટલે બોલીંગ ફાસ્ટજ હોય." પેલા ભાઈ બોલ્યા. "એક વખત મને બરાબર યાદ છે. એક યુરોપીઅન ટીમ સામે અમારી કોલેજની મેચ હતી. સામે બહુજ ફાસ્ટ બોલીંગ હતી. અમારામાંથી બીજાઓને તો બહુ ફાવી નહિં પણ સેવકને તો એવી મઝા પડી. બસ, મારીકે ચાર ! મારી કે ચાર ! એકાદ બે રનની તો વાતજ નહિ !"

વાત આગળ ચાલી. વિષય પણ બદલાયા ગયા. એટલામાં એક નાના છોકરાએ અચાનક પૂછ્યું. "પણ—કાકા ! તમે એ યુરોપીઅનો સાથેની મેચમાં કેટલા રન કરેલા ?"

કાકા બડાઈ મારવાની કલામાં ખરેખર કલાધર નહિ, વચમાં બીજા વિષયો આવ્યા એટલે એમને યાદ પણ રહ્યું નહિ હોય. ગમે

તેમણે તેમણે તરત જવાબ આપ્યો. "મેં ત્રણ રન કર્યાં હતા."

આવા પ્રકારના માણસો આ કલામાં આગળ વધીજ શકે નહિ એ તરત સમજાય તેવું છે. તેજ પ્રમાણે પહેલાં, પરણવા લાયક થયેલી છોકરીઓને માત્ર અંગ્રેજી બોલતાંજ આવડતી હોય છતાં પાંચમું અંગ્રેજી ધોરણ ભણેલી છે એમ કહેવામાં આવતું અને તે બધા માનતા પણ હતાં. પણ હવે એ જમાનામાં બહુમાં બહુ માત્ર એકાદ ધોરણની ગપ્પાં મારી શકાય–વધુ નહિ. કા, છોકરીઓને સારૂં ગાતાં અને વગાડતાં આવડે છે એમ તમે હમણાં પણ બેધડક કહી શકો અને સાંભળનારા તે માને છે પણ ખરા ! એટલે અમુક વિષયમાં અમુક હદ સુધી બડાઈ ચાલી શકે અને બીજા વિષયમાં અમુક હદ સુધીજ થઈ શકે એ બધું પણ ધ્યાનમાં રાખવું પડે છે.

અતિશયોક્તિને પણ હદ હોવી જોઈએ. એ હદ કુદાવી જનાર માણસો પરિણામે મૂર્ખા-બાજ બને છે. એક શેરબ્રોકરના સબબ્રોકરનો સબ-બ્રોકર મહીને દિવસે માંડ ચાલીસ પચાસ રૂપિયા કુટી કાઢતો હતો અને તેજ પ્રમાણમાં તેના અંગ ઉપર લુગડાં રહેતાં. એક વખત એક ઓળખીતાએ તેમને પૂછ્યું, "આ ધંધામાં ઠીક ચાલે છે ને ? શી કમાણી થતી હશે !"

"હવે હમણાં તો તમે જાણો છો ને ! વખત કેવો બારીક છે ! આ ધંધામાં મલાઈ જેવું રહ્યું જ નથી," પેલા સબ-સબ બ્રોકરે કહ્યું. "પણ હવે ઠીક સાંજ પડે દશ પંદર રૂપિયા ઘેર લઈ જઈએ."

પેલા સાંભળનારાએ બધા કરે હુરતાથી પેલા શેર દલાલના જીર્ણ કોટ સામી આંગળી કરીને કહ્યું, "મુરબ્બી ! એકજ સાંજની કમાણી કોઈ દરજીને આપી આવોને કે એકાદ ઠીક ડગલો શરીર ઉપર ચઢે."

આ જાતની અમર્યાદિત કલાના પરિણામે ઉપહાસજ છે આ સિવાય બડાઈ મારવાની કળાને માટે ક્ષેત્ર બહુ વિશાળ છે. સ્ત્રી ધણી-આણી આગળ કેટલી હદ સુધી આ કળાનો ઉપયોગ કરી શકે, પત્ની પતિની આગળ, પાડોશી પાડોશી આગળ, પૈસાદાર વધુ પૈસાદાર દેખાવા માટે, ગરીબ વધુ ગરીબાઈ બતાવવા માટે કેવી રીતે આ કળા અમલમાં મુકી શકે એ બધી બાબતો જાણવા જેવી છે. પણ કોઈ પણ કળા સંપૂર્ણ રીતે માત્ર પુસ્તકોદ્વારા અને લેખોદ્વારા જાણી કે શીખી શકાતી નથી એટલે આથી વધુ જણાવવું એ નિરર્થક છે.



# ઉત્સવોનું સંસ્કૃતિમાં સ્થાન.

લેખકઃ

સૌ. લીલા મુનશી

મંત્રી, સાહિત્ય સંસદ

વાંચક !

"દીવાળી આવી, નીશાળમાં રજા પડી, સઘળા છોકરા રાજી થઇ ઘેર જતા હતા." પહેલી ચોપડીનું આ વાક્ય તો તેં ઘણીવાર વાંચ્યું હશે, નહીં વાંચ્યું હોય તો તારા સંબંધીના ભુલકાં પાસેથી કોઇ દહાડો તારે કાને તો એ વાક્ય જરૂર પડયું હશે. પણ તેથી તને કદી વિચાર થએલો કે દીવાળી આવવા સાથે, નીશાળમાં રજા પડવા સાથે અને તેથી છોકરાઓ રાજી થવા સાથે એક બીજાને શો સંબંધ છે?

વાંચક! સંસારની શાળાનો તું પણ એક મોટો નીશાળીઓ છે. તને પણ તારા કામધંધામાંથી દીવાળી આવે ત્યારે રજા જોઇએ છે. અને રજા મેળવીનેજ તું રાજી થાય છે. તારૂં મન ઉત્સવ ઘેલું થએલું હોય છે, તને રોજની ધુંસરીમાંથી છુટવાનું ગમે છે. અને સાચું કહેજે. તને ઘે ઘુઘરા ધારી ખાવામાં અને ફટાકડા ફોડવામાં રસ નથી આવતો? તને દીવાળીના દિવા જોતાં આલ્હાદ નથી થતો? તું મોટો છે, એ ભાને તું એ વાત છુપાવે તો ભલે, બાકી તારૂં અંતર તો આ બધી વાતોમાં સાચે જ ખુબ રસ માણે છે.

પણ આવું બધું શાથી થાય છે? ઉત્સવની જરૂરીઆત આટલી મોટી ઉમરે એ તને લાગે તો એના કારણોની તપાસમાં તારે જરૂર ઉતરવું ઘટે છે. જે વસ્તુ તું કરે તે અજાણ્યે કરે, એ તારા ડહાપણને ને ગંભીરતાને છાજતું નથી. મને પણ અત્યારે આજ પ્રશ્ન પીડે છે, તેથી તેના ગુણદોષની ચર્ચા તારી આગળ કરવાનું મને ગમે છે.

ગમે તેમ પણ એક વાત તો સિધ્ધ છે કે ઉત્સવનું ભાન કોઈ દહાડો એકલાં માણસને થતું નથી. એકલો માણસ ઉત્સવ અનુભવીજ નથી શકતો. એને ઉત્સવ માણવાને ટોળું જોઇએ છે; અને તે પણ ઉત્સવ ઘેલું ટોળું; જેને રોજના કશા બંધનો સાંભરતા ન હોય; જેણે રોજની પીડાઓને ઉંચે દૂર ટીંગાવી મુકી હોય; આનંદ કરવો એજ જેનો મુખ્ય ઉદ્દેશ હોય એવું ટોળું ઉત્સવરસીઆને મળે ત્યારે જ એની ઉત્સવની ભાવના સંતોષાય છે. તે દહાડે દુઃખ દર્દ કે દીલગીરીનાં નામ ઉચ્ચારવાનું એ એને ગમતું નથી. જુનું, ગંદુ, બધું એ ફેંકી દે છે. ઉત્સવને દહાડે તો એ નવા વસ્ત્રે દેહ શણગારે છે. નવા આભૂષણો એના અંગ પર ઓપે છે, નવા ભોજન એ આરોગે છે ને નવી રમતોને નવા

આનંદ એ શોધે છે. ગાનતાન એને તે દિવસે પ્રિય બને છે. બધું નવું નવુંજ કરવું એને ગમે છે. અને રંગને રાગમાં એ મસ્ત બને છે

તે આ દીવાળીએ તેં ને મેં મિત્રોના સાથમાં આવું બધું કરવાનો વિચાર કરી રાખ્યો હોય તો તેમાં કાંઈ નવાઈ છે?

'પણ ઉત્સવ વીશે આમાંની બધી વિગતો ખરી છતાં દરેક ઉત્સવને તેમાંની બધી વાતો લાગુ નથી પડતી. ઉત્સવ ઉત્સવના પણ પ્રકાર હોય છે અને દરેકના વિશિષ્ટ લક્ષણો પ્રમાણે દરેકમાં મજાહો પણ જુદી જુદીજ માણવાની હોય છે. તને એ બધી વાતોમાં રસ છે? સાંભળ ત્યારે.

ઉત્સવોને જો આપણે રાજકિય, પ્રજાકિય, સામાજિક ને ધાર્મિક એમ ચાર ભાગમાં વહેંચી નાખીએ તો તેમાંથી કેટલાક ઉત્સવો—ખાસ કરીને રાજકિય ઉત્સવો—છેક શિષ્ટાચાર પુરતા હોય છે. અને એની લોકપ્રિયતાનો આધાર રાજ્ય સાથે પ્રજાના સબંધ ઉપર છે આ રાજકિય ઉત્સવો રાજાનો જન્મ દિવસ, રાજ્યારોહણ, પરરાજ્ય પર જીત એવા એવા પ્રસંગો પર ઉજવાય છે. આવા ઉત્સવોમાં જે દેશની પ્રજાને સક્રિય ભાગ લેવાનો હોય, જ્યાં રાજા ઘણો નિકટ વસતો હોય ત્યાં તેનું મહત્વ જણાય આપણાં બીટીશ રાજ્યમાં તો રાજકુટુંબ એટલું દૂર વસે છે કે આવે દિવસે બીજી રવીવારની સામાન્ય રજા હોય તેમ પ્રજાને એક દિવસ ઘેર રહી પુરણપોળીનું જમણ જમવાનો ને બપોરે ઉંઘવાનું મળી શકે તેટલા પુરતોજ આનંદ મળે છે.

પણ પ્રજા, જે એક જુનો રાજકિય ઉત્સવ, હાલ એનું રાજકિયપણું નથી રહ્યું છતાં સા થતી રહી છે, તે દિવસ દશેરાનો. અસલ એ દિવસે રાજાઓ શમીપૂજન કરતા આયુધ અને વાહનોની પૂજા કરતા અને પરરાજ્ય જીતવા નીકળતા. અને આખી પ્રજા એ રાજ્ય ધર્મમાં ઉત્સાહથી સામેલ થતી. હાલ જંગલ નથી. અને હોય ત્યાં શમીના વૃક્ષો શોધ્યા જડતા નથી. પ્રજા આયુધ વિનાની બની છે. અને કોઇ રડયા ખડયા પાસે હોય તો તે કટાએલી હાલતમાં પડયા રહ્યા છે. વાહનોમાંથી રથ ગયા, ઘોડા જતા જાય છે, અને મુંબાઈ શહેરમાં તો મોટરો ઉપર પીળા ગલગોટા ચડે છે, અને દશેરા ઉજવાય છે, અને છતાં એ દશેરા! દશેરા!

ઉત્સવની વાતમાં આમ વાત શેં કરવી? નકામી દીલગીરી થાય. જેને પોતાનું રાજ્ય નહીં તેને રાજકિય ઉત્સવ શા? એનાથી સામાજિક ઉત્સવો તરફ વળીએ તો બહેતર.

અસલના સામાજિક અને ધાર્મિક ઉત્સવો લગભગ એક હતા. જ્યારે જન્માષ્ટમી કે બળેવ કે નાળીએરી પૂર્ણિમા જેવા ધાર્મિક ઉત્સવો આવે ત્યારે સાંજ પડે મેળા ભરાય અને મંદીરે જઈ દર્શન કરી, જનોઈ બદલી કે દરીએ નહાઈ લોકો પુણ્ય ઉપાર્જન કરે. તેથી સંતોષાઈ તે દિવસે થોડા પૈસા વ્યય કરવામાં પણ લોકો જીવ છુટો મુકે. અમથ મેળામાં માટીના વાસણ અને લાકડાની ઢીંગલીઓ મળતી; ચકડોળમાં ફરવાનું મળતું ને ઉના ઉના સેવ મમરા ને જલેબી ખાવાની મળતી. ને લોકો એક બીજાના ધક્કા ખાઈ રોળાને

...નંદ અનુભવતા. હવે આ બધું તો થાય છે જ, પણ વધારામાં ભાતભાતના પરદેશી રમકડાં ને રંગીન ફુગ્ગા મળે છે, તેથી તેનું આકર્ષણ વધારે છે. આખા મેળામાં ફુગ્ગાની પીપીઓના અવાજ, સીસોટીઓના કર્ણભેદી સ્વર, ચકડોળના ચીત્કાર, રોશનીના ઠાઠ, છોકરાંઓની રડારોળ, મોટાંના ધાંટા, એ બધા કોલાહલના એક સૂરરૂપે દૂર સુધી વ્યાપી રહે છે.

પણ હોળીમાં તો અસલથીજ સામાજિક તત્ત્વ રહ્યું છે. અને બધા અંકુશોને દૂર મુકી માણસ વરસમાં એકવાર નિરંકુશપણે વર્તે છે. માણસ રોજ બહુ ડાહ્યો, બહુ મર્યાદાશીલ, ત્યારે વરસમાં એકવાર તો એ બધું વેગળે મુકે કેની !

આ હોળી એ વસંતોત્વસનો જ એક પ્રકાર છે. જેમકે વસંતોત્સવમાં સજ્જન સજ્જનીઓ હોરી ખેલે, ફાગ ગાય, અબીલ ગુલાલની પીચકારીઓ ઉરાડે, અને તેમાં શરીર ને હૈયાં બન્ને રંગાય; વળી એ વસંતોત્સવમાં નવા પુષ્પોની સુગંધ હોય, ગાનતાનની લહેર હોય, સુંદર ભોજનનો આનંદ હોય. અસલના લોક તો વનમાં જઇને પણ વસંતોત્સવ કરતા. તેમાં સ્ત્રીઓએ વનવિહાર કરતી, જળક્રિડા કરતી, ને મદીરાના કોગળાથી કે સુકુમાર રંગેલા પગોની લાતોથી વૃક્ષોના કોડ પુરી તેમને નવપલ્લવીત અને પુષ્પવતા કરતી. કોઈ ગાતી, કોઈ નાચતી, કોઈ તાળી દેતી ને કોઈ મૃદંગ બજાવતી જનસમૂહના હૈયા ઘેલાં કરતી. પુષ્પોના શણગારથી દેહ શણગારવો, એમાં તો એમને ખાસ મજાહ પડતી, અને વસંતની રાત્રીઓ નિમિષ-માત્રમાં વીતાવી દેતી. ભારતવર્ષની સ્ત્રીઓ આવું કરતી એવું સાહિત્ય કહે ત્યારે તો ગાંડપણ આવતું લાગે છે.

આજે એ આપણે નવા વસંતોત્સવો શરૂ કર્યા છે, ને બેચાર શહેરની સાહિત્ય સભાઓ ખાસ કરીને તે ઉજવે છે. તેમાં રીહર્સલથી તૈયાર કરેલા ગરબા, સુંદરીઓ વીજળીના દીવા હેઠલ સ્ટેજ ઉપર આવીને ગાય છે. આધ્યાત્મિક વસંત વીષેના ડાહ્યાં ભાષણો સાંભળવા સાહિત્ય રસિકોની મેદની ત્યાં મળે છે. હાલમાં ફેશનમાં આવેલા ચારણોના ડાયરા પણ સભાગૃહમાં કે થીયેટરમાં જામે છે. અને એ ડાયરાઓના પ્રાણ ભાઈ રાયચુરા આગળ બેસી હુંકાર દઈ આંખો નચાવી વાત કહેનારાઓને પાણી ચઢાવે છે. વધારામાં બેચાર ફુલદાનમાંના કરમાએલા ફુલો, અને આસોપાલવ અને ગળગોટાના ચોકઠી પાડી બાંધેલા તોરણો કે થાંભલે બાંધેલી કેળોના પાંદડા વસંતની વનસમૃધ્ધિ દાખવી રહે છે.

ને જેમ વસંતોત્સવો ઉજવાય છે તેમ શરદુત્સવોએ ઉજવાય છે. કાર્યક્રમ વસંતોત્સવમાં વર્ણવ્યો તેનો તે; શરદ પૂર્ણિમાની રાત્રી પણ તે દીવસે હોય કે ન પણ હોય, સુંદરીઓના ગળાંયે શરદીથી થીજી ગયાં હોય અને તેમના ગરબા સાંભળવા ટીકીટો લઇને આવેલા પ્રેક્ષકોની હારની હાર, થીએટરના બારણા પાસે લાગીરહી હોય, એવા શરદના ઉત્સવો આપણે ઉજવવા શરૂ કર્યા છે. આવે પ્રસંગે પુરૂષોએ સુંદરીઓના મીઠા કંઠરવમાંથી નીકળતા ગરબાનો સૂર સાંભળવો કે નહીં, એ વિવાદગ્રસ્ત પ્રશ્નનો નિર્ણય ઘણે ઠેકાણે હજુ કરવો બાકી રહ્યો છે, પણ પાસેથી

નહીં તો દૂરથી આવા ગરબાઓ તેઓ સાંભળે છે તો જરૂર. શરદની અજવાળી રાતીઓમાં, ચંદ્રમાની ચાંદનીએ, ગગન ગોરીને ઘુમતો સુંદર ગીતધ્વની સાંભળવો હજી વીરલ છે. જોકે શરદની રાતડી ગીતોના ગરબા ગરબીનો પાર રહ્યો નથી.

શરદ આવે; લોકો શાલ દુશાલા ઓઢે અને તાપણાં તાપતા વાતો કરતા બે પ્રહર રાત્રી વહી જાય, એવું કરવાની તો હવે ફુરસદ ક્યાં છે!

પણ હજુ સુધી સામાન્ય જનસમાજના હૃદયમાં ધાર્મિક ઉત્સવોનું સ્થાન સૌથી પ્રબળ છે. દેવપોઢી કે દેવઉઠી અગીઆરસ હોય, ગણેશચતુર્થી હોય કે નાગપંચમી હોય, જન્માષ્ટમી કે બળેવ હોય કે દિવાળી હોય, પણ તે દિવસે, લોકોની ઠઠની ઠઠ મંદીરે જવા, દરીએ નહાવા, નાટક સીનેમા જોવા, કે પછી જુગાર રમવા ઉતરી પડે છે ને મિષ્ટાન્ન જમીને કે ફરાળ (ફળાહાર) કરીને પોતાને મન ગમતી રીતે ઉત્સવ માણે છે

જૈનો આવો ઉત્સવ પર્યુષણમાં ને પારસીઓ પતેતી અને મુસલમાનો રમજાન, મહોરમ કે બકરી ઈદના તહેવારો ઉજવી માણે છે મુસલમાનોની તહેવારો ઉજવવાની રીત, હિંદુઓથી જુદી છે. પણ આનંદમાં તો એકજ છે પણ ભાઇ, એ વાત જવા દો, નહીં તો નકામું ઝીંકના ઝીંકું પડી જશે. પેલી ચોથી ચોપડીમાંની અકબર બાદશાહની વાત યાદ છે ને ! બાદશાહ વેશ બદલીને ફરવા નીકળ્યા. રસ્તામાં એક મીયાંભાઈ મળ્યા બાદશાહે ગમ્મતસારૂથી પૂછ્યું, "કેમ ભાઇ, મારા તો છો ને ?" "સાલા અંધા હૈ દેખતા નહીં. હૈ !" બાદશાહ રમુજ પામીને જવાબ ગળી ગયા ને સાથે છોકરો જોઇને ફરી પુછ્યું, "કયું આ સાબ' એ લડકા તુમારા હોય" "તેરા ચલે તો માર ડાલીઓ." જવાબ મળ્યો. અને બાદશાહે ફરી સવાલ પુછવાની તસ્દી લીધા વીના ચાલતી પકડી; માટે ભાઈ' એમની વાત ન થાય તો તેમના તહેવારની વાત કેમ થાય ? મહોરમ આવે ત્યારે તોફાન કરીને એમની ઉત્સવપ્રિયતા સંતોષાય છે, એવી ખરી વાત પણ એમનેતો ગમે નહીં.

પણ આ બધા ઉપરાંત હવે એક નવી જાતના ઉત્સવો થવા માંડ્યા છે, તે પ્રજાકિય-રાજકિય ઉત્સવો એ ઉત્સવો. બધા સ્વાતંત્ર્યની લડતને અંગે ઉજવાય છે. જેમકે જલીઆનવાલા ડે, દત્ત ભગતસીંગ ડે, બારડોલી ડે, ગાંધી ડે, કે કોઇ પ્રજાના માનીતા રાજ કેદીઓ છૂટી આવે તેના દિવસ એ બધા ઉત્સવો ઉજવવાના પ્રકાર પણ નીયત કરેલા હોય છે, જેમ કે સરઘસો કાઢવા, સભાઓ ભરવી વી. ને એ ઉત્સવો દર વર્ષે એકજ ઉત્સાહથી નથી ઉજવાતા પણ તે વખતની લોકલાગણીના પુરથી તેમાં ભરતી ઓટ થાય છે, અને તે બધા મોટા શહેરો સીવાય ગામડાઓમાં બહુ પ્રસરેલા છે, એમ પણ ન કહી શકાય.

કેટલાક ઉત્સવોનો આખા જગતભરમાં ઉજવાવા માંડ્યા છે. તેમાંયે ખાસ કરીને મજુરોનો દિવસ—મે ડે. આખી દુનીઆ જ્યારે

...થશે ત્યારે તો સ્વાતંત્ર્યનો પણ એક દિવસ આખી દુનીઆમાં ઉજવાશે. પણ તેને હજુ વાર છે.

દરેક ઉત્સવનો સંબંધ જીવનની સાથે ઘણો નીકટ છે. ખેડુતો નવું ધાન્ય આવે ને તેનો ઉત્સવ રચે, મજુરો સંગઠિત થાય તેનો ઉત્સવ પાળે, લોકો મુક્તિને વાંછતા ઉત્સવો ઉજવે, જીવનમાં ઉલ્લાસ આવે માટે સામાજિક રસોત્સવો મંડાય, સાંપ્રદાયિક ઉત્સવો શ્રદ્ધાળુ હૃદયોના ભાવો પોષે અને રાજાપ્રજાના સંબંધ જોડનારા રાજકિય ઉત્સવો હોય, એમ દરેક ઉત્સવમાં કંઇ ને કંઇ ભાવનાને મૂર્ત કરવાનો પ્રયત્ન તો રહેલો છે જ. લોકોનો જેટલો મોટો જથ્થો એ ઉત્સવોમાં ભાગ લે તેટલી તેની ઓછી વત્તી અસર આખા પ્રજાજીવનમાં પડે.

અને આ બધા ઉત્સવો પ્રજાની સંસ્કૃતિ માંથી ઘડાય છે; અથવા તેઓ પ્રજાની સંસ્કૃતિ ઘડવામાં ફાળો આપે છે. ને તેથી એમનું સ્થાન પ્રજાજીવનમાં કંઈ જેવું તેવું નથી. ઉત્સવને દીવસે રોજનો ઘરેડમાં પડેલો કાર્યક્રમ બંધ થાય અને તેથી જીવન પર; મન પર, શરીર પર ચઢેલાં જુનાં પડો તુટે. મળવા હળવાના પ્રસંગ સાંપડે, તેથી સ્નેહીઓના સંબંધ ગાઢાં થાય. માનવ સમૂહમાં ફરવાથી પ્રજાજીવનની એકતા દષ્ટિભૂત થાય. ખરેખર તો મળવું હળવું; ટોળામાં જવું; એજ ઉત્સવનો મુખ્ય ઉદ્દેશ હોય છે. અને ટોળામાં ગયા વગર ઉત્સવનું ભાન આવતું નથી. ઉત્સવ એકલાં મંડાય પણ નહીં ને મણાય પણ નહી.

નવીનોને માટે એક પ્રશ્ન ઉભો થયો છે. એમણે ઉત્સવ શી રીતે માણવો ? એમને જુની રીતે ઉત્સવ ઉજવવો ગમતો નથી. એમને નથી મેળામાં જવું ગમતું, નથી મંદીરમાં જવું ગમતું, નથી ટોળામાં જવું ગમતું. એમને એ બધું નિરૂપયોગી લાગે છે. અને ઉત્સવ ઉજવવાના નવા રસ્તા કંઈ સુઝતા નથી. ના, છેક એમ તો નહીં, ઉત્સવને દહાડે કોઈક જુહુને દરીએ નહાવા, કોઇ પુના પનવેલની સહેલ કરવા, કોઈ ઘોડબંદરને રસ્તે મોટર દોડાવવાને, કોઈક નાટક સીનેમાં જોવા એમ જાય છે તો ખરાં, પણ એ સુધરેલો આનંદ તે જુના ઉત્સવનો આનંદ તો નહીં જ. આખી પ્રજા જે ઉત્સવમાં એક તાન, મન પ્રાણ થઇને રાચે અને એક લાગણીએ તેમના હૈયાં ધબકે એવા ઉત્સવ ઉજવવાનો સુધરેલો પ્રકાર હજુ શોધાયો જ નથી.

પણ ભાઈ, ઉતાવળે કંઈ આંબા પાકે છે ? જેમ જેમ પ્રજા જીવન ઘડાતું જશે તેમ તેમ તેના ઉત્સવોમાં એ નવા ચેતન આવશે. અને કોઇ એક દિન એવોએ આવશે જ્યારે માત્ર એક એક પ્રજાના નહીં પણ સમસ્ત જગતના ઉત્સવો જગતભરમાં સામટાં ઉજવાશે. ત્યારે કોઈ ઉંચું કે નીચું નહીં હોય. ને કોઈ દાબનાર ને દબાનાર નહી હોય. હશે માત્ર એક સ્વાતંત્ર્યની સાંકળે સંકળાએલી સમગ્ર માનવ જાતિ, જેના આનંદ અને શોકના સંવાદી સુરો સર્વત્ર એકજ તારે વાગતા હશે. વાંચનાર ! તારી કે મારી આયુષ્યની અવધિમાં એવો સુદિન દેખવાનો આવશે એવું તને લાગે છે ?

---

# 'પ્રેરણા'

## પૂરવણી લેખ

લેખક: રા. નરસિંહરાવ ભોળાનાથ

( क )

માર્ગશીર્ષ ૧૯૮૫ ના 'ગુજરાત'માં મ્હારા 'પ્રેરણા' વિશેના લેખમાં એક ભૂલ થયેલી છે તે તરફ મ્હારું ધ્યાન મ્હારી પુત્રી સૌ. લવંગિકાએ દોર્યાથી તે તરત જ સુધારવાનું કર્તવ્ય બન્યુંછે.

મિ. ખબરદારકૃત 'કલિકા' માંના ૪૨ મા શ્લોકમાં પ્રિયાની કટિમેખલા બનવાનો કવિનો મનોરથ છે તે એક અંગ્રેજી કાવ્યના અપહરણરૂપે મ્હેં દર્શાવ્યોછે. એ કાવ્ય મ્હેં ઊતાર્યું છે તે પ્રકારની પંક્તિયોને બદલે નીચેની પંક્તિયો મૂકવી જોઈતી હતી.

And I would be the girdle
About her dainty dainty waist,
And her heart would beat against me,
In sorrow and in rest.
And I should know if it beat right,
I'd clasp it round so close and tight

(Tennyson "The Miller's Daughter Palgrave's Golden Treasury Additional Poems cccxxii p 356)

મ્હેં ઊતારેલી પંક્તિયો આ પંક્તિયોની પછી આવેછે. મ્હેં 'Twenty one days in India' માં વાંચેલો ભાગ ઊતારેલો તે વખતે આખા કાવ્ય અને હેના કર્તા વિશે ખબર આદિની ન્હોતી. પરિણામ એ થયું કે મ્હારી ચર્ચામાં—"અંગ્રેજીના ગુજરાતી અપહરણમાં છાતી ઉપરના (necklace) હાર ને બદલે 'કટિમેખલા' ગોઠવી દીધીછે તેથી ચોરપગલાં ઢંકાતાં નથી" ઇત્યાદિ વચનો કહીને મિ. ખબરદારને મ્હેં એક રીતે અન્યાય આપ્યો. હેમણે પગલાં ઢાંકવાની કૃતિ ઉપમાનપરત્વે નથી કરી; મૂળમાં girdle (મેખલા) છે તે જ એ ભાઈએ યથાવત્ ઉઠાવીને પોતાનામાં ગોઠવી દેવાનું સાહસ કર્યુંછે. એટલે અપહરણ ઉગ્રરૂપ જ બનેછે, દેવો એ કટિમેખલાની ઈર્ષ્યા કરેછે, 'જાઓ, જાઓ, દેવો! અહિં તમારું કાંઇ કામ નથી'–ઇત્યાદિ કુલટ્ટ વેષ્ટનોમાં ચોરેલું રત્ન ઢાંકવાથી ચોર ઉલટું પકડાઈ આવેછે. Dainty waist નાજુકડી કટિ/ ઉરમરસો દબાઉં–I would clasp it round so close and tight, સુણીશ એ ચતુરાના હૃદયની ચાલ – her heart would beat against me.–એમ ત્રણ અંશો અપહરણની રચના દઢ બનાવેછે. સંવાદના પ્રકટ અંશ આ ઉદાહરણમાં નથી.

( ख )

સંવાદના કેટલાક ઉદાહરણો હું આપી ચૂકેલોછું. પણ એક નવું ઉદાહરણ સંવાદનું અહિં આપવું અસ્થાને નહિ ગણાય.

ભોજા ભગતના "ચેલૈયા આખ્યાન" માં રક્તપિત્તના રોગથી ભૂખ્યા ઉપજાવે દેવો સાધુ ભક્તની કસોટી કરવાને આવેછે. અને અંતે એ

..ાધુ તે ઇશ્વરરૂપે જ પ્રત્યક્ષ થાયછે. એ જ રીતે જેમ્સ રસેલ લોવેલ નામના અમેરિકન કવિના The Vision of Sir Launfal નામના કાવ્યમાં એ તત્ત્વની ઘટના છે. રક્તપિત્તવાળા પુરુષમાં

· I behold in thee

An image of him who died on the tree; " એમ ભાસ થાયછે, અને ગલિતગર્વ થઇને સર લોનફાલ દીન બનેછે; અને

" The heart within him was ashes and dust,
He parted in twain his single crust,
He broke the ice on the streamlet's brink,
And gave the leper to eat and drink,"

અને પછી

"As he mused with downcast face,
A light shone round about the place,
The leper no longer crouched by his side,
But stood before him glorified. "

આ ઉદાહરણ મ્હેં રેવરંડ મિ. એમ. આર. સ્કૉટ ના " Gujarati Poetry " નામના ભાષણમાંથી લીધુંછે. એઓનું છેવટનું વચન ધ્યાન આપવા જેવું છે;

" It is a far cry from Bhojo the Bhagat of Virpur to James Russell Lowell, the cultured American poet, and yet 'the Light that lighteth every man that cometh unto the world ' revealed to both something of the same truth, and they have given a wonderfully similar expression.

સંવાદ માટે વાતાવરણ કેવું જોઇએ, અને સંવાદમાં તત્ત્વાંશ શા હોય, તે અહિં સૂક્ષ્મ દર્શનથી જણાશે; હેનો ઇશારો માત્ર એક વાકયમાં કરાયઃ–

(૧) બંને કવિયો વચ્ચે અસંદિગ્ધ સંપર્કભાવ; અને (૨) સામ્યના અંશનું દેશકાલાતીત, વિશ્વધર્મરૂપ, સ્વરૂપ.

સંવાદ માટે આ બે મર્યાદાઓનો વિચાર કરતાં એક જણે બતાવેલી શંકા અહિં નોંધવાનું કર્તવ્ય ઉપસ્થિત થાયછે. સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટના ' ચક્રવાકમિથુન ' કાવ્યની પંક્તિયો: " ચાલો એવા સ્થળ મહિં વસે સૂર્ય જેમાં સદૈવ " ઇ. મ્હેં સંવાદના ઉદાહરણ ( નં. (૩) તરીકે ) મૂકીને રા. રામનારાયણ પાઠકે ' કાવ્યમીમાંસા ' માંના किमिह किमपि दृष्टं स्थानमस्ति श्रुतं वा व्रजति दिनकरोयं यत्रनास्तं कदाचित् । ઇ. વાળા શ્લોકને સંવાદના બિમ્બ તરીકે મૂકેલો તે મ્હેં પણ સંવાદના અંગમાં જ સ્વીકાર્યો હતો. મ્હેં મણિશંકર તરફ પક્ષપાત અહિં દર્શાવ્યોછે એમ કોઇને લાગે એમ થયુંછે. મ્હેં તો રામનારાયણના વચનના ઉપર શ્રદ્ધા રાખીને સંવાદ માન્યો છે. મણિશંકર અને ' કાવ્યમીમાંસા ' ના શ્લોકનો કવિ એ બે વચ્ચે

સંપર્ક નહિં જ હોય એમ માનીને હું ચાલ્યો છું. છતાં પણ સંપર્ક હતો, મણિશંકરને એ સંસ્કૃત શ્લોક દષ્ટિગત થયો હતો, એમ સ્વીકારતા પણ એ અપહરણનો પ્રકાર નથી, એમ મ્હને લાગે છે. અલબત સંવાદના વર્ગમાંથી એ બાતલ કરવો પડે. પરંતુ મણિશંકરને એ સંસ્કૃત શ્લોકનું પ્રેરણાબીજ માત્ર મળેલું, અને તેટલા બીજથી 'ચક્રવાકમિથુન' કાવ્યની અપૂર્વ નવીન યોજના જ ઘડાઈ એમ માની સકાશે, અને જે દષ્ટિએ 'ફરી પડેલી બાળવિધવા' એ 'દયવીણા' માના કાવ્યને (ક) અથવા (ગ) વર્ગમાં દાખલ કર્યું છે તે જ દષ્ટિએ 'ચક્રવાકમિથુન' ને પણ સ્થાન અપાશે; અને તે અપહરણમાં નહિ લેખાય, ભલે સંવાદનો પ્રકાર નહોય. ઈ

# વીણાના તાર

---

લેખક: રા. જનાર્દન પ્રભાસ્કર

સુતેલા વીણાના તાર,
જગાવ સખિ!
સુતેલા વીણાના તાર! ટેક—

જાગેલા તારો જગાવે છે સોણલાં
જગવે સુતેલો સંસાર:
જુના સંસારની સ્મૃતિઓ જગાવે
ઝીણા ઝીણા ઝણકાર!
જગાવ સખિ!—

પતિ અને પત્નીની બંધાઇ બેલડી,
એથી સુજાયો સંસાર:
જીવનસંગીત સખિ! સનાતન આપણું
ચાલે જો વીણાને તાર:
જગાવ સખિ:—

રસરસીઆ સખિ! જીવન જો આપણાં,
જીવને ભર્યો સહકાર:
અધુરું સંગીત ચાલ કરીએ પુરું
જ્યાં તુટયા ન વીણાના તાર!
જગાવ સખિ!—

# 'ગુજરાત'ના બે બહારવટીઆ

લે. સૌ. લીલા મુનશી,
મંત્રી સાહિત્યસંસદ.

રા. ભાઇ મેઘાણીની વાર્તાઓ પછી ગુજરાતમાં બહારવટીઆ રસ જાગ્યો છે. એમના બહારવટીઆ આપણે જીવતા જોયા નથી અને તેથી ભાઇ મેઘાણીનો અને આપણો તેમના વીરોનો ખ્યાલ કલ્પનાના રંગીન ચશ્મામાંથી જોવાઇને રચાએલો હોય છે. જુલમીને સતાવનારને દુઃખીઆના બેલી, પાપીને રંજાડી સતીઆને સુખી કરનાર અને જરૂર પડે ત્યારે એવો કશો ભેદ ન ગણતા માર્ગે જતા વટેમાર્ગુને લુંટે અને વરવહુના મીંઢળ તોડાવે એવા એ બહારવટીઆ આપણી અદ્ભુત રસની ભાવનાને પોષે છે અને એમના કૃત્યો આપણે સાશ્ચર્ય પ્રશંસીએ છીએ

રા. વીઠલભાઈ અને રા. વલ્લભભાઇને જોઇને પણ મારી બહારવટીઆઓ વીશેની અલૌકિક કલ્પના ભાગે છે. એ બંને ભાઇઓ ખોગીરા સરકારની સામે બહારવટે ચડ્યા છે, એમ કહી નાખવું એ તો એક સાવ સાદી વાત છે. એકે આખા ગુજરાતના સીમાડા પોતાની બહારવટને માટે નક્કી કર્યા છે. બીજાએ વળી ધારાસભાના 'સ્પીકર'ના 'અધ્યક્ષ' આસને બેસી એ બહારવટના સૂરો ઉચ્ચારવાનો ક્રમ રાખ્યો છે. પાકા ને પાવરધા આ બન્ને ભાઇઓની રમત આખી સરકારને હંફાવતી રહી છે.

આ બન્ને ભાઇઓ પુરેપુરા સમયસાધક (opportunist) છે એમ કહેવાથી એમને અન્યાય થવાનો સંભવ નથી. તકને પારખવા અને તેનો લાભ લેવા ખરેજ એ ભાઇઓને બહુ સરસ રીતે આવડે છે. એમની સોગઠી હજુ સુધી એકે દાવ ચુકી નથી, પછી એના નિશાન સરકાર સામે હોય કે પ્રતિસ્પર્ધિઓ સામે. ને એવા મર્દાનગીના દાવ ખેલવામાંજ એ બન્ને ભાઇઓને જીવનનું સાર્થક દેખાય છે.

આ બંનેની સત્તાકાંક્ષા પાર વિનાની છે. પણ તે વ્યક્ત કરવાની ને સાધવાની બંનેની રીત જુદી છે. નાનાભાઈ મંદી ને મીઠી રીતે હૃદયો વશ કરે અને સત્ય અને ધર્મનું શરણું શોધી તે પર રાજ્ય કરે, મોટાભાઈ નિર્દયતાથી શીકારને સામસામા પકડે અને તેની અકળામણમાં પોતાનો વિજય જોઈ આનંદ માને. બંને ભાઈઓ કોઈથી દબાય નહીં પણ સૌને દબાવે ખરા અને ભુલે ચુકે દબાય તો તેના ડંખ ધોવાનો એમાંક સાધન-સમા હજુ સુધી કોઇએ શોધ્યો નથી

ને 'જાતીગરા' શબ્દ તો એમનેજ માટે વાપરી શકાય. એમની હીમત ગાંધીજીની માફક મોક્ષે આણેલી નથી અને પંડીત નહેરૂની માફક બુદ્ધિજન્ય પણ નથી. એ હીંમતને લાલાજીની માફક દેશભક્તિએ પ્રેરેલી છે એમ પણ ન કહી

ાય અને ડો, મુંજેની માફક નીર્બળતાથી ાસી ઉદ્દભવેલી પણ ન ગણાય. એ બંને ભાઈઓની હીંમત તો ઞાનતંતુઓની મજબુતીના પરિણામે ઉપજેલી સ્વભાવ જન્યજ છે.

પાર વિનાનો આત્મભોગ આ બંને ભાઈ-ઓએ કર્યો છે પણ તેને વ્યર્થ વહી જવા દેવાની નાદાની તેમણે બતાવી નથી. દરેક વસ્તુની અસર (effect) પર તેઓ દૃષ્ટિ રાખે છે અને દરેક વાતની ગણત્રી તેઓ કરે છે. અર્થ સાધતી વખતે નકામા આશકા કે સંકલ્પ વિકલ્પ ( Scruples ) તેમને નડતાં નથી. યોગીઓની માફક જ્યારે જગત ઉંઘતું હોય ત્યારે પણ તેઓ જાગતાજ રહે છે અને શત્રુ આવે ત્યારે હથીઆરો પર કાટ ચઢેલા ન હોય તેની કાળજી તેઓ રાત્રીને દિવસ રાખે છે.

અને એમનું સારામાં સારૂ હથીઆર તે મશ્કરી (ridicule) છે. પ્રતિસ્પર્ધીને બનાવવો અને એવી ફજેતી કરવી કે નીચેથી ઉંચું જોઇ ન શકે એ એમની પ્રિય રમત લાગે છે. બારડોલીમાં એ શસ્ત્ર બહુ ઉપયોગી નીવડયું હતું. વળી ધારાસભામાં એના પર રોજ સોના કપાય છે. એ વિનોદમાં પાટીદારી હળની જાડાઈ હશે પણ કઠ્ઠણ ભોંયને ખેડી કહાડવાની તીક્ષ્ણતા પણ છેજ. અને એ રીતે જે ભોંય ખેડાય તેમાં ધાર્યાં બી ઉગાડવાની કળામાં. આ બંને ભાઇઓએ ખાસ કૌશલ્ય મેળવ્યું છે.

બંનેને સમય ઓળખતાં ને રૂપ બદલતાં આવડે છે, મહત્તા વધારતાં ને સાચવતાં આવડે છે.

સત્ય અને અસત્યથી બંને પોતાની જાતને પર માનતાં છતાં નાનાભાઈ ગાંધીજીના સત્સંગને લીધે અસત્ય વાપરવું ભુલી ગયા છે; મોટા ભાઇ એને સારા કાર્યને અર્થે વાપરે છે એટલે એ ગુણ સદ્દગુણ રૂપે બની રહે છે.

સુધરેલા અર્થમાં એ બંને ભાઇઓને સંસ્કારી ન કહી શકાય છતાં બંને સંસ્કાર વાળા છે એમ તો કહેવાયજ. બંનેમાં પાટીદારી જાડાઈ છે પણ પોતાનાને માટે પાટીદારી ભલાઇ પણ તેમનામાં તેટલીજ ભરેલી છે. બંનેના કીર્તીકોટ અત્યારે ચોખંડ ભારતમાં દેખાય છે. અને બંનેના નામ અત્યારે કોન્ગ્રેસના પ્રમુખપદથી તે હીંદુસ્થાનના વૉઇસરોય થવા સુધીને માટે બોલાય છે. બંને ભલા છે ને ભુંડા છે. એકને કુટુંબની જંજાળ છેજ નહીં; બીજાએ કુટુંબની જજાળમાં રસ રાખ્યો નથી. પણ છતાં એ બંને ભાઇઓ 'વસુધૈવ કુટુંબકમ'માં માનનારા લાગતા નથી. ગુજરાત એ એમનો દેશ ને તેના એ બે ભાઇઓ રખેવાળો, કોઇની મકદૂર નથી કે એમાં ચાંચ બોળી શકે.

લોકપ્રિયતાની વેણી પર એ બંને જણ ઉભા છે પણ એ સરી જાય ત્યારે સ્વત્વ સંભાળવા જેટલું સ્વાસ્થ્ય એ બંનેમાં છે. મોટા ભાઈ પ્રપંચ કરી જાણે છે અને પ્રપંચ પારખી જાણે છે. નાનાભાઈ પ્રપંચ પારખે છે બરાબર અને કરે છે ત્યારે તે પ્રપંચ પ્રપંચ રુપે: રહેતો નથી.

કેટલાક ગુણોમાં આમ આ બંને ભાઇઓ સરખા છતાં દેખાવામાં બંને ભાઇઓ જુદા છે. વિશાળ આંખોને મોટી મુછો એ વલ્લભભાઇનું

લક્ષણ છે. મોટી દાઢી અને જુસ્સી આંખો એ વિઠ્ઠલભાઈનું ખાસ લક્ષણ છે. વિઠ્ઠલભાઈ આડાઈના અવતાર છે. વલ્લભભાઈ સીધી અને સમોર રીતે વર્તે છે નાની નાની બાબતોમાં મિત્રોને સબંધીઓને રખડા-વવામાં ને ક્રૂર મશ્કરી કરવામાં વિઠ્ઠલભાઈને આનંદ પડે છે. વલ્લભભાઈ એવું કરતા હોય એવું જાણ્યામાં નથી.

વિઠ્ઠલભાઈ પોતાનાથી વધારે પ્રતાપીને સહી શકતા નથી. વલ્લભભાઈ પોતાના પ્રતાપને માટે નવું જ ક્ષેત્ર ખોળી લે છે. વલ્લભભાઈ ભાવ જગાડી શકતા હશે. વિઠ્ઠલભાઈ માત્ર ધાક જ પ્રેરી શકે છે.

પણ આ બન્ને ભાઈઓ ખડતલ અને ખડક સમા છે માથે લીધેલું કાર્ય પાર ઉતારવામાં બન્ને પાછી પાની કરે એવા નથી. દેશીઓના દુઃખ અને પરદેશી સરકારની ધુંસરી બન્નેને રાત્રી દિવસ સાલ્યા કરે છે. બન્ને મર્દ બચ્ચા છે અને નિર્બળતા, નિરાધારી, કે દાસત્વ ભાવથી અપમાનનો એક ઘુંટડો એમાંથી એકે ગળી જાય એવા નથી એ બે ન હોત તો ગુ-જરાત આજે મર્દાઈના ઘણા પાઠ શીખ્યા વિ-નાનું રહી ગયું હોત '

---

# રાસ રમણા

લેખકઃ

રા. કેશવ હ. શેઠ

[ " પિત્તળ ને લોટા રે ઉમિયા, જળે ભર્યાં રે લોલ " ]
સમદરની સેંજડીએ વર્ષા સંચર્યાં રે લોલ,
ધરપત દઈ ધરતીને મોતન મેહ,
ભાદરનાં જળ વાદળ નિર્મળ નીતર્યાં રે લોલઃ
ચન્ન પૂર્ણાને રથે, શરદ સુહામણાં રે લોલ,
પધારીઆં પુણ્ય પગલે—નવલે નેહઃ
રાસેશ્વરીને મન્દિર, રાજ ? વધામણાં રે લોલઃ
અંગે ઉડે ચંદ્રિકાની ચુન્દડી રે લોલ.
ચળકે આછી તારા ટપકી ભાતઃ
શરદ સુહાગણ ફરતા રુમ ઝુમ ફૂદડી રે લોલઃ
વરસે ઝરમર અમૃત, આભ અટારીએ રે લોલ,
ઝીલતી ને ખીલતી રઢિયાળી રાતઃ
વિહરે રસ રમણા એ ફૂલન વાડીએ રે લોલઃ
વાડીને માંડવડે, સોળ કળા સજી રે લોલ,
રાસ લીલા રજની શું રમવા કાજ,
પ્રકટયો શરદેન્દુ, ને સ્નેહવીણા બજી રે લોલઃ
ઉત્સવ નિરખી હરખી સાયર ઉછળે રે લોલ,
ખેલન ઘેલાં રજની ને રસરાજ !
જોતી ને મન મ્હોતી પોયણી પળે પળે રે લોલઃ
હૈડે, સજનિ ! પોયણીના સહવાસથી રે લોલ,
લાગે સુરતા, જાગે ખેલન ભાવ;
આવો તો રમીએ રજની રસ રાસથી રે લોલઃ
રાસેશ્વર, સૌન્દર્ય દિવો સંકોરતા રે લોલ,
માણીશું નવ જે અવસરના લ્હાવ,
સંચરશે ઈન્દુ, ને રહેશે ઓરતા રે લોલઃ

# આજ્ઞાંકિત

## બાલિકાઓને પરણવા નીકળેલા વૃદ્ધોને લગ્નની ભેટ.

---

લેખક.

રા. કનૈયાલાલ મા. મુનશી

પ્રમુખ, સાહિત્યસંસદ

[ નોંધ: ગુજરાતના મોટા ગણાતા સમાજમાં જે ભાષા બોલાય છે અને જે પ્રસંગો બને છે તેને નાટકમાં ઉતારેલા જોઈ આદર્શશીલ વાચકો સુગાશે એ ચોક્કસ. પણ જ્યાં સુધી એ ભાષા બોલાય છે અને એ પ્રસંગો બને છે ત્યાં સુધી વાસ્તવિકતા જેનો પ્રાણ છે એવાં સામાજિક નાટકમાં એનું સ્થાન છે. ]

## પાત્રો

| | | | | |
|---|---|---|---|---|
| કાશીબા | ... | ... | ... | |
| સવિતા } કમળી } | ... | ... | ... | તેની પુત્રીઓ. |
| હરકીસનદાસ શેઠ | ... | ... | ... | |
| ધીરજલાલ | ... | ... | ... | તેનો ભત્રીજો |
| જોધતો | ... | ... | ... | તેનો મહેતો |
| જીવીમાસી | ... | ... | ... | કાશીબાની બહેન |
| જમના કાકી | ... | ... | ... | હરીકીસનદાસની કાકી |

## અંક ૧

[સમય: સવારનો

**સ્થળ**: અમદાવાદની નાનામાં નાની પોળમાં આવેલા કાશીબાના નાનકડા ઘરની પરસાળ. જેવા તમે પથ્થર પોળનો દરવાજામાં પેસો કે તેવા ખાળકુંડીમાંના રેલા ઓળંગી, એક બે ગલીચ કુતરાને ભુલેચુકે કચરી, ઉપરથી પડતા કરેવાળામાંથી બચી, બેઠેલી ગાયોના શીંગડામાંથી ઉગરી બીજી એક નાની બારીમાં થઇને આવો કે કાશીબાનું ઘર સામું આવે છે. તેનો એક ફુટનો ઓટલો વટાવી આંગણામાં આવો એટલે જમણે હાથે કાળા પડી ગએલા પીત્તળના કડાંવાળો એક હીંચકો અને તેની પાછળ ડોકું મરડાય એવી દાદરબારીમાં જતો સાંકડો દાદર; ડાબે હાથે એક ચોક અને કુંડી અને બે ત્રણ કાળા પડી ગએલા ત્રાંબાના લોટા. પાછળ ચોક ને તેની ઉપર વરણી. પાછળ ભીંતે પાણીઆરું ને તેના પર બે ગાગર, ત્રણ બેડાં ને પાંચ લોટા ટાંકા પર દોરડું. નીચે નહાવાના પાણીનો ચુલો. અંદરથી જમણી તરફ રસોડાની જાળી.

ચુલામાંથી નીકળતો ધુમાડો ચારે તરફ પ્રસરે છે. કમળી, સોળ વરસની, સાદા રૂપની, શ્વેત રંગની અને ભલી દેખાતી, ઓઢણી ચણીઓ પહેરી હીંચકા ખાય છે. એ એક આંખે તદ્દન બાડી છે.]

**કમળી**: (હીંચકા ખાતાં અને તાળી લેતાં)

તડાકબંધી તાંદલીઓ
મગવેલણીઓ
પગડેલણીઓ
કોઈ લો રે તનમનીઓ!

[સવિતા ધડબડ ધડબડ દાદર ઉતરે છે. તે કમળીનાજ રંગની પણ વધારે સ્વરૂપવાન ને જાજરમાન છોકરી છે. તેણે આખું લુગડું પહેર્યું છે ને કપાળે ચાંલ્લો કર્યો છે. તેના છેડાના ઝાઝાં ઠેકાણાં નથી. તે અરાઢ વર્ષની છે છતાં વધારે મોટી હોય એવી લાગે છે.]

**સવિતા**: કમળી!

**કમળી**: (હીંચકો રાખતાં) કેમ?

**સવિતા**: જોઇતો આવ્યો.

**કમળી**: હાય બા! (હીંચકો રાખી ઓઢણી સંકોરે છે.)

**સવિતા**: (તિરસ્કારથી) હવે નખરાં કરતી રહેને! મહેતાજીની પટરાણીને જાણે સુખમાં કૈં મણાજ નથી.

**કમળી**: અમે જે છીએ તે. તેમાં કૈં તારું ગયું?

**સવિતા**: પણ મોઈ! આટલી મલકાઇ શા માટે મરે છે?

**કમળી**: (ગર્વથી) જા, મલકાઈશ મલકાઈશ.

**જોઇતો**: (હસતો બારણામાં આવી ઉભો રહે છે.) કોણ મલકાય છે?

[જોઇતારામ મહેતાજી પચ્ચીસેક વર્ષનો જાડો, ઠીંગણો ને કાળો છે. તેણે એક મેલી ટોપી માથે ગમે તેમ મુકી છે. અને તેની તળેથી જાડા, કાળા વાળ ગમે તેમ લટકે છે. તેના ગોળ ગાલ અત્યારે હાસ્યમાં ફાટી રહ્યા છે. એની આંખો ગરીબડી છે. તેનો ડગલો પણ

જુનો ફાટેલો ને ગરીબડો છે. તેનું ધોતીઉં ગંદું ને ટુંકું છે. તેને ખભે શાકની ઝોળી છે.]

કેમ છો! શું ચાલે છે સવિતા બહેન! ને મેં કું—

[કમળી ઉઠીને શરમાઈ આઘી ઉભી રહે છે.]

સવિતા: (જરા ચમકીને) સવાર પડી ને આવ્યા સામે—

જોઈતો: સામરા સુખ વાસરા, દો ઘડીકા આસરા—

સવિતા: રહેવ તીસરી ઘડી તો આપ આમકા.

જોઈતો: (હીંચકા પર ઝોળી મુકી બેસે છે.) મારો, મારો—તમારા ખાસડાં છે ક્યાં અમારા કરમમાં!

કાશીબા: (અંદર રસોડામાંથી હલકારીને) જમાઈરાજ આવ્યા કે?

જોઈતો: (ઘાંટો કાઢીને) સાસુજી! હાજર છું.

કાશીબા: (ઘાંટો કાઢીને અંદરથી) નીરાંતે બેસજો, હું આવું છું.

જોઈતો: હું આવ્યો છું તમે નીરાંતે રાખજો હો કે. હું સવિતાબહેન જોડે ગપ્પાં મારું છું (ટોપી કાઢી નીચે મુકે છે)

સવિતા: જોઈતારામ! આ તે શું? ચોટલી કે ઘોડાની પુછડી!

જોઈતો: અત્યારે ચોટલીજ, તમે નાના હતાં ને ખભે બેસતા ત્યારે ઘોડાની પુછડી હતી યાદ! સવિતાબા, એક વાત કહું!

સવિતા: (મોઢું ચઢાવી) બોલ તમારી વાત!

જોઈતો: (ધીમેથી) શેઠ હમણાં અહીંઆ આવે છે.

સવિતા: (ચકિત થઈને) હેં! કેમ?

જોઈતો: (હસીને) તમારી બહેનને જરા ઓઢણી ઘાઘરી બદલી આવવાનું કહોને. મારા ઘરની આબરૂ જશે.

સવિતા. (કમળાને) કમળા! ઉભી ઉભી જોયા શું કરે છે? ફુઆજી આવે છે. જા, ઓઢણી બદલી આવ. (કમળી દાદર ચઢીને જાય છે) કેમ આવે છે?

જોઈતો: મને મોકલ્યો છે ગોરપદું કરવા. (હસમુખે મુખે જોયા કરે છે.)

સવિતા: ગોરપદું.

જોઈતો: શેઠાણીનું ચૌદમું થઈ રહ્યું. હવે શેઠ બીજી શેઠાણી શોધે છે.

સવિતા (તિરસ્કારથી) શેઠાણી! હવે તો ચિતાબાઇ એને પરણે ત્યારે ખરી.

જોઈતો અરે સવિતાબહેન! એવું શું બોલો છો? હજુ તો અમારા શેઠને પુત્રનો યોગ છે, જન્માક્ષરમાં લખ્યું છે. શું જાણો છો?

સવિતા (ટીખળ કરે છે.) કપાળ લખ્યું છે! મુઆઓ મરવા સુએ છે. તો પણ છોકરાનો લોભ નથી મતો કે!

કાશીબા (ઝુમકા વડે હાથ લુછતા લુછતાં આવે છે.) કોને છોકરાનો લોભ છે!

[કાશીબા રંગે ગોરાં છે ને સ્વાંગે વિધવા છે. પતિવિરહમાં ઝુરતા ઝુરતાં તે જાડાં થઈ ગયાં છે. તેણે જાડું, કાળું લુગડું પહેર્યું છે.]

જોઈતો: અમારા શેઠને.

**કાશીબા :** કોણ તમારો શેઠ પરણવા ...ો છે ? હવે પરણે શું ? ધોળામાં ધુળ નાંખવી છે ? મારા ધીરજલાલને જાણે નવી કાકીના લહાવા રહી ગયા હશે, કેમ ?

**જોઇતો :** સાસુજી ! આમ શું કરો છો ? મારા શેઠના જન્માક્ષરમાં તો હજુ દીકરો લખ્યો છે ! એ લખ્યા લેખ કોઇથી મિથ્યા ન થાય તેથી મને મોકલ્યો છે.

**કાશીબા :** તેમાં તમને મોકલ્યા છે ?

**જોઇતો :** જરા તમને સમજાવવા. હમણાં શેઠ પાછળ આવે છે.

**કાશીબા :** (ચમકીને) અહીંઆં ? મારે ઘેર–હરકીશનદાસ–શેઠ મને સમજાવવા—

**જોઇતો :** કેમ નહીં ? તમારે ઘેર હીરા જેવી આ બે દીકરીઓ ને એ કેમ નહીં આવે ?

**કાશીબા :** હેં !

**સવિતા :** એટલે ?

**જોઇતો :** બાપ ! હું તો ચાકરીનો ચાકર. નવી કહેવત ખબર છે ને ? ચાકર ને ગાય જ્યાં ધકેલે ત્યાં જાય. શેઠે કહ્યું : 'જોઇતા, જા!' આપણે કહ્યું : 'કયાં શેઠ ?' (હરકીસનદાસના શબ્દ સાથે તેની રીતના ચાળા પાડે છે.) 'કાશીબાને ત્યાં.' 'કેમ ?' 'એમને તૈયાર કર.' 'કયાં જવા ?' 'હું મળવા આવું છું; સમજ્યોને ?' મેં કહ્યું : 'ના.' શેઠે કહ્યું : 'જો, જોઇતા, દીકરા, તારી શેઠાણી ગઇ ને જન્માક્ષરમાં તો દીકરો છે. જોઇતા ! નવી શેઠાણી લઇ આવીએ ત્યારે ખરૂં.' મેં કહ્યું : 'જી.' 'જોઇતા ? કાશીબાને તૈયાર કર.' 'જી.' 'મારાં વખાણ કરી આવ.' 'જી.' 'હું હમણાં આવું છું,' 'જી'. એટલે આપણે નીકળ્યા—

**કાશીબા :** (ચમકીને આંખો ઉઘાડે છે.) શું કહો છો ? મારી છોકરી એ ચૌદલખીની સાથે ! મારી દીકરી—પણ મારી દીકરીઓના તો વિવાહ થઈ ગયા છે.

**જોઇતો :** (ડાકું ધુણાવી) આપણી ન્યાતમાં વિવાહ કયાં તુટતા નથી ?

**કાશીબા :** (મીઠાશથી) સાચું કહ્યું. મારી આ સવલી બરોબર એમને લાયક છે.—પણ—

**સવિતા :** હું—હું—ઘરડા ખટારાને લાયક? શું બોલે છે, બા ?

**કાશીબા :** (હીંમતથી) મુઆ કયાં ઘરડા છે ? ધમધમ તો ચાલે છે.

**જોઇતો :** હા–લાકડીને ઠોકીને–ધમધમ—

**સવિતા :** (ગુસ્સામાં) હું એ મુઆં મુડદાને—

**કાશીબા :** (ડોળા કાઢી) જો, પાછી બોલી કે ! બસ મનમાં આવે તે સમજ ગેરસમજ બોલ્યાંજ કરવું ! સવલી ! તારી એ રીત મને બીલકુલ ગમતી નથી.

**સવિતા :** (ગુસ્સામાં) હમણાં તો કહેતી હતી કે એ ધોળામાં ધુળ નાખવા તૈયાર થયા છે ને પોતાની દીકરીની વાત આવી કે—

**જોઇતો :** સવિતા બા ! પારકી ધુળે ધોળાં બગડે, આપણી ધુળે તો કાળાં થાય. ખબર છે ?

**સવિતા :** જોઇતારામ ! તમારે મારી વાતમાં બોલવું નહીં.

**જોઇતો :** મારે બોલ્યા વિના ચાલે ? કાશીબાને સમજાવવા તો મને મોકલ્યો છે.

સવિતા: પણ હું તો એમનાં ભત્રીજા જોડે—

જોઈતો: જો જો બુશ ખાતા—

સવિતા: કેમ?

જોઈતો: ધીરજભાઈ બહુ આજ્ઞાંકિત છે. કાકા કહે 'તારી બૈરી આપી દે' તો ભત્રીજો કહેશે, 'આ રહી'!

સવિતા: (ચીડાઈ) જોઈતારામ! આવી ચીબાવલાવેડા મારી જોડે નહીં ચાલે

જોઈતો: (ખેદથી) સવિતાબા! ચીબાવલો ન થાઉં ત્યારે શું કરું? પણ ભત્રીજાને ભરોસે ખામકા ખાશો.

કાશીબા: (હસીને) ખરી વાત છે ધીરજ-લાલ એમ બહુ સમજુ છે એ તમારા આજ-કાલના ભણેલા જેવા વંઠેલા નથી.

જોઈતો: (હસીને) અરે રામ રામ કરો! ભણેલાનો તો એનામાં જરા અંશ નથી આખી શુદ્ધ અસલી છે.

સવિતા: (ગુસ્સાથી) ખબરદાર એમની વાત મને કરી છે તો!

જોઈતો: આમારી વાત આમારી પાસે લો, આ શેઠ આવી પહોંચ્યા. આ ખાની એમનીજ, કાશીબા! જુઓ—(કૃત્રિમ ગાંભીર્યથી) શેઠ કેટલા જોરથી ખાંસી ખાય છે! આટલું જોર કોઈ જુવાન લાવે, જોઉં!

કાશીબા: સવલી! જા, ઉપર જા, બોલાવું ત્યારે આવજે.

સવિતા: બા! હું ચોખ્ખું કહી દઉં છું, જો મને પુછ્યા વિના કાંઈ કર્યું છે તો!

કાશીબા: પાછી ડાહીલી થઈ કે? બહુ થયું—

જોઈતો: ઉપર જાઓ, સવિતાબા! પછી હું વાત કરું છું.

સવિતા: બળ્યુ તમારું મો! (ધડબડ ધડ-બડ ઉપર જાય છે.)

કાશીબા: (મલકાઈને) જોઈતારામ! ખરેખર?

જોઈતો: (ગંભીરતાના ચાળાથી) ખરેખર—

કાશીબા: એમને કયી સમશે?

જોઈતો: પુછી જોજોની એમનેજ.

કાશીબા: (સમજાવતા) જુઓ, જોઈતા-રામ! તમે વાંધા કાઢશો નહીં હો. જો શેઠને કબૂલ જોઈએ તો હુ મારી બહેનની છોકરી છગી તમને ગોઠવી આપીશ હો કે.

જોઈતો: (નિવાજ ગાંભીર્યથી) હા કે—

કાશીબા: શુ સમજ્યા! તમે તો બોલ-શો જ નહી

જોઈતો: હુ શું કામ બોલું સાસુજી! બાયડી ને મોજડી—એક નહીં ને બીજી, બીજી નહી ને ત્રીજી—જેમ બદલાય તેમ સરસ. તમારે મારી ફીકર કરવી નહીં. પણ મારા શેઠના જ-ન્માક્ષરમાંથી છોકરો જાય નહીં એ જોજો. લો આ શેઠ આવ્યા

[હરકીસનદાસ શેઠ આવે છે. તે સુકકાને હાડપિંજર જણાય છે ને ખાંસી ખાતા આવે છે. તેમની આંખોમાં ખાડા છે ને તેમના ગાલ બેસી ગયા છે. તેમના હાથમાં લાકડી છે ને તે જરાક ધીમેથી ચાલે છે. તેમના રંગમાં માંદગી

ક લંપટાઈની પીકાશ છે. જ્યારે તે મોં ઉઘાડે છે ત્યારે સડેલા દાંત દેખાય છે ને દુર્ગંધ પ્રસરે છે.]

**કાશીબા :** (ઉભરાતે હેતે) પધારો, કાકા, પધારો ! તમે ક્યાંથી ?

**હરકીસનદાસ :** (સડેલા દાંત દેખાડી હસે છે.) કાશીબા ! તમારા વગર કાંઈ ચાલે ? કેમ જોઈતા ?

**જોઈતા :** હા, શેઠ. છોકરીની મા વગર કોઈનું ચાલ્યું છે ?

**કાશીબા :** બેસો, કાકા !

**હરકીસનદાસ :** બેશું છું ને કાશીબા— (હીંચકા પર બેસે છે, પાઘડી કાઢી પાસે મુકે છે ને પગ ઉંચા લઈ દુપટા વડે તેને બાંધે છે.) બોલો.

**કાશીબા :** (સામું બાંય પર બેસીને મીઠા-શથી) બોલો.

**હરકીસનદાસ :** કાશીબા ! જોઈતાએ વાત કરી ?

**કાશીબા :** હા. કરી.

**હરકીસનદાસ:** કેમ શું થાયું ? (ખાંસી ખાય છે.) ખોં–ખોં–ખોં–ખોં. મને તો કૈં નહીં. ખોં––ખોં. પણ તમારી કાકીનો જીવ મરતાં ગળે અટક્યો. મને કહે કે 'વચન આપો.' કેમ જોઈતા !

**જોઈતા :** (ગાંભીર્યના ચાળાથી) હા, કાશીબા! શેઠાણીનો જીવ કેમે કર્યો જતે જાય નહીં. કહે 'વચન આપો કે મારી ઠાઠડી જાય કે ઝટ દઈને બીજી પરણજો.' શેઠે કહ્યું: 'ઉંહું;'... શેઠાણી કહે: 'ના, ગમે તે થાય પણ નિર્વંશ જવા દેવાય નહીં'! શેઠે બહુ ના કહી પણ આખરે હા કહેવી પડી. હા કહી કે અજબ પ્રભુનું કરવું, તરત શેઠાણીની આંખ મીંચાઈ ગઈ.

**હરકીસનદાસ:** (ખડખડ હસીને) હા, હા. ટપ દઈને આંખ મીંચાઈ ગઈ. સાળો એને જીવ—ગળે ભરાઈ રહેલો—ખોં–ખો–ખોં–મેં પણ વિચાર કર્યો કે બીચારીની છેલ્લી હોંસ હતી. એને આપેલો બોલ પાળ્યા વિના કાંઈ ચાલે ? બોલો, કાશીબા ! કેમ જોઈતા ?

**જોઈતો:** હા, શેઠ! બધા બોલ પાળ્યા વિના ચાલે, એ બોલ પાળ્યા વિના ચાલે ?

**કાશીબા:** પણ હું શું કરું ? મારી તો બંને છોકરીઓ અપાઈ ગઈ છે.

**હરકીસનદાસ:** (હસીને) એ મુશ્કેલી તો હું પહેલેથીજ જાણતો હતો. કેમ જોઈતા ! જુઓની, કાશીબા! તમારી સવલી અગારની ને કમળી સોળની—ખોં–ખોં–ખોં–ન્યાતમાં બીજી છોકરીઓ તો—ખોં–ખોં–ખોં–આઠ આઠની છે.

**જોઈતો:** (નાક ચડાવી) ઝીણી ઝીણી ઢીંગલીઓ છે એને શું કરે ?

**કાશીબા:** પણ આ! મારાથી વિવાહ કેમ તોડાય ?

**હરકીશનદાસ:** કાશીબા! આ મારો જોઈતો મારા દીકરા જેવો છે. કેમ જોઈતા ?

**જોઈતો:** અરે હા શેઠ !

**હરકીસનદાસ:** મેં એને–ખોં–ખોં–ખોં–પાળી પોષી મોટો કર્યો. ખોં–ખોં–ખોં–ને આજે

**જોઇતો :** એનું ભલું જોયા શીવાય તો આપે બીજું કર્યું છે શું ? પણ કમળીની આંખ—

**હરકીસનદાસ :** ( હસીને ) અંહ ! જરાક આંખ ત્રાંસી તેમાં તે વૈરી કૈં બગડી જાય છે ? બહુ થશે તો મુંબાઈ જઇને દવા કરાવીશું.

**જોઇતો :** હા, એ બરોબર.

**કાશીબા :** હા, એ પણ ખરું. ને કમળી જરા શંક છે તે ધીરજલાલ જોડે જુગતી જોડી થઇ રહેશે.

**જોઇતો :** કાશીબા ! એની બેલ તો આમ રેંકળાની માફક ચાલશે. જરા ગભરાશો નહીં.

**કાશીબા :** જોઇતારામ ! તમે તમારી ચિંતા કરશો નહીં. મારી છગન—

**જોઇતો :** તમે કાશીબા ! બીલકુલ નિશ્ચિંત રહેજો. છગન મગન મારાં છાપરે લગન—જે કરવું હોય તે કરજો, તમને પરવાનગી છે.

**હરકીસનદાસ :** વારુ, ત્યારે કરીજ નાંખીએ. કાશીબા ! ગોરને બોલાવો.

**જોઇતો :** હા, કર્યું તેટલું કરવું ઓછું.

**કાશીબા :** ( હસીને ) ભાઈ ! એમ કૈં ગોર બોલાવાતો હશે ?

**હરકીસનદાસ :** વળી શો વાંધો પડયો ?

**કાશીબા :** પલ્લાં બલ્લાંની વાત તો કરો. મારી છોકરીઓને માથે કોઈ બાપ બેઠો છે ? હું રહી રાંડીરાંડ. બધી વાત મારે કર્યા વિના કાંઈ છુટકો છે ? બોલો.

**હરકીસનદાસ :** પલ્લું તો જુઓની ધીરુ અને જોઇતાનું છેજ. જોઇતાનું પણ મેંજ આપ્યું છે.

**કાશીબા :** ( હસીને ) કાંઈ ગાંડા થયા શેઠ ? ધીરજલાલ ને જોઇતારામની વાત ક્યાં ને તમારા જેવા ચૌદલખીની વાત કયાં ? ખાલી હાથની વાત તો હું કરતીજ નથી.

**જોઇતો :** એ બહુ સારી ટેવ છે, કાશીબા!

**હરકીસનદાસ :** હં—હં—ખોં—ખોં—કાશીબા! એમ શું કરો છો મારા ભાઇ ? જોઇએ તો હજાર બે હજાર—

**કાશીબા :** (નીખાલસપણાથી) મારે ભાવતાલ તો કરવોજ નથી. હું તે કૈં મારી દીકરીઓનું બજાર માંડી બેઠી છું ?

**જોઇતો :** (કચવાઇને) કોઈ કહે ? (જીભ કાઢીને) જીભ કાપી નાંખીએ.

**હરકીસનદાસ :** (સમજાવતાં) પણ તમે શું લેશો ? જુઓ, આખરે તો તમારી છોકરીનો છોકરોજ ધણી થવાનો છે ને ?

**કાશીબા :** તેમાં મને શું ? તમારા ભાઈ મરી ગયા તે મને કાંઈ આપી ગયા છે ? તમારા જેવા સાથે મારે વહેવાર બંધાય ત્યારે હું ખરચ કયાંથી કરું ? બોલો, તમારા સમશેઠ ! મને તો એક પાઇ હરામછે. પણ મારેગરીબને છોકરીઓના કર વહેવાર કેટલા કરવાના ! તે ક્યાંથી કરું ?

**હરકીસનદાસ :** પણ—પણ—( મહેરબાની કરતાં ) અરે ચાલો ખુશ થાઓ. રાખો પાંચ હજાર.

**કાશીબા :** ના રે બા ! મારે એ ધંધો જોઇએજ નહીં.

**હરકીસનદાસ :** પણ ખોં—ખોં—પાંચ હજાર પોળીઆ—

કાશીબા : (આકું જોઈ) છઠ્ઠું—

હરકીસનદાસ : સાત—

કાશીબા : ના, ના, ભાઈ ! ના. તમારી જોડે મારે પાકો ખાતાનોજ નથી. મારે તો ધીરજલાલ ને જોઈતારામજ ઠીક છે.

હરકીસનદાસ : (ફરગરીને) આઠ—નવ—

કાશીબા : (ગુસ્સામાં) શેઠ ! કહી રહ્યા ? કોરા મોરા પચ્ચીસ હજાર હોય તો વાત કરજો નહીં તો છે તેજ રાખજો.

હરકીસનદાસ : (ડોળા ફાડીને) પચ્ચીસ હજાર !

જોડતો : હા, શેઠ ! પચ્ચીસ હજાર

કાશીબા : હા, પચ્ચીસ હજાર મારા પણ તો ન્યાતશાસ્ત્રે જે થાય તે. ને મારી સવીના નામનું વીલ. આટલું હોય તો વાત કરજો.

હરકીસનદાસ : (વેદના અનુભવતા) અરે પણ શું બોલ્યા ? તમે બોલ્યા શું ? બો—બો.

કાશીબા : ખરી વાતમાં બાર નહી.

જોડતો : (ઊંડું ધ્રુજાવી ગાભીર્યથી) ખરી વાતમાં બાર ગપ્પેજ નહીં. એ વાત મને ગમે છે.

હરકીસનદાસ : પંદર રાખો

કાશીબા : (ઉઠવાનો પ્રયત્ન કરતાં) એક વાર ના ને સાટી સત્તર વાર ના, ના ને ના !

હરકીસનદાસ : વીસ—

કાશીબા : ના.

હરકીસનદાસ : બાવીસ—

કાશીબા : ના.

હરકીસનદાસ : ચોવીસ—

કાશીબા : (ઉભા થઇ જતાં) એક પાઈ ઓછી નહીં.

જોડતો : શેઠ ! હવે ત્રણ વાર કરી નાંખો.

હરકીસનદાસ : ( નીસાસો નાખી ) વારુ, લો એમ તો એમ. તમારા ગોરને બોલાવો.

કાશીબા : ( પાછા બેસવા માંડે છે. ) ને સવીના નામનું વસીઅત કરવાનું

હરકીસનદાસ : હા. કયાં તો એના નામનું કે એના છોકરાના નામનું.

કાશીબા : હા. તેમાં મને વાંધો નથી. તમે એકના એકવીસ થાઓ એવો મારો આશીર્વાદ છે.

જોડતો : અરે હા રે કાશીબા ! ફરી જન્માક્ષર જોવડાવીએ તો તેમ પણ નીકળે.

હરકીસનદાસ : (હસીને) કાશીબા ! તમે આજે મારી આબરુ રાખી છે હોં.

કાશીબા : (હસીને) શેઠ ! મારી છોકરી તમારે ઘેર સુખી થશે એટલે બસ.

હરકીસનદાસ : એને જરા હાંજે નહીં આવે.

જોડતો : અરે આવે શું ! મારા શેઠ બેઠા છે ને.

કાશીબા : એ તો મને ખાત્રી છે. હું કાંઈ તમને આજની ઓળખું છું ? (મલકાઈને) એ તો આપણા જન્માક્ષર નહીં હતા—

**હરકીસનદાસ :** (હરખીને) હા. નહીં તો બીજીની જગાએ તમે આવત. ચાલો ખોં–ખોં આપણા નસીબ સંકળાએલાં તે તમે નહીં, તો તમારી છોકરી વિના મને ન ચાલ્યું તે નજ ચાલ્યું.

**જોઇતો :** (દૂર ઉભો ઉભો માથું ઝાલીને) હા શેઠ!

**હરકીસનદાસ :** કાશીબા ! ત્યારે હું પૈસા–ખોં—ખોં—ખોં—પૈસા લઈ આવું. તમે ગોરને બોલાવો.

**કાશીબા :** હા. અને હું મારા બનેવીને પણ બોલાવી લાવું. આખરે ગમે તેવી પણ હું બૈરી માણસ.

**જોઇતો :** (ગાંભીર્યના ચાળા કરી) ખરેખરાં બૈરાં માણસ. ના કહેવાય ?

**હરકીસનદાસ :** બસ ત્યારે જોઇતા ! ચાલ મારી સાથે. પેઠી પરથી પૈસા લઇ આવીએ. કાશીબા! નોટ કે રોકડા ?

**કાશીબા :** હું તો બા, કંપનીના શીક્કામાં સમજું.

**હરકીસનદાછ :** ચાલ જોઇતા !

**જોઇતો :** ( ઉતાવળો ઉઠે છે. ) આવ્યો શેઠ!

**હરકીસનદાસ :** આ મારો જોઇતો બહુ સારો માણસ છે હોં.- ખોં–ખોં–હું હમણાં આવ્યો. (હરકીસનદાસ અને જોઇતો જાય છે.)

**કાશીબા :** સવલી! કમળી! હેઠળ આવો તો.

**સવિતા :** (હેઠળ ઉતરીને) શું છે ? (કમળી પાછળ આવે છે.)

**કાશીબા :** કમળી તું રાંધવા પેસ. સવલી! તું તૈયાર થા. હું ગોરને અને તારા મામાને બોલાવી લાવું છું. તારો વિવાહ શેઠ સાથે કરવાનો છે ને કમળીનો ધીરજલાલ સાથે.

**સવિતા :** ( ચમકીને ) મારો વિવાહ શેઠ સાથે—

**કાશીબા :** (હસીને) આપણો દહાડો ફરી ગયો.

**સવિતા :** દહાડો—

**કાશીબા :** તું ચૌદલખીની શેઠાણી થવાની ને કમળીને પણ જોઇતા કરતાં સારું મળ્યું. પછી શું ? હું હમણાં આવું છું.

**સવિતા :** ( ગુસ્સામાં ) પણ આ તું શું કહે છે—

**કાશીબા :** હું હમણાં આવી. તું લુગડાં ઘરેણાં પહેર. ( જાય છે. )

**સવિતા :** હું આ મુડદા જોડે પરણવાની નથી !

**કમળી :** ( હસીને ) ચાલો મારે તો મહેતાજી ગયો ને શેઠ આવ્યો. ( ખડખડ હસીને ) સવલી ! અલી તું તો મારી કાકીજી થવાની.

**સવિતા :** ( કમળીનો કાન આમળી ) હા બાડી! તારાં તો ભાગ્ય ફાટયાં. તું હવે જઇને ચુલામાં પડ.

**કમળી :** ઓ...ઓ...

**સવિતા :** ( અકળાઇને ) મને મારવાના પેંતરા ચાલે છે તે તું જોતી નથી ?

**કમળી :** ( કાન પંપાળતાં ) બોગ તારા !

**સવિતા :** ( કમળીને તમાચો મારી ) બોલી પાછી ! જા—મર.

[ ધીરજલાલ આવે છે. તે ઉંચો, શામળો, ને સુક્કો છે. એ મુંબાઈ યુનીવરસીટીનો ગ્રેજ્યુએટ છે. એણે કપાળે વૈષ્ણવી ટીલું એન્યું છે, ને કાળી ખાદીની ટોપી, ખાદીનો કોટ ને ધોતીઉં પહેર્યાં છે. એની આંખો સ્થિર છે. એની ચાલવાની રીત બીકણના જેવી છે. તેનું મુખ અત્યારે અત્યંત ગંભીર છે સવિતા દોડતી પાસે જાય છે. ]

સવિતા : કેમ તમે ? આ શું ? તમારા કાકા આવીને શું કરી ગયા ?

ધીરજલાલ : (નિઃશ્વાસ મુકીને ડોકું ધુણાવે છે.) શું કરીએ ? કાકા કરે તે ખરુ

સવિતા : કાકા શું કરવાના છે તેની ખબર છે ?

ધીરજલાલ : હા. તને પરણવા માગે છે તેમાંજ હું અત્યારે લક્ષ્મીનારાયણના મંદિરમાં ગયો હતો.

સવિતા : (ચકિત થઇને) મંદિરમાં ?

ધીરજલાલ : કાકાએ મને કહ્યું કે તને એ પરણવા માગે છે એટલે મારું માથું ફરી ગયું, મારાથી ન બોલવાનું બોલાઈ ગયુ. સવિતા ! પહેલી વાર – મારાથી કાકાની આમન્યા તુટી ગઇ.

સવિતાઃ આમન્યા તુટી તો ઓછી થઈ

ધીરજલાલ : હાય ! હાય ! કાકાની–મારા પિતા તુલ્ય વડીલની આજ્ઞા લોપાય ? સવિતા ! એવું થાય તો મારું ભણ્યું ગણ્યું પાણીમાં જાય. હા. તને કાકા પરણે–

સવિતા : (સમજાવતા) કાકા ન પરણે એ તમારા હાથમાં છે.

ધીરજલાલ : (આનંદિત થઇને) પણ કાકાની ઇચ્છા વિરુદ્ધ—

સવિતા : તો શું આભ તુટી પડવાનું છે ?

ધીરજલાલ : ગુરુજનોની આજ્ઞા લોપવાનું પળ ,વાર મન થયું ને હું સદ્બુદ્ધિ શોધવા લક્ષ્મીનારાયણને મંદિરે ગયો. મેં પ્રાર્થના કરી.

સવિતા. (અધીરાઇથી) પણ આ બાબતમાં લક્ષ્મીનારાયણ !

ધીરજલાલ. (ગંભીરપણેથી) સવિતા ! સદ્બુદ્ધિ પ્રાર્થના શિવાય મળતી નથી

સવિતા : (કટાક્ષથી) પછી સદ્બુદ્ધિ કૈં મળી ?

ધીરજલાલ હા ! મારા કાકા મારા વડીલ છે તેની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે.

સવિતા (રડવા જેવી) પણ–પણ આપણો વિવાહ થયો છે.

ધીરજલાલ. (નિરાધારીથી) શું કરવું ? પણ કાકા–કાકાને કૈં ના કહેવાય ? આખરે મોટા કહે—

સવિતા : (કચવાઇને) પણ આ તો તમારી વેરી લઈ જવા માગે છે !

ધીરજલાલ : આખરે મોટા કરે તે ખરું.

સવિતા : પણ હું તમારી પ્રિયતમા—

ધીરજલાલ (છોભ કરી) અરરરર–રામ રામ રામ. સવિતા ! હવે એ વાત જવા દે.

સવિતા : પણ આપણી આટલા વર્ષોની પ્રીત–

ધીરજલાલ. (કરગરીને) સવિતા! સવિતા! એ વાત જવા દે. સુખી થા. એવી વાત કરે છે ને તુ પાપમાં પડે છે ને હું પાપમા પડું છું. (હથમણે મોંઢે) હવે તો તું કાકી ને હું ભત્રીજો.

**સવિતા :** (અકળાઇને) હું તમારી કાકી! મને કાકી કહેતાં તમારી જીભ કચરાઈ નથી જતી?

**ધીરજલાલ :** સવિતા! મને વિવેકભ્રષ્ટ ન કર. હું બાપજી કરું. (પગે લાગી) કાકાએ આણી તે કાકી. (નીસાસો નાંખી) લક્ષ્મણની માફક હવે તને પણ–રામ, રામ, રામ–નૂપુરે ત્વેવ જાનામિ—

**સવિતા :** (રડતાં) પણ તમને આ થયું છે શું? આટલાં વચન લીધાં ને દીધાં, આટલી આશાઓ બાંધી ને છોડી ને હવે તમે પણ આમ રઝળાવો છો?

**ધીરજલાલ :** (રડતે રાગે) હું શું કરું? સવિતા! મને પણ લાગે છે. પણ હું ભણ્યો, ગણ્યો; મેં આચાર વિચાર જોયા, જાણ્યા; ને હવે હું છેલબટાઉ સ્વચ્છંદીની માફક કાકાની આજ્ઞા તોડું? ના–ના–ના.

**સવિતા :** પણ જરા વિચાર તો કરો. કાકાની બીક લાગતી હોય તો બળ્યા એના પૈસા. જે કમાશો તે ખાઇશું.

**ધીરજલાલ :** (દુઃખથી) પૈસાની વાત નથી–આદર્શની વાત છે. હું આખી જીંદગી શુદ્ધ આચારે વર્ત્યો–ને હવે મારા કુટુંબની રીત છોડી દઉં?

**સવિતા :** પણ આપણો પ્રેમ—

**ધીરજલાલ :** સ્વાર્થી પ્રેમ, સવિતા, આજકાલનાં છોકરાછોકરીઓને મુબારક; આપણને નહીં. કુટુંબી જે કબુલે નહીં તેવો પ્રેમ તો આસુરી કહેવાય. જેને પિતા પરણાવે તેના પર પ્રેમ રાખવો–એ આપણો પુરાણો શિષ્ટાચાર. તે આપણાથી કેમ લોપાય? પ્રેમીને પરણવા કરતાં પરણેલી પર પ્રેમ રાખવો એ કેવો સુંદર આદર્શ! એના પર આર્યસંસાર–

**સવિતા :** અરે મુઓ તમારો આર્યસંસાર! પણ મને–જીવતી પેલા મુડદાની કોટે બાંધો છો તેનો પણ વિચાર નથી આવતો?

**ધીરજલાલ :** સવિતા! કોની કોટે કોને બાંધવું એ વિધિએ નક્કી કરી મુક્યું છે. શું કરવું? (રડતે રાગે) તું મારે નશીબે નહીં, કાકાને નશીબે હશે.

**સવિતા :** પણ હું એને કોઈ દહાડો નથી પરણવાની—

**ધીરજલાલ :** એવું શું બોલે છે? કાશીબાની આજ્ઞા કેમ કરી ઓળંગશે? ના–ના.

**સવિતા :** (હાથ જોડી) પણ વહાલા! મેં આટલા દિવસ તમને પૂજ્યા—

**ધીરજલાલ :** (ફરીથી જીભ કરડી) સવિતા! સવિતા! નહીં, નહીં, નહીં. વાણીનાં પાપ કંઈ ઓછાં ઘોર નથી. એ વાત બોલતી નહીં. હવે બધું પુરું થયું.

**સવિતા :** પણ તમે મને લઇ જાઓ–કોઈ પણ ઠેકાણે. તમારા વિના મારું કોઇ નથી—

**ધીરજલાલ :** કયાં લઈ જાઉં? એ કેમ બને? ના, બા! કાશીબા શું કહે? કાકા શું કહે? ન્યાત શું કહે?

**સવિતા :** (ડુસકાં ભરતાં) મોઇ તમારી ન્યાત! લોકો શું કહેશે તેને ધાકે મને જીવતી મારી નાંખો છો?

ધીરજલાલ : સવિતા! એવું નહીં બોલ. વિવેકભ્રષ્ટ ન થા. ન્યાત પર સમાજનો આધાર છે, સમાજ પર નીતિનો આધાર છે ને નીતિ પર ધર્મનો આધાર છે.

સવિતા : (હાથ જોડી) પણ—પણ મને બચાવો—

ધીરજલાલ : (રડતો) પણ કેમ કરીને ?

સવિતા : (રડતા) મને લઇ જાઓ ! હું પગે લાગું.

ધીરજલાલ : (માથું ધુણાવી આંસુ લુછે છે) કાકાની આજ્ઞા—

સવિતા : (રડતા) મને જીવતી મરવા દેશો ?

ધીરજલાલ (ધ્રુસકા ભરતા) શું કરીએ ? નસીબમાં એવું લખ્યું હશે.

સવિતા : તમારાથી આટલી ગુલામગીરી નથી છુટતી ?

ધીરજલાલ : મારાથી શિષ્ટાચાર કેમ તુટે ?

સવિતા : (ગુસ્સામાં) તો જાઓ ભગે ! મારું તો ગમે તે થશે પણ તમને રોમે રોમે કીડા પડશે !—

ધીરજલાલ : (રડતા) અરેરે—

સવિતા : ને હું એ બુઢીઆને નથી પરણવાની, નથી પરણવાની ને નથી પરણવાની !

ધીરજલાલ : (દયામણે મોઢે) એ કેમ થાય ?

સવિતા : (રડતી જાય છે ને ગુસ્સામાં) એ કેમ થાય ? તમે તો બાયલા છો બાયલા! તમારી બૈરીને કોઈ લઇ જાય ને તમારાથી એક શબ્દ પણ ઉચ્ચારાય નહીં ? જાઓ, તમારે મોઢું મારે નથી જોવું! (ભીત પર બે જણની છબી ટીંગાવેલી છે તે ખેંચી લે છે.) ને ગયે મહીને તો આ છબી પડાવી આવ્યા! ધુળ પડી તમારા પર ને તમારી છબી પર ! (છબી ફેંકી દે છે.)

જોઇતા : (એકદમ આવીને મીઠાશભર્યે અવાજે) સવિતાબ્હેન ! આવું કે ?

સવિતા . (માથે હાથ દઇને રડે છે.) કોઈ મારી મા કે મને જીવતી મારી નાખવા બેઠી છે ...

ધીરજલાલ : (આકાશ તરફ જોઈ ને) પણ શું કરવું ? બધું થાય પણ કંઈ આચાર લોપાય ! (જોઈતા નીચો વળીને ફ્રેમમાંથી છબી કાઢી લે છે તે જોઈને) જોઇતા! આ શું કરે છે ?

જોઈતા . ધીરજભાઈ ! છબી લઉં છું. રસ્તામાં પડેલી ચીજ હું લઉં તેમાં તમારું શું ગયું ?

ધીરજલાલ . પણ મારી છબી છે—

જોઈતા : (ગુસ્સાનો ચાળો કરી) નવી કાકી જોડે છબી પડાવી ને પાછાં કહે છે કે મારી છબી—

ધીરજલાલ : લાવ (તેની પાછળ દોડે છે. જોઇતા નાસી જાય છે. ધીરજલાલ જાય છે.)

સવિતા : (રડી પડી સ્વગત) એમને પણ મારી દરકાર નથી. હું શુ કરું ને ક્યાં જાઉં ? બધાજ મારી સામા થઇ ગયા આટલા વર્ષ આશાના ગઢ બાંધ્યા તે પણ આજે તોડી નાખ્યા. મારી આટલી દયા પણ નહીં આવી ? વડીલની

આજ્ઞા! એ આજ્ઞા આગળ મારી કચ્ચરો થઇ જાય તોએ પરવા નહીં? ઓ મારા પ્રભુ! મને આવા બધા કયાંથી મળ્યા છે? (જોઇતો આવતો જણાય છે.) આ પાછો કયાંથી આવ્યો?

**જોઇતોઃ** સવિતાબા! એકલાં હો તો મેં કહ્યું હતું તે વાત કરવા હું આવ્યો છું.

**સવિતા :** (ગુસ્સામાં) શી વાત કર્યા વિના રહી ગયો છે? મારો અત્યારે જીવ ઉકળી રહ્યો છે. પણ પેલી મારી છબી લાવ—

**જોઇતો :** (અજાણ્યો બની) છબી! કયી છબી?

**સવિતા :** હમણાં મેં ફેંકી દીધી હતી—

**જોઇતો :** ફેંકી દીધેલી વસ્તુનું તમારે શું કામ છે?

**સવિતા :** પણ મારી છબી તારે રાખવાનું શું કામ છે?

**જોઇતો :** મને જડયું તે મારું, પણ સવિતાબા! ... એક વાત કહું? ...... સવિતાબા! મારો–મારો—

**સવિતા :** (અકળાઇને) બાપા જાઓની! જંપીને બેસવા દોની!

**જોઇતો :** મારો–મારો–જરા વાંક—

**સવિતા :** બધા તમે પેલા ડોસાના ખાંધીઆઓ છો.

**જોઇતો :** ધીરજભાઈ મળી ગયા?

**સવિતા :** (ગુસ્સામાં) ધીરજભાઇ ને ખીરજભાઈ–મારા તો તમે બધાજ દુશ્મન થઈ બેઠા છો; મારે કોઇનું કામ નથી.

**જોઇતો :** પણ હું—

**સવિતા :** મારી મા મારી દુશ્મન થાય પછી હું કોને કહું?

**જોઇતો :** (ગભરાઇને) સવિતાબા! પણ મારું સાંભળોની.

**સવિતા :** શું છે બાપા! કહેવું હોય તે કહેની!

**જોઇતો :** સવિતાબા! શેઠ તમને પરણ્યા વિના નહીં છોડે.

**સવિતા :** તે તું શું મને કહેતો હતો? હું નથી જાણતી? મારું તો ભાગ્ય ફુટયું છે. (હૈયું ભરાઈ આવે છે.) આખી દુનીઆમાં મારું કોઇ રહ્યું નથી. (ધ્રુસકાં ખાય છે.)

**જોઇતો :** (ગુંચવાઈ) હું...હું...છું.

**સવિતા :** (આક્રંદથી) મુઆં તમે બધા! શેઠની ગુલામગીરી ને ગદ્દાવહીતરા શીવાય બીજું શું કરવાના છો? ... બધાં મળીને મને છુંદી નાંખજો.

**જોઇતો :** સવિતાબા! મારે ગામ રાજમાં–મારે ગામ...બે વીંઘા ભોંય–ને–ને–

**સવિતા :** તેમાં મારે શું?

**જોઇતો :** (ક્ષોભથી ધ્રુજતાં) સવિતાબા! ને બે બળદ ને એક ગાય છે—(શરમાઇને નીચું જોયાં કરે છે.)

**સવિતા :** (ગુસ્સામાં) મોઇ તારી ગાય!

**જોઇતો :** (પગે લાગી) સવિતાબા! મારો જીવ બહુ દુ:ખાય છે......તમને ડોસા પરણી જશે......

**સવિતા :** (કડવાશથી) હા, ને મારો અવતાર બાળી નાંખશે.

જોઈતો : મેં કહ્યું : લાવ એક રસ્તો કાઢું. (ઉતાવળથી) સવિતાબા ! બે વીઘા ભોંય, બે બળદ ને એક ગાય—

સવિતા : તારા બળદો ને તારી ગાયે મારો શો ભલો ઉઘડ્યો ?

જોઈતો : (કરગરીને) બા બા ! બે જણ તે પર રહી શકે—

સવિતા : (ઉગ્રતાથી) મુઆ પાપડીબગા ! તું તારું માગું લઈને આવ્યો છે ? (જોઈતાને ધપ્પો મારે છે.) મુઆ ! શરમ નથી આવતી ? બે વીઘા ભોંયની મને લાલચ બતાવે છે ?

જોઈતો : હું લાલચ બતાવું સવિતાબા ? પગે લાગું......

સવિતા : (ગુસ્સામાં) ખબરદાર મને અડક્યો છે તો ! ચાર બદામનો મહેતો થઈ ને આવી વાત કરે છે ? તેમાં મારી છબી લઈ લીધી ! લાવ ! લાવે છે કે નહી ?

જોઈતો : (ગાંભીર્યથી) સવિતાબા ! એ છબી નહીં આપું.

સવિતા : નહીં કેમ આપે ? તારું માથું ફોડી નાખીશ. (જોઈતાને મારવા જાય છે)

જોઈતો : (દયામણો બની) જોઈએ તો માથું આ રહ્યું. ફોડી નાખો પણ—પણ—

સવિતા : ઓ મારી મા ! (બેસી જઈ રડે છે.)

જોઈતો : (પગે લાગીને) સવિતાબા—

સવિતા : (છેડામાંથી મોઢું કાઢી) બાળ તારું મોઢું...

કાશીબા : (હસતાં હસતાં દાખલ થાય છે) બહેન ! એવું અપશુકનીઆ સારે દહાડે બોલીએ નહીં.

સવિતા : (છેડામાં મોઢું રાખી ડુસકાં ભરે છે) ઉં—ઉં.

કાશીબા : કેમ સવલી ! આ શું માંડ્યું છે ? ઉઠ, થયું છે શું કે સવારના પહોરથી આ છોકરો વાળ્યો છે ? જોઈતારામ ! જાઓ જઈને તમારા શેઠને બોલાવી લાવો.

જોઈતો : (આંખો લુંછી) હા. બોલાવી લાઉં છું. (જાય છે.)

કાશીબા : ને આવ ઉઠે છે કે નહીં ? ઉઠ. મોઢું સાફ કર ને નવું લુગડું પહેર. હમણાં તારા મામા, ગોર, શેઠ બધા આવશે.

સવિતા : હું એને નથી પરણવાની—

કાશીબા : કેમ રે ? છોડી કે ? હું નથી બોલતી તેમાં કે?—

સવિતા : હું નથી પરણવાની—

કાશીબા : જોઉં છું કેમ નથી પરણતી તે. (સમજાવવા પ્રયત્ન કરતાં) ચીર લાખની કાયે સવારે ધણીઆણી થઈ ફરશે ને એમ પોચકાં શું મુકે છે ?

સવિતા : પણ પેલો ડોસો—

કાશીબા : એ ડોસો છે તેમાં તને કેમ કડવો લાગે છે ? તને સોને મઢશે એટલે વહાલો હિમ જેવો લાગશે.

સવિતા : એને પરણવા કરતાં તો મરવું સારું.

કાશીબા. મરીને શું મળવાનું હતું ? એ તો બે દહાડા એમ લાગશે. પછી ઓઢવ. પહેરવાનું મળશે ને છોકરાં થશે—

સવિતા : પણ, બારે પહોર ને બત્રીસ ઘડી આ ગધેડાની સામું જોઈ શું કરું ? ભાગ્યમાં લખ્યું !

કાશીબા : તું તો મૂરખી મોઈ છે. વગર ગંધાતા ભુખે મારે તેના કરતાં તો સારું. (ધીમેથી) ને આ પહોંચવાનો છે કેટલા દહાડા?

સવિતા : (રડતી જાય છે ને છાતી કુટે છે.) એટલે મને રંડાપો મહાલવા પરણાવે છે?

કાશીબા : (ફચવાઇને) તો તું એને પરણશે નહીં તો રંડાપો કેમ મહાલશે? જો વળી! હું નથી બોલતી ત્યાં સુધી? (સવિતાનો હાથ પકડે છે.) ઉઠ, મરવું હોય તો શેઠને પરણીને પછી મરજે... (ખીજાજમાં) ચાર આંગળની છોકરી ને વળી બોલવું કેટલું ચરડ–ચરડ ઉઠ! (એક થપ્પડ મારે છે.) ઉઠ! કયારની કહું છું તે સાંભળતી નથી?—

સવિતા: (રડતી જાય છે ને ઉઠે છે.) હું નથી મરણુ—

કાશીબા : (સવિતાના હાથ ઝાલી તેને ભીંતમાં દાબે છે.) બોલી પાછી એવું અપ 'શુકનીઆ! છાની રહે છે કે નહીં? (મુખમાં ચુંટી દે છે.)

સવિતા : (ધાંટો પાડી)—ઓ મારી મા–

કાશીબા: ઉપર જા—

સવિતા : (દાદર ચડતી જાય છે ને રડે છે.) મરજો મારા મા ને બાપ—

કાશીબા:(ડોળા કાઢી) જા! (હરકીશનદાસની ખાંસી સંભળાય છે.) જા!—

[સવિતા ઉપર ચઢી જાય છે. કાશીબા પોતાનું લુગડું ઠીક કરે છે.]

કાશીબા : (હસીને) આવો શેઠ, આવો!

હરકીશનદાસ: (નવી લાલ પાઘડી ને નવો અંગરખો પહેરી ખાંસી ખાતા આવે છે.) ખોં–ખોં—ખોં. આવ્યો ને.

કાશીબા : (લળીને) શેઠ! ખરેખર, કોઈ જાણે નહીં કે તમે પાંચમી વાર પરણવા નીકળ્યા છો.

હરકીસનદાસ : (હસીને મુછ પર હાથ દઈ) એ તો હું કલપ લગાડીશને એટલે બીજ વર લાગીશ. ખો–ખો–ખો–ખો– (ખાંસીની ધુંચ નહીં શમવાથી હીંચકા પર બેસી જાય છે.)

[પડદો પડે છે.]



**જોઇતો :** હવે અત્યારે તો એ વાત છોડો.

**ધીરજલાલ :** જોઇતો! જ્યારથી તેં એ છબી લઇ લીધી છે ત્યારથી મને ઉંઘ આવતી નથી. અને હવે-હવે એ છબી રહે તેમાં ઘોર પાપ છે-પાપ છે, સમજ્યો? હું હવે પરણેલો. કાલે ઉઠીને છોકરાં થાય. સવિતા કાકી થયાં. કાલે ઉઠીને એને છોકરાં થાય.

**જોઇતો :** પણ ભલે થાયની—

**ધીરજલાલ :** પણ જોઈતા! એ છબી જીવતું જાગતું અબ્રહ્મણ્યમ્ છે. એ મારા પત્નીવ્રત પર કલંક છે. હું જેમ વિચાર કરું છું તેમ એ છબી મને ખુંચે છે. એ છબી છે ત્યાં સુધી અમારાથી નીરાંતે ગૃહસ્થાશ્રમ—

**જોઇતો :** પણ ધીરજભાઈ! છબી પડાવી આવ્યા તે કાંઇ નહીં ને હવે છબી ખુંચે છે!

**ધીરજલાલ :** પડાવી આવ્યા એ આશ્રમ પુરો થયો. હવે નવે નામે ચોપડો લખવા માંડયો જોઈતા! વિચાર કર. મારાં છોકરાં ને કાકીનાં છોકરાં-ધારો કે મોટાં થાય—

**જોઇતો :** ધારો કે થાય—

**ધીરજલાલ :** ને એ છબી જુએ—

**જોઇતો :** ધારો કે જુએ—

**ધીરજલાલ :** તો શું કહેશે? જોઇતા! એમના સંસ્કાર કેવા થશે? એમને પૂજ્યવૃત્તિ કેમ પ્રગટશે? જોઈતા! એ છબી મને આપી દે, નહીં તો મારા દેખતાં ફાડી નાંખ.

**જોઇતો :** ઉં—હું—

**ધીરજલાલ :** જોઈતા! જોઇતા! આવું ...ણ કામ કરતાં તારો જીવ કાંપતો નથી?

**જોઇતો :** મારો જીવ જરા છેજ એવો! ધીરજભાઇ! એ છબીનો નથી ખપ તમને ને નથી ખપ સવિતા—ાને. પછી—

**ધીરજલાલ :** (કચવાઇ) જોઈતા! ખપની વાત નથી, સદાચારની વાત છે. (દયામણી રીતે) જ્યારે એ છબી છે એમ મને વિચાર આવશે ત્યારે સવિતાકાકી જોડે ગાળેલા દિવસો યાદ આવશે; ત્યારે બાંધેલી આશાઓનાં ભૂત કુદાકુદી કરશે; ત્યારે શું હતું ને શું થયું તે વચ્ચેના ભેદો ઉભા થશે; ત્યારે મારી—આ મારી નવી પરણેલી તરફ ન કરે નારાયણ ને મને અણગમો આવશે...ને...ને...મારા પૂજ્ય કાકી તરફના મારા વિશુદ્ધ પૂજ્ય ભાવમાં...ઓ જોઈતા! ઘેરી છાંટ પડવા સંભવ છે. અને ત્યારે ઓ જોઈતા! વિચાર કર, મારા વિશુદ્ધ આચાર ને વિચારનું શું થશે?

**જોઇતો :** ધીરજભાઈ! હીંમત રાખો—ત્યારે વિચાર કરજો, તમારા જેવો મહાપુરુષ થયો નથી ને થવાનો નથી; ત્યારે હર્ષ લાવજો કે તમારા જેવા શિષ્ટાચારી શીવાય બીજો કોઇ પોતાની વૈરીની પારકાને પહેરામણી ન કરે. ધીરજભાઇ! ધીરજભાઇ!

**ધીરજલાલ :** (આત્મસંતોષથી) જોઈતા! જોઇતા!

**જોઇતો :** ધીરજભાઈ! ધીરજભાઈ! તમારા શુદ્ધ સંકલ્પથી સવિતાબા તરી ગયાં; તમારા કાકા પત્ની પામ્યા ને તમારા કુળમાં છોકરાંની રેલંછેલ થવાની!

**ધીરજલાલ :** પણ જોઇતા! મારી છબી-

**જોઇતો :** પણ ધીરજભાઈ એ વાત બોલશો નહીં.

ધીરજલાલ : પણ જોઈતા!

જોઈતા : આ કમળીભાભી આવ્યા. જુઓ, મારાં તો વખાણ કરો કે મેં તમને કેવી ઝપ દઈને કમળી કાઢી આપી. (કમળી પાનેતર ને મોદમાં આવે છે. તે ઘરેણાંથી મઢાઈ ગઈ છે. પગે તેણે ઝાંઝર પહેર્યાં છે. તેણે નીચું ઓઢ્યુ છે.) કમળીભાભી ! આ વો, બેસો. ઘર તમારું છે. ધીરજભાઇ! આ કમળીભાભીને સભાળજો. હું મોટા વરકન્યા લેવા જાઉ છુ (જાય છે.)

કમળી : (લાજમાંથી જોતા) અહ—

ધીરજલાલ : (પાસે આવી) અહ—

[કમળા નીચું જુએ છે.]

ધીરજલાલ : (ખંખારે છે.) અહ—હં —હં—

કમળી : (ક્ષોભની ખાસી ખાય છે ) ખ-ખ-

[કોઇ બોલતું નથી.]

ધીરજલાલ : ખ—ખ—(એકદમ ભુસકો મારતાં) વિધિની ગતિ અકળ છે.

[કમળી છેડામાંથી કાઇક બબડે છે.]

ધીરજલાલ : શું કહ્યું ?

કમળી : (ધીમેથી) મારી બા પણ એમજ કહેતી હતી.

ધીરજલાલ : (જરાક હીંમતથી) લખ્યા લેખ મિથ્યા થતા નથી.

કમળી : (ગભરાઇને) મારી બા એ પણ કહેતી હતી.

ધીરજલાલ : લક્ષ્મીનારાયણ કરે તે ખરું.

કમળી : (છેડામા) હા.

ધીરજલાલ : સતી! હવે શરમાઓ નહીં.

કમળી : (નીચું ઘાલી ખી ખી હસે છે.) એવું શું બોલો છો ?

ધીરજલાલ : (હાથ લંબાવી પાછો ખેંચી લે છે.) જરાક મોઢું—

કમળી : (નીચું ઘાલી મોં સંતાડે છે.) ઉંહું—

ધીરજલાલ : શરમાળપણું સદાએ સુંદર છે. પણ સતી ! હમણા કાકાકાકી આવશે ને મારે એ વાત કહેવાની છે. એ વાત વિના આપણા લગ્ન અધુરાં રહી જશે.

કમળી . (ઉંચું જોઈ) હેં ?

ધીરજલાલ : આજે હું ને તું પ્રભુની દૃષ્ટિએ એક—

કમળી . (નીચું ઘાલી) ખી-ખી—

ધીરજલાલ : (મુમુર્ષુ જેવું ગંભીર મોઢું કરી) હસ નહીં ! લગ્ન એ ગંભીર જોખમદારી છે તે આપણે સ્વીકારી છે. સતી! લગ્નનાં રહસ્ય જાણે છે-સમજે છે ?

કમળી : (નીચું ઘાલી ઘણીજ શરમાય છે.) એવુ શુ બોલતા હશો !

ધીરજલાલ : સ્પષ્ટવક્તા સુખી ભવેત્

કમળી : હાય હાય બા ! એમાં તે સ્પષ્ટ બોલાતું હશે ?

ધીરજલાલ : (હવામણે મુખે) હા. આજથી હે સતી! તેં તારું તન મન ને ધન મારે ચરણે મુક્યું છે.

કમળી : (મુંઝવાઈને) પાછી ?

ધીરજલાલ : આજથી મન વાણી ને કર્મે તેં મને પતિ સ્વીકાર્યો છે.

**કમળી :** હા.

**ધીરજલાલ :** આજથી તારા ચોટલા ચોંલાંનો આધાર મારા પર છે.

**કમળી :** (ફચવાઇને) એવું અત્યારે તે શું બોલો છો?

**ધીરજલાલ :** સતી! અત્યારેજ લગનના ખરા કોલ સમજવાના છે. મારી આજ્ઞા તે તારો પ્રાણ; મારી પૂજા એજ તારું જીવન; મારી ભક્તિ એજ તારો મોક્ષ.

**કમળી :** (હસીને) હાય બા! તમારે મોંઢે એવું શું બોલો છો?

**ધીરજલાલ :** મારે નથી મા કે નથી બ્હેન. આ પાઠ હું નહીં ભણાવું ત્યારે કોણ ભણાવે? આવું કરે તે સતી, સમજી? આવી સતીઓ પર સનાતન ધર્મ ટકી રહ્યો છે. તું એવી સતી થશે?

**કમળી :** (કંટાળાને) સતી થવાની વાત અત્યારથી શું કરો છો?

**ધીરજલાલ :** પતિ મુએ સતી થાય તેનાથી પતિ જીવતાં સતી થાય તેનુંજ માહાત્મ્ય મોટું છે, સાંભળ્યું? આજથી તું મારી સતી ને હું તારો પતિ.

**કમળી :** વારુ. પણ—

**ધીરજલાલ :** તું સતી થશે? બોલ, શરમા નહીં! તું સમજતી નથી. પણ તારા બોલ ઉપર આપણા ભવિષ્યનો આધાર છે.

**કમળી :** પણ હું ક્યાં ના કહું છું?

**ધીરજલાલ :** શાની?

**કમળી :** તમે કહો તેની.

**ધીરજલાલ :** તો સતી! હું તારો સૌભાગ્યનાથ છું. શાસ્ત્રીય વિધિ થઇ ગઇ. આપણી સૌભાગ્યવિધિ બાકી છે. મેં આપણી મેડીમાં પૂજાપાત્રી આરતી ને ઘંટા તૈયાર રાખ્યાં છે. કાકા આવે એટલે હું આવીશ. તું મને દેવ સ્થાપી મારી પૂજા કરજે.

**કમળી :** તમારી પૂજા—અત્યારે?

**ધીરજલાલ :** હા. જો, તારા સંસ્કાર હજી સારા નથી. એકલી જીભે પતિને દેવ તો શંખણીએ ગણે. સતીઓ તેને ખરેખરા દેવ કરે.

**કમળી :** (હસીને) પણ તમારી આરતી—

**ધીરજલાલ :** સતી! શાસ્ત્રમાં શું કહ્યું છે? પતિથી મોટો સતીને પ્રભુ નથી...

**કમળી :** (હસીને) પણ આરતી—

**ધીરજલાલ :** હસ નહીં! આ હાસ્ય અસંસ્કારી કેળવણીનું પરિણામ છે. પતિભક્તિ- (નીચે વાજાંપડઘમ સંભળાય છે.) કાકા આવ્યા કે શું? જા, જા! આપણે આમ એકલાં બેઠેલાં દેખાઇએ તે ઠીક નહીં. તું જા, પૂજાની સામગ્રી તૈયાર કર; હું આવ્યો.

**કમળી :** વારુ. (ઉઠીને જાય છે. વાજાંપડઘમ બંધ થાય છે.)

**ધીરજલાલ :** હું હમણાં આવ્યો. (સ્વગત) માબાપો દીકરીઓને બરોબર કેળવતાં નથી—ને પછી પતિઓને આ બધી મહેનત પડે છે. આર્યાવર્તમાં સ્ત્રીઓને સતી થવાનું શીખવવું પડે!...ઓ પ્રભુ! શી અધોગતિ? શું થવા બેઠું છે? (પાઘડી ઘાલે છે ને જાય છે.)

**કમળી :** (એક હાથમાં આરતી ને ઘંટડી લઇ પાછી આવીને) આનાથી એમની પૂજા

કરું ! હા—હા—હા. ઓ મારા બાપ ! આવી ગમ્મત તો મેં કદી જોઈ નથી. (બાગતી ઉતારતા) આરતી ક્રીજીએ કરણાનંદની બાપે નહી માથા, જયદેવ જયદેવ... ( આવતા લોકોનો અવાજ સંભળાય છે. ) ઓ બધા આવ્યા ને ! (નાસી જાય છે.)

[ હરકીસનદાસ પાઘડી ને જામો પીઠોડી પહેરી લાકડી ટેકતા ખાસી ખાતા ને પાન ચાવતા આવી પહોંચે છે. પાછળ હાથમાં હાથ લઇ શીનજમાં લાજ ત્યાગી ઘરેણાથી લાદેલી ઉમ સવિના આવે છે પાછળ કાશીબા કાળા લુગડામાં—મનમાં પાન ચાવતા આવે છે પછી ગભીર મુખે ધીરજલાલ ને જોઈતો આવે છે ]

હરકીસનદાસ : હાશ ! ચાલો પુરુ થયું બેસો કાશીમા ! (મલકાઈને) બેસો નવી ! (એક સોફા પર પોતે બેસે છે. પાઘડી ને જામ ઉતારી જોઈતારામને આપે છે. તે તેને બાજુએ મેલે છે. ધીરજલાલ પાન ધરે છે તે શેઠ ખાય છે. સામુ બેઠક પર પથારી મારી કાશીબા બેસે છે. પાસે બીજા સોફા પર લાજ દઈ ને સવિતા બેસે છે. ) ચાલો, બધુ નિર્વિઘ્ને પાર ઉતરી ગયું

કાશીબા : શેઠ ! એ તો તમે મારે ત્યા આવ્યા ત્યારથી જ હું જાણતી હતી કે બધુ નિર્વિઘ્ને પાર પડવાનું છે. ( સવિતાને માથે હાથ દઈ બેઠેલી જોઈ ) બહેન, સવિતા, બા ! થાકી ગઇ હશે. માથું દુખે છે !

સવિતા : ( એકદમ ચાકુ હાથ પરથી લઇ લઈ ગુસ્સામાં ) ઉંહૂં !

હરકીસનદાસ : હું જોઈએ છે ! (હસીને) નવી ! શરમાશો નહીં. શરમાશો તો કરમાશો. (સવિતા જવાબ દેતી નથી. ) જોઈતા ! જે જોઇએ તે આપ.

જોઇતો : જી હા, સવિતાબા !

હરકીસનદાસ : (હસીને) જોઇતા ! હવે તો શેઠાણી કહીએ

જોઇતો : શેઠ ! હજી ' સવિતાબા ' જીભેથી ઉતરતા વાર લાગશે. (સવિતાને) બોલો, શું જોઇએ છે !

સવિતા (તીરસ્કા) ઉંહૂં !

હરકીસનદાસ : વારુ કાશીમા ! હું જરા કપડા કાઢી આવુ. સવારનો બેઠો બેઠો હું સાલો થાકી ગયો છુ.

કાશીબા . હું પણ થાકી ગઈ છું.

હરકીસનદાસ : જરાક નવીના લુગડાંઘરેણા કાઢો હુ આવ્યો ( જાય છે. ધીરજલાલ પણ શેઠની જોડે જાય છે )

કાશીબા. બેટા ! બોલની, આ શું કહેવાય ? તું ગાંડી થઇને આમ કરે છે ! આ શું માંડ્યુ છે !

સવિતા : ( મુક ફેરવીને ) મોકાણ—

કાશીબા : એવું બોલીએ નહીં. જો, હવે થવાનું તે થઈ ગયુ. લેખાં બાધે છે તે નસીબ બાંધે છે. કૈં આપણે બાંધીએ છીએ ! કેમ જોઇતા !

જોઇતો : કાશીબા ! નસીબનીજ બધી વાત છે.

[ શેઠની ખાંસી સંભળાય છે. ]

**ધીરજલાલ :** (ગભરાઈને) હું કહું ? મારાથી કેમ કહેવાય ? હું કાકાને કહું ?

**સવિતા :** કહો, કહો, આજની રાત—એક રાત—

**ધીરજલાલ :** પણ આજની રાત...ઓ... પણ મોટાને કહેવાય કેમ ? એ કેમ બને ?

**હરકીસનદાસ :** (અંદરથી) કાશીબા ગયાં કે નથી ?

**સવિતા :** (હાથ જોડી) એ આવ્યા, ધીરજલાલ ! (માથે હાથ દઈ) મારું માથું બહુ દુ:ખે છે.

**ધીરજલાલ :** (રડતે રાગે) પણ એ થાય કેમ ? કાકાને બધાં શું કહે ? મારી જીભે—

**સવિતા :** (કંટાળીને) મરો સુઆ બાયલાઓ!

**હરકીસનદાસ :** (પહેરણ ને ધોતીઆ ભેર આવે છે.) ખોં—ખોં—કાશીબા ગયાં ? કોણ ધીરુ ! શું કરે છે ? જા, તારી મેડીએ. કમળી વાટ જોતી હશે.

**ધીરજલાલ :** જી હા. (રડતે મોંઢે જાય છે.)

**સવિતા :** (ધીરજલાલને) બાયલા—

**હરકીસનદાસ :** (હસીને) એવું કહીએ નહીં. છોકરો સારો છે—ધીમો, ડાહ્યો, કહ્યાગર. (સવિતા બીજા પગનું કલ્લું કાઢવામાં પડી છે.) (હસીને) નવી ! હવે ઘરેણાં લુગડાં કાઢો. (સામેના સોફાપર બેસે છે.) જરા ખંચાશો નહીં. ખોં—ખોં—ખોં. (સવિતા કલ્લું કાઢી ફેંકે છે ! અરે રે ! ગોબા પડશે. (શેઠ કલ્લું ઝીલે છે. સવિતા હાથની બંગડી કાઢી ફેંકે છે.) અરે ! આ શું કરો છો? નવી વહુ આ તો ઘરેણાં છે—કૂકા નથી. (પાસે આવીને) મેં ઘરેણાં કાઢવાનું કહ્યું તે ખોટું લાગ્યું ? તો રહેવા દો. (હસીને) તમારાંજ છે ને ? (સવિતા ગળાનો હાર કાઢી ફેંકે છે.) અરે ! આ શું ? ગાંડાં થયાં છો ? તુટી જશે. (સવિતા બીજી સેર ફેંકે છે.) કેમ રે! વાહ ! આ તે શું રમત સમજો છો ? બહુ થયું.

**સવિતા :** (ઉગ્ર બની ઉભી થઇ જાય છે.) બહુ થયું ! બહુ થયું ! અરે હજી તો બહુ બહુ થશે ત્યારે બહુ થયું કહેવાશે. (બીજાં થોડાં ઘરેણાં ફેંકે છે.)

**હરકીસનદાસ :** (કચવાઈને) પણ આ તે કહેવાય શું ?

**સવિતા :** શું કહેવાય ? હું તો બે પગી ભાજીની પુણી. મારાથી શું કહેવાય ?—

**હરકીસનદાસ :** બે પગી ભાજીની પુણી !

**સવિતા :** હા. મારી માએ ઉછેરી ને તમે મૂલ આપી લઈ આવ્યા એટલે મારાથી શું કહેવાય ?—

**હરકીસનદાસ :** (જઇને કબાટમાં ઘરેણાં મુકી આવી હસીને) અરે એ વાત જવા દોની. જરા હસો બોલો વાત કરો. આજથી આપણો સંસાર શરુ થાય છે. ખોં—ખોં—(પાસે આવીને સવિતાને અડકવા જાય છે.)

**સવિતા :** (આઘી જઈ નાકે હાથ દે છે.) ઉં હું હું હું ! આઘા રહો. તમે ગંધાઓ છો—

**હરકીસનદાસ :** (એકદમ આભો બની જઇ) હું ગંધાઉં ? હું ગંધાઉં છું ? હું ! મને કહે છે? બોલતાં જીભને ખાટી ખોતર નડે છે કે નહીં કે જેમ ફાવે તેમ બોલ્યાં જાઓ છો ?

સવિતા : બોલીશ—જેમ ફાવે તેમ બોલીશ ને શું કહીશ કે તમે—

હરકીસનદાસ : શું !

સવિતા : બંધાના ગોળા ધરેડા—

હરકીસનદાસ ; હેં ! હેં ! હેં ! (ડોળા કાઢી) શું કહે છે ? ઉઠું ? ઉઠું !—

સવિતા : ઉઠો—ઉઠવાનું જોર હોય તો !

હરકીસનદાસ : ઉઠું ? (ખાંસી આવે છે) ઓ—ઓ—ઓં (બેસી જાય છે.) સાળી ખાંસી એવી વખતે આવે છે ! (ધારો કાઢીને) વળી જો ! આ તે કાંઈ રીત છે ?

કમળી : (અંદરથી) હા—હા—હા હો—હો હો—હા—હા—હા.

ધીરજલાલ : (અંદરથી મોટે અવાજે) હમ નહીં !......

કમળી : (અંદરથી) એમ હો હો હો ઉભા રહો.

હરકીસનદાસ : (સવિતા તરફ ગુસ્સો કરી ઉઠે છે) જો ! આજ બોલી તો બોલી પણ હવે પછી—(ડોળા કાઢે છે ને હાથ ઉગામે છે)

સવિતા : (આગળ ધસીને) જુઓ ! એ મીજાજ મારી સાથે નહીં કામ આવે, સમજ્યા ? નહીં તો માથું ફોડી નાખીશ (હાથનો ધક્કો મારે છે. હરકીસનદાસ લાગી જાય છે ને ખાંસી આવતા ઓં—ઓં કરતા મંડી જાય છે ને બે હાથ પાછળ મુકી નિરાધારીથી બેસી રહે છે)

હરકીસનદાસ. ઓ—ઓં—ઓ—ઓ—ઓ ઓ ઓં—ઓં—ઓ—ઓ.

[બાજુ પરનું બંધ બારણું ઉઘડે છે ને ગુસ્સામાં ધ્રુજતો ધીરજલાલ આવે છે.]

ધીરજલાલ : (અકળાઈને) આવી બાબતમાં મશ્કરી !—

કમળી : (હસવું દબાવતી એક હાથમાં આરતી ને એક હાથમાં ઘંટા લઈ પાછળ દોડતી આવે છે.) પણ હા—હા—પણ એમ ત્યારે આરતી કરું ને ? હો—હો—

ધીરજલાલ : (કાકાને અને સવિતાને જોઈ સ્તબ્ધ બની જોયા કરે છે.) કાકા ! આ શું થયું ?

કમળી (ચમકીને) કાકાજી ! આમ પડ્યા કેમ ?

હરકીસનદાસ : (કાળી ઠેકાણે કરતા ઉઠે છે) કેમ રે અભ્યા ! ફાટ્યો કે ? આ હું જરા નવી જોડે એકાંત બેઠો હતો—

ધીરજલાલ : પણ કાકા !...કા...

હરકીસનદાસ : (દાંતીઆં કરી) જાય છે કે નહીં ? તારા બાપનું ઘર છે કે રાતે બાર વાગે આમ ધીંગામસ્તી કરે છે ! શું દારૂ બારૂ પીધો છે ? આજે પરણ્યો ને આજે જ બૈરી જોડે ખાખાખીખી કરતો નીકળ્યો ! મોટા નાનાની કંઈ લાજ છે કે નહીં ? જાઓ, નીકળી જાઓ ! હું ને નવી જરા નીરાંતે—ખો—ખો—ખો— (ધીરજલાલ ને કમળી જતાં રહે છે ને પોતાના ખંડના બારણા બંધ કરે છે.) હૈં વાત છે ! (સોફા પર પડી જરા શ્વાસ ખાય છે.) સવારનો માણસ રખડે તે થાકી ન જાય ? (કપાળ પરથી પરસેવો લુછે છે. સવિતા સામું ઘુરક્યાં કરે છે.) ચાલો નવી ! પેલા આપણા સુવાના ખંડમાં બારસા ઘરના ભંડારીઆમાં એક શીશી છે તે લાવો તો.

**સવિતા :** દારુ પીવો હશે!

**હરકીસનદાસ :** ના, ના. દારુ નથી, દવા છે. જરા જોર આવે.

**સવિતા :** તમારે ઘરડે ઘડપણ હવે જોરને શું કરવું છે?

**હરકીસનદાસ :** ( હસીને ) શું કરવું છે? શું કરવું છે? હા–હા–હા. ખોં–ખોં ખોં–ખોં ( ઉઠે છે ને અંદરના ખંડમાં જાય છે. )

**સવિતા :** ઓ મારા બાપ! (લમણાં દાબે છે.) હવે તો હું ગાંડી થઈ જઈશ. પણ હવે મને છોડશે તો નહીં. (માથું નાંખી પડે છે.)

**હરકીસનદાસ :** ( અંદરથી પીને આવે છે.) નવી! નવી! અંદર ચાલો. ઉઠો. (બહારનો દીવો હોલવે છે ને પાસે આવે છે. અંદરના ખંડમાંથી દીવાનું અજવાળું થોડુંક આવે છે.)

**સવિતા :** ક્યાં લાકડામાં?

**હરકીસનદાસ :** ક્યાં? ક્યાં? શું પરણી આણ્યાં છે કે મશ્કરી કરી છે? (પાછળથી સવિતાને બાઝે છે.)

**સવિતા :** મુઆ!

[ સવિતા છુટવા મથે છે ને બંને જણ કુસ્તી કરે છે.]

**હરકીસનદાસ :** માનતી નથી? માનતી નથી?

[ હરકીસનદાસ સવિતાને ઘસડતા ઘસડતા અંદરના ઓરડામાં લઈ જઇ બારણું બંધ કરવા જાય છે. જોઇતો કબાટને જોરથી ધક્કો મારે છે. એટલે કબાટ મોટા અવાજ સાથે ભોંય પર પડે છે ને કાચની કચ્ચરો ચારે તરફ છે. ]

**હરકીસનદાસ :** એ શું થયું? ચોર! ( સવિતાને છોડી બારણું ઉઘાડી બહાર આવે છે. ) ચોર!—

[ સવિતા અંદરથી બારણું બંધ કરી દે છે.]

**જોઇતો :** ( આગળ આવી ) ચોર!—

**હરકીસનદાસ :** ચોર!—કોણ જોઇતો?

**જોઇતો :** કોણ શેઠ?

**હરકીસનદાસ :** ચોર આવ્યો છે?

**જોઇતો :** લાગે છે એવું. ઉભા રહો બત્તી કરું. ( દીવો કરે છે. ) ચોર નથી. શેઠ! પણ શેઠાણી ક્યાં?

**હરકીસનદાસ :** તેની તારે પંચાત?... જા, દીવો લઇને ઘરમાં જોઇ આવ ને પછી સુઈ જા.

**જોઇતો :** હા, શેઠ! આ ચાલ્યો. ( પાછો આવી ને ) બીજું કાંઈ કામ છે?

**હરકીસનદાસ :** ( કચવાઇ ) અત્યારે બીજું શું કામ? (જોઇતા ને તમાચો મારે છે.)

**જોઇતો :** વારુ. ( ગાલ પંપાળતો જાય છે. )

**હરકીસનદાસ :** દીવાનખાનું પણ હવે અંદરથી દેવું પડશે. ( ધીરજલાલના ખંડનું ને પરસાળનું બારણું અંદરથી દે છે.) આજે કોઈ જંપવાજ દેતું નથી. ( પોતાના સુવાના ખંડના બારણાં આગળ જઇને જુએ છે તો બંધ છે. ઠોકે છે.) નવી! નવી! ઓ નવી! બારણું ઉઘાડો. ( ફરી સાંકળ ઠોકે છે પણ જવાબ મળતો નથી. ફરીથી સાંકળ જોરથી ખખડાવે છે. ) ખોલ! ( જવાબ મળતો નથી: સાંકળ ફરી ખખડાવે છે. )

કમળી : ( પોતાના ખંડના બારણા પાછળથી ધીમે અવાજે) સવલી ! ઓ સવલી!...એ શું થયું ?

હરકીસનદાસ : (ચીડાઈ જઈ) અરે તારા બાપાનું કપાળ ! છાની મરની કુબ્જા ! (કમળી ચુપ થઈ જાય છે.) આ ઘરમા કોઈ આજે સુનાજ નથી ને મારી તો કમ્મર ફાટે છે. (ભોંય પર બેસી પોતાની કમ્મર ને પગ દાબે છે.) આ તે વૈરી આણી છે કે વરુ ! ( તકીઓ ખેંચી તે પર માથુ મુકી સુએ છે. જરાક તેનાં નસકોરાં બોલે છે ને પરસાળનું બારણું ઠોકાય છે. હરકીસનદાસ ઉઠ્ઠીને બેઠા થાય છે. ) કોણુ મુઓ છે ?

જોઈતો : ( બહારથી ) શેઠ ! એ તો હું. ચોર નથી.

હરકીસનદાસ : ( હાથ લંબાવી અકળાઈને દાતીઆ કરે છે ) અરે !—તમે—હવે જંપીને—મને—મરવા દો !

[ પડદો પડે છે. ]



## અંક ૩ જો.

[સમયઃ પંદર દહાડા પછી રાતના નવ.

સ્થળઃ હરકીસનદાસ શેઠના ઘરની પરસાળ.

પરસાળ મોટી ને લાંબી છે. અંદરનાં બારણાં આગળ એક બાજઠ પડેલો છે જેના પર રાતે જોઈતારામ પોતાની પથારી કરે છે. અને દિવસે જેને ગપાટા મારવા હોય તે બેસે છે. બાજઠ પાસે એક દીવી પર દીવેલનું કોડીઉં બળે છે. થોડેક દૂર એક હીંચકો છે. જમણે હાથે આગળથી બે મોટી ચુને રંગેલી કોઠીઓ દાણા ભરવા માટે મુકી છે. એક છેડા પર ઉપર જવાનો દાદર છે અને તેની તળે ચોક છે. સામું ભોંયમાં દાટેલા થાળામાં એક મોટી ઘંટી છે. એક વાંસડા પર થોડાંક લુગડાં સુકાય છે. ખીટી ઉપર ધોતીઆં લટકે છે.

સવિતા આવે છે. તે શીકકી ને સુકાઇ ગએલી છે. તેના મોં ઉપર ચિંતા ને ઉગ્રતાએ ઘર કર્યાં લાગે છે. તેણે છાયલ પહેર્યું છે અને માત્ર કાચની બંગડી સીવાય કાંઇ ઘરેણું પહેર્યું નથી.

સાથે કમળી આવે છે. તે ખુશમીજાજમાં દેખાય છે. તેણે સાળુ પહેર્યો છે અને લગ્ન વખતનાં થોડાંક ઘરેણાં પણ પહેરી રાખ્યાં છે.]

**સવિતા :** કમળી ! જો, આજે તું જોઇતા પાસે છબી માગી લાવજે હોં. તું બરોબર જીદ કરીને માંગશે તો આપશે.

**કમળી :** પણ એ મોઇ છબી પછાડી તું કેમ ગાંડી થઈ છે ?

**સવિતા :** પાછી તારે બધી પંચાત પડી છે !

**કમળી :** તું એ છબીને કરશે શું ?

**સવિતા :** (હોઠ પીસીને) હું એના કકડા કરીશ, એની કચ્ચરો પર કુદીશ, બાળીને રાખ કરીશ !

**કમળી :** મારા બાપ ! તું પણ—

**સવિતા :** હું જે છું તે છું, પણ આટલું તો તારે કરવુંજ પડશે.

**કમળી :** પણ જોઇતારામ માને નહીં તો ?

**સવિતા :** કહેજે કે તારા વરની છબી તને સાલે છે. પછી પગે લાગજે, કરગરજે, રડજે.

**કમળી :** પણ ત્યારે તુંજ પગે લાગતી ને રડની !

**સવિતા :** (ગર્વથી) હું જોઈતાને પગે લાગું ? કદી નહીં.

**કમળી :** ત્યારે સરતામાં હું એક સાવરણી—

**સવિતા :** (સમજાવીને) જો, મારી માની જણી બહેન થઇ તું આવું કરે છે કે ? જો, હું દુઃખી છું તે તું મને વધારે દુઃખી કરે છે ?

**કમળી :** તને કહે છે કોણ કે દુઃખી થા ? બારણાં બંધ કરી રાખી દિવસ ને રાત પડી રહે છે તે દુઃખી થશેસ્તો.

**સવિતા :** મને સારું કોહવા દેની.

**કમળી :** પણ આમ કેટલા દહાડા પુરાઇ રહેશે ?

**સવિતા :** (કંટાળાથી) એ થાકે ત્યાં સુધી (કોઇનો અવાજ સંભળાય છે.) ઓ મ બાપ ! પાછી આ કોજ કયાંથી આવી ? (કોઈ અટેલી ઉભી રહે છે. ઝડપથી) કમળી ! મેં કે તે ભુલતી નહીં હોં. આજે બધા ઉપર ચઢે જરુર જોઇતા પાસે છબી લઈ આવજે.

કમળી: વારુ.

[ કાશીબા, જમનાકાકીજી ને ઝીણીમામી આવે છે. ઝીણીમામી ઠીંગણી ને અક્કલ વગરની દેખાતી આધેડ વયની સ્ત્રી છે. એ કાશીબાની બહેન છે એ કલ્પવું કઠણ પડે એમ છે. હરજીવનદાસના કાકી જમના વૃદ્ધ, ઉંચા, પડછંદ વિધવા છે. રાતે અંધારામાં મળ્યા હોય તો બીક લાગે. મધરાતે જો એમનો અવાજ સાંભળ્યો હોય તો જીન પડે છે એવી ભ્રમણાએ થાય ]

કાશીબા: કોણ સવલી—કમળી?

કમળી: કોણ બા!—એ માસી ને કાકીજી આવ્યાં! ( બાજુ પરથી ત્રણ મૂઢા ખસેડી જગ્યા કરી આપે છે. તેના પર ત્રણે જણ બેસે છે. સવિતા કોઈને અડકી મુંગે મોઢે જોયા કરે છે )

કાશીબા: કેમ સવલી, તું તો બોલતી જ નથી?

જમનાકાકી. ( રોફથી ) શું મોઢું લઈને બોલે? એણે બાવાના ઓઠા માર્યા છે? અલી, ધીરની વહુ! જરા પીવાનું પાણી લાવ અલી! તને આકરું બહુ લાગે છે. તારી મા બરોબર ખાવા નહીં આપતી હોય. ( કમળી અંદર પાણી લેવા જાય છે. સવિતાને ) વહુ! બોલો, આ રૂસણાં કયાં સુધી કરવાં છે? મારો ભત્રીજો બીચારો મારી પાસે બોર બોર જેવડાં આંસુ પાડતો હતો. બોલ હવે! આ રહી તારી મા ને માસી. જવાબ દે. મારો દીકરો તને પૂજા કરવા લઈ આવ્યો હશે!

ઝીણીમામી: સવલી, બહેન, આ બધુ અમે શું સાંભળીએ છીએ? આ બધા ફજેતા લાજ જેવી કાઢીને શોભે?

સવિતા: તમે તો મને મારા વરને સોંપી. હવે તમારે શી પંચાત?

જમનાકાકી: અરે વાહ રે મોટા વરવાળી! અમને બધાને પણ વર હતા કે ટેટા? આ મારા ભત્રીજાનું ઘર માંડતી નથી ને પૂછવા જઈએ છીએ ત્યારે ( ચાળા પાડી ) તમારે શી પંચાત! ( તિરસ્કારથી ) કાશીબા! તમે દીકરી કેળવી છે તો બહુ સારી!

કાશીબા: લે સવલી! આ મારા કુળમાં આવો ફજેતો કરનાર તો તું પહેલી નીકળી. મારી માની તો બધી દીકરીઓ એવી તો ઘરરખુ હતી કે એનો જોટો આખી ન્યાતમાં નહોતો.

સવિતા ( રીસમાં ) મને પરણાવી ત્યારે પૂછ્યું નહોતું, તો હવે શું કામ પૂછવા આવો છો?

જમનાકાકી: અરે વાહ! અરે વાહ! અરે વાહ! તું તો કેમ ડહાપણનો અવતાર થઈ ગઈ! કાશીબા! શો ભણાવ્યો દીકરીને. આને ભણાવી ન હોત ને તો મારા ભત્રીજાનો ભવ બાળવા તૈયાર થાત નહીં, સમજ્યાં? આપણે ભણ્યાં નહોતાં તે શું ઓછાં હતાં વારુ! બાર મણ લાકડાં તો બળે તેનેય જોઈએ ને ન બળે તેનેય જોઈએ; ને આ સવિતાવહુ તો ભણી ગણીને બાપ સસરાની આબરૂ બોળવા નીકળ્યાં છે, કેમ? છોકરી! એ અમારા ઘરમાં નહીં ચાલે.

ઝીણીબહેન: હવે બહુ થયું મા! જરા સમજી જઈએ. એ તો કર્મે લખ્યું હોય એટલું સુખ મળે.

જમનાકાકી: મારા ભત્રીજાને ઘેર શું દુઃખ છે? પાણી ખેંચવાને પરેલ છે ને રોટલા ઘડવાને રસોઈઓ છે ને મારો ભત્રીજો તો એક

બોલે એને સોને મઢે એવો છે. પછી તમારી કુંવરીબાને તે જોઇએ શું ?

**કાશીબા :** ( નમ્રતાથી ) સવિતા ! જોયું આ લોકો શું બોલે છે તે ? હવે તારી જીદ છોડી દે.

**જમનાકાકી :** જીદ છોડશે નહીં તો જશે કયાં ? મારો ભત્રીજો વહુ લાવ્યો છે તે ઘર માંડવા કે મશ્કરી કરવા ?

**ઝીણીમાસી :** મને લાગે છે કે સવલીને ખેતરપાળ પરણી ગયો હશે. એની વિધિ કરાવો.

**જમનાકાકી :** ( વીજળીના કડાકા જેવો અવાજ કાઢી ) અરે તો બાપા ! પહેલેથી કહી-એની—તો તમારી છોકરી તમારે ઘેર બેસી રહેત. આ તો હવે અમારે ઘેર પીડા ઘાલી. સાળું કોઈ ...રો આનું તે સાંભળ્યું ... લટકું છું.

સવિતા આવે છે. તે ફીક્કી ને સુકાઇ ગએલી છે. તેના મોં ઉપર ચિંતા ને ઉગ્રતાએ ઘર કર્યાં લાગે છે. તેણે છાયલ પહેર્યું છે અને માત્ર કાચની બંગડી શીવાય કાંઇ ઘરેણું પહેર્યું નથી.

સાથે કમળી આવે છે. તે ખુશમીજાજમાં દેખાય છે. તેણે સાળુ પહેર્યો છે અને લગ્ન વખતનાં થોડાંક ઘરેણાં પણ પહેરી રાખ્યાં છે.]

**સવિતા :** કમળી ! જો, આજે તું જોષીતા પાસે છબી માગી લાવજે હોં. તું બરોબર જીદ કરીને માંગશે તો આપશે.

**કમળી :** પણ એ મોઇ છબી પછાડી તું કેમ ગાંડી થઈ છે ?

**સવિતા :** પાછી તારે બધી પંચાત પડી છે તો !

થયા ઝુરાઇ મરે છે. તેનો વિચાર કર્યો? છોકરી! આ અમે ત્રણ જણ તારાં મોટેરાં છીએ. તારા ચાળા હવે કયારે છોડે છે તે બોલ.

**કાશીબા :** હા સવલી ! કાકીજી સાચું કહે છે. આ નહીં ચાલે. આજથી હવે સીધી થઇ જશે.

**સવિતા :** તમે બધાં કહી રહ્યાં ? હું સીધી કે વાંકી–છું તેવી રહીશ.

**જમનાકાકી :** (તાબોટા પાડી) હાય બા ! આવી કલંહ છોકરી તો આજે પહેલી વાર જોઇ.

**કાશીબા:** ( ગુસ્સે થઈ ) એટલે તું શું કહે છે ? તું કહે છે શું ?

**સવિતા :** (ભીન્નજથી) હું કહું છું તેજ કહું છું. મારી મરજી વિરુદ્ધ પરણાવી. હવે મારી મરજી વિરુદ્ધ તમારી શી મગદુર છે કે ઘર

જણી બહેન .

દુઃખી છું તે ( અરે શં—કુબ્જા ! આ શું બોલે

**કમળી :** ત છે ?

બારણાં બંધ ક : ફટવો–ફટવો દીકરીને. ચાલો રહે છે તે ? તેમારું ઢીલાપોચાંનુ કામ નહીં.

સવિતાી વહુવાર છે તેને હુંજ સીધી

કમળી। કાઢીને ) બોલ છોકરી ! તું ડાહી રહેશે ? ? બોલ, જવાબ દે.

**સવિતા :** તમે ઘાંટા કાઢી રહો એટલે બોલું.

(**જમનાકાકી :** અરે કેમ રે કુબાજ઼ં ! બહુ બોલશે તો જીભડીજ ખેંચી કાઢીશ.

**સવિતા :** ( હોઠ પર હોઠ બીડી ) કરોની મારાથી થાય તે.

**જમનાકાકી :** એટલે તું નહીં માને ?

સવિતા : મારે ઘરસંસાર કેમ ચલાવવો તે હું જાણું ને મારો વર જાણે. તમે વચ્ચે પડનાર કોણ?

જમનાકાકી : (વચ્ચાળ ગુસ્સે થઈ) જો કાશી! આ તારી દીકરીના બોલ સાંભળતી જા. હું વચ્ચે પડનાર કોણ? પૂછ તારા ધણીને કે હું વચ્ચે પડનાર કોણ? હવેથી જો અક્ષર કાઢશે તો જુએ કામ હશે.

કમળી : (પાણી લાવીને ગભરાતી) કાકીજી! પાણી.

જમનાકાકી : હું વચ્ચે પડનાર કોણ?

સવિતા : (જેમ તેમ કરીને હીંમત ભેગી કરી જરાક રડતે સ્વરે) હા, હા મારી વાતમાં કોઈએ વચ્ચે પડવું નહીં. મને મારી નાખો (રડતી) મારા કકડા કરો—જેમ તેમ કરો પણ એ ગધાનાનું ઘર હું નથી માંડવાની. નથી માંડવાની ને નથી માંડવાની!

જમનાકાકી : તો મુઆ! તને રોમે રોમે કીડા નથી પડતા? (ખુટો પાણીનો જામ રેડે છે. તે સવિતાને વાગે છે.)

સવિતા : (ભુસ્કાભેર રડતાં) પડે ને કીડા જેણે મને જીવતી મારી નાખી હોય તેને. લો, લો, મારો! (બેસી જાય છે.) મારી નાખો પણ એ ડોસાની બૈરી હું નહીં ને થવાની નથી

જમનાકાકી : (ફુકેટો કરતા) હાય હાય! આ અભાગણીએ તો મારા ભત્રીજાનું નસતાન કાઢ્યું રે મારી મા! મોઈ આવી જન્મતા વાર મરતી કેમ નથી!

કાશીબા : (અકળાઈને) હાય હાય દીકરી!

હરકીસનદાસ : (ખાંસી ખાતા અંદર આવે છે. એમની ઉંમર અને ચાલમાં જરાક નીશો છે.) ખો—ખો—ખો—આ શું—ખો—માંડયું છે?

જમનાકાકી : આ તો તને ઠીક વળગ્યું છે, મારા દીકરા! તારો જીવ સંભાળજે, ભાઈ!

[પાછળ ધીરજલાલ ને સુથાર આવે છે.]

હરકીસનદાસ : કાશી! આમ અકળા થશો તો કેમ ચાલશે? કાશીબા! તમે પણ ધીરા–ધી–ધીરા થાઓ. સૌ આપણી ફજેતી જોશે. ખો—ખો.

જમનાકાકી : ભાઈ! હવે ફજેતીમાં કંઈ મણા રહીજ નથી.

હરકીસનદાસ : જરા—ધે—ધીરા થાઓ. હોય. એ નાદાન છે બાળક છે. સમજાવીને કામ લો. ખો—ખો.

જમનાકાકી : ભાઈ! અમે તો તારાં સારા સારુ કરીએ છીએ નહીં તો અમારે શું? અમે તો આ ચાલ્યા.

હરકીસનદાસ : ના ના પણ એ છોકરું છે, બચ્ચુ છે.

જમનાકાકી : (બબડતા) છોકરું છે છોકરું છે! છ બચ્ચાની મા થાય એવી તો છે આજ હું તો જાઉં મારે ઘેર. (ગુસ્સામાં ચાલી જાય છે)

હરકીસનદાસ : (હાંફી ખાતા) એય–એય–કાશીબા! 'ગીગીમણિ' જરા બેસો. ધીરાં પડો. એને બચાડો, ગભરાઓ નહીં, અકળાઓ નહીં. ધીરા પડો. સુથાર! ઉપર આવ. (લાકડી ટેકતા ઉપર જાય છે ને પાછળ સુથાર જાય છે.)

**કાશીબા :** બહેન ! જો શેઠ કેવા ડાહ્યા ને સમજુ છે ! બીજું કોઈ આટલી દરકાર કરે? છાની રહે.

**ઝીણીમાસી :** તે કં ખાધું ? ક્રમળી ! જા સવિતાને સારુ ખાવાનું લઈ આવ.

[ ક્રમળી જાય છે. ]

**કાશીબા :** ધીરજલાલ ! તમે પણ જરા સવિતાને બે અક્ષર કહોની.

**સવિતા :** ( એકદમ ઉંચું જોઇને ગુસ્સામાં ) ખબરદાર મારી વાતમાં એમને વચમાં નાંખ્યા છે તો ! ( પાછું નીચું માથું ઘાલે છે ને આંસુ સારે છે. )

**ધીરજલાલ :** ( સ્વગત ) અરે રામ ! ( નીસાસો નાંખે છે. )

[ ક્રમળી ખાવાનું લાવે છે. ]

**કાશીબા :** લે બહેન ! ખા. જરાક ખાની મા ! મારી દીકરી નહીં કરું ? ( ઉઠીને સવિતાને વાંસે હાથ ફેરવવા જાય છે. સવિતા હાથ તરછોડી નાંખે છે. ) અકળા નહીં. મારી બ-હેન—

**સવિતા :** મોઇ તારી બહેન—

**ઝીણીમાસી :** મારા દીકરા ! જરા ખા-ખા-ખા.

**સવિતા :** હું નથી ખાવાની.

**ઝીણીમાસી :** બહેન ખાધા વગર કૈં ચાલે ?

**કાશીબા :** ( હાથ જોડીને ) સવિતા ! " તારા ફજેતાથી હું તો થાકી ગઈ. આખું ગામ હવે તને ને મને ફીટકાર કરશે. મારાથી તો નીચેથી ઉંચું જોવાતું નથી.

**સવિતા :** પણ હું શું કરું ? શું કામ આવો વર જોયો ?

**કાશીબા :** ( અકળાઈ ને ) માથું ફોડવા મારું—

**સવિતા :** ( ગુસ્સામાં હાથમાંની તાસક ફેંકી દે છે. ) ત્યારે ફોડ તારું માથું. મને છુંદી નાંખી ને હવે જંપીને મરવા પણ દેતી નથી.

**કાશીબા :** પણ તને તો દુઃખ શું બન્યું છે ?

**સવિતા :** ( ઉગ્રતાથી ) દુઃખ ! અરે તારા જમાઇને જોઉં છું ને મારી આંખો જળે છે, સાંભળું છું ને મારા કાનના કીડા ખદબદે છે ને અડકું છું ને મારો દેહ દાઝે છે. દુઃખ શું બન્યું છે ? તું હવે જા. તને પગે લાગું—

**કાશીબા :** ને તું આમ ફજેતા કયાં સુધી કરશે ? એવું કરશે તો મારે બારણે નહીં ચડવા દઉં.

**સવિતા :** હું તારે બારણે પગ નથી મુકવાની. તું મારી મા નથી. જા-ભવે ભવ ફરી મળતી નહીં.

**કાશીબા :** પાછી—

**સવિતા :** જા ! જાય છે કે નહીં ? જા ! નહીં તો ચીસો પાડીશ. તારે હવે શું છે ? પચ્ચીસ હજાર તો તારી પેટીમાં પડયા છે ને—

**ઝીણીમાસી :** બહેન—બહેન—

**સવિતા :** દીકરી વેચી હવે જાતરા કરવા જા—

**ઝીણીમાસી :** ( કાશીબાને ) મોટી બહેન!

આપણે વધારે રહીશું તો વધારે ફજેતો થશે. ચાલો.

**કાશીબા :** હા. મરશે કુભ્જન એને પોતાને પાપે.

**ઝીણીમાસી :** બહેન ! જરા શરીર સંભાળજે—

**સવિતા :** મરીશ તો સનાન સુતક કોને લાગવાનું છે !

**કાશીબા :** એને મરવા દે—

[ કાશીબા ને ઝીણીમાસી જાય છે ધીરજલાલ આગળ આવે છે. સવિતા આંખો લુછી બે હાથે લમણા દાબી ઉભી થાય છે બનેની નજર મળે છે. ]

**ધીરજલાલ :** નવી કાકી—

**સવિતા :** ( મરકમા ) હવે તમારે કૈ કહેવાનુ બાકી છે !

**ધીરજલાલ :** ( આકાશ તરફ જુએ છે ) મને ખેદ થાય છે—ખેદ થાય છે.

**સવિતા :** ( ઉંધુ સમજીને ગુસ્સામા ) હવે—

**ધીરજલાલ :** ( પ્રાર્થના કરતા ) નવી કાકી ! આર્ય સતીઓનાં લક્ષણ કૈ તો રાખો—

**સવિતા :** આર્ય સતી ! ( દાત પીસી ) આર્ય સતી ! તમે—તમે મને સતીના લક્ષણ શીખવવા આવ્યા છો ? શુ મોઢુ લઇને ? કયા આચાર પર, કયા સ્નેહ પર ને કયી લાયકાત પર ? તમારા મોઢા બાળો—

**ધીરજલાલ :** ( ગભરાઇને ) રામ—રામ—રામ ! ( બીને ઉપર જતો રહે છે. )

**સવિતા :** ( સ્વગત ) સતી-સતી ! શા માટે ? કોણે બનાવી ? કપટ સ્વામીની ? ( ડુસ્કુ ભરતાં ) મારો શો ગુનેહગારી કે આ કર્મચંડાળની સતી થવાનુ મારે કર્મે ? ચંડાળો ! બ્રહ્મ રાક્ષસો ! લોહી પીઓ—જેટલું પીવાય એટલુ. આ સ્વામીની સતી થતાં પહેલાં શંખણી બનીશ. મને લુંટી, કચ્ચરથી ને પછી સતી બનાવવી ! અરે ! ( ઉપર પગલા સંભળાય છે ) પાછો કોઇ આવ્યો ?...

[ હરકીસનદાસ ને સુથાર પાછા ઉતરે છે. ભીંત તરફનુ મો કરી સવિતા ઉભી રહે છે. બે જણુ દાદર ઉતરી રહે છે એટલે સવિતા ઝપાટાબધ દાદર ચડી જાય છે. ]

**હરકીસનદાસ :** બરોબર કર્યું ને ?

**સુથાર :** હા. શેઠ !

**હરકીસનદાસ :** લે આ તારા આઠ આના—

**સુથાર :** શેઠજી ! આવા કામમા તો રુપીઓ જોઇએ

**હરકીસનદાસ :** ( જરાક લહેરમાં હસતાં ) હા—હા—હા તુ પણ સમજી ગયો ! મારો બેટો હોશીઆર છે ભો—ભો—લે. ( રુપીઓ આપે છે.)

**સુથાર :** ( હસતો હસતો ) ફતેહ કરો ! ( જાય છે )

**હરકીસનદાસ :** ( જરાક ગોથડીકું ખાતાં ) ફતેહ કરો—ફતેહ કરો કરવાનો. હા—હાં— મારા જન્માક્ષરમા છોકરો છે તે કોણુ લઇ લેવાનું છે ?...( ટીવું હસે છે. ) નવી ! નવી !...( મોમા પાણી આવે છે ) શો મીજાજ છે ! ને—ને શો લટકો છે ! ( ખોખારે છે. ) આજે મારામાં જોર પણ આવ્યુ લાગે છે. ભો—ભો—ભો—ને ઉપવાસ ને આસુ બેએ એને પણ ઠીક જરા ઢીલી કરી છે. હા—હા—હા. ચાલ જઇને આજ-

ની શીલક ગણું એટલે એ પણ સાંકળ દઇ ભરાઈ જશે. હા–હા સાંકળ દે, સાંકળ દે. ખબર નથી કે નકુચાના પાંખીઆંજ ભાંગી નાંખ્યા છે. હા. ઓં–ઓં–મને કેમ કરી પહોંચવાની છે? હા–હા. હું કેં જેવો તેવો છું? (હેડકી ખાય છે.) ન–નવીની કૈં મઝા છે! (હસતો હસતો દાદર ચઢવા જાય છે.) પેલો જોઇતો કેમ હજુ આવ્યો નથી? (પાછો ઉતરે છે.) અત્યાર સુધી દીવેલ બાળ્યા કરે છે. (બારણું અમથું અડકાવે છે ને દીવો હોલવી નાંખે છે.) આવીને સુઈ જશે એની મેળે. (ધીમે ધીમે તે ઉપર ચાલ્યો જાય છે. થોડી વારે સંતાતો ગભરાતો ધીરજલાલ દાદર પરથી ઉતરે છે.)

**ધીરજલાલ**: (ચારે તરફ જોતાં) અત્યારે ઠીક લાગ મળ્યો છે. જોઇતો નથી ને કાકા પણ તીજોરીની ઓરડીમાં શીલક ગણે છે. આ એના ભંડારીઆમાંજ છબી મુકી રાખે છે. (ગજવામાંથી કુંચીનો મોટો ઝુમખો કાઢે છે.) લક્ષ્મીનારાયણની કૃપા થઈ કે આવી શંખણીથી હું બચી ગયો, નહીં તો મારું શું થાત?...જે સ્ત્રીમાં પતિભક્તિના આર્ય સંસ્કાર નહીં તેને હું પરણવાનો હતો! તેની જોડે મેં છબી પડાવી! હરિ કરે સો આછોઇ...હું બચી ગયો...(ધીમે ધીમે ભંડારીઆ પાસે જાય છે.) હવે આ છબીને પણ કાઢી લઇ ફેંકી મુકું. ગઈગુજરીનાં આવાં સ્મરણો મારા જેવા શુદ્ધહૃદયીને કેમ પરવડે? પણ આની જોડે રહીને મારી એના પણ સંસ્કાર બગડે તો? (વિચારમાં થંભે છે.) હજુ પતિભક્તિનું રહસ્ય એના હૃદયમાં પેઠું નથી. પતિ જેને પૂજ્ય નહીં તે પથ્થર જન્મવા યોગ્ય છે. (ચારે તરફ જુએ છે ને કુંચી લઇ ધીમેથી ભંડારીઆનું તાળું હાથમાં લે છે. ઉપર એક બારણું જોરથી અફળાતું સંભળાય છે એટલે પાછો હઠી ધ્રુજે છે.) ના. કાંઇ નથી. હમણાં જોઇતો આવશે. નકામી વાર થાય છે......એને પણ અકર્મીને એ છબીનું ઘેલું લાગ્યું છે તો! (ધ્રુજતે હાથે તાળામાં કુંચી બેસાડવા મથે છે.) કોઇ લાગતી નથી! ઉંહ—ઉંહ–

[ બારણું ઉઘડે છે ને જોઇતારામ આવે છે. કુદીને ધીરજલાલ બે કોઠીઓ વચ્ચે જઈ લપાઇ જાય છે. ]

**જોઇતો**: ચાલો શેઠે તો દીવો પણ હોલવી નાંખ્યો...સાડા દશ વાગ્યામાં આખી પોળમાં જાણે મધરાત આવી ગઈ......કું લોક છે? (બારણું અધઉઘાડું રાખે છે.) ઉંઘ આખા ગામને આવે છે પણ મને નથી આવતી...... (બાજઠ પર બેસે છે.) લાવ......(કંદોરે બાંધેલી કુંચી કાઢી ભંડારીઉં ઉઘાડે છે ને છબી કાઢે છે ને અંધારામાં તેની સામું જોયાં કરે છે.)

**ધીરજલાલ**: (સ્વગત) જો...લુચ્ચો હરામખોર...

**જોઇતો**: (નીસાસો નાંખી) અરે મારા પ્રભુ! (અંધારામાં કમળા ધીમે ધીમે દાદર ઉતરે છે.) કોણ છે? (જવાબ નથી.)

**ધીરજલાલ**: (સ્વગત) એ વળી કોણ ઉતર્યું?... (કોઠી વચ્ચે વધારે લપાય છે.)

**જોઇતો**: કોણ એ?

**ધીરજલાલ**: (અંધારામાં જોવા પ્રયત્ન કરીને સ્વગત) કોણ છે?

જ્યોતિ : (હીરાસણીની પેટી હાથમાં લઇ) કોણ એ ?

કમળી : (ધીમેથી) એ તો હું—

ધીરજલાલ : (ડોળા ફાડી બે હાથે માથાના વાળ પકડી સ્વગત) મારી...મારી.. સતી .

જ્યોતિ (ચમકીને ઝબી મુકી દે છે) કોણ કમળી ? (ઠીરામણી થએ છે)

કમળી : (જરાક હસીને) હા હું.. દીવો નહીં કરશો.

ધીરજલાલ · (દાત પીસી સ્વગત) અધા રામા—(એકાગ્રતાને) હા—

કમળી : (ગભરાતી) મારે તમારું, એકના, કામ છે.

ધીરજલાલ : (સ્વગત) એકયા...એકાન્તવાસ...(આંખો મીંચી) હા—

જ્યોતિ : (હસીને) શું કામ પડ્યુ છે ?

કમળી : (પાસે આવીને) બહુ ખાનગી કામ છે.

ધીરજલાલ : (સ્વગત) ખાનગી .. ખાનગી...

જ્યોતિ : પણ અત્યારે ?

કમળી : દિવસે કહેવાય એવુ નથી—

ધીરજલાલ : (માથું પકડી સ્વગત) હા—સતી—(વેદનાથી એનું મોઢું કદરૂપુ બને છે)

જ્યોતિ : (હસીને) એવું તે શુ છે ?

ધીરજલાલ : (સ્વગત) હાય—સમજી ગયાં—બન્ને—

કમળી : જ્યોતિ !—ભાઈ !—

ધીરજલાલ : (સ્વગત) દુષ્ટા ! ભાઇ કહેતા શરમાતી નથી !

કમળી : હું માગું તે આપશો ? તમે મને કશાની ના કહી નથી. મને આપશો ! આપશો !

ધીરજલાલ : (સ્વગત) ધિક્ ધૃષ્ટા !

જ્યોતિ : પણ એવું છે શું તે કહો ને.

કમળી : (ઉતાવળથી) પણ ના. પહેલાં વચન આપો કે આપશો. મારી આટલી માંગણી કબુલ કરો—

ધીરજલાલ : (સ્વગત) બેશરમ !—

કમળી : મારી માગણી કબુલો.

ધીરજલાલ : (હાથ વડે વાળ ખેંચી સ્વગત) હાય...આર્ય સંસ્કૃતિ—

કમળી : (કરગરીને) જ્યોતિભાઇ ! હું હાથ જોડું—પગે લાગું—

ધીરજલાલ : (સ્વગત) કામવિવશ કુલટાએ સત્યાનાશ વાળ્યુ રે મારા બાપ ! (માથું ધુણાવે છે.)

જ્યોતિ : (હસીને) હું જાણું છું તમે શું લેવા આવ્યા છો તે. પણ અત્યારે એ નહીં આપુ કોઇ દિવસ—

ધીરજલાલ : (સ્વગત) મને જોઈ ગયો કે શું ? દુષ્ટો ! તમારા પાપકર્મો પુરાં કરો. મારી આંખે તમારી અધોગતિ જોવા દો

કમળી . (કરગરી) પણ અત્યારે શો વાંધો છે ? અત્યારે—હમણા—

ધીરજલાલ : (સ્વગત) કુલટા જાણી સ્ત્રી. લક્ષ્મીનારાયણ દેવ ! મારું શુ થશે !

જ્યોતિ : ના, ના. અત્યારે નહીં. કોઈ જાણી જશે...

ધીરજલાલ : (ભયંકર હસતાં સ્વગત) કોઇ જાણી જશે ! હાય—હાય—મારા પવિત્ર જીવન પર ધૂળી—

**કમળી** : ના—અત્યારે—અત્યારે.

**જોઇતા** : ના.કોઇ દહાડો—કમળી! તું માંગે ને હું નહીં આપું—

**કમળી** : મારા સમ આપો ! (અંધારામાં હાથ લંબાવે છે.)

**જોઇતા** : (તેને અંધારામાં હાથ અડકે છે. બંને હસી પડે છે.) હા—હા. તમે જાઓ—

**કમળી** : (હસીને) હું નથી જતી—

**ધીરજલાલ**:(સ્વગત) દુષ્ટો! પાપાચારીઓ ! હા—હા—હા !

**જોઇતા** : અરે પેલો તમારો પરમેશ્વર જાણશે તો—

**કમળી** : અરે તેની વાત છોડોની !—એ શું જાણવાના હતા ?

**ધીરજલાલ** : (બહાર આવીને રડતે રાગે) શું જાણવાના હતા ! હાય ! હાય ! મારા શુદ્ધ સંસ્કારો—

**જોઇતા** : ઓ મારા બાપ !

**કમળી** : (દોડી જવા જાય છે.) ઓ મારી મા—

**સવિતા** : (દાદર ઉપરથી મોટે ઘાંટે) મુઆ! પાપી ! ખબરદાર મારા શરીરને અડકયો છે તો!

[સવિતા ધડબડ ધડબડ દાદર ઉતરે છે પાછળ હરકીસનદાસ ઉતાવળથી ઉતરવા જાય છે. કમળી અંધારામાં દોડતી દાદર ચઢવા જાય છે પાછળ તેને ધીરજલાલ પકડવા જાય છે. ઝપાટાબંધ ઉતરતી સવિતા કમળી જોડે અથડાય છે ને બંને દાદર પરથી હેઠાં પડે છે ને પડતાં ધીરજલાલને પાડે છે. ]

**સવિતા** : (ચીસ પાડી) } ઓ મારી મા રે—
**કમળી** : „ } ઓ બાપ રે—
**ધીરજલાલ** : „ } ઓ મારા દેવ—

**હરકીસનદાસ** : ( નીશામાં ઉતાવળથી ઉતરે છે. તે ચીશો સાંભળી પગથીઉં ચુકે છે ને ત્રણે પર આવી પડે છે.) અરે ! સત્યાનાશ જાય રે તમારાં—

**જોઇતા** : અરે આ બધાંએ આજે માંડયું છે શું ?

[જોઇતો દીવાસળી ચેતાવી દીવો કરે છે. જેવો દીવો થાય છે કે સવિતા ભોંય પરથી ઉઠી બારણાં બહાર દોડી જાય છે. ને ભોંય પર હરકીસનદાસ ધીરજલાલ ને કમળી આંખ ચોળતાં દેખાય છે.]

**હરકીસનદાસ** : ( ધીરજલાલની સામું દાંતીઆં કરી) અત્યારે પણ આ ગતકડાં ! તું તે માણસ મુઓ છે કે ઢોર ?—

**ધીરજલાલ** : કાકા—

**હરકીસનદાસ** : ( ગુસ્સામાં ઉભા થતાં ) મર તું ને મરે તારો કાકો ! પણ પેલી નવી કયાં ગઈ ? ( બેબાકળાં બની ચારે તરફ જોઈ) કયાં ગઈ! નવી ! નવી! (ગભરાઇને ) ગઈ!

**જોઇતા** : શેઠ એ તો બહાર નાઠાં.

**હરકીસનદાસ** : (આમતેમ ફરતાં) ગઇ—ગઇ— ! જોઇતા પકડ. એને પકડ. બૈરીની બૈરી ગઇ ને ઉપર રુપીઆ પચ્ચીસ હજાર. તું પકડ. શું જુએ છે જોઈતા ?

[ જોઇતો બારણાં બહાર ઝપાટાબંધ જાય છે. શેઠ બારણામાંથી જુએ છે. ધીરજલાલ ને કમળી સામસામું જુએ છે. ]

**ધીરજલાલ :** દુષ્ટા ! મારું જીવન ભ્રષ્ટ કર્યું...મારો સંસાર અપવિત્ર કર્યો...મારા આદર્શોનો ભાંગીને ભુક્કો કર્યો—હા–

**કમળી :** (માથું ખજવાળતા રડતે રાગે) પણ મારું તો માથું ભાંગી ગયું તેનું કૈં !

**હરકીસનદાસ :** (એકદમ બીજાજથી પાછા ફરે છે) અરે તમારાં તે સત્યાનાશ જાય ! ગનકલા શાના કરી મરો છો ? મારી તો બૈરી નાસી ગઈ. (માથે હાથ દઈ બેસી જાય છે.) હું તો હતો તેવો વાંઢો થઈને રહ્યો રે મારા બાપ !

[ પડદો પડે છે. ]



## અંક ૪

[ સમય : ત્રણ મહિના પછીની એક સાંજ. સ્થળ: તેજ પરસાળ

બાજઠ ઉપર હરકીસનદાસશેઠની ખાલી પથારી છે ને તેની પાસે ભોંય પર પીકદાનની પડી છે. પાસે એક બે દવાની શીશીઓ પડી છે. ખંડમાં દુર્ગંધ પ્રસરી રહી છે.

ધીરજલાલ ગમગીન થઇ બેઠો છે. કમળી બે પ્યાલાં ચહાનાં લઈ ને આવે છે ને એક બાજઠ પર મુકે છે ને બીજું ધીરજલાલને ધરેછે]

**કમળી :** (મુંગે મોંઢે ધ્યાન ખેંચે છે.) ઉં–

**ધીરજલાલ :** (મુંગે મોંઢે જવાબ દે છે ને આંગળી વડે ભોંય બતાવે છે.) ઉં–

**કમળી :** (પતિએ અબોલા લીધા હોવાથી મોંઢાના ચાળા ને રીતભાતથી કરગરતાં ને પ્યાલો ધરતાં) ઉંહું હું–

**ધીરજલાલ :** (સખ્તાઇથી ડોકું ધુણાવતા) ઉંહું. (ભોંય પર ચહા મુકવાનું આંગળી વડે બતાવે છે.)

**કમળી :** (ભોંય પર પ્યાલો મુકી દઈ ને ડુસકાં ભરે છે) ઉં—ઉં—ઉં.

**ધીરજલાલ :** (ગાંભીર્યથી ઉંચું જોઈ ના કહે છે. ) ઉં હું—

**કમળી :** (ડુસકાં ભરતાં.) ઉં–ઉં–

**ધીરજલાલ :** ( સીલીંગ તરફ જોઇ ડોકું ધુણાવે છે.) ઉહું ! પરસ્પર્શથી અપવિત્ર–

**કમળી :** ( છેડા વડે આંસું લહોતાં ) હવે નહીં કરું.

**ધીરજલાલ :** (સીલીંગને સંબોધતાં) મારું શુદ્ધ–જીવન ભ્રષ્ટ થઇ ગયું !

**કમળી :** ( પગે લાગે છે. ) હવે નહીં કરું.

**ધીરજલાલ :** (એકદમ ઉંધો ફરી ) એક વખત કર્યું તો ખરું ને ? ઓ રામ !

[ હરકીસનદાસ ખાંસી ખાઇ લાકડી ટેકવી આવે છે. જોઇતો તેને જેમ તેમ ઉંચકી રાખે છે ને ચલાવે છે. તેનું શરીર તવાઇ ગયું છે ને આંખમાં કુવા પડ્યા છે. તે ઘણીજ મહેનતથી શ્વાસ લે છે.]

**હરકીસનદાસ :** ખોં—ખોં—પાછાં બે જણ બેઠાં. (શ્વાસ મહા મહેનતે લે છે.) બૈરી વિના ચાલતુંજ નથી. પાછાં–( ધીરજલાલ ખંચાઈ ઉભો થાય છે). બધાં મજાહ કરે છે. એકલો હુંજ નકામાં પડયો છું—તમારે બધાંને પાપે ! જોઇતા ! ગધેડા ! જોતો નથી ? મારી કેડમાં તારાં આંગળાં વાગે છે. ખોં—ખોં—ખોં. ધીરુ ! (ચાવીને) જોયાં શું કરે છે ? મારો હાથ ઝાલ. (જોઇતો ને ધીરજલાલ તેને જેમ તેમ કરી બાજઠ પર બેસાડે છે. હરકીસનદાસ લાકડી પાસે મુકી જીભ કાઢી હાંફે છે.) છાતીમાં સાળી ગુંચ આવે છે. ખોં—ખોં—

**ધીરજલાલ :** કાકા ! આ ચહા લેશો ?

**હરકીસનદાસ :** ચહા ! ચહા !(કચવાઇને) તારી બૈરી તો ચહા કરે છે કે કાવો ? (ચહા પીને) થુ–થુ–થુ કડવી કડવી ઝખ–લઈ જા. બાળો તમારાં મોં. (ચહાનો પ્યાલો ફેંકી દે છે ને ધીરજલાલ લઇને ઉંચો મુકે છે.)

**જોઇતો :** શેઠ ! તમે જરા રાબડી પીઓ. ગળે ઉતરશે.

**હરકીસનદાસ :** શું કપાળ તારા બાપનું ઉતરશે ? ભુખે તો મારા પેટમાં કુવા પડી

ચાલ્યા. પણ તમને કોઈને કંઈ છે ? બાઈ પીને મજાહ કરો છો.

જ્યોત્સ્ના : શેઠ ! બેસો. હું હમણાં રાબડી કરી લાવું. (જાય છે.)

ધીરજલાલ : કાકા ! જરા નીરાંતે સુઓ

હરકીસનદાસ : નીરાંતે સુઓ ! નીરાંત ! નીરાંત તે કેમ કરી રાખું ? હું તો મરવા પડયો છું.

ધીરજલાલ : અરે એમ શું બોલો છો કાકા ! એનો કાલે સવારે સારા થઈ જશો પણ—પણ પેલું વસીયતનામું—

હરકીસનદાસ : (કચવાઈને) હા તને તારી પડી છે કેમ ! લુચ્ચો—હરામખોર ! ખો—ખો—પણ હરામખોરો ! હું એમ મરવાનો નથી

ધીરજલાલ : કાકા ! હું તે ક્યાં કહું છું ? પણ એ ફાડી તો નાખો..

હરકીસનદાસ : હા એટલે તને ખપ મળે...

ધીરજલાલ : કાકા ! હું પણ તમારો છોકરોજ છું ને.

હરકીસનદાસ : છોકરો ! છોકરો ! તું મારો છોકરો ! મારો છોકરો હોય તો મને આમ મરવા દે !

ધીરજલાલ : કાકા ! એમ બોલો છો ? હું શું નથી કરતો !

હરકીસનદાસ : (શ્વાસ ભરાય છે ને ખાંસે છે.) શું નથી કરતો ! અરે મારા પેટમાં હોળી બળી છે તેની તને કંઈ ફીકર છે ? ખો—ખો.

ધીરજલાલ : પણ જોઈતો રાબડી કરવા ગયો છે ને.

હરકીસનદાસ : અરે રાબડીને શું ગરદન મારે છે ? હું તો બીજી ભુખે મરી ચાલ્યો.

ધીરજલાલ : બીજી ભુખ—

હરકીસનદાસ : (કચવાઈને) તું શું સમજે વેડીયા ડોળ ? મારો દીકરો હોત તો સમજત. હું એ ભુખે તો મરી ચાલ્યો...ખો—ખો.

ધીરજલાલ : પણ શાની ભુખ—

હરકીસનદાસ : હત મૂર્ખા ! એટલું સમજતો નથી !

ધીરજલાલ : પણ કાકા ! કહો તે લાવી આપું

હરકીસનદાસ : ધીરા ! લાવી આપશે કે સમજ્યો ?

ધીરજલાલ : પણ શું જોઈએ છે ?

હરકીસનદાસ : (ધીમેથી) બેટા ! આજે ચાળીસ વર્ષમાં છેલ્લો દોઢ મહીનો પહેલી વાર હું પથારીવશ થયો છું ખો—ખો—ને—ને—

ધીરજલાલ : ને—

હરકીસનદાસ : પહેલી વાર હેન કરવા મને .. મને હેન કરવા કોઈ હેમતબુંઈ નથી...

ધીરજલાલ : (ચમકીને) હેં !

હરકીસનદાસ : (કચવાઈને) તું વેડીઓ, મૂર્ખો, બાયલો એ શું સમજે ! (શ્વાસ ખાય છે.) ઘરમાં તારી કાકી નથી ને...બહાર જવાને— પગ નથી.. ને હું મરી ચાલ્યો.

ધીરજલાલ : અરે કાકા ! આ શું બોલો છો ? આટલી માંદગી છે ને !

હરકીસનદાસ : માંદગી ! (અકળાઈને) અરે આ એમને એમ હું મરી ચાલ્યો ને જોયા કરે છે—જોયા કરે છે ! (લાકડી પકડી) યાદ રાખ, હું પથારીમાં પડયો રહીશ પણ તને રઝળતો કરીશ. મારા પૈસામાંથી ફુટી બદામ

નહીં આપું. ચોર ! ( ચાળા પાડી ) આ શું બોલો છો ? (નિશ્ચાંત થઈ તકીએ અઢેલે છે. )

**ધીરજલાલ** : પણ કાકા—

**હરકીસનદાસ** : બેસ બાયલા—

**ધીરજલાલ** : પણ કાકા—

**હરકીસનદાસ** : જો ધીરા—

**ધીરજલાલ** : બોલો કાકા ! પણ તમારે તો અત્યારે ઇશ્વરભજન—

**હરકીસનદાસ** : ઇશ્વરભજન ! હું ઈશ્વરભજન કરું ? કરની તું ભગતડા ! મને દુ:ખજ દેવું છે તારે ?—

**ધીરજલાલ** : પણ તમારી ઉમરે—આ સ્થિતિમાં ?

**હરકીસનદાસ** : બાળ તારું મોઢું !...હું તો તારા જેવા પાંચને પુરો પડું એમ છું... અત્યારે તારી કાકી હોત—

**ધીરજલાલ** : ( દયામણે મોંઢે ) પણ નથી તે હું શું કરું ?

**હરકીસનદાસ** : ( કચવાઇને ) તને સુઝતું નથી...અરે આજે બે મહીના થયાં તો કોઈનું ગાયન પણ સાંભળ્યું નથી, કોઇનો આદાબ ઝીલ્યો નથી—

**ધીરજલાલ** : પણ-પણ—કોઇને...હું લઈ આવું...હું...પણ—આપણો ધર્મ—નીતિ... આચાર...

**હરકીસનદાસ** : અરે એ તો પોથીમાંના રીંગણાં...મારા બાયજીમા ! ( એકદમ નરમ થઇ જઈ) ધીરુ ! એ ધીરુ !...આટલું માન... એક વખત—

**ધીરજલાલ** : પણ કોને ?

**હરકીસનદાસ** : ( ધીમેથી ) કોઇને... ( કરગરીને ) એક વખત તો ફરી ગાયન સંભળાવ...મને એથી શાતા વળશે...ધીરુ !... પેલું વીલ લાવ... હું ફાડી નાંખું...ખોં-ખોં-તારા નામનું કરું... પણ—

**ધીરજલાલ** : પણ કાકા! એવું કોણ મળે ?

**હરકીસનદાસ** : અરે બહુએ મળશે... અમદાવાદ શહેર શું બળીને રાખોડો થઈ ગયું છે ?

**ધીરજલાલ** : પણ કયાં જાઉં ? હું કોઇને ઓળખતો નથી !

**હરકીસનદાસ** : બાયલા—

**ધીરજલાલ** : પણ અહીંઆં—આપણા—

**હરકીસનદાસ** : (ગુસ્સે થઈ ) પણ—પણ પણ...તને બીજું કૈં સુઝતુંજ નથી...

**ધીરજલાલ** : પણ પોળ શું કહેશે ? લોક શું કહેશે ?...

**હરકીસનદાસ** : અત્યારે રાતના તારા બાપ બધા બેસીને જોયા કરતા હશે !

**ધીરજલાલ** : પણ આપણું ઘર—પવિત્ર

**હરકીસનદાસ** : અરે તારી પવિત્રાઈ પ' પુળો મુક—તને એક જંઈ નથી આપી જવાનો ...ઘોએલો મુળો ! ખોં—ખોં—

**ધીરજલાલ** :(નિરાશ થઈ) પણ ના કાકા! મારાથી એ અપવિત્ર કામ નહીં થાય ...અરે હું-હું-હું...આ કામ કરું ? મારા રામ ! મારા લક્ષ્મીનારાયણ !—જન્મધરી મેં કોઇનો નાચ જોયો નથી.

**જોઈતો** : (ખડીઓ લઈ આવી બેસે છે ને કાગળ હાથમાં લે છે.) ને બાકી બધા—

**હરકીસનદાસ** : બાકી બધા. જમનાછનાં માછલાંને દુધ—

**જોઈતો** : ( મનકમાં ) કેમ ધીરજભાઇ—

**ધીરજલાલ** : અરે જોઈતા ! શું કરું ?

**જોઈતો**: પિતૃભક્ત શ્રવણને યાદ કરો. બીજું શું ?

**હરકીસનદાસ** : જો એ લાવે તો તો પહેલું વીલ ફાડી નાંખું...બોલ, નહીં તો—

**ધીરજલાલ** : અરે લક્ષ્મીનારાયણ !-

**હરકીસનદાસ** : લખ જોઈતા !...લખ.

**ધીરજલાલ** : અરે પ્રભુ !

**જોઈતો** :લખું છું શેઠ! (લખવા માંડે છે.)

**ધીરજલાલ** : કાકા-

**હરકીસનદાસ** : કેમ ?

**ધીરજલાલ** : ( હાથ જોડીને કાંપતાં ) કાકા ! હું લઈ આવું છું, ભલે મારો જીવ જાય પણ તમારી આજ્ઞા—

**જોઈતો** : ખરી વાત છે. તમારા જેવા વકિલની આજ્ઞા લોપે તો પૃથ્વી રસાતાળ જાય.

**ધીરજલાલ** : પણ કેટલું પાપ !

**જોઈતો** : પણ કાકાની આજ્ઞા તોડવાનું પાપ !...

**હરકીસનદાસ** : (ગુસ્સાથી)અરે તું લખની!

**ધીરજલાલ** : કાકા ! હું જાઉં છું...પણ ક્યાં જાઉં ?

**જોઈતો** : અરે મારા ભાઇ ! તમે પણ શું ? ધીકાંટે—

**ધીરજલાલ** : ત્યારે તું ચાલની.

**જોઈતો** : ના; ભાઈસાહેબ ! કાકા તમારા શ્રવણપુણ્ય તમને મળે, ને ચૌદ લાખ મળવાનું સૌભાગ્ય તમારું થાય. મારે શું ?

**ધીરજલાલ** : જોઈતા ! તું પણ સ્વાર્થી થાય છે ?

**જોઈતો** : હું તો ધીરજભાઇ ! સ્વાર્થીજ જન્મ્યો છું. તમે જાઓ. અમારા નસીબમાં પુણ્ય લખાયાંજ નથી.

**ધીરજલાલ** : ( છેલ્લી પ્રાર્થના કરતાં ) કાકા માંડી /વાળોની.

**હરકીસનદાસ** : જોઇતા ! લખ-

**ધીરજલાલ** : કાકા ! જાઉં છું. જોઇતા! તું ડૉક્ટરને ત્યાંથી દવા લઇ આવજે.

**જોઇતો** : હું આ ચાલ્યો.(ઉઠે છે.)

**હરકીસનદાસ** : તો એટલી વાર હું જરા ઉંઘી જાઉં.

**જોઈતો**: હા કાકા ! જરા આરામ લેશો તો ઠીક થશે.

**હરકીસનદાસ** : ( હસે છે. ) જોઇતા ! તું તો મારો હીરો છે. આ મારા વીલમાં તને જરૂર પાંચપચાસ રુપીઆ વધારી આપીશ. ગયા વીલમાં એકસો પચીસ આવ્યા છે તેમાં એકસો સાઠ કરું તો રાજી થશેને ?—

**જોઇતો** : અરે બહુ થઈ ગયું, મારા અન્નદાતા !

**હરકીસનદાસ** : જાય છે કે ધીરા ! હજી ગયો નથી ?

**ધીરજલાલ** : આ ચાલ્યો. જોઇતા ! કોઈ ન મળે તો ?—

જોઈતી : અરે તમારા ઇશ્વર પર શ્રદ્ધા રાખો. દુનીઆમાં બહુએ રત્ન પડ્યાં છે. ગાડી લઇને જજો.

ધીરજલાલ : (જોઈતાને) કાકા ઉઠી જાય ને તું જાય ત્યારે એને અહીં આ બેસવાનું કહેજો. (જાય છે.)

જોઇતો : (સ્વગત) ચાલ્યા મારા શ્રવણના ધર્મધુરંધર શાગરીત (હરકીસનદાસને) કાકા ! હવે આ વીલ લખું કે રહેવા દઉં !

હરકીસનદાસ : (ખડખડ હસતા) અરે લખ્યું લખ્યું ! રહેવા દે. એમ વીલ થતા હશે! ખો–ખો. એ તો કાલે સારો થઇશ તો બીજી નથી આવડી. જોઈતા ! જન્માક્ષર જુવી ગયો ?

જોઈતો ; અરે શેઠ ! હું કેમ જુવુ ? જન્માક્ષરમાં ફીફાં ગુલે છે એ તો મારી નજર આગળ દેખાય છે.

હરકીસનદાસ , (સુવાની તૈયારી કરતા) છૂજવનો રહે, મારા જોઈતા ! (સુઈ જાય છે) દીવો કરતો જજે. (માથે ઓઢે ઓઢે છે)

જોઈતો : (દીવો કરી) આ નરકમાંથી હું ક્યારે છુટું !...પણ આ અવસ્થામાં આને કેમ મુકી જાઉં !...(તિરસ્કારથી હસીને) પાચ પચાસ રુપીઆનો વારસો પણ મળશે હા–હા પ્રભુએ એમને કુરસદના વખતે ઘડ્યા છે. (અંદરના ખંડ તરફ) કમળાબાજી ! બાજી ! હું ડાક્ટરને ત્યાં જાઉં છું. નવરા થાઓ એટલે અહીંઆં આવી બેસજો.

[ જોઇતો દવાની શીશી લઇ જાય છે. થોડી વારે હરકીસનદાસનાં નસકોરાં બોલે છે પછી કમળા આવે છે. ચારે તરફ જુએ છે ને દીવો સંકોરે છે. ]

કમળી : (સ્વગત) મારા બાપ ! નસકોરાં કેવા બોલે છે ? જાણે એંજીન ઉપડ્યો. (લુગડું સંકોરી પાટ પાસે બેસે છે.) બીક લાગે છે. (થોડેક દુર જઇ પુંઠ કરી કાનમાં આંગળાં ઘાલી બેસે છે.

ઉંહ ! ( તે કાને હાથ દે છે. એને ઝોકાં આવે છે. થોડી વારે ઉભા પગ પર માથું નાંખી તે ઉંઘી જાય છે. થોડીક પળો જાય છે. હરકીસનદાસ સળવળે છે ધીમે રહીને માથા પરનું ઓઢેલું ખસેડે છે ને ચારે તરફ જુએ છે. એની નજર કમળી પર પડે છે. એ પહેલા ચકિત થાય છે, પછી હસે છે, ગંભીર થાય છે,ફરીથી હસે છે. એના મોમાં પાણી આવે છે એ ડોકું ઉંચું કરે છે, ચારે તરફ જુએ છે, પાછું હસે છે ને જીભ વડે હોઠ ભીના કરે છે. એ બેઠા થવાનું કરે છે પણ લાકડી વગર થવાતુ નથી. તે એકાગ્રનયને કમળી સામું જોયાં કરે છ ને થોડી થોડી વારે તેના તરફ હાથ કરે છે ને પાછા લઈ લે છે. એના મોઢા પર લાલસાના અનેક ભાવો દેખાય છે. ઘણી વારે મહામહેનતે તે પાટ પરથી આડા થઈ સરે છે, થાકી જાય છે, શ્વાસ ખાય છે ને ખાસી રોકે છે. થોડી વાર તે શાન્ત પડી રહે છે. કમળી ઉંઘ્યા જ કરે છે. હરકીસનદાસ ભોંય પર સરીને કમળી પાસે આવે છે, ફરીથી થાકીને શ્વાસ ખાય છે. તેનું મોઢું વિકૃત ને ભયંકર થાય છે ને તે બે હાથે કમળીને બાઝવા જાય છે. કમળી ચમકીને ઉભી થઈ જાય છે. ]

કમળી : ઓ મારા બાપ રે ! ( તેના ધુમાડાનો ઝપકો છેડો હરકીસનદાસનાં હાથમાં

રહી જાય છે એટલે કમળીનાં માથા ને છાતી ઉપરથી લુગડું ખસી જાય છે. તે બેબાકળી ચારે તરફ જુએ છે. હરકીસનદાસ ભયંકર રીતે મલકાઈને હસે છે. ]

**હરકીસનદાસ :** ગભરા નહીં.

**કમળી :** ( રડતાં ને ગભરાતાં ) મુઓ!... છોડ !

**હરકીસનદાસ :** ( દાંતીઆં કરી ) નહીં છોડું. ( જરા ઉંચો થઇ બે હાથે લુગડું ખેંચે છે ને કમળી ચીસેચીસ પાડે છે. એકદમ તરણું ઉવડે છે ને નાયકણના વેશમાં ઘુમટો દેલી એક સ્ત્રી તથા ધીરજલાલ આવે છે. ધીરજલાલ હરકીસનદાસ ને કમળી ને જોઈ ચમકે છે. )

**ધીરજલાલ :** (ગભરાએલે અવાજે) અરે ! આ શું માંડયું છે ?

**કમળી :** (રડતાં) અરે આવો આવો! આ મુઓ તો મને—

**હરકીસનદાસ :** (ગાંડા જેવું હસતાં) હા હા. ધીરુ ! તું લાવ્યો ? (જીભ પટપટાવે છે.)

**ધીરજલાલ :** (રડતે અવાજે) અરે પણ કાકા ! આ ઘરમાં ને ઘરમાં—

**એક નાયકણ :** ( ઘુંમટો કાઢીને ભયંકર રીતે હસે છે. ) હા હા. શેઠ ! ઠીક કરો છો. ક્યાં નરકો !

[બધાં ફરે છે ને સવિતાને જોઈ સ્તબ્ધ થાય છે.]

**ધીરજલાલ :** કાકી !—

**કમળી :** સવિતા !—

**હરકીસનદાસ :** (કમળીનો છેડો છોડી હસીને બેઠો થાય છે.) નવી ! (હાથ ઘસી)નવી! નવી !

**સવિતા :** (ડોળા કાઢી) હા. પાપી !અધમ! તારી નવી. [જ્યોતિ બારણામાં આવે છે ને સવિતાને જોઇને સ્તબ્ધ બને છે. તેના હાથમાંથી દવાની શીશી પડી જાય છે.]

**જ્યોતિ :** સવિતાબા !

**સવિતા :** (ક્રૂરતાથી હસીને) હા જ્યોતિ! જો, જોતો જા ! આ તારા ધર્માત્માએ પ્રિયતમાને વેચી પારકી બનાવીને ઘર બહાર બજારુ થવા કાઢી ને તેને એ એના કાકાને રીઝવવા આ પચાસ રુપીએ લઈ આવ્યો ! ( ધીરજલાલને) પિતૃભક્તિ ને પતિભક્તિના બેરખાં, આ જો ! જો ! ચંડાળ ! નરક શોધવા તારે પરલોક જવું નહીં પડે.

**હરકીસનદાસ :** અરે સવિતા ! મારી નવી! સારું થયું તું આવી...આવ. મને તારા—(જોર કરી બેઠો થાય છે.)

**સવિતા :** ચુપ !

**હરકીસનદાસ :** (સવિતાને વળગવા જાય છે.) સવિતા !

**સવિતા :** ખબરદાર ! ( આઘી ખસે છે. પણ હરકીસનદાસ તેને વળગે છે. સવિતા તેને જોરથી દૂર ધકેલે છે. )

**હરકીસનદાસ :** નવી—વી—ઈ—(ચીસ પાડી પડે છે.)

**સવિતા :** જેવો જન્મ્યો તેવો ગર-કુતરા ! (ફરે છે.)

હરકીસનદાસ : એ—એ ! ( મોઢે ફીણ આવે છે ને ડોકી નાખી દે છે. )

જોઇતો : અરે ધીરજભાઈ! પાણી લાવો. ( દોડતો હરકીસનદાસને વળગી પડે છે. પણ તે ડોકી નાખી દઇ દેહ છોડે છે એટલે જોઇતો એને ખોળ પર નાખી ઉભો થઇ જાય છે. કમળી રડે છે )

ધીરજલાલ : ( ડોકી ધુણાવી ) શ્રી રામ શ્રી રામ-શ્રીરામ—

[ પાટ પર બેસી સવિતા હાથમા મોઢુ નાખે છે. જોઈતો હરકીસનદાસને સીધા કરી સુવાડે છે. થોડી વારે સવિતા હાથ મોઢા પરથી લઈ લે છે, લુગડું ઠીક કરે છે, ચારે તરફ જુએ છે ને જવા માડે છે ]

જોઇતો : (ઉઠીને પાસે જાય છે ) સવિતાબા કયા જાઓ છો ?

સવિતા : ( ગભીર અવાજે ) હુ આ નરકની નથી, મારે માટે બીજુ નરક છે—

જોઇતો : (દયામણી રીતે પાસે આવી) સવિતામા ! તમે આમ—

સવિતા : (કડવાશથી) હા, જોઇતા ! મારે તરેમ તો નરકજ છે. અહીંઆ નરકનો માલીક આ એક હતો—ત્યા અનેક હશે !

ધીરજલાલ : પણ કાકી—

સવિતા : (સખ્તાઈથી) કેમ શુ છે ?

ધીરજલાલ : પણ કાકાએ તમારે માટે વીલ કર્યુ છે તે તો તેવુ ને તેવુંજ રહ્યુ—

સવિતા : (ભયંકર રીતે હસીને) ધર્માત્મા ! એના પર પણ ધ્યાન ગયુ—અત્યારે ! જોઇતા ! એ વીલ ક્યાં છે !

જોઇતો : (ભંડારીઆમાથી કાઢે છે.) આ રહ્યુ.

સવિતા : (વીલ હાથમા લઇ) માગ શુકાનમા ! ગભરાશો નહીં. મારે તમારા કાકાનો પૈસો હરામ છે.

ધીરજલાલ : ( ગરીબાઇથી ) ત્યારે...વીલ ફાડી નાખો.

સવિતા : વીલ ફાડી નાખુ એટલે તુ માલીક થાય ! (વિચાર કરી) ના ધીરજલાલ ! તારા નશીબમા તો ડામ છે તેવોજ રહેશે. કાલે જોઇતા ! મારી પાસે આવજે. હું બધુ કમળીને લખી આપીશ ને અવતારભર ઢોંગી! તુ એની આગતી કરી પેટ ભરજે (જવા જાય છે ને ફરે છે ) ને જોઇતા ! તારા બસેં રૂપીઆ એ લીધા હતા તે કમળી આપી દેશે—

જોઇતો સવિતાબા !—

ધીરજલાલ : પણ એ રૂપીઆ તો મેં એની જમીન ને બળદ ઉપર એને આપ્યા હતા.

સવિતા ( સમજી ને ) જમીન ને બળદ !

ધીરજલાલ : હા. એના રાજમાં બે વીઘા ભોય—બળદ ને ગાય—

સવિતા : ( વિચારમા પડી ) રાજમા બે વીઘા ભોય—બળદ ને ગાય ! ( જોઇતા આસુ આસુનયને જુએ છે. )

જોઇતો : ( આસુ સાથે હાથ જોડે છે. ) સવિતાબા ! ઓ સવિતાબા !

સવિતા : ( હીંમતથી આસુ લુછે છે. ) જોઇતા ! જા, કોઇ સુલક્ષણી ને સ્નેહભરી છોકરીને

લઈ જજે ને–( ગળે ડુમો ભરાય છે. ) ને સુખી થજે.

જોઇતો : ( પગે પડી ) સવિતાબા!

સવિતા : (દીલગીરીથી) જોઈતા! થયું તે ન થયું થાય. (હસ્વાસથી) હું હવે ક્સબણ—

જોઇતો : ( સવિતાના પગ ઝાલી રડે છે. ) સવિતાબા! બા! તમારે તબલચી નથી જોઇતો ?

સવિતા : (રડી પડે છે.) જોઇતા! જોઈતા!

જોઇતો : સવિતાબા!

[ બંને જોઇ રહે છે.]

સવિતા : ( રડતે પગે ) તારી બે વીંધાં ભોંય, બળદ ને ગાય એક અભાગણીને પાપિણીને પાળશે ?

જોઇતો : એ તો ક્યારનાં વાટ જુએ છે!—

સવિતા : ( જોઇતાનો હાથ પકડી ) તો મારા તારણહાર!—ચાલ. ( બંને જાય છે. )

ધીરજલાલ : અરે રામ–રામ! અલી ઓ! તું શ્રીરામ શ્રીરામ કર. હું ઉંચકનાર લઈ આવું.

કમળી : શ્રીરામ! શ્રીરામ!

[ પડદો પડે છે. ]



આખ્યાનમાં નથી. પણ ચ્યવનના સહાયક તરીકે એનો ઉલ્લેખ વૈદિક સાહિત્યમાં મળે છે.

અવિભક્ત આત્મામાં વસિષ્ઠ અને અરુન્ધતી પૌરાણિક નામો છે, એ એનાં લગ્ન પણ પૌરાણિક હકીકત છે. અરુન્ધતી વસિષ્ઠને સાવિત્રીમાં પુરાણો પણ ગણે છે. આ સ્પૃહણીયપદ આ દંપતીએ શી રીતે મેળવ્યું એ શ્રી. મુનશીએ, પોતે કહે છે તેમ, કલ્પનાથી ઉભું કર્યું છે. આ નાટકમાં પ્રમાણમાં પૌરાણિક બનાવો ઓછા છે.

તર્પણમાં ઔર્વ, સગર, તાલજંઘ અને વીતિહોત્ર પૌરાણિક નામો છે. ઔર્વે તાલજંઘોનો નાશ કર્યો અને સગરને રાજ્ય અપાવ્યું એ પણ પૌરાણિક હકીકત છે.

અને પુત્ર સમોવડીમાં કચનું શુક્ર પાસે આવવું અસુરોએ કચને મારી નાખવો, શુક્રે દેવયાનીના આગ્રહથી ફરી કચને સજીવન કરવો. કચે આપેલો શાપ, દેવયાની અને શર્મિષ્ઠાનાં યયાતિ સાથે લગ્ન, યયાતિનું વૃદ્ધત્વ, પુરુએ કરેલો પિતાના વૃદ્ધત્વનો સ્વીકાર, યયાતિનું સ્વર્ગમાંથી પાછા પડવું, વગેરે નાટકમાં વર્ણવેલા ઘણાખરા પ્રસંગો મહાભારતમાં મળે છે, માત્ર મહાભારતમાં દેવયાની કચને વિનવે છે. પુત્ર સમોવડીમાં એથી ઉલટું વર્ણન છે. યયાતિ વૃષપર્વાને મારી નાંખીને સ્વર્ગમાંથી ફેંકે છે એ વાત પણ નવી છે.

ટૂંકામાં શ્રી. મુનશીએ પૌરાણિક બનાવોમાં બહુ થોડો ફેરફાર કર્યો છે અને ઘણું કરી આ નાટકોની ભાવનાને અથવા પાત્રોનાં પોતે સજીવ કરેલાં વ્યક્તિત્વને જે પ્રતિકૂળ હોય તે ફેરવ્યું છે. ખઈ પણ આવો ફેરફાર અને તેટલો ઓછો કરવાની ખાસ કાળજી રાખી છે એ પરિશિષ્ટમાં આપેલા આખ્યાનોના સાર સાથે નાટકોને સરખાવવાથી સ્પષ્ટ દેખાશે.

આ ઉપરાંત પાત્રોના વેષ, દેખાવ વગેરેનું વર્ણન, ભાષા, યજ્ઞાદિક્રિયાઓ, મન્ત્રોનો ઉપયોગ વગેરે ચિત્રને પૌરાણિક બનાવવામાં મદદ કરે છે.

ચિત્રને પૌરાણિક બનાવવાના હેતુથીજ પુરાણોક્ત પણ બુદ્ધિથી અગ્રાહ્ય અસંભવિત દેખાતી હકીકતો-મર્યા પછી પ્રાણીના પેટમાંથી પાછા સજીવન થઈને નીકળવું, વૃદ્ધે જુવાન થવું, વૃદ્ધાવસ્થાનું સંક્રમણ, દેવો સાથે સાક્ષાત સમાગમ, મંત્ર અને તપની અદ્ભુતશક્તિનો સ્વીકાર, શાપ અને વરદાનની સફળતાનો સ્વીકાર વગેરે માન્યતાઓનો નાટકોમાં સ્વીકાર કર્યો છે.

આ ઉપર ટૂંકામાં નોંધ્યું છે તે શિવાય આ નાટકોમાં જે કાંઈ છે તે શ્રી. મુનશીની કલ્પનાશક્તિ અને પ્રતિભાનું ફળ છે.

પૌરાણિક આખ્યાનોના હાડપિંજરમાં શ્રી. મુનશીએ કલ્પનાથી લોહી, માંસ, ચામડી વગેરે પૂરી સંપૂર્ણ શરીર બનાવ્યાં છે. અને આધુનિક ભાવનાઓ રૂપ આત્મા એ શરીરોમાં ઉતારીને નાટકોને સજીવ બનાવ્યાં છે. કવિવર કાલિદાસ કહે છે તેમ 'લોક ભિન્ન રુચિ' છે; પણ મને તો આ નાટકો સજીવ લાગે છે, બીજા શબ્દોમાં પૌરાણિક વસ્તુ અથવા પાત્રો જ લઈને શ્રી. મુનશીએ આ કળા કૃતિઓ રચી છે આ નાટકોમાં કળા અથવા શ્રી. મુનશી પોતે જેને સરસતા અને સચોટતા કહે છે તે છે. આ દેશના અર્વાચીન અને પ્રાચીન અથવા દુનીઆના સર્વ

બનાવવા ઇચ્છે છે અને પરિણામે વૃષપર્વા અને યયાતિ—અસુરો અને માનવો બેય સ્વર્ગને ખોઈ બેસે છે. એમ શ્રી. મુનશીએ અંક પાંચમામાં નિરૂપણ કર્યું છે. તેમાં આ દેશના હિંદુ-મુસલમાન ભાઇઓએ ઘણો બોધ લેવા જેવું છે.

આ દેશને સ્વતંત્ર કરવા માટે દેશજનોએ મુખ્યત્વે કયા ગુણો કેળવવા જોઇએ અને મેળવેલી સ્વતંત્રતા જાળવી રાખવા માટે કયા ગુણો આવશ્યક છે એનું ટુંકામાં આ નાટકમાં શ્રી. મુનશીએ સૂચન કર્યું છે.

આ પૌરાણિક નાટકોની ભાવના વિષે મને જે લાગ્યું તે ટુંકમાં ઉપર નોંધ્યું છે. વધારે તો સહૃદય વાંચનારે મૂળમાંજ શોધી લેવું.

આ નાટકોનું અવલોકન પુરૂં કરતાં એક વાત કહી દઉં કે એમાં ખામીઓ નથી એમ હું નથી કહેતો. શબ્દોની પસંદગી, વગેરે ભાષાનાં અંગો માટે શ્રી. મુનશી બહુ ચોક્કસ નથી એ પ્રસિદ્ધ છે. તેઓશ્રી નાનાલાલ કવિ પેઠે લાલિત્યવાળા શબ્દો પસંદ કરીને ઉપરા ઉપર નથી ખડકતા. મતલબ કે શ્રી. નાનાલાલનું લાલિત્યપૂર્ણ શબ્દબાહુલ્ય શ્રી. મુનશીમાં નથી, પણ મુનશી સચોટ અર્થવાળા થોડા શબ્દોથી સજીવચિત્ર ખડું કરવા પ્રયત્ન કરે છે. શબ્દબાહુલ્ય-લાલિત્યવાળા શબ્દોનું પણ બાહુલ્ય મને તો રૂચતું નથી.

નાટકની સંકલના જોઈએ તેટલી સુકલિત નથી. કવચિત્ શિથિલતા દેખાય છે. પાત્રોનાં વ્યક્તિત્વનું નિરૂપણ મુખ્ય પાત્રોના સંબંધમાં સારૂં છે પણ ગૌણ પાત્રોના વ્યક્તિત્વનું નિરૂપણ નબળું રહે છે. કળાકૃતિ તરીકે આવી કંઇક કંઇક ખામીઓ હોવા છતાં સમગ્ર ચિત્રની સજીવતા એજ શ્રી. મુનશીની કૃતિઓનું આકર્ષણ છે.

અંતમાં સ્વેચ્છાથી પરસ્પર નિષ્ઠાવાળાં અને અવિભક્ત આત્માનું દાંપત્યસુખ નિત્ય અનુભવતાં આ દેશનાં નિર્ભય અને અડગ સ્ત્રીપુરુષો પોતાના દેશની સ્વાધીનતા પોતાના પરાક્રમથીજ મેળવે અને સમગ્ર માનવજાત સાથે બંધુભાવનાભેર સહચાર સાધે એ આ નાટકોનું ધ્યેય સિદ્ધ થાય તો બીજું શું જોઇએ!



# પ્રાર્થનાનો સમય*

લેખકઃ

રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ.

દરરોજ પા અર્ધો કલાક વહેલી નિશાળે આવનારી મધુરી આજે બીજો ઘંટ વાગી ગયો છતાં નિશાળમાં આવેલી નહી હોવાથી બીજી શિક્ષિકાઓને તેમ મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને નવાઈ લાગી; અને તેના સંબંધમાં અનેક જાતના તર્કવિતર્કો થવા લાગ્યા. મધુરીની નાની બહેન લીલા તેજ શાળાના ઉપલા વર્ગમાં ભણતી હતી તે નિશાળે આવેલી હતી, તેથી "મધુરી બહેન હજી સુધી કેમ નિશાળે આવ્યા નથી?" "તે અહીંઆ છે કે બહાર ગામ ગયા છે?" "તેમની તબીયત તો સારી છે ને?" "તે આજે નિશાળે આવવાના છે કે નહિ?" એવા અનેક જાતના પ્રશ્નો તેને પુછવામાં આવ્યા પરંતુ તેના તરફથી કોઈ પણ જાતનો સંતોષકારક ખુલાસો મળી શક્યો નહી. થોડો વખત રાહ જોયા પછી શાળાની મુખ્ય શિક્ષિકાએ હુકમ બહાર પાડ્યો કે મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓએ માલતિના વર્ગની વિદ્યાર્થિનીઓ સાથે બેસવું અને બંને વર્ગો માલતિએ ચલાવવા. મુખ્ય શિક્ષિકાના હુકમનો અમલ કરવાને માલતિએ પોતાના વર્ગની એક વિદ્યાર્થિનીને નીચે જઈ મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને ઉપર બોલાવી લાવવા મોકલી. પરંતુ તેણે તરતજ પાછા આવી માલતિને કહ્યું "માલતિ બહેન, મધુરી બહેન તો આવી ગયાં છે"

મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓને બીજી કોઈ શિક્ષિકાના વર્ગમાં જઈ બેસવાનું બીલકુલ ગમતું નહોતું તેમ બીજી કોઈ શિક્ષિકા તેમનો વર્ગ લેવા આવે તે પણ તેમને પસંદ નહોતું. મધુરી નિશાળે આવવામાં બહુજ નિયમિત હોવાથી એવો પ્રસંગ કવચિતજ બનતો. આજે મધુરી બહેન આવેલા નથી તેથી આપણે માલતિ બહેનના વર્ગમાં બેસવાનું છે એ ખબર સાંભળી મધુરીના વર્ગની વિદ્યાર્થિનીઓ દીલગીર થઈ ગઈ એવામાં તેમણે દૂરથી મધુરીને આવતી જોઈ એટલે પક્ષીઓની માફક "મધુરી બહેન આવ્યા, મધુરી બહેન આવ્યા" એવો આનંદ કલ્લોલ તેમણે કરી મુક્યો અને મધુરીના આગમનને હર્ષથી વધાવી લીધું

શાળામાં માત્ર મધુરીનો વર્ગ પહેલે માળે બેસતો હતો. બીજા બધા વર્ગો બીજે માળે બેસતા હતા. શાળાનું કામ શરૂ કરતા પહેલાં

*Katharine Mansfield ની "The Singing Lesson" નામની વાર્તા ઉપરથી.

મુખ્ય શિક્ષિકાની ઓફીસમાં જઇ દરેક શિક્ષિકાએ તેને મળવું અને શિક્ષિકાઓના હાજરી પત્રકમાં પોતાનાં આવ્યાના વખતની નોંધ કરવી એવો શાળામાં નિયમ હતો, પણ મધુરી આજે બીલકુલ ઉપર ચઢી નહીં. તે સીધી પોતાના વર્ગના બારણા તરફ વળી. એવામાં ધબધબ કરતો અવાજ દાદર ઉપર સંભળાયો અને એક પળ વારમાં તો માલતિ મધુરીના વર્ગના ઓરડાના ઉમરા ઉપર આવીને ઉભી રહેલી દેખાઈ. પોતાના અવાજમાં કૃત્રિમ મીઠાશ આણી માલતિ બોલી, " કેમ છો ? મધુરી બહેન તબીઅત તો સારી છે ને ? આજે કેમ આટલું બધું મોડું થયું ?– પણ તમે આટલા બધા ધ્રુજો છો શા માટે ? અત્યારે કાંઇ શીઆળો નથી, ઉનાળો છે છતાં તમને ટાઢ વાય છે !" મધુરીએ કાંઇ ક્રોધની અને કાંઈ તિરસ્કારની દૃષ્ટિ માલતિ તરફ નાંખી અને પોતાના મોં ઉપર પરાણે હાસ્ય લાવવાનો પ્રયત્ન કરતાં કરતાં જવાબ દીધો, " મને આજે ટાઢની ધ્રુજારી આવે છે, તાવ ભરાય એમ લાગે છે." કાઇક અસભ્યતાથી માલતિએ મધુરીનો હાથ પકડયો અને બોલી, "ના, ના, તાવ જેવું તો કાંઇએ જણાતું નથી, તમારો હાથ તો ઠંડો બરફ જેવો છે. તમે ડરી ગયા હો એમ કેમ લાગો છો ? કાંઈ ના બનવા જેવો બનાવ તો નથી બન્યો ?" પારકાના કામમાં આવી રીતે માથું મારવાની અને વગર અધિકારે તેને આવો અસભ્ય પ્રશ્ન પુછવાની માલતિની આ ટેવ મધુરીને બીલકુલ ગમી નહીં, પણ સ્વભાવથીજ તે ક્ષમાશીલ અને વિવેકી હોવાથી તેણે જવાબ દીધો, "માલતિ બહેન ખાસ કાંઇ નથી." માલતિએ ડોકું ધુણાવ્યું અને બોલી, " મધુરી બહેન તમે શું કામ ખરી હકીકત છુપાવો છો ? તમે છુપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરો તો પણ તમારા ચહેરા ઉપરથીજ કોઈ પણ જાણી શકે એમ છે કે આજે કાંઇ એવું બન્યું કે છે તેનાથી તમે છેકજ ગભરાઈ ગયાં છો. " આમ ચીણગારી સળગાવી જેવી આવી તેવી ઝડપથી માલતિ ધબધબ કરતી દાદરો ચઢી ગઈ અને મેડા ઉપર પોતાના વર્ગમાં જઇ બેઠી. માલતિના છેલ્લા શબ્દો સાંભળી મધુરીના પેટમાં ફાળ પડી અને તે મનમાં બોલવા લાગી. " શું એને બધી વાતની ખબર પડી ગઇ હશે? ના, ના, એને તે શી રીતે ખબર પડે ? મારા અને ધનવંત વગર બીજું કોઈ એ વાત શી રીતે જાણી શકે ? આમાં માલતિનો તો હાથ નહીં હોય ? ના, ના, હું માલતિ ઉપર નકામી વહેમાઉ છું. માલતિ તો ધનવંતને ઓળખતીએ નહીં હોય, એનું પુરું નામ અને ઠેકાણું પણ એ જાણતી નહીં હોય, મોટા બહેનને પણ મેં હજી ધનવંતનું પુરું નામ તથા ઠેકાણું કહ્યાં નથી તો માલતિ તે કયાંથી જાણે ? લીલાને ફોસલાવી એની પાસેથી બધી વાત જાણી લઇ માલતિએ આ તોફાન તો નહીં કર્યું હોય ? ના, ના, હું માલતિને બહુ અન્યાય કરું છું. મારા સુખમાં માલતિ શું કામ આડે આવે ! મારી અને તેની નાત જાત તદ્દન જુદી છે. માલતિને મારા લગ્ન સાથે શું સંબંધ હોય કે તેમાં તે વિઘ્ન નાંખે ? " આવા આવા અનેક જાતના તર્ક વિતર્કો મધુરી પોતાના મન સાથે કરવા લાગી.

મધુરી અને માલતિ બન્ને એકજ શાળામાં શિક્ષિકાઓ હતી, બન્નેની ઉમ્મર પણ લગભગ સરખીજ હતી પરંતુ બન્નેમાં આસમાન જમીન જેટલો તફાવત હતો. મધુરી સીધી, સરળ અને નિષ્કપટી હતી. તેનું હૃદય સ્વાભાવિક રીતે પ્રેમાળ હતું, અને તે બીજા બધાને એવુંજ સમજતી હતી કે બધા તેને શુદ્ધ પ્રેમથી ચહાય છે. તેનો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો. તેનું મોં હમેશાં હસતુંજ રહેતું. પરમેશ્વરે તેને એક આદર્શ શિક્ષિકા થવાને સરજી હોય એમ જણાતું હતું. બાળકો ઉપર તેને અજબ પ્રેમ હતો, અને બાળકો પણ તેને એટલાજ પ્રેમથી ચાહતાં હતાં. તેને જે કામ સોંપવામાં આવતું હતું તે તે આનંદ અને ઉમંગથી કરતી હતી. તેના આ ગુણોને લીધે તે બધાને અત્યંત પ્રિય થઈ પડી હતી. માલતિથી મધુરીની આ લોકપ્રિયતા સહન થઈ શકતી નહોતી. માલતિ મધુરી કરતાં ચાર પાંચ વર્ષ પહેલાં નોકરીમાં જોડાઈ હતી. શરૂઆતમાં એક શિક્ષિકા તરીકે તેણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને કેટલેક અંશે તે લોકપ્રિય પણ હતી પણ જેવી રીતે ચંદ્રના ઉગ્યા પછી તારાઓનું તેજ ઝાંખું પડી જાય છે તેવી રીતે મધુરીના આવ્યા પછી માલતિની કીર્તિ ઝાંખી પડી ગઈ હતી. આથી માલતિના હૃદયમાં મધુરી પ્રત્યે ઈર્ષ્યાનો દાવાનળ સળગી ઉઠ્યો હતો. મધુરીને કેમ હલકી પાડવી, તેની કીર્તિને કેવી રીતે કલંક લગાડવું એજ હવે માલતિના જીવનનું મુખ્ય કાર્ય થઈ પડ્યું હતું. તેથી તે વખતો વખત મધુરીની નિંદા કરતી હતી અને તેના સંબંધમાં અનેક જાતની ખરી ખોટી વાતો ફેલાવતી હતી. માલતિ મારી અદેખાઈ કરે છે, મને વગોવે છે એવી વાતો મધુરી પાસે પણ કોઈ કોઈ વખતે આવતી હતી ખરી. આથી મધુરીને માલતિ ઉપર ક્ષણ વાર ક્રોધ પણ ચઢતો હતો પણ તેનું મન મોટું હતું અને તેનો સ્વભાવ ઉદાર હતો તેથી તરતજ તે બધું ભુલી જતી અને કોઈ પણ જાતના કપટ વગર માલતિની સાથે નિર્દોષ વ્યવહાર રાખે જતી હતી.

મધુરી આજે નિશાળે આવી હતી ખરી પણ તેનો હમેશનો આનંદ અને ઉત્સાહ આજે કોણ જાણે ક્યાં જતો રહ્યો હતો! તેના ચહેરા ઉપર નિરાશા–ઘોર નિરાશાની છાયા પ્રસરી રહી સ્પષ્ટ દેખાઈ આવતી હતી. તેના કોમળ હૃદયમાં કોઈએ તિક્ષ્ણ ખંજર ભોંકી દીધું હોય અને તેના કારી ઘાથી તેનું હૃદય ચીરાઈ જતું હોય એમ જણાતું હતું. તેનું ચિત્ત આજે બીલકુલ સ્વસ્થ નહોતું. તેના મગજમાં તો અનેક જાતની ગડમથલ ચાલી રહેલી હતી. માલતિના ગયા પછી તે એક યંત્રની માફક પોતાના વર્ગમાં પેઠી અને ખુરશી ઉપર જઈ બેઠી. જેવી તે ખુરશી ઉપર બેઠી કે તરતજ તેની માનીતી શિષ્યા ચંદ્રકાન્તાએ ટેબલ પાસે આવી ટેબલ ઉપર આઠ દસ ગુલાબના સુંદર ફુલો મુક્યાં અને મોં ઉપર સ્મિત લાવી મધુરીને નમન કર્યું. દરરોજ જ્યારે દિવસની શરૂઆતમાં મધુરી પોતાના વર્ગમાં પ્રવેશ કરી ખુરશી ઉપર બેસે કે તરતજ ચંદ્રકાન્તા ટેબલ ઉપર સુંદર ગુલાબના પુષ્પો મુકી જાય અને પોતાની પ્રિય શિક્ષિકાને હસતે મુખે નમન કરી પોતાની જગ્યાએ બેસી

જાય. કેટલાએ મહીના થયાં મધુરીના વર્ગનો આ નિત્યનો કાર્યક્રમ થઇ પડયો હતો. મધુરી પણ હંમેશાં હસતે મુખે ચંદ્રકાંતાની ભેટ સ્વીકારે અને સામું તેને નમન કરે. આનંદથી એક બે ફુલો ઉપાડી તેની સુવાસ પોતે લે અને બાકીના ફુલોમાંથી એક ચંદ્રકાંતાને આપે અને બીજાં ફુલો વર્ગની ગમે તે બાળાઓને વહેંચી દે. જેવી મધુરી ફુલો વહેંચવા ખુરસી ઉપરથી ઉભી થાય કે "મધુરી બહેન, આજ તો મને એક ફુલ આપો" એવી આનંદગર્જના વર્ગમાં ચોમેર ગાજી રહે. મધુરી હસતી હસતી ફુલો વહેંચતી જાય અને વચમાં વચમાં નાક ઉપર આંગળી મુકી વિદ્યાર્થિનીઓને શાંત રહેવાનો હુકમ કરતી જાય. પરંતુ આજે કોણ જાણે શાથી મધુરી ફુલોને અડકી પણ નહીં ચંદ્રકાંતાના હોંસ ભરેલા નમનનો "ચંદ્રકાંતા, બહુજ ઉપકાર થયો." એટલા ઠંડા અને લાગણી વગરના શબ્દોમાં તેણે જવાબ વાળ્યો. મધુરીની આજની આવી રીતભાતથી તેના વર્ગની છોકરીઓના ચહેરા ઉપર પણ ગ્લાનિ પ્રસરી રહી. ચંદ્રકાંતાને તો બહુજ માઠું લાગ્યું. તેનું મોં ઉતરી ગયું. તે રડું રડું થઇ રહી અને મહા મહેનતે તે આંખના આંસુ ખાળી શકી. મધુરીએ તે જોયું પણ ખરું. પણ તેણે તેની બીલકુલ પરવા કરી નહીં. જ્યારે પોતાનુંજ હૃદય દુઃખથી ચીરાઈ જતું હોય તે વખતે ચંદ્રકાંતાનાં આંસુની મધુરી શી રીતે દરકાર કરી શકે ? એકજ કાગળે આજે મધુરીનું હૃદય ચીરી નાંખ્યું હતું. રોજના રીવાજ મુજબ આજે પણ મધુરી આનંદી અને પ્રફુલિત હૃદયે ઘેરથી નિશાળે જવા નીકળી હતી. ઘરના બારણા આગળજ ટપાલવાળાએ તેના હાથમાં એક કાગળ આપ્યો. પાકીટ ઉપરના અક્ષર જોઈ મધુરીનું હૈયું હર્ષથી થનથનાટ કરવા લાગ્યું. પાકીટ ઉઘાડતાં પહેલાં મધુરીએ કાગળને અત્યંત ઉમળકાથી પોતાની છાતી સાથે ચાંપ્યો અને મનમાં બોલવા લાગી, "ધનવંત કાગળ લખવામાં બહુજ નિયમિત છે. સરનામા ઉપર પણ સુંદર અક્ષર લખવામાં તે કેટલી બધી કાળજી રાખે છે ? પ્રમાણમાં હું તેને બેદરકાર અને અનિયમિત લાગતી હોઇશ." કાંઇક બેદરકારીથી તેણે રસ્તામાંજ ધીમે ધીમે પાકીટના છેડા ઉપરની કોર ફાડી તેમાંથી કાગળ કાઢયો. તે વખતે બીચારી મધુરીને ભાગ્યેજ ખ્યાલ આવ્યો હશે કે જે કાગળનું આગમન તેણે આટલા બધા આનંદથી વધાવી લીધું હતું તેજ કાગળ તેના દુઃખનું કારણ થઇ પડશે. કાગળ વાંચતાંજ તેની આંખે અંધારા આવી ગયાં તેને તમ્મર આવવા લાગી અને તેનાથી સ્થિર ઉભાં પણ રહી શકાયું નહીં. આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યા. મધુરીના ઘરથી નિશાળે જતાં રસ્તામાં એક બાગ આવતો હતો. મધુરી સીધી નિશાળે ના જતાં બાગમાં પેઠી. એકાંતે એક બેંચ ઉપર બેઠી અને નીરાંતે કાગળ વાંચવા માંડયો. કાગળ એક વાર વાંચ્યો, બે વાર વાંચ્યો, ત્રણ વાર વાંચ્યો, ચાર વાર વાંચ્યો. પાંચ વાર વાંચ્યો, જેમ જેમ તે કાગળ વાંચતી જાય તેમ તેમ તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેતા જાય. પાછો કલાક પછી તે કાંઇક શાંત થઇ. બાગમાં આવેલા નળે જઈ તેણે પોતાની આંખો તથા મોં ધોયાં. કબજાના ગજવામાં કાગળ મુકી દીધો અને

અત્યંત દુઃખ અને નિરાશાથી ગીતાના હૃદયે તે નિરાશા તરફ વળી.

છોકરીઓ મંદ સ્વરે એક બીજાના કાનમાં વાતો કરવા લાગી. છોકરીઓના અવાજથી મધુરી પોતાની સ્વપ્નવત્ સ્થિતિમાંથી જાગ્રત થઈ. રોજની માફક હસ્તે મોઢે અને પ્રેમાળ શબ્દોથી નહીં પણ નિરાશાભરેલા અને દુઃખમય સ્વરે તે બોલી, "ચાલો આપણે પ્રાર્થના શરૂ કરીએ. તમે બધા શાંત થઈ જાઓ. ગીતોની ચોપડી ઉઘાડો પાનું ૧૫ મું કાઢો. ચંદ્રકાન્તા, તું હારમોનીઅમ ઉપર બેસ, ચાલો ગીત શરૂ કરો." "ચિંતા ન કર રે, ચિંતા ન કર રે અચિંત રહો રે...મન" છોકરીઓને આ ગીત બીલકુલ પસંદ પડયું નહીં. "પ્રાર્થના વખતે મધુરી બહેન આજે આપણી પાસે આવું ગીત કેમ ગવડાવતા હશે?" એવો પ્રશ્ન છોકરીઓ એક બીજાને મોઢે મોંઢે પુછવા લાગી પોતાના પ્રાણ કરતાં પણ વહાલી મધુરી બહેન આજે અત્યંત શોકમાં છે તે તો આ ચકોર છોકરીઓ ક્યારનીએ જાણી ગઈ હતી. તેમણે પોતાની વહાલી મધુરી બહેનની આંખમાંથી આંસુ નીકળતા પણ જોયાં હતાં, તેથી આ ગીતની અયોગ્યતા વીશે કોઈએ મધુરીને એક શબ્દ પણ કહ્યો નહીં તેમણે પણ નિરાશાભરેલા સ્વરે ગાવા માંડયું

"ચિંતા ન કરરે, ચિંતા ન કરરે–
અચિંત રહોરે.. મન

પણ મધુરીનું ચિત્ત આજે ગીત ઉપર બીલકુલ ચોટતું ન હોતું. તેણે કબાટના ખાનામાંથી કાગળ કાઢયો અને મનમાં વાંચવા લાગી " લાંબો વિચાર કરતાં મને એમ લાગે છે કે આપણે લગ્ન કરીશું તો મોટામાં મોટી ભૂલ કરીશું. આનો અર્થ તું એમ ના સમજતી કે મારો તારા ઉપર પ્રેમ નથી. આ જગતમાં કોઈ પણ પુરુષ એક સ્ત્રીને જેટલા પ્રેમથી ચાહી શકે તેટલા પ્રેમથી હું તને ચાહું છું. પણ હું હવે એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મારે લગ્ન કરી સંસારમાં પડવું નહીં. લગ્નનો વિચારજ મને"—આ ઠેકાણે 'કમકમાટ ઉપજાવે એવો' એ શબ્દો છેકી નાંખ્યા હતા અને તેને બદલે 'ભૂલ ભરેલો લાગે છે.' એ શબ્દો લખેલા હતા પણ છેકી નાંખેલા શબ્દો સ્પષ્ટ વાંચી શકાતા હતા. "આ શું! મારો ધનવંત મને આવી રીતે લખે છે?" કેમ, છોકરીઓ ગાતાં ગાતાં કેમ અટકી પડયા? ચાલો ગાવા માંડો.

"ચિંતા ન કરરે, ચિંતા ન કરરે,
અચિંત રહોરે......મન.
દેવગા તુજકો......પેદા કરનહાર—ચિંતા.
દાંત નૂંદી, ઉન નૂંદી,
જલ નૂંદી, સ્થલ નૂંદી.
નૈયા હમારી......પાર કરનહાર—ચિંતા.

વળી પાછો મધુરીએ ખજવામાંથી કાગળ કાઢયો અને વિચારના વમળમાં પડી "લાંબો વિચાર કરતાં મને એમ લાગે છે કે આપણે લગ્ન કરીશું તો મોટામાં મોટી ભૂલ કરીશું" આવું ભૂત ધનવંતના મગજમાં કેવી રીતે ભરાઈ ગયું? એનો છેલ્લો કાગળ તો પ્રેમના ઉદ્ગારોથી ભરપુર હતો તેમાં તો તેણે મને લખ્યું હતું કે "આપણા પુસ્તકો મુકવાને મેં સાગનું એક સુંદર બુકકેસ ખરીદ કર્યું છે. મારી ટોપી સાફ કરવાને મેં ત્રણ જુદી જુદી જાતના બ્રશો ખરીદ

કર્યાં છે. "અશોનો વિચાર આવતાં દુ:ખમાં હોવા છતાં પણ મધુરીના મોં ઉપર આછું સ્મિત પ્રગટયું અને તે મનમાં બોલી ઉઠી, " ધનવંત કેટલો બધો વરણાગીઓ છે! ટોપી સાફ કરવાને ત્રણ જુદી જુદી જાતના બ્રશોની વળી શી જરૂર છે?—કેમ છોકરીઓ, વળી પાછી અટકી પડી? ચાલો, ગાવાનું શરુ કરો.

"ચિંતા, ન કરરે, ચિંતા ન કરરે,
અચિંત રહોરે......મન.

વળી પાછી તે વિચારસૃષ્ટિમાં પેઠી. એક કાગળમાં ધનવંતે મને લખ્યું હતું કે રાતના મારાથી બીલકુલ વંચાતું નથી. હેડ માસ્તરની વહુ રોજ અને રાતના તેમને ઘેર જમવાનું નોતરૂં દે છે અને ત્યાં મારે રાતના દસ વાગતાં સુધી રોકાઈ રહેવું પડે છે. હેડ માસ્તરની વહુને મારાથી ના કેમ પાડી શકાય? હું હાલમાં તાજે જ નોકરીમાં દાખલ થયો છું. તેથી હેડ માસ્તરની વહુ પ્રત્યે અસભ્યતા બતાવવાનું મને કેમ પાલવે?" હેડ માસ્તરની વહુનો આમાં હાથ તો નહીં હોય? પોતાની કોઈ નાની બ્હેન, ભાણજી કે ભત્રીજી સાથે ધનવંતને પરણાવી દેવાની તે ગોઠવણ તો નહીં કરતી હોય? ના, ના, એમ તો હોયજ નહિં. નિર્મળા જેવી સ્ત્રીના પ્રેમને ઠેલી તે મારી સાથે લગ્ન કરવા તૈયાર થયો. તે હવે બીજી કોઇ સ્ત્રીથી લોભાયજ નહીં. તે દહાડે તેણે મને હસતાં હસતાં શું કહ્યું હતું—"મધુરી, નિર્મળા ભલે તારા કરતાં વધારે ભણેલી હોય, પૈસાદાર હોય, પણ તારાં નામ પ્રમાણે તારામાં જે માધુર્ય છે તેવું જગતની બીજી કોઇ પણ સ્ત્રીમાં નહીં હોય, તું એટલી બધી સરળ અને નિષ્કપટી છે કે હરકોઇ તારા ઉપર પ્રેમ કરે અને જે પુરુષ તારા જેવી આનંદી અને હસમુખી સ્ત્રી સાથે લગ્ન કરે તે પુરુષ પછી તે ગમે તેટલો ગરીબ હોય તો પણ તેનું આખું જીવન આનંદમાંજ પસાર થાય." આવા આવા મીઠા અને પ્રેમાળ શબ્દો બોલનાર મારો ધનવંત આજે મને આ કાગળમાં શું લખે છે? હું એના અક્ષર બરોબર ઓળખતી ના હોઉં તો આ કાગળ એનો લખેલો છે એ વાતજ હું કદી પણ માનુ નહિં."..."કેમ છોકરીઓ, વળી પાછું ગાવાનું બંધ કર્યું? એને એ ગીત ફરી ફરી ગાઓ, હું ના ગાતી હોઉં તો પણ તમારે તો તે ગાયાંજ કરવું:—"ધનવંત શું લખે છે? લગ્નનો વિચારજ મને કમકમાટ ઉપજાવે એવો લાગે છે. અણે એ શબ્દો ભલે પાછળથી છેકી નાંખ્યા હોય–તોએ શું થઇ ગયું? મારી સાથેનું લગ્ન શાથી એને કમકમાટ ઉપજાવે છે? ઓ મારા વહાલા ધનવંત, હું મોજશોખ, ભોગ-વિલાસ કે પૈસાની ભૂખી નથી. તું નિરંતર મને લાડ લડાવ્યા કરે એવી પણ હું ઇચ્છા રાખતી નથી. હું તો માત્ર એટલીજ માંગણી કરૂં છું કે તું મારા ઉપર પ્રેમ રાખતો રહેજે, મારા ઉપર તું થોડો પણ પ્રેમ રાખીશ તો એટલાથી પણ મને સંતોષ રહેશે. તું બીજી સ્ત્રીઓ સાથે નિર્દોષતાથી હસીશ, બોલીશ અથવા તો હરીશ ફરીશ તો એના હું કદી પણ અદેખાઈ કરીશ નહીં, હું પણ બીજા પુરુષો સાથે એવી રીતે નિર્દોષતાથી હસીશ, વાતચીત કરીશ, હરવા ફરવા જઇશ તેમાં તારે પણ કોઈ પણ જાતનો વાંધો લેવો નહીં. આ બાબત તો

આપણી બેની વચ્ચે કમારનીએ નક્કી થઈ ગઈ છે. તેં મને તે દિવસે કહ્યું હતું કે "મધુરી, મારો સ્વભાવ મળતાવડો અને ઓચ્છવપ્રિય હોવાથી મારે ઘણા સ્ત્રી મિત્રો છે. તેઓ આપણે ઘેર મને મળવા આવે મારી સાથે હસીને વાતચીત કરે તેમની સાથે હું ફરવા જાઉં તેમાં તારે વાંધો લેવો નહીં અને મારા ઉપર કોઈ પણ જાતની શંકા લાવવી નહીં. તારા પુરુષ મિત્રો આપણે ઘેર તને મળવા આવશે, તું એમની સાથે હસીને વાતચીત કરીશ અથવા તો હરવા ફરવા જઈશ તેની સામે હું પણ બીલકુલ વાંધો લઈશ નહીં અને તારા ઉપર કોઈ પણ જાતની શંકા લાવીશ નહીં." તે વખતે મેં તને નહોતું કહ્યું "ધનવંત, આ તું શું બોલે છે? હું બીજી સ્ત્રીઓ જેવી ટુંકી દૃષ્ટિ વાળી તેમ વ્હેમી કે અદેખી નથી આમ સહેજસાજમાં એક બીજાની વફાદારી ઉપર આપણે શંકા લાવીએ તો આપણો પ્રેમ કેવો? આખી દુનીઆ આવી મને કહે કે મારો ધનવંત મારા પ્રત્યે બીન વફાદાર છે તો પણ એક પળ વાર પણ હું એ માનું નહીં." તે વખતે તેં પણ મને નહોતું કહ્યું કે "મધુરી, તું તારા પુરુષ મિત્રો સાથે હસીને વાતચીત કરશે અથવા હરશે ફરશે તેમાં મારે વાંધો નથી? આકાશ પાતાળ એક થઈ જાય, અને ભયંકર જળ પ્રલયથી આખી દુનીઆ ડુબી જાય તો પણ મારી મધુરીની પવિત્રતા ઉપર હું એક પળ વાર પણ શંકા લાવી શકું નહીં." એજ વખત તેં મને કહ્યું હતું કે "મધુરી હું કોઈ પણ દિવસ તારા કાગળો ફોડીને વાંચીશ નહીં—તું પણ મારા કાગળો ફોડીને વાંચજે " તે વખતે મેં તને જવાબ દીધો હતો કે 'ના હું પણ કોઈ દિવસ તારા કાગળો ફોડીને વાંચીશ નહીં. પતિપત્ની વચ્ચે પણ શિષ્ટાચારનો આ નિયમ તો પળાવવો જ જોઇએ. એમાંથી કોઇએ પણ એક બીજાના ખાનગી પત્રો કદી પણ ફોડીને વાંચવા નહિં"—આવી આવી ઘણી બાબતોના તો આપણે પહેલેથી જ ખુલાસા કરી દીધેલા છે, તો પછી તને વાંકુ શું પડ્યું? તું મને આવો કાગળ કેમ લખે છે? જરૂર મારા ધનવંતને કાંઇ ચિત્તભ્રમ થયો હશે, તે એક જાતની ભયંકર માનસિક માંદગીથી પીડાતો હોવો જોઇએ, નહીં તો મારો ધનવંત કદી પણ મને આવો કાગળ લખેજ નહીં. પણ એના આ કાગળનો અર્થ શો? અર્થ તો એટલો જ થાય કે અમારો વિવાહ તુટયો!' હાય, હાય, મારો અને ધનવંતનો વિવાહ તુટયો! લગ્ન સુખના મારાં બધાં સ્વપ્નાઓ નષ્ટ થઈ ગયાં! હવે હું બધાને શું મોં બતાવીશ? આ વાત તે કેટલાં દિવસ સુધી છાની રાખી શકાશે? લોકો અમારો વિવાહ તુટવાના અનેક કારણો ઠોકી બેસાડશે. પેલી માલતિ તો આ વાત સાંભળી હર્ષઘેલી થઈ જશે. મોટા બ્હેનને હું શું મોં બતાવીશ? એમણે તો મને લગ્ન ના કરવાની જ સલાહ આપી હતી પણ મેં તે માન્ય કરી નહીં. મારા માબાપને પણ હું શું મોં બતાવીશ? આ વાત મારાથી તેમને કેવી રીતે કહી શકાશે? આ મારા વર્ગની છોકરીઓ પણ મારે માટે શું ધારશે? બીજાં બધાં પણ શું ધારશે? મારાથી હવે અહીંઆં કેવી રીતે રહી શકાશે?

પ્રેમનો શો ખ્યાલ હોય ? એવું સમજી તેણે મોટાં બહેનના બોલવા ઉપર બીલકુલ પણ લક્ષ આપ્યું નહીં. તે તો આનંદમાં ને આનંદમાં એકદમ દાદરો ઉતરી પોતાના વર્ગમા દોડી ગઈ.

"ચાલો છોકરીઓ, આજે આપણે બીલકુલ પણ કામ કર્યા વગર ઘણો સમય નકામો ગાળી નાખ્યો છે. તેથી મોટાં બહેન આપણા બધા ઉપર નારાજ થયાં છે. માટે આપણે નકામા ગાળેલા વખતનું સાટું વાળી નાખવું જોઇએ. ચાલો પહેલાં તો આપણે અંત્યંત પ્રેમથી પ્રભુની પ્રાર્થના કરીએ. પેલું ગીત તમને ના પસંદ હોય તો ચાલો આપણે બીજું ગીત ગાઇએ. ગીતોની ચોપડી ઉઘાડો. પાનું ૧૦૭ પ્રાર્થના ૧૫મી ચાલો હું જ આજે તો હારમોનીઅમ ઉપર બેસી ગીત ઉપાડું છું.

"જય સુખદાયક ! જય દુઃખ હારક !
જય વરદાયક ! વિશ્વ વિધાતા !
જય જગ કારણ ! જય જગ ધારણ !
જય જગ તારણ ! જય જગ જાત્રા !
જય ગુણ કારક ! જય જગ હારક !
દોષ નિવારક ! ઈશ અજાતા !
જય વિશ્વેશ્વર ! જય પરમેશ્વર !
છો દીનેશ્વર ! જય મતિ દાતા !

મધુરીને આમ આનંદ અને ઉલ્લાસથી ગાતી જોઇ છોકરીઓમાં પણ એકદમ આનંદ અને ઉલ્લાસ આવી ગયો. અને તેઓએ તાનમાં આવી જઇ મોટા ઘાંટા પાડી ગીત લલકારવા માંડયું. જ્યાં થોડા સમય અગાઉ શોકનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું ત્યાં હવે આનંદ—ઘોષ ગર્જી રહ્યો અને આ આનંદઘોષનો પડઘો આખી શાળામાં પડવા લાગ્યો. માલતિથી આ આનંદ સહન થઇ શકયો નહીં. તે એકદમ મોટાં બહેન પાસે દોડી ગઇ અને ગુસ્સામાં બોલી ઉઠી "મોટાં બહેન, તમે આ મધુરીને છેકજ છૂટવી મુકી છે. અને મધુરીએ તેના વર્ગની છોકરીઓને છૂટવી મુકી છે. જુઓને, એના વર્ગમાં કેટલો બધો ઘોંઘાટ થઇ રહ્યો છે. છેક ઉપર મારા વર્ગ સુધી ઘોંઘાટ સંભળાય છે; અને મારાથી તો બીલકુલ કામકાજ પણ થઇ શકતું નથી,"



# બ્રહ્મચારિણી

લેખક

રા. યશવંત પંડ્યા.

---

સ્થળ: કુટિર

[ નમતો પહોર છે.

સ્ફટિક શો એક પ્રાસાદ છે. પ્રાસાદની આસપાસ કુંજ છે કુંજઘટામાં કુટિર છે સૂર્યના સોનેરી કિરણો સર્વત્ર પથરાય છે અને આખા વાતાવરણને તેજોમય બનાવે છે.

આ કુટિરમાં બ્રહ્મા કોઇક મુનિ પેઠે રહેવા આવ્યા છે. કવીશ્વર હેઠા મુકી, જુદા જુદા દૃષ્ટિકોણથી એઓ એને વેધક નજરે નીરખતા હોય છે. એવામાં પ્રાસાદમાંથી સાદ સંભળાય છે.]

સરસ્વતી

પિતાજી, હું આવું કે?

બ્રહ્મા

(આસન પર આવી) હા બેટા, આવ ને તો આજે કોઈજ નથી

સરસ્વતી

(પ્રવેશતાં) એટલે તો આવી. મા કહેતી હતી કે આજકાલ તમે કોઈ મહત્વના કાર્યમાં ગુંથાયા છો

બ્રહ્મા

સાચી વાત

સરસ્વતી

(મૂર્તિ જોઈ, હસી) શું સાચી વાત? તમે તો આ પથ્થર ભાવના જગાઓછો!

બ્રહ્મા

અરે તને તારી માએ બહુ મોંએ ચડાવી છે, હો અમારી આગળ બધું ચાલવશે પણ પછી પારકે ઘેર જઈશ ત્યારે......

સરસ્વતી

પણ હું જઈશજ નહીં ને?

બ્રહ્મા

કેટલા દિવસ નહીં જાય? સાવિત્રીને મન એમ હશે કે તું હજુ બાળકાંની બગલજ છે. પણ વખત કોઈથી રોકાયો છે? આમ ને આમ સોળ–સત્તર વર્ષ સરકી ગયાં!

સરસ્વતી

ઓહો! એનાથી સરસ શું? બીજાં સીતેર કાં નથી જતાં? અહીંઆ મારે માટે કયું સુખ નથી? તમ જેવા વિશ્વસ્રષ્ટા પિતાજી, સ્નેહના સાગર સમી માતા સાવિત્રી. ધરતીના ખુણે ખુણે જેના નામ ગવાય છે એવા નારદ, ભૃગુ અને વસિષ્ઠ વગેરે વીરા, અને આ દશે વીરાની એકની એક લાડકી એવી હું નાનકડી વીરી! મારે વળી શાની ખોટ છે? (મર્મથી) અરે! હુંજ ખોટની છું ને?

બ્રહ્મા

એ ખરું, સરુ. પણ ગમે તેવી તોએ દીકરી એટલે પરાઈ લક્ષ્મી.

સરસ્વતી

ના, ના. પિતાજી,

[આંખ ભીની થતાં સરસ્વતી બીજી બાજુ ફરી જાય છે.]

બ્રહ્મા

દીકરી, અત્યારથી એનાં આંસું શાં? સઘળું સમય આવ્યે શોભે છે. (ખડખડ હાસ્યથી)અને આજે હું તને વીદાય આપવા બેઠો છું? વીદાય આપવા ધારું તોએ કયાં આપવાનો હતો? તારે યોગ્ય એવો સર્વસંપન્ન પતિ શોધતાં તો દહાડાના દહાડાં ચાલ્યા જશે! ત્યાંલગી તું તારે લીલાલહેર કર.

[સરસ્વતીના હોઠ લગીર મરકે છે. એ જોતાં બ્રહ્મા અધિક આનંદમાં આવે છે.]

બ્રહ્મા

(બીનજવાબદારીથી) ઉંહ! હું એ કેવો કુંભાર?—કે ઘરમાં જોઇતું હાંલ્લું ભુલી ગયો! સરસ્વતીને સરજી: પણ પહેલાં સરસ્વતીપતિને સરજવાનું ન સુઝ્યું અને હવે રહી રહીને સરજું એ કામ પણ કેમ આવે? હી, હી, હી.

સરસ્વતી

(તોબરો ચઢાવી) પિતાજી, આવી વાતો કરી મને ચીડવવી હોય તો હું આ ચાલી મારા ખંડમાં. તમારે મન બધું હસવું છે. મારું તો શબ્દે શબ્દે કાળજું કપાય છે. (વિનતિપૂર્વક) કહો; મને મુંઝવવામાં તમને કેમ મજા આવે છે? (વિચાર કરી) કાં તો ખરેખર કોઈ મહત્વના કાર્યે તમારા મગજને ઘેરી લીધું છે. નહીંતર! તમે આટલા કઠોર કયાંથી થઈ શકો!

બ્રહ્મા

બેટા. તારી બન્ને ધારણામાં સત્યના અંશ છે. હા; હું તને કઠોર લાગું છું. પણ દરેક પિતાને એક કાળે પુત્રી ઉપર કઠોર થયા વિના છુટકો નથી. એ અગાઉ પિતા જેટલો કોમળ હોય છે એટલો પાછળથી પુત્રીને વિશેષ કઠોર લાગે છે. સૃષ્ટિનો ક્રમ એવો, એમાં કોઇ શું કરે?

સરસ્વતી

તે વળી સૃષ્ટિ કોણ થાય છે? તમે જેને ઘડી, તે શું તમારો જીવનક્રમ ઘડશે? કેટલું વિચિત્ર! એવી અવનતિની પ્રાપ્તિ પહેલાં તો જેટલી સહેલાઇથી એની ઉત્પત્તિ કરી એટલીજ સરલતાથી એનો લય કરી નાંખો એમાં સાચી શોભા છે.

બ્રહ્મા

(મુછમાં હસી) છોકરી, શાન્ત થા. એવું કશું નહીં કરવું પડે.

[મટકુંએ માર્યા વિના સરસ્વતી બ્રહ્મા સામું જોયા કરે છે.]

બ્રહ્મા

અને મારું ચિત્ત અન્યત્ર પરોવાએલું રહે છે એ પણ ખોટું નથી.

સરસ્વતી

કયાં?

બ્રહ્મા

(આંગળી ચીંધી) આ મૂર્તિમાં. તારે હીસાબે તો એ કેવળ પથરો છે, ખરું! દીકરી સરુ, તારે હવે સામું બોલતાં શીખવાની પણ ખાસ જરુરત છે. બેચાર જણ વચ્ચે કયારેક આડું-અવળું ભરડાઇ જાય તો નાહકની ફજેતી થાય. સમજી?

સરસ્વતી

(અવળી ફરી) ના.

બ્રહ્મા

તો લે હું ધ્યાનથી સમજાવું.

[બ્રહ્મા સરસ્વતીને પોતાની પાસે બેસારે છે.]

બ્રહ્મા

જો; તને ખબર હતી કે હું હમણાં કામમાં રહું છું. પછી તેં જોયું કે એ આ પ્રતિમાનું છે. છતાં તું એને પથરો કહેવાની છોકરમત કરે એ મારાથી કેમ સાંખ્યું જાય ? એટલે હું ગુસ્સે થાઉં અને બે વેણ બોલી નાખું એનું તને માઠું લાગે. આખરે આશુ મરે. વિચાર કરીને વર્તીએ તો આમાંની એકે વેળા ન આવે.

સરસ્વતી

(આશ્વાસન અનુભવતી) ત્યારે એમ શું કહેતા નથી ? મને ખોટી બીવરાવી મારી ! તમને ગમે છે તો હું એ આને મૂર્તિના નામે ઓળખીશ અને ઓળખાવીશ હવે. એમાં શું ?

બ્રહ્મા

બરાબર, બેટા. આ માત્ર મૂર્તિ નથી હું તો રસમૂર્તિ માનું છું.

સરસ્વતી

તો હું એ રસમૂર્તિ માનીશ (વાક્યાં) પણ પછી મને ઘરમાંથી કાઢી મુકવાની વાત નહીં કરો ને ?

બ્રહ્મા

(હસી, હેતથી) જો પાછી.

[બ્રહ્મા સરસ્વતીને વત્સલ બાથી ભરે છે. સરસ્વતી હર્ષ પામે છે.]

બ્રહ્મા

બેટા, જરા જો તો સાવિત્રી શું કરે છે ?

સરસ્વતી

તમને ખબર નથી ? આજે પાર્વતીજીનું નોતરું આવેલું. લક્ષ્મીજી પણ ત્યાં પધારવાના હતા. કંઈક ઉત્સવ લાગે છે.

બ્રહ્મા

અરે ! હા. અમારી જેમ એમને ગણીએ ક્યારેક વિશ્વના જન્મ, જીવન અને મૃત્યુની ભાંજગડમાં પડવાનું ગમે છે ખરું. (સંભારતા જતા) મને આછું એવું યાદ છે કે સાવિત્રીએ પ્રભાતના પહોરમાં એનો ઉલ્લેખ પણ કરેલો. કોણ જાણે હું આમ સ્મૃતિચુક કેમ થતો જાઉં છું !

સરસ્વતી

વિનયથી કહું. પિતાજી ! (હસી જઈ) આ મૂર્તિએ તો તમારું મન નથી હરી લીધું ને ?

[બ્રહ્મા અબોલ રહે છે. સરસ્વતીને સહેજ ભાન થાય છે કે અવિનય થયો. એટલે—]

સરસ્વતી

(બ્રહ્માના ખભા ઝાલી) બાપુ, ક્ષમા માગું છું. મારાથી એવું બોલાય નહીં એટલું હું ભૂલી ગઈ તમે કહ્યું તેમ, મારે બોલતા શીખવું જ જોઈએ

[બ્રહ્મા સંતોષનો શ્વાસ લે છે.]

સરસ્વતી

પણ તમારે માનું શું કામ હતું ? મારાથી થાય એવું હોય તો મને કહો. જેમ જેમ હું મોટી થતી જાઉં છું તેમ તેમ જણાય છે મારાથી

દૂર ને દૂર જતા રહેતા હો એવું લાગ્યા કરે છે. (વળગી પડી) બાપુ. ખરું કે ખોટું ?

[બ્રહ્મા સરસ્વતીનું કપાળ પંપાળે છે. પછી]

**બ્રહ્મા**

(ટાઢક બાળવી) તદ્દન જુઠું, જોતી નથી કે અત્યારે જે મારી સમીપમાં વિરાજમાન છે તે અન્ય કોઈ નહીં પણ ડાહી દીકરી સરસ્વતી જ છે?

**સરસ્વતી**

(લાડથી લપાઇ) એ તો આજે ને ?

**બ્રહ્મા**

આજે અને આવતી કાલે. પાછી પાછળની શી પંચાત ?

[હર્ષથી સરસ્વતીની છાતી ફુલાય છે. સહજે બ્રહ્માને એની જાણ થાય છે. જરા વાર શાન્ત રહી સરસ્વતી ન જાણે તેમ પોતાથી તેને છુટી કરે છે.]

**બ્રહ્મા**

સારૂં ત્યારે પ્રાસાદમાં કોણ કોણ છે ? એક ભાઈ છે ખરો ?

**સરસ્વતી**

(અંગુઠો દેખાડી) ખાલીખમ છે. ભાઈઓ તો તપ વાસ્તે સામેના ઉપવનમાં સીધાવ્યા છે. મોટા ભાઈ કહેતા હતા કે ખપ પડે બોલાવજો. નહીં તો ફાવશે ત્યારે આવીશું.

**બ્રહ્મા**

ભલે. તપ કાંઈ અવગુણ નથી. બનતાં લગી તો માણસ એનાથી સંયમી બને છે. (ગાંભીર્યથી) અને જેણે સંયમ સાધ્યો, એણે જીવનનો મર્મ જાણ્યો.

**સરસ્વતી**

એમાં હું શું સમજું ? અરે ! માતાજી સાંભળે તો એમનેએ સમજ ન પડે !

[ બ્રહ્મા મંદહાસ્ય વેરે છે. ]

**સરસ્વતી**

(એથી ઉમંગમાં આવી) પણ તમને ક્યાં પ્રાસાદની ઝાઝી પડી છે ? બે ટંક ભોજન શીવાય ભાગ્યે તમારાં દર્શન પામીએ છીએ. ક્યારેક એટલાં ભાગ્ય પણ નથી હોતાં.

[ બ્રહ્માનું હાસ્ય અદૃષ્ય થાય છે. ]

**સરસ્વતી**

પણ પિતાજી, તમારે કોઈનું શું કામ છે? જે મારી મા કરી શકે, જે મારા ભાઈને કહી શકાય, તે મારાથી શું કામ ન થાય ? (ગુસ્સો કરતી) આમ તો તમે જ મને બગાડશો !

[ બ્રહ્માની આંખોની આસપાસ ચિંતાની કરચલી પડી છે. મૂક રહી એઓ ચારે કોર નજર ફેરવે છે. જલપાત્ર જોતાં એમના હોઠ ઉઘડે છે. ]

**બ્રહ્મા**

સેરુ, હું અમસ્તુ પુછતો હતો. તોએ તને એમાં કામની ગંધ આવી ! હશે. કાર્ય કરવા તું તત્પર થઈ છું તો આટલું કર. પેલું જલપાત્ર ખાલી થયું છે. એને બરાબર ઉજળું કરી, એમાં જળ ભરી લાવ. દીકરા, હૃદય ઠરે એવું જળ જોઈએ, હોં.

(હોંશીલી સરસ્વતી જળપાત્ર લઇ બહાર જાય છે. બ્રહ્મા એને કેશથી તે પાની પર્યંત નીરખી લે છે.)

બ્રહ્મા

(બટાર સેના) વ્યર્થ. આ રસમૂર્તિ ઘડવાની કલ્પના જ ભૂલ ભરેલી છે. સરસ્વતીથી સુંદરતર મૂર્તિ હવે ઘડાવી નથી. શો અંગમરોડ! (ડોકું હલાવતાં, ઠીક નથી થયું. મરુના અવયવ જોડે આનાંની સરખામણી કરવા પ્રેરાઉં એ પણ વિનિપાતના ચાળા છે. પછી મારા પ્રશ્નોમાં એને મદનની ગંધ આવે એમાએ શી નવાઇ ? (ડોકું ધુણાવી) ના, ના. ભોળીને એવું કશાનું ભાન નથી. (ઘાન પામી) પણ આ પાષાણે મને ભાન ભુલાવ્યું છે. મરુ સાચી હતી. આનામાં ચકચૂર બનું છું ત્યારે ભોજન સુધા ભૂલું છું. (જીવ બાળી) મનની માલીકી ગઈ છે હૃદય નિષ્કામ રહ્યું નથી નારાયણ!

[પ્રસ્ત મૂર્તિ કને જઈ બ્રહ્મા એનાપર અહીં નહીં હાથ ફેરવે છે]

બ્રહ્મા

(તિરસ્કારથી ફરી જઈ) જડ, રસહીન કુરૂપ, ખડબચડું નવી મરુ જો! એનો મેળ ક્યાંથી બાઝે? (ચિંતન પૂર્વક) પણ—પણ મોહાંધની મૂર્ખાઈ જેવી કમોળી ચીજ કઈ હશે? (મગજ ખુંદેરી) જવા દે. માપવિનાની વાતોની વિશેષ પડતી વિચારણા પણ ભીરુ હૃદયનાં લક્ષણ છે

[ક્રમભરથી એઓ મુગ્ધ મોએ એક ચક્કર ફરે છે. એવામાં કુટિરની પાર દૃષ્ટિ જતાં—]

બ્રહ્મા

પ્રાસાદ અને કુટિર! પ્રાસાદની અશાંતિથી નચીંત રહેવા કુટિરને ઉદ્યોગમંદિર બનાવ્યું પરંતુ આ એકલતાએ એના ચિત્તની પરમ શાંતિને પણ અસ્થિર ને અસ્વસ્થ કરી દીધી છે. શું કરું? ક્યાં જાઉં?

[કુટિર બહારથી ગુંજનનો ધ્વનિ આવે છે.]

બ્રહ્મા

સંગીત! પ્રાણહારી, પ્રાણનાભર્યું સંગીત. મરુની વીણા સાંભળના નારદે નીચું જુએ! પક્ષિગણ પોતાના ગાનતાન વીસરે! (આનંદમાં આવી) આજે કેટલા કાળે એણે વીણા હાથમાં લીધી લાવ, સાંભળું.

[બ્રહ્મા ધીરે પગલે બારણા નજીક જાય છે]

બ્રહ્મા

હશ! મરુના હાથમાં તો જળપાત્ર છે. ત્યારે એ ગુંજન કોનું? કેવી મગ્ન ને તન્મય બની છે!

[ગુંજન ધીમે ધીમે આછું થઈ, આખર અશ્રવ્ય થાય છે સરસ્વતી કુટિર પ્રતિ પગલાં ફેરવે છે]

બ્રહ્મા

મરુ બેટા, ...

સરસ્વતી

હશ, પિતાજી. (ડર ખાતા) જરા મોડું થયું ખરું?

બ્રહ્મા

ના રે, દીકરા, પણ હમણાં કોણ ગાતું હતું કે—તું કે?

સરસ્વતી

નાજી. (હસી પડી) તમે ન પારખી શક્યા? (આંગળી ચીંધી) પેલા કુંડમાં જોવા જેવું હતું

બ્રહ્મા

( અધીરપથી ) શું, સરુ ?

સરસ્વતી

એક કમળ પર ભમરો બેઠો. બીજી પળે કમળ બીડાવા લાગ્યું. મને બીક પેઠી કે બીચારો ગુંગળાઇને મરી જશે. એટલે મેં ડાંખળી મારી એને ઉડાડી મુકયો. પછી એ ગણગણ કરતો એને રસ્તે પડયો. (અંગ મરડી) મને મનમાં અભિમાન થયું કે મેં આજે એકનો જીવ ઉગાર્યો !

[બ્રહ્માના મનમાં ઉથલપાથલ મચી રહે છે.]

સરસ્વતી

( ઉલ્લાસથી ) પણ પિતાજી, આમ સામે તો જુઓ. આખા દિવસનો થાકયો પાકયો સુરજ ક્ષિતિજ ઉપર પળભર નીરાંત કરીને બેઠો છે ! મધ્યાન્હે જેની ઉગ્રતા સામી કોઇ આંખ ઉંચી નહોતું કરી શકતું, એ પોતે અત્યારે કેટલો નમ્ર બન્યો છે ? જાણે શરમ અંગે નીચા મોંએ પાપનું પ્રાયશ્ચિત ન કરતો હોય !

બ્રહ્મા

(મનમાં) હા; પાપ ને પ્રાયશ્ચિત !

સરસ્વતી

( આશ્ચર્યથી ) પણ, આ શું ? એ તો લપાવા લાગ્યો ! જોતજોતામાં અદીઠ થઇ જશે. ખુબ જ લાગણીવાળો !

[ સુરજ ક્ષિતિજમાં ડુબી જાય છે. અંધકારના ઓળા પથરાવા માંડે છે. ]

સરસ્વતી

પિતાજી, મારે માટે તો કુદરત પણ અતિશય કૃપાળુ છે. તમે કોઇ ન હો ત્યારે એના સહવાસમાં પણ અંતરાત્મા ખીલે ખરો. આ કુંજ ને કુંડ, ભ્રમર અને એનું ગુંજન, સુરજનો ઉદય અને અસ્ત, અનિલની લહરી અને પુષ્પોનો પરાગ, કયારેક વીજળીનાં તેજ, વાદળનાં તોફાન ને મેઘધનુષ્યની રંગ કમાન, કદિક તારાનાં આંખમીચામણાં અને ચન્દ્રની સંતાકુકડીઃ બસ, બસ; બીજું શું જોઇએ ?

બ્રહ્મા

( મંદ સ્વરે ) કાંઈ જ નહીં, દીકરા. ( મનમાં ) મનુષ્યની વૃત્તિઓને ઉશ્કેરવા ખાતર આટલું ઘણું બધું છે.

સરસ્વતી

( સ્થિર નજર ચોંટી ) પણ તમે વ્યગ્ર જેવા કેમ જણાઓ છો ? મારી ગરબડ તમને નથી ગમતી ?

બ્રહ્મા

( ગોટા વાળી ) એમ નહિં. મારું લક્ષ જરા બીજે હતું. કાંઇએ કારણ વિના, ચિત્ત ચકડોળે કેમ ચડતું હશે ?

[ બ્રહ્મા કુટિરમાં જઈ, જમીનમાં જોતા, આંટા મારવા માંડે છે. સરસ્વતી પાછળ પ્રવેશે છે. જળપાત્ર ગોઠવી, બ્રહ્માને જળ ધરે છે. ]

સરસ્વતી

લ્યો, બાપુ. દીલમાં ટાઢક વળે એવું શીતલ છે.

બ્રહ્મા

( જળ પીતા પહેલાં, મનમાં ) વાસનાના અગ્નિને કોણ ઠારે એમ છે ? એ તો સર્વભક્ષી ક્રાડો છે, હાય !

સરસ્વતી

(હોંશે હોંશે) આજ તો મારા ધન્યભાગ્ય કે પિતાજીની સેવા ઉઠાવવાનો પ્રસંગ સાંપડ્યો.

બ્રહ્મા

(થાકથી) હા, સરુ.

સરસ્વતી

(ફરીઆદ સરૂ કરી) પણ બાપુ, તમે કાર્ય મગ્ન થાઓ છો એટલે શરીરની સંભાળ લેતા નથી અત્યારે તમે તદ્દન જ લોથ બન્યા હો એવું આ ચહેરા પર લખ્યું છે. (વિનતિથી) ચરણ આપું!

[સરસ્વતી બ્રહ્માના ચરણ આગળ ગોઠવાય છે બ્રહ્મા ના નથી કહી શકતા.]

સરસ્વતી

(તળીઆ દાબતા) પરમ ધનભાગ્ય! (પોતાની હથેલી સામું જોઈ) આ જ મારે હાથ ક્યાંથી! આજે જન્મ સફળ થયો.

[મનમાં કંઈક કુમળી આવતા બ્રહ્મા ઉભા થઈ જાય છે. એટલે સરસ્વતી પણ આશ્ચર્ય ઉભી થાય છે.]

સરસ્વતી

(બીતી) પિતાજી, મારું ચાંપવું ન ફાવ્યું?

બ્રહ્મા

એવું કાંઈ નહીં. એટલું પુરતું હતું. ફાવેલને ઝાઝી ચંપાવી સારી નહીં.

સરસ્વતી

(વચનને ગળી જઈ) બાપુજી, આજે કેટલે વર્ષે તમે મને બાથ ભરી! મારી તેરમી જન્મગાંઠને દિવસે તમને પ્રણામ કરવા આવેલી ત્યારે તમે એ લાડ લડાવ્યાં હતા. પછીથી તો હું શરમાતી માટી થાઉં ના ગમે તેટલું કરે તોએ તમારી સમક્ષ આવવા પગ નહોતો ઉપડતો. આજે ઓચીંતા ઉરના આગળ ઉઘડી ગયા.

બ્રહ્મા

(સરસ્વતીને નીચે ઉતારી) બેટા, સરુ, તું શરમાયા કરતી એમાં એ હું ગુન્હેગાર ને?

સરસ્વતી

(રાતડી થઈ) ના રે. એવું મેં ક્યારે કહ્યું?

બ્રહ્મા

(અકળાઈ) ત્યારે?

સરસ્વતી

(ડહાપણથી) હું તો એમ પૂછતી હતી કે ફરીથી મારા પર એવા વહાલ ક્યારે વરસાવશો?

[બ્રહ્માની બુદ્ધિ બહેર મારી જાય છે.]

સરસ્વતી

(ચનગન થઈ) બોલો, બાપુ

બ્રહ્મા

(મહા મહેનતે) વરસાવીશ. (મનમાં) પણ વરસાવીશ ત્યારે એમાં વાત્સલ્ય હશે કે વશીકરણ; એ કોણ જાણે છે!

[મનોભાવથી સરસ્વતી ચૂપ છે. સંતાપથી બ્રહ્મા મૌન સેવે છે. પણ સૌથી શાન્ત કુદરત છે]

બ્રહ્મા

(ક્રોધથી) સરુ, તારો આવો ઉધમાતીઓ સ્વભાવ હોય એમાં મારે આશ્ચર્યમુગ્ધ થવાનું નથી કોઈ હોય તો, એનો ખરો જવાબદાર હું છું તારું આખું બચપણ મારા હાથ પર, મારા ચુંબનોના વરસાદ વચ્ચે ઉછર્યું હતું. [વિષ્ણુ અને મહેશ મશ્કરીમાં એને મારી લાડક-

બુદ્ધિ કહેતા. પણ મને એની તમા નહોતી. અરે! વાત એટલે લગી વધતી કે કયારેક હું સાવિત્રીના કંટાળાનું કારણ બનતો! (સરલ સ્મિતથી) પછી એ પુછતી કે ત્યારે પયપાનની પંચાત મેં સ્ત્રીને નશીબે શા વાસ્તે નાંખી? ખરેખર, મારી ઘેલછા અત્યંત ત્રાસદાયક હતી!

**સરસ્વતી**

(ફાલી થતી) હશે. આટલા ઉલ્લાસપૂર્વક તમે ગણી બતાવો છો એટલે મારે બધું માનવું પડે છે. બાકી, એની બીજી શી ખાત્રી હોઈ શકે?

[ખાત્રી તરિકે બ્રહ્મા સરસ્વતીને ઘેરૂં ચુંબન લે છે.]

**સરસ્વતી**

(ઉત્સાહમાં ઉછળી) સાચું, સાવ સાચું.

બ્રહ્માનું હૃદય થરથર થાય છે.]

**સરસ્વતી**

(ગાલ લુછતાં) પણ ચુંબને ચુંબને ફેર હોં, પિતાજી. તમારૂં આ પહેલું ચુંબન ઠંડુ હૃદયમાં ઠંડક રેડે એવું હતુંઃ બીજું ઉનું પ્રાણને પ્રફુલ્લે એવું.

**બ્રહ્મા**

(મનમાં) મારા ચુંબને ચુંબને ફેર! વહાલ, વિકાર ને વિનાશ!

[પ્રાસાદ પાસે કોઈનો પગરવ સંભળાય છે.]

**બ્રહ્મા**

સરૂ, જો તો કોણ આવ્યું?—સાવિત્રી?

[સરસ્તી જાય છે. દયામણી આંખે બ્રહ્મા જોયા કરે છે.]

**બ્રહ્મા**

હૃદય, તારામાંથી મેં કામ જન્માવ્યો. આજે તેને તું સોંપી જઈ મારા ઘરનું નખ્ખોદ વાળવા બેઠાં છો!

**સરસ્વતી**

(બહારથી) પૂજ્ય પિતાજી, અહીં તો સંધ્યા અજબ ખીલી છે.

**બ્રહ્મા**

(મનમાં) જીવનસંધ્યા!

**સરસ્વતી**

(બહારથી) તપાસ કરીને હું હમણાં આવી, હોં.

**બ્રહ્મા**

વારૂ.

[બ્રહ્માની નજર મૂર્તિ ઉપર પડે છે. પ્રબળ આવેશમાં એને આલિંગે છે. બેઉ ગાલ ચુસે છે. પછી અળગાં થઈ—]

**બ્રહ્મા**

હું હાથે કરીને હેરાન થાઉં છું. મારે વળી નિયમબંધન શા?—શરમ શી?—કોની! (છાતી ઠોકી) બ્રહ્માંડનો ઉત્પાદક હું છું. બ્રહ્માંડનો ઉપભોગ હું છું. સરસ્વતીનો ઉત્પાદક હું છું, સરસ્વતીનો ઉપભોગક હું કેમ નહિ?

[ઉન્માદથી બ્રહ્મા હથેલીમાં મૂઠી પછાડતા હોય છે. હોઠની પીપુડી વગાડે છે. સરસ્વતી પ્રવેશ કરે છે.]

**સરસ્વતી**

બાપુ,...

**બ્રહ્મા**

(ઉંચું જોઇ) હસી...

**સરસ્વતી**

એ તો અનુચર નીકળ્યો! આ બારણે ઉભો. પાર્વતીજીએ સંદેશ પાઠવ્યો છે.

[ અનુચર પ્રણામ કરે છે. ]

બ્રહ્મા

હંઅ. સાવિત્રી દેવી અહીં ક્યારે આવે છે ?

અનુચર

આજની રાત ત્યાં રોકાશે. લક્ષ્મી દેવી પણ રહેવાના છે.

સરસ્વતી

કારણ ?

અનુચર

અપોરની ચોપાટ ચાલી કે તે હજી ચાલે છે

બ્રહ્મા

આં! શંકર દેવ શું કરે છે ?

અનુચર

શીકારે પધાર્યા છે

સરસ્વતી

વાહ રે વાહ! એક શીકારના દાવ ખેલે બીજું ચોપાટના દાવ ખેલે!

બ્રહ્મા

( મનમાં ) પાર્વતીની ચોપાટ ને શંકરનો શીકાર સાવિત્રીની ચોપાટ ને બ્રહ્મા

સરસ્વતી

પિતાજી, મને રજા આપીશું !

બ્રહ્મા

ખુશીથી ( અનુચરને ) જા તેમને કહેજે કે આજ સત્યનિષ્ઠાથી રમે.

[ અનુચર પ્રણામ કરી પાછો ફરે છે ]

સરસ્વતી

( આનંદ ) ત્યારે અહીં અને અત્યારે જ! આપણે શું રમીશું ?

બ્રહ્મા

સરું, લે; તારા કોડ પૂરા કરું. (ખોળામાં બેસારી) તું બાળક હતી અને હું જુવાન હતો ત્યારે કંઈકના કલાક લગી આપણે અહીં આવી બેસી રહેતા. હવે તને એવું ગમે ખરું ?

સરસ્વતી

શું કામ નહીં ? ( મરકાઈ ) પણ તમારી પાસે એવા કલાકો ક્યાં છે ?

[ બ્રહ્માથી સરસ્વતીનો દેહ લગીર દબાય છે. ]

સરસ્વતી

( દાઢીમાં આંગળાં પરોવી ) બાપુજી, તમે મને ખોળામાં બેસારી. પણ રુદ્રદેવ તો ઉમા-દેવીને પધરાવે છે! અને પુરુષેશ્વર તો, કમલાને બાહુપાશમાં સમાવી, ગરુડરાજ ઉપર વ્યોમવિહાર કરે છે! મારી માતાને સંગાથમાં રાખી, તમેએ કંઈક તાલ મચાવતા હો તો !

[સ્મરવશ બ્રહ્મદેવ ભાન ભૂલે છે. ઉત્સંગમાંથી ઉંચકી, ઓષ્ઠો ચુમ્બથી સરસ્વતીને ધરતી સરખી કરે છે. ]

સરસ્વતી

( રંજિત ક્રોધથી ) હું સરસ્વતી છું: સાવિત્રી નથી

( બ્રહ્માને બે વચ્ચે ભેદ રહ્યો નથી. )

સરસ્વતી

પિતા...

બ્રહ્મા

કહે કે પતિ....

[ સરસ્વતી સાદ ચીડે છે. શિથિલ બ્રહ્મા એક ખૂણામાં ઉડી પડે છે અર્ધઘેલી વ્યાકુળ સરસ્વતી ચીસો મારતી બારણા તરફ દોડે છે.]

મરીચિ

( ચિતામાં ) એને પેલા મૃત પુષ્પને મારે અર્પણ......

શંકર

એ પુષ્પને કાં અલંકારની આવશ્યકતા નથી, કારણ એની મહત્તા નિર્માણ નથી. એ પુષ્પના બીજ જ સૌએ દેવા લેવાના છે પરિણામે અન્ય નક્ષત્રોની આગાથે અંત યુગયુગ સુધી પ્રકાશતું પડશે કટાક્ષમાં લાભ એને અગત્યનું કહેશે

શ્રદ્ધા

( અંતરાળથી ) એમ જ અમરના માળરો

શંકર

( સરસ્વતીને ) એનામાં લાજ નથી—લાગણી નથી. ચાલ; અમારે ત્યાં ઉષાની જોડે તને ઠીક પડશે

સરસ્વતી

ચાલો આ નરકમાં વધુ વાર રહેવું નકામું છે. ( જરા વિરામ પછી ) પણ, મને તો સંસારમાં સાર રહ્યો નથી પુરુષોની પામરતાનું ભાન થઈ ગયું.

મરીચિ

( શ્રદ્ધાને ) ક્યાં મોઢે જુવો છો ? હજુ હું એકલો જાગું છું. બધા એકલા થઈશું ત્યારે તો ચામડી ઉતારી નાખીશું

[ બોલ્યા વિના શ્રદ્ધા શરીર ત્યાગ કરે છે. ઘોર અંધકારના રૂપમાં હવે દિશાઓ એ અદૃશ્ય કરે છે. ]

સરસ્વતી

મહાદેવ, મોટાભાઈ, આશિષ આપો.

[ શંકર અને મરીચિ સરસ્વતીને સમજાવવા મથે છે. દરમીઆન સરસ્વતી બન્નેને વંદન કરી કુટિર બહાર દોડી જાય છે પ્રાસાદને પગથીએ પડેલી વીણા ઉચકી લે છે. અને કુંજ બહાર નાસી છૂટે છે. આખરે એ દોડતી દોડતી કોઈ સરિતા તીર ઉપરના વિશાળ વૃક્ષ નીચે આવે છે એના પગલાંના ખખડાટથી સંકોચાઈ એક મોરલો પોતાની કલા સમેટી લે છે. પડખે ઉભેલી ઢેલડ આઘી ઉડી જાય છે. મોરલાનું અશ્રુબિન્દુ ધુળમાં રગદોળાય છે. ]

સરસ્વતી

આ સ્થળ પવિત્ર છે. ( મોરલાની ડોક હાથ વીંટાળી ) મીઠા મોરલા તું મારું વાહન બનીશ ? તારી સમા કામવિજયી કલાપ્રેમીની મારે ગરજ છે.

[ રગદોળાયેલો મોરલો ટહુકા વડે દિશાઓ ગજવી મુકે છે. અજાણ્યુ ઢેલડ-દૂરથી પડઘા પાડે છે સરિતામાં તરતો હંસ પણ એમાં ભાગ લે છે. ]

સરસ્વતી

( જળમાં જઈ ) ઓ હંસ, નીરક્ષીરનો ન્યાય તને આવડે છે, એવો સારાસારનો વિવેક પણ મારે જોઈએ છે. જળમાં તું મારું વાહન બનીશ ને ?

[ હર્ષથી હંસ પાંખો ફફડાવે છે. ]

સરસ્વતી

( વૃક્ષ નીચેની શ્વેત શીલા આગળ આવી ) પવિત્રતાની મૂર્તિ, તું મારું ભુવન. ( હૃદય-સરસી ચાંપી ) અને વહાલી વીણા,-તું મારી સદાની સહચરી. ( આંસુભરી આંખે આકાશમાં નીરખી ) મારાં કલ્પેલા સતચિત આનંદ મને જીવનમાં જડશે ખરાં.



# મહાકવિ ભાસ.

લેખકઃ

સ્વ. શાન્તિલાલ છોટાલાલ શાહ

(૧)

મહાકવિ ભાસે લગભગ વીસ સુંદર નાટકો સંસ્કૃત સાહિત્યમાં ઉમેર્યાં છે, પરંતુ દુર્ભાગ્યે તેમાંનાં સાત નાટકોનો કંઇ પત્તો લાગતો નથી; છતાંય આપણને જે તેર નાટકો પંડિત ગણપતિ શાસ્ત્રીની અથાગ મહેનતને પરિણામે મળી શક્યાં છે, તેને માટે તો એ વિદ્વાન શાસ્ત્રીનો અને ત્રાવણકોર સરકારનો આપણે આભાર માનવોજ રહ્યો! સાંભળવામાં આવે છે કે "કિરણાવલિ" એ કવિનું સર્વશ્રેષ્ઠ નાટક છે, પરંતુ પ્રસિદ્ધ થયેલાં તેર નાટકોમાં "કિરણાવલિ" નથી એ ઘણીજ દિલગીરીની વાત છે.

(૨)

ભાસનાં નાટકો વાંચતાં સાધારણ રીતે વાચકને એ ખ્યાલ આવ્યા વિના નહિ રહે કે ભાસનાં નાટકો ભરતના નાટ્યશાસ્ત્રમાં વર્ણવેલા નાટ્ય સાહિત્યના અમુક નિયમોમાંથી મુક્ત છે; વસ્તુતઃ ભાસનાં નાટકો સંસ્કૃત નાટ્યસાહિત્યના નિયમાનુસાર જ લખાયેલાં હોય, એમ નિઃશંક કહી શકાય નહિ.

વસ્તુનિર્દેશ, પાત્રાલેખન, દશ્યકાવ્યનો મુખ્ય રસ આદિનું ધ્યાનપૂર્વક પૃથક્કરણ કર્યા પછી કેટલાક લેખકોએ સંસ્કૃત નાટ્યસાહિત્યને દશ વિભાગમાં વહેંચી નાંખ્યું છે. પરંતુ આ પ્રકારનું પૃથક્કરણ ભાસના વખતમાં પ્રવર્તમાન નહોતું એમ માલુમ પડે છે. તે સમયમાં નાટ્યશાસ્ત્રનો આધાર ઘણો થોડો લેવામાં આવતો હશે એમ ભાસના નાટકોમાંથી કહી શકાય. એ દશ વિભાગોમાં ભાસના કેટલાંક—જેમાં ચારથી ઓછા અંકો છે તે—નાટકોનો કોઇપણ રીતે સમાવેશ થઇ શકે તેમ નથી. **पंचरात्र** ને **समवकार** વિભાગમાં અને **मध्यमव्यायोग** ને **व्यायोग** વિભાગમાં મૂકતાં પણ ઘણીજ મુશ્કેલી નડે છે; પરંતુ **दूतवाक्य, दूतघटोत्कच, कर्णभार** અને **उरुभंग** એ ચાર એકાંકી નાટકોને, એકાંકી નાટકોના પાંચ વિભાગમાંથી કયા વિભાગમાં મૂકવાં તે કહી શકાય તેમ નથી.

(૩)

ભાસનાં નાટકોનેજ પ્રમાણભૂત લઇને સમય નિર્ણય કરવાનો હોય તો એટલું તો તુરત કહેવામાં આવે કે ભાસની લેખનશૈલી લગભગ બે હજાર વર્ષ પૂર્વેની જણાય છે. ભાસની પછી થઇ ગયેલા નાટ્યકારોએ વાપરેલા લાંબા સમાસોની વિવિધતા અને કૃત્રિમતા ભાસનાં નાટકોમાં જણાતી નથી. તદુપરાંત ભાસનાં નાટકોમાંથી પાણિનિના રચેલા વ્યાકરણસૂત્રોથી મુક્ત

એવા કેટલાક રૂપો મળી આવે છે, અને આ એક સબળ પૂરાવો છે કે ભાસ પાણિનિના પહેલાં અગર તો પાણિનિના વખતમાંજ થઇ ગયા હશે. કવિ ભાસ પાણિનિના વખતમાં પણ થઈ ગયા હોય કેમકે એજ અરસામાં પાણિનિના લખાણો—વ્યાકરણશાસ્ત્રના નિયમો—જોઇએ તેટલા પ્રમાણમાં પ્રસાર પામ્યા ન હોય એ સંભવિત છે

ભાસના નાટકોમાંના પાત્રોનું વાતાવરણ તપાસતાં પણ એમ માલુમ પડે છે કે આર્ય જાતિનો સુધારો અન્ય દેશોના સુધારાના સંસર્ગ વડે દુષિત નહોતો થયો તે સમયનું આ લખાણ છે. ભાસના પુરુષપાત્રોમાં શુદ્ધ આર્યત્વનું દર્શન થાય છે આર્યજાતિ પોતાનું સ્વમાન અન્ય જાતિઓ સામે જાળવતી એ ભાસના પુરુષપાત્રો સ્પષ્ટપણે સૂચવે છે તદુપરાંત ભાસ નૈસર્ગિક દશ્યાલેખો પણ આપણને સૂચવે છે કે આર્યત્વમાં કંઇક નવીનતા અને શુદ્ધતા છે સ્વપ્નવાસવદત્તા માં એક સંધ્યાનું તપોવન આગળનું દોરેલું ચિત્ર—

खगावासोपेताः सलिलमवगाढो मुनिजनः
प्रदीप्तोऽग्निर्भाति प्रविचरति धूमो मुनिवनम् ।
परिभ्रष्टो दूरात् रविरपि च संक्षिप्तकिरणो
रथं व्यावृत्यासौ प्रविशति शनैरस्तशिखरम् ॥

અથવા 'પ્રતિમા' માં જલસિંચન બાબતનું દશ્ય

पतति सलिलं वृक्षावर्ते सफेनमवस्थितम्
तृषितपतिता नैते क्लिष्टं पिबन्ति जलं खगाः ।
स्थलमभिपतन्त्यार्द्राः कीटा बिले जलपूरिते
नववलयिनो वृक्षामूलं जलक्षयरेखया ॥

અગર તો अविमारकमां મધ્યરાત્રિનું આલેખન

गर्भस्था इव मोहमभ्युपगताः सर्वा प्रजा निद्रया
प्रासादा सुखसुप्तनीरवजना ध्याने प्रविष्टा इव ।
प्रभ्रष्टा इव सत्त्वचिन्तन मनसा स्पर्शानुमेया नगा
अन्तर्धानमिवोपयाति सकलं प्रच्छन्नरूपं जगत् ॥

આ સર્વ તેની સબળ સાક્ષી પૂરે છે.

( ૪ )

આ નાટકોનાં મૂળ—નિર્દેશ—ટુંકાણમાં કહેવા છે, અને તેમાંના ઘણાખરા તો પુરાણમાંથી અગર તો રામાયણમાંથી કે મહાભારતમાંથી ચુંટી કાઢવામાં આવ્યા છે, તેમાંથી કવિને મહાભારત અને રામાયણ પ્રતિ વધારે પક્ષપાત હોય એમ લાગે છે. प्रतिमा અને अभिषेक એ બન્નેનું વસ્તુ રામાયણમાંથી લેવામાં આવ્યું છે, જ્યારે पंचरात्र, मध्यम व्यायोग, दूतवाक्य, दूतघटोत्कच, कर्णभार અને उरुभंग એ ૭ નાટકો પાંડવકૌરવ વિષે છે बालचरितमां કંસના નાશ સુધીનાં કૃષ્ણના કાર્યોનો અહેવાલ છે प्रतिज्ञायौगन्धरायण અને स्वप्नवासवदत्तामां ઉદયન—વાસવદત્તા ગાંધર્વલગ્ન, તેમને પડેલાં દુઃખો અને છેવટે મળેલા સુખનું સુંદર રીતે ધ્યાન કરવામાં કવિએ ઘણીજ બાહોશી બતાવી છે. આ બન્ને નાટકોનું વસ્તુ એકજ છે, અને એકને બીજામાં ઘણી સરસ રીતે ઓતપ્રોત કરી દેવામાં આવ્યું છે. चारुदत्त અને अविमारक એ કવિના સ્વકલ્પિતજ હોય એમ સંભવિત છે, જ્યારે કેટલાક તેને बृहत्कथा માંના અમુક ભાગ ઉપરથી ઉપજાવી કાઢેલા માને છે.

(૫)

આગળ વધતા પહેલાં આપણે જાણવું જોઈએ કે ભાસ કેટલે અંશે પોતાના કાર્યની સફળતા માટે પૌરાણિક ગ્રંથોના આભારી છે. શું તેણે વાલ્મિકી અને વ્યાસને આધારે—પગલે-જ પોતાનાં નાટકો લખ્યાં છે? અથવા વસ્તુનિર્દેશ બીજામાંથી મેળવી તેણે પોતાનીજ કલ્પનાશકિતનો, અથવા કાવ્યશકિતનો ઉપયોગ નથી કર્યો? આ બે મુખ્ય બાબતોનો ન્ફોટ કરવો જોઈએ. તેને માટે ટુંકો ટચ જવાબ તો કદાચ આ પ્રમાણે હોઇ શકે. તેની પ્રતિભાશકિત **अभिषेक** અને **चालचरित** સિવાય બધાં જ નાટકોમાં ઝગઝગી ઊઠે છે.

પાંડવો હજી વનમાં હતા છતાં દુર્યોધનની તેમને અર્ધા રાજ્યથી છૂટા પાડવાની પ્રતિજ્ઞા; કૌરવોની વિરાટો સાથેની લડાઈમાં અભિમન્યુનું ભળી જવું; વિરાટ રાજાની કચેરીમાં અભિમન્યુને પાંડુપુત્રોનું દર્શ,—આ તો શું પરંતુ આખાયે **पञ्चरात्र** નાટકને મહાભારતની વાર્તા સાથે કંઈજ સંબંધ નથી એમ કહેવામાં અસત્ય નથી. માત્ર બન્નેમાં પાત્રોનાં નામજ એક સરખાં છે. **मध्यमव्यायोग** અને **उरुभंग** વિષયે પણ એમજ છે. **मध्यमव्यायोग**માંની **ભીમ** અને ઘટોત્કચ વચ્ચેની ઝપાઝપી મહાભારતમાં ઉલ્લેખેલી નથી, અને **उरुभंग** માં ચિતરેલું દુર્યોધનનું ચારિત્ર્ય મહાભારતની વાર્તામાંના દુર્યોધન કરતાં ઘણેજ અંશે વિરૂદ્ધ છે. અહિં તેને એક શુદ્ધ આર્ય તરીકે આલેખવામાં આવ્યો છે. એક અભિમાની રાજા તરીકે તેણે ભલે તે દુરાચરણો કર્યાં હોય, પરંતુ એક પાપી તરીકે તો તેણે પોતાની ભૂલો માટે ઘણોજ પશ્ચાત્તાપ કર્યો હતો—આ શું ઓછું પ્રશંસનીય છે? રણભૂમિ ઉપર તેનો નાશ થતી વેળાએ પાંડવો તરફનો તેનો તિરસ્કાર નાશ પામે છે, અને તે પોતાના વિશુદ્ધ અંતઃકરણથી એમજ ઇચ્છે છે કે પાંડવો કુરુવંશને ખાતર પણ બચવા જોઇએ. તેના મિત્રોએ તેનો ગુસ્સો વધારવાને કૃષ્ણની દગવિદ્યાનું તેને સ્મરણ કરાવ્યું, છતાં પણ તેતો તેના પશ્ચાતાપમાંજ અડગ રહ્યો એ પણ સુંદર કલ્પના છે. દ્રૌપદીની પવિત્રતા ઉપર નિર્લજ્જ હુમલાઓ, અભિમન્યુનું શરમ ભરેલી રીતે રચેલું મૃત્યુ-કારસ્તાન, પાંડવોનો દયાહીન વનવાસ,—આ સર્વ બનાવો તેની આંખોમાં ઝળઝળીયાં આણે છે. આ સ્થળે ભાસની પ્રતિભાશક્તિ સંપૂર્ણ રીતે માલુમ પડે છે. મહાભારતમાં જે દુર્યોધનનું પાત્રાલેખન કરવામાં આવ્યું છે તેના કરતાં ઘણીજ ઉચ્ચ કક્ષાએ ભાસે પોતાના નાટકમાં દુર્યોધનને ચિતર્યો છે.

**प्रतिमा** માં પણ આપણે ભાસને પોતાનીજ સુંદર શૈલીમાં જોઈએ છીએ. અયોધ્યા નગરીની બહાર '**પ્રતિમાગૃહ**'ની ઉત્પત્તિ, એ અતિ મોહક કલ્પના છે. અહીં આગળ ભરતને રાજા દશરથના મૃત્યુના સમાચાર મળે છે. વળી દશરથના શ્રાદ્ધને આગલે દિવસે રાવણનું સન્યાસી વેશમાં આવવું; રામચંદ્રજી અને રાવણનું પિતૃશ્રાદ્ધ પરત્વે વિવેચન; પિતાના બલિદાન તરીકે મારીચનું સુવર્ણમૃગના વેશમાં ત્યાં આગમન; સીતાના હરણની વાત સાંભળતાં ભરતની ચિંતા અને રામને મદદ કરવાની

પાત્રોમાં એ એક શ્રેષ્ઠ પાત્ર છે. બાલવીરોમાં સુંદરમાં સુંદર પાત્ર पंचरात्र નાના અભિમન્યુનું છે......અત્રે આટલાંજ પાત્રોનું વિવેચન કર્યું એટલે એમ નથી જાણવાનું કે ભાસનાં બીજાં પાત્રો અરસિક છે. ભાસ એ મહાન નાટકકાર છે એ સત્ય કોઈથી જૂઠું પાડી શકાય તેમ નથી–ભારતીય નાટકોમાં ભાસનાં નાટકો ઘણું ઉચ્ચસ્થાન ભોગવે છે.

(૯)

આપણા નાટ્ય સાહિત્યના ઇતિહાસમાં—આપણા કેટલાક મોટા નાટ્યકારોના ગ્રંથોમાં ભાસની અસર જણાય છે. ગમે તે હો તેઓએ ભાસમાંથી કંઈ ગ્રહણ કર્યું છતાં પણ તેમાં તેમનું વ્યક્તિત્વ તો જળવાઈ રહ્યું છે. હવે આ બાબતના થોડાંક દૃષ્ટાંતો ટાંકી એને ઉંચી મૂકીશું. **अविमारक**માં, ઉપરથી આવતા મેઘનાદને સૃષ્ટિ કેવી લાગે છે તેનું ભાસે વર્ણન કર્યું છે તે લખે છેઃ—

शैलेन्द्राः कलभोपमाः जलधयः क्रोडातटा कोपयाः
वृक्षाःशैवलसन्निभाः क्षितितलं प्रच्छन्न-निम्नस्थलम्।
सीमन्ता इव निम्नगाः सुविपुलाः सौधाश्चविंदुपमाः
दंष्ट्रायक्रमिवाच भाति सकलं संक्षिप्तरूपं जगत ॥

હવે, જે વખતે દુષ્યન્ત હેમકૂટ પર્વતની ટોચ ઉપર સ્વર્ગમાંથી ઉતરે છે તે વખતનું મહાકવિ કાલિદાસના शाकुन्तलમાંનું વર્ણન આ સાથે સરખાવીએઃ

शैलानामवरोहतीव शिखरादुन्मज्जता मेदीनी
पर्णाभ्यंतरलीनतां विजहति स्कंधोदयात् पादपाः।
संतानैस्तनुभाव नष्ट सलिलाः व्यक्तिं व्रजन्त्यापगाः
केनाप्युत्क्षिपतेव मर्त्य भुवनं मत्पार्श्व मानीयते ॥

અથવા નીચેનું દ્દષ્ટ સરખાવવાથી પણ ખાત્રી થશેઃ

यस्यां न प्रियमण्डनापि महिषी देवस्य मंदोदरी
स्नेहाल्लुम्पति पल्लवान्नव पुनर्वीजन्ति यस्यां भयात्।

( अभिषेक માં રાવણનું અશોકવન )

અને.

पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मा-स्वपीतेषु या
ना धत्ते प्रियमण्डनापि भवतां स्नेहेन या पल्लवम्।

( शाकुन्तल માં શકુન્તલાના બાલ તરવે ઉદ્દેશીને કણ્વનું કથન. )

વળી, ધૂળના ગોટા જોઈ રામે અનુમાન કર્યું હતું કે નાનો ભાઈ ભરત તેમને સેવાને માટે મોટું સૈન્ય લઇ આવતો હતો, આ બાબતને માટે પણ નીચેના બે શ્લોકો ધ્યાનમાં લઈશું. આ મહાન કવિઓનાં લખાણમાં સામ્ય આપણને અત્રે ઉપયોગી થઈ પડશે ભાસના શબ્દોમાં નીચે પ્રમાણે આલેખેલું ચિત્રઃ

रेणुस्समुत्पतति लो भ्रममान गौरः
मभ्याप्रवृणोति च दिशः पवनावधूतः ।
शङ्खध्वनिश्च पटहध्वनि धीरनाद-
सम्मूर्छितो घनमिव नगरी करोति ॥
( प्रतिमा )

અને તેજ કાલિદાસ કવિની ભાષામાં:

विरक्तसंध्याकपिशं पुरस्तात्
यतो रजः पार्थिवमुज्जिहीते ।
शंके हनूमत्कथित प्रवृत्तिः
प्रत्युद्गतो मां भरतः ससैन्यः ॥
( रघुवंश )

આ વર્ણનોના ગુણોનું વિવેચન હવે વાચકની ઇચ્છા ઉપર રહેવા દઇ આ લઘુ લેખ સમાપ્ત કરીશું ×

---

× આ લેખમાં મને રા. કૃષ્ણમાચાર્યની સહાયતા મળી છે તે બદલ તેમનો આભાર માનું છું.
( શાન્તિ. ઉ. શાહ )

# મણિધર નાગ.

## એકાંકી નાટિકા.

લેખક:

**શ્રી. મનહરરાય મહેતા.**

મંત્રી, સાહિત્ય સંસદ

### પાત્રો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| માણિકલાલ | ... | ... | ... | ... | એક બેંકનો મેનેજર |
| જમનાદાસ | ... | ... | ... | ... | તેજ બેંકનો કેશીઅર |
| રામનારાયણ | ... | ... | ... | ... | એક મારવાડી શેઠ |
| મી. એ. | ... | ... | ... | ... | એક પોલીસ અમલદાર |
| મી. બી | ... | ... | ... | ... | પોલીસ કમીશ્નર |
| રમણિક | ... | ... | ... | ... | જમનાદાસની ધણીઆણી |

## પ્રવેશ ૧ લો.

સ્થળ-બેંકના મેનેજરની ઓફીસ.

સમય-સવારના સાડાઅગીઆર

(માણેકલાલ ઘંટડી વગાડે છે એટલે સીપાઇ આવે છે)

મા-જમનાદાસને બોલાવ—

(સીપાઈ જાય છે. થોડીવાર પછી જમનાદાસ આવે છે)

મા—જુઓ જમનાદાસ! આ હું તમને સહુથી છેલ્લી ચેતવણી આપું છું કે હવે જે હોય તે બધી સીધી સાદી વાત કહી દો.

જ—પણ સાહેબ, હું તે શું કહું? મને કંઈ ખબર હોય તો હું કહું કેની?

મા—પણ તારે એટલી તો વાત ખરી કેની કે દસ લાખની સીકયુરીટીઓ બેંકની તીજોરીમાં નથી એ બધી ક્યાં ઉડી ગઇ?

જ—તે હું શું જાણું, સાહેબ,

મા—હું શું જાણું સાહેબ! જુઓ જમનાદાસ, બહુ ખેંચવામાં સાર નથી. એટલું તો ખરૂં કેની કે તમારા આખા ખાતામાં બધા માણસો તમારા છે.

જ—જી હા, સાહેબ,

મા—અને તીજોરીઓની બે કુચી છે. એક મારી પાસે અને એક તમારી પાસે.

જ—જી હા, સાહેબ,

મા—ને શું તમે એમ કહેવા માગો છો કે મારી પાસે ચાવી છે

જ—(સાલમાં તમાચા મારી) ના રે સાહેબ! મારાથી કહેવાય કેમ. જીભ કાપી નાખવી પડે.

મા—ત્યારે પછી. તમે નહી તો બીજા કોણે ઉડાવી?

જ—તે હું શું કહું સાહેબ? ભગવાન જાણે

મા—એ તમારા ભગવાન બગવાન જવા દો. દુનીઆમાં બગભગ-તો કંઈ ઓછા નથી.

જ—સાહેબ, હું ખરેખર કહું છું કે મને એ વાતની મુદ્દલ ખબર નથી. મારા બાપુના સમ ખાઇને કહું છુ કે મને એ વાતની કંઈજ ખબર નથી.

મા—એ તમારા સમખમ સમજ્યા. આતો હું કેટલી પતી જવું હોય તો બેંકની આબરૂ સચવાય અને તમારૂં ઘેડામાં પતી જાય એટલા સારૂ કહું છુ. બાકી મારે વાસ્તે તો રસ્તો ખુલ્લો જ છે.

જ—અરે સાહેબ, આ બેંકમાં નોકરી કરતા આજે મને ત્રીસ ત્રીસ વરસ થયા તે દરમ્યાન એક પૈ સરખી ગઇ નથી તો શું હું હવે મારા ધોળામાં ધુળ નાખું?

મા—તે હું કંઈ સમજું નહીં. મેં તો આ તમને છેલ્લી ચેતવણી આપવા બોલાવ્યા છે. તમે જાણો ને તમારૂં કામ જાણો. મારે માટે તો રસ્તો ખુલ્લો છે; પછી મને દોષ ન દેશો.

જ—અરે સાહેબ! હું ઘડપણમાં મરી જઇશ. મારા બચ્ચા છોકરાં રઝળી જશે.

મા—તેમાં હું શું કરૂં? ઠીક, જાઓ.

જ—જેવી ભગવાનની મરજી.

(જમનાદાસ જાય છે. માણેકલાલ ઘંટડી વગાડે છે એટલે સીપાઇ આવે છે)

મા—મંચેરજી સોલીસીટરને બોલાવ — —

(બે મીનીટમાં ટેલીફોનની ઘંટડી વાગે છે.)

મા—હા. કોણ મંચેરજી કે! You see, મંચેરજી! પોલીસના હાથમાં કેસ સોંપવોજ પડશે,

તે સિવાય છુટકોજ નથી. મેં એને બહુ સમજાવ્યો પણ કંઈ બોલતોજ નથી ........હા-હા. વારંટ કઢાવીને પકડાવવોજ એમાં સવાલ શું? પણ એટલું જો જો કે પોલીસ એકદમ બેંકમાં આવીને ધરપકડ ન કરે.........હા-હા. એટલે એમ છે કે જેની સાથે આ વાતની ખબર પબ્લીક થઈ કે તરત બેંક પર દરોરો પડશે. તેને પહોંચી વળવાને મારે નાણાંની જોગવાઇ કરવી જોઇએ કેની?......... તે કંઈ બહુ વાર નહીં લાગે. હું હમણાં બે ત્રણ બેંકમાં ફરી આવીશ એટલે પુરતું નાણું આવી જશે. પછી કાલે સવારે દરોરો પડશે તેને તો પહોંચી વળીશ.... .........હા-Yes—હા, એ ઘેર ગયા પછી આંસરે સાત આઠ વાગે પકડવામાં આવે તો સારું......Yes-વારૂ ઠીક,

(સીપાઇ કાર્ડ લઈને આવે છે તે વાંચીને જરા હસી)

મા-બુલાવ

(મારવાડી શેઠ રામનારાયણજી આવે છે).

મા-કેમ શેઠજી!

રા-ઉસ બાતકી યાદ દેને કે વાસ્તે.

મા-પણ એ કેમ બને? પચાસ હજારના માલ પર તમારે બે લાખ રૂપીઆ જોઇએ તે કોણ આપે?

રા-અજી સાબ, આપકી ધ્યાનમેં જચે તો આપ સબ કુછ કર સકતે હો.

મા-તે શું અમે કંઈ બેંકનો પગાર હરામનો ખાઇએ છીએ?

રા-અસ્યો કુણ કહે છે? આપ પડતર કિંમત તો દેખોગે?

મા-પડતર કિંમત ગમે તે હોય, પણ હાલ બજાર ભાવ શું છે?

રા-ઉંકે બદલ દલાલી કાટલ્યો શા.

મા-(જરા વિચાર કરી નિશ્ચયસૂચક ભમ્મર સંકુચી) બોલો શું દલાલી આપશો?

રા-આપ જો કહો સોઇ.

મા-એમાં હું શું કહું?

રા-પાંચ હજાર.

મા-(હસીને) શેઠજી, કામ કીધાં. ૫૦ હજારના માલપર બે લાખ રૂપીઆ, પાંચ હજારની દલાલીમાં વેપાર તો સારો કરાવો છો.

રા-તો હજાર પાંચશો જ્યાદા.

મા-કહી રહ્યા રૂપીઆ ૨૫ હજાર હોય તો બનશે અને તે પણ રોકડા કાપીને રૂપીઆ આપીશ.

રા-અજી સાબ ગેં: તો મર જાઉં. ફીર મેં કાંઈ કરૂ?

મા-નાદારીમાં જાઓ. સરકારે તમારા જેવા સારૂ શરીઆમ રસ્તો કરી આપ્યો છે.

રા-અર્સ્યો જો કરતો હોતે તો આપકી પાસ આને કાંઈ વાસ્તે.

મા-તો પચ્ચીસ હજારમાં એક દોકડો ઓછો નહીં બેસે.

રા-શેઠ સાબ, સાત હજાર દેંગે.

મા-જુઓ શેઠ, છેલ્લી ઓફર કહી દઉં! દસમાં એક અરધી ઓછી નહીં બેસે. તમારે જો કામ કરવું હોય તો બધાં ડોકયુમેન્ટસ-અને ઓસરીઆં લઇને આવો.

રા-કબ આઉં સાબ?

મા-(જરા વિચાર કરી) સાંજે ચાર વાગે.

ને બાબુ ચાલો મારે ઘેર અને જમનાદાસ છુટીને આવે એટલે પાછાં આવજો.

ર–શેઠ, તમારી મહેરબાની. પણ એતો માફ કરો.

મા–પણ એમાં છે શું ? મારૂં ઘર તે તમારૂંજ ઘર છે કેની.

ર–તેતો ખરૂં. પણ બાબુને ત્યાં ન ગમે, એટલે માફ કરો.

મા–ચાલો તેમ કરો તારે. તમને હું બીલકુલ નારાજ કરવા નથી માગતો. (બાબુને બોલાવીને થોડ. ગજવામાંથી રમકડાં કાઢી આપે છે.) લે બાબુ ! જો તારી બાને કાયર ન કરતો. કાલે સાંજે હું તારે સારુ મોટર મોકલીશ અને તું તેં તારી બા ફરવા જજે. (ઘડીઆલમાં જોઇ) ચાલો તારે બહેન, હું જાઉં છું હોકે ? (જતાં જતાં) જુઓ બહેન, તમે બીલકુલ ફીકર ન રાખતાં. કૈં પણ જોઇએ તો મને જણાવજો. પણ એમજ કરોની. જુઓને આજે પચ્ચીસ તો થઈ. કાલે સવારે તમને હું સો રૂપીઆ મોકલીશ. અને જમનાદાસ જ્યાં લગણ છુટી આવશે નહીં ત્યાં લગણ એમનો પગાર દર પહેલી તારીખે પહોંચતો કરીશ. કેસની બાબતમાં પણ તમારે બીલકુલ ગભરાવું નહીં. બધે ફરી વળી બધું રૂફેદફે કરી નાખીશ. ચાલો જાઉં છું તારે.

ર–વારૂ.

(માણેકલાલ જાય છે.)

ર–કેવો ભલો માણસ છે. ભગવાન એનું કલ્યાણ કરજો.

---

પ્રવેશ ૩ જો.

સ્થળ–માણેકલાલના બંગલાનો ખંડ.

(રમણિક સીવતી બેઠી છે. એટલામાં માણેકલાલ પ્રવેશ કરે છે.)

મા–કેમ બહેન, હવે તો અહીંઆં ગોઠી ગયું કેની ?

ર–હા, ઠીક છે.

મા–તમે તે દિવસેજ મારૂં કહ્યું માન્યું હોત તો તમારા મંદવાડમાં તમે ને બાબુ હેરાન થતાં હતાં તેમ થવું ન પડત. બાબુ પણ કેવો હવે કંપાઉંડમાં સાઇકલ દોડાવે છે.

ર–હવે કેસ કઇ દાડે નીકળવાનો છે તેની કૈં ખબર પડી ?

મા–એ કૈં ચોક્કસ કહેવાય નહીં. સેશન્સ આ દસમી તારીખથી બેસશે ; એટલે ત્યાર પછી કોઇ પણ દિવસે લેવાય. પણ આપણે ફીકર કરવા જેવું કૈં નથી. પોલીસમાં હું ફરી વળ્યો છું અને સર મણિલાલ જેવાને બારીસ્ટર કર્યા છે. એટલે જમનાદાસ છુટી જશે એ તો નક્કીજ છે. હવે એ બાબત મનમાં ઘોળી ઘોળી નકામું તમારૂં શરીર ન બગાડો. જુઓ આજે હું એક ચીજ લઇ આવ્યો છું. તમે જોઈને ખુશ થશો. (મોતીની કંઠી કાઢીને બતાવે છે.)

ર–બહુ સરસ છે. આ તો બહુ કિંમતી છે.

મા–રૂપીઆ દસ હજાર આપ્યા.

ર–ઓહો ! તારે તો બા સરસ હોય કેની. સરલા બહેનને બહુ સારી લાગશે.

મા–લાગેજ કેની. એના ગળામાં તો સરસ લાગે છે. હવે તમે પહેરોની. જોઈએ તમને કેવી લાગે છે ?

આવે છે.) જા આ. માળીને કહીને એક વીક્ટોરીઆ મંગાવ તો.

(આણુ જાય છે. પડદો પડે છે.)

### પ્રવેશ ૪ થો

સ્થળ—બેંકના મેનેજરની ઓફીસ.

સમય—બપોરનો એક.

મા-ઓહો મી. એ અત્યારે ક્યાંથી?

એ-મને કંઈક ખબર મળી છે તેથી હું તમને ચેતવવા આવ્યો છું.

મા-મને ચેતવવા!

એ-હા. તમને ચેતવવા. જમનાદાસના કેસમાં વધારે તપાસ કરતાં એમ માલમ પડ્યું છે કે જમનાદાસ તદ્દન નિર્દોષ છે, એમાં તો તમારો હાથ જણાય છે.

મા-what non-sense you talk?—તમે શું વાત કરો છો?

એ-મને જે ખબર મળી છે તે હું તમને કહું છું. તમારી સામાં વોરંટ કાઢવામાં આવ્યું છે. જુઓ (ઘડીઆલ કાઢીને) એક તો વાગ્યો. એ કલાક રહીને તમને પકડવામાં આવશે.

મા-મને પકડવામાં આવશે?

એ-હા. તમને પકડવામાં આવશે.

મા-મારા જેવાને શું પોલીસ એમને એમ પકડી શકે?

એ-હા. પકડી શકે, જો તેની પાસે મજબુત પુરાવો હોય તો.

મા-તે મારી સામે એવો તે શું પુરાવો છે?

એ-(ગજવામાંથી એક કાગળ કાઢી ટેબલ પર મુકતાં) આ દસ્તાવેજ.

મા-(જોઈ-એકદમ ચમકી ફીકો પડે છે જરા સ્વસ્થ થઈ આ દસ્તાવેજ. Pure and simple forgery—તદ્દન બનાવટી. આ મારી સહીંજ નથી, Nevermind. Let them arrest me.—ફીકર નહીં ભલે મને પકડે. (દસ્તાવેજ ઉંચકીને એ. ને આપે છે. એ. ગજવામાં ઘાલે છે.)

Many thanks. Here you are for your information—બહુ ઉપકાર થયો તમે ખબર આપી તેના બદલામાં—(સો રૂપીઆની નોટ કાઢીને આપે છે.)

એ-A hundred Rupees by Jove સો રૂપીઆ!

મા-Never mind. God is great. કંઈ નહીં. ઈશ્વર મોટો છે.

એ-Thank you-ઉપકાર થયો.

(એ. જવા માંડે છે. તેને બોલાવીને.)

મા-will you mind refreshing yourself:—જરા એક છાંટો પાણી?

એ-મોડું થઇ જાય.

મા-અરે, મોડું શેનું થાય?

(ઘંટડી વગાડે છે. સીપાઈ આવે છે.) વીસ્કી સોડા.

(સીપાઇ જાય છે. માણેકલાલ કામ કરવાનો ડોળ કરે છે. એ. ન્યુસ પેપર વાંચતો આરામ ખુરસીપર પડે છે. થોડીવારે રહીને સીપાઇ વીસ્કી સોડા લઇને આવે છે. એ. પીવા માંડે છે, પીતાં પીતાં એ. લહૂ થઇને પડે છે. એટલે સીપાઇને બોલાવીને)

મા–પોલીસ કમિશનરના બુલાવ, આજથી હે સમજ્યા ગેઉન જા

(થોડીવારમાં ટેલીફોનમાં ઘંટડી વાગે છે એટલે ભુંગળુ કાને મૂકી)

I say Mr. B.—અરે મી. બી—તમારા નામે દારાડીકર્ડના શેરો લીધા હતા તે વેચી નાખ્યા. તેના નફાના પચીસ હજારનો ચેક તમને મોકલ્યો હતો તેની હજી રસીદ મળી નથી Yes—Yes—હા, હા, તે મને તો તેનું કૈં નથી. પણ પેલો દલાલ બુમ પાડે છે, માટે જરૂર આજે સાંજ સુધીમાં મોકલી આપજો અરે, હા, પણ તમે એમજ કરોની Will you mind just coming here for a minute ? ફુરસદ હોય તો એક મીનીટ આવી જશો ? મારે બીજું કેટલુંએક કામ છે ... ઠીક ત્યારે હું બેઠો છું કે બહાર નહી જાઉં

(માણેકલાલ ઉઠીને એ ને જોય છે તેને તદન બેહોશ થયેલો જોઇ એના ગજવામાંથી દસ્તાવેજ કાઢી ચાલી જાય છે અને પાછો સ્વસ્થ થઇ ટેબલ પર કામ કરતો હોય તેમ બેસે છે. થોડી વારમાં બી. આવે છે.)

બી–Good day, Good day What can I do for you ? કેમ શું કામ છે?

મા–ગુડ ડે, ગુડ ડે (હસતો હસીને સેકહેન્ડ કરે છે અને ત્યારપછી બે જણા કેટલીક આડીઅવળી વાતચીત કરે છે બી જવાને માટે ઉઠે છે એટલામાં એની નજર આરામ ખુરશી પર પડેલા એ પર પડે છે એટલે ચમકી ને.)

બી–માર્જંટ એ આ દશામાં?

મા–હાસ્તો, આવા તમારા અમલદારો છે. છાકટા થઇ પૈસા કઢાવવા અહીં આવી ધાંધળ કરે છે. જુઓ એના ગજવામાં સો રૂપીઆની નોટ છે. એ મેં. એને આપી ત્યારે ટાઢો થઈ આમ પડ્યો છે.

બી–What nonsense. I'll summarily dismiss him કેવું ખરાબ. સમજ્યાને હમણાં હું એને બરતરફ કરીશ. પણ ત્યારે તમે મને એવાઓના સબંધમાં ફરીઆદ કેમ નથી કરતા ?

મા–હું કેટલાની સામા ફરીયાદ કરૂં ? અને ફરીયાદ કરવામાં લાભ શું. અમારેએ રૂપીને ખમવું હોય કે નહીં ?

બી–તમારા સીપાઇને કહોની કે નીચેથી પોલીસને બોલાવી લાવે.

(માણેકલાલ ઘંટડી વગાડે છે એટલે સીપાઇ આવે છે)

મા–સાહેબની મોટરમાંથી પોલીસ જસને આહે, ત્યાલા બુલાવ

(સીપાઈ જાય છે થોડીવારમાં પોલીસના બે સીપાઈ આવે છે અને એ. ને ટાગાટોળી કરીને ઉચકી જાય છે. બી. જવા માંડે છે. એટલે) આ રસીદ પર સહીં કરતા જશો ?

બી–હાજીજ ખુશીની સાથે

(બી સહી કરે છે. પછી શેકહેન્ડ–શેકહેન્ડ કહેતો હસીને ચાલ્યો જાય છે તેના ગયા પછી થોડી વારે આમતેમ જોઇ)

મા–આમજ ભોળા મૂર્ખાઓ ફસાય છે. ગુરૂમંત્રનું રહસ્ય આજે હું બરોબર સમજ્યો. બદમાશી મૂદ્દલ કરવી નહીં પણ જો કરવી તો

પાછી ફરશી. દુનીઆમાં અક્કલ્યા હંમેજ ફસાય છે. માંકડાં જેને બરોબર રમાડતાં આવડતું હોય તેજ મદારી થઇ શકે, બાકી મદારીપણું કરવા જતાં બચકાં ખાવાં પડે. ઉપકાર અપકારનું તાજવું માણસ તોળવા ગયો કે ફસાયો. આ જગતજ હરામખોરની છે. ફાવ્યો તે શાહુકાર. ફસાયો તે ચોર. હવે તો જમનાદાસ કોકાઈ જાય એટલે નિરાંત. પછી એક બાકી રહેશે રમણિક. આખી જીંદગીમાં જો હું કોઈને હાથે હાર્યો હોઉં તો એક એનાથી. પણ હું નહીં એનો વરી બીજી રીતે હાટ ઘડીશ.

(એટલામાં શીપાઈ આવે છે.)

**શી.**–સાબ, મોટર આલી આહે.

**મા**–જરા કોટ આણ.

(શીપાઈ કોટ લાવી માણેકલાલને પહેરાવે છે. માણેકલાલ શીટી વગાડતો વગાડતો ટોપી લાકડી લઇ શીગરેટ સળગાવી ચાલ્યો જાય છે.)

લોકોનો ભય એ હતો કે માધવના નગરમાં વસવાથી સ્ત્રીજનમાં સ્વાભાવિક વિહ્વલતા ફેલાતી હતી; અને તેથી તેમના ગર્ભ ગળી જવાની ભારે બ્હીક હતી. એટલે વંશ કેમ રહેશે?—એ જ આ નગરજનોની ચિંતાનો વિષય હતો. તેથી લેકોએ રાજા આગળ ફરિયાદ કરી કેઃ

"જેમ ગંદો રાહે ગ્રહ્યો, તેમ ગ્રહિઉ સંસાર;
માધવ દીઠે ગર્ભ ગલિઈ, રાજા! વચનઅવિચાર."

લોકો રાવ કરવા ગયા છે એમ માધવે જાણ્યું ત્યારે—

હૃયે બહુ બળ્યો, મન વિમાસણ થાય;
કે પરસ્ત્રી મેં પરહરી,—એક બ્હેન બીજી માય—"

છતાં, મારું રૂપ એ જ મને દૂષણરૂપ થયું છે. તો મારે જરૂર "ગામાન્તર કરવું પડશે.

રાજાએ નગરજનોની દૂભણ હવે જાણી. એટલે માધવને રાજસભામાં આવવા તેડું મોકલ્યું. માધવને કહ્યુંઃ "તું સરસ ગાય છે અને બીન બજાવે છે એમ સાંભળ્યું છે. તો તે વડે સભાને રીઝવ." રાજાએ પહેલાંથી એવી ગોઠવણ કરી હતી કે રાણીઓ જ્યાં બેસવાની હતી ત્યાં નીચે કાળા તલ પથરાવ્યા અને એમને રાતાં ચીર પહેરાવ્યાં.

મૂળ તો માધવ મોહક હતો જ. તેમાં વળી 'વીણાવંશ' વગાડતો 'જંતરવાળો જુવાન' સૌએ જોયો એટલે 'વિકાલ થયાં સવિ અંગ.' સ્ત્રીવૃન્દ, ગાયન પૂરું થતાં ઊઠયું; ત્યારે તેમનાં 'ચીરે તલ વળગી રહ્યા' હતા. તે જોઇ રાજાનું મન ચમક્યું. હવે એની ખાત્રી થઈ હતી.

રાજાએ તરત માધવને દેશવટો દીધો. અનેક ને અર્થે એક ને જતો કરવો—એ સિદ્ધાંત રાજાને માન્ય લાગ્યો. દેશવટો દે ત્યારે ત્રણ પાનડે બીડું હતું, અંવળે પાને રંગ'—એમ બીડું અપાતું. વળી દેશનિકાલ થનારને વેષ બદલવો પડતો એટલે

"કાળાં કાપડ પહેરિયાં કાળો લીધો વેષ;
મોહ પાનડે બીડું હતું, માધવ જાય પરદેશ.
માધવ બેઠો ગાડલે, કાળા બળદ તણાય."

એ પ્રમાણે અપશુકનિયાળ કાળા રંગ આવી સજાઓમાં આગળ પડતો દેખાતો; તેવા વેષે માધવે નગર છોડયું.

## ૨

માધવ ફરતો ફરતો અમરાવતી ગયો; એનું બીન એની સાથેજ હતું. તે નગરમાં રાજચંદ્ર નામનો રાજા હતો. સભાસ્થાન હતું ત્યાં આગળ માધવ આવી ચડયો. પટરાણીએ દૂરથી આ સ્વરૂપવાન જુવાનને 'વેણાવંશ' વગાડતો દીઠો; અને તેનો વૃત્તાન્ત કુરંગ નામના દ્વિજ મારફતે પૂછાવ્યો, કુરંગનો જ ખોવાઇ ગયેલો એ પુત્ર હતો એમ ખબર પડી.* પાંચ વર્ષનો માધવ હતો ત્યારે એને કોઈ હરી ગયું હતું. આમ "પિતાપુત્ર મેળાવડો" બનાવનો પ્રસંગ બની રહ્યો. રાજાએ પૂર્વવૃત્તાંત પૂછયો. કુરંગે કહ્યું કે એ પુત્ર ગોવિંદચંદરાજાને ગામ રહીને ઉછર્યો હતો. ત્યાં દેરાસર તે પૂજતો ફલ વડુ તે ઠામ! આમ વીસ વર્ષના વિજોગ પછી માધવને માતપિતાનો યોગ થાય છે; એટલે આ સમયે માધવ પચીસ વર્ષનો હતો.

* માધવના ન્હાનપણમાં થયેલા હરણ સંબંધી જુદાં જુદાં વૃત્તાન્તો બીજા કવિઓમાં છે: તેનું અહીં માત્ર સૂચનજ છે.

આ નર્તકીઓમાં આખી સભાનું ધ્યાન ખેંચનાર ચંપાના વર્ણવાળી કામકુન્દલા હતી. માધવે તેને દીઠી. અહીંથી વાર્તાની નાયિકાનો પહેલો પરિચય આપણને થાય છે. સભામંડપના બહાર ઊભો ઊભો માધવ સંગીત સાંભળી રહ્યો હતો. ત્યાં ખોનનો એક અવાજ બસૂરો બોલતો હતો તે કોઇના ધ્યાનમાં આવતું નહોતું; કારણકે એક ખૂંટી તૂટી ગઇ હતી. પખવાઝી પણ તાલ ચૂકતો હતો. તેની માધવને બહાર રહે રહે ખબર પડી. એણે અણગમાથી ડોકું ધુણાવ્યું તે પ્રતિહારે જોયું. આવા મીઠા સંગીત સ્હામે ડોકું ધુણાવનાર વળી કોણ હશે એમ તેને થયું.

આવો વિચિત્ર માણસ બહાર ઊભો છે એવી દરવાને રાજાને ખબર કરી. માધવે દરવાનને ખુલાસો કર્યો હતો કે વાદ્યો બસૂરાં બોલતાં હતાં તેથી એનું માથું હાલી જતું હતું. કૌતુકપ્રિય રાજાને આ વાંકયા રત્નની પરીક્ષા લેવાનું મન થયું. રાજાએ પખવાઝીની દિશા બદલાવી; અને પૂછાવ્યું કે હવે કઇ દિશામાંથી બસૂરો અવાજ આવે છે. માધવે બહાર રહે રહે સ્વરચિકિત્સા કરી બતાવી. ગુણગ્રાહી રાજા પ્રસન્ન થયો. માધવને સભામાં માનભેર બોલાવ્યો.

વિપ્ર માધવે રાજાને આશીર્વાદ આપ્યો. તેને 'પંચાંગ પસાય' મળ્યાં. અહીં કામકુન્દલા અને માધવની પહેલવહેલી નજર મળી. કામા માધવને જોઇ રહી; માધવ કામાને નિહાળી રહ્યો. રૂપ કરતાંયે ગુણથી ઘેલી થનારી કામકુન્દલા મનથી નક્કી કરી બેઠી કે 'એજ પિયુ પરમાણ;' કારણ કે એ 'ભરહ શાસ્ત્ર જાણે ઘણાં.'

સંગીતમાંયે જાણે પોતાના ચિત્તનો ઉલ્લાસ ભળ્યો હોય એમ કામા હવે વધારે ખીલી. બધું હવે સૂરાવટથી ચાલતું હતું. બધા સંગીત-મુગ્ધ થઇ રહ્યા હતા એટલામાં કામકુન્દલાની છાતી ઉપર એક ભ્રમર ઊડતો ઊડતો આવીને બેઠો. માધવ એકીટશે કામાના હાવભાવ જોઈ રહ્યો હતો. કામાનું લાલિત્ય અત્યારે અનહદ હતું. સંગીતમાં તાન અને આલાપથી જે રાગચ્છાયા જામી હતી તેને જરા પણ કલુષિત કર્યા વગર, કામાએ ભ્રમરને સ્તન ફરકાવીને ઊરાડી મૂકયો. આ એની અજબ યુક્તિ તથા ચિત્તની શાંતિ અને સમયસૂચકતા માત્ર માધવે જોયા. આખી સભા તો મધ્યમ સમજની હતી; તેને મન આમાં કાંઈ નહોતું.

માધવ જે કલાનો સાચો ભોક્તા હતો તેણેજ કલાવાનની કદર કરી. એણે ભરી સભામાં કામાની અદ્‌ભુત ચાતુરીનાં વખાણ કર્યાં અને તેની કદરના સ્પષ્ટ ચિન્હ તરીકે પોતાને ઘડી ઉપરજ મળેલો "પંચાંગ પસાય" કામાને ઈનામ તરીકે આપી દીધો.

સભા તથા રાજા આથી ઝાંખાં પડી ગયાં*

* સંસ્કૃત 'માધવાનલ કથા'ને દામોદર કવિ વળગી રહે છે; તેથી ગણપતિના માધવાનલ દોગ્ધક પ્રબંધ' (સં. ૧૫૭૪) માં, કુશલલાભના 'માધવાનલ રાસ' (સં. ૧૬૧૭) માં, તથા સામળભટની બત્રીસ-પૂતળીમાંની ૨૯મી માધવાનલની વાત (સં. ૧૭૮૫ પછી) માં જે પૂર્વ જન્મની કથા આવે છે તે અહીં દેખા દેતી નથી. કામકુન્દલાની છાતી ઉપર ભમરો ઊડતો ઊડતો આવીને બેઠો, તેને કંચુકીમાં સંતાડયો અને તેથી તેને 'પૂર્વજન્મનું' જાતિસ્મરણ થયું કે તે ઈન્દ્રની જયન્તી નામની અપ્સરા હતી. તેને ઈન્દ્રે દીધેલો શાપ માધવે નિવાર્યો હતો તેથી એની સાથેજ એ પરણવાનું નક્કી કરે છે—વગેરે. અહીં દામોદરની 'માધવ ચરિત્ર કથા'માં નથી.

વેશ્યા-સેજ, વસંતડી એકમને ન રહંત;
એક પુરુષને ભોગવે, બીજી વાટ છવંત."

કામકુન્દલા આ બધું સાંભળી રહી; છતાં એના મુખનો રંગ બદલાયો નહીં. એ દલીલ કરવા લાગી કે, તમે કહો છો તે બધું વેશ્યા માટે કહેવાયું છે ખરું; પણ હું કાંઇ એવી વેશ્યા ન હોય. હું તો શું કરું?

"ભૂંડી રેખા અમ તણી, વેશ્યાકુલ અવતાર:
સંબંધ કર્મે નીપજ્યાં, અરૂવો હવો સંસાર.
તે તો વેશ્યા હું નહી, કેતકી ચંપક હોય;
માથેથી જે બહેકિયે, તે જાણે સહુ કોય.
એવાં માણસ પરખતાં, ઘડી નવ લાગે વાર:
તે તો વેશ્યા હું નહીં, સ્વામી! તુંહ સુજાણ-,'

માધવના મનનું આ વચનોથી સમાધાન થયું. એને હવે કામાના હીન કુલનો બાધ લેવાપણું ન રહ્યું. કામાનું ન્હોતરું તેણે સ્વીકાર્યું. એમણે હૃદયની ભોગળો ખોલી નાંખી. એમની 'સપ્તપદી મૈત્રિ' જામી. જાણે કેટલાંયે વર્ષોથી ઓળખતાં હોય એમ અત્યારે એમને લાગ્યું. કામાએ વિવિધ પાક કરી માધવને જમાડયો. પછી બુદ્ધિ કસનારાં ઉખાણાં પરસ્પર પૂછવા માંડયાં પણ એમની આ પ્રેમસૃષ્ટિ થોડાં સમય માટેનીજ હતી. વાતો કરતાં પ્હવાર થયું, અને માધવે રાજાજ્ઞા માથે ચડાવી ચાલવા માંડયું, વિદાય માગતાં એ બોલ્યો:

"જીવશું તો મેળાવડો, નહીં તો છેલ્લી ભેટ;
કામા! અમો જાઈશું, ભવની કરતાં વેઠ!"

માધવે પોતાના મનને તપાસવા માંડયું: "અત્યાર સુધી ઘણી સ્ત્રીઓ મ્હારાથી ક્ષુબ્ધ થઈ, પરંતુ હું જરાપણ અસ્વસ્થ થયો નહોતો. આજે કામાને જોઇને કોણ જાણે કેમ, મને બીજી જાતનો કમ્પ થાય છે!" માધવે પોતાની વૃત્તિઓનું ઘમસાણ કામાને કહી બતાવ્યું. પોતાનો પૂર્વ ઇતિહાસ એને સંભળાવ્યો. એનાં આકર્ષણનો કોઈ આન્તરહેતુ હશે કે કેમ?– એમ એ મુગ્ધતાથી પૂછી રહ્યો. આખરે કામાની વિદાય માગતાં બોલ્યો:

"અમો ચાલુ પરદેશડે, મન મા આણશો દુઃખ:
વાસુદેવની ઇચ્છા હશે, તો પામીશું સુખ!"

કામાએ ન છૂટકે માધવને કહ્યું:

"સિધાવો, સિદ્ધ કરો, બહુ ગુણવંતા નાહો!
છળ કરું શતકંદલા, જેણીઈ કહિઇ 'જાઓ'
'જા' કેમ કહું રે જીવતાં? વહેલા વલણ કરો:
પૃથ્વી છે રત્ને ભરી, અમને ચિત્ત ધરો."

બન્નેએ અરસપરસ કોલ દીધા-લીધા: પહેલ કામાએ કરી:

"વરણ વખાણું કેવડો, ખાણ એક ચંપો હોય:
ત્રીજો વખાણું માધવો, ચોથો અવર નહોય!"

આ પ્રેમવચનનો પડઘોજ માધવે પાડયો:

"વેલ વખાણું ગોગરો, ફૂલ વખાણું જાઈ;
સ્ત્રી વખાણું કામકુન્દલા, અવર ન દુજી થાય."

આખરે માધવ ચાલ્યો: "માધવ શેરી સંચર્યો, મન્મથનો અવતાર. કામા ઝૂરે અતિ ઘણું, કો એકાવલ હાર." કામકુન્દલા તો 'આ દીશે માધવ ગયો, આ દીશે એ જાય'—એમ માધવ ગયો તે દિશામાં જોઇ રહી. હવેજ એનો વિરહ એને ખૂબ સાલવા લાગ્યો. [ અહીં કવિને કામાનું વિરહવર્ણન કરવાની સુન્દર તક મળી છે; અને લગભગ સોએક મર્મસ્પર્શી દુહામાં તે તકનો એણે ઉપયોગ પણ કર્યો છે. ]

કામા હવે પોતાનો હૃદય-ઉભરો ઠાલવવા માંડી અત્યારે એનું "હૈયું દુઃખે પૂનિયું, જેમ જલબિંધો મેહ" તેવું હતું:

"માધવ ચાલ્યા, નાખ્યાં ગ્યાન તે આવનહાર
સકળ ભાગી વેરણી, ગયો તે ભીંસમુદાર.
બાપલ વગાડી હું વગી, હૈડું વચન ન દય.
આવણ પન્ને મગવી, ગ્રહી માટી નયનેય.
માધવના ગુણ સંભરઈ, કેમ ચાલું તે નેહ!
હઈડે વાલમ પૂગિયા, નયણે વરસે મેહ
એક રાતનો નેહડો બેરના ચાલ્યા આણ
ભેદ વિછોહી ગોરડી, સૂકી અંગી પંજર થાય
માધવ ગયો પરદેશડે, બેઠી નયન ગમાય.
પરાણે ઘડિયું રે હૃદયા! કે લાકડું કે લોહ?
ફૂટ હૈડું ફાટે નહીં, વહાલા તણે વિછોહ.
હઈડા ભીતર દવ બળે, ધુમ્મા પ્રકટ નવ હોય,
પમ મમ દાઝે દેહડી, નવ ઓલવે કોય.
માધવ ચાલ્યો રે સખિ! ગયો તે લીલવિલાસ,
સૂની દેખું સેજડી, ઉજ્જડ થયા આવાસ.
જબ સૂતી તબ જાગીને, જબ જાગું તબ જાય
લોચન સો તે પ્રિય વસે, પ્રાણ આવે પ્રાણ જાય.
સ્વપ્ના! તું ભલે રહો, અમને રાવે ગેય.
જબ જાગું તબ એકલી, જબ સૂતી તબ બેહ
સખિ! સમણાં આભમાં સ્વપ્નાન્તર મળાય,
હૈ! હૈ! નયણાં પાપિયાં જાગીને ગમાય'
ઓશીકું ઉજ્જડ થયું, સેજ થઇ અંગાર,
નયણે ન આવે નિંદડી, વિણ સેજિંદ ભરથાર
માધવને કેમ વિસરું, જેહનું ઘણો સનેહ?
અંતર નેહ મન સાંભરે, જિમ બપૈયા મેહ.
માધવ! ગુણ તમારડા, રહ્યા તે હઈડા માંહ,
તમે ચાલ્યા પરદેશડે, અમે થયાં અનાહ.
નયણથી માધવ ગયો, પણ હઈડેથી નવ જાય;
હઈડે એમ વિમાસિયું, અહરનિશ સમરું માય!
માંઆણ્યા' ધ્રુજ પંખડી, મન ઉડીની દેય;
માધવને જઈ હું મળું, પછે તું ખાજી લેય.—"

આમ કામકુન્દલા માધવના વિરહથી ઝૂરી રહી હતી. એની સખીઓ એની ચેષ્ટાથી આશ્ચર્ય પામતી હતી. સામાન્યાને આવો વિરહ શો અને પ્રેમની ઝંખના શી? એમના મનમાં કામાનું દષ્ટિબિન્દુ ક્યાંથી ઉતરી શકે? માધવના વિરહથી ઝૂરતી કામાને સખીઓ સમજાવવા મંડી:

"માધવ ગયો તો જાન દે, બીજા કર નવ લાખ,
પહેરો પટોળાં, કાચળી, પહેરો ચંપક ચીર;
માધવને તો પરહરો, બીજા બાવન વીર—"

કામાએ મક્કમપણે સખીઓને જણાવી દીધું:

" નવ પહેરું ચીર પટોળડી, ન પહેરું ચંપક ચીર:
અંગ સુકોમળ બાળશું, ગયો તે બાવન વીર!
સાયર સેવે હંસલો, જલ ખેવાળ ન ખાય:
બાર વરસ ભૂખ્યો ભલે, હોય તો રતન ચણાય"

આમ સખીમંડળની સતામણી કામાથી જ્યારે ન સહેવાઈ ત્યારે એણે સાફસાફ પરખાવી દીધું કે પુરુષ ભવિમેં પરહર્યા, માધવ મુજ ભરથાર. એણે તો નિશ્ચયજ જાહેર કર્યો કે,

" વેશ્યાકુલ હું અવતરી: ઘણાં કીધાં મેં પાપ;
મુજ મેલ્હી માધવ ગયો, અવર પુરુષ તે બાપ"

આમને આમ બીજાંથી છાની કામકુન્દલા 'ચૂલે છાણું' પરજાલે, ધુમાડા મિષ રોયસ્લોય અંતરની વરાળો કાઢતી હતી. એક દિવસ વિરહિણી કામાએ જોષીને બોલાવી પ્રશ્ન પૂછ્યો કે 'માધવ

---

* સરખાવો હિન્દી વાક્યખંડઃ "ધુઆં બહાને રોત"

ક્યારે મળશે ?' † એને તે સિવાય બીજું કશું જાણવાની તમા નહોતી. જોષીએ:

"પ્રશ્ન જોઇને એમ કહ્યું, વરસ મેળાવો હોય:
વિક્રમ રાજા જાણજે તુજ દુઃખ ભાંજે સોય."

હવે કામા આશાનો તન્તુ ઝાલી જીવવા લાગી.

[ અહીં જોષીને બોલાવ્યાનો પ્રસંગ યોજીને કવિએ એવું સૂચન કર્યું છે કે આખરે પ્રેમીઓનું મિલન થશે; અને તે પણ 'પરદુઃખભંજન' બિરુદધારી વિક્રમની સહાય્યથીજ. આથી વાર્તા સુખ પર્યવસાયી થવાની છે તેનું પણ સૂક્ષ્મ સૂચન જોઈ શકાય છે; કામાના વિરહવર્ણનની જે શોકચ્છાયા જામી છે તેને આથી હળવી કરવા કવિએ, પોતાની સમજ પ્રમાણે, આ યોજના કરી જણાય છે. ]

"જોશીડા! જોષ જુવોને, ક્યારે મળશે મને કહાન."

૪

હવે માધવની વાત કરિયે. દુઃખનો માર્યો માધવ ચાલ્યો ચાલ્યો ગયો. રસ્તે એક આંબાની છાંયમાં બેઠો; અને કામકુન્દલાનું સ્મરણ કરવા લાગ્યો. ગઇ રાત્રિનું સ્મરણ એને મન અત્યારે જીવતું જાગતું બની ગયું હતું. મીઠાં સ્મરણોના સંગીએ પ્રભુની પ્રાર્થના કરી:

'નયણે જે વેધી રહી, તે દેજે કિરતાર!'

ભારે હૈયે માધવ આંબા તળેથી ઉઠ્યો અને ફરી પ્રવાસ આરંભ્યો. ચાલતો ચાલતો એ ઉજ્જયિની ગયો. થાક ભૂખથી અધમુવા જેવો એક દ્વિજને આંગણે આવી ઊભો. અતિથિસત્કાર ધર્મને ન ભૂલનાર દ્વિજે એને જમવાનું નોતરું દીધું. ક્ષિપ્રામાં ન્હાઈ આવીને એ જમવા બેઠો. પરંતુ જ્યારે એ

"અંગ પખાળી આવિયો, જમવા બેઠો વીર:
કર ખેંચી બેઠો રહ્યો, નયણે ગાળે નીર."

એટલે

"વળતો બ્રાહ્મણ બોલિયો: અરે વિપ્ર! કાં તું રોય?
તારું દુઃખ છે તે કિયું? તે મુજને કહે સોય."

માધવે પોતાની કથની ટૂંકામાં કહી:

મુજને દુઃખ છે એહ;
"કામાવતી કામા વસે, ચિત્ત હર્યું છે જેહ."

સામાન્ય સંસારીઓને પ્રેમી જનોની ભાગ્યે પડી હોય છે. પૂછવાનો વિવેક, તે પૂછીને તેટલેથીજ અટકે છે. માધવના ચિત્તને ચહેન નહોતું પડતું. એણે કોઈ પંથી સાથે કામકુન્દલાને સન્દેશો કહાવ્યો કે 'હું ઉજ્જયિનીમાં છું.' પ્રીતિકાંક્ષાની તરસી પંખિણીએ સન્દેશો મળતાંજ ઉત્તર પાઠવ્યો:

"ગરુઓ ને ગુણ આગળો, વાની અમીય રસખાણ;
કાલો ને કોડામણો, ગોપી મોહી જેમ કહાન:
તું જાણે કિરતાર! જો મુજ સાજન વિસરે
દિનમાંહે કંઇ વાર, શ્વાસ પહેલો સાંભરે!"

સૂકી ધરતીમાં વૃષ્ટિનાં બિન્દુ પડે તેમ માધવને આ ઉત્તરથી શાતા વળી. તેનો પ્રેમ એકતરફી નથી એમ જાણતાં એનામાં અજબ સ્ફૂર્તિ આવી. આખો દિવસ એ નગરમાં ઘૂમ્યો. પછી રાત પડ્યે એક શિવમંદિરમાં પેઠો. ત્યાં રુદ્રની ભાવ સહિત પૂજા કરી; મહાદેવ પ્રસન્ન થયા અને કહ્યું કે, 'મનવાંચ્છિત ફળ પામશો, હશે વિક્રમાન'

† શાંતિદાસ કવિએ ગોપી પાસે એવું પૂછાવ્યું છે કે:

માધવના મનનું, આ શિવાનુગ્રહના ધરેલા આભાસથી, સાંત્વન થયું. એ ત્યાં થોડીક વાર સૂતો; અને આખા દિવસનો થાકેલો તે ત્યાં ઊંઘી ગયો; પણ બે પ્રહર વીત્યા પછી કામા સાંભરી આવતાં એ જાગી ઊઠ્યો. અને મંદિરની ભીંતે કંઈક લખ્યું:

"कान्ता विरहज दुःखमेको जानाति
राघव ॥ '

કાન્તાના વિરહથી થનારું દુઃખ ખરેખરું કોઈએ જાણ્યું હોય તો તે રાઘવ રામેજ.

થોડીવાર પછી એક દુહો લખ્યો:

" મન જાણે મન વાતડી,
કો આગળ નવ કહેવાય;
બોલતાં સર્વે સાંભરે,
હૈયું ઘાયલ થાય "

આ શિવપ્રાસાદમાં રાજા વિક્રમ હમેશાં સવારે દર્શન કરવા આવતા હતા. તેમણે સવારમાં પેલો દુહો વાંચ્યો. એમને થયું, " આ કોઈ સ્ત્રી-વિરહથી દાઝેલાએ લખ્યો જણાય છે " 'પરદુઃખભંજન' બિરુદ ધરાવનાર વિક્રમને થયું કે એ દુખિયાનું દુખ હું ટાળું ત્યારે ખરા. એણે નગરમાં પડો વજડાવ્યો કે એ દુહો લખનાર દુખિયાને જે કોઈ શોધી કાઢશે તેને હું સારું ઇનામ આપીશ.'

એક ગોગ નામની ચતુર વેશ્યા આ ઇનામ મેળવવા તૈયાર થઈ. ગોગને સંસારવ્યવહારના ઊંડા અનુભવ ઉપરથી ખાત્રી થઈ હતી કે

" સવિ દુખિયાં વન દેવલમાં વાસ "

એટલે ખરા દુખિયાનો વિસામો વનમાં હોય છે. ઘણાના તો દેવમંદિરમાં એ વિચારે પોતાના હોય છે. તેથી પહેલા શિવમંદિરમાંજ તપાસ કરવા એ ચાલી.

પહોર રાત ગઈ ત્યારે રુદ્રમંદિરમાં તે પેઠી. મૂર્તિની એક તરફ મંદિરમાં આવવાનો માર્ગ હતો, અને બીજી તરફથી વન શરૂ થતું હતું. મૂર્તિની પાછળ સંતાઈ રહી, એક ઠેકાણે નજર ઠરાવી એ બેસી રહી. એ આમતેમ જુવે છે તેટલામાં મોઢેથી નીસાસા નાખતો માધવ ત્યાં આવ્યો, અને થોડીવારમાં નિદ્રાવશ થયો.

ગોગ મૂર્તિ પાછળથી નીકળી આવી; અને ધીમેથી માધવ સૂતો હતો ત્યાં આવીને બેઠી. કામાનું ચિંતન કરીને જંપી ગયેલો માધવ ઊંઘમાં પણ જાણે એને ઝંખી રહ્યો હતો. એનાથી ઉદ્ગાર નીકળી ગયો.*

" રહો રહો કામકુન્દલા, અમથું મરશો રોય."

ગોગ પામી ગઈ " કે આ કોઈ વિરહવાયુંધો બીચારો જણાય છે. એજ પેલા દુહાનો લખનાર હોવો જોઈએ "

૫

સવાર પડતાં, દુખિયો ખોળી કાઢ્યાના સમાચાર ગોગે વિક્રમને કહ્યા. વિક્રમ, નિત્ય નિયમ પ્રમાણે હોય તેમ, સવારમાં દર્શન નિમિત્તે સીધો શિવાલયમાં ગયો. ત્યાં માધવને નિહાળ્યો. એના મુખની રેખા ઉપરથી એજ વિરહથી જર્જરિત હોવો જોઈએ એમ એની

*આ સાથે સરખાવો "ઓખાહરણ"માં ઉષાનાં આજ પ્રમાણે નિદ્રાવસ્થામાં ઉચ્ચારાયેલાં વચન;
" અરે નાથજી ! ન જઈએ ઘર રાત તે કેમ રહ્યું રે,
સરખાને સાંજ આવી. સહેલી નાથ મને રીસાવી "
વગેરે

"ત્યારે મહાત્માજી પણ ત્યાંજ હતા. હું એમને મળી શકયો—" દેશભકત નં. એકે કહ્યું.

"એમ કે ? તમે મહાત્માજીને મળેલા ? હું પણ મળ્યો હતો. પણ યરવડામાં નહીં. આપણે તો એમને સાબરમતીને આશ્રમેજ જઇને ધામા નાંખેલા."

"આ દેશનો ઉદ્ધાર ખાદી વડેજ થઇ શકશે એમ એમની વાતચીત પરથી હું સ્પષ્ટ સમજી શકયો. એમની સાથે વાત નહોતી થઈ ત્યાં સુધી—"

"ને આપણે તો પહેલેથીજ ખાદીમાં શ્રદ્ધા રાખી છે."

"ત્યાં સુધી મને ખાદીથી દેશનું દળદર ફીટે એમ લાગતું નહોતું. હવેથી મેં ખાદી ને રેંટીઆને મારો જીવનમંત્ર ગણ્યો છે. દેશની સેવા–"

"ને આપણે પણ બસ રેંટીઓ ને ખાદીજ."

"પણ હું વાત એ યરવડાની જેલ વીશે કરતો હતો. રાજદ્વારી કેદી ને સામાન્ય કેદી વચ્ચે કશો ભેદજ નહોતો રાખવામાં—"

"અમારી સાબરમતીમાં પણ કશો ભેદ રાખવામાં નહોતો આવ્યો."

"સદ્‌ગૃહસ્થને ન છાજે એવી રીતની વર્તણુક અમારી સાથે ચલાવવામાં આવતી—"

"અમારી સાથે પણ એમજ—"

"મેં તો જેલ સુપ્રીન્ટેન્ડન્ટને કહ્યું—'

"આપણે પણ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબને સંભળાવી દીધું—"

"—કે અમે સામાન્ય ગુનેહગારો નથી; સદ્‌ગૃહસ્થ છીએ. જેટલી એમની પોતાની આબરુ જગતમાં છે તેટલીજ અમારી પણ છે. અમે—"

"કે અમે પણ તારા જેવાજ છીએ સમજ્યો ને ? ને અમારી જોડે સીધા સીધા નહીં ચાલશો તો—"

"અમે સત્યાગ્રહીઓ જેલના નિયમોનો ભંગ કરવા નથી માંગતા. પરંતુ અમારી સાથે સારી વર્તણુક રાખવામાં નહીં આવે તો—"

"—સીધા સીધા નહીં ચાલશો તો સત્યાગ્રહ કરીશું, તમારા પોકળો છાપામાં પ્રગટ કરીશું ને તમને બેઆબરુ કરીશું."

"મેં કહ્યું કે અમારી સાથે જો તમે સારી રીતે–સદ્‌ગૃહસ્થને છાજે એવી રીતે—"

"આપણે પણ એમજ કહી દીધું. આપણે તો સંભળાવી દીધું કે આ એક વાર કહી દઇએ છીએ. સીધા સીધા નહિ ચાલશો—"

"પણ મારી વાત જરા સાંભળશો ?"

"ત્યારે આ શું કરું છું ?...આપણે તો ચોખ્ખું કહી દેવાના—જેવું હોય તેવું, પછી મોટો સુપ્રીટેંડંટ હોય કે તેનો બાપ!"

"તારે જો તારીજ વાત કરવી હોય તો હું મુંગો રહું."

"ના, ના. ભાઈ! તું તારે તારી વાત કરની. સૌને પોતપોતાની વાત મીઠી લાગે."

× × ×

"તે દિવસે પાર્ટીમાં પેલી મીસ દસ્તુર પીરોજી સાડી પહેરીને આવી હતી તે તેં જોઇ હતી ?" એક સન્નારીએ બીજાં સન્નારીને પુછ્યું

"હા. મારી પાસે એવા જ રંગની બરાબર એજ નમુનાની સાડી હતી. પણ મારી બબલી નાની હતી ને—"બોજા" સન્નારીએ જવાબ દીધો.

"મને પણ એવી સાડી લેવાનું મન થયું. પણ શું કરું? એમનો સ્વભાવ આકરો બહુ—"

"બબલી નાની હતી ત્યારે એક દિવસ બબલીના બાપા, હું ને બબલી સીનેમા જોવા ગયાં હતાં. ત્યાં—"

"એમનો સ્વભાવ આકરો એટલે મેં વિચાર કર્યો કે આમ માગીશ તો ખીજવાશે માટે લાવ એક યુક્તિ કરું—"

"ત્યાં એકદમ અંધારું થઈ ગયું એટલે બબલી ગભરાઈ ગઈ ને રડવા માંડી—"

"આમ એમનો સ્વભાવ જરા આકરો ખરો પણ પોતાનાથી કંઈ પણ વસ્તુ બગડે તો જેની એ વસ્તુ હોય તેને એ તેના કરતા દશ ગણી સારી વસ્તુ અપાવે. મેં પેલી તપખીરીયા રંગની મારી સાડી છે ને—"

"બબલીને છાની રાખવા મેં તો બહુ બહુ કર્યું પણ એ કેમે કરી છાની રહેજ નહીંને. બબલીના બાપાએ "કર્યું લાવ. હુ એને જરા બહાર ફેરવી આવું. મેં એમને આપવા—"

"એમને એવી ટેવ છે કે રાતે મોડા બગાસીને થાકયા પાકયા આવે તેવા તરત સુઈ જાય. તે મેં પેલી મારી તપખીરીયા રંગની સાડી છે ને—"

"હા. તે બબલી તો એવી રડે કે કે પુછવાની વાત જ નહીં. આસપાસના બધા કંટાળી ગયા. પછી બબલીના બાપા કહે છે કે 'અરી! લાવ તું મને આપ. હું એને જરા બહાર ફેરવી આવું' મેં બબલીને એમના હાથમાં—"

"હા. તે પેલી મારી તપખીરીયા રંગની છે ને તે મેં એમના ઓશીકા નીચે ડુચો કરીને મુકી. એ તો બહારથી બગાસીને રાતે મોડા મોડા આવ્યા ને—"

"હું એમના હાથમાં બબલીને આપવા ગઈ. પણ અંધારું બહુ એટલું બધું હતું કે મને કંઈ દેખાયું નહીં ને—"

"એ તો મોડા મોડા આવ્યા ને તરત સુઈ ગયા. કાલે સવારે કેવી રીતે વાત કરવી તેનો વિચાર કરવામાં મને તો રાતના ઉંઘ પણ ન આવી. બીજે દિવસે—"

"અંધારામાં એમના હાથ કયાં છે તે મારાથી દેખાયું નહીં ને મેં તો એ લેશેનો એમ ધારીને મેં બબલી ને મારા હાથમાંથી છોડી દીધી. ને બોચારી બબલી તો જમીન પર જોરથી—"

"બીજે દિવસે સવારે "મેં તો સાડીની ખુબ શોધાશોધ કરી મુકી. પણ ખોવાયું હોય તે કદાચ જડે પણ ખોવાયુંજ ન હોય તે કાંઇ જડવાનું છે! એમણે પણ બહુ શોધી. પછી આખરે અમારો વાંક આવ્યો—એ જરા મોડા આવે છે—"

"બબલી તો બોચારી જમીન પર જોરથી પટકાઇ ગઇ ને એનું માથું ફુટી ગયું. બબલીના બાપા તો બહુ ખીજવાઇ ગયા ને—"

"એણે આવીને પથારી ઉપાડી ત્યારે ઓશીકા તળેથી ડુચો ડુચો થઇ ગએલી સાડી નીકળી આવી."

"બબલીના બાપા તો બહુ ખીજવાઈ ગયા ને મારી નવી નકોર સાડીનો છેડો ફાડી નાંખી—"

"મેં એમને કહ્યું, 'લો સાડી જડી તો ખરી. પણ તદ્દન નકામી થઇ ગઇ. જુની, ફટકી ગએલા રંગની ને છેક જુની ફેશનની સાડીથી હું ચલાવતી હતી પણ તે પણ મને છાજતું નહીં. હશે. મારાં જેવાં નસીબ! એમણે કહ્યું પણ-પણ'—"

"એમણે તો મારી નવી નકોર સાડીનો છેડો ફાડી નાંખ્યો ને તેનો બબલીને માથે પાટો બાંધ્યો—"

"મેં કહ્યું 'ના, એમાં તમે શું કરો? મારું નસીબજ એવું છે.' એમણે કહ્યું 'પણ મેં-મેં-મને ખબર કેમ ન પડી?' મેં કહ્યું 'જવા દોની કંઈ નહીં. તમે થાકયા પાકયા આવીને સુઈ ગયા હશો ને સાડી નહીં દીઠી હોય."

"ને સીનેમા જોયા વગર જ અમે પાછાં ચાલ્યાં આવ્યાં. એવી સરસ સાડી હતી! મેં બે જ દિવસ પહેરી હતી ને એમણે ફાડી પણ એવી—"

"એમણે કહ્યું, 'કં નહીં. હું આજે તારે માટે નવી સાડી લેતો આવીશ' મેં બહુ આનાકાની કરીને પછી કહ્યું કે 'તમારે સાડી લાવવી જ હોય તો મને જોડે ન લઈ જાઓ? મને તો આવી સાડી જરા નથી ગમતી."

"એમણે ફાડી પણ એવી રીતે કે ફરી પહેરાયજ નહીં. ત્યાર પછી એવી સાડી લેવા માટે બહુ એ ફાંફાં—"

"એમણે કહ્યું કે 'હા, તારે જેવી જોઇએ તેવી લેજે.'
મેં તો પહેલેથીજ નક્કી કર્યું હતું એટલે—"

"એવી સાડી લેવાને બહુએ ફાંફાં માર્યાં પણ મલીજ—"

"તારે તારીજ વાત કર્યા કરવી હોય તો હું મુંગી રહું."

"લેની બાપા! આ હું મુંગી રહી. તું તારે તારું પુરાણ પુરું કર."

ઉપર લખેલા ત્રણ સંવાદો એ આ જગતમાં સદ નમાં મહાન વ્યક્તિઓથી માંડી અલ્પતમ પ્રાણીઓ સુધીના સર્વ પ્રકારના માનવજંતુઓ વચ્ચેના સ્વાભાવિક ને નિરંતર ચાલી રહેલા અનેકાનેક સંવાદોના નમુનારૂપ છે. આપણી વાત બીજાને ન કરવાની હોય તો તેની વાત આપણે કદી સાંભળીએ નહીં. 'હું' એ આ વિશ્વનું મધ્યબિંદુ છે. એની આસપાસ પૃથ્વી ભ્રમણ કરી રહી છે પવન વાય છે તે એને ટંડક આપવા, સૂર્ય ઉગે છે તે એને તેજ આપવા, ભૂમિ ધાન્ય ને પુષ્પ ધરે છે એનાજ ચરણમાં, એને ખાતરજ ચન્દ્ર જ્યોત્સ્નાનો શીતળ પ્રકાશ રેડે છે, એને ખાતરજ આકાશમાં મેઘધનુષ્ય ઉગે છે. ઋતુઓમાં ફેરફાર થાય છે તે વૈવિધ્યથી એને આનંદ દેવા, નદીઓ વહે છે તે એની તૃષા સંતોષવા, ઘોડાઓ દોડે છે તે એની ગાડી ખેંચવા અને એની સદાની ભુખ સંતોષવા

માય જેમ દુધ દે છે તે એના શરીરનું પોષણ કરવા, રાતે ફાનસ બળે છે તે એની નિદ્રામાં ખલેલ પાડવા.

તત્ત્વવિદ્ શંકરાચાર્યે કહ્યું છે કે વિશ્વમાં બ્રહ્મ એ એકજ સત્ય વસ્તુ છે ને તે બ્રહ્મ તે હું તે તદ્દન સત્ય લાગે છે. એ જ્ઞાન થવા માટે સાધનચતુષ્ટયની, વિવેક વૈરાગ્યાદિની કે ઈશ્વરાનુગ્રહની કંઈ પણ જરૂર નથી. આ વિશ્વમાં સત્ય વસ્તુ તો હુંજ છું એ પ્રત્યેક મનુષ્યના પ્રતિપળના અનુભવ છે. મારાથી વ્યતિરિક્ત કાંઇ નથી એ સત્ય આધ્યાત્મિક ભૂમિકા ઉપર ઉભા રહી ચિંતનના ઘેનથી ભરેલી આંખે જોએલું સ્વપ્ન નથી પરંતુ જગતના સામાન્ય વ્યવહારમાં ક્ષણે ક્ષણે અનુભવગોચર થતું નક્કર ને નગ્ન સત્ય છે. યોગિવરે સાચુંજ કહ્યું છે કે કોઇ પણ વસ્તુ તેના પોતાને માટે આપણને પ્રિય લાગતી નથી પરંતુ આપણા આત્માને કાજેજ તે પ્રિય લાગે છે. એ આત્માનું ચિંતન કરવું, તેનું મનન કરવું, તેનું નિદિધ્યાસન કરવું યોગિવરની એ સલાહ માનીને જગત આખું હવે આત્મચિંતન ને આત્મકથનમાંજ રચ્યુંપચ્યું રહે છે. બ્રહ્માંડમાં આકર્ષણ ને ભ્રમણ, વસ્તુમાત્રના સર્જન ને વિસર્જન મારે કાજે મારે લીધે ને મારા વડેજ છે; મારામાંજ સમસ્ત સંસાર સમાઇ ગએલો છે, હું ન હોઉં તો કશું પણ ન હોય એ સર્વોનું તાત્ત્વિક સ્વરૂપ મનુષ્યોને સમજાઇ ગયું છે.

પુરાણોમાં એક એવા આત્મપુરાણની આરાધના પ્રત્યેક માનવી ક્ષણે ક્ષણે કરી રહ્યો છે. પુષ્પના બગીચામાં દેવમૂર્તિ ઢંકાઈ જાય તેમ પદ્મ ને મત્સ્ય, વાયુ ને વિષ્ણુ, લિંગ ને ગરુડ, માર્કંડેય ઇત્યાદિ પુરાણોની પરંપરામાં આત્મપુરાણનું નામ વીસરાઇ ગયું છે. છતાં પુષ્પના બગીચાનું નહિ, પણ સાચું માહાત્મ્ય તો દેવમૂર્તિનુંજ છે, તે પ્રમાણે એ ધર્મગ્રંથોના મહાસાગરમાં ખરું પુરાણ મૌક્તિક તો આત્મપુરાણજ છે.

આત્મપુરાણ આલેખવામાં કાંઈ પણ અનૌચિત્ય નથી એ આ ઉપરથી સમજાશે. કોઈ એને 'હું પોતે' તરીકે આલેખે, કોઇ એને 'મારી આત્મકથા' તરીકે ઓળખાવે, કોઈ એને 'સત્યના પ્રયોગો' તરીકે પ્રસિદ્ધ કરે, કોઇ એને 'હું, સરલા ને મિત્રમંડળી'નું નામ આપે, કોઈ એને 'અમારી મુસાફરી'નું બીરુદ સમર્પે અને ઘણા એને કાંઈ પણ નામ કે બીરુદ આપ્યા વિના, મુદ્રાયંત્રમાં મોકલી પ્રસિદ્ધિ પણ આપ્યા વિના માત્ર વાગ્વ્યાપારમાં વિસ્તારે પણ આખરે તો, મૃત્તિકાના જુદા જુદા વાસણો વાસણોનું એક સર્વસામાન્ય ને મુખ્ય તત્ત્વ તો મૃત્તિકાજ છે, તે પ્રમાણે એ સર્વ તત્ત્વતઃ આત્મપુરાણનાજ અંશાવતારો છે.

અલ્પાત્માના વળી આત્મપુરાણ શા ? કોઇ મહાપુરુષ હોય જેણે મહત્તાને શિખરે ક્ષુદ્ર જીવોને મેલ્યા હોય, કોઈ મહાવીર હોય જેણે એકલે હાથે અસિધ વીર પેઠે હજારો ધનુને ભગાવી કરોડો સૈનિકોને સંહાર્યા હોય, કોઈ મહાવિદ્વાન હોય જેણે વ્યાકરણ ન્યાય મીમાંસાના સ્થીર ઓળંગી કાવ્યતીર્થને કાંઠે સાહિત્યના પરમામૃત પીધાં હોય; કોઈ મહા ધર્મધુરંધર હોય જેણે કોટિ પામર જીવોને સ્વર્ગના દરવાજા બતાવ્યા હોય; કોઇ મહામુત્સદ્દી હોય જેણે હજારો

રાજ્યોને પાયમાલ કરી આત્મસમૃધ્ધિ સાધી હોય; આવો કોઇ મહાન આત્મા હોય ને તે આત્મચરિત્ર લખે તે છાજે. જેણે કશું ન કર્યું હોય, છેક અંધકારમાં એક ખુણામાં અજાણ્યા પડી રહી જીંદગી પુરી કરી હોય; જેણે હીરાંની બંગડીથી માંડી કટાઇ ગએલાં તાળાઓ ખોઈ નાંખી તે શોધવામાં આ અમૂલ્ય માનવ જીવનનો અર્ધો ઉપરાંત ભાગ વ્યતીત કર્યો હોય; જેણે નાનપણમાં કુતરાની પુંછડી આમળી તેને રડાવ્યાં હોય, યૌવનમાં સ્ત્રીના અલંકાર વેચી તેને રડાવી હોય ને વૃધ્ધાવસ્થામાં દાંત વિનાના બોખા મોં વડે ઘટિા કાઢી બાળકોને રડાવ્યાં હોય એવા અલ્પાલ્પ પ્રાણીઓનાં જીવન શાં? તેની કથા શી? તેના પુરાણ શા? એના આલેખન શા ને વાચન શાં?

ભાદરવાના ભીંડાની પેઠે આવા એક પછી એક પ્રશ્નો વાચકની મનોભૂમિમાં ફુટી નીકળશે એમ હું માનું છું. હું કબુલ કરું છું કે હું અલ્પાત્મા છું. શીર્ષકમાંજ મેં મારું અલ્પાત્મત્વ સ્વીકારી લીધું છે. મને એમાં શરમ નથી. ખરું કહું તો અલ્પાત્મા થવામાં હું ગૌરવ માનું છું. મેં કરોડો મનુષ્યોનાં જીવન સુધારી નાંખ્યા નથી, દેશદેશાન્તરોમાં ધાર્મિક, રાજકીય કે સામાજિક સુધારણાની ધગશભરી ચળવળો ચલાવી નથી. તેથી મારુ કાંઈ પણ નુકસાન થયું નથી તેમજ કોઇ બીજાને પણ ગેરલાભ નથી થયો એની મને ખાતરી છે. હું અલ્પાત્મા છું તે મને ખાતરી છે. ને મારા અલ્પાત્મા રહેવામાંજ મારું તથા જગતનું કલ્યાણ સમાયું છે એમ હું દૃઢતાથી માનું છું.

પરંતુ અલ્પાત્માનાં આત્મપુરાણો ન હોય એમ હું માનતો નથી. મહાત્મા કે અલ્પાત્મા-પ્રત્યેક આત્માનાં પુરાણ હોયજ. મહાત્માના મહાન આત્મપુરાણોમાંથી ન જડે એવું અલ્પાત્માઓનાં ક્ષુદ્ર આત્મપુરાણોમાંથી મળી શકે છે. મહાત્માઓના જીવનમાં જે નથી હોતું-અલ્પતા તે અલ્પાત્માઓનો જીવનમાં છલોછલ ભરેલી હોય છે ને અલ્પતાનો આસ્વાદ ફેંકી દેવા જેવો તો નથીજ એમ સ્વાનુભવને આધારે હું કહી શકું છું. આ કારણથી હું મારુ આત્મપુરાણ ઉકેલું એમાં કાંઇ ખોટું નથી. વાંચકનેએ વાંચે તો તેમાં પણ બહુ નુકસાન જેવું નથી. જે અનેકાનેક મહાપુરુષોની જીવનકથામાંથી એને નહીં લાધ્યું હોય તે આમાંથી મળશે એની તેને ખાતરી આપું છું ને હવે આ ઉપોદ્ઘાત, પ્રસ્તાવના કે બે બોલ પુરા કરી હું આત્મપુરાણ લખવા શી રીતે પ્રેરાયો તેની કથા ઉપર આવું છું.

**જેમાં મને આત્મપુરાણ લખવાની પ્રેરણા થાય છે.**

નૈયાયિકો કહે છે કે અમુક વસ્તુનું અમુકજ પરિણામ આવે. પરંતુ ઈશ્વર અથવા કુદરત નૈયાયિકોને ખોટા પાડવા હંમેશ તૈયાર હોય છે. કુદરતના કાયદા ઉપર નૈયાયિક બહુ ભાર મુકે પરંતુ કુદરત પોતેજ, કુદરતના કાયદા જેવું કાંઇ નથી અને જો હોય તો તે કાયદા કોઇથી સમજાય એવા નથી એમ પ્રતિપળે દર્શાવે છે. જે કારણથી જે ન બનવું જોઇએ તે કારણથી તે બને છે. બિલાડી ઉંદરનો સંહાર કરવાને બદલે તેને જન્મ આપે છે, શરીર સાચવનાર હંમેશ

માંદો રહે છે, શરીરની દરકાર કર્યા વગર ચાહોમ કરી ઝોકાવનાર અલમસ્ત જેવો ફરે છે. આવા આવા અનેક ચમત્કારોનું સ્વાભાવિક પરિણામ એ આવવું જોઈએ કે કુદરતના કાયદા જેવું કાંઈ નથી એમ માણસને સમજાવું જોઈએ. છતાં એ ચમત્કારોને પરિણામે માણસની કુદરતના કાયદા વિષેની શ્રદ્ધા વધતી જાય છે એ પણ એક ચમત્કાર જ છે ને?

આ આત્મપુરાણ પણ એવો એક ચમત્કાર જ છે. નયનોમાંથી તેજોધારા રેલતી, મુખમાંથી સ્મિતના અમૃત ફુવારા ઉરાડતી, કોકિલકંઠે માનવકુલને પ્રેરતી કોઈ હૃદયડોલન સુંદરીએ મને સંબોધ્યો નથી કે 'ઉઠો તમારી આત્મકથા ને જગતને પાટલે વાંચો તમારા આત્મપુરાણું' કોઈ કવિરાજસમા પ્રોજ્જ્વલ ને પ્રતાપી સાક્ષરોત્તમે સાગર સમા ધીરગંભીર મેઘનાદે ઉચ્ચાર્યું નથી કે 'અસ્મા' તું તારી આત્મકથા આલેખ' જીવનની કોઈ ધન્ય પળે આત્માના ઊંડા ઊંડાણમાંથી કુદરતની ફોરતી સમો અવાજ પણ નથી સાંભળ્યો કે 'જગતને સંભળાવ તારી જીવનકથાની અમૃતાક્ષરી.' તેમજ મદન ને મદિરાથીએ પણ માદક એવી મદની નીશામાં પણ મેં આ કથા નથી ચીતરી નાખી. સાહિત્ય-સર્જનના જે સામાન્ય કારણો હોય છે તેમાંના એકથી પણ પ્રેરાઈને મેં આ આત્મપુરાણ લખ્યું નથી.

પ્રાચીન કવિઓ મરણના ભયનું જગતને ભાન કરાવવામાં, માણસને અનિત્ય મૃત્યુના ડરમાં ચિંતાતુર બનાવી રાખવામાં કુશળતા માનતા જણાય. આધુનિકોએ એ પ્રવૃત્તિ છોડી દીધી છે. પરંતુ પ્રાચીન કવિઓનાં આદર્શો અધુરા રહ્યા નથી. વીમા કંપનીના એજંટોએ ઉત્સાહભેર એ કાર્ય ઉપાડી લીધું છે. પ્રાચીન કવિઓ તો મૃત્યુ વિષે લખીને સંતોષ માનતા. વાંચવું હોય તે વાંચે, ન વાંચવું હોય તે ન વાંચે. પરંતુ વીમા કંપનીના એજંટો તો તમારે ઘેર આવીને કોઈ પણ કાલ્પનિક કારણથી ગભરાઈ જવાને આતુર એવા સ્ત્રીવર્ગ તથા બાળવર્ગ સમક્ષ મૃત્યુની ભયંકરતા ને જીવનની ચંચળતા વિષે સચોટ, વિસ્તારી ને હૃદયમર્મભેદક ભાષણો કરે છે.

થોડા દિવસ પર એવા એક વીમાકંપનીના એજંટ મારે ત્યાં આવ્યા હતા. એઓ મારા ઓળખીતા હોવાથી હું એમને, મારા હમેશના રીવાજ મુજબ ઘર બહાર ન કાઢી શક્યો. થોડીવાર આડીઅવળી વાતચીત કર્યા પછી એમણે અમારા આખા કુટુંબને બેઠું થયેલું જોઈ ગંભીર બની અમારા પરમ હિતૈષી હોવા ડાળ કરી જણાવ્યું—'ભાઈ! આપણે હજી પોતાનો વીમો કેમ નથી ઉતરાવ્યો?" "હું શું જાણું?' અણધાર્યો ઉત્તર મળ્યો. પણ નિરાશ ન થતા એમણે આગળ ચલાવ્યું: "એમ નહી. જુઓ આ વખત કેવો છે?" "સારો છે. શો ખોટો છે?" મેં પૂછ્યું. "અરે! તમને તો જેમાં તેમાં મશ્કરી જ સૂઝે છે. પણ વખત કેટલો બારીક છે તેની ખબર છે?" "પહોંચ બારીક છે—વખત બતાવનાર ઘડીઆળના કાંટા કરતાં પણ વખત પોતે વધારે બારીક છે એ હું જાણું છું." હું બોલ્યો—"હું મશ્કરીની વાત નથી કરતો" થઈ શકાય એટલા

ગંભીર થઈને એમણે જણાવ્યું. "પણ હું કરું છું તો" મેં પ્રત્યુત્તર વાળ્યો. "આ તો કૈં સમજવાનાજ નહીં-ભાભી! તમે સાંભળો " "ભાઇ નહીં સમજે તે ભાભી પણ નહીં સમજે. હજી અમારા વચ્ચે અણુસમજની એકતા રહી છે" મેં કહ્યું. હું જાણે બોલ્યોજ ન હોઉં એમ એમણે આગળ ચલાવ્યું. "અત્યારે વખત એવો આવ્યો છે કે કોઇ માણુસના જાનમાલનો ભરોસો રાખી શકાય નહીં. હું અહીંઆં બેઠો છું પણ એક મીનીટમાં મારું હૃદય બંધ પડી જાય ને મરી પણ જાઉં!" "અમારાં એવાં સદ્‌ભાગ્ય ક્યાંથી?" હું મનમાં બબડયો. "તમે સમજો છો કે આ ભીંત નક્કર છે. આ છાપરુ સલામત છે પણ તમે ઉંઘતાં હો ને ભીંત તુટી પડે આખું છાપરું કરરભુસ કરીને તમારા બધાંની ઉપર તુટી પડે ને—" "હેં?" "હેં શું? અત્યારેજ ધરતીકંપ થાય ને આ તમારું નાનું બેબી છે તે તમારા હાથમાંથી ઉછળીને બારી બહાર ગબડી પડે—" "ઓ મા!" કહી-ભાભીએ બેબીને છાતી સરસું ચાંપ્યું. "સામેના ખુણામાંથી ભયંકર ઝેરી સાપ એકાએક નીકળી આવીને તમને કરડે, ભાઇ ભુલમાં દવાને બદલે તમને ઝેર પાઇ દે—" "એમ?" જરા ડોળા કાઢી મારી સામું જોતાં—ભાભી બોલ્યાં "એ જરા ભુલકણા તો છે." "ભાઈ બધાની મજાક કરે છે પણ એકાદ દિવસ મોટરની હડફટમાં આવી જાય, ટ્રામ નીચે ચગદાઇ જાય, એમના પર મોટી ચાલ એકાએક તુટી પડે ને એમનું એકે હાડકું હાથમાં ન આવે, કોઈ ઉશ્કેરાએલો મવાલી પાછળથી આવી એમની છાતીમાં છરી ભોંકી દે, રેલ્વેના પાટા ઓળંગતા ટ્રેન નીચે કચરાઇ જાય, એમના પર વીજળી પડે કે ઇલેક્ટ્રીસીટીનો તાર તુટી પડે—" "ઓ ભગવાન!" મારાથી વિના પ્રયત્ને બોલાઇ ગયું. "હીંદુમુસલમાનના હુલ્લડ ફાટી નીકળે ને તેમાં એ સપડાઇ જાય ને પોતાની ઇચ્છા વિરુધ્ધ 'હુતાત્મા' બને કોઈના ખૂનનો આરોપ એને માથે આવે ને ફાંસીએ ચડવું પડે, એકાએક ગાંડા થઇને આપઘાત કરે—" "બસ-બસ!" કહ્યું, "બહુ થયું ભાઇ! હું સમજ્યો. જીવન ક્ષણિક છે. હું કયારે મરી જઇશ તે નક્કી નથી. કયા ખુણામાંથી ક્યારે મૃત્યુ ધસી આવશે તે કોઈ કહી શકે એમ નથી વગેરે વગેરે પણ તમે દાખલા ન આપો. ને આપવા જ હોય તો મારાં નહીં, કોઇ બીજાના આપો." "ના. હું ખાસ તમનેજ કહેવા માગું છું. પોતાની વાતથી માણુસને જેટલી અસર થાય તેટલી બીજાનાથી ન થાય, કેમ કાકી?" એણે મારાં વૃદ્ધ કાકીને સંબોધીને કહ્યું. "હા, ભાઇ! ખરી વાત છે. હવે આપણે જેટલાં કાઢયાં છે તેટલાં કાઢવાનાં નથી." "કાકી! પણ અમે તો હજી જુવાન છીએ." મેં કહ્યું. "તેમાં શું? મારો દીકરો જુવાન જોધ ફાટી ગયોને? જુવાનીઆની જીંદગીનો તો ભરોસોજ નહીં. નહીં મનમાંને નહીં ચિત્તમાં એક રાતમાં ને રાતમાં ઉપડી ગયો. તું છે પણ એના જેવો નહીં. એ તો શરીરે એવો હતો." કાકી બોલ્યાં "જીંદગીનો ભરોસોજ નથી," વીમા કંપનીના એજંટે ફરી પોતાની વાત શરુ કરી. "મોત કયારે ને કયાંથી આવશે તે કલ્પી શકાય એવું નથી.

આ પ્રમાણે મુંબાઈના મવાલી ને મોટરથી માંડી ઇશ્વરદત્ત મરકી ને કોલેરા સુધીના યમ-

…જના સહિષ્ણવાદકોની એમણે સવિસ્તર ચર્ચા કરી. આખા ઘરમાં મૃત્યુનો સુનકાર પથરાઈ ગયો. હવે હૈયામાં રુદનના કારણો ભયનું સામ્રાજ્ય સ્થપાઈ ચૂક્યું અને બધા મજ્જાતંતુ ઘરના એક ઓરડામાં નહીં, પણ ડુબવાની અણી પર આવેલી નૌકામાં બેઠેલા ઉતારુઓ હોઈએ એમ અમને લાગ્યું. ધાર્યો અમર થએલી ભોળ એમણે મને પૂછ્યું, "ત્યારે શો વિચાર કર્યો?" ગાઢ નિદ્રામાંથી જાગતો હોઉં તેમ ચમકીને મે જવાબ દીધો, "હેં? હા. ખરી વાત છે કોણ ક્યારે મરી જશે તે કોઈથી પણ કહી શકાય એમ નથી." "ના, ના. એમ નહીં," એમણે કહ્યું "હા, હા. એમજ." મેં ઉત્તર આપ્યો "હું એમ પૂછું છું કે પછી વીમો ઉતરાવવા સબંધી શો વિચાર કર્યો?" "હાવે વિચાર કરીને જવાબ દઈશ" મેં જણાવ્યું. "હજી વિચાર કરવાનો બાકી છે?" "હા. હમણાં તો મૃત્યુ સિવાય બીજા કશાનો વિચાર આવતો નથી." "તેથીજ કહું છું ને કે વીમો ઉતરાવી દો." "ના. આજે તો મારું વીલ કરી લઉં પછી બીજી વાત." "બને ત્યારે હું કાલે આવીશ નક્કી કરીને—અરે! એમાં નક્કી શું કરવાનું છે? કાલે જ વીમો ઉતરાવી નાખીશું. ત્યારે જરૂર કાલે આવીશ." "હા, કાલે જીવતા હો તો આવજો. હું જીવતો હઈશ તો તમને મળીશ" મેં જવાબ દીધો. "અરે! એમ ગભરાઈ શું ગયા છો?" "એ યમરાજ પ્રતાપ."

એ દિવસે રાતે કોઈ ઉંઘી શક્યું નહી. મારા માંદાએ આખી રાત ફાનસ સળગતું રાખ્યું કોઈ કોઈએ સાપ ભરાઈ રહ્યો હોય એવી બીકથી ખૂણાઓ તપાસ્યા કીધા. મારા ધર્મપત્નીએ દીવાસ ઝુદી પડશે એવા ભયથી ફાટી આંખે ને ધબકતે હૃદયે ઈશ્વર પ્રાર્થનામાં-પ્રાર્થનાની ચેષ્ટામાં રાત ગાળી. કોની મોટરમાં ને ક્યારે કચરાઈ જવાશે, કયા ખૂણામાંથી ક્યારે ને કેવે સ્વરૂપે મૃત્યુ આવશે તેના વિચારમાં મેં તરફડીઆં માર્યા કર્યા.

પહેલાં મૃત્યુનો મેં ઝાઝો વિચાર કર્યો નહોતો. પણ તે રાત્રિએ તો મૃત્યુ સિવાય વિચારનો મારે માટે બીજો કોઈ વિષય ન હતો. હું મરી જઈશ? હમણાં હમણાં અકસ્માતનો ભોગ બનીને નહીં તો ઘરડો થઈને મરીશ તો ખરોજ ને? મારા મર્યા પછી શું થશે? મેં વિચાર કરવા માંડ્યો. શું થશે? કે નહીં થાય. મારું નામનીશાન પૃથ્વીપર પરથી લુપ્ત થઈ જશે? હું હતો કે નહીં તે પણ લોકો ભૂલી જશે. એ તો ખોટું. મારે કાંઈ કરવું જોઈએ...

પણ કરું શું? ફોટો પડાવું? પણ તે પણ શાશ્વત નહી રહે ત્યારે?...હા, મારું જીવન ચરિત્ર કોઈ લખે તો હું અમર થાઉં. પણ કોણ લખે? એક સાક્ષરના ભાઈનાં સાસુ મૃત્યુ પામ્યાં. ત્યારે તે સાક્ષરે એમના મૃત્યુ પર નિવાપાંજલિ આપી તેમને અમર કર્યાં હતાં. પણ મને કોણ કરવાનું હતું? મારી જીવનકથા કોણ લખશે? ખરી વાત છે. પારકી આશ સદા નિરાશ. હું જ શા માટે મારી આત્મકથા ન લખું? પણ હું—હું અલ્પાત્મા—મારે શું લખવાનું હોય?... લખવું હોય તો ઘણું લખાય. લોકો પોતાના 'અંધેરીથી મુંબાઈ' ના, 'મોટીખાનેથી માર્સેલ્સ' ના, 'ઓરવાડથી જાપાન'ના 'યુરોપની

મુસાફરી ' નાં, 'કતારગામથી ઉધના' નાં પ્રવાસ-વર્ણનો લખે; રાજનીતિજ્ઞો ' છેલ્લો યુરોપનો મહા વિગ્રહ ને તેમાં મારો ફાળો,' 'પાર્લમેંટમાં પચ્ચીસ વર્ષ,' ' જેલમાં સાત મહીના, ' ઈત્યાદિ વીશે પોતાની અનુભવ કથાઓ આલેખે; સાહિત્યકારો પોતાનાં ' સંસ્મરણો ' ને 'સ્મરણ મુકુરો' પ્રસિધ્ધ કરે તો હું એ ' આત્મપુરાણ ' કેમ ન લખું ?

બીજે દિવસે વીમા કંપનીના એજંટ અકસ્માતથી મરી ન જવાથી વાયદા મુજબ મારે ત્યાં આવ્યા. હું પણ રાત્રિ દરમ્યાન મૃત્યુ ન પામ્યો હોવાથી એમને મળી શકયો.

"બોલો, પછી નક્કી કર્યું કાંઇ ?" એમણે પુછ્યું.

"હા. નક્કી કરી દીધું." મેં જવાબ દીધો.

"ચાલો ત્યારે હું જાણતોજ હતો. કેટલાનો ઉતરાવવો છે ?"

"હું! વીમાની વાત કરો છો ?"

"ત્યારે તમે શું સમજ્યા ?"

"મેં કૈં વીમાનું નક્કી નથી કર્યું."

"ત્યારે ?"

"મેં તો ' આત્મપુરાણ ' લખવાનું નક્કી કર્યું છે."

"આત્મપુરાણ-આત્મકથા-મારું પોતાનું જીવનચરિત્ર."

"પણ તેથી શો ફાયદો ?"

"કેમ ? હું મરી જઇશ તોએ અમર રહીશ લોકો મને ભુલી નહીં જાય."

"પણ-પણ વીમાનું શું ?"

"વીમાનું ? વીમાનું હમણાં કૈં નહીં હું આ લખી રહું પછી વાત."

"પણ કાલે આપણે વાત કરીને—"

"તે પરથીજ આત્મપુરાણ લખવા પ્રેરાયો છું ને ? તમેજ મારા પ્રેરક છો."

"તે તો ઠીક. પણ વીમો—"

"નહીં નહીં વીમાની વાત હમણાં નહીં. જુઓ પહેલું પ્રકરણ હું આમ લખવાનો છું—"

"પછી કહેજો. હમણાં મારે જરા કામ છે. બેએક જણના વીમા ઉતરાવવાના છે. પછી આવીશ સાહેબજી."

એ ગયા ને મેં આત્મપુરાણ આલેખવાનો આરંભ કર્યો.

# તંત્રી સ્થાનેથી

### સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી

શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના અવસાનની નોંધ લેતા અમને અત્યંત દીલગીરી થાય છે. સંસદના એઓ અગ્રગણ્ય સભાસદ હતા. આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે એમણે જે દીર્ઘદર્શિતા, કાર્યસાધકતા ને શ્રમપૂર્વક પ્રદર્શનને સફળ બનાવ્યું હતું તે વીસરાય એમ નથી. એમની દેશભક્તિ, સાહિત્ય શોખ ને પુરાતત્વનો રસ જાણીતા છે. ગુજરાતના વિરલ કલા રસિકોમા એમનું સ્થાન મુખ્ય છે એમનો સંગ્રહ તથા એમને તંત્રી પદેથી પ્રસિદ્ધ થએલા 'સુવર્ણ' માળા—ત્રૈમાસિક તેમજ માસિક—ના અંકો એ વાતની સાક્ષી પૂરે છે એમના અવસાનથી સંસદે તેમજ સમસ્ત ગુજરાતે એક અમૂલ્ય રત્ન ખોયું છે પરમ કૃપાનાથ એ કલારસિક આત્માને અખંડ શાંતિ અર્પો.

### ગાંધીજીનો હીરક મહોત્સવ

ગયા ભાદરવામાં ગાંધીજીની ૬૧મી જન્મતિથિ નિમિત્તે હીંદભરમા હીરક મહોત્સવ ઉજવવામા આવ્યો હતો. ગાંધીજીના વિચાર સાથે સર્વ કોઇ સંમત ન થાય, એમના પ્રત્યેક અભિપ્રાય કેટલાકને ગળે ન ઉતરે, એમના પ્રયોગો બધાને ન રુચે એ સ્વાભાવિક છે છતા એમની સત્યનિષ્ઠા ને એમના ચારિત્ર્ય માટે બે મત નથી. ગુજરાતના—આખા હીંદના એ ગૌરવરૂપ સમર્થ જ્યોતિર્ધર છે. એમણે હીંદના રાજકીય તેમજ સામાજિક જીવનમા નવચેતન પ્રસાર્યું છે. એમનો હીરક મહોત્સવ ઉજવવનો પ્રસંગ સાંપડે એ ગર્વ ને આનંદની વાત છે. અમે એ પ્રસંગે ગાંધીજીને હાર્દિક અભિનંદન આપીએ છીએ ને પ્રાર્થીએ છીએ કે દીર્ઘ કાલ સુધી ગુજરાતના એ જ્યોતિર્ધરની જ્યોતિ ભારતવર્ષનો માર્ગ ઉજાળે.

### વિજ્ઞાનના અભ્યાસીઓને વિજ્ઞપ્તિ

રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ તરફથી પ્રસિદ્ધિ માટે મળેલી વિજ્ઞપ્તિ પત્રિકાને પ્રગટ કરતા અમે સર્વ વિજ્ઞાન પ્રેમીઓને રા. પોપટલાલ શાહે વિજ્ઞાનની પ્રગતિ માટે રજુ કરેલી આ યોજનાનો લાભ લેવા વિનંતી કરીએ છીએ:

ગુજરાતી ભાષામા વૈજ્ઞાનિક સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનાર ગૃહસ્થો તરફથી સરળ અને સાદી શૈલીમા સર્વથી ઉત્તમ નિબંધ લખનારને નીચે પ્રમાણે ઇનામો આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧ અર્વાચીન ગુજરાતીઓના શિક્ષણમા વિજ્ઞાનનું સ્થાન... | ... | રૂ. ૧૦૦ |
| ૨ ગુજરાતની ખનિજ સંપત્તિ... | ... | રૂ. ૧૦૦ |
| ૩ ગુજરાતનું હવામાન | ... | રૂ. ૧૦૦ |
| ૪ ગુજરાતની વનસ્પતિઓ | ... | રૂ. ૧૦૦ |

દરેક નિબંધ ૪૦૦૦ થી ૫૦૦૦ શબ્દો જેટલો લાંબો હોવો જોઇએ. અને તા. ૩૧ મી જાન્યુઆરી સુધીમા નીચેના સરનામે મળી જવો જોઇએ. અર્વાચીન શોધોના અધ્યયન, મનન અને સ્વતંત્ર વિચાર વગરના કેવળ ભાષાંતર કે અનુવાદને ઉત્તેજન આપવામા નહીં આવે. મળેલા નિબંધમાંથી કોઇ પણ ઇનામને લાયક નહીં ગણાય તો ઇનામ આપવામા નહિ આવે. પરંતુ ફરીથી નિબંધો માગવામાં આવશે અથવા તો હરીફાઇનો સમય લંબાવવામા આવશે. નિબંધ ઉપર માલીકીના બધા હક લેખકના રહેશે. વધુ માહીતી માટે નીચે સહી કરનારને લખો.

પોપટલાલ ગોવિંદલાલ શાહ

લક્ષ્મીનગર મુંબઈ, ૨૧.

બહુ ઓછા પ્રમાણમાં જણાય છે. આથી સભ્યનું અંગત મહત્વ સચવાતું નથી અને તેમાં સમગ્ર રાહત્વનું પ્રતિબિંબ તે વ્યક્તિઓ પર પડતું નથી. તેથી સંસદના સર્વ સભ્યોને અમારી વિનંતી છે કે તેઓ એ સંઘબળની કીંમત સમજી પોતાનો પ્રકાશ છિન્નભિન્ન ન થાય એટલા સારુ તન મન ને ધનથી પરમ ઉત્સાહપૂર્વક સતત મચ્યા રહેતા પ્રતિભાશાળી પ્રમુખ શ્રીયુત મુનશીજીને સંસદના ઉદ્દેશો પાર પાડવાના કાર્યમાં ખરાં અંતઃકરણપૂર્વક સહાય કરવી કે જેથી કરીને સંસદનો પ્રકાશ સહસ્રધા વૃદ્ધિ પામી ગુજરાતની પ્રગતિનો પંથ ઉજ્જ્વલ કરી તેની પુનર્ઘટનામાં મહત્વનો ભાગ ભજવે.

અંતમાં સંસદને અનેક રીતે સહાય કરનારા તેમજ આજના ઉત્સવને વિશેષ આનંદમય બનાવવા તત્પર થયેલા સજ્જનો તથા સન્નારીઓનો અને અમારા નિમંત્રણને માન આપવા બદલ આપ સર્વનો ઉપકાર માની હું બેસી જવાની રજા લઉં છું.

તે પછી પ્રમુખસ્થાનેથી રા. કનૈયાલાલ મુનશીએ 'સુવર્ણયુગનાં સર્જન' એ વિષય ઉપર પોતાનું ભાષણ વાંચ્યું હતું (એ ભાષણ આ અંકમાં અન્યત્ર આપ્યું છે.)

ત્યારપછી ઉપહાર લીધા બાદ કવિ લલિતજીએ ગીતો ગાઈ સંભળાવી સભાનું મનરંજન કર્યું હતું; રા. ચુનીભાઇ પટેલે અનુકરણનાં પ્રયોગો વડે શ્રોતાઓને ખૂબ હસાવ્યા હતા. ત્યારબાદ રાત્રે મેળાવડો વિસર્જન થયો હતો.





# ગુજ

## ત્રૈમાસિક

વસંતપંચમી અંક



સાહિત્યસંસદ તરફથી

તંત્રીઃ

કનૈયાલાલ મ

[ બહાર પડી ચુક્યું છે. ]

# ઠાકોની શશી

## સામાજિક સચિત્ર નાટક

લેખકઃ રા. કનૈયાલાલ મુનશી

પ્રમુખ, સાહિત્યસંસદ

"સ્મૃતિકારે સ્ત્રીને બાળલગ્નના કરંડીયામાં પુરી હતી. પાશ્ચાત્ય સંસ્કારે તેનું ઢાંકણું ખુલ્લું મુક્યું છે ને યુગો થયાં સપડાયેલી સ્ત્રી ફેણ માંડી ફુંફાડા મારે છે...કેવી એક મોહરથી એ વશ થાય એ કોણ જાણે છે?......પશ્ચિમના પવને કેટલીયે આશાસૃષ્ટિઓ ઉરાડી મુકી! ...ી મોટી થાય, સમાનતા ને સ્વાતંત્ર્યનો નીશો તેને ચઢે પછી કયો ખુણો, કઈ ભીંત, ...ખું છાપરૂં ક્યારે ઉપડી જાય એ કેમ કહેવાય?"

"સ્ત્રી પુરૂષ એકબીજાથી આકર્ષાય, તેમને એકબીજાની મોહિની લાગે એ બધાનું–પ્રણયનું તમારી કહેવાતી "Palship"નું મૂલ વિશ્વના મહાનિયમમાં છે. એ નિયમ માનવ હૃદયનો નથી. Biologg જાનવર શાસ્ત્રનો છે......સ્ત્રી પુરુષને કે પુરુષ સ્ત્રીને આકર્ષે છે એટલે વિશ્વ નિયમના ચરખા ચાલવા માંડે છે. ને તેનો હેતુ એકજઃ માનવ જાતિની વૃદ્ધિ."

સ્ત્રી અને પુરુષની સમાનતા, સખ્ય, પ્રેમ ઇત્યાદિની માર્મિક ચર્ચા કરતું, વિનોદથી ભરેલું, અર્વાચીન યુગના કેટલાક નમુના જેવા સ્ત્રી પુરુષની સજીવ પાત્રાવલિ રજુ કરતું નવીન નાટક.

ઉંચા ફેધરવેઈટ એન્ટિક કાગળ, દ્વિરંગી મુખપૃષ્ટ, આકર્ષક છપાઈ.

તમારી નકલ આજેજ મંગાવી લો.

લખોઃ

મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લિમિટેડ

પ૩, નિકોલ રોડ, બેલાર્ડ પિયર,

ફોર્ટ, મુંબઈ

[ Proprietors: The Sahitya Prakashak Co. Ltd.
in voluntary Liquidation. ]

પુસ્તક : ૧૫ ] **ગુજરાત** [ અંક : ૩

# : વસંતપંચમી અંક ૧૯૮૬ :

અનુક્રમણિકા

# અમારા આવતા અંકનું આકર્ષણ

રા. કનૈયાલાલ મુનશીનું એક સામાજીક સંપૂર્ણ નાટક તથા ' અભિનય રસિકોનો અભિનય ' નામક આપણી રંગભૂમિ અને અભિનય રસિકો વીશે રસભર્યો ને મનનીય લેખ.

સૌ. લીલા મુનશીનું અસહકાર યુગનું એક નાટક."

રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા: અંતઃકરણને ખાતર આકર્ષક વાર્તા.

રા. પોપટલાલ ગો. શાહ: શાલિગ્રામ ઉપર વૈજ્ઞાનિક માહિતીભર્યો લેખ.

રા. વિક્રમ: અલ્પાત્માનું આત્મપુરાણ.

ઉપરાંત રા જયંતકુમાર ભટ્ટ, રા. ગોકળદાસ રાયચુરા, રા. ધનસુખલાલ મહેતા, રા. કેશવલાલ કામદાર વગેરેના લેખો તથા વાર્તાઓ તેમજ નોંધ, પ્રાચીન યુગના કવિઓ તથા તેમની કૃતિઓની યાદી, કાવ્યો ઇત્યાદિ.



'ગુજરાત'ના હવે પછીના અંકોના ચાલુ લેખકો:

**રા. કનૈયાલાલ મુનશી, સૌ. લીલા મુનશી, રા. ધૂમકેતુ, ચંદ્રવદન મહેતા, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, રા. ધનસુખલાલ મહેતા, રા. જ્યોતીન્દ્ર હ. દવે.**

આ ઉપરાંત રા. મુનિકુમાર ભટ્ટ, રા. જયંતકુમાર ભટ્ટ, રા. યશવંત પંડ્યા વગેરે પણ લખશે.

---

સુધારો:— 'પોયણાં'નું અવલોકન ભુલમાં 'તંત્રીસ્થાનેથી'ના શીર્ષક હેઠળ છપાયું છે તે 'નવું સાહિત્ય'ના શીર્ષક હેઠળ જોઇએ.



સુચના:—ગ્રાહક બંધુઓએ કાર્યાલયે કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરતી વેળા રેપર ઉપર લખેલો ગ્રાહક નંબર અવશ્ય લખવા કૃપા કરવી.



કાકાની શશી.



૧. રા. પુરશોત્તમ ત્રિકમદાસ બાર-એટ-લૉ (મનહરલાલ).



૨. સૌ. મનહરકુમારી પુરશોત્તમ ( પહેલા પ્રયોગમાં ગંગાબહેન તથા બીજામાં શિવગૌરી ).

શિલ્પી, ચિત્રકાર, શીસ્પુફ, ગાયક, કલાદેવી વગેરે ભેગાં મળે ત્યારે એ પણ ત્યાં બેસે, જુએ. સર્વ કલાધરો કલાદેવીની મૂર્તિને પ્રેરણાસ્થાન ગણતા. એ સમૂહમાં તરંગ અમરથો આવીને બેસતો. દંશકકુમાર અને કલાધરો એને અડબંગ ગણતા. અને એને વારંવાર અન્યાય પણ કરતાં. ઊર્મિબાળા એ અન્યાયના પ્રમાણમાં એના તરફ સમભાવ દાખવતી. ]

---

## અંક ૧

[ સ્થળ : કલાભવન ]

[ પ્રેક્ષક અને રંગભૂમિ, બંને પર અંધારું. પડદો અંધારામાંજ ઉપડે છે. જમણી બાજુથી તરંગ પંચદીવડાની ગુજરાતની બનાવટની આરતી લઇ પ્રવેશે છે. આવી સીધો સામે ચાલ્યો જાય છે. ત્યાં બરાબર સામે કલા આસન છે. એની બાજુમાં બે ઉભી દીવીઓમાં દીપક બળી રહ્યા છે. દીલરુબા કે સારંગી પર વાગતી કોઇ ગત સંભળાય છે. તરંગ ખાલી કલા આસનની આરતી ઉતારી રહે છે. જમણી બાજુથીજ ઊર્મિબાળા અને દંશકકુમાર આવી ઉભા રહે છે. તરંગ આરતી ઉતારી ડાબી બાજુ ચાલ્યો જાય છે, ને પ્રકાશ ધીમે ધીમે વધે છે.

કલા આસન આગળ અંધ ગાયક સારંગી સાથે ગત વગાડી રહ્યો છે. પાંચ સાત પાટણની લાલરંગી માચીઓ અર્ધ ગોળાકારમાં ગોઠવેલી જણાય છે. એક માચી આગળ ચિતારાની ઘોડી છે, બીજી આગળ એક અર્ધું કોતરેલું પથ્થરનું પુતળું છે. ત્રીજી આગળ એક સુખડની નાની મેજ પડી છે. બે ત્રણ ગાલીચા અને તકીઆની પણ બેઠક છે. ]

ઊર્મિ: તરંગ ! તરંગ !

[ તરંગ સાંભળ્યા વિના અંદર ચાલ્યો જાય છે. ]

દંશક: ઊર્મિ ! આ તરંગ રોજ શા આવા ગાંડા કાઢે છે ?

ઊર્મિ: [ તરંગ ગયો એ તરફ હજી એની આંખ છે. ] બાપડો ગરીબ છે. પણ કેટલો...

દંશક: ધનચક્કર જેવો છે. સાવ ઢ.

ઊર્મિ: કુમાર ! તમે નાહક એના પર ગુસ્સે થાઓ છો.

દંશક: ઊર્મિ ! આવા તુત મારે ત્યાં નહીં જોઇએ.

ઊર્મિ: કેવા તુત ?

દંશક: આ શું કરતો હતો હમણાં...

ઊર્મિ: આરતી ઉતારતો હતો, રોજ એમ કરે છે એ...

દંશક: કોને પૂછીને ?

ઊર્મિ: કોને પૂછીને ! એમાં પુછે શું ! આરતી હું તૈઆર કરી આપું છું, અને......

દંશક: શું ? ઊર્મિ ! આવા તુત મારે ત્યાં નહીં જોઇએ.

ઊર્મિ: કલાદેવીની એ ભકિત કરે છે, એમાં એ શું ખોટું કરે છે ?

દંશક: કીધી ભકિત ! કલા શું છે એનું એને ભાન શું—ના ઊર્મિ ! આવા નાટક કાલથી બંધ કરો.

ઊર્મિ: કુમાર! આ શું, આ તો કલાભવન છે. તમે મોટા કલાના આશ્રયદાતા કહેવાઓ છો, ને તમે એને ના પાડો !

દંશક: સમજ્યો એ કલા ! બાધા જેવો આવીને બેસી રહે છે, બીજું શું કરે છે, એને

આરતી ઉતારીએ એમાં શું ? હું બાત તો છે નહીં, નથી સંગીત સમજતો, કે નથી કવિતા જાણતો, વાંચતા લખતાં તો માંડમાંડ હમણાં શીખ્યો, એ મોટો તારી કલાદેવીનો ભક્ત ! ઊર્મિ ! હાલથી આ તોફાન મારે ત્યાં નહીં જોઈએ.

ઊર્મિ : કલાદેવી માટે એને અત્યંત પૂજ્યભાવ છે, અને એની એ રોજ પૂજા કરે, એમાં આપણું શું જાય છે ?

દંશાક : ના જતું કૈં નથી, શિલ્પીને ચિત્રકાર બન્ને કહેતા હતા કે રાજા જેવો છે, મૂઢ જેવો આવીને બેસી રહે છે, કલાના મૂળ સત્રો પણ હજી એના મગજમાં ઉતર્યાં નથી. બેસુજ નથીને, ના, ના, આવા ફુન મારે નહીં જોઈએ. અમસ્કાર તેં આરતી બારતી કરી આપી છે તો !

ઊર્મિ : કરી આપીશ. ભલે એ કૈં નહીં સમજતો હોય. એમ તો હુંએ કૈં સમજતી નથી. છો ઉતારે આરતી. એમાં શું તમારું જાય છે ?

દંશાક : ઊર્મિ ! મારે ચર્ચા નથી કરવી. એને કહી દેજે કે હાલથી એ અહીં નહીં આવે. મારો હુકમ છે. બસ.

[ ઊર્મિની આંખ આંસુથી છલકાય છે, કૈં બોલવા જાય છે એટલામાં ફીલસુફ અને કલાદેવી પ્રવેશે છે. પરસ્પર નમસ્કાર કરી ઊર્મિ કલાદેવી પાસે જાય છે. ]

દંશાક : [ બેસતા ] કૈં મોડા છો નહીં આજ ! હજી પેલા લોક ક્યાં છે ?

ફીલસુફ : એ તો હમેશ મોડા થાય છે ને ! ગાયક તો હમેશ પહેલા જ આવીને બેસે છે ને શું ?

દંશાક : ગાયક છે–આવ્યો છે ! મેં તો જોયોજ નહીં એને.

[ ફીલસુફ ગાયક પાસે જઈ એના શરીરને અડી કંઈ ગત વગાડવાનું સૂચવી રહે છે ને શિલ્પી, ચિત્રકાર ને કવિ પ્રવેશે છે. ગત વાગે છે ને સૌ સૌની બેઠક ગોઠવાઈ જાય છે ને ગાયક ગાવાનું શરું કરે છે. ]

દંશાક . ચાલો હવે એને બંધ કરવા કહો; એનો પાછા સાંભળશે નહીં. મને જરા આ વાગવામાં વધારે રસ પડે છે

ફીલસુફ : [ ધુનમાંજ છે ] આ...આ......આ...

દંશાક : અરે ફીલસુફ મહાશય ! કેમ ધ્યાન છે તમારું, પેલાને હવે બંધ કરવા કહો.

[ ફિલસુફ એની ધુનમાંજ છે, આંટા મારાં કરે છે. દશાક શિલ્પીને ઇસારત કરી સૂચવે છે, ને એ ઉભો થઇ ગાયક પાસે જઈ વાજિંત્ર મુકાવી દે છે. ]

દંશાક : અરે ફીલસુફજી, ક્યાં ધ્યાન છે તમારું ?

ફીલસુફ : [ ચમકીને ] કલાભવનમાં ક્યાં ધ્યાન હોય વારું !

દંશાક : મને તો થયું કે તમે પણ પેલાની સાથે ચકરમ થઇ ગયા.

ફીલસુફ : ખરેખર. હું ઇચ્છું છું કે હું ચકરમ હોત–

દંશાક : તો–

ફીલસુફ : તો–(અટકીને)–તો હું આ ઉમ્મરે પણ બાળકજ રહ્યો હોત. આંખો અને હૃદયથીજ

ફીલસુફ : હું જ નહીં મારું બંધાવેલું કલા-ભવન, મારાથી પોષાતી કલા, આ એવીજ ભાવનાઓમાં રચ્યા પચ્યા રહો છો, ' ત્યાં કલામય કલા–પોષક તો શું, પણ કલાવિક્ષેપક, કલા-નાશક, કલાસંહારક, કલોચ્છેદક, કલાધ્વંસક બને છે.

દંશક : શું ?

શિલ્પી : [ ઓઝલ બાજુએ મુકતો ] આજે ફીલસુફી વીફરી લાગે છે. આજે કામ થઇ રહ્યું.

કવિ : અરે હારે, આ મારા પ્રાસનો મેળ પણ નહીં આવવાનો. ઉલ્ટી કવી માટે મને પ્રકારનો શબ્દ નથી જડતો.

દંશક : અતિ તમે મને આ જશ આપો ખરું ને ? મને લાગે છે કે તમને ખરું જોવાની આંખજ નથી.

ફીલસુફ : તે તો કોણ જાણે, પણ ખરું હું આ આંખે તો જોતોજ નથી. આ તમારા કવિરાજ કાગળમાંજ જુએ છે ને ચિતારો ફલકજ જુએ છે. સૌની કલ્પનાની પાંખ કપાઇ ગઈ છે. વિચારોના પ્રકાશને તમે બંધ કર્યો છે. આ દીવાલોથી બંધાએલા તમારા આત્મા સાથે બંધનમાં જકડાએલી તમારી કલા છે. કલા જેટલીજ કૃત્રિમતા અમર છે અને તમે બધા કૃત્રિમતાનાજ બંદો છો.

શિલ્પી : એમનો તરંગ વટોળીઓ વધતો લાગે છે. આપણે ત્યાં આટઆટલા સુંદર ચિત્રો ને સુંદર પુતળાઓ—

ફીલસુફ [ આવેશમાંજ ] સુંદર ! શું સુંદર ! કલાનાજ જ્યાં ફાંફા, ત્યાં સૌંદર્ય કેવું ? સૌંદર્ય તો કલાનું સ્વરૂપ છે. એ તમારા આવા પ્રયાસો વડે નહીં સાંપડે, સામાન્ય જીવનમાં તો કલાનો આત્મા દુઃખજર્યોજ હોઇ શકે. જીવનસાફલ્ય સહેવામાં છે. પ્રેમ અને ધૈર્ય, દયા અને શૌર્ય, એ સર્વેથી ભરપુર માનવીની જીવનકલાનો આધાર દુઃખના મૂળપરજ છે. શોક એતો સંતોનો એક સદ્‌ગુણ છે. કહો, કલાધરો ! કલાપૂજામાં તમે શા શા કષ્ટ વેઠયા છે ? કેવાં અને કેટલાં તપ કર્યાં છે ? કારણ તપ વિના સિદ્ધિ સાંભવેજ નહી.

ચિતારો : કોઇ દિવસ પીંછી કે કલમ હાથમાં ઝાલી હતી ખરી કે ? એમાં કેટલો આનંદ પડે છે એ કંઈ ખબર છે ?

ફીલસુફ : આનંદ ! સહન કરવાની કળા તેજ જીવન જીવવાની કળા. એટલાજ અડગ ધૈર્ય અને શૌર્ય, અસીમ ત્યાગ અને ક્ષમા શીખવશે. અને એથીજ અનંત આનંદ પ્રાપ્ત થશે

દંશક હવે આ લપનપાટ બંધ થાય તો ઠીક. ફીલસુફો એક જાતના ગાંડા જ હોય છે. (જવાની તૈયારીમાં ઉભો થાય છે.)

શિલ્પી. [ફીલસુફને] તમે ખરેખર તમારું મગજ તપાસાવો.

કવિ : તપાસાવે શું ?—ઉન્માદ રોગ લાગ્યો-જ દેખાય છે ને.

[ તરંગ સિવાય બધાં ખડખડ હસે છે ]

ચીતારો : આજે કંઈ કામ થયું નહીં—

ફીલસુફ : ભાઈ તરંગ ! આપણે સાથવીને લઈ જજે. આ કોઇને તો યાદ પણ નહીં રહે.

[ બધા એક પછી એક જવા માંડે છે. કલાદેવી ફીલસુફને નમસ્કાર કરી ધામે પગલે જાય છે, તરંગ એ પગલાંઓ જોઇ રહે છે.

## અંક ૨

[ સ્થળ : મધખંડ. ]

દંશક: [ ખડખડાટ હસી ] ત્યારે તમે કેમ નહીં પીઓ. એ વગર તમને પ્રેરણા કેમ મળશે? કવિ તમે?

કવિ: ઉંહું.

દંશક: તમેએ ના કહો છો કે આજની વાર્ષિક ઉજવણીમાં તો બધાએ આમ લેવોજ જોઈએ. અરે છેવટે કલાને ખાતર તો પીઓ.

ફીલસુફ: એમ આગ્રહ કરવાની જરૂર નથી. તમે એટલા સ્પષ્ટવક્તા છો તે કહીને પીઓ છો, અને આ બીચારા શરમાય છે, બાકી સૌને પોતાની લત તો છેજ.

શિલ્પી: એ બીજા અમે નહીં. સમજ્યાને જાણ્યા વિના બહુ ન બોલીએ.

ફીલસુફ: [ હસી ] મદિરા વિના પત્થરના પુતળાઓ બોલ્યા કદી સાંભળ્યા છે?

શિલ્પી: બીજા પીતા હશે, હું તો નથી પીતો.

ફીલસુફ: તમે નથી પીતા એટલેજ તો તમારા-થી કલાનું બેનમુન સર્જન થઇ શકતું નથી. કલા સર્જન માટે કેફ તો આવશ્યક છે. તમે કેફ મણતા હો કે નહીં. પણ ભાઇ! આપણને ભાંગ વગર ધુન નથી આવતી. હા. ભાંગ પીએ છીએ. સાચું કહેવામાં પાપ શું?

દંશક: એમ ત્યારે તમને ભાંગનો શોખ છે ખરો?

ફીલસુફ: સાચું કહેવામાં અને ખોટું કહેવામાં ક્યાંય પાપ નથી. કાદમ્બરી એમને મેન તો માયાસ્વરૂપજ છે ને? ભાંગ પીએ એકાદ ધુન લાગી ગઇ તો તેને આવનજાવન પીધ્યા કરે, અને તેને કવિતા કહે.

દંશક: અને ચિત્રકાર તમને શો શોખ છે

ફીલસુફ: એમનો શોખ તો વળી ઓરજ છે.

દંશક: તે શું?

ફીલસુફ: બે દમ ગાંજાના મારે નહીં ત્યાં સુધી મગજ એમનું ઠેકાણે આવેજ નહીં,

ચિત્રકાર: હવે દારુ તો નથી પીતા કની!

દંશક: કંઈ નહીં, કંઈ નહીં, એમ તરડાવાની કશી જરૂર નથી, ત્યારે હવે બાકીમાં આપણા પથ્થરનાજ વેપારી રહ્યા.

ફીલસુફ: ક્ષમા કરજો, પણ એ મહાશય જેને કેફ નથી ગણતા, એવી વસ્તુનો શોખ ધરાવે છે. પથ્થરોમાંથી મૂર્તિઓ પ્રગટાવવા અનંત નિદિધ્યાસન સાધવા એ મહાશય રાજેશ્રી અફીણનું સેવન કરે છે; ત્યારેજ એમની કલ્પના એમને વશ રહે છે.

બધા: ઓ હો!

શિલ્પી: બધાને શીરપાવ દઇ રહ્યા છે: તે તમારું વ્યસન જણાવોની ત્યારે?

ફીલસુફ: મારું વ્યસન! હા, મારું વ્યસન! [ હસે છે ] પ્રફુલ્લતા સાધવા કવિને અફીણ પ્રિય છે; પથ્થરો કોતરતાં શિલ્પીને કુટિલ કલ્પના પ્રિય છે, અને ચિતારાને ધૂમ્રાચ્છાદિત વાતાવરણ પ્રિય છે; એમજ મને ચોવીશે કલાક મનન પ્રિય છે, મારું વ્યસન એકામતા!

શિલ્પી: } શુદ્ધ —
કવિ: }

ફીલસુફ: તમે, વ્યસન ઘડી બે ઘડીનું ન હોય. કલાવ્યસન તો અનંત છે. માનવ આત્મા વિકાસને માટે તલસી રહ્યો છે. એના વિકાસ માટે કલાદીપક કલાકારે પ્રગટાવવો પડે છે. એ દીપક તમારા આ કૃત્રિમ અને બાધક કેફથી કદી નહીં પ્રગટે.

કવિ : એટલે કહેવા શું માગો છો ?

ફીલ્સુફ : એજ, કે ઉન્નતિ સાધક જીવનનો સ્વતંત્ર આત્માજ ભક્તિભાવે એ દીપક જગ-કલ્યાણાર્થે પ્રગટાવી શકે.

દંશક : સ્વતંત્ર આત્મા એટલે ? મૃત્યુ પામે ત્યારે !

ફીલ્સુફ : સ્વતંત્ર એટલે આવા કલાભવનોની રાહ જોઇ કલા કે જ્ઞાન કોઇ બેસી રહેતાં નથી. આ કલાધુરંધરો કલા ફુવારે પ્રેરણા પીધા વિના કે મૂર્તિના દર્શન કીધા વિના જેવું તેવું પણ સરજી શકતાં નથી.

કવિ : તે તમે કેવા મોટાં સર્જન કરી નાંખ્યા તે અમે જોયા કની !

ફીલ્સુફ : બે ચાર પાંચ તમારા અલ્પજીવી વાવંટોળ જેવા લાગણીવિહોણા કાવ્યોનો કાવ્ય-ભંડારમાં ઉમેરો થયો તો એ શું અને ન થયો તો એ શું ? માનવજીવન વાંછે છે તે તો ઉત્ક્રાન્તિઃ જીવન પણ માત્ર પરિવર્તનશીલ છે. પરંતુ એ પરિવર્તન માનવજીવનના વિકાસાર્થે છે, વિલાસાર્થે નહીં. એવી વિકાસસાધક કાવ્યકલા સરજો કવિરાજ ! સર્જનાત્મક અનંતકળાની અખંડ જ્યોતિ મારા આત્મામાં ઝીલી શકું તો એટલા મારા સત્ય પ્રયત્ન માટે મને આનંદ. બાકી કલાનાં સર્જન ધારો છો એટલા સહેલાં નથી.

દંશક : ખીલ્યો, ખીલ્યો, પાછો.

ફીલ્સુફ : [બેદરકારીથી] કેં કેં ભોગ આપવા પડે, કેં કેં તપ કરવા પડે, કેટકેટલી સાધના કરવી પડે, ત્યારે કલાદેવી વિજય આપે છે.

શિલ્પી : તરંગ ! અરે તરંગ નથી આવ્યો આજે ?

દંશક : ના, કેમ ?

શિલ્પી : એ હોય છે તો આ આપણા મહાશયને વધારે જોર ચઢે છે.

ફીલ્સુફ : હા, હા. તમે બધા એની મશ્કરી કરો છો, એ હું જાણું છું. પણ સૌન્દર્યનું કે સત્યનું, પ્રેમનું કે ધર્મનું, જીવનનું કે આત્માનું તમને જેટલું ભાન છે એના કરતાં એને વધારે છે અને એનું જ્ઞાન વ્યવસ્થિત છે, ગહન છે કારણ એ એથી અજ્ઞાત છે. એની પાસે કવિની સંયમી કલ્પના છે, શિલ્પીનો સત્વદર્શી આવેશ છે, અને ગાયકની માર્દવભરી ધૂન છે; ચિતારાનું દષ્ટિબિંદુ છે, એ કલ્પનાને, એ આવેશને, એ ધુનને, એ સર્વને સંકેલી સત્ય અને સૌન્દર્યને શોધતો એનો કલાતરસ્યો આત્મા સતત ઉડયાજ કરે છે. એનો આત્મા જ એક ઉર્દ્ધ્વગામિની કલાકૃતિ છે.

શિલ્પી : [ ખડખડ હસે છે ] હા હા! હા હા ! ખરૂં જ છે.

કવિ : ચક્કર !

દંશક : મને લાગે છે કે મારું પાગલખાતું હવે ઉભરાવા માંડશે. તમારી ફીલ્સુરી તમને બનેને ગાંડા બનાવશે ગાંડા!

ફીલ્સુફ : હાસ્તો, કલાત્મા જ્યારે અનંત જ્યોતિ જોશે, ત્યારે જીવન અને આત્માનો સંબંધ અને સ્રષ્ટાનું સર્જન રહસ્ય એને મન સહજ સહેલો વિષય થઇ રહેશે. એ પામવા તો હું આ ચોવીશે કલાક વલખાં મારી રહ્યો છું, એમાં મને ગાંડો ખપાવો તો નવાઇ શી ?

ચિતારો : એમ ! આતો માથું દુખવાનું કીમીઓજ જાણે છે. બીજું કાંઇ આવડતુંજ નથી એને. કલાદેવી પણ નથી આવ્યા [illegible]

ફ્રીસ્યુક : [ અત્યંત આવેશમાં ] મૂર્ખ ચિતારા! [ બધાં ચમકી ઊઠે છે, પણ કોઈ કાંઈ બોલતું નથી ] તારે આમ કલા સરજવી છે. કેવળ નેત્ર-દર્શનથી તારું કંઈ નહીં વળે. આંખ ફોડી નાખ તારી, હૈયું સનેત્ર બનાવ તારું. જેની ગેરહાજરી-માં તને ગમગીની લાગે છે એની મૂરત મેં કેમ સરજ્યું જ ન હોત. બંધ આંખે મેં એનું ચિત્ર દોર્યું હોત, ફલક પર મારો હાથ રમી રહ્યો હોત. ન સમય, ન સંજોગ, ન મર્યાદા મને બાંધી રહ્યાં હોત; ને એમ સરજેલી એ અમર આકૃતિએ આ રંગકલાનીને પીંછીનો અંત માગી લીધો હોત. [ ઊઠી, શિલ્પી તરફ ધસી ] એ શિલ્પકાર ! કદી હું શિલ્પી હોત, તો પૃથ્વી ફરત. પથ્થર માટે રાહ જોઈ બેસી ન રહ્યો હોત. જ્યાં કોઈ સંગે-મરમર પર હૃદય ચોંટ્યું હોત, અને ઊર્મિ અને ભાવનાને મૂર્તિમંત કરવાનો આવેશ પ્રગટ્યો હોત— ને ત્યાં જ એ પથ્થર પર આ હાથ ઓજારો સાથે નૃત્ય કરી રહ્યા હોત. એ પથ્થરને વાચા આપત ને પછી એ ઓજારોને ધરતી કૂખે દાટત; ને એ મૂર્તિને જીવનભર નીરખી રહ્યો હોત ! [ કવિ તરફ ધસી ] ને ઓ કવિરાજ ! આત્માની કો ધન્ય પળે કોઈ દિવ્ય સંદેશ અનેરી વાણીમાં અંતરને એકાએક ઉમળકે ઉતારત, ને આખી આલમમાં એનો પડઘો પડત. ને ઓ ગાયક ! નથી તું અહીં કે. જો હું ગાયક હોત, કુદરતના તેજ છાયા ભરી અનેક અભિનયોને, એના તાલને, એના ગાનને, ગહનગૌરવતા શાંતિમયી દિવ્યમૂર્તિને પ્રગટાવવા, વિશ્વભરમાં સંગીત ધૂન ગજાવત. જીવન, આત્મા, એની આરાધનામાં એના પાદ-પંકજમાં સમર્પણ કરત.

શિલ્પી : ફ્રીસ્યુક ! ફ્રીસ્યુક !

ફ્રીસ્યુક : કલાની મતિવાળી સુંદર મૂર્તિ ઘડ ! એ કલામૂર્તિનો સ્વભાવજ આનંદનો, એનું દર્શનજ સૌંદર્યનું. એની ગતિજ ચૈતન્યમય, એ સર્વ જીવનમાં ઝાંખી કરાવે સત્યની, અને એ થકી કલા અને જીવનનો કોયડો ઉકલે, સમજાય. પણ ના, મને તમારી દયા આવે છે, ઓ પંગુઓ !...

[ તરંગ અને ઊર્મિ પ્રવેશે છે; બાઘા જેવા તરંગને અને ચિંતાભરી ઊર્મિને જોતાંજ દંશક બૂમ પાડી ઊઠે છે ]

દંશક : ઊર્મિ ! તરંગ !......

ઊર્મિ : [ આગળ વધી, ધીમેથી ]

દંશક : કેમ ?

ઊર્મિ : કલાદેવી ક્યાં છે ? કુમાર!

દંશક : કોણ જાણે; શું કામ છે ?

ઊર્મિ, તરંગ એને શોધી રહ્યો છે. કહોને ક્યાં છે ?

ફ્રીસ્યુક : [ ઊર્મિને બાજુએ લઈ જઈ ] શું છે ?

[ પ્રકાશ ઓછો છે. તરંગ ફરેક સામે જોઈ રહ્યો છે. ખંડમાં ચોગમ ચાલે છે ]

ઊર્મિ : એ તો ઉંઘમાં ચાલે છે. ક્યારનો કલા કલા કરી રહ્યો છે. કલાભવનમાં કલાદેવીના આસન આગળ એમનો એમ પડી રહ્યો હતો, કેટલીક વાર રડ્યો, ને પછી કંઈ અમસ્થી પૂજા કરી, શું એ કંઈ બોલ્યો, ને પછી દિગ્મૂઢ જેવો પડી રહ્યો. સાંજનો ઊંઘતો હતો. મારા મનમાં કે જાગે તો કંઈ ખાવા આપું, પણ જાગે શાનો ? હમણાં ધીરે રહી ઊઠ્યો ને 'કલાદેવી' બોલતો બોલતો અહીં આવ્યો.

ફીલસુફ: સમજ્યો હું.

ઊર્મિ: શું ?

ફીલસુફ: કંઇ નહીં. [ દંશકને ] કલાદેવી ક્યાં છે ?

[ દંશક જવાબ આપે એ પહેલાં તરંગ કંઇ બોલવા માંડે છે. એ બરાબર વચ્ચે આવી ને ઊભો છે ]

તરંગ: ઓ એ સુંદર સ્વપ્નકાળ! કેટલું રમ્યા આપણે ! કેવું રમ્યા આપણે ? તું ચકલીઓ બોલાવતી, ને હું પિંજરા ઘડતો. હું દાણા લાવું, ને તું ખવાડતી. રાત્રે એ ચકલીઓને તું ઉડાવી મુકતી. હું ના કહું ને ખીજાનો, તું કહેતી કે એ તો આપણે માટે સ્વપ્ના લેવા જાય છે, ને હું શાંત થતો. ને ઓ કલા ! તું કેવી મારે બંધ પોપચે હેમતી. હું તને પકડવા જાઉં, ને તું ઉડી જતી ને સ્વપ્નું પુરું થતું. હો હો, આપણે કેવું કેવું રમતાં ! કેવા આપણે હરખના કોટ બાંધતા, ને એ એ કોટની આસપાસ કેવી સરલ પ્રીતિની સરિતા પ્રદક્ષિણા કરતી, ને એ કોટમાં આપણે આનંદને પુરી બેસતા. [ ઉભો થતાં ] હું કિલ્લેદાર બનતો, ને તું એની વિધાત્રિ બનતી. કેટલું સુખ, કેવું સુખ !

[ બે ડગલાં આગળ ચાલે છે ]

જીવન વહયું ને આદર્શ ઘડયો દેવી ! નિર્મળ સ્વપ્નાના સુંદર ચોકઠામાં તને મઢી તને એમ ઉડવા દઉં, ને હું આનંદ પામું. તને ઝાલવા મથું, તારા હાથ લંબાવી તું ઉંચકી લે મને ને ભોંય-ભુસ્કા થઇ પડીએ આપણે.

જીવન વહયું ને આદર્શ વિકસ્યો દેવી ! જીવનમાં ભરી કલાની દેવી. સેવા કરું, ને પૂજા કરું. હેસે ઉજાળું જીવન મારું. એકજ વિચાર, એકજ ધ્યેય, એકજ હેતુ, એકજ આશા, એકજ સાધવો હતો આદર્શ. જીવન એટલે વિશ્વકલા, કલા એટલે-વિશ્વજીવન. વિદ્યા તારે ચરણે ધરી. કલાદેવી ! જીવનમૂર્તિ મારી, પાવન કરજે મને.

હું તો પડયો હતો દેવી, ને તેં મને પાંખો દીધી. આંખે પડદા હતા, ત્યાં તેં અમૃત આંજ્યા. કાયા કંપતી હતી મારી, ને તેં શક્તિ આપી. હું તો ભમતો હતો, તેં સ્થિર કીધો મને. જીવન વહયું ને તું કલાભવનની મૂર્તિ બની. હું પૂજક બન્યો અહીં: તારી ભક્તિ કરવા, તારા બોલ બોલવા, તારા વિચાર આચરવા પાલજે, પોષજે, ને ઉદ્ધારજે જીવનમૂર્તિ મારી......

[ આકાશના તારા ગણતો હોય એમ ઉભો રહે છે ] ઓ ક્યાં છે કલા ! ઓ ક્યાં છે કલા ! [ બાઘા જેવો આવેશમાં દોડી, ચાકી તખ્તાની ડાબી બાજુએ પડે છે, પ્રકાશપુંજ પુરો એના તરફ ઢગલો થઇ વધે છે. ] ઓ કલા !

[ ઊર્મિ ગભરાય છે, જરા આગળ વધે છે, ફીલસુફ એને સંભાળી લે છે. ]

ઊર્મિ: તરંગભાઇને શું થયું ? તરંગ! [ ધસે છે. તરંગ ફરીથી કંઇ બોલતો હોય એમ જણાવાથી ઊર્મિ ચુપ થઇ ઉભી રહે છે. તરંગ ઉભો થઇ બેસી જાય છે. ઊર્મિ અને તરંગ સામ સામા ગોઠવાઇ રહે છે, ને ઊર્મિ ધીમે ડગલે પાછળ સરતી ફીલસુફ પાસે આવી ઉભી રહે છે. ]

તરંગ: એ આદર્શ પામવામાં તારી સહાય કેમ ભુલું, ઊર્મિ ! ઓ તું ન હોત તો ઊર્મિ!—

[ ઊર્મિ ચમકે છે ] મારી દેવદુતિ, ઊર્મિ, દયાદેવી ! બેન, બેનડી મારી ! ઓ તું ન હોત

તો ! મારે માટે તેં જીવનપથ આર રચી, મારે માટે તેં ભક્તિપ્રયોગ ઘડ્યો, મારે માટે તેં પૂજાસામગ્રી આણી, મારી આંખો સામેથી તેં અંધારાના પડદા ચીર્યા, ને તને કેમ ભૂલું ! ઊર્મિ ! હા, તું ન હોત તો ઊર્મિ !

સુરજ ઉગતાં તારાં કહોચ ઝરે, મધ્યાહ્ન તપતાં ત્હારાં હાસ્ય પ્રસરે, ને આથમતાં તું ભાવનાઓ ભરે, ને એમ આપે ઉત્સાહ. આશા ને આનંદ, ચકોર, રાણી, પ્રભુ ! નહીં ભુલું મારી પથદીપિકા ! હેં તું એ નહીં આપે મારી કલા ! તું એ નહીં બતાવે મારી કલાદેવી ? ઊર્મિ ! ઊર્મિ ! દેવદૂતિ ! [ ભોંય સરસો બેસી જાય છે. ]

ઊર્મિ: મારા રે તરંગ !

[ તરંગ તરફ આવેશમાં ધસે છે. ફીલસુફ વારી લે છે ]

ફીલસુફ: ઊર્મિબાળા ! શું કરો છો, ઉંઘમાં છે ને એ તો

[ બધો આવેશ એકદમ શમાવી, પલકમાં શાંત થઈ અત્યંત સ્વસ્થ થઈ નિર્મળ આંખે ફીલસુફ તરફ બે પાંચ પળ જોઈ રહે છે. ]

ઊર્મિ : [ ફીલસુફને ] એને શું થયું છે— મારા તરંગને શું થયું છે ?

[ ફીલસુફને ખભે એક હાથ મુકી—આંખ બંધ કરી ઉભી રહે છે ]

તરંગ : [ એકાએક ઉઠો થઈ ચારે બાજુ દોડી ] દેવી ! દેવી ! મારી મૂર્તિ ! જીવન દેવડી ! કલા ! કલા ! ક્યાં છે કલા ! ઓ કલા !

[ એક ચક્કર ખાઈ થાકી ફૂટી ભોંય પર પડે છે, એ અવાજે ઊર્મિ ચમકી મોં બ્હાર કાઢે છે ]

ઊર્મિ : ભાઈ...રે...ભાઈ ! તરંગ !

દંશક. [ ક્રોધથી ધ્રૂજતો ] ચુપ ! એ તો ગાંડો થઈ ગયો છે. લઈ જાઓ એને પાગલ ખાનામાં, એ તો ગાંડો થઈ ગયો છે.

ફીલસુફ : ખબરદાર ! એ બીલકુલ ગાંડો નથી ગાંડા તો આપણે છીએ

ઊર્મિ . ના, [ ચીડમાં, દંશકને ] તું છે ગાંડો !

[ દોડી તરંગના શરીર પર રક્ષણ કરી ઉભી રહે છે ]

એનો વાળ વાંકો નહીં થવા દઉં.

[ બે ત્રણ ક્ષણ ઉભી રહે છે, પણ ડુસકાં ખાઈ રડતી પડે છે, બધા નીચું જુએ છે. ફીલસુફ ઉંચે જુએ છે. દંશક ક્રોધે અવાચક થઈ જાય છે ઊર્મિ પડતાંજ પડદો પડે છે. ]

## અંક ત્રીજો

પાત્રપ્રવેશ: કલામંદિરનો ત્રીજો ભાગ. તરંગ એક ખાટલા પર સુતો છે. દંશક અને શિલ્પી એકાએક ઉતાવળે પ્રવેશે છે ]

દંશક. બે દિવસથી બહુજ ગાંડા કાઢે છે. કંઈ ગાંડુ ઘેલુ બકે છે, ને પછી બુમાબુમ પાડે છે.

શિલ્પી હું તો મુળથી કહેતો હતો કે એવું ખરું છે હું નથી ધારતો કે ફરી ઠેકાણે આવે.

દંશક: ધુત ! રોજ કંઈ ને કંઈ વધતું જાય છે, હમણાંજ કલાકપર ધાડાધાડ પાડતો હતો. બે ચાર દાબ્યા એટલે આવ્યો ઠેકાણે.

શિલ્પીઃ માર્યો !

દંશકઃ તો શું પૂજા કરૂં ?

શિલ્પીઃ ના ના. એ તો ઠીકજ કીધું. બીજો કંઇ ઉપાયજ ન મળે.

દંશકઃ ઊર્મિ તો મુખી છે, અમસ્થી એને ચઢાવતી હતી. હજીયે કંઇ ખાવાનું આણી આપે, ને કાગળ પેન્સીલ આણી આપે, આજે તો કાયદો કર્યો છે, ને ભીમાને સખ્ત કહ્યું છે કે કોઇને આવવા ન દેવું.

શિલ્પીઃ તે કાગળો પર શું લખે છે?

દંશકઃ કોણ જાણે ? જે ધુનમાં આવે તે ચીતરે છે. લખે છે, ચિત્રો પાડે છે, કંઇ કંઇ કરે છે. મને તો સમજ પણ નથી પડતી. હું તો બધુંજ કાઢી નાંખું છું, નહીં તો વળી ઊર્મિના હાથમાં જાય તો વળી બધાને વંચાવતી ફરે ને ઘોડાપર અંબાડી બાંધે.

શિલ્પીઃ ઊર્મિને અહીં ન આવવા દેવાનું તમે ઠીક કીધું. એમ તો ઉલટું વધારે ચસકે. આવા માણસોને જીવતા પણ શા સારૂ રાખવા જોઇએ ?

દંશકઃ હી. હી. હી. તમે તો બસ છેલ્લોજ ઉપાય બતાવો છો. હારતો, એક રીતે એ સારૂં તો ખરૂં. તો ચાલો આપણને મોડું થશે. નાટકમાં જવું છે ને ?

પા'એક કલાકની વાર હશે. હું નથી ધારતો કે આજે રાતે કંઇ તોફાન કરે. અત્યારે એ જ જોવા હું આવ્યો હતો. ભીમા! ભીમા!

[તરંગ એ ઘુમે જાગે છે]

તરંગ: મારા કાગળીઆ આપો, મારા નાટકો, મારી કવિતા, મારા ચિત્રો—મારા આત્માના અવાજને રુંધી રુંધી તમે બોંધ નહીં પૂરી શકો. મારા લખાણોને બાળી તો મારી મૂર્તિપૂજા નહિં ઓછી કરી શકો કલા ! દેવી !

દંશક : ચુપરે રે! પાગલ!

[બેઠો થઇ પથારી નીચે બીજા કાગળ સંતાડવા જાય છે]

ભીમા લેતો પેલા કાગળ! બાળી નાંખ બાળી નાંખ. હમણાં જ.

[ભીમો બાજુ પર બાળે છે]

શિલ્પી: એ બધું શું લખે છે?

દંશક: કલા! કલા! બીજી એને ધુન શી છે. એના પરજ લખ્યું હશે કંઇ.

તરંગ: ઓરે મારા કાગળીઆ! [બળતા તરફ ધસે છે]

[દંશક એને ચાબુકે ફટકાવે છે]

દંશક: ચપ, ચપ, બેસી રહે અહીં.

તરંગ: મારી સ્વપ્નસૃષ્ટિને ન બાળો. મારા આત્માની એ વિભૂતિને ન બાળો. ઓ અગ્નિદેવ! મારા હૈયાના ઉદ્‌ગારોને ભક્ષણ નહીં કરો. મારી કલા! મારી આશા! મારી અભિલાષા! મારો સંદેશ! મારો આનંદ, ના બાળો! મારા આત્માની રાખ થાય છે, ઓ અગ્નિદેવ!

દંશક: ચપ, ચપ, [માર વધારતો જાય છે]

તરંગ: ઓ! ઓ! ઓ પ્રભુ! જીવન જીવી થાક્યો હવે તો. ઓ પ્રભુ! મારી કલા!

દંશક: હજી કલા! હજી કલા!

શિલ્પી: ખરેખર આવા પાગલ તો હડકાયા કુતરા કરતાં પણ ખરાબ.

તરંગ: ઓ મને ન મારો. મારા સરસ્વતી મારાં સ્વપ્નાં! મારી ભક્તિનું અલ્પ સ્મરણ!

રે એને ન બાળો. ઓ પ્રભુ! [ થાકીને ખાટલામાં પડે છે ]

[ પડ્યો પડ્યો હાથવડે અર્થવગરના ચાળા કરતો ધીમે ધીમે ]

કલા! કલા! કલાદેવી! કઅઅ........

દંશક : [ એને ધ્યાનથી જોઇ રહી ] ચાલો હવે ઉંઘશે નીરાંતે ને નહીં ઉઘે તો બોગ એના. બહાર તાળું બરાબર મારજો, ભીમા! ને જરુર પડે તો ઉઘાડી ફટકાવજો. અને કોઇને અંદર આવવા ન દેતો.

શિલ્પી : આપણે હવે જઇએ નાટકમાં, પેલા સોફા ત્યાં રાહ જોતા હશે.

દંશક : [ જતાં જતાં ] ઠીક ઠંડો થઇ ગયો છે. એ સોફાને તો માર સીવાય બીજો રસ્તોજ નથી.

શિલ્પી : ઊર્મિને અહીંઆ નજ આવવા દેવી.

દંશક : ના ના, એ શું આવે! મેં કહ્યું ને તમને—એજ એને ચડાવે છે. હજી તો એ એને ગાંડો માનતી પણ નથી. લો ચાલો. ભીમા જોજે હં. [ ભીમો તાળું વાસે છે. ]

તરંગ : [ પથારીમાં પડેલ પડ્યો—અરધી ઉંઘમાં ] ઓરે! ઓ ઓ!

[ ભીમો ધીમે ધીમે ભજન લલકારે છે. તરંગ પથારીમાંજ ઉંઘમાં લવારા કરે છે. ઉર્મિ બહાર દેખાય છે. ]

ઊર્મિ : ભીમા! બારણું ઉઘાડતો ભીમા!

[ ભીમો બારણું ઉઘાડે છે. ઉર્મિ અંદર આવે છે ]

ભીમો : ઊર્મિ બેન! દંશક ભાઇને ખબર ન પડે હં નહીં તો મને—આજે તો ખાસ કહીને ગયા છે.

ઊર્મિ : એની તું ચિંતા ન કર. એ બધા તો નાટકમાં ગયા છે.

ભીમો : હા હમણાંજ ગયા.

ઊર્મિ : ભાઇ ઉંઘે છે નહીં! આજે એ માર—

ભીમો : [ ડોકુ ધુણાવી હા કહે છે. નીસાસો નાખે છે ] બેન, મને તો બહુ એ દયા આવે, પણ હું નોકર માણસ શું કરું! અને તમારા ભાઇને તો તમે જાણો છો ને!

ઊર્મિ : ચુપ! એ મારો ભાઇ નહીં. મારો ભાઇ તો આ. ઓ મારા ભાઇ! ભાઇલા!

[ ખાટલા તરફ ખસે છે ]

[ તરંગ કંઇ અર્થ વગરનું બબડે છે ]

ઊર્મિ : [ ખાટલાને નાકે બેસે છે. ખોળામાં માથું લે છે, ને ધીમે ધીમે પંપાળે છે ]

તરંગ : [ઉંઘમાંજ] હું ગાંડો નથી. જીંદગીને નાટક કહેવામાં ઘેલછા કહેવાય છે. એ નાટક કાગળ પર લખવામાં ગુન્હો. કલાનામ બોલવામાં ગાંડાઇ છે. આત્માના ઉદ્‌ગારને વ્યક્ત કરવામાં ગાંડપણ છે. હું ગાતો હતો ને મારો કંઠ રુંધ્યો. હું જોતો હતો ને મારી આંખ ફોડી. મારા દેહને રુંધનારા મારો આત્મા નહીં રુંધી શકે. સત્ય, સૌન્દર્ય અને કલાથી વેગળી જતી દુનીઆએ મને વેગળો કર્યો. મારી કલાશક્તિને રુંધવામાં મારી શક્તિને બદ્ધ બાંધવો છે. કલા! ક્યાં છે કલા! દેવી! [અટકે છે]

ઊર્મિઃ ભીમા! ભાઇ ઉંઘમાં લવે છે. આજે જો ધ્યાન રાખજે. બહુ માર માર્યો લાગે છે. ઓ પ્રભુ!

તરંગઃ કલા! ઓ કલા! તારો શિષ્ય છું. તારો ભક્ત છું. તારોજ, સદા કાળ તારોજ છું. દેવી! તું તો મારું સ્વપ્ન છે, મારો શ્વાસ છે, મારી વાણી છે, મારી આંખ છે, મારો આત્મા છે. કલા! કલા! મારી દેવી! મારી મૂર્તિ!

ઊર્મિઃ [ માથે હાથ ફેરવતીજ ] તરંગ! તરંગ! ભાઇ!

ભીમોઃ બેન, તમે જાઓ. હું જાગતો બેઠો છું.

ઊર્મિઃ ભીમા! બરાબર સંભાળ રાખજે હં. જો ભાઇને કંઇ ન થાય હં. ને હું કાલે— હા. મને તો બંધી કરી છે ખરું ને? કંઇ નહીં કાલે સવારે તો હું નહીં આવી શકું, પણ જોઇશ. એને જોઇએ તે આપજે ભીમા! હં. જોજે. હં. [ જતાં જતાં ] એને કંઇ ન થાય હં. [ એકવાર પાછી જઇ તરંગને કપાળે હાથ ફેરવી ] તરંગભાઇ! [ જાય છે ] [ ભીમો તાળું દઇ બાર બેસે છે લલકારતો ]

[ મધરાતના બાર ટકોરા વાગતા સંભળાય છે ]

[ ટકોરા પુરા થતાં અંદરથી દીલરુબાના સ્વરો સંભળાય છે. એક કમળથી આચ્છાદિત બાલિકા સુવર્ણઝારી સાથે પ્રવેશે છે. ચાર પ્રદક્ષિણા ખાટલાની આજુબાજુ કરી એક દાંડીવાળું કમળ માથાપર ખોસી ઝારીમાંથી ચાર છાંટા જલ છાંટી ચાલી જાય છે. એ જાય છે ને બીજી બાજુથી દેવી સરસ્વતી અને અશ્વિનિકુમાર બે આવે છે. ]

અશ્વિનિકુમારઃ હું જે કહેતો હતો તે આ માનવી! પૃથ્વીભરમાં આટલો સાચો કલાભક્ત તો હજી મેં જોયો નથી.

સરસ્વતીઃ કુમાર! આજે એકલા છો એટલે ભ્રમથી અર્ધદર્શન તો નથી થતું ને?

અશ્વિનિકુમારઃ દેવી! કલાની વાતમાં પરિહાસ સંભવે ખરો?

સરસ્વતીઃ કોણ જાણે! તમે છો. વારું ત્યારે એનું કલાપ્રાવિણ્ય શેમાં છે?

અશ્વિનીકુમારઃ એના જીવનમાં છે.

સરસ્વતીઃ એટલે?

અશ્વિનિકુમારઃ એના જીવનને એણે કલાનું મંદિર બનાવ્યું છે. અને તમારી કાવ્યકળા કે ચિત્રકળા કે એ સોળે કળામાંથી એકેય એણે ધરી નથી; પણ એ સૌમાં ઉચ્ચ એવી જીવનકલા એણે તમારે ચરણે સમર્પી છે.

સરસ્વતીઃ મારે ચરણે? કુમાર એનું માનસ બતાવી શકો ખરા!

અશ્વિનિકુમારઃ જેવી ઇચ્છા!

[ ખાટલા પાસે જઈ મંત્રજળ છાંટે છે ]

સરસ્વતીઃ દેવીના આવાહન છે. બેઠો થા!

[ તરંગઃ સુંદર વસ્ત્રોમાં સજ્જ બેઠો થાય છે, ઉભો થાય છે. સરસ્વતીને પ્રણામ કરે છે. ]

સરસ્વતીઃ આયુષ્મા—

અશ્વિનિઃ નહીં દેવી! કલાભક્તોને ચિરાયુષ્યના આશિર્વાદના શા પ્રયોજન! કલાભક્તિજ એની અચલ અને અખંડ કરો.

સરસ્વતીઃ એ તો હું જોઉં પછી.

અશ્વિનિઃ તો કેવળ કલ્યાણ પ્રચ્છો આયુષ્યમાન નહીં.

સરસ્વતિ : કેમ ?

અશ્વિનિ : આવિ નબળું છે.

સરસ્વતી : કલ્યાણ થાઓ તારું તરંગ !

અશ્વિનિ : તરંગ ! કેવું જીવન જીવે છે તું ?

તરંગ : કલાજીવન.

અશ્વિનિ : અને શો છે તારો કલાધર્મ ?

તરંગ : કલાભક્તિ.

અશ્વિનિ : ને એ ભક્તિથી શું શું માગે છે ? તારો કલાધર્મ તેજ યુગનો કલાધર્મ ને ?

તરંગ : [ ઉછળી ] ના જગત જુએ છે ને જાણે છે, એ તો ક્ષણિક કલાધર્મ. એ ધર્મના પાયા કુવા છે. એ ધર્મમાં દુખીનું દુખ જોઈ દયા દુભાતી નથી. એ તો આમ મદથી ચાલે છે. મારી દયા તો આવડી મુંગી છે, એ ધર્મનો ન્યાય બહેરો છે ને સત્ય આંધળું છે. ને પ્રેમ રોગી છે, ને શ્રદ્ધા લુલી છે. લુલી શ્રદ્ધાપર કલોત્કર્ષ સંભવેજ કેમ ? અને કલાસર્જનને આવશ્યક શાંતિ ચંચળ છે. એથી પ્રાપ્ત થતો આનંદ અદેખો છે. જગતનો છે આવો કલાધર્મ. મારો એથી જુદો કલાધર્મ.

અશ્વિનિ : સરસ્વતીદેવી પરીક્ષે-છે. તારા કલાધર્મના પાયા શા ?

તરંગ : મારી કલાભક્તિમાં અખંડ શ્રદ્ધા અને અડગ ત્યાગ છે. એ મારા ભક્તિમય જીવનના પાયા છે.

અશ્વિનિ : તારી પીંછી, તારી કલમ, તારી છીણી, તારું [illegible] શું ! Y

તરંગ : મારો આત્મા.

અશ્વિનિ : એથી શું સરજશે ?

તરંગ : જે સરજવા મથી રહ્યો છું તે મારું જીવન.

અશ્વિનિ : કેવું જીવન એ ?

તરંગ : શ્વાસોશ્વાસે કલા કલા કલ્લોલતું જીવન એ. શ્વાસોશ્વાસે કલા રેલાવતું અને કલામાં વિહરતું કલાજીવન એજ અમરતા—એજ આનંદ—એજ મોક્ષ.

સરસ્વતી : અશ્વિનિકુમાર ! બસ. સાતે સરિતાને બોલાવો ને કલામુકુટ મંગાવો. [અશ્વિનિકુમાર આંખ મીંચી રહે છે ને એક પછી એક સાત નદીઓ બ્રહ્મપુત્રા, ગંગા, જમના, નર્મદા, સિન્ધુ, ગોદાવરીને તાપી આવે છે. દરેકના હાથમાં એક કળશ છે. ગંગાના હાથમાં કળશ ઉપરાંત મુકુટ છે. જમનાના હાથમાં કમળાસન પણ છે. સાતે કળશો વિધવિધ ધાતુના છે. ગંગાના હાથમાં તો કળશ સુવર્ણનો છે. જમનાનો ચાંદીનો...... સરસ્વતીની આજ્ઞાથી અશ્વિનિકુમાર સાતે કળશમાંથી જળ લઈ તરંગપર અભિષેક રૂપે છાંટે છે ને સરસ્વતીદેવી સ્વર્ણકલામુકુટ પહેરાવી કમળાસને બેસાડે છે, એ દરમ્યાન સાતે નદીઓ વારાફરતી બોલે છે. ]

૧. સુખદાયિની થાઓ એની કલા !

૨. પ્રેમવર્ષિણી થાઓ એની કલા !

૩ આશાવર્ધિની થાઓ એની કલા !

૪. સુભગવન્તી થાઓ એની કલા !

૫ સત્યાન્વેષિણી થાઓ એની કલા !

૬ શાંતિદાયિની થાઓ એની કલા !

૭ જ્યોતિર્મયી થાઓ એની કલા !

અશ્વિનિ : દેવી ! હવે એની જીવનચમત્કૃતિ પૂરી બતાવું ?

**સરસ્વતી:** તે શું ?

**અશ્વિનિ:** [ પાછી આંખો મીંચી, દિશાઓમાં જલ છાંટે છે. ]

આ આવે એની જીવંત કલામૂર્તિ.

[ કલા પ્રવેશે છે. અત્યંત સુંદર, નમ્ર ગૌરવભરી આવી દેવીને પ્રણામ કરે છે, ઉભી રહે છે. સરસ્વતી આશિર્વાદ આપે છે, એને જોતાં જ તરંગ આસનપરથી ઉભો થઇ જાય છે. ]

**તરંગ :** કલા! દેવી! આ આસને વિરાજ. તારે ખોળે દેવી! [મુગટ કાઢી એને ખોળે ધરે છે.] નમસ્તે નમસ્તે. [વંદન કરી રહે છે]

**સરસ્વતી :** ઓહો! કલામુકુટ પણ એને ધર્યો. કુમાર! સોળે કલાએ ખીલેલો સાચો.

માનવચન્દ્ર ! કલાધર ! કલાનિધિ ! કલેન્દુ !

[ અશ્વિની નદીઓને વિદાય દે છે, તરંગને પાછો સુવાડી દે છે. કલાને પણ આમતેમ પાછી વાળે છે ]

**અશ્વિનિકુમાર:** દેવી! દંશકકુમારના કલાભવનમાં કવિ, ચિતારો અને શિલ્પીની કૃતિઓ સરજનાર આજ કલાકાર ને. હું.

**સરસ્વતી :** એટલે ? આપે છે, જે સિદ્ધ મેળવે છે.

**અશ્વિનિકુમાર:** આ દશ્ય સ્વર્ગે નિત્ય મારું આનંદદાયક સ્વપ્નું થશે. ચાલો (જાય છે)

[ ને સ્વપ્નબાળા ધીમેથી આવી ફુલ પાછું લઇ ચાર પ્રદક્ષિણા કરી ચાલી જાય છે]

[પળભર શાંતિ: દીલરુબા અંદરથી વાગે છે. પ્રકાશ વધે છે. દૂરથી ભીમાનો અવાજ સંભળાય છે. ]

"ઉઘાડ" [ભીમોને દંશક પ્રવેશે છે]

[ કવિ, શિલ્પી વગેરે પ્રવેશે છે ]

**કવિ :** ફારસ ઘણો મજેનો નહીં ?

**દંશક :** કેમ ગાંડો ઉંઘે છે ને ! [ ભીમો ડોકું હલાવી હા કહે છે ]

**શિલ્પી :** સીનેરી સૌથી સારી લાગી મને તો.

**ચીતારો :** વરતુ બહુ મજેની. પેલું ગીત!

**દંશક :** ભાઇઓ ! આ અહીંનો નાટક જોઇ લઇ એને ! કેમ | કંઇ તોફાન કર્યું હતું કે ભીમા !

**ભીમો :** નાજી, સુઇજ રહ્યા છે.

**દંશક :** ચાલો આપણે યે સુઇ જઇએ. ભીમા, બરાબર જોજે. હું.

**શિલ્પી :** [ છેલ્લો જતાં ] અલ્યા ઉર્મિ અહીં આવી હતી કે ?

[ ભીમાના હાથમાંનો દીવો હોલવાઇ જાય છે. એટલે બધા બહારથી ચાલ્યાજ જાય છે. ભીમો તાળું મારી રહે છે ]

[ અંદરથી ડાબી જમણી બાજુથી ધીમે ધીમે મંત્રોચ્ચાર સંભળાતા વધે છે. તરંગ જાગે છે, ચમકી ઉઠે છે. પાછો સુએ છે. અત્યંત અશાંત થઇ આમતેમ ફરે છે. મગજમાં તમરાં વાગે એમ અવાજ એને પજવે છે. ]

જમણી બાજુથી: शक्रादयः सुरगणा निहतेऽतिवीर्ये तस्मिन् दुरात्मनि सुरारिबले च देव्या। तां तुष्टुवुः प्रणति नम्र शिरोऽधरांसा वाग्भिः प्रहर्षपुलकोद्गम चारु देहाः ॥ સ્વાહા ! સ્વાહા !

ડાબી બાજુએ : देव्या यया ततमिदं जगदात्मशक्त्या निःशेष देवगण शक्ति समूहमूर्त्या। तामम्बिका मखिल देव महर्षिपूज्या भक्त्या नताः स्म परिपालय देवविश्वम् ॥ સ્વાહા ! સ્વાહા !

[તરંગની ગભરામણી વધતી જાય છે. જમણે ખૂણે જઈ પાસ ક્ષણ ઊભો રહે છે, અવાજ આવતા ડાબી બાજુએ જઈ ઊભો રહે છે ]

જમણી: यस्याः प्रभावमतुलं भगवान-नन्तो ब्रह्मा हरश्च नहि वक्तुमलं बलंच ।

[ આ અવાજ પણ ધીમે ધીમે વધતો જાય છે ]

ડાબી: सा चण्डिका खिल जगत्परि-पालनाय नाशाय चाशुभभयस्य मतिं करोतु ॥

જમણી: સ્વાહા!

તરંગ: આ શાના સણકા મારે છે! શા ધ્વનિ આ સાંભળું છું!

ડાબી: સ્વાહા!

या श्री स्वयं सुकृतिनां भवनेष्व लक्ष्मीः पापात्मनां कृतधियां हृदयेषु बुद्धि । श्रद्धा सतां कुलजन प्रभवस्य लज्जा तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

તરંગ: કેટકેટલો ભોગ ધરાવાય છે એમ લાગે છે.

જમણી: ઓ ઓ! સવિતા! રૂદ્ર... ...

તરંગ: આ મારા મનનો ભ્રમ છે કે સત્ય છે. આ વેદોચ્ચાર શાનો? કોનો ભોગ ધરાવાતો હશે! કોનો, ઓ કોનો! શા કાજે!

જમણી: किं वर्णयाम तवरूपमचिन्त्य-मेतत् किं चातिवीर्य मसुरक्षयकारी भूरि ।

[ અત્યંત જોરથી ]

ડાબી:

किं चाहवेषु चरितानि तवाति यानि सर्वेषु देव्यसुरदेव गणादिकेषु ॥ સ્વાહા!

તરંગ: જીવનભરની મારી કળા! જીવન-પાર પણ મારી રહેજે કળા! ઓ કેટલો પવિત્ર મંત્રોચ્ચાર! ઓહ. ઓહ. મારો ભોગ ઓહ. હું ન મળી કળા! જીવનભર તારાંજ સ્વપ્ન સેવ્યાં. દશે દિશાઓ તારા નામથી ભરી. અણુ અણુમાં ઘુંટી તારા અંતિમ દર્શન પણ નહીં દે. ઓ ક્રૂર વિધિ! ઓ ક્રૂર ભાવિ! કળા! કળા! કળા! [ખાટલાપર માથું રાખી ભોંયપર બેસે છે.]

જમણી: हेतु समस्त जगतां त्रिगुणापि दोषैर्न ज्ञायसे हरिहरादिभिरप्यपारा ।

ડાબી: सर्वाश्रयाखिलमिदं जगदंश भूत मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या स्वाहा! स्वाहा!

તરંગ: [ ઊભો થઈ પાછો ]: અણુ અણુમાં, દશે દિશામાં, ક્યાંથી હોય કળા! મારા જીવનમાં છે કળા. મારા હૈયામાં છે કળા! મારા આત્મામાં ભરાઈ રહી છે, કળા! [આનંદે છે, હસે છે] પછી તારા દર્શનની અપેક્ષા શા માટે રાખું, કળા! તું છે તે હું થઈશ. તું જીવે છે તે હું જીવીશ. આ બંધનમાંથી મુક્ત થઈશ. તારો મધુતમ શ્વાસો-શ્વાસ થઈશ કળા!

જમણી: यस्याः समस्तसुरता समुदी-रणेन तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवी ।

ડાબી: स्वाहासि वै पितृगणस्य च तृप्ति हेतुरुच्चार्यसे त्वमत एव जनैः स्वधा च ॥ સ્વાહા! સ્વાહા!

તરંગ: હા. હા. તારે શરણે કળા! કેવો આનંદ! કેવી શાંતિ! ધન્ય ઘડી! કમ્પાયમાણ, ઓ ઓ...

[ ઊર્મિ પ્રવેશે છે ઉતાવળે ]

ઊર્મિ: ભીમા ઉઘાડ! ઉઘાડ! જલ્દી! [પ્રવેશે છે અંદર] ભીમા! [પાસે જઈ] હું

છે આ. વીરા મારા ! તરંગ ! તરંગ ! ભીમા ! જાજા. કળાબેનને બોલાવ. ગમે ત્યાંથી બોલાવી લાવ. આની આંખ તો જો. [ ભીમો જાય છે દોડતો ] [ પંપાળે છે. માથું ખોળામાં છે ]

[ તરંગ બેઠો થાય છે. ઉર્મિ સામે મીટ માંડી જોઈ રહે છે. જાણે ઓળખતો નથી. મહામુસીબતે ઓળખે છે.

તરંગ : ઉર્મિ ! કોણ ઉર્મિ ! બેન, બેના ! દેવદૂતિ ! [ ખાટલાપર પડે છે. સુઈ જાય છે. એક ડચકીયું આવે છે ]

[ દંશક વગેરે સર્વે દોડતાં પ્રવેશ કરે છે ]

દંશક : ગાંડી છોકરી !

તરંગ : [ તુટતા અવાજે ] કળા ! ક—અ—ળા !

ઉર્મિ : કળાબેન ક્યાં છે ! કોઈ કળાબેનને બોલાવો.

દંશક : ઉર્મિ ! એ નહીં બને, તું ગાંડી થઈ છે.

ઉર્મિ : બસ, તું આનો જીવ લેવા બેઠો છે, તેં હદ કરી, આતો મૃત્યુ મુખે છે, હજી તો કળાબેનને બોલાવ ! તારી કળાને એ સાથે નહીં લઈ જાય.

દંશક : ચુપ ! ઉર્મિ !

ઉર્મિ : હેં—હું જઈશ.

[ દોડતી કળાને બોલાવવા ચાલી જાય છે. દંશક તરંગના તરફડીયા જોઈ રહે છે. કવિ, ચિત્રકાર, શીલ્પી ખુણામાં ટોળું વળી ઉભા રહે છે. ]

ચીતારો : ભાઈ ! હવે આપણા બાર વાગી જવાના—

કવિ : હાસ્તો, કોણ ચિત્રો ચીતરી આપશે ? મારી કવિતા માટે પણ ફાંફાંજ મારવાનાંને.

શિલ્પી : છેલ્લું પુતળું પ્રદર્શનમાં પંકાયું ને વેચાયું, તે એનું. હવે એવા બીજા ઘડાઈ રહ્યા !

ફીલસુફ : [ એકાએક એ સાંભળી આવે છે. ] તમારા છાણી કલમ ને પીછાં એની સમાધિ પર ચઢાવજો હવે.

દંશક : ( મોટેથી ) [ચિત્રકાર વગેરેને] શું કરશું હવે. આ તો મરી ગયો લાગે છે.

શિલ્પી : [ સમીપ જઈ ) હું તો એક સુંદર મૂર્તિ કોતરીશ એની.

ચિત્રકાર : [ પાસે જઈ ] ને હું તો એક સુંદર તૈલચિત્ર દોરીશ એનું.

કવિ : બીચારા પર એક સુંદર કરુણપ્રશસ્તિ લખીશ હું.

[ ઉર્મિ, ગાયક ને કળા પ્રવેશે છે. )

તરંગ : ( કળાને સહજ જુએ છે—સહેજ ઉઠવા જાય છે—નથી ઉઠાતું. ) કળા ! કળા ! ઓ કળા ! ( ડચકીયું )

ઉર્મિ : તરંગ ! તરંગ ! નહીં બોલે હવે એકવાર બોલ. તરંગ ! તરંગ !

દંશક : મારાથી નથી ખમાતું આ. મને કંઈ થાય છે—ઓ. ( બહાર નાસે છે. )

તરંગ : કળા ! કઅળા ! ( અવાચક પડી જાય છે. )

ઉર્મિ : ( કળાને બાઝી રહે છે. કળા પંપાળી રહી એના મુખપર એના વાત્સલ્યનું આચ્છાદન કરે છે. ને બંને એક બીજા તરફ જોઈ રહે છે.

ફીલસુફ : ( બાજુપર ) એનું અમર પુનઃજીવન થયું હવે તો. ઓ પ્રભુ !

( પડદો પડે છે )

# નિર્જનતા.

લે. સૌ. લીલા મુનશી,
મંત્રી, સાહિત્ય સંસદ.

## ૧

બારડોલી તાલુકામાં ભુવાસણ નામે એક ગામ છે. મોટા શહેરની શેરીઓની બે ઓળો થાય એવડો એનો વિસ્તાર છે મલ્હાર્ગઢની લડતના હજારો યાત્રીઓએ જેના દર્શન કર્યાં છે એવું એ ગામ આજે પણ સરજોણની નજીક ખડું છે.

એ ગામમાં આજથી દશેક વર્ષ પહેલા એક આધળા રામજી પટેલ રહેતા હતા રોસાનો એક દીકરો મરી ગયો હતો; એક દીકરો આફ્રીકા વસતો હતો, બે દિકરીઓએ પરણીને સાસર-વાસ માંડયો હતો. ઘરમા એક વિધવા વહુ અને ઘરડાં પટલાણી હતાં.

વિધવા વહુ નિમળાની ઉમ્મર આશરે પચીશેક વર્ષની હતી. એ રોજ ઘરમા કામ કરતી, રાંધતી, ઢોરા દોહતી અને કુવેથી પાણી ભરી લાવતી. ગામમાં સૌ એને થોડાબોલી ગણતા. ને ખરી વાત એ હતી કે એ ભાગ્યેજ કોઈની જોડે વાત કરવા ઉભી રહેતી.

આ નિર્મળાનો ભૂત ઇતિહાસ આ પ્રકારનો હતો. તે નાની હતી ત્યારે આફ્રીકામા ઉછરી હતી. તે જરા સમજણી થઇ ત્યારથી માબાપ સાથે મુંબાઇમાં વસી હતી ને પરગામ વસી સુંવાળા બનેલા તેના પિતાના આત્મામાં પુત્રીને કેળવવાની હોંસ જાગી હતી. તેમણે નિર્મળાને અત્રેજ પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરાવ્યો. તેનામાં સુઘડતા અને સંસ્કારની છાંય જગાડી. પાટીદારી કઠણ ઉચ્ચારોને બદલે શહેરના ઉચ્ચારો ઉચ્ચારતી પોતાની પુત્રીને જોઇ તેમનો આત્મા આનંદ પામ્યો. ને છેવટે આફ્રીકામાં નજરમા ખુંપી ગએલો રામજી પટેલનો કરસન—કરસનદાસ એમને ફરી મળ્યો ત્યારે પુત્રીનું જોડું એની સાથે મેળવતાં એમને પોતાનો આત્મા કૃત-કૃત્ય થએલો લાગ્યો.

આ નિર્મળાનો પાછલો ઇતિહાસ. વધારામાં એટલું ઉમેરવાનું કે વિધિ એટલો ક્રૂર થયો કે આવી નિર્દોષ સાદી બાળાનું સરલ સુખ એને ગમ્યું નહીં અને કરસનદાસ બે ત્રણ વર્ષ રહી આફ્રીકામાં તાવથી મૃત્યુ પામ્યો. અને થોડે દિવસે નિર્મળાના માતાપિતાએ પ્લેગમાં ઉપડી ગયા ત્યારથી નિર્મળાની હસતી દુનીઆ રડતી થઇ ગઇ. એનો પ્રસન્ન હોંશીલો આત્મા કરમાઇ ગયો. એ જીવનનાં સૌ સ્વપ્નો પાછળ મુકી સાસુ સસરાની સેવામાં ઇંદગીના બાકીના દિવસો ગાળવા ભુવાસણ ગામમા આવી રહી.

## ૨

ભુવાસણ ગામમાં આવ્યા પછી એક આખું વર્ષ નિર્મળાએ ઘરમાં ભરાઇ રહી શોક પાળ્યો. એ શોક બહારનાં દેખાવનો નહીં પણ તેના ખરેખરા અંતરનો હતો. તેનો આત્મા કકળી ઉઠતો. તે વારંવાર ચોધાર આંસુએ રડતી. એક બે વાર તેણે દુનીઆના અંધારાથી ગભરાઈ

આપઘાત કરવાના નિષ્ફળ પ્રયત્નો પણ કર્યા હતા. ભુવાસણની નવી અજાણી દુનીઆમાં આખો અવતાર પુરો કરવાનો છે એ વિચારેજ તેનું આખું અંગ ધ્રુજી ઉઠતું. આસપાસની ભોળી પાડોશણો તેનું દુઃખ જોઈ સમજે અણસમજે તેને સાંત્વન આપવા આવતી પણ તેથી તેને પોતાનું દુઃખ વધારે તીવ્ર થતું જતું દેખાતું.

આમ નિર્મળાના કલાકો ગયા, દહાડા ગયા, મહીનાઓ ગયા અને છેવટે વર્ષો વીત્યા. ધીમે ધીમે તેના અંતરમાં એક પ્રકારની જડતા આવવા માંડી. ઘરડી માયાળુ સાસુનો ભાર ઓછો કરવા તેણે ઘરકામ માથે લીધું.

પણ આ નવી દુનીઆ સાથે ઐક્ય સાધતાં ડગલે ને પગલે તેનું અંતર પાછું પડતું. છાણ વાસીદાં કરતાં મહાપ્રયત્ને તે પોતાનું મુખ સીધું રાખી શકતી. વાસણ ઘસી કઠણ થતા જતા પોતાના હાથ જાણે પારકાના હોય એમ ઘૃણાથી તે જોઇ રહેતી. ઉઘાડા પગે ફરતાં કાળા થતાં નખ ને મેલા મેલા પગ પર ધ્યાન જતું ત્યારે ઉતાવળી ઉતાવળી ઘરમાં જઇ એઠું પાણી ઢોળી તેને ઘસીઘસીને સાફ કરતી.

પણ સૌથી વધારેમાં વધારે દુઃખ તો તેને જ્યારે પહેલ વહેલું કાછડો વાળી લુગડું પહેર્યું ત્યારે થયું. તેનું ચાલત તો તે આખા જન્મારા સુધી દુઃખ વેઠીને એ આવું ન કરત પણ વિધવા સ્ત્રી ગામડા ગામમાં ગામના રીવાજ કરતાં જુદી જાતનું લુગડું પહેરી શકે એટલી હીંમત બતાવવા માટે એક વીરાંગનાની શક્તિ જોઇએ અને નિર્મળા વીરાંગના તો નહોતીજ. તે એક સાધારણ, સાદી, શહેરમાં ઉછરેલી કુમારિકા આ ગામડામાં વિધવા થતાં આવીને પડી હતી. એનામાં એવી હીંમત કલ્પવી એજ લગભગ અશક્ય હતું.

છતાં તેના આત્માએ આ વાત પર મહીનાઓના મહીનાઓ સુધી બંડ ઉઠાવ્યું. તો ખરુંજ, અને શહેરની કોઇ સ્ત્રીને ભુલેચુકે નિર્મળા કદી જોતી તો ફરી પાછો એટલાજ બળથી તેને ઉદ્વેગ થઇ આવતો. પેલાં સાબરની જેમ એ પણ બનતું હોત તો જરુર પોતાના ઉઘાડા પગ જોઇને જંગલમાં નાસી જાત.

પણ નિર્મળાના ગમે તેટલાં બંડ છતાં તેને ધીમે ધીમે ગામડાનાં વળગણ વળગવા માંડયાં. તેનો પોશાક બદલાયો, તેનો રંગરુપ બદલાયાં, તેની ચાલ બદલાઇ, તેનો ચહેરો પણ બદલાયો. કોઈ જાણે નહીં કે વર્ષો પર લટકાળી ચાલે ચાલતી સુઘડ ને આકર્ષક નિર્મળા તે આજ હશે. ને રહી સહી છેવટે તેની ભાષા પણ બદલાઇ.

નિર્મળાને જ્યારે પહેલવહેલું તેનાં ગામડીઆ ઉચ્ચારોનું ભાન થયું ત્યારે તેનો આત્મા બળીને રાખ થઇ ગયો. પોતાની આ એક પુરી સંપત્તિ પણ કોઈ લઇ જશે એ બીકે તેણે બોલવાનું પુબજ ઓછું કરી નાંખ્યું ને ત્યારથી તેણે લગભગ મુંગી યંત્રની પુતળી હોય તેમ કામ કરવા માંડયું. એનામાં થએલા આ ફેરફાર તરફ કોઇએ ખાસ ધ્યાન આપ્યું નહીં. વિધવા સ્ત્રી ઓછું બોલે ને કોઇની જોડે બહુ ભળે નહીં તેમાં તો તેની સુશીલતા ગણાય. તેમાં કોઇએ વિચાર શો કરવો?

પણ માણસ એ એક સહવાસશીલ પ્રાણી છે. કાંતો ચોગની કે કાંતો ગાંડપણની એ બે

ર્યા શીવાયએને બોલ્યાવગર, વાત કર્યા વગર કે બીજાના સહવાસમાં આવ્યા વગર ચાલતું નથી. બેનાથી એકલાં આનંદ થતો નથી. શોકમાં પણ એને બીજા માણસના આશ્વાસનની જરૂર પડે છે. પોતાની શક્તિઓ બતાવવા કે પોતાની નિષ્ફળતાઓથી નાસવા તે બીજા માણસનો સહવાસ શોધે છે. "એકલું તો વનમાં ઝાડે ન હશો" ને એકલો માણસ લગભગ મરેલા જેવો જીવે છે.

પણ નિર્જનતા ઘણા પ્રકારની હોય છે ને ભરવસ્તીમાંએ માણસ સહરાના રણ જેવી નિર્જનતા—એકલતા અનુભવી શકે છે. માણસ વાત કરવા માગે છે તે ગમે તેની સાથે નહીં, સુખદુઃખના પ્રસંગો રસ્તાના ચાલનારને નથી કહેવાતા. હૃદયની ઊર્મિઓ અને મગજમાં ઉઠતા તર્કો સમાન ભૂમિકાના માણસો શીવાય બીજાને કહેવામાં રસ નથી આવતો ને તે ન હોય તો જીવન લગભગ શુષ્ક—નિર્જન થઇ રહે છે.

ને સાથે સાથે માણસના વિકાસને માટે આ બહારની દુનીઆની સાથેનો સંબંધ આવશ્યક છે. ઝીણી ઝીણી કુદરતના ભુવના, આસપાસની સૃષ્ટિ સાથે એકતા અનુભવવા એને રોજારાં જેટલો ઉત્સાહ આવે છે તેટલો બીજા કશાથી આવતો નથી. નિર્મળાનો બહારની દુનીઆ સાથેનો લગભગ બંને પ્રકારનો સંબંધ તુટી ગયો હતો. તેનું કોઇ મિત્ર નહતું અથવા મૈત્રી કરવા યોગ્ય આખા ગામમાંથી કોઇ તેને જડતું નહીં. ને દુર્વાસણ જેવા શાંત અને એકમાર્ગી ગામડામાં બીજા કોઇની સાથે સંબંધમાં આવવાના કે વિકાસનાં બીજા સાધનો તે ક્યાં હોય!

ને પરોઢમાં ઉઠી ડોબાં દોરી ગામના કુવે પાણી ભરવા જતી નિર્મળાનું ચિત્ર કોઇ ચિત્રકાર દોરે તો સુકી, શામળી, મોટી આંખો અને બેઠેલા ગાલવાળી અને ખુબ તાણીને બાંધેલા વાળપર ઉંજણા એ એવા સુકી કોઠડો વાળવાથી ઉઘાડા રહેલા પગથી શરમાતી હોય તેમ ચાલતી તે ગામડાની સુંદરી કે સ્ત્રી જે કહો તે હતી.

૩

રામજી ડોસાનો પુત્ર ભવાનજી આફ્રીકાથી ઘણા વર્ષે પાછો આવ્યો હતો. તેની સાથે તેનો મિત્ર દયાળ થોડા દિવસ ગાળવા આવ્યો હતો.

ઘણે વર્ષે દીકરો ઘેર આવવાનો સાંભળ્યો ત્યારથીજ ડોસાડોસીના મન ઉશ્કેરાએલાં હતાં. ને જ્યારથી તે ઘેર આવ્યો ત્યારથી દીકરો શું શું ખાશે અને શું શું કરશે તેની ચિંતામાં બંનેના ચિત્ત નિમગ્ન રહેતા.

નિર્મળાના એક સરખા ફેરફાર વિનાના જીવનમાં તેથી કૈંક વેગ આવ્યો હતો. જે દુનીઆમાં ઘણા કાળ પૂર્વે તે એકવાર વસી હતી તે દુનીઆમાંથી બે મનુષ્યો સદેહે આવવાના હતા. કોઇએ કહ્યું નહોતું તોએ એના હાથે સુઘડ બનેલું ઘર તેણે ફરી ફરી વાર વાળ્યું ઝાડ્યું ઝાંઝલી પરના વાસણો આરસી જેવા તગતગતા કીધા, ને વગર બોલેચાલ્યે તેણે આતુરતાથી બંને જણની વાટ જોવા માંડી.

છેવટે તે બંને મિત્રો આવ્યા. દયાળજીએ ભવાનજીના મુખેથી ભાભીના ભણતર વિષે સાંભળ્યુ હતું એટલે સ્વાભાવિક જિજ્ઞાસાથીજ તેણે નિર્મળા તરફ જોયું. અને જે સ્ત્રી વિષે

ભવાનજી વાત કરતો હતો તે આજ હશે એવું એકવાર તો એની આંખોએ માન્યુંએ નહીં. તેણે વગર બોલ્યે ચાલ્યે પોતાની નજર બીજી તરફ વાળી દીધી અને જાણે કૈં બન્યુંજ ન હોય તેમ ભવાનજી જોડે આડી તેડી બીજી વાતો કરવા માંડી.

નિર્મળાએ એ દષ્ટિમાં રહેલાં નિરાશા ને તિરસ્કાર જોયાં. આટલા વર્ષે પહેલીજ વાર ઉમળકો અનુભવતું તેનું હૃદય ધરતી માર્ગ આપે તો સમાઇ જવાને તૈયાર થઈ રહ્યું. તેની આંખે અંધારાં આવ્યાં અને ચકર ચકર થતા મગજે તે પાછલા વાડામાં લાકડાં લેવા ચાલી.

આંધળા રામજી ડોસાએ ઢોલીઆ ઉપર બેઠાં બેઠાં ભવાનજીનો અવાજ સાંભળ્યો, "બેટા! આવ્યો! તેમના એ બે સ્વરમાં પુત્રવાત્સલ્યના અનેકાનેક ભાવ હતા.

"હા બાપા! આ મારા મિત્ર દયાળજીને જોડે લેતો આવ્યો છું. બહુ વિદ્વાન માણસ છે. આફ્રીકામાં એ ગયે વર્ષે મારી જોડે હતા, અને મુંબાઈ મળી ગયા એટલે કહ્યું કે ચાલો, પંદર દહાડા સાથે ગમ્મત કરીશું."

"ઠીક કયરું, બેટા! ભાઇ! અમે તો ગામડાના માણહ, અમને હેરની રીતભાત નો આવડે પણ ઘર તમારું હમજજો અને જે જોંઇએ તે માંગી લેજો." ડોસાએ ખરા ભાવથી વિવેક કર્યો. દયાળજી આ ભાવ જોઇ નમ્ર થયો.

"હા કાકા, હું જરા શરમાઉં તેવો નથી. તમે નિશ્ચિંત રહેજો."

તે દિવસથી દયાળજી અને ભવાનજીની જોડી ઘરમાં વસવા લાગી. માળીઆ વગરનું ઘર હોવાથી બંને મિત્રો એટલે ઢોલીઓ ઢાળી બેસતા અને એમની જોડે વાતો કરે એવા ગામમાં કોઇ બહુ ન હોવાથી એકલા એકલાજ આખા ગામની, દેશની, પરદેશની, રાજ્યની, ધર્મની, સમાજની, રીવાજની, રુઢિની મન ફાવે તેવી વાતો કરતા. એમની વાતોના સ્વર રાંધતાં ને કામ કરતાં નિર્મળાના કાનમાં પેસતા; તે ધ્યાન દઇ સાંભળતી. બુદ્ધિશાળીઓના વર્ગમાં એમના અભિપ્રાયો કે વાતોને વજન મળે એવું ન હતું અને એમની દષ્ટિમર્યાદા પણ ઘણી સાંકડી હતી પણ નિર્મળાનો તૃષાતુર આત્મા ચાતક પક્ષી સ્વાતિબિંદુ ઝીલે એટલા રસથી એ વાતોને ઝીલતો. તે ચુપચુપ મુંગી મુંગી પોતાનું કામ કરતી, કદી આ મિત્રોની પાસે આવવાની પણ હીંમત ધરતી નહીં અને તોએ બહારની વિશાળ દુનીઆ સાથે તુટેલો સંબંધ ફરી વાર જોડાયો હોય તેમ તેને એક પ્રકારનું સુખ એમની વાતો દૂરથી સાંભળતાં લાગતું.

નિર્મળા એક દિવસ પાણીના બેડાં ભરી ઘરમાં આવતી હતી. દયાળજી એટલે ઢોલીઆ પર આડો પડી એક અંગ્રેજી પુસ્તક વાંચતો હતો. ભવાનજી ત્યાં નહતો.

નિર્મળાને જોતાં દયાળજીએ ઉંચું જોયું. "ભાભી! ભવાન ક્યાં ગયો?" તેણે પહેલી વખત નિર્મળા સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો.

નિર્મળા ગુંચવાઇ. વર્ષોથી કોઇની સાથે ન બોલેલી જીભે ખંડ કીધુ "ઇ ક્યાં ઓહે આટલામાં. જંગલ ગયા ઓહે" તે બોલતાં બોલી પણ પછી પસ્તાઇ. તેને ધરતી માર્ગ આપે તો સમાઇ જવાનું મન થયું. તેણે ઘરમાં જવા માંડયું.

"ભાભી! કોઈ ખાઇ જતું નથી. આમ નાસા નાસ શું કરો છો!" નિર્મળા જરા અચકાઇને ઉભી રહી. "તમારી તો મેં ઘણી વાતો સાંભળી હતી અને તમે તો આ ગામડાંમાં ગામડીઆ જેવા થઇને રહ્યા છો."

એક ઉંડો નિઃશ્વાસ નિર્મળાના મુખમાંથી અજાણ્યે નીકળી ગયો; "ભાઈ! એ વાત હું કામની? હું તો હવે મરી રહી સમજો" તેની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યા.

"એમ ઓછું શું આણો છો ભાભી? તમારા જેવાએ તો આપણી કોમનો ઉદ્ધાર કરવા બહાર પડવું જોઇએ. તમે એક કામ કરો તો? મુંબાઇમાં 'મહિલા–આરામ' નામની સંસ્થા છે તેમાં થોડા દિવસ જઇને કેમ રહેતા નથી? તમારૂં જ્ઞાન પાછું તાજું થશે ને તમે ઉપયોગી જીવન ગાળી શકશો." સામેથી ભવાનજીને આવતો જોઇને તેણે ઉમેર્યું: "ભવાનજી! હું ભાભીને કહું છું કે તમે મહિલા—આરામમાં જઇને રહો તો કેવું?"

ભવાનજીએ જરા શંકાથી બંનેના સામુ જોયું. નિર્મળા સામે જોઈ તે જરા તિરસ્કારથી હસ્યોઃ "ખાસી વાત! ભાભી હવે મહિલા–આરામને લાયક રહ્યાં નથી. એમનો આત્મા આ છાણવાસીદામાં ખુંપી ગયો છે." એનું ક્રૂર હાસ્ય નિર્મળાને કોરી રહ્યું.

આ પળે જીભ કચરીને નિર્મળાને મરી જવાનું મન થયું. પોતાની ભયંકર અવદશાનો સાચો ખ્યાલ તેને એક વિપળમાં થયો ને ગયો. તે જ્યારે થોભ્યા વગર નીચી વળી ઘરમાં પેઠી. પાછળથી આવતા બે મિત્રોના હસવાનો અવાજ તેના કાનમાં ગણગણ્યા કર્યો. આખા ભર જગતમાં પોતાનું કોઇ નથી એ ભાન એને એ ટાણે તીવ્ર થયું. ત્રાસદાયક નિર્જનતા તેના અંતરના ખુણે ખુણામાં પ્રસરી રહી—

× × ×

જે નિશ્ચય આખા દસ વર્ષમાં નિર્મળા ન કરી શકી તે ભવાનજીના ક્રૂર હાસ્યે પ્રેરાઈ તેણે પળ ભરમાં કર્યો. તેણે શ્વાસરૂ ગામ છોડવાનો દૃઢ સંકલ્પ તેજ ઘડીએ પોતાના મન સાથે કર્યો.

રાત્રે સૌ જંપ્યા ત્યારે તેણે પોતાની નાનીશી બચકી બાંધી. થોડા લુગડા ને જન્મારાનું સાચવી રાખેલું પાંચ સાત રૂપીઆનું પરચુરણ ને પાંચ પચાસનો રૂપાનો ઝીણો ઝીણો દાગીનો એટલી એની તે વખતની પુંજી હતી.

બચકી હાથમાં લઇને પાછલે બારણેથી બહાર પડીને વંડી કુદી રસ્તા પર આવી. તેના કાળજુ થઇ રહેલા પગોને ખરબચડી ભોંય કે અંધારા રસ્તા નડયા નહીં. સવાર પડતાં પહેલા તો તે બારડોલી સ્ટેશને જઈ પહોંચી. એણે મુંબઇની ટીકીટ કઢાવી અને ગાડી આવતા જે પહેલો થર્ડ ક્લાસનો ડબો તેના જોવામા આવ્યો તેમાં જઇને તે બેઠી.

ગાડી ઉપડી પણ સાથમા બેઠેલા ઉતારૂઓ તરફ જોવાની એને ફુરસદ કે હીંમત નહતાં. તેણે બારી બહાર જોયા કર્યું અને પોતાના ભાવિનો વિચાર કરવા માંડયો. ગાડીમાં બેસતા સુધી ઉશ્કેરાટમા પોતે ભરેલા પગલાંની ભયંકરતા તેને સુઝી નહોતી તે હવે ગાડીની ગતિ જેટલા–જ વેગથી તેના મગજમા ઉભરાઈ. તેને વર્ષો

પહેલાં જોએલું મુંબઇ સાંભર્યું. પોતે મુંબઈ એકલી જઇને કયાં જશે ? શું કરશે! કોઇનું ઓળખાણ નહોતું. પાસે પૈસાએ નહોતા ને હોય તોએ તેના જેવી અજાણી સ્ત્રી મુંબઇ જેવા મોટા શહેરમાં કયાં ને કોને આશરે જાય?" તેની આંખમાંથી બોર બોર જેવા આંસુ સરી પડયાં. તેનાથી ડીબકાં પણ લેવાઇ ગયાં.

સામેની સીટ પર એક ધોળા ખાદીના વસ્ત્રો ને ખાદીની ટોપી પહેરી ગાંધીપંથી સ્વયંસેવક બેઠો હતો. તેણે નિર્મળાની સ્થિતિ જોઈ. સ્વાભાવિક દયાથી તેણે પુછયું: " બાઇ! કયાં જાઓ છો ?"

નિર્મળા પ્રશ્ન પુછનાર તરફ ચમકીને જોઇ રહી. એણે પોતાનાં આંસુ લુછી નાંખ્યાં. પોતાના તરફ કોઇ સહાનુભૂતિ દર્શાવે છે એ જોઇ અત્યંત દુઃખમાંએ એનો આત્મા પ્રસન્ન થયો. તેણે વિશ્વાસથી કહ્યું: " મુંબઇ."

" તમારા ત્યાં કોઇ સગાં વહાલાં રહેતાં હશે ! " સ્વયંસેવકે ફરીથી પુછયું.

" ના ભાઈ! મારું ત્યાં કોઇ નથી. " ફરી તેની આંખમાં આંસુ ભરાયાં. સ્વયંસેવકનું અંતર દયાથી દાઝયું.

" બહેન! ત્યારે તમે કોને ઘેર જાઓ છો!"

"પરમેશ્વરને આશરે, ભાઈ!"

આવી એકલી યુવાન અબળા વગર કારણે મુંબઈ એકલી જાય એ વાતમાં સ્વયંસેવકને વધારે કૌતુક લાગ્યું. એણે ધીરે ધીરે નિર્મળા પાસેથી બધી હકીકત કઢાવી લીધી. સંસ્કૃતિની આંખમાં આ નિર્બળ નારી બિચારી ભવરણમાં એકલી નીકળી હતી એ વિચારે એના અંતરમાં પૂજ્યભાવ ઉભરાયો. એણે ધીરે રહી ઉમેર્યું: " બહેન ! મહિલા–આરામ તો મેં જોયું છે. હું તમને ત્યાં મુકી આવીશ."

" તમારો પાડ માનું, ભાઈ. " એના મુખ પર પહેલીજવાર ઘણે વર્ષે સહેજ સ્મિત ફરક્યું. એની નિરાશા જતી રહી. તેણે વિશ્વાસથી પોતાના નામઠામ સાથેની જીવનકથા કહેવા માંડી. એમાં રહેલી સરલ કરુણતા સ્વયંસેવકના અંતરને પલાળી રહી.

૫

નિર્મળાને મહિલા–આરામમાં આવ્યે ત્રણેક માસ વીતી ગયા. એ આવી ત્યારે એની હોંસનો પાર નહોતો. બતાવેલી દરેક વસ્તુ તે તત્પરતાથી કરતી. ગામડાનું ખડતલ શરીર હોવાથી કામ કરવાની તેને ચોરી નહોતી. અન્ન જાડું પાતળું મળે તેનાથી એને અસંતોષ નહોતો. પોતાનું ભણતર તાજું કરવાની–ઉચ્ચારો સુધારવાની પણ તે બને તેટલી મહેનત લેતી. આ ત્રણ માસમાંએ તેની બોલીચાલીમાં ફેર પડવા માંડયો હતો.

પણ આવી કામ કરે એવી સુંદર ચાકરડી મળે તેને ભણાવવાની કોને પરવા હોય ? કામ કરે તેને માટે કરવાના કામોની ખોટ નથી હોતી અને નિર્મળાની પાછળ તો પુછનાર કે તારે ધાનાર કોઈ ન હતું કે તેનો વિકાસ થયો કે નહીં તે વીશે ખબર રાખે. સંસ્થાનું અનાજ ખાય ને સંસ્થાનું કામ કરે તેમાં શું ઉપકાર ! અને આવી ગામડીઅણને હોઇ હોઇને આત્મવિકાસની કેટલી ભુખ હોઇ શકે ?

નવા કામમાં, નવા વાતાવરણમાં પહેલા પહેલા તો નિર્મળાને કંઇ લાગ્યું નહીં. ઉલટો ફેરફારથી તેને રસ પડવા માંડ્યો. તેણે પોતાના લુગડાં પહેરવાની રીત બદલી. બોલીચાલી સુધારવા માંડી. દરેકને મદદરૂપ થઇ પડવાની તત્પરતા દાખવવા માંડી અને એ છેક મુંગી થઇ ગઈ હતી તે હવે કોઇની સાથે વાત કરવાની ક્યારે તક મળે તેની વાટ જોવા માંડી.

પણ વિકાસની શોધમાં નીકળેલ તેનાથી 'આટલેજ અને આથી આગળ નહીં' એવું બંધન સ્વીકારાય નહીં. દિવસે દિવસે નિર્મળાની ભણવાની હોંસ વધવા માંડી પણ મહિલા-આરામ તેની હોંસ સંતોષવાનું સ્થાન નહતું. સંસ્થાના ચાલકો નિરાધાર સ્ત્રીઓને રાખતા એ કે જેવો તેવો ઉપકાર નહતો અને એવી સ્ત્રીઓએ ભણવા કરતાં સંસ્થાને ઉપયોગી થવાની પહેલી ફરજ હતી

આરામનું વાતાવરણ પણ આરામના સંસ્થાપકોની અનેક શુભેચ્છાઓ છતાં કોણ જાણે શાથી નાની નાની ઈર્ષ્યાઓ અને કલહોથી સદા દૂષિત રહેતું. અજ્ઞાન સ્ત્રીઓના સંસ્કાર સુધારવા, તેમના જીવનને ઉપયોગી બનાવવાં; તેમના અંતરમાં સૌંદર્ય અને કલામયતા ભરવા. દેશને માટે સેવિકાઓ તૈયાર કરવી એવો એવો ઘણો ભલો ઉદ્દેશ આરામના ચાલકો રાખતા. પણ ઉદ્દેશ રાખવો એ એક વાત છે; તેને આચરણમાં ઉતારવો એ જુદી વાત છે. અને કાંઇ જરૂર ન લાગતી હોય તેમાં પણ એ સંસ્થાના આદર્શો આદર્શોજ રહેતા. તેમાં વસતી સ્ત્રીઓના જીવન માનવતાના કાદવમાં એક તસુભાર ઊંચા 'આટલેજ' આવતાં.

નિર્મળાને આ ત્રણ માસમાં આરામમાં વસવાની નવીનતા ઘસાઇ ગઇ હતી. હજી સુધી તેણે અભ્યાસ માટે એકે ધોરણમાં પ્રવેશ કર્યો નહતો. ભુવાસણના શાંત વાતાવરણવાળા ઘરમાં જેટલી શાંતિ હતી તેટલી શાંતિ પણ આ સ્થળે તો હરાઇ જતી લાગતી હતી. આરામની મુલાકાતે આવતા સંખ્યાબંધ સુશિક્ષિત સ્ત્રી-પુરુષોને તે જોતી અને તેથી અગ્નિમાં ઘી હોમાય તેમ એમના જેવા થવાની તેની ઇચ્છાઓ સદાએ પ્રજ્વલિત રહેતી. અને આ સંસ્થામાં રહીને તો બાર વર્ષે પણ આવા થવાશે કે કેમ એની શંકા ધીરે ધીરે એના મનમાં ઉત્પન્ન થતી જતી હતી.

એક બીજી વાત પણ એને અકળાવતી. ભુવાસણમાં કે નહીં તો એના પર દ્વેષભાવ તો કોઇ નહોતુંજ રાખતું. એની કાર્યતત્પરતાને લીધે રખે એ ઉપરીઓની માનીતી થઇ જાય' એ બીકે ઘણી આરામવાસિનીઓનો દ્વેષ એના તરફ ક્યારનો શરૂ થઇ ગયો હતો. ધીરે ધીરે એના નામની ખરી ખોટી ફરીઆદો ઉપરીઓના કાને પહોંચવા માંડી. એની ખોડો ને દુર્ગુણો શોધાવા માંડ્યાં. નાસી આવેલી સ્ત્રી તરીકે એના તરફ સ્થાને કે અસ્થાને ટોણા ને તિરસ્કારનો વરસાદ શરૂ થયો.

નિર્મળા મુંઝાઇ ગઇ. એની નિરાધારીને નિર્જનતા સહસ્ત્ર ગણાં વધી ગયાં. એને રડવાને માટે કોઇ ખૂણો નહતો. ફરીઆદ કરવાને માટે કોઇ ઓળખીતું શરણું નહતું. એનો અસંસ્કારી ગણાતો છતાં સંસ્કારી આત્મા આ સ્થિતિની સામે કકળી ઉઠ્યો. સંસ્કારની શોધમાં તે ભૂલી— હવે લક્ષ્યમાં આવી પણ અહીંથી જવાનું કોઇ

સ્થળ નહતું. તેણે થાકીને, અટળાઇને જીવનમાં જે એકજ માણસે તેને મદદ કરી હતી તે સ્વયંસેવક ફીકુભાઈને કાગળ લખ્યોઃ "ભાઇ ! મને છોડવી જાઓ: મને અહીંઆ ગોઠતું નથી. કોઇ ઠેકાણે વાસણ માંજવાએ રખાવી આપશો તો તમારો ઉપકાર જન્મેજન્મ નહીં ભુલું." તેણે આ કાગળ અમદાવાદમાં આશ્રમને સરનામે લખ્યો. એ આશાથી કે આવો પરોપકારી માણસ મહાત્માજીના ચરણો શીવાય બીજા કોઇ સ્થળે વસે નહીં.

દિવસ પર દિવસ વીત્યા. ન નિર્મળાનો અભ્યાસ વધ્યો, ન એનું કોઈ મિત્ર થયું કે ન ફીકુભાઈનો જવાબ આવ્યો. એક સવારે આરામના તંત્રાધિકારિણી માતાજીનું તેડું આવ્યું. માતાજી પોતાનાપર પ્રસન્ન થયાં હશે એ વિચારે હરખાતી નિર્મળા ધ્રુજતે પગે માતાજીની ઓફીસના મેડા ઉપર ચઢી.

ઓફીસમાં માતાજી એકલાં નહોતાં પણ બીજી શિક્ષિકાઓ અને થોડી આશ્રમવાસિનીઓનું જુથ એમની આસપાસ વીંટળાઇને બેઠું હતું. નિર્મળાને પોતાની આશાના પુર અગમ્ય રીતે ઓસરતાં લાગ્યાં.

માતાજીએ થોડી મીનીટ ગંભીર ચહેરે નિર્મળા સામે જોયાં કર્યું. "બાઈ! તને એક વાત પુછવા બોલાવી છે." તેમણે ધીરે રહી ઉમેર્યું. "આપણા આશ્રમની ઉજળી બાઇની પેટીમાં પાંચ રૂપિયા મુકેલા હતા તે જડતા નથી. તું કંઈ જાણે છે ?"

નિર્મળાને આ પ્રશ્નનો અર્થ પુરેપુરો સમજાયો નહીં: "ના, માતાજી ! હું ક્યાંથી જાણું?"

માતાજીએ સ્વરમાં સખ્તાઈ વધારી "બાઈ! આ રુપીઆ પેટીમાં મુકયા ત્યારે તું એની ઓરડીમાં હતી ને તેં એને મુકતા જોયા હતા. એમ એ કહે છે." માતાજીએ આસપાસના મંડળ તરફ સૂચક રીતે જોયું. એમાંના ઘણાખરાએ એવીજ સૂચકતાથી ડોકું ધુણાવ્યું.

"ના, માતાજી ! હું કશું જાણતી નથી. એમણે પેટી ઉઘાડી હતી ખરી, પણ મેં એમને રુપીઆ મુકતાં જોયાં નથી." નિર્મળાના અંતરમાં બીક પેસવા માંડી, તે સમજી શકી કે તેના ઉપર ચોરીનો આરોપ મુકાતો હતો. પોતાને કોઇ ચોર ધારે ? એની આંખ રડું રડું થઈ રહી.

"બાઇ ! એ પૈસા તેં લીધા એવો તારા ઉપર આરોપ છે." ન્યાયાધીશ કરતાંએ વધારે આડંબર માતાજીના શબ્દોમાં હતો, "માટે ભુલ થઈ ગઇ હોય તો કબુલ કરી દે. નહીં તો પરિણામ સારું નહીં આવે." માતાજીએ ફરી પોતે કહ્યું તે ઠીક કર્યું કે નહીં, તે જોવા આસપાસ જોયું. કોઈના મુખપર માતાજીના શબ્દોની યોગ્યતા વિષે શંકા નહોતી.

નિર્મળા ચોધાર રડી પડીઃ "માતાજી ! કશું નહીં ને મારા પર ચોરીનો આરોપ મુકો છો ! મેં લીધા હોય તો તમે કહો એવા સોગન ખાઉં. હું આ વાતમાં કૈં જાણતી નથી."

"બાઇ ! માની દે નહીં તો પરિણામ સારું નથી." એક બીજી અધિકારીણીએ પોતાના શબ્દોના નૈતિક બળથી માતાજીને મદદ કરવાના ઉદ્દેશથી આ શબ્દો ઉચ્ચાર્યા. "માતાજી ! આવા લોકો એકદમ નહીં માને. એમને તો

પ્રમાદ જોઈએ. આમ પૈસા ચોરાય તો આપણા આરામની આબરૂ કેટલી હલકી પડે ?"

એક ત્રીજા બાઈ ઉકળ્યા, "બાઈ! માની દે, નહીં તો આ સોટી જોઈ છે ?"

નિર્મળાના આંસુ સુકાઈ ગયા. તે ભયથી ત્રસ્ત નજરે એ બાઈ ને એની સોટી સામે જોઈ રહી. આખું મંડળ, હવે ઠેકાણે આવશે એમ માની મલકાયું.

"શું મને મારશો ? મેં ચોરી નથી કરી તોએ મને મારશો ? તમે આવો જુલમ કરી આ સંસ્થા ચલાવો છો ?" ત્રાસેલી નિર્મળાને શું બોલવું તેનું ભાન ન હતું.

"જો મોટી સંસ્થાનાજુલમની વાત કરવા નીકળી છે ! નાસી આવી તેને આટલા દિવસ પાણીપોણી ને મફતનું ખવડાવ્યુ તેનું કે નહીં આપી દે છે કે નહીં નહીં તો જોવા જેવુંથશે." શબ્દોની સાથે એક લાકડી નિર્મળાના શરીર ઉપર ઝપેટાઈ. એક ચીસ પાડી નિર્મળા ભોંય પર બેસી ગઈ.

આજ પણ ફીકુભાઈ ઓફીસમા નિર્મળાની ખબર લેવા દાખલ થયો. એ મુંબઈ આવ્યો અને સ્વાભાવિક જીજ્ઞાસાથી પોતે મુકેલી બાઈની શી દશા થઈ તે તે જોવા આવ્યો હતો. ઓફીસમાં પેસતાને વાર પોતાની સામેનું દૃશ્ય જોઈ તે આભો બન્યો. "નિર્મળા બહેન શુ થયુ ! આ બધું શું છે ?"

એને—બહારના માણસને—જોઈને બધા ચડી ચુપ થઈ ગયાં. નિર્મળા બીધેલી હરણીની માફક ફીકુભાઈના પગ આગળ આવીને પડી. "ભાઈ ! મને બચાવો. આ બધા મારા પર ચોરીનું આળ મુકે છે " એના આંસુ ખાળ્યાં ખળાતાં નહોતા.

ફીકુભાઈનો મીજાજ ગયો. નિર્મળાના સરલ આત્માના જે દર્શન એણે મહિનાઓ પહેલાં થોડા કલાક ગાડીમા કર્યા હતાં તે નિર્મળા ચોરી કરે એમ તેનાથી માની શકાયુંજ નહીં. તેણે કડકાઈથી કહ્યું: "માતાજી ! સંસ્થા આવી રીતે સોટીઓ મારી ચલાવો છો ! આ બહેને ચોરી કરી હોય એમ તો હું માનતોજ નથી પણ ચોરી કરી હોય તો પણ આ ન્યાય હાથમા લેવાનુ કામ તમારું નથી."

માતાજી કંઈ બોલવા ગયા પણ એમના ગળામાથી શબ્દ નીકળ્યો નહીં. એમનું આખું મંડળ પણ સ્તબ્ધ હતું. ફીકુભાઈએ નિર્મળાને ઉઠાડતા કહ્યુ "બહેન ! ચાલ ! આ સ્થળ તારે રહેવા લાયક નથી. આટલી મોટી દુનીઆમા તને કેં પણ દાળ રોટલો તો મળી રહેશે."

નિર્મળા મુગી મુગી આસુ લુછી ઉભી થઈ. એણે માતાજીને છેલ્લા પ્રણામ કર્યાં અને એ અને ફીકુભાઈ બંને બારણામાથી બહાર પડયા.

૬

*ફીકુભાઈનો સાત્વિક રોષ નિર્મળાને છોડાવતા* તો છોડવી આવ્યો પણ મહિલા—આરામમાથી બહાર પડયા પછી એને લઈને ક્યા જવુ તે તેને સુઝ્યુ નહીં. પોતાનું ઘર મુબાઈમાં હતું નહીં અને હોય તોએ પોતાના જેવો શ્રી વગરનો માણસ આવી અજાણી સ્ત્રીને ઘરમાં લઈને કેમ જાય ? છેવટે વિચાર કરી કરી એણે પોતાના એક ઓળખીતા શેઠની પાસે એને મુકી આવવાનો નિશ્ચય કર્યો.

એ નિર્મળાને લઈને લલિતા શેઠાણીને ત્યાં ગયો "બહેન ! મારે તમારું એક કામ પડ્યું

છે. હું આ અનાથ સ્ત્રીને તમારે ત્યાં મુકવા આવ્યો છું. એનું કોઇ નથી. તે મારી એક ધર્મની બેન જેવી છે. તેને રાખશો તો મારા ઉપર ઉપકાર થશે.”

શેઠાણીએ નિર્મળાને પગથી માથા સુધી નીહાળી. તેનો ગરીબડો દેખાવ એમને પસંદ પડયો. એમને ત્યાંથી હાલ રસોઇઓ પણ નાસી ગયો હતો. “બાઈ! રસોઇ કરતાં આવડે છે?” તેમણે પુછ્યું.

નિર્મળાએ ડોકું ધુણાવી હા પાડી.

“ફીકુભાઈ! કશી ફીકર કરશો નહીં. એને મારે ત્યાં રાખી જાઓ. મારે ત્યાં રસોઇપાણીના કામમાં મદદ કરશે તો મને કૈં ભારે નથી પડવાની. હું થોડો ઘણો પગાર પણ એને આપીશ.”

શેઠાણીના શબ્દો સાંભળી ફીકુભાઇ નિશ્ચિંત મને નિર્મળાને ત્યાં મુકીને ગયો.

નિર્મળાના કામગરા સ્વભાવને માટે શેઠાણીને ત્યાંનું કામ ઘણું વધારો પડતું નહતું. તેણે બને તેટલી રીતે શેઠાણીને પ્રસન્ન કરવા માંડયાં. એ એમને દરેક કામમાં ઉપયોગી થઇ પડતી અને સાથે સાથે રાત્રીને વખતે પોતાનો આત્મવિકાસ સાધવા તે મોડે સુધી વાંચતી. મોટા ઘરમાં ઘરનાને નિરુપયોગી પણ બીજાઓને ઘણી ઉપયોગી થઇ પડે એવી ચોપડીઓના કબાટો ભરેલાં હોય છે અને શેઠને ત્યાં પણ એવા પુસ્તકોની ખોટ નહતી.

એક વર્ષ દિવસ નિર્મળા આ ઘરમાં નીરાંતે રહી અને એટલામાં તેનામાં ફેર પણ ઘણો પડ્યો. તેનું જ્ઞાન વધ્યું. જરા મોટી દુનીઆ જોવાથી તેની સુઘડતા વધી. તેના શરીરના રૂપ રંગ પણ ખીલ્યાં. વર્ષ પહેલાંની નિર્મળા આ હશે એવું કલ્પવાનું પણ જરા અઘરું પડે એમ હતું.

પણ ગરીબના નસીબ ઘણું ખરું ગરીબજ હોય છે. આધેડ વયના શેઠાણીને નિર્મળાનો વિકાસ ઘણો છલછલાટ ભરેલો અને ખુંચે એવો લાગ્યો અને આધેડ વયના શેઠને શેઠાણી શીવાય બીજી સુઘડ સ્ત્રી રોજ ઘરમાં જોતાં જોતાં વિકારવાસના જાગી અને પરિણામે ઘણા અણગમતા સંયોગોમાં નિર્મળાને શેઠનું ઘર છોડવું પડયું.

દુઃખ ખમી ખમીને પણ નિર્મળા ઘડાઈ હતી. એણે અહીંઆથી જવું પડે તો ક્યાં જવું એ વીશે વિચાર કરી મુકયો હતો. આખી દુનીઆમાં એની તરફ નિઃસ્વાર્થ મૈત્રી દાખવનાર એક ફીકુભાઇ હતો અને એ જો સ્વયંસેવક થઇ મહાત્મા ગાંધીના સૈન્યમાં જોડાયો હોય તો પોતે પણ શા સારુ સત્યાગ્રહના સૈન્યમાં જોડાઇ સ્વયંસેવિકા ન બને?

૧૯૨૧ નો–સત્યાગ્રહ શરુ કર્યા પહેલાનો આ કાળ હતો. મહાત્મા ગાંધીજીનો ડંકો આખા દેશભરમાં તેવખતે વાગતો અને તેઓ કુચની તયારી કરવા અને લોકોને જગાડવા ગામે ગામ તે વખતે ફરી રહ્યા હતા. લોકો ઝપાઝપ ફંડમાં પૈસા ભરતા, લુગડાં બાળતા અને સુતરને તાંતણે સ્વરાજ્ય લેવા અધીરા થઇ રહેલા હતા. સ્વરાજ્ય વીરોના ભાષણો તે વખતે રોજ ફેલાતાં. 'નવજીવન' ઘેર ઘેર વંચાતું. હુંયે હુંયે મોટા નેતાઓ અને તેમ બીજા સૌ નેતાઓના

તેજ તે વખતે ઝાંખાં થયાં હતાં. સૌ રોજ ગાંધીજીની જય પુકારતા. ખરી કે ખોટી ખાદી ખરીદવામાં ઉત્સાહ રાખવતા અને આબાલવૃદ્ધ સર્વ એક વાર જે રાજ્યદ્રોહી વાતો ગણાતી એવી વાતો ઠામઠામ કરતા જણાતા હતા.

શેઠને ઘેર આવતું 'નવજીવન' નિર્મળા પણ રોજ વાચતી અને ઘરમા થતી ચર્ચાઓને ધ્યાન દઇ સાંભળતી. શેઠને ત્યાંથી નીકળ્યા પછી એણે આશ્રમમાં જવા સારુ સીધી અમદાવાદની ટીકીટ લીધી. એના જેવી એકલી સ્ત્રી દેશના આવા અણીના વખતે પોતાની જાત ને સેવા દેશને ન સમર્પે તો ક્યારે સમર્પે ?

સત્યાગ્રહાશ્રમમા એ વખતે ખુબ ધમાલ ચાલતી. દેશ દેશથી રોજ નવા પરોણા ગાંધીજીને દર્શને આવતા અને એ બધાને રસોઇ કરી જમાડવા એ આશ્રમવાસીઓનુ મોટું કર્તવ્ય થઇ પડ્યુ હતું દેશભક્તિના કાર્યમા પડેલી સ્ત્રીઓમાંથી કોઇકજ સ્ત્રીઓ આ રાષ્ટ્રિય અગ્નિહોત્રના યજ્ઞમા સહાય કરવા પોતાની સેવા સમર્પી શકતી અને તેથી આવકાર આપવાનો રીવાજ આશ્રમમા ન હોવા છતા નિર્મળાનું આગમન આશ્રમમા આવકારપાત્ર તો જરૂર ગણાયુ હશે.

આશ્રમમા કોઇ કોઇનું ન હતુ અને છતા સૌ આખા દેશના હતા. નિર્મળા પણ કોઇની નહોતી અને તેથી આખા દેશની થતા એને મુશ્કેલી નડે એમ ન હતું આશ્રમમાં એ આવી અને એનો આત્મા પ્રસન્ન થયો. રાધતા રાધતા અને રેંટીઓ કાંતતા તે અત્યાર સુધી એને પણી અપરિચિત એવી વાતો સાંભળી શકતી. વારંવાર મહાન દેશનેતાઓના દર્શન કરવાનો એને સુયોગ મળતો. સરલા દેવી ચૌધરાણીનો મોટો કંઠ અને હીંદના બુલબુલની ઝમકતી વાણી તે પાસેથી સાંભળી શકતી. મહંમદઅલી શૌકતઅલીનો પ્રચંડ હાસ્યધ્વનિ ત્યા વારંવાર ગાજતો અને માનવ સમુદાયનો અમર્યાદિત વહેળો નિર્મળાને સ્પર્શ્યા વગર અને છતા એના અંતરમા તરંગ જગાડતો ત્યાંથી દરરોજ પસાર થતો.

રાત્રે નદીકાંઠે આશ્રમની ભજન મંડળી જામતી. અણગણ્યા તારાઓનો ચંદરવો કે એકલા ચંદ્રમાનો ઝળહળાટ સાબરમતીના નીરમા પ્રતિબિમ્બિત થતો. સાબરમતી ધીરે ધીરે વહેતી ન હોય એમ વહેતી અને તાપડીઓના પાથરણા પર બેસી નાનુંશું સ્ત્રી પુરુષોનું વૃંદ ગીતાના શ્લોકો બોલતું અને ભજનની કડીઓ ઝીલતું. આખા દિવસની થાકેલી નિર્મળા આત્મામા નવા અમૃત ઝીલતી હોય એમ ખુણામા ટુંટીઉં વાળી બેસતી અને નિર્જન ભૂતકાળ ઉપર ઉજ્જ્વલ પડદો પડ્યો હોય એવું અનુભવતી.

તે પછીનું એકાદ વર્ષ નિર્મળાએ પરિશ્રમમા ગાળ્યુ. અમદાવાદની શેરીઓમાં તે ખાદીની ધજાઓ પર લખેલા મુક્તિમંત્રો લઇ સરઘસોમા જતી ઉઘરાણા કરતી, સાબરમતીની રેતીમા મળતી પ્રચંડ માનવ મેદનીમા એક કણ રૂપે તે સામેલ થતી અને બારડોલીના આશ્રમમા રસોઈ કરનાર ખુટતા ત્યારે રાંધવા જતી આવા મોટા સંયમા ઘણીવાર નાના રાગદ્વેષો ઉભરાતા, પણ પોતાની જાતને તેથી અલિપ્ત રાખવા તે બને તેટલો પ્રયાસ કરતી.

ત્યાર પછી અમદાવાદમા કોંગ્રેસ ભરાઇ અને બારડોલીમા સત્યાગ્રહ આદરવાનો થયો. પણ ચૌરીચોરાનો હત્યાકાંડ થયો, સત્યાગ્રહ બંધ

રણો, ગાંધીજી પકડાયા, એ બધી બીનાઓ એક પછી એક ઝડપથી બની. નિર્મળાએ આ બધો વખત રાષ્ટ્રિય સૈન્યની સેવિકા તરીકે કામ કર્યું અને સમુદ્રમાં પડેલું તણખલું મોજાં અને પવનના પ્રત્યેક આઘાતે આમથી તેમ ઝોલાં ખાય તેમ એ પણ એક મહાન વ્યક્તિએ ઉપજાવેલા ઝંઝાવાતમાં આમથી તેમ ઝોલાં ખાઈ રહી. એક રેતીના કણ કે તણખલા કરતાં તેની કીમત વધારે ન હતી.

ગાંધીજી પકડાયા ત્યાં સુધી તો બીનાઓ એટલી ઝડપથી બનતી કે કોઇને કશો વિચાર કરવાનો વખતજ નહતો અને તેમ નિર્મળાને પણ નહતો, પણ તે પછી જેમ જેમ દિવસો ગયા તેમ તેમ રાષ્ટ્રીય સૈન્યમાં અવ્યવસ્થા પેદા; આવડા મોટા માનવ સમુદાયને ગ્રથનાર કોઇ પ્રચંડ કાર્યની સાંકળ ન હોવાથી એના દરેક અંકોડા ધીરે ધીરે છુટા પડવા માંડ્યા. દબાઇ રહેલા અંગત રાગદ્વેષોની જ્વાલાઓ બહાર નીસરી અને તેની ઝાળ ઘણા ઘણાં જણને બાળી રહી, સત્યાગ્રહીઓની દીવાલ ભેદાઇ અને એ દીવાલનું કોઇ એક ક્ષીણું સરખું બાકોરું પુરતી નિર્મળા એ દીવાલ પડતાં છુટી પડી પોતાના અસલ સ્વરૂપે એકલા પત્થરના કણ રૂપે બની રહી.

૭

નિર્મળાનું જીવન, કશીએ દિશાના લક્ષ્ય વગર ભર દરીએ ઝોલા ખાતી નાવડીના જેવું હતું. પોતાની જીંદગી રચવામાં એનો પોતાનો ફાળો બહુ થોડો હતો. તે પુરણી તે અકસ્માત, વિધવા થઇ તે અકસ્માત, ફીકુભાઇ મળ્યો તે અકસ્માત, મહિલા—આરામ, લલિતા શેઠાણી ને ગાંધીજીનો આશ્રમ—એ સૌ એને માટે તે અકસ્માતની પરંપરાજ હતી.

સત્યાગ્રહની સેના ધીરે ધીરે વીખરાવા માંડી; રોટલા ખાવા માટે આશ્રમમાં પડી રહેવું અને કામમાંથી પરવારી રેંટીઓ કાંતવો તે શીવાય કશું કર્તવ્ય નિર્મળાને માટે રહ્યું નહીં. જે કૃત્રિમ ચેતન એક વ્યક્તિના સામર્થ્યે આશ્રમમાં ઉત્પન્ન કર્યું હતું તે એ વ્યક્તિની ગેરહાજરીમાં અદશ્ય થવા માંડ્યું. રહ્યું માત્ર નિશ્ચેતન જડતાનું સામ્રાજ્ય; જેમાં રેંટીઆ કાંતવો અને ચાર વર્ણુંઓ બાંધી કે પાંચ એ વીશેના નિરર્થક વાદવિવાદો શીવાય બહુ થોડીજ વાતોને સ્થાન હતું. ખાસ કરીને આશ્રમના સ્ત્રીવર્ગને માટે તો આથી બીજું કશું હતુંજ નહીં.

નિર્મળા પણ એક સ્ત્રી, આશ્રમમાં કુંટુંબીઓની સાથે વસનારી નહીં પણ એકલી; તે અંગ્રેજ નહીં પણ હીંદુ. આવી સ્ત્રીને માટે આશ્રમમાં શું સ્થાન ? અને એના વિકાસનું સાધન પણ ત્યાં શું હોય ?

નિર્મળાનો આત્મા આશ્રમના જીવનમાંથી ઉઠવા માંડ્યો. ઘણા માણસોમાં વસવા છતાં ન એના આત્માની નિર્જનતા ગઈ કે ન એની જ્ઞાનપિપાસા ભાગી.

અથડાઇ અથડાઇને તેનામાં હવે નિરાશાનો સંચાર થવા માંડ્યો. પોતે શું માગે છે તેની એને ખબર નહોતી પણ પોતે જે માગે છે તે એને મળતું નથી, એવું ભાન એને ક્ષણે ક્ષણે રત્યાં કરતું. એને દરેક કર્તવ્ય અર્થ વગ-

રવું લાગવા માંડ્યું. શા માટે વહેલા ઉઠવું ? શા માટે રેંટીઓ કાતવો ? શા માટે વૈતરું કરવું ? પેટ ભરવા ! પેટ ભરવા ! પેટ તો ભુવાસણમાં ભરાતું નહોતું ?

વિચારની અસર આચારમાં ઉતર્યા વિના રહેતી નથી અને નિર્મળાના બંડખોર થએલા મને તેની પાસે આશ્રમના નિયમો તોડાવવા માંડ્યા. આશ્રમના નિયમો તોડે તેને માટે આશ્રમમાં સ્થાન ન હોય.

એક સવારે તેને આશ્રમમાંથી રજા મળી. ઉપર આભ ને નીચે ધરતીની સ્થિતિ તો નિર્મળાની સદાયની હતી. કોઈ કોઈ વાર એવી પરિસ્થિતિ બહુ તીવ્ર રૂપે એની સમક્ષ આવીને ઉભી રહેતી એટલું જ. આશ્રમમાંથી નીકળી તુની આને કયે ખુણે જાયજ તેનો કશો વિચાર કર્યા વગર તે સ્ટેશન તરફ ચાલી નીકળી અને એક વાર મુંબાઈ ગએલી એટલે કંઈ વિચાર કર્યો વગર એણે ફરીવાર ત્યાંની જ ટીકીટ લીધી.

મુંબાઈ આવતા તો અવાયું પણ ક્યા જવું ને કોને ત્યાં ઉતરવું એ પ્રશ્ન નિર્મળાને માટે મોટો હતો. એને રસ્તાઓનું પણ કૈં ભાન ન હતું. પોતાની નાનીશી બચકી હાથમાં લઈ તે થોડા ઘણા માળાઓના દાદર નોકરીની શોધમાં ચઢી ઘાકી. ભુખ લાગે ત્યારે રસ્તામાંથી પૈસા બે પૈસાના ચણા મમરા લઈ તે ખાતી અને પાછી નોકરીની શોધમાં ચઢ ઉતર કરતી. સાંજ પડતાં તો તે થાકીને લોથ થઇ ગઈ. સંસ્કારની શોધમાં ફરનારને પ્રભુ આવી શિક્ષા કરતો હશે ?

રસ્તામાં આ નિરાધાર નારીનો છળ કરનારા દુષ્ટોની પણ ખોટ નહતી. જેમ જેમ સાંજ પડતી ગઈ તેમ તેમ નિર્મળાનું અંતર ભયથી કંપવા માંડ્યું. રાતને વખતે ક્યાં જવું ? આવા ભરવસ્તીવાળા શહેરમાં એક ઘર તેને આશરો નહીં આપે ? આ શહેરમાં શું દુષ્ટોનું જ સામ્રાજ્ય પ્રવર્તતું હતું ?

ભુખી તરસી તે સાંજ પડતાં ફરતા ફરતા દરીઆ તરફ આવી લાગી. "હજારો" માણસની મેદની ત્યાં મળી હતી. સૌ પોત પોતાના તાનમાં ફરતા, કોઇને કોઇની પરવા પડી ન હતી. એક બાકડા પેર જઇ થાકેલી નિર્મળા બેઠી અને ક્ષણભર તેને આ દરીઆમાં પડી આત્મઘાત કરવાનો વિચાર થઈ રહ્યો. એવું છેલ્લી છેલ્લી પ્રભુની પ્રાર્થના કરવા માંડી. એના મગજમાં આશ્રમમાં રોજ સાંભળેલા ગીતાજીના શ્લોકોના ભણકારા વાગવા માંડ્યા.

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા...**

બ્હાવરી, થાકેલી, અસ્તવ્યસ્ત ઘચોવાળી નિર્મળા વિચારમગ્ન થઈ બેઠી હતી અને થોડે દૂર ઉભેલા બે દુષ્ટો તેની ચેષ્ટા કરતા તેની તરફ પણ એનું ધ્યાન ન હતું. અચાનક એક પરિચિત અવાજ સંભળાયો.

"કોણ નિર્મળા બ્હેન ! તમે અહીં ક્યાંથી ?" કીકુબાઇનો હૃદયમાં રમી રહેલો સ્વર નિર્મળાના કાનમાં અથડાયો. " શું પ્રાર્થનાને બળે પ્રભુ કીકુબાઇને સ્વરૂપે આવી પહોંચ્યા !" એને એક ક્ષણ સંભ્રમ થયો.

" બહેન ! અહીંઆ એકલાં તમે શું કરો છો ! આ તમારી શી દશા ! " કીકુબાઇએ

પાસે આવી નિર્મળાના હાલ જોતાં આ શબ્દો ઉચ્ચાર્યા. એને જોતાં નિર્મળાની આંખમાંથી ચોધાર આંસુ નીકળી પડયાં. એના કંઠમાંથી શબ્દ નીકળવો મુશ્કેલ થઇ પડયો.

" બ્હેન ! ચાલો, મારી સાથે ચાલો. આ સ્થાન તમારે લાયકનું નથી."

નિર્મળાએ મહા મુશ્કેલીએ આંસુ ખાળ્યાં, "ઈ ભાઇ તમે બધે વખત મને બચાવી હવે ઘડી ઘડી તમને ભારરૂપ થવા હું નહીં આવું મારે માટે આ સમુદ્રનું શરણુ જ ઠીક છે"

"કે ગાંડા થયા, બ્હેન ! પણ આટલું બધું છે શું !" નિર્મળા નહીં માને એમ જોઇ ફીકુભાઈ બાંકડા પરની ખાલી જગામાં બેસી ગયો. "લલિતા શેઠાણીને ત્યાંથી તમે ગયાં તેની મને ખબર પડી હતી અને સત્યાગ્રહ વખતે તમે ઘણું કાર્ય કરતાં તે વીશેની તમારી કીર્તિ તો હું ઘણી સાંભળતો ને એ બધું મુકીને તમે આ દશામાં અહીં કયાંથી ?"

" ભાઇ ! મારું નશીબ. બીજું શું ? મારા અંતરની નિર્જનતા કાઢવા અને જ્ઞાનદીપક પ્રગટાવવા ઘર છોડી કયાં કયાં ભમી પણ ન મારી નિર્જનતા મટી કે ન મને જ્ઞાન મળ્યું, ને જીંદગી વેડફી નાંખી હું આ સમુદ્રનું શરણ શોધતી આવી.પડી છું! ભાઇ, તમે જાઓ. મારું નિષ્ફળ જીવન સુધારવા તમે કેટકેટલી વાર પ્રયત્ન કરશો ?"

" બ્હેન ! તમારી ભુલ છે. કોઇ કોઇનું જીવન સુધારી કે બગાડી શકતું નથી તો હું તો કોણ માત્ર ? અને બ્હેન ! જ્ઞાનદીપ આમ રખડે રઝળે નહીં મળે ને હજારો માણસોના સંગમાં રહેશો તોએ તમારી નિર્જનતા નહીં ફીટે. એને માટે તો તમે તમારા અંતરમાં જ શોધ કરો. યોગી જંગલમાં એકલો રહે તોએ એનો જ્ઞાનદીપ ઝગે છે અને એને કદી એકાંતની અકળામણ આવતી નથી. બ્હેન ! સ્થિતપ્રજ્ઞ થયા વગર તમારો આરો નથી."

આશ્રમમાં ગીતાજીનાં શ્લોક રોજ સાંભળતાં જે જ્ઞાન નિર્મળાને નહોતું થયું તે ચોપાટીના અણગણ્યા કોલાહલમાં સહાનુભૂતિ પૂર્વક ઉચ્ચારાએલા ફીકુભાઇના એક શબ્દે થયું. તે બોલી :

"प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते॥"

" એમજ બ્હેન ! તમે તમારા અંતરની બધી કામનાઓ છોડો ને મારી સાથે ચાલો. તમારે માટે નવું કર્તવ્ય વાટ જોતું બેઠું છે. અમે એક નિરાધાર અંત્યજ છોકરાઓની શાળા કાઢી છે. તમે તેમની માતા-મુખ્ય શિક્ષિકાનું સ્થાન શોભાવો ને એ કર્તવ્ય કરવામાં તમારા અંતરની બધી અકળામણ ઉકલી જશે. ચાલો બ્હેન!" ફીકુભાઇ ઉભો થઇ ગયો. એની માયાળુ આંખોના તેજમાં તણાતી નિર્મળા પણ લથડીઆં ખાતી ઉઠીઃ " ચાલો ભાઈ."

---

# પ્રબંધોનું ઐતિહાસિક મૂલ્ય

લેખકઃ
શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

ગુજરાતના પ્રાચીન–મુસલમાની સમય પહેલાંના ઇતિહાસ માટે મુખ્ય સાધનો બે છે. (૧) તામ્રપત્ર લેખો અને (૨) પ્રબંધો તથા ચરિતો. જો કે રાજતરંગિણી પેઠે સવિસ્તર ક્રમવાર ઇતિહાસ કોઇ એક પ્રબંધમાં મળતો નથી પણ પ્રબંધ ચિંતામણિમાં અણહિલવાડ પાટણની સ્થાપનાથી વસ્તુપાલના મરણ સુધીના બનાવો ક્રમવાર મોટા મોટા બનાવોની તારીખો સાથે આપવામાં આવ્યા છે. બીજા પ્રબંધો તથા ચરિતો આ માહીતીમાં ક્વચિત ઉમેરો કરે છે ક્વચિત ફેર આપે છે, ક્વચિત સુધારો કરે છે અને ક્વચિત નવીન માહીતી આપે છે.

પ્રાચીન સમયના ગુજરાતના રાજાઓએ સ્વતંત્ર સીક્કાઓ પડાવ્યા હોય એવું જણાતું નથી એટલે સ્વતંત્ર અને સમકાલિન ઐતિહાસિક સાધનમાં દાન કરતી વખતે જુદા જુદા રાજાઓએ આપેલા તામ્રપત્રો, રાજાઓએ, એમના અમાત્યોએ તથા એ કાળના ગૃહસ્થોએ બંધાવેલાં મકાનોમાં કોતરાવેલા લેખો અને મકાનોનું સ્થાપત્ય તથા તત્કાલિન મૂર્તિઓનું શિલ્પ, એટલું જ રહે છે.

પણ ઉક્ત પ્રકારનો સ્થાપત્ય તથા શિલ્પનો પુરાવો ઇતિહાસને સીધી મદદ કરે એવો નથી. માત્ર તે તે કાળની ધાર્મિક સામાજીક અને કળાની સ્થિતિનો નિદર્શક છે.

હિંદુ સમયનાં ઘણાં ખરાં મકાનોનો તો નાશ થઇ ગયો છે. જ્યાં શહેરો હતાં ત્યાં ખેતરો છે અને એ શહેરોના મકાનોના પથરાઓ–કદાચ લેખોવાળા પથરાઓનો ચુનો થઇ ગયો છે અથવા પાછળના સમયના શહેરોના મકાનોમાં વપરાઇ ગયા છે, છતાં ગિરનાર, આબુ, શત્રુંજય વગેરે ટેકરીઓ ઉપર આવેલા તથા બીજા ખૂણામાં રહેલા જે મકાનો, વાવો, કિલ્લાઓ, મંદિરો વગેરે બચી ગયા છે તેમાં જો લેખો હોય તો ગુજરાતનો ઇતિહાસ ઊકેલવામાં સારી મદદ કરે છે. બાકી જુના લેખોમાં મોટો જથ્થો તામ્રપત્રનો છે. અને ક્વચિત કોઇ પુસ્તકની પુષ્પિકામાં તે તે વખતે રાજ્ય કરતા રાજાના નામ સાથે રચ્યા સંવત કે લખ્યા સંવત આપેલ હોય તો એ નોંધ પણ ઉપયોગી થાય છે.

ઉપર જે ઐતિહાસિક સામગ્રી ટુંકામાં નોંધી છે તેમાં નવું કશું નથી અને એ સામગ્રીનો ઉપયોગ કરીને જ આજ સુધી આપણા હિંદુ સમયના ઇતિહાસો લખાયા છે. પણ અહીં આ સામગ્રીના એક અંગનું એટલે કે પ્રબંધો અને ચરિતોનું ઐતિહાસિક મૂલ્ય કેટલું ગણવું એજ વિચારવિષય છે.

તામ્રપત્રો અને લેખો સમકાલિન હોવાથી એની વિશ્વસનીયતા–ઐતિહાસિક પુરાવા તરીકે કીંમત બીજાં સાધન કરતાં ઘણી વધારે હોય એ સ્વાભાવિક છે પણ એમાંથી માહિતી ઘણી થોડી મળે છે. અણભગ્ન વંશાવળી તૈયાર કરવા માટે

આ લેખો બીજું કાંઇ પણ સાધન ન હોત તો પણ પૂરતા છે. અને કોઇક અપવાદ શીવાય બધા લેખોમાં સંવત આપેલો હોવાથી તે તે રાજાના જયકાળની પણ ખબર પડે છે. પણ કોઇ લેખમાંથી રાજાના રાજ્યારોહણની કે મરણની તારીખ નથી મળતી એટલે અનુક્રમે ગાદીએ બેઠેલા બે રાજાઓની છેલ્લી અને પહેલી તારીખો ઉપરથી અટકળ કરવી પડી છે.

પણ આપણાં સુભાગ્યે ગુજરાતના ઇતિહાસ માટે એવી અટકળ ઉપર આધાર રાખવો પડે એમ નથી. પ્રબંધચિંતામણિમાં અને બીજા ગ્રંથોમાં પણ તારીખો આપેલી છે અને તામ્રપત્રો ઉત્કીર્ણ લેખો વગેરેની તારીખો સાથે આ ગ્રંથોની તારીખોનો વિરોધ ન આવતો હોય તો એ માનવામાં વાંધો નથી. આ રીતે જુના લેખો અને પ્રબંધોના મેળથી વંશાવળીઓ અને સંવતોનું ઐતિહાસિક ખોખું તૈયાર થઇ જાય છે. પણ પછી એ હાડપિંજરમાં લોહી માંસ ભરવા માટે જે બનાવોનાં વર્ણનની આવશ્યકતા છે તે જુના લેખોમાંથી અતિઅલ્પ પ્રમાણમાં મળે છે. અને પ્રબંધોમાંથી પુષ્કળ પ્રમાણમાં મળે છે. બુલ્હર જેવા સમર્થ પુરાતત્ત્વચિંતકે વર્ષો પહેલાં ખરું જ કહ્યું છે કે "જુના લેખો સાથે મેળવતાં પ્રબંધચિંતામણિ વગેરેમાં આપેલ તારીખો અને માણસોનાં નામો મોટે ભાગે વિશ્વસનીય લાગે છે,"* પણ પ્રબંધોમાં આપેલાં બનાવોનાં વર્ણન માટે એવું કહેવાય એમ નથી.

કારણ કે આ ગ્રંથો ઐતિહાસિક દૃષ્ટિથી વાંચનારની ઇતિહાસ જાણવાની ભૂખ ભાંગવા માટે લખવામાં નથી આવ્યા. પણ મનોરંજન માટે અથવા ધર્મપ્રચાર અર્થે લખવામાં આવ્યા છે. મેરુતુંગાચાર્ય સ્પષ્ટ કહે છે કે:—

> भृशं श्रुतत्वान्न कथाः पुराणाः
> प्रीणन्ति चेतांसि तथा बुधानाम् ॥
> वृत्तैस्तदा सन्न सतां प्रबन्ध
> चिंतामणिं ग्रंथं महंतनोमि ॥
>
> પ્રબંધ ચિંતામણિ. પા. ૨

અર્થ—"વારંવાર સાંભળેલી હોવાથી જુની (પૌરાણિક) કથાઓ ડાહ્યા માણસોના ચિત્તનું જોઇએ તેવું મનરંજન કરતી નથી માટે નજીકના સમયમાં થઇ ગએલાં માણસોનાં વૃત્તાન્તોથી આ પ્રબંધચિંતામણિ ગ્રન્થ રચું છું."

આ રીતે કથાથી મનરંજન કરવાનો ઉદ્દેશ સ્પષ્ટ છે અને જૈનધર્મનો મહિમા વર્ણવીને ધર્મપ્રચાર કરવાનો ઉદ્દેશ પ્રત્યેક કથામાં દેખાઇ આવે છે, આ ઉદ્દેશોથી પ્રેરાઇને ચાલી આવતી કથામાં જુદાજુદા કથાકારો—પ્રબંધકારોએ કેટલો ઉમેરો કર્યો હશે એ કહેવું મુસ્કેલ છે. દા-ત-ચાવડા વંશના ઇતિહાસની સ્થિતિ જુઓ. અણહીલવાડ પાટણના ચાવડા વંશના એક પણ રાજાનો ઉત્કીર્ણ લેખ હજી મળ્યો નથી. એટલે એ વંશનો બધો આધાર આ પ્રબંધો ઉપર છે. અને અત્યાર સુધી મળેલાં પ્રબંધોમાંથી કોઇ ઇ—સ બારમા શતક પહેલાંનો નથી. એટલે અણહીલવાડ પાટણ સ્થપાયા પછી સાડા ચારશો—પાંચશો વર્ષ લખાયેલા ગ્રંથો ઉપર કેટલો વિશ્વાસ રાખવો ? ગુજરાતમાંજ મળી આવેલાં તામ્રપત્રો વગેરેના અભ્યાસથી તો ચાવડા

*Buhler, Hemachandra p. 6

લેખો મળ્યા છે અને પ્રબંધો, ચરિતો વગેરેમાં એ સમયની પુષ્કળ વાતોનો સંગ્રહ મળે છે. આ ગ્રંથો લખવાની શરૂઆત પણ એ સમયમાં જ થઇ છે. અને હેમાચાર્ય, સોમેશ્વર અને રાજશેખર વગેરે પાસે તો રાજ્યનાં રેકર્ડો મોજુદ હોવાનો સંભવ છે. પણ હેમાચાર્ય તો વીતરાગ અને વિદ્વાન હતા એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. પણ એમાંથી ગુજરાતના ઇતિહાસ સંબંધી ઘણી ઓછી માહીતી મળે છે. રાજશેખરે તથા સોમેશ્વરે પણ ઝાઝી માહીતી નથી આપી. મેરુતુંગાચાર્યે પુષ્કળ માહીતી આપી છે. અલબત્ત ઢીતી છુટી છુટી અને જુદાં જુદાં સાધનોમાંથી તુલના વગર સંગ્રહેલી છે. પ્રબંધચિંતામણિમાં ગૃહીત ઐતિહાસિક માહીતીની એકંદર કીંમતનો વિચાર કરવાનું આ સ્થાન નથી, પણ એ ગ્રંથની તથા એ પ્રકારના જૈન પ્રબંધોની ધાર્મિક દષ્ટિને પરિણામે એનું ઐતિહાસિક મૂલ્ય કેમ ઓછું થઇ જાય છે એજ પ્રબંધચિંતામણિના જ એક બે દાખલાઓથી દર્શાવવાની ઇચ્છા છે.

(૧) પ્રબંધચિંતામણિ વાંચતાં એમ લાગે છે કે જાણે ગુજરાતમાં સોલંકી વખતમાં જૈન ધર્મનું ખૂબ જોર હશે. બ્રાહ્મણ ધર્મનો પ્રચાર હશે, પણ ઘણો નબળો અને રાજાઓ તથા મોટા મોટા અમાત્યો જૈનમતાવલંબી અથવા જૈન ધર્મનું અભિમાન રાખનારા હશે. આવી છાપ આપણા મન ઉપર પડે છે. પણ ઉત્કીર્ણ લેખો વગેરે તત્કાલિન નીશાનીઓનો અભ્યાસ કરીએ છીએ ત્યારે વૈષ્ણવ ધર્મ, શૈવ ધર્મ, સૂર્યપૂજા અને જૈન ધર્મ એ ચારેનો પુષ્કળ પ્રચાર ગુજરાતમાં હોય એમ જણાય છે. અલબત્ત ધીમે ધીમે સૂર્યપૂજા નીકળી ગઈ છે પણ બાકીના માર્ગો હજી ચાલે છે.

અને ગુજરાતના સોલંકી રાજાઓ જૈન નહીં પણ શૈવ હોય એમ તેઓના લેખો ઉપરથી જણાય છે. ગુજરાતના રાજાઓની શિવભક્તિ તો એવી પ્રસિધ્ધ હતી કે મેરુતુંગાચાર્યને પણ એની નોંધ કરવી પડી છે, જૈનધર્મને જેના તરફથી સૌથી વધારે ટેકો મળ્યો હતો અને જેની જૈન ધર્મ ઉપરની ભક્તિની પ્રશંસા કરતાં પ્રબંધકારો થાકતા નથી તે કુમારપાલ પણ સોમનાથની યાત્રા કરવા ગએલા અને હેમાચાર્ય સાથે ગએલા એમ મેરુતુંગાચાર્યને પણ નોંધવું પડ્યું છે. પણ આ શૈવતીર્થની યાત્રાની અસર ટાળવા મેરુતુંગાચાર્યે નીચેના ચમત્કારનું વર્ણન કર્યું છે.

"સોમનાથ પાટણમાં સોમેશ્વરના મંદિરમાં સોમેશ્વરનાં દર્શન કર્યા પછી રાજા કુમારપાલ હેમાચાર્યને ગર્ભગૃહમાં તેડી જાય છે અને એકાંતમાં પુછે છે કે "મહાદેવ સમાન કોઇ દેવ નથી, મારા જેવો કોઈ રાજા નથી અને તમારા સમાન કોઇ મહર્ષિ નથી. આ રીતે સુભાગ્યે આ ત્રણેનો સંયોગ થયો છે તો અનેક દર્શનો વડે દેવતત્ત્વ અને મોક્ષપદ સંદિગ્ધ થઇ ગયું છે માટે આ તીર્થમાં સાચું શું છે તે કહો." હેમાચાર્ય વિચાર કરીને જવાબ આપે છે કે "શાસ્ત્ર પુરાણના વચનોને શું કરવાં છે તમને મહાદેવનાંજ પ્રત્યક્ષ દર્શન કરાવું છું. પછી મહાદેવ પાસેથી મુક્તિમાર્ગ સમજી લીઓ" પછી હેમાચાર્યના પ્રભાવથી કુમારપાલ શંકરનાં દર્શન કરે છે અને શંકર રાજાને કહે છે કે "આ મહર્ષિ સર્વ દેવોના અવતાર છે. હાથમાં રહેલાં

એની પેઠે ત્રણે કાળનું સ્વરૂપ એના જાણવામાં છે, તેઓ જે માર્ગનો ઉપદેશ કરે તે અસંદિગ્ધ મુક્તિમાર્ગ છે" પછી એના ઉપદેશથી રાજાએ પરમાર્હતપદ પ્રાપ્ત કર્યું. મતલબ કે જૈન ધર્મ સ્વીકાર્યો (પ્ર. ચિ. પા. ૨૧૪થી ૨૧૬)

પછી એ વખતના સોમનાથના મહંત જેનું નામ ગંડબૃહસ્પતિ હતું એમ પ્રબંધ ચિંતામણિકાર કહે છે પણ બૃહસ્પતિ હતું એમ પાટણની જ ભાવબૃહસ્પતિની વિ. સં. ૧૨૨૫માં કોતરાએલી પ્રશસ્તિ ઉપરથી જાણીએ છીએ તે મહંત જૈન ધર્મ વિરુદ્ધ સોમનાથ પાટણમાં કંઈક આચરણ થવાથી એનું મહંતપદ અધિકારી લેવામાં આવે છે. એ રાજધાનીમાં આવે છે હેમાચાર્યની ચાકરી કરે છે, પ્રબંધચિંતામણિના શબ્દોમાં હેમાચાર્યના પગમાં આરવણા કરે છે અને "ચાર માસ સુધી હેમાચાર્યના ચરણની રાખ્યા વગરનું અન્ન માત્ર ખાઈને સેવા કર્યાથી પોતાનો કલિ નાશ પામ્યો છે માટે હવે પૂરણું કરવાની રજા આપો એમ યાચના કરે છે ત્યારે હેમાચાર્ય એને મહંતનું સ્થાન પાછું અપાવે છે એ રીતે પ્ર. ચિ. મા કથા છે. હેમાચાર્યના કે જૈનધર્મના અપમાનથી રાજ્ય તરફથી મળતી વૃત્તિ બંધ થઇ જવાના અને હેમાચાર્યનું મન મનાવ્યાથી વૃત્તિ ફરી પ્રાપ્ત થવાના બીજા દાખલાઓ પણ મેરૂતુંગે નોંધ્યા છે. (પા ૨૩૪)

આ ઉપરથી હેમાચાર્યના હાથમાં રાજ્યની કુલસત્તા હતી એમ જણાય છે. પ્રબંધ ચિંતામણિ એમજ કહેવા માગે છે (જુઓ પા ૨૪૩) અને હેમાચાર્ય પ્રજાની સૂચનાથી મરેલા ઉંદર માટે મૂષક વિહાર અને મારેલા જૂ ઉપર યૂકાવિહાર કુમારપાલે ચણાવેલા એમ મેરુતુંગ કહે છે (૨૩૨) કુમારપાળે જૈનધર્મ ઉપરની તાજી ભક્તિના આવેશમાં આ ખરેખર ઘેલછા કરી હશે કે મેરુતુંગે રાજાની જૈનધર્મ ઉપરની ભક્તિ બતાવવાના વેગમાં આવી કલ્પિત વાતો લખી હશે એ કહેવું મુશ્કેલ છે.

પણ હવે જુના ઉત્કીર્ણ લેખોથી શું દેખાય છે તે ટુંકામાં જોઈએ. (૧) સોલંકી વંશના કુળદેવ સોમનાથ હોય એમ જણાય છે. એક લેખમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ કર્ણદેવ, જયસિંહદેવ, કુમારપાલ મૂળરાજ (બીજો) અને ભીમ (બીજો) એ બધાને ઉમાપતિ વરલબ્ધપ્રસાદ કહ્યા છે અને મૂળરાજે, ભીમદેવે (પહેલો) કર્ણે સિદ્ધરાજે કુમારપાલે અને રાજપાલે ભગવાન ભવાની પતિને પૂજીને કે શિવપૂજાર્થે દાનો આપ્યાના લેખો મળ્યા છે (જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૩૨ થી ૧૩૫) આ વંશના અનેક રાજાઓએ સોમનાથની યાત્રા કરી છે કુમારપાલે પણ.

પણ બીજા સોલંકી રાજાઓની વાત બાજુ ઉપર રાખીએ. જેને પ્રબંધ લેખકો પરમજૈન માને છે તે કુમારપાલ વિષે એના પોતાના કોતરાવેલા લેખો શું કહે છે તે જોઈએ. કુમારપાલ સં. ૧૧૯૯માં ગાદીએ બેઠા અને તે પછી નવ વર્ષે લખાએલી કુમારપાલે બંધાવેલા વડનગરના કોટની પ્રશસ્તિમાં પ્રશસ્તિ લેખક શ્રીપાલ કવિ કહે છે કે:

**श्री सोमेश्वरदत्तराज्य विभवस्याडम्बर-धारिणी ॥** (પ્રાચીન લેખમાળા ભા-૧ પા-૧૮૩)

લેખો મળ્યા છે અને પ્રબંધો, ચરિતો વગેરેમાં એ સમયની પુષ્કળ વાતોનો સંગ્રહ મળે છે. આ ગ્રંથો લખવાની શરૂઆત પણ એ સમયમાં જ થઇ છે. અને હેમાચાર્ય, સોમેશ્વર અને રાજશેખર વગેરે પાસે તો રાજ્યનાં રેકર્ડો મોજુદ હોવાનો સંભવ છે. પણ હેમાચાર્ય તો વીતરાગ અને વિદ્વાન હતા એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. પણ એમાંથી ગુજરાતના ઇતિહાસ સંબંધી ઘણી ઓછી માહીતી મળે છે. રાજશેખરે તથા સોમેશ્વરે પણ ઝાઝી માહીતી નથી આપી. મેરતુંગાચાર્યે પુષ્કળ માહીતી આપી છે. અલબત્ત ... છુટી છુટી અને જુદાં જુદાં સાધનોમાંથી ...કલના વગર સંગ્રહેલી છે. પ્રબંધચિંતામણિમાં સંગ્રહીત ઐતિહાસિક માહીતીની એકંદર કીંમતનો વિચાર કરવાનું આ સ્થાન નથી, પણ એ ગ્રંથની તથા એ પ્રકારના જૈન પ્રબંધોની ધાર્મિક દષ્ટિને પરિણામે એનું ઐતિહાસિક મૂલ્ય કેમ ઓછું થઇ જાય છે એજ પ્રબંધચિંતામણિના જ એક બે દાખલાઓથી દર્શાવવાની ઇચ્છા છે.

(૧) પ્રબંધચિંતામણિ વાંચતાં એમ લાગે છે કે જાણે ગુજરાતમાં સોલંકી વખતમાં જૈન ધર્મનું ખૂબ જોર હશે. બ્રાહ્મણ ધર્મનો પ્રચાર હશે, પણ ઘણો નબળો અને રાજાઓ તથા મોટા મોટા અમાત્યો જૈનમતાવલંબી અથવા જૈન ધર્મનું અભિમાન રાખનારા હશે. આવી છાપ આપણા મન ઉપર પડે છે. પણ ઉત્કીર્ણ લેખો વગેરે તત્કાલિન નીશાનીઓનો અભ્યાસ કરીએ છીએ ત્યારે વૈષ્ણવ ધર્મ, શૈવ ધર્મ, સૂર્યપૂજા અને જૈન ધર્મ એ ચારેનો પુષ્કળ પ્રચાર ગુજરાતમાં હોય એમ જણાય છે. અલબત્ત ધીમે ધીમે સૂર્યપૂજા નીકળી ગઈ છે પણ બાકીના માર્ગો હજી ચાલે છે.

અને ગુજરાતના સોલંકી રાજાઓ જૈન નહી પણ શૈવ હોય એમ તેઓના લેખો ઉપરથી જણાય છે. ગુજરાતના રાજાઓની શિવભક્તિ તો એવી પ્રસિધ્ધ હતી કે મેરુતુંગાચાર્યને પણ એની નોંધ કરવી પડી છે, જૈનધર્મને જેના તરફથી સૌથી વધારે ટેકો મળ્યો હતો અને જેની જૈન ધર્મ ઉપરની ભક્તિની પ્રશંસા કરતાં પ્રબંધકારો થાકતા નથી તે કુમારપાલ પણ સોમનાથની યાત્રા કરવા ગએલા અને હેમાચાર્ય સાથે ગએલા એમ મેરુતુંગાચાર્યને પણ નોંધવું પડયું છે. પણ આ શૈવતીર્થની યાત્રાની અસર ટાળવા મેરુતુંગાચાર્યે નીચેના ચમત્કારનું વર્ણન કર્યું છે.

"સોમનાથ પાટણમાં સોમેશ્વરના મંદિરમાં સોમેશ્વરનાં દર્શન કર્યા પછી રાજા કુમારપાલ હેમાચાર્યને ગર્ભગૃહમાં તેડી જાય છે અને એકાંતમાં પુછે છે કે "મહાદેવ સમાન કોઇ દેવ નથી, મારા જેવો કોઈ રાજા નથી અને તમારા સમાન કોઇ મહર્ષિ નથી. આ રીતે સુભાગ્યે આ ત્રણેનો સંયોગ થયો છે તો અનેક દર્શનો વડે દેવતત્ત્વ અને મોક્ષપદ સંદિગ્ધ થઇ ગયું છે માટે આ તીર્થમાં સાચું શું છે તે કહો." હેમાચાર્ય વિચાર કરીને જવાબ આપે છે કે "શાસ્ત્ર પુરાણના વચનોને શું કરવાં છે તમને મહાદેવનાંજ પ્રત્યક્ષ દર્શન કરાવું છું. પછી મહાદેવ પાસેથી મુક્તિમાર્ગ સમજી લીઓ" પછી હેમાચાર્યના પ્રભાવથી કુમારપાલ શંકરનાં દર્શન કરે છે અને શંકર રાજાને કહે છે કે "આ મહર્ષિ સર્વ દેવોના અવતાર છે, હાથમાં રહેલાં

મોની પેઠે ત્રણે કાળનું સ્વરૂપ એના જાણવામાં છે, તેઓ જે મુક્તિનો ઉપદેશ કરે તે અસંદિગ્ધ કુક્તિમાર્ગ છે" પછી એના ઉપદેશથી રાજાએ પરમાર્હતપદ પ્રાપ્ત કર્યું. મતલબ કે જૈન ધર્મ સ્વીકાર્યો (પ્ર. ચિ પા. ૨૧૪થી ૨૧૬)

વળી એ વખતના સોમનાથના મહંત જેનું નામ ગંડબૃહસ્પતિ હતું એમ પ્રબંધ ચિંતામણિકાર કહે છે પણ બૃહસ્પતિ હતું એમ પાટણની જ ભાવબૃહસ્પતિની વિ. સં. ૧૨૨૫માં કોતરાએલી પ્રશસ્તિ ઉપરથી જાણીએ છીએ તે મહંત જૈન ધર્મ વિરુદ્ધ સોમનાથ પાટણમાં કંઈક આચરણ થવાથી એનું મહંતપદ ખૂંચવી લેવામાં આવે છે. એ રાજપત્નીઓ આવે છે હેમાચાર્યની સાચારી કરે છે, પ્રબંધ ચિંતામણિના શબ્દોમાં હેમાચાર્યના પગમાં આવંદના કરે છે અને "ચાર માસ સુધી હેમાચાર્યના ચરણની રાખ્યા વગરનું અન્ન માત્ર ખાઈને સેવા કર્યાથી પોતાનો કલિ નાશ પામ્યો છે માટે હવે (ગ્રાસ)કરવાની રજા આપો એમ યાચના કરે છે ત્યારે હેમાચાર્ય એને મહંતનું સ્થાન પાછું અપાવે છે એ રીતે પ્ર. ચિ. માં કથા છે. હેમાચાર્યના કે જૈનધર્મના અપમાનથી રાજ્ય તરફથી મળતી વૃત્તિ બંધ થઈ જવાના અને હેમાચાર્યનું મન મનાવ્યાથી વૃત્તિ ફરી પ્રાપ્ત થવાના બીજા દાખલાઓ પણ મેરુતુંગે નોંધ્યા છે. (પા ૨૩૪)

આ ઉપરથી હેમાચાર્યના હાથમાં રાજ્યની કુલસત્તા હતી એમ જણાય છે. પ્રબંધ ચિંતામણિ એમજ કહેવા માગે છે (જુઓ પા ૨૪૩) અને હેમાચાર્ય પ્રભુની સૂચનાથી મરેલા ઉંદર માટે મૂષક વિહાર અને મરેલી જુ ઉપર યૂકાવિહાર કુમારપાલે ચણાવેલા એમ મેરુતુંગ કહે છે (૨૩૨) કુમારપાળે જૈનધર્મ ઉપરની તાજી ભક્તિના આવેશમાં આ ખરેખર પેઠળા કરી હશે કે મેરુતુંગે રાજાની જૈનધર્મ ઉપરની ભક્તિ બતાવવાના વેગમાં આવી કલ્પિત વાતો લખી હશે એ કહેવું મુશ્કેલ છે.

પણ હવે જુના કોતરેલા લેખોથી શું દેખાય છે તે ટુંકામાં જોઈએ. (૧) સોલંકી વંશના કુળદેવ સોમનાથ હોય એમ જણાય છે. એક લેખમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ કર્ણદેવ, જયસિંહદેવ, કુમારપાલ મુલરાજ (બીજો) અને ભીમ (બીજો) એ બધાને ઉમાપતિ વરલબ્ધપ્રસાદ કહ્યા છે અને મુલરાજે, ભીમદેવે (પહેલા) કર્ણે સિદ્ધરાજે કુમારપાલે અને રાજપાલે ભગવાન ભવાની પતિને પૂજીને કે શિવપૂજાર્થે દાનો આપ્યાના લેખો મળ્યા છે (જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૩૨ થી ૧૩૫) આ વંશના અનેક રાજાઓએ સોમનાથની યાત્રા કરી છે કુમારપાલે પણ.

પણ બીજા સોલંકી રાજાઓની વાત બાજુ ઉપર રાખીએ. જેને પ્રબંધ લેખકો પરમજૈન કહે છે તે કુમારપાલ વિષે એના પોતાના કોતરાવેલા લેખો શું કહે છે તે જોઈએ. કુમારપાલ સં. ૧૧૯૯મા ગાદીએ બેઠા અને તે પછી નવ વર્ષે લખાએલી કુમારપાલે બંધાવેલા વડનગરના કોટની પ્રશસ્તિમાં પ્રશસ્તિ લેખક શ્રીપાલ કવિ કહે છે કેઃ श्री सोमेश्वरदत्तराज्य विभवस्याहम्बर-वाहिनी ॥ (પ્રાચીન લેખમાળા ભા-૧પા-૧૮૩)

પણ કુમારપાલે સોમનાથનો મોટા પાયા ઉપર જીર્ણોદ્ધાર કરાવેલો હોવાથી કુમારપાલની સોમેશ્વર ભકિત વિષે તો શંકા કરવાનું કારણજ નથી. પણ જૈન પ્રબંધકારો કહે છે કે હેમાચાર્યે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનું કુમારપાલને કહ્યું, જ્યારે ખરી હકીકત એમ લાગે છે કે સોમનાથના એ વખતના પાશુપતાચાર્ય ભાવબૃહસ્પતિએજ આ જીર્ણોદ્ધાર ...વ્યો હતો. વિ. સં. ૧૨૨૫નો એક લેખ પા-...ના ભદ્રકાળીના મંદિરના એક પથરા ઉપર ...યેલો મળી આવ્યો છે. આ લેખમાં લખ્યું છે કે "ભાવબૃહસ્પતિ જેને હાથે સોમનાથનો જીર્ણોદ્ધાર થયો તે કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, માળવાના રાજાના ગુરુ હતા, સિદ્ધરાજના મિત્ર હતા, એમણે બીજાં અનેક શિવ મંદિરો બંધાવ્યાં હતાં, અનેકનો જીર્ણોદ્ધાર કર્યો હતો, સોમપુરની આસપાસ કીલ્લો બંધાવ્યો, બ્રાહ્મણો માટે ઘરો બંધાવ્યાં અને સોમનાથના રસ્તામાં વાવ કુવાઓ ખોદાવ્યાં."

પ્રબંધ ચિંતામણિમાં આચાર્યનું નામ ગંડબૃહસ્પતિ આપ્યુ છે તે તો ભૂલજ છે. વિ. સં. ૧૩૪૩માં સોમનાથના મંદિર પાસે નવાં મંદિરો બંધાવનાર પાશુપતાચાર્ય શ્રીપુરાનીકના ગુરુનું નામ ગંડબૃહસ્પતિ હતું ખરું (જુઓ ત્રિપુરાન્તેશ્વર પ્રશસ્તિ પ્રાચીન લેખમાળા ભા. ૧ પા. ૧૯૩ શ્લો. ૩૪) માળવાના રાજાના ગુરુ અને સિદ્ધરાજના મિત્ર હેમાચાર્ય પાસે દીનતા કરી હોય એમ પણ માનવું મુશ્કેલ છે અને ઉપર કહેલી વિ. સં. ૧૨૨૫ની પ્રશસ્તિમાં તો રાજા કુમારપાલે આચાર્ય ભાવબૃહસ્પતિને બ્રહ્મપુરી ગામનું દાન કર્યું એમ લખ્યું છે. વળી જરા આ લેખની તારીખ વિચારવા જેવી છે. કુમારપાલનો રાજ્યકાળ વિ. સં. ૧૧૯૯ થી ૧૨૩૦ સુધી છે. હવે પ્રબંધ ચિંતામણિ તો કુમારપાલ પહેલેથી હેમાચાર્યના ભક્ત હોય એવું વર્ણન કરે છે પણ એને પરમાર્હતપદ સોમનાથની યાત્રા પછી પ્રાપ્ત થયાનું કહે છે. જ્યારે મેરુતુંગ પહેલાં કુમારપાલના સમયની નજીકમાં થએલા યશઃપાલે લખેલા મોહપરાજય નાટક ઉપરથી કુમારપાલે હેમાચાર્યના ઉપદેશથી વિ. સં. ૧૨૧૬ માં જૈન ધર્મનો અંગીકાર કર્યો હોય એમ જણાય છે. છતાં તે પછી નવ વર્ષે વિ. સં. ૧૨૨૫માં શૈવ મંદિરનો જીર્ણોધ્ધાર કરાવે છે એ જોતાં યૂકાવિહાર અને મૂષકવિહાર બંધાવવા જેવી ઘેલછા કુમારપાલમાં આવી ગએલ હોય એમ લાગતું નથી. કદાચ આ નામના વિહારો હશે અને એ શી રીતે બંધાયા તેની મેરુતુંગે કલ્પના કરી હશે. વળી વિ. સં. ૧૨૨૫ માં સોમનાથના મંદિરનો જીર્ણોધ્ધાર થયો અને તે પછી મેરુતુંગ ।। કહેવા પ્રમાણે કુમારપાળે સોમનાથની યાત્રા કરી અને યાત્રામાં મહાદેવે કહ્યું એટલે કુમારપાળે હેમાચાર્યના ઉપદેશને મોક્ષમાર્ગ માન્યો. મતલબકે જૈનધર્મ સ્વીકાર્યો પણ સોમનાથની યાત્રા બીજેજ વર્ષે વિ સં ૧૨૨૬માં થઇ હોય એમ માનીએ તો પણ મેરુતુંગે વર્ણવેલી ધર્મઘેલછા બતાવવા માટે ચારજ વર્ષ બાકી રહે છે. વળી યશઃપાલે વિ-સં ૧૨૧૬માં કુમારપાલના કૃપાસુંદરી સાથે લગ્ન થયાનું કહ્યું છે, જ્યારે મેરુતુંગના ઉપલા વર્ણન ઉપરથી વિ-સં ૧૨૨૬માં આ લગ્ન

(જૈન ધર્મનો સ્વીકાર) ઘણાં કરે છે. ખરી વાત એમ લાગે છે કે મેરુતુંગને એ મનાયો ઉદ્ધાર ? ક્યારે થયો એની તારીખની ખબર નહીં હોય એટલે ગોટાળો થયો છે.

કુમારપાળે હેમચાર્યની આજ્ઞાથી હિંસા બંધ કરી હોય, જૈન ધર્મનાં સ્થાનોને આશ્રય આપ્યા હોય વગેરે મનાય એવું છે. પણ આ પ્રબંધો કહે છે તેમ એણે જૈનધર્મનો જ પક્ષ લઈ વિહાર બંધાવ્યા જેવો સ્વીકાર કર્યો હોય એ માનવા માટે સ્વતંત્ર પુરાવાની અપેક્ષા રહે છે. કારણ કે કુમારપાળના વખતના એક પછી એક કોતરાયેલા જ લેખોમાં તો એની શિવભક્તિના પુરાવા મળે છે. વિ. સંવત ૧૧૯૯માં કુમારપાળ ગાદીએ બેઠો. વિ. સં. ૧૨૦૨માં એના સુરાષ્ટ્રના સામંત સોમરાજે સહજેશ્વરનું મંદિર બંધાવ્યું પછી વિ. સં. ૧૨૦૭માં કુમારપાળે પોતે ચિતોડમાં સમિધેશ્વરને પૂજીને શિવશરણની પૂજા માટે એક ગામનું દાન આપ્યાનો લેખ ચિતોડગઢના મોકલજીના મંદિરમાંથી મળ્યો છે. વિ. સં. ૧૨૦૮માં વડનગરનો કોટ બંધાવ્યો. વિ. સં. ૧૨૧૩ના નાડોલના તામ્રપત્રમાં કુમારપાળને ઉમાપતિ વરલબ્ધપ્રસાદ કહ્યો છે. વિ. સં. ૧૨૧૮મા સભાઅભિષ્ઠ કુરાતકંપજીની પુષ્પિકામાં પણ તેને ઉમાપતિ વરલબ્ધ પ્રસાદ કહેલ છે. વિ. સં. ૧૨૨૦ના તામ્રપત્રમાં ઉમાપતિ વરલબ્ધ પ્રૌઢપ્રતાપ કુમારપાળના મહામાત્ય ધનિક વઢવાણે ઉદ્વેશ્વર દેવ — માટે દાન આપ્યાનો લેખ છે.

વિ. સં. ૧૨૨૫માં સોમનાથના ઉદ્ધારની ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ લખાઈ છે. આ રીતે કુમારપાળના સમકાલિન લેખો એને શિવભક્ત ઠરાવે છે એ સાચું માનવું કે એ પછી અમુક કાળે જાણીતા થયેલા જૈન લેખો એને જૈન કહે છે તે સાચું માનવું ?

ટુંકામાં મારી કહેવાની મતલબ એ છે કે પ્રબંધ ચિંતામણિ વગેરે પ્રબંધો ઐતિહાસિક સાધન તરીકે બહુ ઉપયોગી છે. પણ એમાં એક સ્થળેથી બીજે સ્થળે ઉડીને જવાના ચમત્કારોનું વર્ણન છે, ધાર્મિક મમતથી કરાયેલી સ્વપક્ષની સ્તુતિ અને પરપક્ષની નિંદા છે. અતિશયોક્તિ છે અને આખું ચિત્ર ચમત્કારિકતાનો ખોટો ભાસ આપે છે. એટલે બીજાં સ્વતંત્ર ઐતિહાસિક સાધનોની કસોટીથી કસ્યા પછી આ પ્રબંધો અને ચરિતોમાં આવેલી વાતોનો ઐતિહાસિક હકીકત તરીકે સ્વીકાર કરવો જોઈએ.



# પુરાતન કાળનું વાયુશાસ્ત્ર.

લેખકઃ
રા. અવંતિલાલ અમૃતલાલ વસાવડા.

ઇસ્વી સનની શરૂઆતમાં પંકાએલ, મશહુર નાટયકાર, મહાકવિ કાલિદાસે તેમના પ્રખ્યાત ગ્રંથ મેઘદૂતમાં વર્ષાઋતુનાં વાદળાંની ગતિનું બારિકાઇથી વર્ણન કર્યું છે. તે આધુનિક વાયુશાસ્ત્રીઓની જાણમાં આવે તો તેમને રસદાયક લાગે તેમ છે. દક્ષિણ હીંદુસ્તાનના કૃષ્ણમાચારીઅર નામના સંસ્કૃત પંડિતે કાલીદાસનો વર્ણવેલો મેઘદૂતનો રસ્તો દર્શાવતો નકશો પ્રકટ કર્યો છે તે નીચે આપ્યો છે.

ઉજ્જૈન પાસેનો ચક્રાવાવાળો રસ્તો લોકોને અમાન્ય થશે એ કવિના ધ્યાનમાં હતું, તેથી કવિએ મેઘને સંબોધતાં ૨૭ મા શ્લોકમાં લખ્યું છે કેઃ—" ઉત્તર તરફ જતાં જો કે ત્હારો રસ્તો ચક્રાવામાં પડશે તો પણ ઉજ્જૈન જવાનું ભૂલતો નહિ " આનો અર્થ અને ખુલાસો એવો છે કે ઉજ્જૈન વિક્રમરાજાનું પાટનગર હતું, અને કાલીદાસ વિક્રમ રાજાના દરબારનાં નવ રત્નો પૈકી એક હતો એટલા માટે મેઘને ઉત્તર તરફ જતાં જતાં આ મનોહર શહેર જોવાનું અને વિક્રમ રાજાને માન આપતા જવાનું કહ્યું હતું. મેઘને સંદેશો કહેલા કેટલાક ફકરાઓ ધ્યાન આપવા લાયક છે.

શ્લોક ૧૩ મો. જ્યારે તું બહુ થાકી ગયો હોય ત્યારે ગીરી શીખરો પર આરામ લેજે.

શ્લોક ૧૯ મોઃ આમ્રકુટ પર્વત ઉપર થોડો વખત વિશ્રાંતિ લેજે; પાણી સીંચીને હલકા વજનનો થજે અને ત્યારબાદ ત્વરાથી આગળ જજે.

શ્લોક ૨૦ મોઃ જ્યારે તું પાણીથી ભરાઇને વજનદાર થયો હોઇશ, ત્યારે તને પવન આગળ નહિ ચલાવી શકે.

શ્લોક ૨૨ મોઃ તને દરેક ગીરી શૃંગ પર રોકત થશે.

શ્લોક ૫૬ મોઃ (હરદ્વાર વટાવ્યા પછી હિમાલયની તળેટીએ) કરાનાં સખાં ઝાપટાં વરસાવજે.

શ્લોક ૫૯ મોઃ હીમાલય સામે અથડાઇને દબાઇ જજે અને ક્રૌંચ પર્વત પાસેની હરદ્વાળની નેળમાંથી સંકોચાઇને જજે.

શ્લોક ૬૨ મોઃ કૈલાસ પર્વત પર ત્હારો દેહ ઠરી જશે અને દારૂણ ગર્જવીજ ત્હારો સંગાત કરશે.

શ્લોક ૧૨૮ મોઃ આ છેલ્લા શ્લોકમાં કવિ મેઘને આશીર્વાદ આપતાં કહે છે કે "કૈલાસ પાસે અલકામાં મારી પ્રિયાને મારો સંદેશો પહોંચાડ્યા પછી તને છુટી છે અને હું જેવી રીતે કમનસીબે મારી પ્રિયાથી વિખુટો પડયો છું તેમ તું ત્હારી પ્રિયા વિજળીથી કદી વિખુટો ન પડજે.

ઉપર જણાવેલ બીના ઉપરથી એમ સાફ માલમ પડે છે કે હિંદુસ્તાનમાં બે હજાર વર્ષ પહેલાં પણ વર્ષાઋતુમાં વાદળની હીલચાલનું અવલોકન વધુ ઓછા પ્રમાણની ચોકસાઇથી થતું હતું. પુરાતન કાળના હવામાનના અભ્યાસીઓને આ નોંધ માનનીય નીવડશે.

## કાકાની શશી







૧. રા. રમણ મુનશી (દુર્જનરામ).  ૨ રા. રમણ દેસાઈ બી. એ. (ગૌરીશંકર).  ૩. રા. હરેન્દ્ર મુનશી (સ્ટેજ-મેનેજર).

# લેટીન મહાકવિ વર્જીલ.

લેખકઃ
સનત્કુમાર વીણુ બી. એ.

રોમનું મહારાજ્ય જ્યારે દુનીઆ પરના બીજા નાના રાજ્યોને હરાવી પોતાનો વિસ્તાર વધારી રહ્યું હતું, ત્યારે પોતાની ઉચ્ચતમતા અને પૂર્ણતા માટે All roads lead to Rome એ કહેવત પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતું હતું. ત્યારે એ મહારાજ્યને મહાન બનાવનાર અધિષ્ઠાતા શહેનશાહ ઑગસ્ટસ સીઝરને એક વિચાર સ્ફુર્યો. ફક્ત તરવારના બળથી જ રોમનું રાજ્ય મોટું છે, એ વાત તેને ન ગમી. એણે પોતાની આસપાસ કાર્યદક્ષ અને રાજ્યકલાનિપુણ પ્રધાનો આમંત્ર્યા, અને મહાન કલાકારો અને સાહિત્યકોને એકઠા કીધા. વર્જીલ તેમાંનો એક હતો.

ઘણા કલામીમાંસકોનો અભિપ્રાય છે કે લેટીન કવિઓએ ફક્ત ગ્રીસનું અનુકરણ કર્યું છે. પરંતુ તેઓ ભુલે છે કે કલામાં અનુકરણ એટલે પોતાના દ્રષ્ટિબિંદુએ નવી કલાનું નિરૂપણ. ઘણા ટીકાકારો વર્જીલના પેસ્ટોરલ્સમાં થીઓક્રીટસના, જ્યોર્જીક્સમાં હુસીઓડના, અને ઇનીડમાં હોમરના અનુકર્તા ગણે છે. પરંતુ તેઓએ જોવું જોઈએ કે થીઓક્રીટસ, હુસીઓડ, અને હોમરના વિષયોને એક રીતે અનુલક્ષીને નહી લખતાં તેના વખતના રોમનોને ભાવે તેવી રીતે ચર્ચ્યાં છે. વીરકાવ્યોમાં હોમરના ઇલીઅડ અને ઓડીસી પછી વર્જીલનું ઇનીડ આવે છે, તે ઇલીઅડ અને ઓડીસીથી જુદીજ રીતે, રોમનહૃદયને છાજતી જ્વલંત ભાવનાઓ, અને રોમન ગુણો તે વખતના રોમનું, રોમનોનું, અને રોમના મહારાજ્યનું દિગ્દર્શન કરાવે છે. હોમરના સંગીતના હક્કદાર વર્જીલને પોતાની ભાષા ઉપરના કાબુથી, અનન્ય અને અસ્ખલિત છંદબદ્ધ કાવ્યોની રસિકતાથી, ઉચ્ચકલ્પનાઓથી, જીવન અને મૃત્યુના અધ્યાત્મ વિચારોથી અને ઉદાત્તભાવો અને હૃદયંગમતાના સંગમને લીધે, તેને દુનીઆના મહાન સાહિત્યકોમાં સહેલાઇથી સ્થાન મળે છે.

આ વર્જીલ, અથવા પબ્લીઅસ વર્જીલીઅસ મેરો ઈ. સ. પૂર્વે ૭૦માં મન્ટુઆ પાસે એન્ડીઝ નામના ગામડામાં જન્મ્યો હતો. એનો પિતા અમીર કે બહુ પૈસાદાર નહોતો, તો પણ પોતાના પુત્રને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ—આપી શક્યો હતો. કહેવાય છે કે રોમન આંતરવિગ્રહ વખતે તેના પિતાની સ્થિતિ ભીખારીની થઈ ગઈ હતી, તે છતાં પણ વર્જીલ ક્રેમોના, રોમ અને નેપલ્સના વિદ્યાલયોમાં શિક્ષણ મેળવી શક્યો હતો. એ શિક્ષણ મેળવી પાછો આવ્યો ત્યારે તેનું શરીર ઘણું નબળું પડી ગયું હતું. શારીરિક મહેનત એને માટે શક્ય જ નહોતી. તેથી અને કુદરતી બુદ્ધિમત્તાના પ્રભાવથી તેણે પોતાનો વખત વાચવામાં ગાળવા માંડ્યો, અને કાવ્ય લખવાનો શોખ કેળવ્યો. થોડા વખત તે એની જાગીરને લગતી ખટપટોને લીધે આરામ લઈ શક્યો નહી, પણ એવામાં એના Pastorals (નિસર્ગકાવ્યો) ની ખ્યાતિ શહેનશાહ સુધી પહોંચી ગઈ હતી,

અને એને રોમ બોલાવ્યો. તે વખતના રોમનો દારૂ, જુગાર અને સ્ત્રીઓ સીવાય દરેક વસ્તુ તરફ બેદરકાર થઇ ગયા હતા. તેઓનાં ફરીથી શાંત ગૃહજીવન પ્રવર્તાવવા વર્જીલે Georgics (ક્ષેત્રકાવ્યો) લખ્યાં, અને છેવટે વિશ્વવિખ્યાત Aenied લખાયું. વર્જીલના મરણ પછી જ્યારે એ પ્રસિદ્ધ થયું, ત્યારે વર્જીલ મહાકવિ છે તેની કોઇને શંકા રહે તેમ નહોતું.

વર્જીલના નિસર્ગકાવ્યો, જ્યારે તે ગામડામાં રહેતો ત્યારે લખાયાં હતાં. એણે આ કાવ્યો ગ્રીક કવિ થીઓક્રીટસના Kylls ઉપરથી લખવા માંડયા એમ કહેવાય છે, કારણ કે તેની શૈલિ તેમજ વિષયો થીઓક્રીટસના જેવાંજ છે. આ કાવ્યો જુદા જુદા વિષયો ઉપર લખાયલાં છે, પણ તેમાં આર્કેડીઆના ઘેટાં ઉપર ચોકી રાખતા ભરવાડોના સંવાદો મુખ્ય છે. એની અંદર કવિના ચિત્ત ઉપર બહારના કુદરતી દેખાવો કેવી અસર કરે છે, કેવું તેનું હૈયું પ્રફુલ્લિત થઇ નાચી ઉઠે છે, તે ચોખ્ખું દેખાઇ આવે છે. ઇનીડ જેવા વીરકાવ્યના લેખકમાં આવાં ટુંકાં પણ કોમળ અને હૃદયંગમ કાવ્યો લખવાની શકિત કોઇને પણ આશ્ચર્ય પમાડે એવી છે. નિર્દોષ ભરવાડોના કાલ્પનિક સ્વપ્નાં, એમના પરમેશ્વર વિષેના ઉંડાં જ્ઞાન વિનાના છતાં યે શ્રદ્ધાભર્યા વિચારો, અને એમની શાંત જીંદગી કોઇનું એ દુઃખી હૃદય શાંત કરે એવા છે.

એના ક્ષેત્રકાવ્યો પણ એના નિસર્ગકાવ્યોની માફક ગ્રીકકવિ હીસીઓડ અને લુક્રીશીઅસની શૈલિના છે, તોયે વર્જીલ તે બંને કરતાં મોટો કવિ છે, તે સહેલાઇથી દેખાઇ આવે છે. તે કાવ્યોનો મુખ્ય હેતુ યુદ્ધની કીર્તિ અને ગડબડાટ કરતાં શારીરિક મહેનત અને શાંતગૃહજીવન સારાં ગણાવવાનો છે. શારીરિક મહેનત એજ મનુષ્યને મોક્ષ અપાવનાર છે, એજ તંદુરસ્ત અને કીર્તિવાન બનાવનાર છે, એનાથી જ રાજ્યની અને કુદરતની વધારે સેવા થાય છે, એ બતાવવાનો એણે એમાં પ્રયાસ કર્યો છે. કડીએ કડીએ અને પાને પાને, અટકયા વિના રસઝરતી વર્ણાત્મક શકિત આપણને કુદરતનું ભાન કરાવે છે. તે વાંચતા વાળ ઉરાડતી પવનની લહેરો આપણને વાય છે, રાત્રીના વરસાદ પછીની સવારમાં સૂર્યોદય વખતની મીઠી સોરમ આપણને આવે છે, ઉડતાં પંખીની પાંખોનો ફડફડાટ, અને ઝરણાંના નાના ધોધોનો રમ્ય અવાજ સંભળાય છે, તડકામાં ગણગણતી મધમાખીઓ, જુદા જુદા રંગના ફુલો, સાંજનો સોનેરી દેખાવ, દ્રાક્ષના માંડવાઓ અને સુકાઇ ગએલા પાંદડા ઉપર પડેલાં પીળાં ફુલો;—આ સૌ આપણી નજર આગળ ખડું થાય છે. આ બધામાં વર્જીલ કુદરતનો વહાલો મિત્ર થઇ આપણને બધું બતાવે છે. આ ક્ષેત્રકાવ્યોના લેખક માટે કવિ ટેનીસન કહે છે. “ તારા જેવો કુદરતનો પ્રેમી અને તારા જેવી ભાષાનો સ્વામી કોઇ થયો નથી. ઘણીએ વખત તારાં સોનેરી વાકયોમાંથી કલ્પનાના ઉત્તમ ભાવો ચળકી ઉઠે છે. ઘઉંના કલસલાં, અને જંગલ, ખેતર અને દ્રાક્ષના માંડવા, મધપુડો, અશ્વો, અને ઘેટાંના ટોળા વીષે ગાનાર ! તારા કોઇક એકાકી શબ્દમાં બધી સુંદર કળાનું સૌંદર્ય આવી વસે છે. ”

કેટલીક વેળાએ વર્જીલ માળીનું કે ખેતરનું કામ સમજાવતો હોય છે, ત્યારે આપણને આ

પરદેશી સ્ત્રીના પ્રેમને માટે દેવાજ્ઞા વિસરવા બદલ હંમેશાને માટે પોતાને દોષ દેત; ઇનીઆસના આ નિશ્ચયથી ડીડો ઘેલી થઇ, ઇનીઆસના ભવિષ્યમાં સ્થપાનાર નગરને શાપ આપે છે, તેની સાથે વૈર બાંધે છે; ભવિષ્યમાં થનાર પ્યુનીક વિગ્રહ માટે વર્જીલ આવી ભવિષ્યવાણી ડીડોના મુખમાં મુકે છે; શાપ આપીને, તે ઇનીઆસની પ્રતિકૃતિ બાળવાને એક ટેકરી ઉપર ખડકેલી ચિતા આગળ જાય છે, અને હસતી અને રડતી, નિઃશ્વાસ નાંખતી અને ગુસ્સાથી બોલતી, તે ઇનીઆસેજ ભેટ આપેલી તરવારથી ઘા કરી, મૃત્યુ પામે છે. આ પ્રસંગ વર્જીલ એટલી સુંદર અને ભાવવાહી ભાષામાં વર્ણવે છે કે આપણાથી ઇનીડના બીજા ભાગો પણ વિસરાઇ જવાય છે. મહાત્મા સેંટ ઓગસ્ટાઇને કબુલ કર્યું હતું કે તે યુવાન હતો ત્યારે તેણે આ પ્રેમકથની વાંચી ડીડોની દશા ઉપર આંસુ સાર્યાં હતાં. ડીડોની ચિતામાંથી નીકળતા ભડકા તે કાર્થેજના બંદર પરથી ઉપડતા ટ્રોજનોનું કાર્થેજનું છેલ્લું દશ્ય હતું.

ત્યાંથી નીકળેલો ઇનીઆસ ઇટલીમાં નેપલ્સ પાસે ઉતરે છે, અને પોતાના પિતાને ભૂમિદાહ આપી, સીબીલ નામની સૂર્યભકત સાથે મૃત લોકમાં પોતાના પિતાને મળવા જાય છે, ત્યાં તેને અનેક મૃત મનુષ્યો મળે છે; નિરાશ અને ઉંડા થઇ ગયેલા ગાત્રવાળી ડીડો મળે છે; ઇનીઆસ તેને સાંત્વન આપવા જાય છે. પણ તેની સામે પણ જોયા વિના તે ચાલી જાય છે. ત્યારપછી તે તેના પિતાને મળે છે, તેનો પિતા રોમને વડું સામ્રાજ્ય બનાવનાર હવે પછી જન્મનાર આત્માઓનું ઓળખાણ કરાવે છે.

પહેલાં આલ્બા લોંગા—જે શહેર ઇનીઆસનો પુત્ર વસાવવાનો હતો—તેના રાજાઓ—પ્રોકાસ, મેથીસ, ન્યુમીટાર, અને સીલ્વીઅસ ઇનીઆસ આવે છે, પછી રોમ વસાવનાર રોમ્યુલસ, અને રોમ્યુલસના વંશજો અને રોમના રાજાઓ—નુમાં પોમ્પીલીઅસ, ટુલસ હોસ્ટીલીઅસ, એન્કસ, માર્શીઅસ અને ટારકવીનો આવે છે, તેની પાછળ રોમન રીપબ્લીકના મહાન પુરૂષો આવે છે—ડ્રુસીઅસ અને ડેનોઆસ કુટુંબના પ્રખ્યાત પુરૂષો પોમ્પી અને જુલીઅસ સીઝર, જાણીતો વિરાગવાદી કેટો, પિડિત વર્ગ તરફથી ઝુંબેશ ઉઠાવનાર ટીબેરીઅસ અને કેઅસ બંધુઓ, કાર્થેજીઅન લડાઇમા પ્રખ્યાતી પામેલા સીપીઓ પિતાપુત્ર, છેલ્લો સમ્રાટ ઑગસ્ટસનો ભાણેજ, અને જમાઇ માર્સેલસ આવે છે. આખું રોમ તેને ચહાતું, અને એનામાં મોટી આશાઓ બાંધતું. તે ઓગસ્ટસ પછી સમ્રાટ થાત, પણ તે યુવાન વયે મરણ પામ્યો—આખું ઘેલું રોમ તેની મરણ ક્રિયામાં હાજર રહ્યું હતું. કહેવાય છે કે જ્યારે વર્જીલે આ પ્રસંગ ઓગસ્ટસ સમક્ષ વાંચી સંભળાવ્યો ત્યારે તે સાંભળતી માર્સેલસની માતા ઓકટેવીયા મૂર્છિત થઇ હતી, એટલી તે વર્ણનની તેને અસર થઇ હતી.

ઇનિઆસ મૃત્યુલોકમાં પાછો આવે છે, અને જુનોના ઉશ્કેરણીથી ઇટાલીમાં વસતી પ્રજાઓ તેની સામે યુધ્ધે ચઢે છે. ઇનીઆસ આર્કેડીઆના રાજા ઇવાન્ડરની સહાય માગે છે. ઇવાન્ડર પોતાના પુત્ર પોલાસને મોકલે છે પેલાસ બહાદુરીથી લડતાં મરણ પામે છે. અંહી ઇનીડનું બીજું કરૂણ દશ્ય આવે છે. ઇવાન્ડરનું આક્રંદ આપણા રુંવા ઉભા કરે છે. આખરે બારમા સર્ગમાં નાકી

થાય છે કે ઇટાલીઅન પ્રજાના પ્રતિનિધિ ટર્નસ અને ઇનીઆસ બે દ્વંદ્વયુદ્ધ કરે અને જે જીતે તે ઇટલીનો વારસ કરે અને ઇટાલીઅન રાજપુત્રી લેવીનીઆને પરણે, ઇનીઆસ જીતે છે, અને આમ તે મહાકાવ્યનો અંત આવે છે.

આ મહાકાવ્ય ઉપર ઘણીજ ટીકા થઇ છે. અને મુખ્ય ટીકા હોમરના અનુકરણની છે. સ્વાબ કહે છે કે ઇનીડના બે સરખા ભાગ કરીએ તો પહેલો ભાગ હોમરના ઓડીસી, અને બીજો ભાગ ઇલીઅડનુ અનુકરણ છે. ઇનીઆસની મુસાફરી, સમુદ્રના તોફાનો, તે યુલીસીઝની મુસાફરી ને ઘણા મળતાં આવે છે. ઇનીઆસ અને ડીડોની પ્રેમકથાની યુલીસીઝ અને કેલીપ્સોની વાતની યાદ આપે છે. ઇનીઆસની મૃતલોકની મુસાફરીનું વર્ણન પણ સ્વાબને હોમરનું અનુકરણ લાગે છે. ઇટાલીઅન પ્રજાનું વર્ણન, અને પાછળનું યુદ્ધ તે હોમરના ઇલીઅડના જેવુંજ છે, એમ તે કહેછે. પરંતુ તેણે વિચાર કરવો જોઇએ કે હોમરના વીર કાવ્યો કાવ્ય લખવાની એક ઢબ નક્કી કરે છે. અને એ ઢબના ચીલામા પડતુ વર્જીલને અનુસરવુ ન લાગે એ સ્વાભાવિક છે. વળી, ઇનીઆસનું પાત્ર યુલીસીઝ અને એકીલીઝ કે હેક્ટરથી તદ્દન-જ જુદું અને નવી જાતનું છે. તે સહેલાઇથી દેખાઇ આવે છે, અને ડીડો જેવું સ્ત્રી હૃદયથી ભરપુર, કોમળ જેવું પુરૂષના બળ અને હૃદયવાળુ સ્ત્રીપાત્ર, અને વેરના પડઘા પાડતી લેટીનીઅઆની માતાનું પાત્ર, હોમરના બંને વીર કાવ્યોમાં મળી શકે એમ નથી.

આ મહાકવિ પોતાનું આ પ્રખ્યાત 'કાવ્ય રચી, જાણે મૃત્યુ તેના પુરા થવાનીજ વાટ જોતું હોય તેમ, ટુંક વખત પછીજ ઇ. સ. પૂર્વે ૧૯ મા નેપલ્સ આગળ મરણ પામ્યો. પોતે જે કીનારાનું વર્ણન કર્યું હતું ત્યાંજ એટલે નેપલ્સમા જ તેને દાટવામા આવ્યો, કે જ્યા દેશદેશના લોકો એના છેલ્લા વિરામ સ્થાનને જોવા અને મૃત્યુની આણી ઉપર બનાવેલો તેનો મૃત્યુલેખ (Epitaph) "મારી આખી જીંદગી મેં ખેડુતોને ભરવાડોને અને વીર યોદ્ધાઓને ગીતાંજલી આપવામાં ગાળી છે, મને માન્ટુઆએ જન્મ બ્રુંડીઝીઅમે મૃત્યુ અને નેપલ્સે કબર આપી છે" એ વાંચવા માટે આવે છે



# જમીનનો અભ્યાસ

લેખક:
રા. મા. મ.

કૃષિવિજ્ઞાનના વિષયમાં પ્રથમ સ્થાન જમીનનું છે; અને જગતનાં પ્રાણીઓના જીવનનિર્વાહનો આધાર પણ, એક નહિં તો બીજી રીતે જમીન પરજ છે. આ જમીન પૃથ્વીનું સૌથી ઉપરનું સૌથી પાતળું પડ છે. આ પડ કેવી રીતે ઉત્પન્ન થયું, તેના કયાં તત્વો છે, તેની રચના કેવી છે, અને કૃષિવિજ્ઞાનની દૃષ્ટિએ તેનું કેટલું મહત્ત્વ છે, તે તપાસતાં પહેલાં આ પડ જે પૃથ્વીનો ભાગ છે તે પૃથ્વીની ઉત્પત્તિ વિષેની માહીતીનું જ્ઞાન આવશ્યક છે.

## ૧ પૃથ્વીની ઉત્પત્તિ

બ્રહ્માંડ અને પૃથ્વીની ઉત્પત્તિ વિષે અનેક મતો છે. તેમાં સૌથી જુની અને સામાન્ય રીતે જાણીતી થઇ પડેલી માન્યતા એવી છે કે પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર છે. અને શેષનાગની ફણા ઉપર ટકી રહી છે. પૃથ્વીની આજુબાજુ રહેલું આકાશ તેના ઉપર ગોળાકારે રચેલો ઘુમટ છે અને તે ઘુમટમાં પ્રકાશ આપવા માટે સૂર્ય ચંદ્ર, તથા તારાઓને દીપક તરીકે લટકાવેલા છે. અર્વાચીન વિજ્ઞાનની દૃષ્ટિએ આ માન્યતા યથાર્થ નથી.

અસલના ગ્રીક વિદ્વાન હોમર (ઇ. સ. પૂ. ૮૫૦) અને હીકેટીઅસનો મત એવો હતો કે પૃથ્વી ગોળ અથવા લંબગોળ સપાટ તવા જેવી છે અને તેની આજુબાજુ સમુદ્રો વહ્યાં કરે છે. આ માન્યતા અપૂર્ણ સંશોધન તથા અવલોકનને આભારી હતી. તે પછી થએલા થેઇલ્સ ઓ માઇલેટસે ( ઇ. સ. પૂ. ૬૪૦—૫૪૬ ) પૃથ્વી ગોળ હોવાનું અનુમાન સૌથી પહેલી વખત પ્રક કર્યું. તે બાદ પાઇથાગોરસે ( ઇ. સ. પૂ ૪૮૪—૪૨૪) આ મતને હસી કાઢ્યો. છેવ એરીસ્ટોટલે ( ઇ. સ. પૂ. ૩૮૪—૩૨૨ ) પૃથ્વ ગોળ હોવાનું શાસ્ત્રીય કારણો આપીને સાબીત કરી બતાવ્યું. આ પૃથ્વીનો ગોળો કયાંથી આવ્યો તે સંબંધી જ્ઞાન ઇસવી સનની સત્તરમી સદી સુધી કોઇને હતું નહિં. સૌથી પ્રથમ કેન્ટ (ઇ. સ. ૧૭૨૪—૧૮૦૪) નામના ખગોળવેત્તાએ "નેબ્યુલા-મત" પ્રવર્તાવ્યો. આ મતને સર વીલી યમ હર્શલે (ઇ. સ. ૧૭૩૯—૧૮૨૨) અને તે પછીના ખગોળવેત્તાઓએ પુષ્ટિ આપી. આ રીતે જે મત હાલમાં સર્વમાન્ય થઇ પડયો છે તે નીચે પ્રમાણે છે.

ખગોળવેત્તાએ સાબીત કર્યું છે કે સૌથી પ્રથમ સૂર્ય જે સ્થિતિમાં હતો તેવી સ્થિતિનો એક ધગધગતો વાયુનો પ્રકાશમાન જથ્થો આકાશમાં ફર્યા કરે છે. આ જથ્થાને નિહારિકા નામ આપવામાં આવ્યું છે, અને તે દુર્બીનની મદદથી દૂરદૂર આકાશમાં જોઇ શકાય છે. આપણી સૂર્યમાળાના સૂર્ય પૃથ્વી અને બીજા ગ્રહો તથા ચંદ્રો પણ જુના કાળમાં નિહારિકાના રૂપમાં હતાં. કાળ વીતતાં વાયુના આ ચક્કરે ચડેલા ગોળામાંથી એક પછી એક મોટા મોટા ભાગો છુટા થઇ ખરી પાયા અને

### ૩. જમીનનું મહત્વ

જમીનને ધરતી માતા તરીકે સંબોધવામાં આવે છે તે યથાર્થજ છે, કારણ કે જમીનમાંથી બધી ભૌતિક વસ્તુઓનો પ્રારંભ થાય છે; તેમાંથી બધા ઉપયોગી પદાર્થો તૈયાર થાય છે; મનુષ્યને ખાવાને ખોરાક, પીવાને પાણી, પહેરવાને વસ્ત્ર અને રહેવાને ઘર જમીનજ પૂરાં પાડે છે, અને તેજ મનુષ્યનાં સુખ અને સંતોષનુ સાધન છે. લોખંડાદિ બહુ ઉપયોગી ધાતુઓથી માંડીને સોના રૂપા જેવી બહુ મૂલ્ય ધાતુઓ તથા કોલસાથી માંડીને હીરા માણેક જેવાં ખનીજ દ્રવ્યો પણ જમીનમાંથીજ જડે છે. ટુંકમાં આ સૃષ્ટિ ઉપરનાં પ્રાણી માત્રને પોતાને ઉપયોગી અને જરૂરી વસ્તુઓ માટે જમીન પર જ આધાર રાખવો પડે છે. સાહિત્ય સર્જાયું તે પહેલાં, રાજ્યની શાસન પદ્ધતિઓ નક્કી થઇ તે અગાઉ ખેતીવાડી એજ મનુષ્યનો ધંધો હતો; અને તેથીજ મનુષ્યની સામાજીક પ્રગતિ અને ઉન્નતિનો આધાર જમીનને આભારી છે.

### ૪. જમીનનું પરિવર્તન

જમીનનું અચ્છાદન પોતાનું સ્વરૂપ હમેશાં એકનું એક કાયમ રાખતું નથી પરંતુ બદલ્યા કરે છે. તેના રંગ વિધવિધ પ્રકારના હોય છે; તેનાં રજકણોની રચનામાં ફેરફાર થયા જ કરે છે; ખાડા હોય ત્યાં ટેકરા થાય છે; ટેકરા ઘસાતાં ઘસડાઇ જાય છે. વળી સપાટ જમીન ઉપર પાણી ફરી વળે છે અને તેથી જમીનમાં વહેળાઆ પડી ચીરા પડે છે; દરરોજ કેટલાંએ દ્રવ્યો ઉમેરાય છે, અને બીજાં કેટલાંએ દ્રવ્યોનો નાશ થાય છે. આ રીતે જમીનમાં અનેક પરિવર્તન થયાં કરે છે, જેને લઇને તેની ફળદ્રુપતામાં પણ વધારો ઘટાડો થતો જાય છે. આ પરિવર્તન સર્વત્ર દ્દષ્ટિગોચર થાય છે. સદીઓના અનુભવ ઉપરથી કૃષિકાર જાણે છે કે અમૂક પરિવર્તન બાબત મનન અને નિરીક્ષણ કરવાથી જમીનને વધારે ફળદ્રુપ બનાવવાનું અને તેમાંથી વધારે ઉત્પન્ન મેળવવાનું બની શકે.

### ૫. જમીનના અભ્યાસની અગત્ય

કૃષિકારની દ્દષ્ટિએ જમીન એ ધાન્ય અને ફળ-ફુલાદિ ઉત્પન્ન કરવાનું સાધન છે. આ સાધનની ઉપયોગિતા વધારવા માટે તેમાં રહેલાં સેન્દ્રિય તેમજ નિરેન્દ્રિય દ્રવ્યો અને ખનિજ પદાર્થોનું જ્ઞાન આવશ્યક છે. જમીનમાં રહેલાં પૃથક પૃથક દ્રવ્યોની એક બીજા ઉપર થતી અસર તથા બહારના બીજા પદાર્થો અને ક્રિયાઓ જેવાં કે ખેડ, ખાતર અને પાણીથી દ્રવ્યોમાં થતી વધ ઘટનું જ્ઞાન જરૂરનું છે. આ પ્રમાણે જમીનનો અભ્યાસ કરવાથી અને તેના ગુણધર્મ વિષે ચોક્કસ માહિતી મેળવવાથી કૃષિકાર દેશની પેદાશમાં વધારો કરીને પોતાની આર્થિક ઉન્નતિ સાધી શકશે એટલુંજ નહિ પરંતુ તેમ કરવાથી પોતાના દેશના જમીનરૂપી બહુમુલ્ય ખજાનાની ફળદ્રુપતા જાળવી રાખશે. જમીનનો આ પ્રમાણે પદ્ધતિસર અને વિચારપૂર્વક વૈજ્ઞાનિક દ્દષ્ટિએ અભ્યાસ કરવાથી આપણી હાલની સુખાકારી માટે તેમજ ભવિષ્યની પ્રજાના કલ્યાણાર્થે ધન સંચય કરવાનું સરળ થઇ પડશે. આ પ્રમાણે વૈજ્ઞાનિક દ્દષ્ટિએ મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરવાથી પૂરતો બદલો અવશ્ય મળે છે.

### ૬ જમીનનું અંતરપટ.

જમીનના આચ્છાદનની સ્તરોક્રમ નીચે

અને છેક નીચેની ખડકો: ઉપરના થડને જમીનનું અંતરપડ કહેવામાં આવે છે. જમીનના આચ્છાદન અને જમીનનાં અંતરપડ વચ્ચેની હદ બધી જાતની જમીનમાં કરી શકાતી નથી. કારણ કે ઘણું ખરું આ બન્ને એકમેક થઈ ગયેલા હોય છે, પરંતુ ખાસ કરીને આર્દ્ર (હયુમીડ) પ્રદેશમાં આ હદ ચોકખી દેખાઈ આવે છે. જમીનમાં બળેલા સેન્દ્રિય દ્રવ્યો ઉપલા પડને જે રંગ આપે છે તેને લઈને આમ થાય છે. હળ જેટલું ઊંડું જાય તેટલું અથવા તેથી જરા વધારે જમીનનું ઉપલું પડ ગણાય છે અને ત્યાર પછીનો ભાગ જમીનનું અંતર પડ લેખાય છે. આ ભાગ કદી ખેડવામાં આવતો નહીં હોવાથી ઉપલા પડ કરતાં વધારે સખત અને જમીનના કરતાં જુદા રંગનો હોય છે. જમીનનું આ અંતરપડ છોડોને જે જે જુદા જુદા પોષક તત્વો જોઈએ છે તે અમુક અંશે પૂરા પાડે છે અને તેટલે દરજ્જે જમીનના આ અંતરપડના ઉપરનું અને નીચેનું એમ બે વિભાગ પાડવામાં આવે છે. ઉપરનું અંતરપડ આશરે ત્રણ ફુટ ગણાય છે. અને ત્યાર પછીનું ખડક સુધીનું પડ નીચેનું લેખાય છે.

હવે આ દૃષ્ટિએ અંતરપડના ગુણાવગુણ તપાસીએ જે અંતરપડમાંથી ધીમે ધીમે જમીનના સૌથી ઉપરના પડના છોડને જોઈતા પોષક તત્વો આવતાં જાય અને તેથી કરીને તેના રસકસમાં ઉપયોગી અને લાભકારક વૃદ્ધિ થાય અને જેમાંથી વરસાદના કે પીતના પાણીનો જોઈતો નીકાલ થાય તેવા અંતરપડને સારું ગણાતી શકાય. જે અંતરપડનો નિચેનો વિભાગ બાકાની જમીનનો બનેલો હોય છે તે અંતરપડ ઉત્કૃષ્ટ લેખાય છે. આથી ઉલટું જો અંતરપડ પાણીનો નીકાલ ન કરી શકતું હોય તો તે જમીનની ફળદ્રુપતા ઘટાડે છે. કહોવાણીઆ ઉંડી કાળી જમીન આ પ્રકારની હોય છે. અને તેને સુધારવા પાણીના નિકાલ માટે કૃત્રિમ યોજનાઓ કરવી પડે છે જો તેમ ન કરવામાં આવે તો પાણી જમીનની નીચે ભરાઈ રહે, અને છોડનાં મૂળ ખોરાકની શોધમાં વધતા વધતા આ પાણીમાં પહોંચીને કહોવાય. આથી વિશેષ નુકશાન બીજું હોઈ શકે નહિ. આવા અંતરપડને વધારે શોષક બનાવવા માટે ઊંડું ખેડાણ કરવું જોઈએ, આ ખેડાણ કરવા માટે એવું ઓજાર વાપરવું કે જેથી અંતરપડ ખેડાય અને ઢેફાનો ભુકો થાય. પરંતુ તે ભૂકો ઉપરની જમીન ભેગો થાય નહિ. અંતરપડની જમીનનો થયેલો ભૂકો સીધો ઉપરની જમીન સાથે ભળે તો ઘણી હાનિ થવા સંભવ છે, કારણ કે અંતરપડની જમીનના દ્રવ્યો *જારણ થએલા હોતાં નથી, અને તેથી કરીને છોડને પોષણ આપવાને બદલે વિષની ગરજ સારે છે.

### ૭. રસકસની ખોટ !

" રસ હીન ધરા થઈ છે,—" એવી કહેણી આપણા ખેડુત વર્ગમાં તદ્દન સામાન્ય થઈ પડી છે. જમીનમાં રસકસ છોડના પોષક તત્વો ક્યાંથી આવે છે તે આપણે જોયું. જમીન ઉપર લેવાતા છોડોથી આ તત્વો ઓછાં થતાં જાય એ દેખીતું છે, તો ખાતરના રૂપમાં વખતોવખત જમીનને આ તત્વો પાછાં આપવાં જોઈએ; પરંતુ એ ધ્યાનમાં રાખવાની જરૂર છે

* Oxidised.

કે આ પ્રમાણે તત્ત્વો ઓછાં થતાં હોવા છતાં પણ જો હવામાન સારાં હોય તો જમીન તદ્દન રસકસ વિનાની એટલે તદ્દન +અફળદ્રુપ હોવાની સ્થિતિએ કદી પહોંચતી નથી. અફળદ્રુપતાને માટે ઘણાં કારણો હોય છે, કોઈ વખત એમ બને છે કે કુદરતી રીતે જ અમુક જમીનમાં ફળદ્રુપતાનાં તત્વોની એટલી બધી ખોટ હોય છે કે ગમે તેટલી સારી માવજત કરવામાં આવે તો પણ તુલોત્પાદનથી ફાયદો મેળવી શકાતો નથી. આવા સંજોગોમાં કાંઇક ખર્ચાળ ઉપાયથી જમીનની યાંત્રિક સુધારણા થઈ શકે છે. કોઈ વખત જમીનમાં રહેલાં તત્વો એવી સ્થિતિમાં હોય છે કે પોષણ આપવાને બદલે તુલને નુકશાન પહોંચાડે છે, અથવા તો તત્વોનું પ્રમાણ જોઇએ તેવું નહિ હોવાને લીધે પણ જમીનમાં કસ ખુટી ગયો જણાય છે. વળી એમ બને છે કે કેટલીક વખત ક્ષારનાં તત્વો જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં હોવાને લીધે તે જમીન અફળદ્રુપ બની રહે છે. ગમે તેવી રસાળ જમીન ઉપર પણ જો વરસો વરસ ખાતર ભર્યા સિવાય તુલો લેવામાં આવે તો તે જમીન અફળદ્રુપ થાય. અને આ પ્રમાણે બનેલી અફળદ્રુપ જમીનમાં જે જે તત્વોની ખોટ હોય તે તે તત્વો ખાતર વડે પુરાં પાડવામાં આવે તો જમીનને પુનઃ ફળદ્રુપ બનાવી શકાય. આ ઉપરથી જણાશે કે જો યોગ્ય માવજત કરવામાં આવે તો ધરા કદી રસહીન થતીજ નથી. આના સમર્થનમાં *હિંદી ખેતીવાડી શાહી તપાસનો અભિપ્રાય નીચે પ્રમાણે છે.

"હિંદની જમીનનો કસ ધીમે ધીમે ઓછો થતો જાય છે કે કેમ એ પ્રશ્ન ઘણો ચર્ચાસ્પદ છે. અત્યાર લગીમાં થએલા પ્રયોગોના આંકડા ઉપરથી એવું ફલિત થાય થાય છે કે હિંદુસ્થાનની ઘણી ખરી જમીન એવી સ્થિતિએ પહોંચી છે કે જો હાલ અપાતી ખેડ ખાતર વિગેરે માવજત ચાલુ રહે તો જમીનનો કસ ઓછો થવાનો સંભવ નથી."

---

+ Infertile. * The Royal Agricultural Commission.

# ત્રણ ચિત્રો

લેખક:
સૌ. લીલા મુનશી
મંત્રી, સાહિત્ય સંસદ

## બાલ્યાવસ્થા હતી ત્યારે

ધીરુ ને કમુ બે પાડોશીનાં છોકરાં હતાં. અને સાથે રમતાં, સાથે ફરતાં અને રોજ લડતાં. એમને એક બીજા વગર ચાલતું નહીં પણ પરસ્પર ઘડી ઘડીમાં ઘુરકા ઘુરકી કર્યા વગર પણ એમનાથી રહેવાતું નહીં. ધીરુ લેસન વાંચે તો કમુ કહેતી "વાચ, વાચ, આંખોજ ફુટી જવાની છે" ને ધીરુ ખીજવાઈને કહેતો "તેમાં તારું શું ગયું? ફુટશે તો મારી ફુટશે. હું છાની મરની" ને કમુબાઈ રીસનો છણકો કરી ચાલવા માંડતા.

કમુ ગરબા ગાએ તો ધીરુ કહેતો " બહુ નાચ નાચ કરવું સારું નહીં " ને કમુ ગાય તો ધીરુ કહે કે " આખો દિવસ રાગડા તાણી કાઢે છે ! કાન ફુટી ગયા " " ઘુમડા ખોસ, નહી ગમતું હોય તો " ને કમુ એથીએ વધારે મોટા સાદે પાછી ગાવા મંડી પડતી.

ધીરુને રમતમાં વાગે ને આંખમાં આંસુ આવે તો કમુ એને બાયલો કહેતી અને રમતાં જુએ ત્યારે એને છોકરીની ઉપમા આપતી. ધીરુ ખુબ ખીજવાતો ને પાછળ મારવા દોડતો અને કમુ દોડતી દોડતી " છોકરી, છોકરી " કહી એને વધારે ને વધારે ખીજવતી.

ને કમુ પટીઆ પાડે તેનો ધીરુને સખત વાંધો હતો. તેના સ્વાભાવિક લટકાના ચાળા પાડી પાડી એ તેને ખુબ ખીજવતો. જાણે કમુ પર રોફ મારવાનો અને તેને મનાવવાનો પોતાનો જન્મસિદ્ધ હક હોય તેમ તે માનતો. શેરીના બીજા કોઈ છોકરા સાથે કમુ રમે તે સામે પણ એને મોટો વાંધો હતો અને એ પોતે કોઈ છોકરી સાથે વાતો કરતો પકડાય ત્યારે કમુ પણ તેની સખત ખબર લેવાનું ચુકતી નહીં.

આમ જેટલી વાર મળે તેમાથી પોણો વખત તેઓ બને લડતાં દેખાતા અને બાકીનો વખત એ તકરાર પતાવવામાં ને એક બીજાને મનાવવામાં જતો. પણ મનાવવા જતાં ઘણીવાર ફરીવાર તેઓ લડતા અને એ લડાઈઓનો પાર કે છેડો કોણ જાણે કેમ કદી આવતો દેખાતોજ નહીં

બંનેનાં માબાપ બંનેની આ રીતથી ત્રાસતાં ને બંનેને જુદા પાડવા ને રાખવા મથતાં પણ આ લડવાની આદત ધીરુ ને કમુને એટલી બધી પડી હતી કે ગમે તે બહાને તેઓ મળ્યા વગર કે લડયા વગર રહેતા નહી.

કમુના પિતાની નોકરી બીજે ગામ બદલાઈ ત્યાં સુધી આની આ સ્થિતિ ચાલુ રહી. પછીનાં પાંચ વર્ષ ધીરુને કમુ એક બીજાને મળ્યાંએ નહીં ને એકબીજાને બહુ સંભારતાંએ નહીં. આટલા વર્ષોમાં કમુ ગોરી ને ઘાટીલી કન્યા થઈને રહી ને ધીરુ કોલેજમાં વખણાતો જુવાનીઓ ગણાવા માંડયો.

૨

## યુવાવસ્થામાં.

સમુદ્રમાં વહાણો એકબીજાને ક્ષણભર મળી છુટાં પડે છે તેમ સંસારના પણ ઘણા સ્નેહસંબંધો મળીને છુટા પડવા સરજ્યાં છે એમ મનાય છે. પણ ઘણીવાર એનાં એ સમુદ્રમાં એનાં એ વહાણો

ફરી ફરી મળે છે તેમ સંસારના સ્નેહસંબંધો છુટા પડી પડીનેએ ફરીવાર મળે એવું ઘણી વાર બને છે. કમુ મોટી થઇ ને એની ચઢતી જુવાની માબાપને ચિંતાનું કારણ થઇ પડી. ધીરુ મોટો થયો ને ઘેર શોભીતી વહુ લાવવાની તજવીજમાં તેના માબાપ પડયાં. કોઇ પ્રસંગે અકસ્માત બધાં ભેગાં મળ્યાં. માબાપો પરસ્પરના સંતાનોને જોઇ રાજી થયાં. વરે વહુને જોઇ, વહુએ વરને જોયો. તકરારના જુના દિવસો ભુલાઇ ગયા ને છુટો પડેલો સંબંધ આખા ભવને સારુ પાછો સંધાયો.

કમુ રુપ રુપનો અવતાર, ધીરુ ચાર માણસમાં પુછાય એવો, બંને એકબીજાને માટે મરી પડે અને છતાં જુનો તકરાર કરવાનો સ્વભાવ કૈં જાય!

"કેમ કમુ! તું આજે મોડી કેમ આવી? હું વાંટ જોઇ જોઇને થાકી ગયો અને મારી આખી સાંજ બગાડી" ધીરુના ગુસ્સાનો પાર નહીં.

"બાએ બેસાડી તેમાં વાર લાગી. કૈં નાસી તો નહોતી ગઇ?" કમુ જવાબ આપવામાં ચુકે? ને તકરાર તો ખુણામાં વાટ જોતી બેઠી હતી. પરિણામે ધીરુ ખાય નહીં, કમુ એને પુરો મનાવે નહીં ને બંને ભુખ્યાં સુઇ જાય.

કમુ રુપ સમારે તો ધીરુ કહેઃ "આ બહુ હરસો સારો નથી લાગતો" ને ધીરુ પરીક્ષા પાસ કરે ત્યારે કમુ મોં બગાડી કહેઃ "ફર્સ્ટ ક્લાસ તો નજ અવાયું. હશે" કમુને ચાર માણસમાં ગળકવાનું મન થાય તો ધીરુને એમાં આર્યત્વની ભાવના ઓછી થએલી લાગતી અને ધીરુ સંસારસુધારા પરિષદમાં વોલીન્ટીઅર તરીકે નામ નોંધાવે એમાં કમુને વાહીઆતપણું લાગતું. વઢવા બેસે ત્યારે બંને એવું વઢે, એવું વઢે કે કૈં કહેવાની વાત નહીં પણ જો ત્રીજું કોઇ વચ્ચે પડે તો બંને પાછા એકના એક ને બીચારા ત્રીજાના ભોગ લાગે.

પણ સૌથી વિચિત્ર તો એ હતું કે આ બધું છતાં બંને એક બીજાને ઘણુંજ ચહાતા ને એકની આંગળી દુખે તો બીજાનો જીવ કપાઇ જતો. માત્ર વઢવાનો બંનેનો સ્વભાવજ પડયો હતો ને એ સ્વભાવ ધીરુ મોટો સરકારી વકીલ થયો અને કમુ પટાવાળાની બા સાહેબ બની ત્યારેએ રહ્યોજ હતો. સરકારી વકીલ તરીકે ધીરુ અમલદારોમાં આગળ આવવાનું કરે ત્યારે કમુ–કમલિની–દેશ ભક્તિની વાતો કરે. ધીરુ નવું નવું ઘરમાં વસાવે ને કમુ પરદેશી કપડાં ધુન ચઢે ત્યારે કાઢી નાંખવાની વાતો કરે. પણ અરવિંદ ઘો.ષના ભાષણો વાંચી એકવાર સરકારી નોકરી છાંડી દેવાનું ધીરુને મન થયું ત્યારે તો કમુએ યુદ્ધ મચાવ્યું ને ત્યારથી ધીરુને એવી ગાંડી વાતો કરવાનું છોડી દેવું પડયું.

આમ ધીરુને કમુ મોટાં થયાં, એમને છોકરાં થયાં, એમને પરણાવ્યાં પરતાવ્યાં, એ બધા વખતમાં તેઓ અનેકવાર લઢયાં, ઝઘડયાં, રીસાયાં; મનાયાં પણ ધીરુના જીવનમાં કમુનું અને કમુના અંતરમા ધીરુનું સ્થાન અનેરું હતું તે હતુંજ.એમને છુટા પાડવાનું મહાપાપ કરવાની હીંમત તો પરમેશ્વર પણ બહુ આસ્તે આસ્તેજ કરને.

### ૩

### વૃદ્ધ થયા પછી

ધીરજરાય માર્કંડરાય ડોસા રીટાયર્ડ સરકારી વકીલ. ઉમ્મરે આશરે પાંસેઠેક વર્ષના અને એમના ધર્મપત્નિ કમળાબા બાસેઠેકની ભરતીમાં આવી રહ્યા હતા. એમને છોકરાંને ઘેર છોકરાં ને તેને ઘેર પણ છોકરા થયાં ત્યાં સુધી વાત આવી પહોંચી હતી. ડોસા આખો દિવસ ઘેર બેસી રહેતા. વેદાંત અને શાંકર ભાષ્યનો અભ્યાસ કરતા.

પોતાના પૌત્ર પૌત્રીઓને રમાડતા, વચ્ચે વચ્ચે કમળાબા સાથે વઢતા અને સાંજે વીકટોરીઆમાં બેસી ગામ બહાર ફરી આવતા. ને કમળાબા પણ ભાજરમાન, ખડે પગે ઘરની ને ખાસ કરીને ડોસાની ચોકી કરે અને વહુઓ પર સત્તા ચલાવવામાં ચુકે નહીં એવા હતા. એમને ધર્મ ધ્યાનનું બહુ ઘેલું નહોતું ને સ્વભાવ પણ અંદરથી તો હેતાળ હતો. પણ એમનું હેત એમના શબ્દોમાં બહુ જણાતું નહીં.

ડોસા બહાર જતા ને કમળાબા તેમને ચેતાવતાઃ "મફલર પહેરો નહીં તો આખી રાત ખો ખો કરશો"

" ભાઈ, તારાથીએ તોબા છે. જાણે આખો દહાડો ખો, ખો કરવા શીવાય મારે બીજો ધંધો જ નહીં હોય." ને ભુલે ચુકે કમળાબા મફલર આપવાનું ભુલી જતા તો " આખી રાત ખાંસી ખાતા હમ જરી તેનું તને કે છે લાવ, મફલર લાવ, નહીં તો કે શરદી બરદી લાગી જશે." છોકરાઓની ફરીયાદ કમળાબા ભાગ્યે જ કરતા પણ કરતા ત્યારે " હવે આટલી ઉમરે આ કચકચ શૈ આ અવસ્થામાં તો જંપીને બેસો." પણ કોઈ વાર ડોસાને ક્રોધ ચઢે ને કમળાબા છોકરાઓ તરફથી બે અક્ષર કહે તો તે વખતે ડોસા ભાગ્યે જ જંપીને બેસી શકતા અને એ બધું છતાં જો કોઈ છોકરાં કમળાબા તરફ ચું કે ચાં કરે તો તેમનું આવીજ બન્યું સમજવું.

ડોસા કમળાબાને વગર પુછ્યે કશુ કરતા નહીં, પણ કરવાની બાબતમાં બંનેનો એકમત બહુ ઓછો થતો. ખાસ કરીને પૈર અવસર આવે ત્યૈ આ મતભેદ વધુ તીવ્ર બનતો, પણ પાછો એ પ્રસંગ વીતી ગયા પછી એના એ ધીરજરામ ને એના એ કમળાબામાં ખાસ કશો જ ફેરફ દેખાતો નહીં.

ધીરજરામ સ્વભાવે જરા ઉદાર માણસ, કમળાબા જરા કસરીઆ. સગાંવહાલાં ધીરજરામ પાસે બારોબાર પૈસા માગી જતા ને કમળાબાને ખબર પડે ત્યારે તે ખુબ કચવાતાં. કમળાબાનું કસરીઆપણું ધીરજરામને ગમતું પણ તે કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમને એ રીતે એકદમ અણગમો થઈ આવતો ને બાસઠને પાસઠ વર્ષે ડોસાડોસી નાના છોકરાની માફક આવા પ્રસંગોએ લડતા. વળી ઘરવારી કોઈવાર કમળાબાને કોઈવાર ધીરજરામ સારી માગતા ને તકરારનું સમાધાન થતું. પણ ફરી પ્રસંગ આવે ત્યારે એ વાતનું સ્મરણ બેમાંથી એકે જણને રહેતું નહી.

પણ આમ વઢવાથી બન્ને જણને કસરત મળતી અને બંનેની તન્દુરસ્તી સારી રહેતી. ધીરજરામને કમળાબા વગર કે કમળાબાને ધીરજરામ વગર કલ્પવા એ એક અશક્ય વાત હતી. પણ એથીએ અશક્ય વાત તો એ બંનેને લડતા ન હોય એવા કલ્પવામાં હતી. બે પંખીડા જેવા એ બે કચકચ કર્યું જ કરતાં અને તેનાથી એમનો પ્રેમ ને સાહચર્ય અનેક દિશામાં વિસ્તાર પામતા.

છેવટે જમના આણા આવ્યા ને કમુ-કમલિની ને કમળાબાના ત્રણે રૂપાંતરોવાળા દેહની ખબર લેવા એમણે પહેલા મંદવાડને મોકલ્યો. ધીરજકાકાએ થાય તેટલા ઉપાયો કર્યાં ને દેશદેશના વૈદ્યને તેડાવ્યા પણ ક્રુર કાળે બીચારા કમુબાને ન છોડયા તે નજ છોડયા.

ને તે દિવસથી ધીરજરામે અન્ન પાણી છોડયા ને ચઢીના માસમા એમનો પ્રાણ પંખી કમુબાની શોધમાં ને એમને મુકીને વહેતો થઈ ગયો. તેની તકરાર–મુકાબલા–ઈશ્વરને દરબાર હશે [illegible]

# અસદ્ગતિ

લેખકઃ
રા. પ્રાણુલાલ હીરપારામ દેસાઈ

મણીભદ્ર અને મેનાના લગ્ન થયે દસ વર્ષ વીતી ગયાં હતાં છતાં તેઓ ગઇ કાલે પરણેલાં ર વહુ જેવાં પ્રણયીઓ રહી શક્યાં હતાં અને ક બીજાને પ્રેમ રસનું પાન કરાવતાં આનંદી ક્ષીઓની માફક તેઓ પોતાની પરણીત જીંદગીમાં વર્ગીય સુખ અનુભવતા હતાં. પણ દૈવને આ રમી યુગલના સુખની અદેખાઇ આવી. પોતાના રમાળ પતિ અને સુંદર બાળ પુત્રને રડતા કકળતા મુકી ત્રીસ વર્ષની ભર યુવાવસ્થામાં મેના ક્રુર ાળનો ભોગ થઇ પડી.

નજદીકના પડોશીઓ અને નીકટના સગાં સ્નેહીઓ પણ એમજ સમજતા હતાં કે આ પ્રેમાળ દંપતિનું લગ્ન-જીવન અત્યંત સુખદાયી નીવડયું છે; પરંતુ આ દંપતિએ પોતાના લગ્ન પછીના એક બે વર્ષ કેવી રીતે કાઢયા તેનો ખ્યાલ સરખોએ તેમના મનમાં ભાગ્યેજ આવેલો હશે.

મેના એક ગરીબ અને નિરાધાર વિધવાની એકની એક દીકરી હતી. આખા જગતમાં મા શીવાય તેને બીજું એક પણ સગું નહોતું. મણીભદ્ર તો છેકજ એકલો અને અટુલો હતો. મા, બાપ, ભાઇ, બ્હેન, કાકા, મામા, માસી, કોઇ એવા એક પણ સગાં વીનાનો તે અરણ્યમાં ઉગેલા એકલવાયા વૃક્ષ સમો આ દુનીઆમાં હતો. તેની માતો તેને છેકજ બાલ્યા-વસ્થામાં મુકી મરણ પામી હતી; તેથી મા તેમ આના સ્નેહનું સ્મરણ સરખુંએ તેને નહોતું. તેને ચૌદ પંદર વર્ષની ઉમ્મરનો છેકજ નિરાધાર સ્થિતિમાં મુકી તેનો બાપ પણ મરણ પામ્યો હતો. આપબળ અને એક સ્નેહાળ શ્રીમંત મિત્રની સહાયતાથી મણીભદ્રે પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો અને છેવટે એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી તેણે મુંબાઇમાં વકીલાતના ધંધાની શરૂઆત કરી. આ વખતે તેની ઉમ્મર ચોવીસ પચ્ચીસ વર્ષની હતી. એજ અરસામાં મેના સાથે તેનાં લગ્ન થયાં. મેના અતિ સ્વરૂપવાન, ભણેલી અને ઉંચા સંસ્કારવાળી છોકરી હતી. તેનો કંઠ કોયલના જેવો મધુર હતો. અમદાવાદમાં નવરા-ત્રીના દિવસોમાં જ્યારે તે ગરબા ગાતી ત્યારે તેના સૌંદર્ય અને મધુર કંઠથી પોતાંની નાતના તેમ પરનાતના અનેક યુવકોને તે મુગ્ધ કરી નાખતી હતી. તેનો સ્વભાવ કાંઇક અતડો અને અભી-માની છે અને તે તોછડી અને દુરાગ્રહી છે એ વાત તો તેની મા શીવાય બીજું કોઇ પણ જાણતું નહોતું. ઉપલક દ્રષ્ટિએ જોનાર બહારના લોકોને તો તે હેતાળ, આનંદી અને હસમુખા સ્વભાવની લાગતી હતી. અમદાવાદના તેની નાતના ઘણા યુવકો તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખતા હતા. પરંતુ નાતમાં વરવિક્રયનો દુષ્ટ રીવાજ ઘર ઘાલીને રહેલો હતો અને મેના-ની ગરીબ મા પાસે આ કહેવાતા કેળવાયેલા પૈ

સાદા ભોળા યુવકો તેમ તેમનાં ભોળાં માબાપોને સંતોષવા જેટલું ધન નહોતું. તેથી છેવટે મેનાની ઉમ્મર વીસ વર્ષની થઈ ગઈ એટલે થાકીને હારીને ના-મરજીથી પોતાનીજ નાતના પણ મધુપુર જેવા ગામડામાં વસતા મણીભદ્ર જેવા ગરીબ છોકરા સાથે તેને મેનાના લગ્ન કરવા પડયા. પણ તેને એક વાતનો સંતોષ હતો. મણીભદ્ર જો કે બહુ ગરીબ હતો તો પણ ભણેલો હતો એટલે તે સહેલાઈથી કમાઈ શકે એમ હતું. તેની ઉમ્મર પણ મોટી નહોતી. શરીરે તે દેખાવડો, તંદુરસ્ત અને સશક્ત હતો. તેથી જમાઈને જોઈ મેનાની માની આંખ કાંઈક ઠરતી હતી, અને પોતાની એકની એક દીકરી પ્રત્યે પોતાનું કર્તવ્ય તેણે સંપૂર્ણ રીતે બજાવ્યું છે એમ તે માનતી હતી. પોતાના શહેરની મેના જેવી સુંદર અને ભણેલી છોકરીને મધુપુરનો એક ગામડીઓ લઈ જાય છે એ જોઈ ને તેની નાતના અમદાવાદના યુવકોને બહુ લાગી આવતું હતું પરંતુ દ્રવ્યના લોભ અને માબાપની ઇચ્છાની સામે બંડ કરી મેનાને પરણવાને તૈયાર થવાની કોઈ પણ અમદાવાદી યુવકની હિંમત ચાલતી નહોતી એટલે તેઓ માત્ર બળીને જ બેસી રહ્યા હતા.

મેના આજે મધુપુરમાં પતિ ગૃહે આવેલી છે તેથી મણિભદ્રનો હર્ષ તો માતો નહોતો. આ ડાહીઓ કંથ પોતાની અતિ સ્વરૂપવાન પ્રિયતમાના બધા કોડ પૂરા પાડવાને તલપાપડ થઈ રહ્યો હતો; અને તે અત્યંત અધીરાઈથી આનંદ-રાત્રિની રાહ જોયા કરતો હતો. જે ભાગ્યશાળી પળની આટલી બધી અધીરાઈથી મણીભદ્ર રાહ જોતો હતો તે પળ છેવટે આવી પહોંચી. મેનાએ પતિના શયનગૃહમાં પ્રવેશ કર્યો. મણીભદ્રે અત્યંત ઉમળકાથી તેને હેતભર્યો આવકાર આપ્યો. પરંતુ મેનાએ તો મણીભદ્રના સ્હામુ પણ જોવાની દરકાર કરી નહિ. પ્રેમાળ પતિના વ્હાલ-સોયા આવકારના જવાબમાં તે કાંઈક તોછડાઈથી બોલી, " મારી ગરીબ અને વહાલી માના કરુણ કલ્પાંત અને અતિ આગ્રહને વશ થઈ મેં તમને ચોરીમાં મારો હાથ ઝાલવા દીધો છે. લોકદૃષ્ટિએ ભલે તમે મારા શરીરના માલીક બન્યા હો પણ લગ્ન થતા પહેલાંજ મારું હૃદય તો મેં એક પરનાતના યુવકને અર્પણ કરી દીધું છે તેથી મારા શરીર તેમ હૃદય ઉપરના તમારા હક્કનો હું જરા પણ સ્વીકાર કરતી નથી. હૃદયની પ્રીતિ વગર કોઈ પણ પુરુષ સાથે માત્ર શરીર સબંધ બાંધવો તેને હું મોટું પાપ સમજું છું. માટે કૃપા કરીને મારા શરીરને સ્પર્શ કરશો નહિ. " મેનાના આ શબ્દો સાંભળીને મણીભદ્રના હૃદયને સખત આઘાત થયો. તેનું હૃદય માનસિક વેદના-થી ચીરાઈ ગયું. તેને લાગ્યું કે તેનું આખું જીવન નીરસ અને નિર્માલ્ય થઈ ગયું. પરંતુ તે સ્ત્રીજાતી તરફ માનની લાગણી ધરાવનારો તેમ ઉંચા આદર્શોવાળો સંસ્કારી પુરુષ હતો. પોતાના હૃદયની લાગણીઓને દબાવી દઈ બીલકુલ ઉશ્કેરાયા વગર તેણે શાંતિથી જવાબ દીધો, " મારા તરફથી તમે સંપૂર્ણ રીતે નિર્ભય રહો, તમારી લાગણીઓને માન આપવા હું તૈયાર છું. કોઈ પણ સ્ત્રીની મરજી વીરૂદ્ધ તેના શરીર તેમ હૃદય ઉપર માલકી-પણાનો દાવો કરવો તેને હું પણ મહાન પાપ સમજુ છું. માટે તમારી મરજી વીરૂદ્ધ તમારા શરીરને હું કદી પણ

વિષય લાલસાથી સ્પર્શ કરીશ નહિ. એ બાબતમાં તમે બેફીકર રહેજો." મણીભદ્ર તેને આવો જવાબ આપશે એવી આશા મેનાએ સ્વપ્ને પણ રાખી નહોતી. તેણે તો એમ ધાર્યું હતું કે મણીભદ્ર કાંતો તેના ઉપર બળાત્કાર કરી પોતાની વિષયવાસનાને તૃપ્ત કરશે, અથવા તેને ધમકાવી ઘરમાંથી કાઢી મુકશે અથવા તેને નમી પડી કરગરી પડશે અને તેની પાસે પ્રેમની યાચના કરશે. એક પળવાર તો તેના મનમાં એવો વ્હેમ આવ્યો કે મણીભદ્ર આ શબ્દો પોતાના ખરા અંતઃકરણથી બોલતો નથી પણ બહાર ઉપલકાઓ ડોળ કરીને બોલે છે અને માત્ર તેની મશ્કરી કરે છે. તેણે હવે મણીભદ્ર તરફ કાંઇક વિનય અને વિવેક ભરેલી દૃષ્ટિ નાંખી. મણીભદ્રના મ્હોં સામું જોતાંજ આ ચતુર સ્ત્રીને મણીભદ્રના હૃદયની વ્યથાનો પુરેપુરો ખ્યાલ આવી ગયો. તે એકદમ સમજી ગઇ કે મણીભદ્ર જે શબ્દો બોલે છે તે કાંઇ ઉપલકીઆ શબ્દો નથી પણ તેના હૃદયના ઉંડાણમાંથી નીકળતા ઉદ્ગારો છે. તરતજ તેને મણીભદ્રના હૃદયની મહત્તાનો તેમ તેની ઉદારતાનો પુરેપુરો ખ્યાલ આવી ગયો. તેનો જુસ્સો નરમ પડી ગયો અને મણીભદ્રને પોતાના હૃદયના ખુણામાં પોતાની મરજી વીરૂદ્ધ પણ તેને થોડુંક સ્થાન આપવું પડ્યું. મણીભદ્રે આગળ ચલાવ્યું, "તમે શાંતિથી બેસો, આપણા ભવિષ્યના જીવનનો કાર્યક્રમ આપણે અત્યારથીજ નક્કી કરી નાંખીએ એટલે આપણી બેની વચ્ચે નાહક કલેશ થાય નહિ અને આપણી વચ્ચે કોઇ પણ જાતની ગેરસમજ ઉત્પન્ન થવા પામે નહિં. હું આપણા ભવિષ્યના જીવન સંબંધી એક બે યોજના તમારી સમક્ષ મુકું છું. હું બે ચાર દિવસ અહીંઆ રહી આફ્રીકા ચાલ્યો જઇશ, તમે અમદાવાદ જજો. આફ્રીકાથી તમારા ઉપર કોઇની મારફતે હું ખોટો તાર મુકાવીશ કે મારૂં મરણ થયું છે. લોકદૃષ્ટિએ તમે વિધવા થશો. વરસ છ મહીના મારા મરણનો લોકોને બતાવવા ખોટો શોક પાળજો અને પછીથી જે ભાગ્યશાળી પુરુષને તમે તમારૂં હૃદય અર્પણ કર્યું છે તેની સાથે પુનર્લગ્ન કરી સુખી થજો. હું કોઇ પણ દિવસ તમારી દૃષ્ટિએ નહિં પડું તેની તમને ખાત્રી આપું છું. આ યોજના તમને પસંદ ના હોય તો બીજી યોજના તમને બતાવું. તમારા અને તમારા પ્રણયીમાં હિંમત હોય તો તમે બને અહીંઆથી ઉપડી જાઓ. પરદેશમાં જઇ ત્યાં લગ્ન કરી સુખી થાઓ. કોઇ પણ દિવસ હું તમારી શોધ કરીશ નહિ અને તમને તેમ તમારા પ્રણયીને કોર્ટમાં ઘસડીશ નહિઃ તમારૂં સુખ એજ મારા જીવનની મોટામાં મોટી ઇચ્છા છે." મેનાએ હવે કંઇક નરમ પડી જઇ અત્યંત વિનયથી જવાબ દીધો "પ્રથમ તો તમારા આટલા બધા સૌજન્ય માટે હું મારા ખરા અંતઃકરણથી તમારો ઉપકાર માનું છું. તમે એક ખરેખરા સદ્ગૃહસ્થ છો, તે મારે કબુલ કરવું જોઇએ. આટલા બધા સૌજન્યની તમારી પાસેથી મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી. તમારી યોજનાઓ ઠીક છે, પરંતુ મારી વહાલી માતાની હયાતીમાં આ બેમાંની એક પણ યોજનાનો મારાથી અમલ થઇ શકે એમ નથી. મેં તો એક સીધી અને સરળ

યોજના મણિરત્નીએ તૈયાર કરી મુકી છે. તમે મને સગી બહેન બરોબર ગણવાની તેમ વિષયની લાલસાએ મારા શરીરને કદી પણ સ્પર્શના કરવાની એક સદ્‌ગૃહસ્થ તરીકે કબુલત આપતા હો તો હું તમારી સાથે તમારા ઘરમાં રહેવા તૈયાર છું. હું તમને રસોઇ કરી આપીશ. તમારા ઘરનું બધુ કામકાજ કરીશ, નીતિ અને કરકસરથી તમારૂં ઘર ચલાવીશ અને તમારી બધી સવડો સાચવીશ. આપણે બે કેવી રીતે રહીએ છીએ તેની ગંધ સરખીએ બીજા કોઇને પણ આવવા દઇશ નહિ." મણીભદ્રે જવાબ દીધો, "તમારી યોજના સામે મારે બીલકુલ પણ વિરોધ નથી. હું સંકલ્પ કરૂં છું કે વિષયલાલસાથી તમારી મરજી વીરૂદ્ધ તમારા શરીરને હું કદી પણ સ્પર્શ કરીશ નહિ. લગ્ન થયા છતાં પણ હું સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીશ એ બાબતમાં તમે પુરેપુરાં બેફીકર રહેજો."

આનંદરાત્રીએ પતિપત્ની વચ્ચે માત્ર આટલી જ વાતચીત થઇ. તરત જ બંને ઉઠ્યા અને જુદા જુદા ઓરડાઓમા સુઇ ગયા. પણ મોડી રાત સુધી બેમાથી એકને પણ ઉંઘ આવી નહિ. મણીભદ્ર પોતાના દુર્ભાગ્યને નીંદવા લાગ્યો. "લગ્નસુખના મારા બધાં સ્વપ્નાઓનો પાણીના પરપોટાની માફક એકદમ નાશ થઇ ગયો. હું ખરેખરો અભાગી છું. મારા નસીબમા સાંસારિક સુખ છે જ નહિ. નસીબમાં સુખ લખાવી લાવ્યો હોત તો છેક નાની ઉંમરમાં મા મરી જાત ? મને ચૌદ વર્ષનો મુકી બાપ પણ મરી જાત ? હું છેક ભાઇ બ્હેન વીનાનો હોઉં ? જેના નસીબમા મા, બાપ, ભાઇ, બ્હેન કોઇનું પણ સુખ ના હોય તેને નસીબમાં પત્નીનું સુખ તે ક્યાંથી હોય! એમા બીચારી મેનાનો શો દોષ ? એતો એક—વચન પાળનારી આદર્શવાળી સ્ત્રી હોય એમ મને લાગે છે. એની જગ્યાએ હું હોઉં તો હું પણ એના જેવુંજ વર્તન રાખું. આપણા સમાજના કૃત્રિમ નાતી બંધનનો તે બીચારી ભોગ થઇ પડી છે અને જોડે જોડે હું પણ તેનો ભોગ થઇ પડ્યો છું. અમારા બેના સંસાર સુખનું બલીદાન આપ્યા સીવાય અમારો છુટકોજ નથી. એક સદ્‌ગૃહસ્થ તરીકે મારે તેની લાગણીઓને માન આપવુજ જોઇએ અને માત્ર મારા નસીબને દોષ દેવો જોઇએ."

મેનાના મનમાં આથી તદ્દન જુદીજ જાતના વિચારો આવતા હતા. "મારો પરણીત પતિ છેકજ નમાલો હોત અને લાચાર બની જઇ મારી પાસે પ્રેમની ભીખ માંગવા તે આવ્યો હોત તો કેવુ સારૂં થાત.! હું તેને ગમે તેમ ફોસલાવી પટાવીને વાત પાડત. માનવતાનો ત્યાગ કરી એક પશુની માફક તે મારા ઉપર બળાત્કાર કરવા આવ્યો હોત તો પણ ઠીક થાત. તેનો પણ મેં ઉપાય તૈયાર રાખ્યો હતો. સામાન્ય મનુષ્યની માફક તેણે મારો ત્યાગ કરી મને ઘરમાથી કાઢી મુકી હોત તો પણ કેવું સારૂં થાત ? પણ એમણે તો મારા પ્રત્યે અણધારી ઉદારતા બતાવી ઉલટી મને હલકી પાડી દીધી ! પુરૂષોમાં આવી ઉદારતા હોઇ શકે એવું મેં કદી પણ ધાર્યું નહોતું. ખરેખર મારા પરણીત પતિનો આત્મા મહાન છે તેમના પ્રત્યે મને અત્યંત માન ઉત્પન્ન થાય છે. મારી ખાતર તેઓ પોતાનું જીવન વેડફી મારી

પોતાના સર્વ સુખનો ભોગ આપવા તૈયાર થયા છે. એમના હ્રદયને અત્યારે કેટલું બધું દુઃખ થતું હશે ? ખરેખર હું બહુજ પાપી છું. આ પાપમાંથી હું કયે ભવ છુટીશ ?"

આમને આમ આ બંને જણુ એક બીજાથી તદ્દન નિરાળા ક્ષેત્રોમાં વિચાર કરવા લાગ્યા અને ઉંઘને માટે તરફડીઆ મારવા લાગ્યાં. આખરે છેક બે ત્રણ વાગે નિંદ્રા દેવીએ તેમના ઉપર કૃપા કરી અને તેઓ કાંઇક શાંત પડી ઉંઘી ગયા.

મણીભદ્ર અને મેના લગભગ એક માસ મધુપુર રહ્યાં. આનંદ રાત્રીએ કરેલો સંકલ્પ બંનેએ અક્ષરે અક્ષર પાળ્યો; છતાં તેઓ કેવી રીતે પોતાનું જીવન ગાળે છે તેની ગંધ સરખીએ કોઇને આવવા પામી નહિ. એક માસ પછી તેઓ મુંબાઇ ગયા. મુંબાઇમાં પણ એજ પ્રમાણે તેઓ પોતાનું જીવન ગાળવા લાગ્યાં. આમને આમ દિવસો ઉપર દિવસો ચાલ્યા ગયા, મહીનાઓ ઉપર મહીનાઓ ચાલ્યા ગયા અને મણીભદ્ર તથા મેનાને મુંબાઈ આવે એક વર્ષ વીતી ગયું. આ વર્ષ દરમીઆન મેનાની માએ મેના ઉપર ઘણા કાગળો લખ્યા હતા. દરેક કાગળમાં તે મેના ઉપર લખ્યા કરતી હતી કે "પાંચ સાત દિવસ અમદાવાદ આવી મને મળી જા." પરંતુ મેના બીલકુલ અમદાવાદ ગઈ નહિં. "લગ્ન પહેલાં મેં તો મારી માને સ્પષ્ટ સંભળાવી દીધું હતું કે 'તારા કકળાટ અને કાલાવાલાને વશ થઇ હું મારાં લગ્ન થવા દઉં છું પણ મારા માત્ર લોકદૃષ્ટિએ મનાયલા પણ હૃદયે નાકબુલ કરેલા પતિની સાથે હું કદી પણ સંસાર માંડવાની નથી' હવે હું જો અમદાવાદ જાઉં તો મારી બા મને મારા જીવન સંબંધી પ્રશ્નો પુછે તો હું તેને શો જવાબ દઉં ? વળી ત્યાં મારા હૃદયથી માની લીધેલો પતિ યશવંત છે. યશવંતને હું શું મ્હોં બતાવું ? એણે તો લગ્નપ્રસંગે મારા ઉપર બક્ષીસ તરીકે મોતીની બંગડીઓ તેમ અભિનંદન અને શુભાશીષ મોકલ્યા હતા. પણ હું પાપિણી તેને બેવફા નીવડી એ વાત તેના હ્રદયમાંથી તે કેવી રીતે દુર કરી શકે ? મેં અભાગણીએ તો બબ્બે પુરુષોના જીવનો નીરસ બનાવી મુકયા. અમદાવાદ જઇ મારાથી યશવંતને શી રીતે મ્હોં બતાવી શકાય ?" આવા આવા કારણો પોતાના મનને આપી તેની માના અત્યંત આગ્રહ છતાં મેના અમદાવાદ ગઇ નહોતી.

એવામાં મેના એકાએક માંદી પડી. મણીભદ્રે અત્યંત કાળજીથી મેનાની દવા તેમ માવજત કરવા માંડી. પણ મેનાને બીલકુલ ફેર પડયો નહિં. તેની માંદગી તો દીન પરદીન વધવા લાગી. તેથી મણીભદ્રે મેનાની માને તાર કરી મુંબાઇ તેડાવી. જે ભાવથી મેનાની મંદવાડમાં મણીભદ્ર તેની સુશ્રુષા કરતો હતો તે જોઇ મેનાની મા તો છકજ થઇ ગઇ. ભૂખ, તરસ, ઉજાગરો કશાની પણ દરકાર રાખ્યા વગર મણીભદ્ર રાત દિવસ મેનાની પથારી આગળ બેસી રહેતો, તેને માથે બરફ ઘસતો, તેની છાતીએ શેક કરતો, પોતાને હાથે મેનાને સમજાવી પટાવી દવા, દુધ, મોસંબીનો રસ પાતો અને મેના ઉંઘી જાય કે બેભાન થઇ જાય ત્યારે આંખમાંથી આસું પાડતો હતો. આ દૃખાવ મેનાની માને મનતો જૂની આંખે નવા તમાશા જેવા જેવો લાગતો હતો. મેનાના મંદવાડમાં મણીભદ્રે પૈસા

ખર્ચવામાં પણ બીલકુલ કચાશ રાખી નહોતી. આખરે મા અને પતિની અત્યંત કાળજી ભરેલી સારવારને પ્રતાપે મેનાને એક મહીને કાંઈક આરામ થયો. પરંતુ તેનું શરીર છેકજ નબળું પડી ગયું હતું. ફરી પાછો ઉથલો ના આવે તેથી ડોકટરે સલાહ આપી કે મેનાએ મુંબાઈ છોડી એક બે માસ બીજે કોઈ સ્થળે હવા ફેર કરવા જવું. ડોકટર, મા તથા મણીભદ્રના અત્યંત આગ્રહ આગળ મેનાનું કાંઈ ચાલ્યું નહિ. તેને તેની મા જોડે અમદાવાદ જવું પડયું. રસ્તામાંજ મેનાની માંદગીમાં મણીભદ્ર કેટલા બધા ભાવથી તેની સારવાર કરતો હતો, આખી રાતના ઉજાગરા કરતો હતો અને વારંવાર આંખમાંથી બોર બોર જેટલા આંસુ પાડતો હતો એ હકીકત કાંઈ મીઠું મરચું ભભરાવી મેનાની માએ તેને કહી. એ સાંભળી મેનાની આંખમાં આંસુ ભરાઈ આવ્યા. હવે તેને પક્કી ખાત્રી થઈ કે મણીભદ્ર તેને અત્યંત પ્રેમથી ચાહે છે. મણીભદ્ર માટે તેના મનમાં બેહદ માન ઉત્પન્ન થયું પરંતુ તેના હૃદયમાં યશવંતે જે સ્થાન પ્રાપ્ત કર્યું હતું તે સ્થાન તે મણીભદ્રને આપી શકી નહિ.

અમદાવાદ આવ્યા પછી મેના બીલકુલ ઘરની બહાર નીકળતી નહોતી ઘરના ઓટલા ઉપર પણ તે કવચીતજ જતી. યશવંત નજદીકની પોળમાંજ રહેતો હતો તેથી પોતે તેની દૃષ્ટિએ પડી જાય અને ચારે આંખો મળે તેની તેને બહુ બીક હતી અને એવો પ્રસંગજ આવવા ના પામે તેની તે ખાસ કાળજી રાખતી હતી. બહેનપણીઓ સાથેની વાતચીત ઉપરથી તેને ખબર પડી ગઈ કે યશવંતના લગ્ન થઈ ગયાં છે અને તેની સ્ત્રી થોડા વખતમાં એક બાળકની માતા પણ થવાની છે. આ ખબર સાંભળીને મેનાને યશવંતના ઉપર રહેજ અણગમો પણ ઉત્પન્ન થયો. એવામાં એક દિવસ નાતમાં મરણ થવાથી મેનાની માને ત્યાં જવું પડયું. એક બે કલાકમાં તે ઘર પાછી આવશે એવો સંભવ પણ નહોતો. મેના ઘરમાં એકલીજ છે એ પ્રસંગનો લાભ લઈ યશવંત તેને ઘેર એને મળવા આવ્યો. પોતે ઘરમાં છેકજ એકલી છે તેવે વખતે યશવંત તેને મળવા આવ્યો એ મેનાને બીલકુલ ગમ્યું નહિ પણ હૃદયના પ્રણયીને કાંઈ પાછો કહી શકાય ? મેના નચું મ્હો રાખી યશવંત જોડે વાત કરવા લાગી. આ મુલાકાતનો જલદીથી અંત આવી જાય એમ મેના ઈચ્છતી હતી. પણ યશવંત જલદીથી પાછો જતો રહેશે એમ જણાતું નહિ. તે તો કોટ, ટોપી કાઢી નિરાંતે બેઠો. વાતચીતમાં તેમ બીજી રીતે પણ તેણે મેના સાથે અણઘટતી છુટ લેવા માંડી. મેનાને યશવંતની આવી રીતભાત બીલકુલ પસંદ પડી નહિ. એક બે વખતે આવી જાતની છુટ ના લેવાની મેનાએ તેને આંખના ઈશારાથી સૂચના પણ કરી. યશવંત એ સૂચના સમજ્યો નહિ અથવા તો ના સમજ્યો હોય એવો એણે ડોળ કર્યો. છેવટે કંઈક મીઠા અને પ્રેમાળ શબ્દો વડે મેનાએ તેને ઠપકો આપ્યો. "યશવંત તું કેમ ભૂલી જાય છે કે હવે તો હું પરણીને પારકી થઈ ગઈ છું. તું પણ પરણી ગયો છે. તારાથી મારી સાથે હવે આવી રીતે બોલાય નહિ તેમ મારા શરીરને સ્પર્શ સરખોએ કરાય નહિ" પરંતુ યશવંતના

ઉપર આ મીઠા ઠપકાની કાંઇ પણ અસર થયેલી જણાઇ નહિં. તેણે તો નફટાઇથી જવાબ દીધો, " મેના તું ભલે પરણી ગઇ હોય પણ હું તને સ્હેજ પણ પારકી ગણુતો નથી અને કદી ગણવાનો પણ નથી, તું મારી છે અને સદાની મારીજ રહીશ. હું પણ ભલે પરણી ગયો હોઉં પણ તું મને તારોજ સમજજે. મારી સ્ત્રી બે ચાર દિવસમાં સુવાવડ સુવા એને પીયેર જવાની છે એટલે મારા ઘરમાં હું એકલોજ છું. તું લાગ જોઇ બપોરે એક બે કલાક મારે ત્યાં આવતી રહેજે આપણે આનંદ કરીશું. તું પરણી ગઇ છે એટલે હવે બીજી કોઇ જાતની આપણને બ્હીક રહેશે નહિ" યશવંતના આ શબ્દો સાંભળી મેનાને તેના ઉપર ક્રોધ ચઢયો. તે ગુસ્સામાં બોલી ઉઠી, " યશવંત તું શું મને એક વેશ્યા સમજે છે? આજ આવું બોલ્યો તો બોલ્યો પણ હવેથી કાંઇ દિવસ આવું બોલીશ તો તારી જીભજ ખેંચી નાંખીશ" મેનાના ક્રોધની તેમ તેના શબ્દોની યશવંત ઉપર બીલકુલ અસર થઇ નહિ. તે વધારે નફટ બનતો ગયો, તેણે મેનાનો હાથ પકડયોં અને તેને પોતાના તરફ ખેંચવા માંડી. હવે મેનાનો ક્રોધ તેના હાથમાં રહ્યો નહિ. તેણે એકદમ યશવંતનો હાથ તરછોડી નાંખ્યો અને ગુસ્સામાં બોલી ઉઠી, " નીચ, પાપી નીકળ મારા ઘરમાંથી. જો એક પળવાર પણ અહીંઆ ઉભો રહીશ તો હું બુમો પાડી લોક ભેગા કરી તારો ફજેતો કરીશ." શરમનો માર્યો યશવંત હવે એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

યશવંતના ગયા પછી મેના એક ખાટલા ઉપર પડી અને ડુસકે ડુસકાં ભરી રડવા લાગી. " આ નરાધમના પ્રેમના સ્મરણની ખાતર મેં મારા દેવ જેવા પતિના પ્રેમને તરછોડયો! કયાં આ નીચ અને વિષયલંપટ યશવંત અને કયાં ઉચ્ચ અને પવિત્ર આદર્શવાળા મારા સ્વામી ! મણીભદ્ર તો એક અમૂલ્ય મણી છે. તેની સરખામણીમાં યશવંત તો એક નિર્માલ્ય પથરા બરાબર છે. અત્યારે મણીભદ્રની શી સ્થિત હશે ? મેં તેમને અત્યંત દુઃખી કર્યા છે. તેમનું જીવન મેં કડવું ઝેર જેવું કરી નાંખ્યું છે. અત્યારે તેઓ બીચારા દુઃખે ઝુરી મરતા હશે! અત્યારે તેઓ શું ખાતા હશે? તેમને ન્હા કોણ કરી આપતું હશે ? તેમની બીજી સવડો કોણ સાચવતું હશે?" આવા આવા વિચારો મેનાના મનમાં આવવા લાગ્યા. તેને હવે અમદાવાદમાં બીલકુલ ગોઠયું નહિ. તેની મા ઘેર આવી કે તરતજ તેણે પોતાનો એકદમ મુંબાઇ ચાલ્યા જવાનો નિશ્ચય કહી સંભળાવ્યો. મેનાની મા તેના દુરાગ્રહી અને હઠીલા સ્વભાવથી પુરેપુરી વાકેફગાર હતી. તેથી તેને હવે અમદાવાદ વધારે રહેવાનો આગ્રહ કરવો તે નકામું છે એમ સમજી તેની માએ પણ તેને મુંબઇ જવાની સંમતિ આપી. મેના બીજેજ દિવસે સ્હવારે મુંબઇ જવા નીકળી પડી.

મુંબઇ આવ્યા પછી મણીભદ્ર તરફની મેનાની વૃત્તિઓમાં ઘણો ફેર પડવા લાગ્યો. ઘણીવાર તે સ્નેહભીની આંખે મણીભદ્રની સામે ટગરટગર જોયા કરતી હતી. મણીભદ્રનાં હૃદયના ઉંડાણમાંથી નિરંતર ઝર્યા કરતો તેના પ્રત્યેના નિર્મળ અને નિઃસ્વાર્થ પ્રેમનો અમીરસ હવે તે સ્પષ્ટ જોઇ શકતી હતી. દીન પરદીન તેના હૃદય ઉપર મણીભદ્રનાં હૃદયનું આકર્ષણ એટલું બધું જબરૂં

ધન સર્વસ્વ હું આજથી આપને ચરણે ધરું છું. જન્મોજન્મ મને આપના ચરણરજની દાસી તરીકે રહેવાનું મળે એજ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. તમે મને કહો કે 'મેં ખરા હૃદયથી તને ક્ષમા કરી છે.' એટલે મારા જીવને કાંઇક શાંતિ વળે." મેનાના આ શબ્દો સાંભળી તાવવાળો હોવા છતાં પણ મણીભદ્ર હર્ષઘેલો થઇ એકદમ પથારીમાંથી બેઠો થઇ ગયો. મેનાના માથા ઉપર હાથ ફેરવી તેને આશ્વાસન આપી શાંત પાડવા લાગ્યો, પોતાના ધોતીઆથી તેના આંસુ લુછવા લાગ્યો અને તેના ગાલ અને હોઠ ઉપર ચુંબનોનો વરસાદ વરસાવવા લાગ્યો. મેના તો કેમે કરી રડતી રહેજ નહિ અને મણીભદ્રના પગ ઉપરથી પોતાનું માથું ખસેડેજ નહિ. રસોડામાં રસોઇ એમને એમ પડી રહી છે. ઘરના બારણા પણ છેક ઉઘાડા છોક છે તેનું અત્યારે આ બેમાંથી કોઇને ભાન સરખુંએ રહ્યું નહિ. આજજ તેમના લગ્નનો ખરો દિવસ હતો. આજજ તેમની આનંદરાત્રિ હતી.

મણીભદ્રનો તાવ સાધારણ મેલેરીઆ તાવ હતો. તે બે ચાર દિવસમાં ઉતરી ગયો. પતિ પત્નીના હૃદયો હવે સંપૂર્ણ રીતે એક થઈ ગયા અને તેઓ લગ્નસુખનો ખરેખરો આનંદ ભોગવવા લાગ્યા. બે વર્ષ પછી મેનાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. મેનાના પુત્રને જોઇ મેનાની મા તો ગાંડી ગાંડી થઇ ગઇ. પોતાની એકની એક દીકરી પુરે પુરી સુખી છે તે જોઇ તેને શાંતિ વળી અને પ્રભુના દરબારનું તેડુ આવ્યું ત્યારે તેણે સંતોષ અને આનંદથી દેહ ત્યાગ કર્યો. આઠ વર્ષ સુધી લગ્ન સુખ નો સંપૂર્ણ લ્હાવો લીધા પછી મેના ઓચીંતી ગુજરી ગઇ. મેનાના મૃત્યુથી મણીભદ્ર અત્યંત શોકમાં પડી ગયો. તેને કાંઇપણ કામકાજ કરવાનું સુઝે નહિ. જે ઘરમાં આટલા બધા વર્ષ તેણે આનંદમાં ગુજાર્યા હતા તે ઘર એને હવે સ્મશાન જેવું શુન્યકાર અને ભયંકર લાગવા માંડયું. મેનાના મરણને ચાર દિવસ વીતી ગયા. આ ચાર દિવસોમાં મણીભદ્ર બીલકુલ ઘરની બહાર પણ નીકળ્યો નહોતો. તેના અસંખ્ય મિત્રો તેને દિલાસો દેવા તેને ઘેર આવવા લાગ્યા અને તેને કહેવા લાગ્યા, "આ સંસાર ક્ષણભંગુર છે, દેહ નાશવંત છે, મોત કોઇને મુકતું નથી. જન્મની સાથેજ મરણ જડાયેલું છે. જે જન્મ ધરે છે તે ચોક્કસ મરણ પામે છે. માટે ડાહ્યા પુરૂષો મરણનો શોક કરતા નથી. આવા આવા વિપત્તિઓના પ્રસંગથી આપણને આ સંસારની અસારતા સમજાય છે અને વૈરાગ્ય તેમ પ્રભુ તરફ આપણું મન વળે છે. ગીતાજીમાં પણ શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે આત્મા અમર છે. જેવી રીતે આપણે એક કપડું બદલી નવું કપડું પહેરીએ છીએ તેવી રીતે આત્મા એક ખોળીઆનો ત્યાગ કરી બીજા ખોળીઆમાં પ્રવેશ કરે છે." પરંતુ આવા તત્વજ્ઞાનના શબ્દોથી મણીભદ્રને બીલકુલ આશ્વાસન મળી શકયું નહિ. મેનાનો આનંદી અને હસમુખો ચહેરો એક પળવાર પણ એની નજર આગળથી ખસી શકયો નહિ.

મેનાના મરણને ચોથે દિવસે રાત્રે આઠ નવ વાગતાને શુમારે અત્યંત શોકમાં ગીરફતાર થયેલો મણીભદ્ર એક આરામ ખુરશી ઉપર પડયો પડયો કાંઇ વાંચતો હતો અને તેનો બાળપુત્ર ઘરમાં

આમ તેમ દોડા દોડ કરી રહ્યો હતો. એવામાં એકાએક તેને કાને તેના પુત્રના શબ્દો પડયા. "મોટાભાઈ, તને તો કહેલું છે કે મેના બ્હેન તો મરી ગઈ અને હવે તે કોઈ દિવસ પણ પાછી આવશે નહિ પણ મેના બ્હેન તો કબાટને અઢેલીને આ ઉભી! હું બોલાવું છુ તો પણ મારી જોડે બોલતીએ નથી." નિર્દોષ બાળપુત્રના આ શબ્દો સાંભળી મણીભદ્ર તો એકદમ બેબાકળો ખુરશી ઉપરથી ઉઠયો અને જે ઓરડીમાંથી તેનો પુત્ર બોલતો હતો તે ઓરડીમાં ગયો. વીજળીની સ્વીચ દાબી તેણે તે ઓરડામાં અજવાળું કર્યું. પુત્રએ કહ્યું હતું તે મુજબ કબાટને અઢેલીને ઉભી રહેલી મેનાની આકૃતિ સ્પષ્ટ તેના જોવામાં આવી. ફેર માત્ર એટલોજ હતો કે મેનાનો ચહેરો હંમેશની માફક અત્યારે હસમુખો દેખાતો નહોતો પરંતુ એ ચહેરા ઉપર ભયંકર ચિંતા છવાઈ રહેલી જણાતી હતી. મણીભદ્ર ભૂત પ્રેતને માનતો નહોતો. પરંતુ મૃત પત્નીની આકૃતિ સાક્ષાત તેની સમક્ષ ઉભી રહેલી દીઠી એટલે ભૂત પ્રેતને માન્યા વગર તેનો છુટકોજ નહોતો. તેને ખાત્રી થઈ કે મેનાની અસદ્ગતિ થઈ છે. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. રડતા રડતાં તેણે એ આકૃતિને પુછ્યું, "મેના, તારા જેવી સ્ત્રીની આમ અસદ્ગતિ શાથી થઈ? તારી અસદ્ગતિના કારણો મને કહે મને તે ઉપાયો કરી એ કારણો હું દુર કરીશ." પણ એ આકૃતિ તરફથી તેને બીલકુલ પ્રત્યુત્તર મળ્યો નહિ. તે આકૃતિને અડકવા મણીભદ્રે પોતાનો હાથ લંબાવ્યો પણ તેનો હાથ તો માત્ર હવામાંજ ફર્યા કરતો હતો. તે હાથથી મેનાની આકૃતિનો બીલકુલ સ્પર્શ થઈ શકયો નહિ.

અર્ધો કલાક સુધી આજીજી કરી મણીભદ્રે તે આકૃતિને તેની અસદ્ગતિ થવાના કારણો પુછયાં કર્યા પણ તેને બીલકુલ જવાબ મળ્યો નહિ. છેવટે થાકી મણીભદ્રે વીજળીનો દીવો હોલવી નાખ્યો અને પોતાના પુત્રને લઈ બીજા ઓરડામાં ગયો. પુત્રને પટાવી ફોસલાવી ઉંઘાડી દીધો. પણ મણીભદ્રને તે રાતે ઉંઘ શી રીતે આવી શકે? રાતમાં તે દશ બાર વાર કબાટની પાસે ગયો, વીજળીનો દીવો કરી જોયું પણ મેનાની આકૃતિ કબાટ આગળથી બીલકુલ ખસેલી તેના જોવામાં આવી નહિ. તે આકૃતિને તેણે બહુએ કાલાવાલા કર્યા, પગે પણ પડયો અને તેની અસદ્ગતિના કારણો પુછયા, પણ તેને બીલકુલ જવાબ મળ્યો નહિ.

બીજે દિવસે મણીભદ્રે આ વાત તેના કેટલાક મિત્રોને કહી. મુંબાઈ શહેરમાં વાને વેગે આ વાત પ્રસરી ગઈ. મણીભદ્રના મિત્રો, ડાક્ટરો, વિદ્વાન શાસ્ત્રીઓ પ્રેતવાદીઓ (spiritualists) વગેરે ઘણા મનુષ્યો મણીભદ્રને ઘેર આ દેખાવ જોવા આવવા લાગ્યા. પણ મણીભદ્ર તથા તેના પુત્ર શીવાય બીજા કોઈને પણ મેનાની આકૃતિ દેખા દેતી નહોતી. બધાને તો એમજ લાગ્યું કે આ માત્ર મણીભદ્રનો માનસિક ભ્રમ છે. મણીભદ્રના કેટલાક મિત્રોને એવી પણ ચિંતા થઈ કે એના મગજમાં આ ભ્રમણા લાંબો વખત સુધી કાયમ રહેશે તો તે બીચારાને ચિત્તભ્રમ થઈ જશે અને તે ગાંડો પણ થઈ જાય. તેથી તેઓએ તેને હવા ફેર કરવા જવાની સલાહ આપી. કોઈએ કહ્યું, "તમે આશોદ કન્યાળી જઈ નારાયણ બળી કરો."

કોઇએ કાશી જવાની સલાહ આપી, કોઇએ માથેરાન, મહાબળેશ્વર, ઉટી, મસુરી, નાઇનીતાલ, દાર્જીલીંગ વગેરે હવાખાવાના સુંદર સ્થળોએ જવાની સલાહ આપી અને તેના કેટલાક ખાસ અંગત મિત્રો તો તેની જોડે જવાને પણ તૈયાર થયા. પણ અસદ્ગતિ પામેલી મૃત પત્નીની આકૃતિને ચોવીસે કલાક કબાટને અઢેલીને ઉભી રહેલી મુકી મણીભદ્રથી એ ઘર શી રીતે છોડાય? મણીભદ્રે ભુવા, જતીઓ, ફકીરો વગેરેને બોલાવી અનેક જાતના મંત્રોના જપ કરાવ્યા તેમ મેલી વિદ્યાના અનેક પ્રયોગો કરાવ્યા પણ મેનાની આકૃતિ એક પળવાર પણ કબાટ આગળથી દુર ખસી નહિ. મણીભદ્રને કાંઇક આશા હતી કે અગીઆરમા બારમાની ક્રિયાઓ થઇ રહ્યા પછી મેનાની સદ્ગતિ થશે. તેને પોતાને તો આવી ક્રિયામાં બીલકુલ શ્રદ્ધા નહોતી પણ આ વખતે તો તેણે અત્યંત શ્રદ્ધાથી અગીયારમાની, બારમાની ક્રિયાઓ કરી પણ તે બધું વ્યર્થ ગયું. મેનાની આકૃતિ તો નિરંતર કબાટને અઢેલીને ઉભી રહેલી તેના જોવામાં આવ્યા જ કરતી હતી. મણીભદ્રના એક મિત્રે તેને કહ્યું, "વાલકેશ્વર ઉપર આનંદ સ્વામી નામના એક મહાન તપસ્વી યોગી રહે છે. તમે એમને મળી આ હકીકતથી વાકેફ કરો. તે કાંઇ રસ્તો બતાવશે." મણીભદ્રને આવા સાધુઓ અને યોગીઓની શક્તિ ઉપર બીલકુલ પણ શ્રદ્ધા નહોતી છતાં તે આનંદ સ્વામીને મળ્યો અને તેમને સર્વ હકીકત જણાવી. અંગ્રેજી કેળવણી લીધેલા એક યુવાન વકીલને ભૂતપ્રેતની આવી વાત કરતો જોઇને આનંદ સ્વામીને પણ નવાઇ લાગી. કૌતુક જોવાને તે મણીભદ્રને ઘેર ગયા. મણીભદ્રના કહેવા મુજબ તેમણે પણ કબાટને અઢેલીને ઉભી રહેલી મેનાની આકૃતિ જોઇ. તેમણે પણ એ આકૃતિને તેની અસદ્ગતિનાં કારણો પુછયાં પણ એ આકૃતિ તરફથી તેમને પણ કોઇ પણ જાતનો પ્રત્યુત્તર મળી શકયો નહિ. આનંદ સ્વામીએ અનુમાન કર્યું કે આ કબાટમાં મુકાયેલી વસ્તુઓમાં મેનાનો જીવ ભરાયેલો હોવો જોઇએ અને તે કારણથી તેની અસદ્ગતિ થઇ છે; તે ઉપરથી તેમણે કબાટ ઉઘડાવ્યું. કબાટમાં તો મેનાના કપડાં શીવાય બીજું કાંઇ પણ નહોતું. આનંદ સ્વામીએ સુચના કરી કે આ બધાં કપડાં ધર્માદામાં આપી દો. એટલે મરનારીના આત્માની સદ્ગતિ થશે. આનંદ સ્વામીની સુચના મુજબ મણીભદ્રે એકદમ બધાં કપડાં ધર્માદામાં આપી દીધાં; પરંતુ મેનાની આકૃતિ કબાટઆગળથી ખસેલી દેખાઇ નહિ. મણીભદ્ર ફરી એક વાર આનંદ સ્વામીને મળ્યો અને તેમને કહ્યું, "મહારાજ, આપની સુચના મુજબ મેં બધાં કપડાં ધર્માદામાં આપી દીધાં પણ મરનારીની આકૃતિ તો બીલકુલ ખસતી નથી." આનંદસ્વામીને નવાઇ લાગી. તેમના મનમાં એકદમ વિચાર સ્ફુર્યો કે મરનારીની અસદ્ગતિનું કારણ તેના પતિને તે જણાવવા માગતી નહિ હોય, તેના પતિથી તે કારણ છાનું હોવું જોઇએ. તેથી તેમણે મણીભદ્રને કહ્યું, "ચાલો હું તમારે ઘેર આવું છું અને મારો છેલ્લો પ્રયોગ કરી જોઉં છું. મારી ખાત્રી છે કે એ પ્રયોગ નિષ્ફળ નહિ જાય, એ પ્રયોગથી મરનારીના આત્માની સદ્ગતિ થવી જ જોઇએ. પણ એ પ્રયોગ મારે એકાંતમાં કરવાનો છે. તમારા ઘરને બહારથી તાળુ વાસી તમે બધા એકાદ કલાક ઘરની બહાર બેસી રહેજો દરમીયાન ઘરમાં હું મારો પ્રયોગ કરીશ. મણીભદ્ર તેમ કરવા કબુલ થયો. ઘરને બહારથી તાળું મારી મણીભદ્ર તથા તેનો દીકરો તેમ તેના કેટલાક મિત્રો ઘરની બહાર ઉભા રહ્યા. આનંદ

સ્વામી એકલાજ ઘરમાં રહ્યા. તેમણે મેનાની આકૃતિ સમક્ષ આવીને કહ્યું, "બેટા, ભગવાન ઉપર શ્રદ્ધા રાખ, તારી અસદ્ગતિનું કારણ કોઈ પણ જાતની શરમ કે સંકોચ રાખ્યા વગર મને કહે, હું જરૂર તેનો ઉપાય કરીશ. એ કારણ જાણું પછી તો કોઈપણ મનુષ્યને એ સંબંધી એક શબ્દ પણ કહીશ નહિ." મેનાની આકૃતિએ હવે જવાબ દીધો, "મહારાજ, મને તમારા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે તેથીજ મારા પતિ અને પુત્ર શીવાય કોઈને હું દેખા દેતી નથી છતાં તમને મેં દેખા દીધી છે. આ કબાટના છેક નીચલા ખાનાના તળીઆના પાટીઆની નીચે એક સંચ છે, તે સંચમાં બે મોતીની બંગડીઓ તથા કેટલાક કાગળો છે બંગડીઓ મારા લગ્ન પ્રસંગે મારા લગ્ન પહેલાના એક સ્નેહીએ મને ભેટ આપેલી છે. તેમ એ પત્રો તેણે મારા ઉપર લખેલા પ્રેમપત્રો છે. લગ્ન પછી હું તદ્દન પવિત્ર રહેલી છું. એ પુરુષ સાથે મેં કોઈ પણ જાતનો સબંધ રાખ્યો નથી મારા પતિ પણ મારી પવિત્રતા માટે તો એક પળ વાર શંકા લાવશે નહિ; તેની તો મને પુરેપુરી ખાત્રી છે. પરંતુ એ બંગડીઓ તેમના જોવામાં આવે અને એ પત્રો તેમના વાંચવામાં આવે તો એમના આત્માને બહુ દુઃખ થાય મારા છેલ્લા શ્વાસ વખતે મારા મનમાં એનેએજ વિચારો આવ્યા કરતા હતા. મારા પતિના આત્માને દુઃખ થાય એ વિચારજ મારાથી સહન થઈ શકતો નથી. તેથી હું દુઃખી થાઉં છું. અને મારા આત્માની સદ્ગતિ થવા પામતી નથી. તમે એ બંગડીઓ દરિઆમાં ફેંકી દો કોઈને દાનમાં પણ આપશો નહિ. તેમ એ પત્રોને બાળી નાખી તેમનો નાશ કરી દો અને તેની રાખોડી પણ દરિઆમાં પધરાવી દો. જ્યાં સુધી એ પત્રો તથા એ બંગડીઓ આ કબાટમાં છે ત્યાં સુધી મારા આત્માની સદ્ગતિ થવાની નથી. તેમનો નાશ થશે ત્યારેજ મારી સદ્ગતિ થશે." આનંદસ્વામીએ કબાટ ઉઘાડી સંચમાંથી બંગડીઓ તથા પત્રો બહાર કાઢ્યા. બંગડીઓ પોતાના લંગોટની નીચે મુકી દીધી. પત્રો ઉપર નજર પણ નાંખ્યા વગર એ પત્રોના દાટાને તેમણે ઝીણા ઝીણા કકડાઓ કરી નાંખ્યા અને પછી એક દિવાસળી સળગાવી તેમણે તે કકડાઓ બાળી નાંખ્યા. તેની રાખોડીને ભેગી કરી તેનું એક પડીકું બાંધી દીધું અને તે પડીકું પણ લંગોટ તળે મુકી દીધું. આજુબાજુની જગ્યા પણ પાણી છાંટી તેમણે સાફ કરી નાખી, જેથી કોઈને પણ વ્હેમ પડે નહિં કે ત્યાં આગળ કાગળો બાળવામાં આવેલા છે. મેનાની આકૃતિ હવે એકદમ ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. આનંદ સ્વામીએ મણીભદ્રને બોલાવી કહ્યું, "પ્રભુની કૃપાથી મારો પ્રયોગ સફળ થયો છે, મરનારીના આત્માની સદ્ગતિ થઇ છે. મણીભદ્રે કબાટ આગળ આવી જોયું તો મેનાની આકૃતિ હવે ત્યાં જોવામાં આવી નહિ તે અત્યંત આનંદથી આનંદસ્વામીને પગે પડ્યો અને ખરા અંતઃકરણથી તેમનો ઉપકાર માન્યો. ઘણે દિવસે મણીભદ્રના મનને શાંતિ વળવાથી આજે તે નિરાંતથી સારી ઉંઘ લઇ શક્યો. સ્વપ્નામાં મેનાએ તેને દેખા દીધી. આ વખતે તેના ચ્હેરા પર ચિંતાની બીલકુલ નિશાની ન્હોતી તેનું મ્હોં કંમળની માફક આનંદી અને હસતું દેખાતું હતું. મણીભદ્રના માથા ઉપર અત્યંત ઉમળકાથી હાથ ફેરવી તે બોલી, "વ્હાલા, મારી બીલકુલ ચિંતા કરશો નહિ. મારા આત્માની સંપૂર્ણ સદ્ગતિ થઇ ગઇ છે. હવે હું જાઉં છું. પ્રભુ તમને તથા તમારા પુત્રને કુશળ રાખો."

# " શરદુત્સવ "

રાસ.

લેખકઃ

ગો. શ્રી વ્રજનાથ વિ. મહારાજ

( ૧ )

ઉજવિએ શરદોત્સવ આવો આપણે,
ચન્દ્રરશ્મિ શશિમાં બ્હેની ! આજ જો
કરતળતાલે મંજુલ ઉપવનમાં સખિ !
પ્રણય રાસ લઇ ઠલવીશું ઉલ્લાસ જો.

( ૨ )

પ્રણય–સુધાનું પાન, સુધાંશુ વ્યોમથી
કરાવતો એ રસિકાને પ્રેમાળ જો;
પુષ્પ પરાગ મહીં મધુપો લોટી રહ્યા,
કરતા ગુંજારવ પ્રણયે મસ્તાન જો.

( ૩ )

કોમળ કુસુમ કલિકા જો વિકસી રહી,
વૃક્ષલતા સહુ આજ દીસે છે શુભ્ર જો;
પરભૃતિકા ટહુકાર કરંતી કુંજમાં,
તરૂવર ડાળે ઝુલંતી પ્રેમાદ્ર જો.

( ૪ )

સુરભિ–સમીરણ મન્દ ગતિથી વહી રહ્યો,
વન–નિર્ઝરિણી કલ્લોલે કમનીય જો;
હૈયાં હીંચે છે આનન્દે આર્યના,
શરદોત્સવ બ્રહ્માંડ મહીં ઉજવાય જો.



# પુસ્તક પ્રકાશન

## આ મહત્વના વિષય ઉપર ઝાંખો પ્રકાશ

લેખકઃ

રા. ધનસુખલાલ મહેતા,

સભ્ય, સાહિત્યસંસદ

---

મુદ્રણકળાની શોધ કોણે કરી, તે પછી પહેલા કયા કયા પુસ્તકો છાપવામા આવ્યા વગેરે બાબતો આ લેખમા જોવાની કોઇ વાચનાર ભુલ ન જ કરે. તેજ પ્રમાણે કોનન ડોયલને શેરલોક હોમ્સની વાતો લખવા માટે એક શબ્દ દીઠ કેટલું આપવામા આવતું. હમણાના બીજા મહાન અંગ્રેજ તેમજ અમેરીકન લેખકોને કેટલુ મહેનતાણું એક પુસ્તક માટે મળે છે, સર વૉલ્ટર સ્કૉટે પુસ્તકો લખી લખીને પોતાનું દેવુ કેવી રીતે વાળી આપ્યું એ વીશેની હજાર વખત ચવાઇ ગએલી છતા મહત્વની ચર્ચા આમા નહિજ જડે. જો કે આ જગ્યાએ મારે એટલું જણાવી દેવું જોઇએ કે જે માણસને દેવુ થઇ ગયું હોય તેણે સ્કૉટની માફક ઐતિહાસિક નવલકથાઓ લખવાનું શરૂ કરી દેવુ એ મત મારે માન્ય નથી. હું તો ઉલટું એટલે સુધી કહેવા તૈયાર છું કે જો સ્કૉટે પુસ્તકો લખવામા મહેનત અને સમયની બરબાદી કરવાને બદલે મહાલક્ષ્મીની ઘોડાની શરતોમાં અને મુંબઇના શેરબજારમા ટીકીટો સટ્ટો ઉપાડવામાં પોતાનું મગજ વાપર્યું હોત તો કદાચ તે પોતાનું દેવું તો નહીં વાળી શક્યો હોત પણ માનઆબરૂ અને રોલ્સરોઇસ મોટરકાર તો તે જરૂર મેળવી શકત. પણ ખબર હવે આ શીખામણ નકામી છે તેમજ આ લેખમા કૈંક અસ્થાને પણ છે.

એ ઉપરાંત પશ્ચિમના દેશોમા લેખકો અને પુસ્તક પ્રકાશનના જેટલા માર્ગો મોજુદ છે એ બધા માર્ગોનું પૃથક્કરણ કરવું એ પણ નિરર્થક છે. કારણ કે રડયાર્ડ કીપલીંગ જેમ એક ઠેકાણે કહી ગયો છે તેમ પશ્ચિમ તે પશ્ચિમ છે અને પૂર્વ તે પૂર્વ છે! (આ વાક્યમાં બહુ-શ્રુતતા કયા સમાય છે કે જેને લઇને એ બધેજ વપરાય છે એ મારાથી સમજાતુ નથી. એમ તો હું પણ કહી શકુ કે ઉત્તર તે ઉત્તર છે અને દક્ષિણ તે દક્ષિણ છે. તદુપરાંત આટલા સાદા સત્યને પણ આઇનસ્ટાઇન જેવો અસત્ય પુરવાર કરી ચુક્યો છે !) માત્ર આ બાબતમા આપણા ગુજરાતમા હાલ શી સ્થિતિ છે તેનોજ ઉલ્લેખ હું અત્રે કરી રહ્યો છું હાલના ભયંકર વિપ્લવ-વાદી યુવાનોની હરોળમાં હું નહિ હોવાથી મારે તો આપણી જે સ્થિતિ હોય તે સ્થિતિમાંજ ગુજરાન ચલાવવું રહ્યું. એટલે અંતરના બધા બ-ળાપા આ જગ્યાએ ઠાલવી રહ્યો છું.

મેં ઠીક ઠીક લેખો લખ્યા છે. દિવાળીના અંકોમાં લેખો લખવા માટે મારા ઉપર ઘણું

ચાર જુદાં જુદાં આમંત્રણો પણ આવે છે. મારા એક મિત્ર મને હંમેશ જાહેરમાં ગુજરાતના જેરોમ કહીને સંબોધે છે પણ મારા એક બીજા મિત્રનું એમ ધારવું છે કે એ પહેલા મિત્ર માત્ર મારો ઉપહાસ કરવાજ મને એમ સંબોધે છે. એટલે એમાંથી મને જોઇએ તેવો સંતોષ મળતો નથી. ઘેર લગ્ન આવ્યાં હોય તે વખતે ઘણા વૃદ્ધો પણ કંકોત્રી છપાવવામાં મારી સલાહ લે છે એટલે મને અવારનવાર ઘણા માણસો મારા લેખોનો સંગ્રહ બહાર પાડવાનું કહે છે.

"બીરાદર, એકાદ સંગ્રહ છપાવી દેને." કોઇ કહે છે, "જે પાંચસો હજાર મળ્યા તે ખરા. આ વખતમાં શા ખોટા છે?"

"માસિકોમાં ને માસિકોમાંજ તમારા લેખો, પડયા રહે એમાં ફાયદો શો?" બીજા કહે છે. "એકાદ પુસ્તક ઠોકીદોને. બે પાંચ હજાર નકલ ખપાવવી એમાં તે કૈં મોટી ધાડ મારવાની છે!"

"તમે ચોપડી કેમ છપાવતા નથી?" શેરબજારના મિત્રો કહે છે. "અમારા શેરબજારમાં એકેક દલાલને પાંચ પાંચ કૈંકતો આવું તો સાતસો આઠસો તો એક દહાડામાં ખપી જાય. પછી તમારે શો વાંધો છે?"

આ પ્રમાણે અનેક મિત્રો તેમજ ઓળખાણવાળાઓએ મારા ઉપર દબાણ કર્યું છે પણ મારી હિંમત ચાલતી નથી. મને મારા એક વડીલ મોતીલાલની સ્થિતિ સાંભરી આવે છે અને હું આ માર્ગે પ્રયાણ કરવાં અચકી જાઉં છું.

મોતીલાલ પણ મારા જેવાજ લેખક–કદાચ મારા કરતાં પણ એમણે કૈંક વધુ લખેલું, એમણે મોટી ઉમરે, લગભગ, નોકરીમાંથી નિવૃત્ત થયા પછી ઉપર જણાવેલી શીખામણ ગળે ઉતારી અને પોતાના લેખોનો એક દળદાર પોથી "મોતીસાગર" નામથી બહાર પાડયો. પ્રેસવાળાનાં, પૂઠાંવાળાનાં, ચિત્રકારોનાં, બ્લોક બનાવનારનાં વગેરેનાં બીલો કેટલી રકમના થશે એનો ચોક્કસ ખ્યાલ એમને નહતો; એટલે જાહેરખબર પણ પુસ્તક છપાતા પહેલાં એટણે જરા છુટથી આપેલી. પુસ્તક તૈયાર થતાં વેંતજ બસો પાંચસો નકલ ઉપડી જશે અને એના પૈસામાંથી બધાનાં બીલો ચુકવી આપીને નીરાંતે પછી વેચાતી જતી ચોપડીઓની કિંમત નફા તરીકે મળતી રહેશે. આવી મનોહર ભાવના મોતીલાલ પોતાના અંતરમાં સેવી રહ્યા હતા. એમના કુટુંબમાં પણ આ શ્રદ્ધા માન્ય હતી એટલે તૈયાર થઇને એની નકલો ઘરમાં ડાબાં ભરાઇ ભરાઇને આવવા માંડી ત્યારે એમના સંતાનોએ એને સોનાની ઇંટ રૂપેજ જોઇ, ઉત્સાહમાં ને ઉત્સાહમાં દૈનિકોને, અઠવાડીકોને, માસિકોને ત્રૈમાસિકોને તેમજ બીજા મોટા સાક્ષરોને નકલો મોકલવાની ક્રિયામાં આખું ઘર મચી પડયું. પેક કરવામાં ખાસ મદદમાં આવનાર શુંદર પણ મોતીલાલના પત્નીએ ઘેર બનાવ્યો. સગાં, સ્નેહીઓ અને સાધારણ ઓળખનાર માણસો પણ મોતીલાલને ઘેર મોટા જથ્થામાં આવવા માંડ્યાં અને જ્યારે શાંત ચિત્તે ગણત્રી કાઢવામાં આવી ત્યારે મોતીલાલને જણાયું કે કૈંક વધુ પડતો ઉત્સાહ એમનાથી બતાવી દેવામાં આવ્યો હતો કારણ કે લગભગ સાઠી ત્રણસો નકલો આ પ્રમાણે એટલા વખતમાં ઉપડી ગઇ હતી. પણ ત્રણ હજાર નકલ છપાવેલ એટલે ફીકર જેવું કશું ન હતું. પછી એક બાર્જની, સૂચનાથી, રેળવેની ખાતામાં બે

પાંચ નકલો મોકલવામાં આવી તેમજ જુદાં જુદાં સ્ટેટોના કેળવણી ખાતાંઓમાં પણ નકલો રવાના કરવામાં આવી. જુદી જુદી લાયબ્રેરીઓ ઉપર મોકલવાને માટે એક ખાસ હેન્ડબીલ છપાવીને તૈયાર કરવામાં આવ્યું અને તે પણ રહતે રહતે રવાના થતાં ગયાં. તે પાછળ બાદ દેવડાવનારા પત્રો પણ યોગ્ય સમયે મોકલવામાં આવ્યા. કયાં કયાંથી શોધી શોધીને ભલામણચીઠ્ઠીઓ પણ મેળવવામાં આવી પણ કોણ જાણે શાથી પૈસા ભરવાને તે ચોપડી મંગાવનારા ભાગ્યેજ કોઇ નીકળ્યા.

પુસ્તકની સારી જેવી પ્રશંસા થઇ. બધાએ મુક્તકંઠે તેનાં વખાણ કર્યાં, પણ એથી નકલોનો ઉપાડ થયો નહીં. કોઇની સૂચના ઉપરથી મોતીલાલભાઇએ એક બુકસેલરને ત્યાં સો દોઢસો નકલો વેચવા માટે મુકી. થોડા માસ પછી એજ બુકસેલરે બીજી દોઢસો નકલ લીધી. પણ આગળની નકલોના પૈસા મોતીલાલે જોયા નહીં. બુકસેલર મુંબઇમાં અને પોતે બહારગામ એટલે અવારનવાર કાગળોથી મોતીલાલ એને યાદ આપતા હતા. પણ એવી પાર્ટીથી ટંકશાળના પૈસા મળતા નથી એ જાણીતી વાતથી મોતીલાલ અજાણ હતા. કોઇક વાર એમનું મુંબઇ આવવું થાય ત્યારે એ બુકસેલરને ત્યાં બેસીને ચ્હા પાણી પી આવતા અને પૈસા માટેનો ચોક્કસ વાયદો સાંભળી લેતા.

આખરે એ બુકસેલરથી કંટાળીને બીજાને ત્યાં મોતીલાલજીએ પાંચસો નકલો મુકી પણ તેમાં પરિણામ કંઇ જુદું આવ્યું. અમુક સમય સુધી તો કંઇ થયું નહિ પણ પછી જ્યારે મોતીલાલે એને પૈસાને માટે દબાણ કર્યું ત્યારે એણે કહ્યું કે " જો તમે આવીજ પ્રકૃતિના માણસ છો એમ હું જાણતો હોત તો તમારો આ કચરો હું રાખતજ નહીં. પણ ભાઇ, આ ભલાંની દુનિયાજ નથી. તમારી ચોપડી એવી તે કંઇ પ્રખ્યાત હતી કે તારથી બધા ઓર્ડરો આવે. બહુમાં બહુ પચ્ચિસ ત્રીસ નકલો ખપી હશે. કેટલીક નકલો તો અમારે જાહેરાતને માટે એમને એમ આપવી પડી અને તમારે હિસાબ ચોખ્ખો કરવાની ઇચ્છા હોય તો કરી આપું."

આટલું કહી હિસાબ ચોખ્ખો કર્યો અને તેમાં એણે સાફ બતાવ્યું કે મોતીલાલે પાંચસોમાંથી જે અઢીસો નકલો એને ત્યાં પડી રહી હતી તે પાછી લઇ જવી અને પોણોસો રૂપીઆ આપી જવા. અઢીસો નકલો પીગળાવી નાખવાના અદ્ભુત પ્રયોગને માટે પોણોસો રૂપીઆ જેવી રકમ નજીવીજ ગણાય. પણ એ બાબતમાં પછી મોતીલાલે શું કર્યું એની મને ખબર નથી.

ત્યારપછી ઘરમાં જન્મ્યા રોકીને પ્રેમ એ પુસ્તકના જથ્થાને કમતી કરવાના બીજા ઉપાયો એમણે અમલમાં મુક્યા. ન્યાતમાં તેમજ ઓળખીતા પાળખીતામાં લગ્ન અવસરે મોતીલાલે પોતાના પુસ્તકની ભેટ આપવી શરૂ કરી દીધી. મેટ્રીકમાં પાસ થનાર પોતાની ન્યાતનાં દરેક યુવક અને યુવતિને આ પુસ્તકની એકેક નકલ મળે એવી યોજના પણ એમણે અમલમાં મુકી. જે જે માસિકોમાં ઉખાણાં આપવાની અને ઉકેલવાની પ્રથા હતી તે તે માસિક મારફતે એ ઉખાણાં ઉકેલનારને એકેક નકલ ભેટ મળે એવો પ્રબંધ રચવામાં આવ્યો. આ સિવાય એમના સ્નેહીવર્ગમાં એક બે વાર મેળા કરાવી એ

પુસ્તકની લ્હાણ કરી, અમારા જેવા જુવાન સ્નેહીઓને તો મોતીલાલભાઇ અવારનવાર એ પુસ્તકની એક નકલ ભેટ આપતા. મને એ પ્રમાણે ત્રણ જુદે જુદે અવસરે એકેક નકલ મળેલી એમ યાદ છે. જ્યારે ચોથી વાર, હું મારી છોકરીને પરણાવવા પાટલે બેઠો હતો ત્યારે એમનાં પત્નીએ ચુંદડી તરીકે એ પુસ્તક આપવા માંડ્યું ત્યારે મેં વિવેકથી પણ હીંમતથી એ સ્વીકારવાની ના પાડી. પણ એથી એમને બહુ ખોટું લાગ્યું હતું એમ મને હજી લાગ્યા કરે છે.

એ પુસ્તકને પ્રસિદ્ધિમાં આવ્યાંને પંદરેક વર્ષ થયાં હશે કે કદાચ વધારે પણ થયાં હોય છતાં આજે પણ મોતીલાલજીના ઘરમાં એક ખુણો રોકીને બે કબાટો એ પુસ્તકની નકલોને પોતાના હૈયાં સાથે ચાંપીને પડેલાં મોજુદ છે અને એ વીશેની વાત છેડતાં આજે પણ એમની આંખ અશ્રુભીની થઇ જાય છે. કોઇક-કોઇક વખત તો પોતે કહે છે પણ ખરા : " ભાઇ! આટલી મહેનત મેં કોઇ બીજા ધંધા પાછળ કરી હત ને તો તારી કાકીને ચુલો પકડવાની પંચાતી ટળી ગઇ હત. પણ હશે! જેવી પ્રભુની મરજી!" " આટલું બોલી થોડીવાર અટકતા, પછી વિચારમાં પડતા મોતીલાલ પાછા બોલી ઉઠતા : " પણ-પણ અસ્યા, તું પેલા—શેઠને ઓળખે છે ખરો ? તું પોતે નહીં ઓળખતો હોય તો કોઇની ભલામણું ચીઠ્ઠી લાવી આપે? ઘણો ઉદાર છે અને વિદ્યારસિક છે એમ સાંભળ્યું છે—સામટી હજારેક નકલ લઇ લે તો બીજું પુસ્તક છપાવવાનો ખરચ બારોબાર નીકળી જાય!"

પાછલાં વાક્યો બોલતાં બોલતાં પાછું મોતીલાલજીનામાં ચેતન ચમકતું, નવીન ઉત્સાહ તરવરી ઉઠતો. ક્ષણભર એ ચેતન—એ ઉત્સાહ સપાટી ઉપર ઝળહળીને પાછાં શમી જતાં અને મોતીલાલજીનું હૈયું એક દીર્ઘ નિશ્વાસ મુકતું.

આવું જાણતા છતાં કયા માણસની પોતાના પુસ્તક પોતેજ પ્રસિદ્ધ કરવાની હીંમત ચાલે!

ઘણા સ્નેહીઓ મને અવારનવાર કહેતા : " ભલા માણસ, કોઇક પબ્લીશરને પકડીને સંગ્રહ છપાવને, જે બસો પાંચસો મળ્યા તે ખરા! બીજી આવૃત્તિ વખતે વળી જોઇ લેવાશે."

" પહેલી આવૃત્તિનાજ બસો પાંચસો અને બીજી આવૃત્તિનું આગળ ઉપર જોઇ લેવાશે" કહેનારને ખરી વસ્તુસ્થીતીનું અજ્ઞાન કેટલું મોટું છે એ તો જે આ ક્ષેત્રના પડદા પાછળની વાતો જાણતું હોય તેજ જાણે.

પડદા પાછળ ડોકીઉં કરીને જોનારાઓમાંનો એક હું. તે તે એ દિશામાં જવાની હીંમતજ કેમ કરે. છતાં હું ક્ષણભર પણ વિચાર કરું છું કે તરતજ મને પ્રસિદ્ધ લેખક શ્રી છોટાલાલની કરુણ મૂર્તિ સાંભરી આવે છે.

છોટાલાલે પોતાના સંગ્રહ કોઇ પબ્લીશર પાસે છપાવવાની આશા રાખેલી અને તે પણ પૈસા લઇને. અત્રે હું એટલું તો જણાવીજ દઉં કે જો આપણે આપણી કૃતિઓ મફતજ પબ્લીશરોને આપી દેવાની તૈયારી હોય તો માર્ગમાંથી અનેક વિઘ્નો દૂર થઇ જાય છે. અલબત, બધાંજ વિઘ્નો દૂર થઇ જાય છે એમ તો નહીંજ કહી શકાય; કારણકે એ ક્ષેત્રમાં પણ હરીફાઇ ઘણી

છે. તમે તમારી કૃતિ વિના મૂલ્યેજ આપી દેવાને તૈયાર હો પણ બીજાઓ એવા પણ નીકળી આવે છે કે સામા પ્રકાશકને પૈસાની પણ મદદ કરે. એટલે એમાં પણ એમ તો નથીજ કે આપણે સારા લેખક થયા એટલે આપણી કૃતિઓ પ્રકાશકો વિના મહેનતાણે પ્રસિદ્ધ કરેજ.

છોટાલાલભાઈ યુવાન હતા, આશાભર્યા હતા. એમણે એક પછી એક પ્રકાશકને પકડવા માંડ્યા અને તેમને પોતાનો સંગ્રહ ધરવા માંડ્યો. ઓફીસમાંથી છૂટીને, ટ્રામનો આનો ખરચીને છોટાલાલ કોઈક પ્રસિદ્ધકર્તાની દુકાને પહોંચે, પહેલાં આડી અવળી વાત થાય અને પછી પેલા સંગ્રહ સંબંધી વાત છેડાય. કંઈક આ પ્રમાણે વાતચીત ચાલે.

પ્રકાશક: " ઓહોહો! તમારી કૃતિઓ! એનાથી કોણ અજાણ્યું હોય! ખુશીથી છાપું શા માટે નહીં છાપું? એટલા માટે તો અહીં બેઠા છીએ."

છોટાલાલ "પણ–પણ તમે સર્વ હક સ્વાધીન રાખો તેના બદલામાં શું આપી શકશો?"

પ્રકાશક: "હેં હે હેં, ભાઈઓની છોટાલાલભાઈ, ચોપડીઓના બજારની સ્થિતિ તો તમે જાણો છો ને, એમાં કંઈ કહેવા જેવું નથી, કે કમાવાની તો ખેર ગઈ પણ મુદ્દલ છૂટતી નથી. તે ઉપરાંત આડતીઆ, જાહેર ખબરોના પૈસા—અરે વાત જ ન કરો. હા. પાંચ પચીસ નકલો આપી શકીએ—તમારા મિત્રોમાં વહેંચવા. બાકી તમે કોપીરાઈટ આપી દ્યો અને નકલો ખપાવવાને માટે જરા મહેનત કરો તો વાંધા જેવું નથી. તમારે ક્યાં ઓળખાણપાળખાણ ઓછી છે?"

છોટાલાલ: "હા એ ખરું પણ મારે પૈસા વિના આપવાની ત્રેવડ નથી."

પ્રકાશક: "હા, એ બરાબર છે; સૌ સૌની ફાવટની વાત છે. ચ્હા કે કૉફી! મંગાવું? કોઈ કોઈ વાર આવતા રહેજો, હેં હેં હેં!"

પછી કેટલીયે આજ મતલબની વાતો છોટાલાલને થઈ. ઘેર કુટુંબીજનોને તો એમજ લાગ્યું કે ઓફીસનો ટાઇમ જ બે કલાક મોડો થયો છે. કારણ કે છોટાલાલભાઈને ઓફીસથી છૂટીને પ્રકાશકને ત્યાં જવાનું હોય જ. વળી આ ઉપર કહેલી વાત એક જ મુલાકાતમાં થઈ ગઈ એમ માનવું એ પણ ભૂલ ભરેલું છે. આટલી વાત થતાં તો પાંચ સાત મુલાકાતો ઓછામાં ઓછી જોઈએ. કેટલાક બધા પ્રકાશકો તો પૈસાનું નામ સાંભળતાં તરત જ ના પાડી દેતા. પણ ઘણા પ્રસિદ્ધકર્તાને આમ વાત ટુંકાવવામાં રસ પડતો નહીં. દુકાને એકલા બેઠા માખ મારતા પડ્યા રહેવા કરતાં છોટાલાલ જેવાની સાથે ગપ્પાં મારવામાં વિશેષ આનંદજ હોય એટલે છોટાલાલને કોઈ એક મુલાકાતે આટોપીજ છોડતું. કરોળીઆને માખીનો શિકાર કરવો હોય તો એકદમ તેને મારી નાખતો નથી પણ તડકાવી તડકાવી મારે છે—એમ મારે તોજ એને આનંદ પડે. મનુષ્ય જાત કરોળીઆથી ઉતરી આવી હશે કે નહીં એ હું ચોક્કસ રીતે જાણતો નથી પણ ઉતરી આવી હોય તો માન્યામાં આવે તેવી વાત તો છે જ.

જેમ જેમ વખત વીતતો ગયો અને છોટાલાલભાઈ નવા નવા પ્રકાશકોની મુલાકાતમાં

નિરાશ થતા ગયા તેમ તેમ તેમનું મગજ નબળું પડતું ગયું. એકલા મુંબઈનાજ નહીં પણ બહારગામના પબ્લીશરો પણ છોટાલાલના હાથમાંથી છટકી શક્યા નહીં. દરેક એવા પ્રસિદ્ધકર્તા સાથે મહીનાના મહીના ટપાલ વ્યવહાર ચાલતો. આશાની ઓથે ચાલતું વહાણુ ઠેઠ કીનારે આવીને ખડક સાથે અથડાતું અને ડુબી જતું. છેલ્લાં એક પબ્લીશર હાથ લાગ્યો. પહેલીજ મુલાકાતે છોટાલાલ પરમ સંતોષ પામ્યા હોય તેમ જણાયું. લેખકોમાં છોટાલાલ જેવો લખનાર આજ ગુજરાતના ગર્ભમાં નથી એમ પેલા પબ્લીશરે ભાર દઈને જણાવ્યું. પોતે છપાવવાને રાજી છે એટલુંજ નહીં પણ ઉત્સુક છે એમ એણે કહ્યું. માત્ર પોતાને જો એ સંગ્રહ નીરાંતે વાંચવાની તક મળે તો બહુ સારૂં એમ એણે કરગરતાં કરગરતાં છોટાલાલને કહ્યું. છોટાલાલે ઔદાર્ય દાખવીને તેમ કરવાની હા પાડી અને સંગ્રહ તેને ત્યાં મુકીને વીદાય લીધી. ચાર પાંચ મહીનામાં પાંચ પચીસ ફેરા ખાધા ત્યારે પેલાએ જણાવ્યું કે એણે સંગ્રહ વાંચી લીધો છે અને એને બહુજ પસંદ પડયો છે.

"હવે તમારી શરતો જણાવો એટલે હું છપાવી આપું," બીજા પાંચ સાત ફેરા પછી છોટાલાલને સહેજ હસીને કહ્યું.

"શરતોમાં તો બીજું શું?" છોટાલાલ આટઆટલા વર્ષે પોતાની એક પુરી આશા ફળીભુત થતી જાણને ગળગળા થઈને બોલ્યા, "અઢીસો રૂપીઆ અને પચાસ નકલો."

"વાહવાહ, અમારે લેખકો તમારા જેવાજ પ્રમાણિક જોઈએ છે," પેલા પબ્લીશરે છોટાલાલની પીઠ થાબડતાં કહ્યું, "કબુલ છે તમારી એ શરતો મારે; બસ હવે પ્રેસમાં મોકલાવી દઈએ. પણ પ્રુફો તમારે જ તપાસવાં પડશે હો કે!"

"હા હા, એતો હું તપાસી આપીશ." છોટાલાલે કબુલ કર્યું.

બીજા ત્રણ ચાર માસ ગુજરી ગયા. પછીની એક મુલાકાતે પબ્લીશરે કહ્યું, "ત્યારે હવે હું મોકલાવું છું પ્રેસમાં."

"હા, હવે તો ધખત પણ ઘણો થઈ ગયો." ખીતાં ખીતાં છોટાલાલ બોલ્યા.

"ભાઈ, એ કૈં ખાવાની વાત છે! અમારે બે ત્રણ હજારના ખાડામાં ઉતરવું પડે છે." પબ્લીશરે જવાબ દીધો.

"હા, પણ મારું નામ છે—એટલે" છોટાલાલે કહ્યું.

"હા હા હા, હવે એ તો સમજ્યાં, આપણે ત્યાં નામ શાં અને વાત શી!" પબ્લીશરે કહ્યું. "પણ જુઓની; પેલી રકમ બધી નકલો ખપી રહે પછી હું આપી શકું."

છોટાલાલ થથંક્યા. બે હજાર નકલ ખપે ત્યારે રૂપીઆ મળે એનો અર્થ જ કૈં નહીં. એમણે વીધો ઉઠાવ્યો. પરિણામે વાટાઘાટ થતાં બીજા એએક માસ અને ચાર પાંચ મુલાકાતો થયાં પછી એમ નક્કી થયું કે દોઢસો રૂપીઆ અને ત્રીસ નકલો છોટાલાલને મળે એમાં નકલો ખપાવવામાં એમણે બનતી મહેનત પણ કરવી.

આ વાત થયા પછી બીજા દોઢેક માસમાં એમ ઠર્યું કે એ દોઢસો રૂપીઆ ચોપડી છપાય

પછી ત્રણ મહીના પછી દસ દસના માસિક હપતામાં છોટાલાલને મળે એવી શરત બન્ને પક્ષ વચ્ચે કબુલ કરવામાં આવે છોટાલાલ કંઈક ઉત્સાહમાં પણ આવ્યા. પણ તે પછી આશરે બેએક માસ પછી એક મુલાકાત વખતે પબ્લીશરે કહ્યું : "હા આસ. જુઓની, પ્રેસ સાથે નક્કી થઈ ચુક્યું છે. માત્ર કાગળની ખોટ છે પ્રેસવાળા અમે તેવા કાગળો વાપરે અને તે ઉપરનો નફો ખાઈ જાય એને બદલે હું જ એને કાગળો આપવા માગું છું—સારા ફેધરવેઈટ એન્ટીક ઉપર છપાવશું, જાણે કોઈ અંગ્રેજ પબ્લીશરને ટક્કર મારશું. કરવું તો સરસ કરવું. પણ—પણ જુઓ ભાઈ છોટાલાલ ! હમણાં જરા અમારો હાથ તંગીમાં છે અને કાગળોની જોગવાઈ કરી શકાય તેમ નથી તો જો હમણાં તમે એક બસો અઢી સો રૂપીઆ આપો તો કાલથી કામ શરુ થઈ જાય. આમ અમારે તમને મહેનતાણાના હપતા તો આપવાના છે જ; સાથે સાથે આના પણ હપતા કરી નાખશું."

આ સાંભળતાંજ છોટાલાલ ક્ષણભર તો સ્તબ્ધ થઈ ગયા પણ પછી શુદ્ધિમાં આવતાંજ તેમની નજર પોતાના હવે જર્જરિત થઈ ગયેલ સંગ્રહ ઉપર પડી. તરત કુદીને એમણે એ સંગ્રહ લઈ લીધો, છલંગ મારીને દુકાનની બહાર કુદી પડ્યા અને પસાર થતી ટ્રામમાં ચડી બેઠા.

આ અનુભવ પછી છોટાલાલનું મગજ વધુ અસ્થિર થયું છે. અલબત્ત, નોકરી તો કરે છે પણ લખવા કરવાનું બંધ થઈ ગયું છે અને હજી પણ ઓફીસથી છુટ્યા પછી ઘેર જવાને બદલે પબ્લીશરોના રસ્તામાં એક દોઢ કલાક, બગલમાં પેલો સંગ્રહ મારીને ફર્યા કરે છે. કોઈની દુકાને ચડતા નથી પણ પોતાના મકાનમાંજ કાલ્પનિક સંવાદો કર્યા કરે છે. અમે કેટલાક સ્નેહીઓએ મળીને એમને એ સંગ્રહ છપાવી આપવાનું માથે લીધું પણ છોટાલાલ એ વાત કબુલ નથી કરતા. બીજી બધી બાબતોમાં એ સારા છે પણ માત્ર આજ બાબતમાં એમના મગજે કંઈક વિચિત્ર
વલણ લઈ લીધું છે. થોડા દિવસની રજા લઈને ૪
એ મુંબઈની બહાર જાય છે ત્યારે પણ સ્નેહીઓની આગળ એમની વાત હોયજ કે, "હું અહીં આવીને પડ્યો છું અને ત્યાં મારે કેટલા પબ્લીશરોને મળવાનું રહી જાય છે. હશે, ત્યાં જઈને જરા વધુ મહેનત કરવી પડશે અને વધુ આંટા ફેરા મારીને પણ એ કામ પતાવી દેવાં પડશે."

આવા સંજોગોમાં મારે શું કરવું ?

કહો માર્ગ કોઈ !

# સર્જન અને મૃત્યુ

લેખક:
રા. રતિલાલ છાયા

[ હરિગીત )

બ્રહ્માંડ આ, સરવર મીઠું,
અહ! બ્રહ્મ-જલથી લહરતું
વસુધા મહીં નીત ડેલતું,
કમલ કેરું પાંદડું

(૨)

વાસના-અનિલો થકી,
સરવર તરલ ઉછાળતું;
જલ-તલ ઉછાળી શીકરને,
ધરી પત્ર પર વિલસાવતું.

(૩)

શીકરો ઉડે, મોતી બને,
પડી પત્ર પર ચળકે મીઠાં;
લહરે ક્ષણિક આનંદથી,
આયુ તણા આ દોલમાં.

(૪)

ફરી એ સરે સરવર મહીં,
જલ-બિન્દુ એ સરવર તણું;
અનભિજ્ઞ જન કે મૃત્યુએ,
શું બ્રહ્મ-જલમાં વિલસવું!

(૫)

જન-સૃજન એ-જનમૃત્યુ એ,
જલ-ઉડ્ડયન, જલનું મિલન;
નવ જાણતાં માનવ અરે!
ઉતરો હવે એ તમસ-ઘન.

પરસ્પર અભિપ્રાયોની આપ લે કરી શકે, અને સંગીતના વધારે ઉન્નત અને સુંદર પ્રકારોનું સર્જન કરી સંગીતના જીવંત સંસ્કારોનું પ્રતિસ્થાપન કરી શકે.

## સંગીતનું ગૌરવ

ધંધાદારી અને શોખથી પ્રેરાએલા સંગીત-કોવિદો સુવ્યવસ્થિત યત્ન કરશે તો જ જીવનમાં સંગીત એને યોગ્ય એવું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકશે. ભર્તૃહરિના સમયથી નટ, વિટ ને ગાયકને સમાજના અધમ જંતુઓ ગણવામાં આવ્યા છે. હીંદુસ્થાનમાં ઘણે સ્થળે સંગીતે સંભાવિત અને શિષ્ટ સમાજનો ત્યાગ કરી રખડેલ, અધમ અને પતિત સ્ત્રીઓનું શરણું લીધું. ઘણી વાર સંગીત એટલે ગાંજાનો ધુમાડો અને ક્ષુદ્ર તબલચીની બીભત્સ ભાષા. પચ્ચીસ વર્ષ ઉપર આપણી તરફ શિષ્ટ કુટુંબનો કોઇક છોકરો કે છોકરી ખુલ્લે અવાજે ગાતો તો તેણે શિષ્ટાચારનું ભારે ઉલ્લંઘન કર્યું ગણાતું. સંગીતને દફનાવી દેવાનો ઔરંગઝેબે પ્રયત્ન કર્યો હતો તે આપણે જાણીએ છીએ. એના વૈરાગ્યપરાયણ દરબારના અવગણના પામેલા બીચારા ગવૈયાઓ એક વખત ઠાઠડી કાઢી તે ઉપર સારા વસ્ત્રોવાળું શબ મૂકી તે લઇને રાજમહેલ આગળથી પસાર થયા. 'કોણ મૃત્યુ પામ્યું ?' શહેનશાહે પ્રશ્ન કર્યો. બાદશાહને વસ્તુસ્થિતિનું ભાન કરાવવાની આશાથી ડાહ્યુ-ઓએ ઉત્તર વાળ્યો. "બેદરકારીને લીધે સંગીત મૃત્યુ પામ્યું છે અને તેને સ્મશાન પહોંચાડવા જઇએ છીએ." ઔરંગઝેબે પ્રત્યુત્તર દીધો "બહુ સારું, કબર એટલી ઉંડી ખોદજો કે એનો અવાજ કે પડઘો પણ સંભળાય નહી." વ્યર્થ આશા! એ પોતાનાં સામ્રાજ્યની કબર ખોદી શકયો પરંતુ સંગીતની કબર એનાથી ન ખોદાઈ. પરંતુ હીંદુસ્થાનના ઘણા પ્રદેશોમાં સંગીતની એથી પણ વધારે ખરાબ દશા થઈ. સંગીત પર અધમતાની મહોર મારવામાં આવી અને આપણે મુંબાઇવાસીઓએ જીવનમાં સંગીતને યોગ્ય સ્થાન અપાવવાના સફલ પ્રયત્નો કરવા બદલ મહારાષ્ટ્રવાસીઓનો ખરેખર આભાર માનવાનો છે. મહારાષ્ટ્રમાં સંગીત કળાને અધમતા સાથે સાંકળવામાં નહોતી આવી. પ્રત્યેક પુરુષના ઉચ્ચ શિક્ષણમાં તેને સ્થાન હતું, અને ઘણે અંશે સંગીત તરફનો વિરોધ દૂર કરવામાં મુખ્ય અસર મહારાષ્ટ્રની છે.

## સંગીતકલાનું પુનરુત્થાન

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હીંદુસ્થાનના સમાજજીવનના સર્વ વિષયોનું સાંસ્કારિક પુનરુત્થાન થઇ રહ્યું છે. સાહિત્યમાં, કલામાં, કવિતા અને નાટકમાં તેમજ સંગીત ને વાદનકલામાં પણ પશ્ચિમ ને પૂર્વના સંપર્કને લીધે સર્જનાત્મક પ્રવૃત્તિઓ માટે નવાં દૃષ્ટિબિંદુઓ અને નવી દિશાઓ અસ્તિત્વમાં આવ્યાં છે. પુનરુત્થાનનું તત્વજ એ છે કે જુની પ્રણાલિકાઓની પાર જઇને પ્રાથમિક તત્વોને ફરી શોધી કાઢવાનો પ્રયાસ કરી નવપ્રેરણા પામવી. આપણા દેશની દરેક વસ્તુની પેઠે સંગીતકલા પણ રૂઢિની શૃંખલામાં સજ્જડ જકડાએલી છે. સંગીતવિશારદોનું ધ્યેય કંઠના લાલિત્ય તરફ, ભાવવહનના ઉદ્દેશ કે પ્રકાર તરફ અથવા ઉચ્ચારણના સૌંદર્ય કે મૌલિકતા તરફ હોતું નથી.

મી. ટાગોરે સાચું જ કહ્યું છે કે "એમના હાવભાવ ધૃણાસ્પદ હોય, એમના ટીપના સુર તરડાએલા હોય કે ખરજના સૂરો અસ્વાભાવિક હોય તો તેમાં એમને લાજ લાગતી નથી. પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે રાગનાં સ્વરૂપ ને તાલસૂરની અટપટી પદ્ધતિ ઉપર પોતાનું પ્રભુત્વ દર્શાવવું એ એકજ પોતાનો ધર્મ છે એમ એઓ માને છે." સંગીતશાસ્ત્ર વીશે મને કાંઇ જ્ઞાન નથી છતાં આંખો બંધ કરીને સંગીતના સ્રોતમાં મારા મનને તરતું મૂકી મેં સંગીતનું પરીક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો છે. શાસ્ત્રદૃષ્ટિએ દોષરહિત છતાં નિર્જીવ અને જેને ઘણા કલાત્મક કહે છે એવું સંગીત મારી સૌંદર્યની ભાવનાને ખૂંચે છે, અને પ્રાણવાન સંગીતે—કદાચ તે સૂરની બહાર ડગે છતાંએ—મને આનંદથી રોમાંચિત કર્યો છે. રાગ અને તાલ એ સંગીતના વ્યાકરણ તથા અન્વય ભલે હોય, પણ વિશુદ્ધ વ્યાકરણ ને અન્વય વડે સુંદર કાવ્ય સર્જાતા નથી, અને વિશુદ્ધ રાગ ને તાલ વડે સંગીતનું નિર્માણ પણ ન થઈ શકે. અમુક પ્રકારનો ધ્વનિ અમુક લયમાં કાઢવો એજ સંગીતકલાનું એક તત્ત્વ નથી એ વાત સંગીતના અભ્યાસીએ ભૂલી જવી ન જોઇએ. કીન પૂછે છે: "સંગીત એ શું છે! સંગીતનું અસ્તિત્વજ અદ્ભુત—અલૌકિક છે. એનો પ્રદેશ વિચાર ને વસ્તુની વચ્ચેનો છે. સંધ્યાકાળના મધ્યસ્થ પ્રકાશ પેઠે ચેતન ને જડની વચ્ચે, બન્ને સાથે સંબંધ ધરાવતું છતાં બન્નેથી ભિન્ન સ્થિર એ વિચરે છે. એ ચેતન છે, છતાં કાળના માપથી માપી શકાય એવું ચેતન; એ જડ વસ્તુ છે, છતાં સ્થિતિની અવગણના કરી શકે. એવી જડ વસ્તુ: સંગીત શું છે એ આપણે જાણી શકીએ તેમ નથી." આ વર્ણન કાંઇક અસ્પષ્ટ છતાં સાચું છે. સંગીત અવ્યાખ્યેય છે, છતાં એ દરેકના હૃદયને ઉત્તેજિત કરે છે, ભાવોમાં બાહુલ્ય આણે છે, તલસાટને તીવ્ર બનાવે છે. જેને સાંભળીને તમે માત્ર વિદ્વત્તાનું પ્રમાણપત્ર આપો તે સંગીત નહીં. એણે તો ભાવોને અને ઉત્કટતાને ઉત્તેજિત કરવા જ જોઈએ. સેંટ જ્હોન ક્રીસોસ્ટમ કહે છે, "સંગીત આપણા મનને પાર્થિવ વ્યાપારમાંથી મુક્ત કરે છે અને આપણા આત્માને સ્વર્ગમાં લઇ જઈ તેને નિર્બંધ અને દિવ્ય બનાવે છે." ભાષણ કરતાં એક ગીતથી ઘણી વાર આપણને ઘણી વધારે અસર થાય છે. ભાવ પ્રગટ કરવા આપણને જ્યારે શબ્દો નથી જડતા ત્યારે આપણામાં સંગીતની સ્ફુરણા થાય છે. ભાવવહન માટે ભાષા નિષ્ફળ નીવડતાં પ્રાણીઓને એક સાથે ગવાતાં કે વગાડવામાં આવતાં ગીત દ્વારા સાંધી શકે છે એટલી એકતા બીજા કશાથી સાંધી શકાતી નથી. કોઈ મહાસભામાં ૨૦૦૦૦ કંઠે ગવાતું 'વંદે માતરમ્'નું ગીત પ્રમુખના ભાષણ કરતાં પણ વધારે દેશાભિમાન પ્રેરે છે. 'ઓરકેસ્ટ્રા'ના સંપૂર્ણ સંગીતની અદ્ભુત ને ગૌરવભરી વાક્છટા કરતાં વધારે પ્રભાવશાળી વાક્છટા બીજે ક્યાંય નથી. ઓસ્કર વાઇલ્ડ કહે છે, "શોપીન વગાડ્યા પછી મેં કદી ન કર્યાં હોય એવાં પાપો માટે જાણે હું રુદન કરતો હોઉં, અને મારા સંબંધમાં ન બની હોય એવી કરુણ ઘટનાઓ માટે વિલાપ કરતો હોઉં એમ મને લાગે છે. સંગીતની ધારા પર

હંમેશ આવીજ અસર થાય છે. એ મનુષ્યની આગળ જેનું એને ભાન ન હોય એવો ભૂતકાળ ખડો કરે છે અને જેને માટે કદી આંસુ ન સાર્યાં હોય એવા શોકથી તેના મનને ભરી દે છે. જેણે તદ્દન સામાન્ય પ્રકારનું જીવન ગાળ્યું હોય તેના સાંભળવામાં અકસ્માત રીતે કોઇક વિચિત્ર પ્રકારનું ગીત આવતાં એને એકાએક ખબર પડે, કે એની જાણ વગરજ એના આત્માને ભયંકર અનુભવો થયા હતા, અને અદ્દભુત આનંદો અથવા વિલક્ષણ ને આવેશમય પ્રણય અથવા મહા વૈરાગ્ય અનુભવ્યા હતા એવી હું સહેજે કલ્પના કરી શકું છું. આ માટેંજ સાચુંજ કહ્યું છે કે, "જ્યાં ભાષાનો અંત આવે છે ત્યાંથી સંગીતનો પ્રારંભ થાય છે." સુરો દ્વારા દિવ્ય સંવાદનું એ ઉચ્ચારણ હોય અથવા એ ભાવોની અલૌકિક ભાષા હોય. મનુષ્ય સાધી શકે એવાં ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારના ભાવકથન માટેનું એ સાધન બને તોજ એ સાચું સંગીત થઇ શકે. આટલા માટે પ્રથમ તો સંગીતકાર પાસે ભાવકથન માટે કાંઇક અસાધારણ વસ્તુ હોવી જોઇએ. અને બીજું, સંગીત દ્વારા એ એવી અસરકારક રીતે વ્યક્ત થવું જોઇએ કે સાંભળનાર પણ સંગીતકારની સાથે સમભાવ સાધી શકે. આપણા સંગીતવેત્તાઓ આ દૃષ્ટિબિંદુ પર યોગ્ય ભાર ન મુકે ત્યાં સુધી આપણે ચીલાઓ છોડી ગમે એટલું ચાલીશું પણ આપણાથી જરા પણ પ્રગતિ સધાવાની નથી.

### વાદનકલા

આ ઉપરાંત બીજો અગત્યનો વિષય જેમાં પ્રગતિ સાધવાની છે તે વાદનકલાનો છે. પહેલાં તો, શીખાઉ માટે ગમે તેટલું ઉપયોગી લાગતું હોય છતાં પાછળથી સર્વ પ્રકારના ઉચ્ચારણને ડુબાવી દઈ સંગીતને ઘોંઘાટ ને ચીસ જેવું બનાવી મુકનારા હાર્મોનીઅમ સમા નિર્જીવ વાદ્યો વિરુદ્ધ ઘણા વધારે જોરથી જંગ માંડવાની જરુર છે. સતાર અને સારંગીના આ દેશમાં આવા આત્મવિનાશક વાદ્યો લોકો આટલી સહેલાઇથી વધાવી લે, એ ખરેખર બહુ આશ્ચર્યકારક છે.

દીલરુબાનું સુંદર વાદ્ય લોકપ્રિય થતું જાય છે. પણ સાથ કરવા માટેના અપ્રતિમ વાદ્ય–સારંગી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા યોગ્ય છે. પરંતુ આ દેશમાં ધંધાદારી ગાયિકાની પેઠે સારંગી પણ બેઆબરુ બની છે. મને યાદ છે કે મારા પ્રમુખપદે ભરાએલા એક સંમેલનના કાર્યક્રમમાંથી સારંગી સાથે એક સન્નારીનું સંગીત હતું તે 'કોઈ સ્ત્રી સારંગી સાથે ગાય તો સંમેલનના ગૌરવને હાનિ પહોંચે' એમ કહી કાર્યવાહકે કાઢી નાંખ્યું હતું! જો સંગીતકલાને ગૌરવભર્યા સ્થાને પહોંચાડવી હોય તો બીચારી સારંગી–સર્વ વાદ્યોની સામ્રાજ્ઞી સમી સારંગી–જે મહત્તા ને ગૌરવને તે પાત્ર છે તે મહત્તા ને ગૌરવનું પુનઃસ્થાપન કરવું જોઇએ.

એ કબુલ કરવું જોઇએ કે આપણું વાદ્યસંગીત યુરોપના કરતું ઘણુંજ પાછળ છે. શતકો થયાં આપણે માત્ર સુરાવટ કરવા પુરતુંજ વાદ્યસંગીત કેળવીએ છીએ, પરંતુ આપણે જો ઢીંઢી ઓરકેસ્ટ્રાની પ્રગતિ સાધવી હોય તો યુરોપીઅન સંગીતની પ્રથાને આપણે અનુસરવું પડશે. અમુક પ્રકારના ઢીંઢી ઓરકેસ્ટ્રાને ખીલવવાના પ્રયાસો

થાય છે. પરંતુ જ્યાં સુધી યુરોપીઅન સંગીત કલા જેમાં પારંગત થઈ છે એવા સંવાદ ( Harmony ) તરફ વધારે લક્ષ આપવામાં ન આવે ત્યાં સુધી આવા પ્રયાસો માત્ર ઉગતા પ્રથમ રૂપજ રહેવાના. તમે જાણો છો કે ભિન્ન ભિન્ન સુરોના સંમિશ્રણના પાયા પર સંગીતના તદ્દન નવા ને સંપૂર્ણ કલાસ્વરૂપની યોજના કરવામાં આવી છે અને આમાંજ આધુનિક યુરોપીઅન સંગીતકલાનું તત્વ પ્રાચીન યુરોપ અને પ્રાચીન તથા અર્વાચીન એશીઆના કરતાં જુદું પડે છે વાદ્યસંગીત ઘણું કઠિન છે. કારણ કે વાણીસંગીત કરતા એ વધારે અમૂર્ત છે. વસ્તુને દૈવી બનાવનાર માનવ સ્પર્શનો પણ એમાં અભાવ હોય છે અને છતાં ઘણા જુદા વૈદ્ય વડે વગાડાતા ઘણા વાદ્યગીનમાંથી, એકજ સમયે વગાડવામાં આવતા અનેક સુરોમાંથી કોઈક બીથોવન ધ્વનિની એવી સંવાદિતા શોધી શકે છે કે જે એક સળંગ વસ્તુરૂપ લાગે અને અકથ્ય ભાવો વ્યક્ત કરી માનવહૈયાને જગાડે. બીથોવન ને બીજા સંગીતવેત્તાઓએ નિર્મેલા સ્વરસંવાદ એ દરેક પ્રકારના વાદ્યોના અનુભવ, ભિન્ન ભિન્ન જાતના વાદ્યોની કરેલી શોધ-પ્રત્યેક ધ્વનિ અને સુરમાં પ્રત્યક્ષ કલ્પના, જન્મ અર્પના કરેલા આરોપણ અને કલાસ્વામીની કલાના પરિણામરૂપ હતો.

## લોકગીત

આપણા સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ વધારે સાંગોપાંગ થાય એટલા માટે લોકગીતના ઢાળ તરફ પણ યોગ્ય લક્ષ રાખવું જોઈએ છે. લોકગીતના ઢાળની રચના એકાદ મનુષ્ય કે એકાદ પેઢીની કૃતિ નથી. એ તો પ્રાર્થના, કવિતા કે નૃત્યને અંગે અસ્તિત્વમાં આવે છે અને એનું નિર્માણ પેઢીઓની પરંપરા અસંખ્ય મનુષ્યો, ઢાળ, રાગ અને રાષ્ટ્રીય લક્ષણોના સંમિશ્રણ વડે કરે છે એ જાતિની લાક્ષણિક મનોદશાને વ્યક્ત કરે છે અને એ રીતે રાષ્ટ્રની કલાભાવના દર્શાવે છે. એમાં આપણને મહાન કલાકારની આકર્ષક કૃતિમાં જે સૌંદર્ય જણાયછે તેનાંજ દર્શન થાય છે. પહેલા દાખલામાં એક આખી જાતિ મંદ ગતિ વડે અનેક પેઢીઓ સુધી પોતાની મનોદશા વ્યક્ત કરવા મથે છે, બીજા દાખલામાં એક મહાન કલાકાર મહાપરિશ્રમે સાધેલી કલાદ્વારા એ મનોદશા વ્યક્ત કરે છે. યુરોપના ઘણાખરા મહાન કલાકારો લોકગીતને માત્ર પ્રેરણારૂપજ નહી પણ પોતાના દેશબંધુની રાષ્ટ્રભાવનાને અસર કરે એવા લાક્ષણિક સૌંદર્યના આકારરૂપ લેખતા. આ પ્રમાણે લોકગીતના પાયા ઉપર રાષ્ટ્રસંગીતની સ્થાપના થઇ. દાખલા તરીકે ગુજરાતના ભજનો તથા ગરબીઓ અને મહારાષ્ટ્રના કીર્તન અને પવાડામાં સામાન્યપણે રહેલા અનેક સુંદર રાગો જુઓ. તમે જેને રાગ કહો છો તે પ્રમાણેની શાસ્ત્રીય રીતે એ કદાચ સંપૂર્ણ નહીં હોય પરંતુ એક આખી જનતાની લાક્ષણિક મનોદશા વ્યક્ત કરતા એ રાગો ઇશ્વરકૃતિના શાશ્વત નિયમોને અનુસરીને વૃદ્ધિગત થાય છે. લોકસંગીત સર્વત્ર પ્રસર્યું છે ને પ્રત્યેકને એ આકર્ષે છે. પરંતુ એ અત્યારે દુર્ભાગ્યે શાસ્ત્રીય હીંદુસ્થાની પદ્ધતિના સંગીતથી વિભિન્ન થયું છે. કલાકાર ઉસ્તાદ એના નામ સાથી ગાય-

ડાના ભકતને તિરસ્કારે છે. પરંતુ શાસ્ત્રીય સંગીત એના દીન સાથીની સાથે મૈત્રી નહીં કરે અને એના દેશ્ય છતાં સુંદર ઢાળોમાંથી પ્રેરણા નહીં મેળવે ત્યાં સુધી રાષ્ટ્રના હૃદયને એ કદી પણ પોતાને કબજે કરી શકશે નહીં. લોકગીત જે એક શકિતને આધારે સૈકાઓ સુધી ટકી રહ્યાં તે શકિતની ચાવી શોધવાને આપણા મહાન સંગીતવેત્તાઓને લોકગીત તરફ વળવુંજ પડશે.

## સંગીતનું શિક્ષણ

કંઠસુધારણા માટે આપણા કલાકારોએ અત્યાર સુધી આપ્યું છે તેથી વધારે ધ્યાન આપવું જોઇએ. ધ્વનિઉત્પાદક અવયવોનો શાસ્ત્રીય અભ્યાસ અને સ્વરનું ઉત્પાદન તથા વિશુદ્ધિ કરનારા સર્વ તત્વો ઉપર પ્રભુતા એ સંગીતનું શિક્ષણ આપવાનું માથે લેનારને માટે અગત્યનાં છે.

સંગીત શીખવવાની ઉસ્તાદની પદ્ધતિ કેવળ અશાસ્ત્રીય છે અને તેનું પુનઃસંશોધન થવું આવશ્યક છે. દીર્ઘકાલ સુધીની સેવા માટે તેઓ જે આગ્રહ રાખે છે તે જંગલી જમાનાનો અવશેષ છે અને જ્ઞાનની અવર શાળામાં અધ્યાપકોને જે માન મળે છે તે માન સંગીતવેત્તાઓને સુશિક્ષિત સ્ત્રીપુરુષો પાસેથી મેળવવું હોય તો તેમણે પોતાની જાતને વધારે સાધનસંપન્ન બનાવવી જોઇએ, એટલું જ નહીં પણ પોતાના શિષ્યોનું માન રાખતાં પણ શીખવું જોઇએ. થોડા વખત ઉપર કેટલીક સુશિક્ષિત સ્ત્રીઓએ ઉત્તર તરફના એક ઉસ્તાદને નિમંત્રણ કર્યું. અને બદલામાં તેમને અસભ્ય વર્તન ને તિરસ્કાર સહન કરવાનું મળ્યું. એ સન્નારીઓએ આનંદથી, એ સૌ સહન કરી લીધું, કારણ કે એને માન આપવું એ કલાને માન આપવા સમું છે એમ તેમને લાગ્યું. પરંતુ એ કલાકારે તો કલાનું અપમાનજ કર્યું કારણ કે જ્ઞાન પણ અસભ્ય વર્તન માટેનું બહાનું કદી બની શકે નહીં.

ઘણાખરા સંગીતવિદ્યાલયોમાં ભાવ બરાબર વ્યકત કરવા કરતાં તાન કાઢવા તરફ વધારે ધ્યાન આપવામાં આવે છે. આ બાબતમાં સ્વાભાવિક કંઠમાધુર્યની મોહિની સાથે સુયોગ્ય રીતે સાધેલા આલાપ તથા ભાવકથનની સરસતા ને લાલિત્યનો યોગ સાધનારી ગાયિકા પાસેથી ઉસ્તાદ ગવૈયાઓને ઘણું શીખવાનું છે.

પરંતુ આપણી સંગીતશિક્ષણની પ્રણાલિકામાં એક મોટી ખોડ—સંપૂર્ણ અભ્યાસમાં ઘણી હાનિ પહોંચાડે એવી ખોડ—એ છે કે સંગીતની ઉત્કૃષ્ટતાનું, આપણે ત્યાં સર્વમાન્ય થએલું અથવા સર્વમાન્ય થઇ શકે એવું એકે ધોરણ નથી. પ્રત્યેક મનુષ્ય પોતે પોતાનું ધોરણ બનાવી લે છે. કોઇ પણ ઉસ્તાદ બીજાને પોતાની સમાન અથવા ઉચ્ચ કક્ષાનો કહેવાતો સાંભળી શકતો નથી. પોતાના અભિમાનમાંજ મસ્ત રહી પ્રત્યેક એકલવાયું જીવન ગાળે છે ને પરીક્ષણના સમાન ધોરણને તાબે થવાનું કદી સ્વીકારતો નથી. હવે પંડિતજી તથા રા. ભાતખંડે જેવા મનુષ્યોએ પ્રતિષ્ઠિત કલાકારો સાથે સહકાર સાધીને આખા હીંદમાં માન્ય થાય એવા કોઇક ધોરણો ઘડી કાઢવાનો સમય આવી પહોંચ્યો છે. એમ થશે ત્યારેજ પ્રત્યેક મનુષ્ય પોતાનું મૂલ્ય આંકતો થઈ શકશે. તેમજ બીજાનું મૂલ્ય પણ દરેક પારખી શકશે. ત્યારેજ ઉચ્ચ

પ્રકારના દરેક શિક્ષણક્રમમાં સંગીતને સ્થાન હોવું જોઈએ એવી કોઈક તરફથી માગણી કરવી સંભવિત થશે. યુનીવર્સીટીના અભ્યાસક્રમમાં સંગીતને દાખલ કરવું જોઈએ, એવી દરખાસ્તનો અનેક વાર કરવામાં આવી છે, અને એ ફેરફાર કરવો જોઈએ એમ હું પણ માનું છું. પરંતુ આધુનિક નવા પ્રમાણે સંગીતના શાસ્ત્રીય અભ્યાસ માટેનો પ્રમાણભૂત ક્રમ ઘડી શકે એવા પ્રતિષ્ઠિત સંગીતનિપુણોની મધ્યસ્થ સમિતિને અભાવે કોઈ પણ વ્યવહારે શિક્ષણસમિતિનું કાર્ય કેટલું કપરું થઈ જાય છે તે તમે સમજી શકશો. આથી શિક્ષણક્રમમાં સંગીતને દાખલ કરાવવાનો આગ્રહ રાખનાર સર્વ કોઈની ફરજ છે કે તેમણે માત્ર જેને આધારે સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ સંભવિત થઈ શકે એમ છે એવી પરિસ્થિતિને અસ્તિત્વમાં આણવા પોતાનાથી બને તેટલું કરવું.

## જલસા

જાહેર પ્રજા આગળ રજુ કરવામાં આવતા સંગીત વિષે બે શબ્દ કહેવાના છે. આધુનિક યુગની રસવૃત્તિને માન આપી સંગીતવેત્તાઓએ કેટલેક અંશે જાહેરમાં રજુ થતા સંગીતના જલસાની પદ્ધતિમાં ફેરફાર કરવો આવશ્યક છે. પહેલાના સુખી નિશ્ચિંત જમાનામાં જ્યારે મનુષ્યોને પુષ્કળ અવકાશ મળતો, ત્યારે ગાયક નક્કી કરેલા સમય પછીજ આવતો, શરૂ કર્યા પછી બે કલાક રહીને એ બગાસુર જમાવટ કરતો; એકજ ગાયનની આ આલાપપરંપરા બે કલાક સુધી ચલાવતો અને પ્રેક્ષકોને કદી પણ મેળવી નહીં શકાય એવા લાગતા વાદ્યોને શ્રમપૂર્વક મેળવવાની કંટાળા ભરી ક્રિયામાં અર્ધો સમય ગુમાવતો. એ સર્વ વસ્તુસ્થિતિ પ્રમાણે યુક્ત હતું. હવે તો સમય એ ઘણી મૂલ્યવાન વસ્તુ થઈ પડયો છે. તમારે જો આજના ત્વરિત જીવનમાં વિચરનારા સુશિક્ષિત પુરુષોને સંગીતનો આસ્વાદ ચખાડવો હોય તો તમારે આધુનિક પ્રથાનો સ્વીકાર કરવો જોઈએ. આધુનિક જનતા પોતાના અધિકારની ભાવનામાં વધુ દૃઢ થતી જાય છે અને જો તમારે તેનો આશ્રય મેળવવો હોય તો તમારે સારામાં સારા વ્યવસ્થાપકો નાટકના સંબંધમાં પ્રેક્ષકના સમય ને રસ વિષે જેટલી કાળજી રાખે છે તેવી કાળજી, તૈયારી ને ચોકસાઈથી સંગીતના જલસાઓ ગોઠવવા જોઈએ. સંગીતવેત્તાઓએ બરાબર વખત સાચવવો જોઈએ તેમજ સારામાં સારું કાર્ય જેટલી બને તેટલી શીઘ્રતાથી કરી બતાવવું જોઈએ.

## ઉપસંહાર

સદ્‌ગૃહસ્થો, સંગીતનો સ્વલ્પ પરિચય છતાં, જે કહેવાની મને મારી ફરજ લાગી તે પ્રમાણે મે થોડુંક વિવેચન કર્યું છે. મારા અભિપ્રાય પ્રમાણે જનતા તમારી પાસે શું માગી રહી છે તે મે તમને દર્શાવવા પ્રયાસ કર્યો છે. તમે મને જે માન આપ્યું છે તે માટે ફરી તમારો આભાર માનું છું અને આશા રાખું છું કે તમારા પ્રયત્નોના ફલરૂપે એવી કોઈ મહાન હીલચાલ ઉદ્ભવ પામશે કે જે હિંદુસ્થાનની સાંસ્કૃતિક પ્રગતિમાં સંગીતને ઉચિત સ્થાન અપાવી શકશે. જે દેશમાં ક્રાઇસ્ટ કરતા સૈકાઓ પહેલાં સામવેદ ગાનારા ઋષિઓએ દિવ્ય અને અપાર્થિવ સૌંદર્યભર્યા સ્વરસંવાદના બીજ રોપ્યા હતાં તે દેશમાં સંગીતકલાનું મહાત્મ્ય ખીલવવાના મહત્વભર્યા કાર્યમાં જેનાથી બને તે સર્વેએ સહકાર કરવો જોઈએ.

# તું મને વહાલો છે.

## રાસ.

લેખકઃ

રા. શંકરપ્રસાદ રાવળ

સભ્યઃ સાહિત્યસંસદ

રસ રસથી પુર છલકાતો કે તું મને વ્હાલો છે!
મારે ભર્યે ભર્યે હૈયે ન માતો કે તું મને વ્હાલો છે!
હું તો બેસી બની તારી વાંસે કે તું મને વ્હાલો છે!
હું તો ફટકી ફરૂં તારી ફાંસે કે તું મને વ્હાલો છે!
મેં તો માંડ્યો તુંથી રસજોગ કે તું મને વ્હાલો છે!
તારા રટણે મારા રસભોગ કે તું મને વ્હાલો છે!
મારે ઉર નભ હૈ શાંતિ રાજ્ય કે તું મને વ્હાલો છે!
તારે સાંનિધ્યે શાંતિ સામ્રાજ્ય કે તું મને વ્હાલો છે!
તારા ઉર કેરી હૂંફમાં હું જંપું કે તું મને વ્હાલો છે!
તારી જરીએ અપ્રીતિએ હું કંપું કે તું મને વ્હાલો છે!
તુજ વીણ નહીં શ્વાસ મુજ સોસ કે તું મને વ્હાલો છે!
તું તો એક મારા જીવનની હોંસ કે તું મને વ્હાલો છે!
મારા જીવન કેરો તું રસભાણ કે તું મને વ્હાલો છે!
તારો પ્રેમ મારી જીંદગીનો પ્રાણ કે તું મને વ્હાલો છે!
હું તો ફૂલડું ને તું તો સુવાસ કે તું મને વ્હાલો છે!
તારી પ્રીતિનો મુજ રોમરોમ પાસ કે તું મને વ્હાલો છે!
ભર્યાં ભર્યાં બ્રહ્માંડ ભુલે ભટકું કે તું મને વ્હાલો છે!
મારા પ્રભુ! તું વિના ક્યાંય ન અટકું કે તું મને વ્હાલો છે!

# ભીષ્મ પ્રતિજ્ઞા.



લેખક

રા. પુરૂષોત્તમ ત્રિકમદાસ.

## પાત્રો:

| | |
|---|---|
| દેવવ્રત ... ... . | મહારાજ શાંતનુનો પુત્ર (ભીષ્મ) |
| માધવ ... . | દેવવ્રતનો મિત્ર અને પ્રધાનનો પુત્ર |
| ચંદનદાસ ... ... | દેવવ્રતનો વણિક મિત્ર |
| આનંદ ... ... .. | દેવવ્રતનો મિત્ર |
| રાજુદત્ત ... ... ... | હસ્તિનાપુરનો નગરશેઠ |
| સત્યવતી ... .. ... | માછીરાજની પુત્રી (મત્સ્યગંધા) |
| શાંતનુ ... ... ... | હસ્તિનાપુરના વૃદ્ધ નરેશ |
| માછીરાજ ... ... ... | માછીઓનો રાજા અને સત્યવતીનો પાલક પિતા |

એ ઉપરાંત પ્રધાન, અનુચર વગેરે

## અંક ૧ લો

[સ્થળ હસ્તિનાપુરમાં યુવરાજ દેવવ્રતના મહાલયનો એક ખંડ

યુવરાજ દેવવ્રત એક રૂપા વડે મઢેલા લાકડાના ઉંચા આસન પર બેઠા છે. આસપાસ ચાર પાંચ જુદા જુદા પ્રકારના એવાં આસનો પડેલાં છે. તેના પર રેશમી તકીઆઓ છે. સામેના એક આસન પર માધવ બેઠો છે. જમીન પર કીંમતી ગાલીચો પાથરેલો છે. ]

**દેવવ્રત :** માધવ, વળી પાછી આજે એક ફરીઆદ આવી છે.

**માધવ :** શી ફરીઆદ ?

**દેવવ્રત** વર્ધમાન શેઠ—આપણા નગર શેઠના વડીલ બંધુ ફરી પરણવા તૈઆર થયા છે.

**માધવ :** વય આશરે સીત્તેરક હશે. મુરતીઓ દીપશે તો સારો ! નગર શેઠને ઘેર લગ્ન હોય એટલે કુમારશ્રીને ગયા વગર કેં છુટકો થાય ?

**દેવવ્રત :** નગરશેઠ સમુદ્રદત્તને બોલાવ્યા છે.

**માધવ :** એ બીચારા શું કરે? એને ક્યાં પરણવું છે ? પિતાતુલ્ય વડીલ બંધુને કેટલું કહી શકે ? વડીલોનું કાંઇ તો માન સાચવવું જોઇએ ને ?

**દેવવ્રત :** વડીલ જો બુદ્ધિશૂન્ય કાર્ય કરવા તૈઆર થાય તો એને પહેલાં નમ્રપણે સમજાવીને કહેવું. ન માને તો ખુલ્લે ખુલ્લું કહેવું કે મૂર્ખાઇ કરો છો. અને એ મૂર્ખાઇમાં અમારો જરાએ ટેકો મળે એમ નથી.

**માધવ :** એ તો બધી વાતો છે. ધારો કે રાજાજી આવું કાંઇ કરવા ધારે તો તમે એમ કહી શકો ?

**દેવવ્રત :** આપણા મોટેરાંઓ ગમેતેવી મૂર્ખાઇ કરવા તૈઆર થાય તો પણ નમ્રપણે એમને મળતા થવાની આપણા પૂર્વજોની રીત મને નથી ગમતી. પિતાજી આવું કાંઇ પગલું ભરવા માગે તો એમની સાથે હું સંમત ન થાઉં એટલુંજ નહીં, પણ એમને અટકાવવા માટે જે કાંઇ કરવું પડે તે કરતાં એમના ને મારા સંબંધનો જરાએ બાધ આવવા ન દઉં. સમાજમાં આવા અત્યાચારો થતાં અટકાવવાને આજે પાંચ વર્ષ થયાં હું પ્રયત્ન કરી રહ્યો છું અને એ પ્રયત્નો તારા જેવા મિત્રો અને નવા જમાનાના યુવકોની સહાયથી કેટલેક દરજ્જે સફળ થયો પણ છે. (અનુચર આવે છે.) કેમ ?

**અનુચર :** મહારાજ! ચંદનદાસ તથા આનંદ આપની મુલાકાત માટે આવ્યા છે.

**દેવવ્રત :** આવવા દો ( ચંદનદાસ અને આનંદ આવે છે ) આવો

**ચંદનદાસ :** આ બુઢ્ઢાઓથી તો થાક્યા હદ કરે છે. એમને કોઇ અટકાવનાર પણ જડતો નથી.

**દેવવ્રત :** તમે પણ વર્ધમાન પ્રકરણ માટે જ આવ્યા છો ને. માધવ અને હું એજ વાત કરતા હતા. મેં નગરશેઠને પણ બોલાવ્યા છે.

**ચંદનદાસ :** આ લગ્ન આપણે ગમે તેમ કરી અટકાવવાં જોઇએ.

**દેવવ્રત :** જરા ધીરા પડો ચંદનદાસ! ગમે તેમ કરી અટકાવવાની શક્તિ આપણામાં હોત તો આપણા સમાજમાં પેઠેલા સડાનો આપણે તાત્કાલિક નાશ કરી શકત. એ શક્તિને અભાવે લોકોને આપણા મત તરફ દોરી લોકમતની

શક્તિ વડેજ આપણે આગળ વધી શકાશે. અને જ્યારે કોઈ વ્યક્તિ આવું એકદું કાર્ય કરવા તૈયાર થાય, ત્યારે એ વ્યક્તિને સમજાવી ફગાવી દેવો એટલુંજ.

ચંદનદાસ: વર્ધમાન પર દબાણ લાવી શકો એમ હું ધારતો નથી. એ બુઢ્ઢાની તો મતિજ ફરી ગઈ છે. બીચારી મલ્લિકાને તો કોઈ પુછનું એ નથી.

દેવદત્ત: એની ઉમ્મર શું હશે?

ચંદનદાસ: સોળ. વર્ધમાનની દીકરીની દીકરીની દીકરી પણ એનાથી મોટી છે.

દેવદત્ત: કુટુંબ ગરીબ હશે.

ચંદનદાસ. તદ્દન. મારી પડોશમાંજ રહે છે. પંદર હજાર આપવાનું સાટું થયું છે. વર્ધમાન તથા એના બાપને બજારમાં ઉંધે માથે લટકાવવા જોઈએ.

દેવદત્ત: (હસીને) બસ આટલીજ સજા?

ચંદનદાસ: ના એ હરામખોરોને બીજુંજ કાંઈ કરવું જોઈએ. એમને યોગ્ય એવી સજાજ મારા ધ્યાનમાં આવતી નથી.

દેવદત્ત: સજા ફરમાવવાનો હક મળશે ત્યારે આપણે નાતિ નવી અને યોગ્ય સજાઓ શોધી કાઢવાનું કામ તને સોંપશું.

આનંદ: કુમારશ્રીને વધારે ભાર દઈને કહેવાનું એટલુંજ કે આપણા મંડળે આ બાબતમાં ખાસ ધ્યાન આપવાનું છે કારણ કે એમાં મંડળના એક સભાસદનું—

ચંદનદાસ: ગુપ-ચરકરીની વાત નથી.

આનંદ: સભાસદનું અંગત હિત સમાએલું છે. એ બુઢ્ઢાના મલ્લિકા સાથે લગ્ન થાય તો એ બીચારીના જીવનની ધુળધાણી થઈ જાય એટલુંજ નહી પણ આપણા મંડળનો એક અતિ ઉત્સાહી સભ્ય આ દુનીઆ છોડી બીજી દુનીઆઓની મુસાફરીએ જાય એવો પણ ભય રહે છે—મલકે ખાત્રી છે. (ચંદનદાસને) ત્યાંના સમાચાર જણાવતો રહેજે.

ચંદનદાસ: કુમારશ્રી હાજર ન હોત તો તને અક્કલ વગરનો ગધેડો કહેત.

દેવદત્ત: ગાળો દેવાની કળામાં પણ તું કુશળ છે. આવા અમૂલ્ય સભાસદનો વિનાશ થતો અમે તે ભોગે પણ અટકાવવો જોઈએ. વારુ, કહે મલ્લિકાનો આ બાબતમાં શો વિચાર છે?

ચંદનદાસ: એ બીચારીનો શો વિચાર હોય?

દેવદત્ત: તારે માટે પુછું છું.

ચંદનદાસ. મારી સાથે પરણવા રાજી છે.

દેવદત્ત: ત્યારે સાથે મળી એક દહાડો નાસી જાઓ અને લગ્નક્રિયા કરી પાછા આવો તો કેમ?

ચંદનદાસ: અમારા વણિકોમાં જ્ઞાતિનો ગોર લગ્નક્રિયા ન કરે ત્યાં સુધી થએલાં અગ્નિ નહી. કન્યાને ઉપાડી જવાનો રીવાજ ક્ષત્રીઓએ ઠીક શોધી કાઢયો છે. પણ તે દુર્ભાગ્યે અમને તો નકામો.

દેવદત્ત: આપણું મંડળ સ્થપાયું તે પછી આવા લગ્નો કાંઈ ઓછા થયાં છે કે કેમ?

માધવ: નવા જમાનાના યુવાનો તરફથીજ મંડળના કાર્યમાં આજ સુધી મદદ મળી છે. મંડળના સભાસદોમાં પાત્રીસ વર્ષની ઉપરનો કોઈપણ સભ્ય નથી એટલે મળ્યો માટે તો

સવાલ-ઉકેલ જ થતો નથી. આપણો હેતુ સફળ થયો કે નહીં તેનો જવાબ તો મંડળના આજના સભ્યો વૃદ્ધ થાય ત્યારેજ આપી શકાય. બહારના સમાજપર થોડી ઘણી અસર થઇ છે પણ જોઇએ એટલી નહીં.

**ચંદનદાસ :** હસ્તિનાપુરમાં આજથી પાંચ વર્ષ પહેલાં આવાં દર વર્ષે લગભગ ત્રણસેં લગ્નો થતાં. ગયે વર્ષે દોઢસોને આશરે થયાં.

**દેવવ્રત :** માધવ, આ આંકડા પંડિતને શો જવાબ આપે છે ?

**માધવ :** પિતાજી હમેશ કહેતા આવ્યા છે તે જ, કે આંકડા દ્વિમુખી હોય છે; એમાં વિશ્વાસ રાખી શકાતો નથી.

**અનુચર :** મહારાજ ! નગરશેઠ પધાર્યા છે.

**દેવવ્રત :** અંદર લઇ આવ.

( નગરશેઠ સમુદ્રદત્ત આવે છે. એ ૬૦ વર્ષના ગૌરવશાળી. થોભીઆવાળા પુરુષ છે. એમના હાથમાં એક જાડી લાકડી છે. )

**સમુદ્રદત્ત :** યુવરાજશ્રી ! શી આજ્ઞા છે ?

**દેવવ્રત :** માત્ર વિનંતિ છે.

**સમુદ્રદત્ત :** આપની વિનંતિ આજ્ઞાતુલ્ય છે.

**દેવવ્રત :** એમ સંભળાય છે કે વર્ધમાન શેઠ ફરીથી લગ્ન કરવા ધારે છે.

**સમુદ્રદત્ત :** એમની એવી ઇચ્છા છે ખરી.

**દેવવ્રત :** એમનું વય સીત્તેર ઉપર છે એમ મેં સાંભળ્યું છે.

**સમુદ્રદત્ત :** એમની ઉમ્મર બોત્તેરની છે.

**દેવવ્રત :** ને કન્યા સોળ વર્ષની છે.

**સમુદ્રદત્ત :** ( ડોકું ધુણાવે છે )

**દેવવ્રત :** આવાં લગ્નો માટે તમારો શો અભિપ્રાય છે ?

**સમુદ્રદત્ત :** મારા ભાઇને પુત્ર નથી.

**દેવવ્રત :** ઘણાને પુત્ર નથી.

**સમુદ્રદત્ત :** શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી પુત્ર પ્રાપ્તિ માટે બનતું કરવું જોઇએ.

**દેવવ્રત :** નહીં તો શાસ્ત્રકારોના કહેવા પ્રમાણે નરકવાસ થાય એટલું જ કે નહીં ? આપણાં શાસ્ત્રકારોએ એ લખ્યું તે વખતે સમાજની સ્થિતિ કાંઈ જુદી હતી એ તો તમો જાણતા હશો.

**સમુદ્રદત્ત :** એને સ્થિતિ સાથે શો સંબંધ છે ? શાસ્ત્રકારોએ લખેલાં વચનો ઇશ્વરવાણી છે અને હંમેશને માટે સત્ય હોવાં જોઇએ.

**દેવવ્રત :** જરાએ નહીં એમ કહેવું એ તો આપણા અજ્ઞાનનું પ્રદર્શન કરાવવા બરાબર છે.

**સમુદ્રદત્ત :** કુમારશ્રી, આપને મોઢે આવું સાંભળી ઘણો ખેદ થાય છે.

**દેવવ્રત :** શાસ્ત્રકારોએ લખ્યું તે વેળા આર્યો આ દેશમાં તરતનાજ આવીને વસેલા. અનાર્યો ઘણા હતા અને એમની પર કાબુ મેળવવો આર્યોની સંખ્યા વધાર્યા વગર શક્ય ન હતો. માટેજ શાસ્ત્રકારોએ એવું લખ્યું સમજ્યા !

**સમુદ્રદત્ત :** હે પ્રભુ ! હે પ્રભુ !

**દેવવ્રત :** પુત્ર વગર નરકમાં જવું પડે એ કોણે જાણે છે ! નરક જેવી જગ્યા પણ હોય એમ હું નથી માનતો. ભલે એ ગમે તેમ હોય પણ તમારા ભાઇ તો હાલમાં લગ્ન કરી જીવતાં એ બીચારી કન્યાને નરકમાં નાખશે. વર્ધમાન શેઠ પણ સુખી થશે એમ હું નથી માનતો. તમારા પુત્રો તે એમના પુત્રોજ છે ને ?

સમુદ્રદત્ત : આજકાલના જુવાનીઆઓ તમને પણ પાસ લાગ્યો દેખાય છે, કુમારશ્રી!

દેવવ્રત : જુવાનીઆઓને દોષ ન દેશો. પ્રદીપો જે રચના આવ્યા છે તે બધું યોગ્ય નથી એમ ઘણાઓને લાગે છે પણ કહેવાની હીંમત ચાલતી નથી. એ હીંમત કેળવવા મેં એમનામાં પ્રેરી છે. આપણા સામાજિક સુધારણા માટે આજે પાંચ વર્ષ થયા અમારા મંડળ દ્વારા અનેક પ્રયાસો કર્યા છે. બીજા ઘણા સુધારામાં અમને વૃધ્ધોની મદદની ખાસ જરૂર નથી, પણ વૃદ્ધોને કુમળી બાલિકાઓ સાથે પરણતા અટકાવવામાં તમારી સહાયની જરૂર છે.

સમુદ્રદત્ત : ત્યારે તો કુમારશ્રી કોઈ વ્યક્તિને આજે કામપણ કરવાની છૂટ નથી? વર્ધમાન શેઠને પરણવું હોય અને કન્યા મળતી હોય તો એમા પારકાએ શા માટે માથું મારવું જોઈએ?

દેવવ્રત : કન્યા રાજીખુશીથી પરણવા માગતી હોય, અને પોતાનું હિત સમજવા જેટલી મોટી હોય તો હું એક પણ શબ્દ બોલું નહીં પણ પંદર વર્ષની બાલિકાને શું ભાન હોય! વળી તમે કહો છો કે કન્યા મળતી હોય તેનો અર્થ એજ કે વેચાતી મળતી હોય. બીચારા ગરીબ માબાપને પૈસાની લાલચ આપી કન્યા લો છો. તમારી દીકરી આવા વૃદ્ધ માણસ સાથે પરણાવશો? કેમ બોલતા નથી?

સમુદ્રદત્ત : એ જુદી વાત છે.

દેવવ્રત : જરાએ જુદી વાત નથી. તમારી પોતાની વાત હોય એ રીતે આનો જરા વિચાર કરો અને બાઈને સમજાવો. નહીંતો હાંસી થશે. કન્યાને આ ચંદનદાસ સાથે પરણવું છે. જોડું સારૂં શોભશે.

સમુદ્રદત્ત : હવે સમજ્યો, તમારા મંડળના આ ઉદ્ધત જુવાનીઆને એ કન્યા જોડે પરણવું છે એટલે આ બધી ગડબડ ચાલે છે અને તમને વચમાં પડવું પડે છે. તમારું મંડળ સ્થપાયું તે પછી આવી જાતના ઘણાં લગ્નો થયા છે તે વખતે કોઈ વાર વચમાં પડી અટકાવવાનો પ્રયત્ન કેમ નહોતો કર્યો?

દેવવ્રત : મારા પ્રશ્નનો તથા મારી દલીલનો જવાબ આપી શકાતો નથી માટે ગુસ્સે થઈ આમ વ્યક્તિગત આક્ષેપ કરવા એ તમારા જેવા ડહાપણ માણસને ન શોભે. અમારું મંડળ સ્થપાયું તે પછી બે વર્ષ તો અમે ફક્ત લોકમત કેળવવાના પ્રયત્નો કર્યા પણ ગયા ત્રણ વર્ષમાં જ્યારે જ્યારે આવા લગ્ન થવાનાં છે એ મારી જાણમાં આવ્યું ત્યારે ત્યારે મેં જાતે વચ્ચે પડી એ લોકોને સમજાવવાના પ્રયત્નો કર્યા છે. દરેક વખત સફળતા નથી મળી પણ તેનું કારણ તો અત્યારની આપણી સામાજિક અધોગતિ જ છે. એજ કારણ છે. શેઠ, જરા વિચાર કરી જુઓ તો હું કહું છું તે વાજબી છે એમ ખાત્રી થશે.

સમુદ્રદત્ત : એમાં વિચાર શો કરવાનો છે? જે રીવાજો આપણા બાપદાદાઓ પાળતા આવ્યા છે તે કાયમ રાખવા એ આપણો ધર્મ છે. એમણે જે કર્યું તે બરાબરજ હોવું જોઈએ.

દેવવ્રત : આપણા પૂર્વજો તમે ધારો છો એટલા તો મૂર્ખ ન હતા. એમણે વૃદ્ધ પુરુષો બાળકન્યાઓ સાથે લગ્નો કરે એવો રીવાજ પાડ્યો

જ નહીં એવા છે. છતાં તમારી બધાંની ઇચ્છા હોય તો હું એમને વાત કરીશ.

માધવ : પ્રયત્ન કરવામાં કાંઇ નુકસાન નથી. આપણા મંડળ પ્રત્યે એમણે સહાનુભૂતિ નથી બનાવી છતાં એમને આપણા કાર્ય તરફ ખાસ વિરોધ તો નથી જ.

ચંદનદાસ : લગ્ન આજથી પંદરમે દહાડે નક્કી થયાં છે, પણ આપણે આ બાબતમાં ખટપટ કરીએ છીએ એમ ધારીને વધારે જલ્દી કરવામાં આવે તો નવાઇ નહીં. માટે આપણે જે કાંઇ કરવું હોય તે વખત ખોયા વગર કરવું જોઇએ. કુમારશ્રી મારી અંગત બાબતમાં તમને શ્રમ આપવા નથી માગતો પણ આપ મને મિત્રની દષ્ટિએ જુઓ છો એટલે પુછું છું કે મારે શું કરવું?

દેવવ્રત : (જરા હસીને) મારો અભિપ્રાય પુછતા પહેલાં આટલી પ્રસ્તાવનાની જરુર નથી. હું તારે શું કરવું એનો જ વિચાર તારા અને નગરશેઠના વાદવિવાદ દરમ્યાન કરતો હતો. તું શું કરવા ધારે છે ?

ચંદનદાસ : મને તો કાંઇ સુજતું નથી. એ બુઠ્ઠાના જેટલા તો શું પણ થોડાએ પૈસા મારી પાસે નથી. અને મલ્લિકાના બાપને સમજાવવાનો બીજો કોઇ ઉપાય જણાતો નથી. મલ્લિકાના એની જોડે લગ્ન થાય તો ગંગાજીમાં જઇને ભુસકો મારવા શીવાય બીજું કાંઇ જણાતું નથી.

માધવ : પૈસાની જરુર હોય તો આપણે તેની તજવીજ કરીએ.

ચંદનદાસ : મારા કહેવાનો અર્થ તમે ન સમજ્યા. પૈસો હોય તો પણ હું મલ્લિકાને ખરીદું તો નહીં જ. આપણે કન્યાવિક્રય સામે લડત લડી રહ્યા છીએ. અને મને પણ તે બાબતનો બહુ તિરસ્કાર છે. તો હું એ કેમ કરી શકું?

દેવવ્રત : માલિકાને જીવતાં નરકમાં પડતી બચાવવા પણ નહી ?

ચંદનદાસ : ના કાંઇ સુજતું નથી કુમાર, કાંઇ સમજણ પડતી નથી.

દેવવ્રત : એક રસ્તો છે.

ચંદનદાસ : (અધીરા થઇને) શો-શો ?

દેવવ્રત : મલ્લિકા તો તારી સાથે પરણવા રાજી છે ને ?

ચંદનદાસ : છે.

દેવવ્રત : બાપની ઇચ્છા વિરુદ્ધ પણ ?

ચંદનદાસ : હા.

દેવવ્રત : ત્યારે તક સાધી એને બાપને ઘેરથી લઇ જા અને લગ્ન કરી નાખ. પછી કોઇ શું કરવાનું છે ?

ચંદનદાસ : પણ ન્યાતનો ગોર ક્રિયા ન કરે ત્યાંસુધી લગ્ન કેમ થાય ?

દેવવ્રત : એટલોજ વાંધો છે ને ! ગોરને દક્ષિણા મળે એટલે એ બધું કરે.

ચંદનદાસ : એમ હું નથી માનતો કે મારા જેવા યજમાનને માટે ન્યાતનો ગુસ્સો એ વહોરી લે.

દેવવ્રત : હું કહું તો ?

ચંદનદાસ : તો તો કરે. પણ સોટો તમને દોષ દે તેવું મારે નથી કરવું.

દેવવ્રત : મારી ચિંતા કરવાની જરૂર નથી. માધવ, ગોર મહારાજને જરા બોલાવજો તો બધું નક્કી કરી નાખીશ. ગામની ભાગોળ પાસેનો મારો મહેલ લગ્ન મંડપ માટે ઉપયોગી થઇ પડશે. મલ્લિકાને તારેજ સમજાવવી પડશે ચંદન !

ચંદનદાસ : એ તો હું ફરીર ચાલો ત્યારે હું જાઉં છું. ( જાય છે )

દેવવ્રત : આ બાબતમાં જે કાંઇ કરવું હોય તે માધવ, તારે કરવાનું છે. વખત ગુમાવીશ નહીં. આવતી કાલે લગ્નક્રિયા પુરી થયા પછી બે ચાર દહાડા આપણે જરા નદી કીનારે જઇને વિશ્રાંતિ લઇશું.

માધવ : કયા જવું છે ? છાવણીની તજવીજ કરું ?

દેવવ્રત : બહુ મોટી છાવણીની જરૂર નથી બે માણસથી વધારે લેશો નહીં. નદી ઓળંગવા માટે માછીની હોડી ફરે છે તે જગ્યા પાસે છાવણી નાખશું

માધવ : (હસીને) ત્યા તો ચાર દહાડા પહેલાજ જઇ આવ્યા હતાને ? એવું તે ત્યાં શું આકર્ષણ છે ?

દેવવ્રત : (મોઢું ફેરવીને ) કાંઇજ નહી.

માધવ : હું નથી માનતો કે કારણ વગર ફરી ફરી તમે ત્યા જાઓ. કોઇ માછી કન્યાએ હૃદય તો નથી વીંધ્યુ ને ?

દેવવ્રત : બેશો ન થઇ જા બધી તૈયારી કર.

(પડદો પડે છે)

## અંક બીજો

[ સ્થળ : યમુના કીનારે દેવવ્રતની છાવણીમાં દેવવ્રતનો તંબુ.

સમય : પ્રાતઃ કાળ

દેવવ્રત અર્ધ જાગ્રત અવસ્થામાં બીછાનાપર સુતેલો છે. તંબુનો પડદો ખસેડી માધવ દાખલ થાય છે. ]

**માધવ** : કેમ કુમારશ્રી, હજી ઉંઘ નથી ઉડી. મૃગયા માટે જવું હોય તો જલદી ઉઠો નહીં તો તાપતડકામાં રઝળવું પડશે.

**દેવવ્રત** : ( આંખે ચોળે છે ) શું કહે છે ?

**માધવ** : મોહક સ્વપ્નમાંથી જગાડયા હોય તો માફ કરજો. હું કહેતો હતો કે મૃગયા માટે જવું હોય તો મોડું થાય છે.

**દેવવ્રત** : મૃગયા માટે કોને જવું છે ?

**માધવ** : આપને મૃગયાનો અતિ ઘણો શોખ છે અને તક મળે કદી ચુકતા નથી. એટલે મેં ધાર્યું કે આજે પણ જવાની ઇચ્છા હશે.

**દેવવ્રત** : પેલા ચંદનની લગ્નક્રિયા ગોર મહારાજે બહુ લંબાવી એટલે અહીં પહોંચતાં લગભગ મધરાત થઇ ગઇ એ ભુલી ગયો ? આજે તો મૃગયા કરતાં ઉંઘજ મીઠી લાગે છે. ગોરે પણ કાંઇ લવારો ચલાવ્યો !

**માધવ** : શા માટે ન ચલાવે ? તમારા જેવા કન્યાના પિતા મળે ત્યારેતો ખાસ વધારે લવારો કરે. વધારે દક્ષિણાની આશાએ બીચારો વિલંબ કરે તેમાં હું એનો વાંક જોતો નથી. દર બે પળે 'દક્ષિણા મુકો' કહેતાં તમે સુવર્ણ મહોર મુકો તો મારા જેવો તો ક્રિયા પુરીજ ન કરે.

**દેવવ્રત** વધારે લંબાવતે તો હું તો મુંગે મોઢે દક્ષિણા મુક્યો જાત પણ ચંદન એને જીવતો જવા નહીં દેત. ઘડી ઘડી ગોરને કહેતો હતો કે મહારાજ તમારી વિદ્વત્તા અથાગ છે એમ કબુલ કરું છું પણ લોકોની ધીરજનો પણ કાંઇ છેડો હોય ?

**માધવ** : ગોર મહારાજ પણ ચીડાયા હશે.

**દેવવ્રત** : એણે કહ્યું કે ભાઇ આમ ઉતાવળા થયામાં શો ફાયદો છે ? શાસ્ત્રોક્ત રીતે ક્રિયા થવી જોઇએ તેમ કરું છું. એ સાંભળી ચંદનનો પીત્તો ઉછળી ગયો અને કહેવા લાગ્યો કે એ શાસ્ત્રકારો જ્યારે છ માસનો દીવસ અને છ માસની રાત્રિવાળા પ્રદેશમાં રહેતા હતા ત્યારેજ એમણે આ વિધિઓ શોધી કાઢી હશે. એણે તો આવી જાતનો ચાલુ વરસાદ ગોર મહારાજ પર વર્ષાવ્યો અને એ એમ ન કરત તો હજી પણ ક્રિયા ચાલુ હોત એમ મને લાગે છે. છોકરો જરા નફટ તો ખરો, પણ છે હોંશીઆર !

**માધવ** : બીચારા સમુદ્રદત્તને વર્ધમાન શેઠ શું કહેશે ?

**દેવવ્રત** : એમની દયા ખાવાની કાંઇ જરૂર નથી. એ વળી બીજી કોઇ ગરીબની કન્યા શોધી કાઢશે.

**માધવ** : એ લોકો આ વાત મહારાજશ્રીની પાસે જરૂર લાવશે.

**દેવવ્રત** : લાવવા દે. લગ્ન થઈ ગયા પછી હવે જે કરવું હોય તે કરી લે.

**માધવ** : મહારાજ ગુસ્સે નહી થાય ?

**દેવવ્રત** : થશે તો જોઇ લઇશું.

(તંબુનો પડદો ઉઘાડી ૧૫ થી ૧૬ વર્ષની માછી કન્યા દાખલ થાય છે)

**સત્યવતી:** મહારાજ જાગ્યા કે?

**માધવ:** આ કોણ?

**દેવવ્રત:** પ્રાત:કાળે આટલો મોહક પ્રકાશ ઉષા વગર બીજું કોણ પાડે?

**માધવ:** આપ કવિ પણ છો એ હું જાણતો ન હતો.

**દેવવ્રત:** મુંગો રહે. આંખોને સંતોષવા દે.

**સત્યવતી:** આમ મશ્કરી કરશો તો હું ઉભી નહીં રહું.

**દેવવ્રત:** તને ઉષાની સાથે સરખાવી તે મશ્કરી લાગે છે? ઘેલી, એ સરખામણીથી ઉષાતો ફુલાશે. આવા મંગળ દર્શન થતા કોની આંખને બીજું જોવાનુ ભાન પણ રહે?

**માધવ:** મારી પણ આંખો અજાય છે. પણ આ અવસ્થામાં આંધળા થવુ નથી માટે રજા લઉં છું. (જવા ઉભો થાય છે દેવવ્રત એને સાંભળતો ન હોય એમ દેખાય છે) આપતો બહેરા પણ થવા લાગો છો! (જાય છે)

**સત્યવતી.** હું જાણે કોઇ વિચિત્ર પ્રાણી હોઉં તેમ મારી સામે જ કેમ જોઇ રહ્યા છો! તમારો મિત્ર પણ કંટાળીને ચાલ્યો ગયો.

**દેવવ્રત:** એતો મૂર્ખો છે. જવા દે એનું શું કામ છે અહીં? તારી સામે કેમ ન જોઉં? છ છ દિવસની તરસી આંખોને અમૃત પીવા મળે તો શા માટે તે તૃપ્ત ન થવા મથે! આમ મારાથી દૂર કેમ ઉભી રહે છે!

**સત્યવતી:** આપના જેવા માણસ માણસથી દૂર જ રહેવું સારું.

(દેવવ્રત ઉઠીને સત્યવતી ઉભી છે ત્યાં જાય છે. તેને આલિંગન આપે છે અને હાથ પકડી ગાદી પાસે લઇ જઇ બેસાડે છે.)

**દેવવ્રત:** સત્યવતી તારા વગર મને જરાએ ચેન પડતુ નથી. તું સમક્ષ નથી હોતી ત્યારે પણ તારી-જ મૂર્તિ હમેશ નજરની સામે ખડી થાય છે. મારે માટે સૃષ્ટિમાં કાંઇ સત્ય હોય તો તે તું જ છે. જગતની અનેક સૂખાઇઓ વચ્ચે એના મીઠાશપણાની સાબિતી તું જ કરાવે છે. તને જોયા વગર સૃષ્ટિ અંધકારમય લાગે છે. તારા સ્પર્શ વગર જીવન ચેતન વગરનું થઇ જાય છે.

**સત્યવતી:** ત્યારે આપ અહીંથી જાઓ પછી હું સાજરું છું મરી!

**દેવવ્રત:** બીજા કશાનું ભાનજ રહેતું નથી. મને કોઇવાર યાદ કર્યો હતો!

**સત્યવતી:** પુછવું પડે છે! તમારા આ-બ્બાની વાત જોવા વગર બીજુ કંઇ સુજતુંજ નથી. ગઇ કાલે કોઇ વટેમાર્ગુને નદીને પેલે પાર લઇ જવા માટે હોડી ચલાવી ત્યારે સામે પાર જવાને બદલે આજ કાંઠે આવી ગઇ કાંઠામાં પછી ભાન આવ્યું. વટેમાર્ગુએ બીચારાએ ધાર્યું કે પાણીના પ્રવાહને લીધે જરા ચક્કર ખાઇને સામે જવાનુ હશે. પિતાજીએ સાંભળ્યું ત્યારે જરા ગુસ્સે થયા. આપના મારી પરના સ્નેહની વાત એમના સાંભળવામાં આવી જણાય છે.

**દેવવ્રત:** મ્હારી સામે કાંઇ વાંધો તો નથી ને?

**સત્યવતી:** ઘણો સખત વાંધો દેખાય છે.

**દેવવ્રત:** કેમ?

**સત્યવતી:** હું ન્હાની હતી ત્યારે કોઇ જોશી બાવાએ અમને કહ્યું હતું કે હું રાણી થઇશ.

**દેવવ્રત :** હોંશીયાર માણસ હોવો જોઈએ. તને જોઇને કોઇ પણ કહી શકે કે તું રાણીઓની પણ રાણી થવા સરજાયેલી છે. હું પણ એવું ભવિષ્ય ભાખી શકું.

**સત્યવતી :** તમારે મન મશ્કરીની વાત લાગતી હશે પણ, પિતાજીના મનમાં તો એવી ચોટી ગઇ કે ઉખેડવી મુશ્કેલ છે.

**દેવવ્રત :** ભલે ચોટી રહે. શી હરકત છે !

**સત્યવતી :** હરકત એટલીજ કે રાજા શીવાય બીજા કોઇ સાથે મને ન પરણાવવાનો નિશ્ચય કરી બેઠા છે.

**દેવવ્રત :** (હસીને) ત્યારે તો મારે રાજ્ય મેળવેજ છુટકો,-યુવરાજ ચાલે કે ?

**સત્યવતી :** પુછ્યું નથી, પણ ચાલી શકે.

**દેવવ્રત :** રાજ્ય મેળવવું આજકાલ સહેલું નથી પણ કોઇ વારસ વગરના રાજાને શોધી એમના દત્તક થઇ બેસવાનો પ્રયત્ન કરી જોવામાં હરકત નથી. એવો કોઇ રાજા ધ્યાનમાં હોય તો કહે.

**સત્યવતી :** તમને તો બધી વાતમાં મશ્કરી સુજે છે.

**દેવવ્રત :** ત્યારે તારા પિતાની આપણા લગ્નને માટે સંમતિ મેળવવી કઠીન છે.

**સત્યવતી :** અશક્ય છે.

**દેવવ્રત :** ઘણાંજ ખેદની વાત છે. સંમતિ ન મળે તો મારે અહીંથી વીદાય થયેજ છુટકો. વારુ, એ મારે માટે શું કહેતા હતા ?

**સત્યવતી :** એમણે કહ્યું, કે સત્યવતી તું સમજુ છે, ડાહી છે. મારા સાંભળવામાં આવ્યું છે કે પેલો શિકારને બહાને ઘડી ઘડી અહીંઆ આવતો ક્ષત્રિય યુવક હને જ મળવા આવે છે. તું એના પર ધ્યાન આપીશ નહીં કારણ એ નથી રાજા કે નથી રાજાનો કુટુંબી. જોશીના કહેવા પ્રમાણે તારા લગ્ન તો કોઇ રાજપુરુષ સાથે થવાના છે. માટે આવા રઝળતા ક્ષત્રિય યુવક જોડે પ્રીત બાંધવી એ નકામી છે.

**દેવવ્રત :** રઝળતો ક્ષત્રિય ! એ બહુ સરસ કહ્યું અને સત્ય કહ્યું. કારણ એ ઉપમા મને બરાબર લાગુ પડે છે. તેં શું કહ્યું ?

**સત્યવતી :** મેં કહ્યું કે જોશી સાચો પડવાનો હશે તો હું રાજા શીવાય બીજા કોઇ સાથે કેમ પરણી શકીશ ? માટે ચિંતા કરવાની જરુર નથી. મને ન્હાનપણથીજ પિતાજી સાથે છુટથી વાત કરવાની ટેવ છે એટલે ફાવે તેમ બોલી શકુ છું.

**દેવવ્રત :** શાબાશ, એ તો નિરુતર થયા હશે.

**સત્યવતી :** નિરુતર થયા, પણ મારું કહેવું બરાબર છે એમ ધારીને નહિ—ચીઢાઇને અને મને નફટનો ઇલકાબ સહેજેજ મળ્યો. વળી મેં કહ્યું કે જે પુરુષ સાથે મ્હારા લગ્ન થશે તે રાજા નહીં હોય તો મ્હારે રાણી થવાનું છે એટલે ગમે તેમ કરી રાજા થશે.

**દેવવ્રત :** પણ હું રાજપુરુષ નહી હોઉં એમ તું ધારે છે ?

**સત્યવતી :** આપનાજ કહેવા પરથી. રખેને ઢોંગ કરતા. હું બાપડી માની બેસીશ પણ પિતાજી કાંઇ ભોળા કે કાચા નથી. 'રાજા છું' એટલું કહ્યે ચાલશે નહીં. રાજ્ય ક્યાં છે, તે બતાવવું પડશે.

દેવવ્રત : તે તો ભારે કરી પણ હું રાજ્ય કેમ ન મેળવી શકું ?

સત્યવતી : મેં પિતાજીને કહ્યું કે (હસીને) તમે ઘણા ભાગ્યશાળી પુરુષ છો. અને રાજ્ય મેળવો તો નવાઇ નહીં. પણ એમણે તો ચોખ્ખું કહી દીધું કે એ રખડતા, મચ્છી કન્યા પાછળ વખત ગુમાવતા ક્ષત્રિય યુવકમાં એવી ધગશ આવે એ હું માનતોજ નથી.

સત્યવતી : તમે હસ્તિનાપુરમાં રહો છો એટલે આપણા રાજાને ઓળખતા હશો

દેવવ્રત : જોયા છે ખરા, પણ એવા મોટા માણસ સાથે મને પરિચય તો ક્યાંથી હોય !

સત્યવતી : જરા વૃદ્ધ છે

દેવવ્રત : લગભગ પાંસઠેક વર્ષના છે

સત્યવતી : એ બુઢ્ઢા પણ જબરા હોય છે.

દેવવ્રત : (જરા ચમકીને) કેમ શું થયું ?

સત્યવતી : મહારાજ ગઇ કાલે સવારના અહીં પધાર્યા છે.

દેવવ્રત : ક્યા રાજાજી ?

સત્યવતી : શાંતનુ મહારાજ. એમને કાલે સાંજના નદીને પેલે પાર જવું હતું તે હું લઇ ગઇ. મને જોતાંજ એ બુઢ્ઢાએ મારી પર નજર ચોંટાડી, તે છેક અહીં પાછા આવ્યા ત્યાં સુધી ખસેડીજ નહિ. હું તો શરમથી લાલચોળ થઇ ગઇ. પાછા આવ્યા ત્યારે મને મોતીનો કંઠો આપ્યો. મને એ બુઢ્ઢાની દાનત સારી ન લાગી. બીજી હોડીઓ સાથે હતી એટલે સારું હતું, નહીતો હું તો બીકથીજ મરી જાત.

દેવવ્રત : મહારાણી સ્વર્ગ સીધાવ્યા તેને લગભગ વીસ વર્ષ થયાં, એ વીસ વરસમાં એમણે કોઇ સ્ત્રીની સામે પણ જોયું નથી. એમને માટે તો હવે સંભવ થોડો છે. પણ એ જવાદે—

દેવવ્રત : ત્યારે રાજા થવાનો એકજ રસ્તો રહ્યો.

સત્યવતી : કયો ?

દેવવ્રત : તારા કહેવા પ્રમાણે તો રાણીને જમે તે રાજા. કેમ ?

સત્યવતી : હાસ્તો.

દેવવ્રત : ત્યારે તું મને રાજા બનાવે તોજ. કહો રાજ્યાસન પર ક્યારે બેસાડો છો ? સત્યવતી, તારા પિતાની સંમતિ વગર તું મને વરવા રાજી છે ને ?

સત્યવતી : જીવતાં સુધી આપની સેવા કરવા જેટલું ભાગ્ય બીજા શામાં છે ?

દેવવ્રત : ત્યારે આપણા લગ્નમાં કંઇ વાંધો આવે એમ નથી. હું ક્ષત્રિય છું અને ક્ષત્રિયોને ગાંધર્વ વિવાહની છૂટ છે. કહે તું મારો સ્વીકાર .. ......(માધવ દાખલ થાય છે.)

માધવ : માફ કરજો, પણ મહારાજશ્રી લગભગ દરવાજા સુધી આવી પહોંચ્યા છે નહીં-તો હું વિક્ષેપ ન કરત.

દેવવ્રત : (સત્યવતીને) થોડીવાર તું પાસેના ખંડમાં બેસ. (સત્યવતી જાય છે.) મહારાજ અહીં છે એ થોડા સમય પહેલાંજ મેં સત્યવતી પાસેથી જાણ્યું. (શાંતનુ દાખલ થાય છે. દેવવ્રત અને માધવ વંદન કરે છે.)

શાંતનુ : કુમાર ! રાત્રે આવતાં બહુ મોડું થયું કેમ ?

દેવવ્રત : આપને એ સમાચાર ક્યાંથી મળ્યા ! આપની સ્વારી અહીં છે એ હું જાણતો

**માધવ** : મહારાજશ્રી વાટ જોતા હશે. ચાલો હું જાઉં છું ( સત્યવતીને ) આપજ અહીંના માછીરાજની કન્યા હો તો મહારાજશ્રી ને નદી-પાર લઇ જવા કાંઈ હોડીનો બંદોબસ્ત કરી આપશો.

**સત્યવતી** : મારેજ આવવું પડશે. [ માધવ જાય છે ] હું પણ રજા લઇશ.

**દેવવ્રત** : સત્યવતી તું મારા પર ગુસ્સે તો નથી થઈને ?

**સત્યવતી** ગુસ્સાનો તો પાર નથી રહ્યો.

**દેવવ્રત** : મેં તારી ગમ્મત કરવા નામ છાનું રાખ્યું હતું એમ તું ધારતી હોય તો ભુલી છે. તેં દૃષ્ટિએ પડતાંજ મારું હૃદય હર્યું છે. હું યુવરાજ છું, એ તું જાણતી નહતી તો યુવરાજને નહીં પણ એક રઝળતા ક્ષત્રિયને વરવા તું રાજી થઇ શકે કે કેમ તે જાણવા માટેજ મેં મારૂં નામ ન કહ્યું.

**સત્યવતી** : [ હસીને ] બહુજ સારૂં કર્યું. માફ કરૂં છું. હવે જવા દો મહારાજ. વિલંબ થશે.

**દેવવ્રતઃ** જતાં પેહેલાં મહારાજ આવી પહોંચ્યા તે વખતે તું વચન આપતી હતી તે આપવું પડશે. કહે તું મારો સ્વીકાર કરે છે?

**સત્યવતી** : હવે એ વચન આમ નહીં આપું. તમારા પિતા તરફથી મારા પિતા પાસે તમારું માગું મોકલી એમની સંમતિ મેળવી પુરતા ઠાઠથી આપણા લગ્ન થવાં જોઇએ.

**દેવવ્રત** : એ વગર નહીં ચાલે ?

**સત્યવતી** : જરાએ નહીં.

**દેવવ્રત** : સાત ઘડી રાજ્યગોર બડબડ કરશે તે સાંભળવી પડશે અને હોમના ધુમાડાથી આંખોતો બળીને ખાખ થઇ જશે.

**સત્યવતી** : પુરુષોને ભલે એ ન ગમે પણ અમને સ્ત્રીઓને આવા સમારંભો અને ઠાઠ માઠ બહુ પસંદ છે. આવી સરસ તક શા માટે જવા દઉં. ચાલો હવે જવાદો.

**દેવવ્રત** : આટલામાં નહીં.

**સત્યવતી** : રાજાજી ગુસ્સે થશે તો આપણા લગ્ન માટે સંમતિ નહીં આપે. તો વળી એમને સમજાવવા પડશે. જવાદો. ( હાથ છોડાવી દોડી જાય છે. )—( થોડીવાર પછી પ્રધાન, માધવનો પિતા દાખલ થાય છે. )

**પ્રધાન** : કુમારશ્રી શાના વિચારમાં મગ્ન થઇ ગયા છો? ( દેવવ્રત સ્વપ્નમાંથી જાગ્રત થઇને )

**દેવવ્રત** : આવો પ્રધાનજી, તમે પણ અહીં છો એ ખબર નથી.

**પ્રધાન** : હું મહારાજશ્રીની સાથેજ આવ્યો. પ્રકૃતિતો ઠીક છે ને ?

**દેવવ્રત** : (ઉંચું જુએ છે, જરા મુંઝાઇને) બહુ સારી છે. કેમ પુછો છો ? હું ઠીક દેખાતો નથી ?

**પ્રધાન** : ના, સહેજ પુછયું. મહારાજ શ્રી ને આપની તંદુરસ્તીની ઘણીજ ફીકર થાય છે અને કાલ સાંજથીતો એમને એના વગર બીજી કશી વાત સુજતી નથી. એમના કુળમાં આપજ છો એટલે તો વધારે ચિંતા થાય તેમાં શી નવાઇ!

**દેવવ્રત** : બહુજ ચિંતા થાય છે એ પિતાશ્રી હમણાજ કહેતા હતા. પણ બહુ ચિંતા કરાવવા જેવું મેં હાલમાં કશું કર્યું હોય એમ સાંભરતું

નથી. પ્રજાના રક્ષણાર્થે લડવું એ રાજાનો અને ક્ષત્રિયનો ધર્મ છે અને એ લડાઈમાં દેહને હાનિ થાય, દેહ પડે પણ ખરો. પણ હાલમાં તો કોઈની સાથે લડવું પડે એવો સંભવ નથી.

પ્રધાન : એકનો એક પુત્ર હોય એટલે પિતાને તો ચિંતા થાયજને ?

દેવવ્રત : તો શું મારે જલ્દી લગ્ન કરવા એવી પિતાજીની ઇચ્છા છે ?

પ્રધાન : આપના લગ્ન થાય તે જોઈને એમને આનંદ અને સંતોષજ ઉપજે.

દેવવ્રત : પ્રધાનજી તમે જે હોય તે સ્પષ્ટ રીતે કહો.

પ્રધાન : બીજુ કહેવાનું શુ હોય ?

દેવવ્રત : હું કહું. પિતાજીને ફરી લગ્ન કરવા છે.

પ્રધાન : આપને કોણે કહ્યું ?

દેવવ્રત : કહેવાની શી જરુર છે ? વિચાર કરતાં પિતાજીના શબ્દે, અને તમારો દરેક શબ્દ કહી રહ્યો છે. પિતાજીને પણ આ શું સુઝ્યું ?

પ્રધાન : એમ કેમ કહો છો ?

દેવવ્રત : પ્રધાનજી, શું કહું ત્યારે ? આ વયે એમને શોભશે ? પ્રજામા બાળ લગ્નો અટકાવવા મેં પ્રયત્ન કર્યો છે અને કેટલેક અંશે સફળ થયો છુ પિતાજીજ જો આવુ કરેતો—લોકોને કેમ કરી સમજાવી શકાય ?

પ્રધાન : આપનો શુ મત છે તે જાણવા મને મોકલ્યો છે, તમારે એમ ન ધારવું કે એમનો તમારી પરનો સ્નેહ જરાએ ઓછો થયો છે. તમને યુવરાજપદે બેસાડયા પછી હવે બીજો કોઈ ગાદીનો વારસ થાય એવી બીક ન રાખવી અને તમારા શીવાય ગાદી બીજા કોઈને મહારાજ–શ્રી સોંપવા દે પણ નહીં.

દેવવ્રત : આ લોકો તો ક્યારે સમજશે ? હું ગાદીનો વિચાર પણ નહોતો કરતો. ગાદી મને મળે કે નહીં તેની મને જરાએ પરવા નથી. પ્રધાનજી આ બાબતમા મારી સંમતિ–નો કદીજ નહીં મળે. તમારો શો અભિપ્રાય છે ?

પ્રધાન : મારો અભિપ્રાય શા કામનો ?

દેવવ્રત : ત્યારે તમે વિરુદ્ધ છો એમ માની શકાય.

પ્રધાન : મારે વિરોધ કરવાનો હક્ક નથી.

દેવવ્રત : હક્કની વાત ક્યાં છે ? તમને મહારાજ મિત્રતુલ્ય ગણે છે અને તમારી કહેલી વાત એ ધ્યાનપૂર્વક સાંભળે છે. તમે એમને સમજાવીને આ વાત પડતી મુકાવી શકો.

પ્રધાન : આપ કહી જુઓ તો ન સાંભળે ?

દેવવ્રત : જરુર પડશે તો કહીશ. પણ મારા કહ્યાની બહુ અસર થવાની નથી અને એમના મનમાં સંશય પણ પેદા થાય કે રખેને ગાદી માટે મારો કોઈ પ્રતિસ્પર્ધી જાગે તેથી કરીને કહું છું.

પ્રધાન : હું બનતું કહીશ, પણ એમણે તો નિશ્ચય કર્યો દેખાય છે.

દેવવ્રત : કઈ કન્યા શોધી કાઢી છે ? તમારી મદદ વગર તો નહીંજ હોય

પ્રધાન : મને જરાએ ખબર નથી. ખબર મળ્યે આપને અવશ્ય કહીશ

દેવવ્રત : મારે જાણવાની બહુ ઉત્કંઠા નથી. જે થવાનું હશે તે થશે. ચાલો પ્રધાનજી, આપણે જરા નદીતીરે ફરીને મનને શાન્ત કરીએ.

મૃગયા માટે ગયા હતા તે વખતે તમે સાથે હોત તો કહેવાની કંઇ જરૂર પડત નહીં.

**પ્રધાન:** હું હમણાં જ એના પિતાની પાસેથી આવું છું.

**માધવ:** એટલે?

**પ્રધાન:** તમારા પાછા આવ્યા પછી તરત-જ મહારાજશ્રીએ મને માછીરાજ પાસે જઇ કન્યાને માટે માગું કરવાની આજ્ઞા કરી.

**દેવવ્રત:** અને તમે જઇ માગું કર્યું?

**પ્રધાન:** હા, કુમારશ્રી.

**દેવવ્રત:** તમે તો ચીઠ્ઠીના ચાકર. અને એ મારું કર્તવ્ય પણ નથી; એટલે તમે પિતાજીને મનાવવાનો પ્રયત્ન પણ શા માટે કરો?

**પ્રધાન:** મને આપ નકામો દોષ દો છો. મેં મારાથી બનતું કહી જોયું પણ રાજાજી કોઇના કહ્યા પર લક્ષ આપવાની મનોદશામાં નથી જણાતા.

**દેવવ્રત:** ત્યારે મને સારું નક્કી કરીને ખબર આપવા આવ્યા છો ને?

**માધવ:** શું માછીરાજે હા પાડી.

**પ્રધાન:** એના તો આનંદનો પાર રહ્યો નહીં. કબુલ કર્યું, પણ એક શરતે.

**માધવ:** શી શરત છે?

**પ્રધાન:** અને એ શરત કબુલ કરવી કે નહીં તે કુમારશ્રીના હાથમાં છે.

**દેવવ્રત:** હું આવા લગ્નો માટે કોઇ દહાડો સંમતિ આપવાનો નથી. અને જો મારી સંમતિ વગર લગ્ન અટકી શકતાં હોય તો ખાત્રીથી કહું છું કે જીવતાં સુધી હું સંમતિ આપવાનો નથી.

**માધવ:** પણ શરત શી છે?

**પ્રધાન:** એટલી જ કે નવી રાણીને પેટે સંતતિ થાય તેનેજ રાજ્ય મળવું જોઇએ.

**માધવ:** રાજાજીને આ શરત કહી?

**પ્રધાન:** હા, કહી.

**માધવ:** શું એમને કબુલ છે?

**પ્રધાન:** એમના જ કહ્યાથી એ શરતની વાત હું કુમારશ્રીને કહેવા આવ્યો છું.

**માધવ:** એટલે કુમારશ્રીએ યુવરાજપદ મુકી દેવા કબુલ કરવું? આજ જો શરત હોય તો કુમારશ્રીને સલાહ આપવાનું સાહસ કરીને કહું છું કે કોઇ કાળે કબુલ ન કરશો.

**દેવવ્રત:** (હસીને) પ્રધાનજી, આજે સવારે તમે કહેતા હતા કે રાજાજી રાજગાદી અને મારી વચ્ચે કોઈને આવવા નહીં દે!

**પ્રધાન:** (નીચું જુએ છે) એમ મારું ધારવું હતું.

**દેવવ્રત:** પ્રધાનજી, હું તમને દોષ નથી દેતો. જીંદગીમાં બધાને નવું જોવાનું અને જાણવાનું મળે છે, કોઇએ મિથ્યાભિમાન રાખવું નકામું છે.

**માધવ:** શું મહારાજશ્રીને આ વાત કબુલ છે?

**પ્રધાન:** ત્યારે આટલો વખત હું શું કહી રહ્યો છું?

**દેવવ્રત:** પ્રધાનજી મારેજ હાથે મારું નાક કપાવવું છે? હું હા, પાડું તો પાંચ વર્ષ થયાં લોકોને જે કાર્ય વિરુદ્ધ ઉપદેશ કરું છું તેને જ સંમતિ આપું. લોકોને તો લાગશે જ કે મારો ઉપદેશ તો બીજાઓ માટે જ છે, પોતાને માટે નથી. લોકો મને નિર્માલ્ય ગણે, મારી

હિંમત કરે તેમાં એમને તો કેમ દોષ દેવાય! ના કહું તો પિતાજી, વખતે તમે, અને બે કો કહેશો કે રાજ્ય ॥ લેજો ના કહી. પ્રધાનજી તમે જાણો છો કે રાજ્યનો મને લોભ નથી, રાજસત્તાનો અભિલાષ નથી. લોકનું હિત સાચવવા જેટલી શક્તિ રહે એટલે બસ.

માધવ : કુમારશ્રી આ બાબતમાં દહત.થી ના પાડવી જોઈએ.

દેવવ્રત : પ્રધાનજી એજ મારો જવાબ છે.

માધવ : માછીરાજે માગું આ શરતે સ્વીકાર્યું પણ માછી કન્યાની તો સંમતિ લેવાની જરૂર નહીં એટલે તેને તો પુછ્યુંજ નહીં હોય. એ બીચારી શું સમજે, કેમ!

પ્રધાન : ના, માછી કન્યાને હું પુછવા ગયો નહોતો પણ માછીરાજ પાસે માગું કર્યું ત્યારે એ હાજર હતી.

દેવવ્રત : એણે શું કહ્યું?

પ્રધાન : માછીરાજે એને પુછી જોયું ત્યારે એણે કહ્યું કે " તમારી સંમતિ હોય તો મારે કબુલ છે. "

દેવવ્રત : શું! શું?

પ્રધાન : માછીરાજની સંમતિ હોય તો એ રાજી છે.

માધવ : પિતાજી, કાંઇ ભુલ હશે.

પ્રધાન : મારા દેખતા વાત થઇ

માધવ : અને માછી કન્યાએ આવો જવાબ આપ્યો એની ખાત્રી છે?

પ્રધાન : તદ્દન.

દેવવ્રત : અને મારી ખાત્રી છે કે તમારી કહેલી શરત પણ એણેજ સૂચવી હશે!

પ્રધાન : મારા પર નકામો રોષ કરો છો. ના, માછીકન્યાએ એ શરત સૂચવી નથી પણ માછીરાજે સૂચવી ત્યારે એણે પણ કહ્યું કે ' એમજ થવું જોઇએ. '

દેવવ્રત : કાંઇ ભુલ હશે.

પ્રધાન : આપ પુછીને ખાત્રી કરો.

દેવવ્રત : માધવ, પ્રધાનજીની આ બાબતમાં કાંઇ ગેર સમજ થઇ દેખાય છે. તું સત્યવતીને જઇને પુછી આવ કે આમાં કેટલું સત્ય છે.

માધવ : પુછવાની શી જરૂર છે! એ કોઇ દહાડો કબુલ કરે નહીં

દેવવ્રત : પ્રધાનજી ખાત્રીથી કહે છે એટલે પુછાવવું યોગ્ય છે. જા જલદી આવ પાછો. (માધવ જાય છે.)

પ્રધાન : મહારાજશ્રી અહીંજ આવતા દેખાય છે (ઉભો થાય છે શાંતનુ દાખલ થાય છે. દેવવ્રત એની તરફ ધ્યાન આપતો નથી)

શાંતનુ, (દેવવ્રત તરફ ફરીને) શરીર તો ઠીક છે ને?

દેવવ્રત : તમને હમણાં હમણાં મારી તબીયતની ઘણી ચિંતા થતી જણાય છે એ જોઇ જરા દીલગીરી ઉપજે છે.

શાંતનુ : કુમાર, તમને માઠું લાગ્યું દેખાય છે

દેવવ્રત : માઠું લાગે? આપ ફરી લગ્ન કરો, રાજ્યને શોભાવવા નવી રાણી આવે, અને બીજા પુત્રો પ્રાપ્ત કરી સાત પેઢીને નરકમાં જતી બચાવવાનો આપ પ્રયત્ન કરો એ જોઇ માઠું લાગે? એ તો ખુશાલીનો પ્રસંગ છે.

**શાંતનુ**: કુમાર તમે શું બોલો છો તેનું તમને ભાન નથી.

**દેવવ્રત**: મને સારી રીતે ભાન છે. તમે શું કરો છો તેનો જરા વિચાર કરો તો ભાન આવશે. હું સ્પષ્ટવક્તા છું અને સ્પષ્ટ બોલીને આપનો વિચાર બદલી શકાશે એમ આશા છે.

**શાંતનુ**: મ્હેં એવો શો અવિચાર કર્યો છે?

**દેવવ્રત**: અવિચાર જરાએ નહીં. પાંસેઠ વર્ષની વયે સોળ વર્ષની કન્યા સાથે પરણવાનો વિચાર એ સુવિચારજ ગણાયને?

**શાંતનુ**: મ્હારી વયને આ વાત સાથે શો સંબંધ છે?

**દેવવ્રત**: ત્યારે બીજા શેનો સંબંધ છે? કોઈ વૃદ્ધ પુરુષ બિચારી કુમળી બાલિકા સાથે લગ્ન કરવા તૈયાર થાય ત્યારે વયનો સંબંધ નહીં તો શાનો?

**શાંતનુ**: માણસ વૃદ્ધ છે કે કેમ તેનો નિર્ણય વય પરથી કરી શકાતો નથી. મારું વય ગમે તે હોય પણ હું વૃદ્ધ તો નથીજ.

**દેવવ્રત**: એમ બધાજ વૃદ્ધો માને છે.

**શાંતનુ**: એટલે વૃદ્ધોના વિવાહ સામે તમે ચળવળ ચલાવી છે તેને આથી બાધ આવશે એનો વિચાર થતો દેખાય છે.

**દેવવ્રત**: ચળવળને તો બાધ આવશેજ પણ આવાં લગ્નોજ ન થવાં જોઈએ એવો મારો મત છે એટલે હું સંમતિ તો નજ આપું.

**શાંતનુ**: કુમાર, તારા જેવા કુલદીપક, પ્રજાદીપક, પુત્રની સંમતિ વગર આ પગલું ભરવું યોગ્ય લાગતું નથી.

**દેવવ્રત**: મારી સંમતિની શી જરુર છે?

**શાંતનુ**: તારી સંમતિ વગર રાજ્ય બીજા કોઈને કેમ સોંપું? તારી સંમતિ વગર તારો નાનો ભાઈ બે ઘડી પણ ગાદી પર ટકી શકે એમ નથી. અને મને તુરતમાં કાંઈ થાય તો બાલ્યાવસ્થામાં રાજ્યનું સંરક્ષણ તારા વગર કોણ કરશે?

**દેવવ્રત**: હં, સમજ્યો.

**શાંતનુ**: મને ખાત્રી હતી કે બધું સમજાવીને કહેતાં તારો વિરોધ રહેશે નહીં.

**દેવવ્રત**: હું આ લગ્નને માટે સંમતિ આપું છું એમ ધારતા હોતો ભુલ છે.

**શાંતનુ**: કુમાર! યયાતિના પુત્ર પુરુએ પિતાને માટે શું કર્યું હતું તે યાદ છે ને? હું એવો આત્મભોગ માગતો નથી.

**દેવવ્રત**: પુરુનામાં મ્હોટા ભાઈઓ જેટલી અક્કલ હોત તો તે એવી મૂર્ખતા ન કરત. હું રાજ્યના લોભે કહું છું એમ ધારશો નહીં. યુવરાજપદ મુકી દેવાનું કહેત તો હું ખુશીથી કબુલ કરત, પણ આપનાં આ વયે ફરી લગ્ન કરવાના નિશ્ચય વચ્ચે મ્હારું યુવરાજપદ આવે છે તે અડચણ દૂર કરવા યુવરાજપદ મુકવાનું કહો છો તેની તો સતત નાની નાજ રહેવાની. છતાં આપને લગ્ન કરવાની હોંસ હોય તો યુવરાજપદ પરથી મને ખસેડી શકો છો, આપ મુખ્તીઆર છો.

**શાંતનુ**: ત્યારે તમારી સંમતિ નહીંજ મળે?

**દેવવ્રત**: કોઈ દહાડો નહીં.

**શાંતનુ**: (પ્રધાનને) આજકાલના છોકરાઓ ઘણા ઉદ્ધત થઈ ગયા છે. હસ્તિનાપુર જઈને

લગ્ન સમારંભની તૈયારી કરાવો. કુમાર નથી માનતા એ ઘણી ખેદની વાત છે.

**પ્રધાન** : ત્યારે કુમારશ્રીની સંમતિ વગર આપ લગ્ન કરશો ?

**શાંતનુ** : કહ્યું તે પ્રમાણે કરવું એ તમારું કર્તવ્ય છે.

**પ્રધાન** : મહારાજ, આપના બાલમિત્ર તરીકે અને પ્રધાન હોવાથી રાજ્યના હિતને માટે બે શબ્દો કહેવાની હીમત કરું છું.

**શાંતનુ** : તમારું કહેવું બધું ધ્યાનમાં છે. હું બીજું કાંઇ સાંભળવા ઇચ્છતો નથી.

**પ્રધાન** : કુમારશ્રી વગર રાજ્યની કોણ સંભાળ લેશે તેનો વિચાર કર્યો ?

**શાંતનુ** : હું જાણે આજેજ મૃત્યુની અણી પર હોઉં એવી વાત બધા કેમ કરો છો ? રાજ્યની સંભાળ લેવા હું સમર્થ છું. મારે કોઇની પણ મદદની જરૂર નથી, જાઓ.

**પ્રધાન**. જેવી આપની આજ્ઞા (જાય છે. રાજા પણ જવા નીકળે છે)

**દેવવ્રત** : ત્યારે આપનો નિશ્ચય કાયમ છે ?

**શાંતનુ** : હા પણ તારું મન દુખાવ્યા વગર થયું હોત તો ઠીક થાત.

**દેવવ્રત** : મારા મન વિશે ચિંતા કરવાની જરૂર નથી. મેં આપને આ લગ્ન સામે માત્ર એક વાંધો કહ્યો એ કિરતાલ બીજને પણ વાંધો છે.

**શાંતનુ** : કુમાર, તમને વાંધા કાઢતાં ઘણા સરસ આવડે છે. એમાં શો અર્થ છે ?

**દેવવ્રત** : મારું કહેવું સાંભળ્યા પછી શો અર્થ છે તે પુછજો.

**શાંતનુ** : શું કહેવું છે ?

**દેવવ્રત** : સત્યવતી સાથે બીજો કોઇ પુરુષ પરણવા માગતો હોય અને સત્યવતીનો એના પર પ્રેમ બંધાયો હોય તો ?

**શાંતનુ** : બીજા કોઇ સાથે મારે શો સંબંધ છે ? એટલું હું કહું કે સત્યવતી જેવી દેવાંગના સાથે સંલગ્ન થવા ભાગ્યશાળી નહીં નીવડે.

**દેવવ્રત** પણ સત્યવતીનો એના પર પ્રેમ બંધાયો હોય એમ કહ્યું તે સાંભળ્યું નહીં આપે ?

**શાંતનુ** સાંભળ્યું પ્રેમ એ તો આજકાલના છોકરાઓએ શોધી કાઢેલું રમકડું છે. સ્ત્રી પુરુષને એક બીજા તરફ આકર્ષણ થાય છે તેને તમે પ્રેમ માની બેઠા છો પણ આજે સત્યવતીને બીજા કોઇ પુરુષ તરફ આકર્ષણ હશે તો મારા જેવા પતિ મળે તરત ઉંધાઇ જશે, અને વળી રહ્યું ન પણ સત્યવતી આર્ય સ્ત્રીઓનું નિશ્ચય પતિવ્રત કદી નહીંજ ત્યાગે એની મને ખાત્રી છે.

**દેવવ્રત** એ પુરુષ હું હોઉં તો ?

**શાંતનુ** (ચોંકે છે)—કોણ તમે ? કુમાર તું ? શું કહ્યું કુમાર તમેજ ?

**દેવવ્રત** : ફરી ફરી શા માટે કહેવડાવો છો ? [શાંતનુ સ્તબ્ધ થએલા દેખાય છે.] ન છુટકે આ કહેવું પડયું. આજ બે માસ થયાં હું ફરી ફરીને આવું છું તે સત્યવતીથી આકર્ષાઇને અને આજે સવારે આપ મારા તંબુમાં કમલ હતાં તે વખતે સત્યવતી અને વરવાનું વચન આપતી હતી પણ આપના આવવાથી એ અધુરું રહ્યું હવે અમારા લગ્ન માટે આપની સંમતિનીજ જરૂર છે.

**શાંતનુ** : કુમાર મને પહેલેથી કેમ ન કહ્યું ?

**દેવવ્રત** : હજી શું મોડું થયું છે ?

**શાંતનુ** : હવે તમારા લગન માટે મારી સંમતિ અશક્ય છે. એને પરણવાનું ધાર્યું એટલે તારી માતા થઇ. તારે એનો વિચાર પણ છોડી દેવો જોઇએ.

**દેવવ્રત** : માતા થઈ! એવી વાતે બાળકને સમજાવી શકાય.

**શાંતનુ** : શાસ્ત્રાધારે કહું છું.

**દેવવ્રત** : એવું શાસ્ત્ર રચનારને મૂર્ખ ગણવો જોઇએ. એ શાસ્ત્રને આધારે હું પણ કહું કે મને સત્યવતીને પરણવાની ઇચ્છા છે માટે એ આપની પુત્રવધૂ થઇ, આપની પુત્રી સમાન છે.

**શાંતનુ** : મારા નિશ્ચય પહેલાં ખબર હોત તો જરૂર, હવે નહીં (માધવ દાખલ થાય છે) કેમ માધવ? [દેવવ્રત માધવ સામું જુએ છે.]

**દેવવ્રત** :પ્રધાનજી કહેતા હતા કે સત્યવતી આપને વરવા રાજી છે--કબુલ છે. મ્હારી ખાત્રી છે કે એમણે સમજવામાં ભુલ કરી છે માટે માધવને સત્યવતીને પ્રત્યક્ષ પુછવા મોકલ્યો હતો. અને માધવ એનો ઉત્તર કહી સંભળાવે તે પહેલાં કહું છું કે પ્રધાનજીની સમજ ફેર થઇ હોય અને સત્યવતી હજી પણ મનેજ વરવા માગતી હશે તો તમે હજારવાર પણ કહેશો કે એને મારી માતા તુલ્ય ગણવી તેની હું પરવા કરીશ નહીં. શબ્દોનો હું ગુલામ નથી. સત્યવતીને હું જરૂર પરણીશ અને કોઇ પણ મારી વચ્ચે આવશે તેને હું શત્રુ ગણીશ. કહે માધવ કેમ બોલતો નથી?

**માધવ** : શું કહું? પિતાજીનું કહેવું ખરાબર છે.

**દેવવ્રત**: શું તને પણ ઘેલછા લાગી છે?

**માધવ**: ના કુમાર? મેં પણ સાંભળ્યું ત્યારે માની ન શક્યો એટલે ફરી ફરી પુછ્યું. એણે ચોખ્ખું કહ્યું કે રાજાજીની માગણી એના પિતાની શરતે કબુલ છે.

**દેવવ્રત** : (જરા વાર સ્તબ્ધ થાય છે.) પિતાજી જે કહ્યું તે માટે મારી માચું છું. આપ જે કહો તે કરવાં તૈયાર છું. માછીરાજને બોલાવ, માધવ જે જે પ્રતિજ્ઞાની જરૂર હોય તે લઇશ.

**માધવ** : માછીરાજ હમણા અહીં આવી પહોંચશે. આપનેજ મળવા આવતા હતા.

**શાંતનુ** : હું ત્યારે હસ્તિનાપુર જાઉં છું. કુમાર લો આ મારી તલવાર. લગ્નવિધિ પુરો કરી તમારી માતુશ્રીને લઇને વહેલા આવજો. હું સમારંભની જાતે તૈયારી કરાવું છું. (જાય છે.)

**માધવ** : સ્ત્રીઓ પણ અજબ પ્રાણી છે.

**દેવવ્રત** : બીજી કોઈવાર વાત કરશું. હમણાં મને કશાનું ભાન નથી (હાથ પર માથું મુકી બેસે છે.)

**માધવ** : માછીરાજ આવ્યા.

**માછીરાજ** : કુમારશ્રીને વંદન કરૂં છું. (દેવવ્રત નમે છે, હાથ વડે બેસવાનું કહે છે.) મહારાજશ્રી તો હસ્તિનાપુર રવાના થયા છે. અને સત્યવતી ને માટે માણું મોકલાવ્યું છે—

**માધવ** : કુમારશ્રી જાણે છે. લગ્નક્રિયા પુરી થએ મહારાજશ્રીએ રાણી સાહેબને હસ્તિનાપુર લઇ જવાનું કુમારશ્રીને સોંપ્યું છે.

**માછીરાજ** : કુમારશ્રી જેવા કુશળ અને પ્રભાવશાળી પુત્રને સોંપે તેમાં શી નવાઇ છે! પણ હે નરશ્રેષ્ઠ, આ માણું નકારવા પહેલાં ઇંદ

જેવાને પણ વિચાર થાય અને નકારે તો પસ્તાવો થાય. સત્યવતીના પિતા જે આપના જેવાજ શ્રેષ્ઠ છે. તેમણે આપના પિતાશ્રીના અનેકવાર ગુણગાન કર્યા છે. એ કહેતા હતા કે મહારાજ શાન્તનુ સત્યવતીને યોગ્ય પતિ છે. હું બડાઈ નથી કરતો, આજ પહેલાં અનેકવાર મહર્ષિ અસિતનું માગું નકાર્યું છે સત્યવતીના પાલક પિતા તરીકે મારી એકજ શરત છે તે સ્વીકાર્યા પહેલા હું લગ્ન માટે સંમતિ આપી શકતો નથી. સત્યવતીનો પુત્ર રાજા થવો જોઈએ, અને માફ કરજો, સાવકો ભાઈ વચ્ચે હોય તો તે કેમ થઈ શકે ? હે રિપુદમન ! કોઈ અસુર યાતો ગંધર્વ પણ આપ જેવા પ્રતિસ્પર્ધી સામે ખડો રહી શકે નહીં. આપ રુઠો તો એ ભડવીર જીવતો ન રહે. મારે બીજું કાંઈ નથી કહેવું. હું વિદ્વાન નથી તેથી વધારે બોલવું હોય તો માફ કરશો પણ ચોખ્ખી વાત કરવી મને ગમે છે.

માધવ : કુમારશ્રીને પણ સ્પષ્ટવક્તાપણું ગમે છે.

દેવવ્રત : આપની શરત મને માન્ય છે સત્યવતીનો પુત્રજ અમારો રાજા થશે.

માછીરાજ : હે શુદ્ધ મનસ્વી, આપના અનિટ પ્રતાપશાળી પિતા આપને આ કામ સોંપી ગયા છે, હું પણ મારી વતી આપનેજ સોંપુ છું. પણ હે કુમારશ્રી ! કંઈક બીજું પણ કહેવાનું છે. અને પુત્રીવાળા હું કહું છું તે કહે એ સ્વાભાવિક છે. હે સત્યધર્મ પાલક જે આપે સત્યવતી ને માટે વચન આપ્યું તે આપની યોગ્યતાનું ભાન કરાવે છે અને આપ એ પાળશો તેની મને લેશ માત્ર પણ શંકા નથી. પણ આપના પુત્રો એ પાળશે કે નહીં તેની મને બહુ ભીતિ રહે છે.

દેવવ્રત : મેં મારો રાજ્ય પરનો હક્ક છોડયો પણ તમારી શંકાનું નિવારણ કરવા કહું છું કે મારા પુત્રો તરફથી કોઈ પણ પ્રકારની અડચણ ન આવે માટે હું લગ્ન કરવાનો નથી એવી ખાત્રી આપુ છું.

માછીરાજ : હે નરશ્રેષ્ઠ ! આ પ્રતિજ્ઞા આપના પહેલા વચન કરતા પણ ભારે છે અને એ પણ પાળશો એની મને પૂર્ણ ખાત્રી છે. પણ આપ લગ્ન ન કરો એટલે પુત્ર ન થાય એની શી ખાત્રી ?

માધવ : માછીરાજ તમને તો સંતોષજ નથી. તમે શું કહો છો તે પુરું સમજ્યા જણાતા નથી.

માછીરાજ : ભાઈ ! હું તો સ્પષ્ટવક્તા છું. આપણા કુમારશ્રી એવું કાંઈ ન કરે પણ વિશ્વામિત્ર જેવાએ લલચાયા એ જાણીતું છે. માટે કહું છું.

માધવ : ત્યારે તમારે શું જોઈએ છે ?

માછીરાજ : કુમારશ્રી લગ્ન ન કરવાનું વચન આપી શકે તો એમના જેવા ધર્મિષ્ઠ માટે બ્રહ્મચર્યવ્રત પણ લેવું ભારે નથી

માધવ શું કહો છો કુમારશ્રી ? પણ માછીરાજ, ધારો કે રાજાજીનો સંતતિ વગર સ્વર્ગવાસ થાય તો વધતું શું થાય ? સત્યવતીને પુત્ર પ્રાપ્ત થાય તો કુમારશ્રી ન પરણે. પણ પુત્રપ્રાપ્તિ વગર મહારાજશ્રીનો સ્વર્ગવાસ થાય તો કુમારશ્રીને લગ્ન કરવામાં કાંઈ હરકત નથી.

**માછીરાજ :** હું સ્પષ્ટવક્તા છું એટલે કહું છું. આવું જો હું કબુલ કરું તો કુમારશ્રી તરફથી તો નહિ પણ કુમારશ્રીના કોઇ હિતેચ્છુ તરફથી મહારાજશ્રીની અને વખતે સત્યવતીની જીંદગી જોખમમાં નાખું.

**દેવવ્રત :** હા, માછીરાજનું કહેવું બરાબર છે. હું જીવતા સુધી બ્રહ્મચર્યનું પાલન કરીશ.

**માછીરાજ :** વાહ કુમાર આપ ખરેખર ભીષ્મ છો. હું મારી કન્યા મહારાજશ્રીને અર્પણ કરું છું. આપના જેવો પુત્ર સંરક્ષણ માટે હંમેશ પાસે હશે એટલે મારી સત્યવતી અને તેની સંતતિને કશાની અને કોઇનીજ ભીતિ નથી. ચાલો ત્યારે લગ્નવિધિની ગોઠવણ કરીએ.

**દેવવ્રત :** મને માફ કરશો. માધવ આ ખાંડુ લઇ જા અને લગ્નક્રિયા પુરી થએ રાણીને લઇ આવ. હું રથની તૈઆરી કરવા કહું છું. (માછી અને માધવ જાય છે) પડદો પડે છે.

## પ્રવેશ બીજો

[ સ્થળ: એજ સમય: સૂર્યાસ્ત પછી ]

સૂર્યાસ્ત થઇ અંધારું થવા માંડ્યું છે. દેવવ્રત અર્ધ જાગ્રત અવસ્થામાં શૈય્યા પર પડેલો છે, અનુચર આવી દીવો સળગાવે છે. થોડીવારે માધવ દાખલ થાય છે.

**માધવ :** રાણીશ્રી આવ્યા છે. અંદર લઈ આવું ?

**દેવવ્રત :** (ઇશારતથી હા કહે છે, ઉઠીને બે હાથ વચ્ચે માથું મુકી બેસે છે. સત્યવતી દાખલ થાયછે. પડદા આગળ ઉભી રહે છે. દેવવ્રત સામું જોતો નથી કે ધ્યાન આપતો નથી. )

**સત્યવતી :** કેમ મને આવોજ આવકાર? (દેવવ્રત ઉંચું જુએ છે) આવું મોઢું કેમ કર્યું છે ? જાણે કોઇએ મારા મૃત્યુના સમાચાર ન આપ્યા હોય ? (પાસે જાય છે. હાથ ઝાલવા જાય છે દેવવ્રત ખસેડી લે છે.) મારા પર આટલો બધો રોષ ! હવે હું નથી ગમતી ? પરણ્યા પછી પસ્તાવો શા કામનો ? આપણા લગ્ન પછીનું આ પ્રથમ મિલન છે એટલે હું મંગળ પ્રસંગ ધારતી હતી.

**દેવવ્રત :** આપણા લગ્ન ? કોના લગ્ન ?

**સત્યવતી :** કેમ ? આપણા ? ઘટિકા સુધી બ્રાહ્મણ બડબડ કરીને લગ્ન કરાવતો ન હતો, વાયુ સાથે વાતો કરતો હતો ? એને ઘેલછા લાગી હતી ?

**દેવવ્રત :** સત્યવતી તું સારી રીતે જાણે છે છતાં શા માટે આવું બોલે છે ? મારી......... માતાને આવું બોલવું ન શોભે.

**સત્યવતી :** મહારાજ મશ્કરીની પણ હદ હોય.

**દેવવ્રત :** મશ્કરી મેં કરી કે તેં ?

**સત્યવતી :** મને આ નાટક નથી ગમતું.

**દેવવ્રત :** સત્યવતી મારી સાથે તું આટલા દહાડા રમત જ કરતી હતી ? હું ધારતો હતો કે હું એક સ્ત્રીમાં શ્રદ્ધા રાખી શકું પણ ભુલ્યો. હું રાજા થાઉં એટલો વખત પણ તું ધીરજ ન રાખી શકી ? તને આજે જ રાણી થવું ગમ્યું ?

**સત્યવતી :** હું કૈં સમજતી નથી.

**દેવવ્રત :** પિતાજીનું માગું આવ્યું એટલે મારો પળભર પણ વિચાર ન કર્યો ?

**સત્યવતી :** હું એ વિધિ થઇ ન થઇ ગણવા તૈયાર છું તમે નથી શું ?

**દેવવ્રત :** વિધિને હું ગણકારતો નથી.

**સત્યવતી :** ત્યારે શું મારા પરનો પ્રેમ જતો રહ્યો ?

દે—એ પ્રેમ કદી પણ જતો કેમ રહેશે તેનીજ સમજણ પડતી નથી ને એક ક્ષણ પણ વિસારી શકું એમ નથી. તારા વિના જીવન શુષ્ક થઇ ગયું, ચેતન વીહોણું બન્યું. સત્યવતીમય સૃષ્ટિ રચી હતી. તે લુપ્ત થઇ ગઇ, અને તેથીજ ભીષ્મ પ્રતિજ્ઞા લીધી.

સ—શી પ્રતિજ્ઞા ?

દે—સત્યવતી, હું તને કેમ કહી શકું ?

સ—એવી ભુલથી લીધેલી પ્રતિજ્ઞા બંધનકારક ના ગણાય

દે—મારો શબ્દ, મારી પ્રતિજ્ઞા કોઇ કાળે વ્યર્થ ન જાય. તારી વગર સૃષ્ટિ શુન્ય બની એટલેજ મેં એ પ્રતિજ્ઞા લેવાનું સાહસ કર્યું. સત્યવતી મેં જીવતાં સુધી બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી છે.

(દાસી દાખલ થાય છે)

દાસી—મહારાજ રથ તૈયાર છે.

દેવવ્રત—ચાલો રાણી શ્રી, ચાલો માતા રથ તૈયાર છે

(સત્યવતી મૂર્છિત થઇ પડે છે.) પડદો પડે છે.

**સમાપ્ત.**

---

# અલ્પાત્માનું આત્મપુરાણ

લેખક:

રા. વિક્રમ

---

## જેમાં કેટલીક અપ્રસ્તુત (૩) વાતો લખવામાં આવી છે

આ પ્રમાણે મેં આત્મપુરાણ આલેખવાનો નિશ્ચય તો કર્યો. 'પરંતુ કેફ ને પ્રણયની પેઠે નિશ્ચય કરવો સહેલો છે, નીભાવવો મુશ્કેલ છે. પ્રાચીન કાળના પુરાણકારોનું આટઆટલું માહાત્મ્ય શાને લીધે છે તે મને હવે સમજાયુ. પુરાણ લખવું એ સહેલું કાર્ય નથી. એક નાનકડું, બીનજવાબદાર, રસીલું આડકથા ને ઉપકથાઓથી ભરેલું પુરાણ લખી કાઢવું એ તો રમત વાત છે એમ માનવું એ ભુલભરેલું છે. એને માટે કેટલી સાધન સામગ્રીની અપેક્ષા છે, કેટલી કલ્પનાશક્તિની જરૂર પડે છે એ તો લેખકજ જાણી શકે.

વીમા કંપનીના એજંટને વિદાય કર્યો પછી હું પહેલું પ્રકરણ લખવા બેઠો. આ હમણાં જોતજોતામાં પૂરું કરું છું એવી વૃત્તિ તે કાળે મારી હતી. પહેલાં લખવા કરતાં વાંચવાની વૃત્તિ વધારે લાગવાથી જરા આજનું—વર્તમાન પત્ર જોઇ લઇને પછી હમણાં પહેલું પ્રકરણ લખી નાંખું એમ ધારી વર્તમાનપત્ર મંગાવી વાંચવા માંડ્યું. વર્તમાનપત્ર ઉપર ઉપરથી જોઈ જવાનો પ્રથમ વિચાર કર્યો હતો તેને બદલે શરૂઆતથી તે 'આ પેપર હમામ રહીદ વધિ કોટમાં મગનરજી પ્રમાણે છાપ્યું ને ઉપલે સરનામેથી પોતાને માટે પ્રસિદ્ધ કર્યું' ત્યાં સુધી વાંચ્યું. અક્ષરે અક્ષર વાંચી જવા અને અક્ષરો અને પંક્તિઓ વચ્ચેની કોરી જગા પણ જોઈ ગયા પછી પાછું 'આત્મપુરાણ'નું પ્રકરણ હાથમાં લીધું.

જન્મ એ અદ્‌ભુત, અલૌકિક ચમત્કાર છે એમ તત્વવેત્તાઓ કે જ્ઞાનીઓ કહે છે તે જેટલું સૃષ્ટિ પરત્વે તેટલુંજ સાહિત્ય પરત્વે સત્ય છે. મેં આત્મપુરાણ લખવાની ઇચ્છા તો કરી પણ એ પુરાણની શરૂઆત શી રીતે કરવી! ખરી રીતે હું જન્મ્યો ત્યારથી કરવી જોઇએ પરંતુ હું જન્મ્યો તે વખતની કંઇ પણ વાત—અરે! હું જન્મ્યો તે વાત પણ—મને યાદ નથી. અને એમાં લખવું શું? હું જન્મ્યો, ત્યાર પછી રડ્યો હોઇશ, થોડાક કાળ પછી ઘુંટણીઆ તાણતા ને પછી ચાલતા શીખ્યો હોઇશ. પણ મારા બાળકાળની મારી વિશિષ્ટતાઓ, મારી લાક્ષણિક ટેવો શી હતી તે હું જરાએ જાણતો નથી.

પ્રીતિ આજ ઉપાધિનો આધાર હતી તેવી નથી એમ આપણા પ્રાચીન કવિવરે કહ્યું છે. તે પર, પાઉડર, લીપ-સ્ટીક, કોસ્મેટીક વગેરેના

ઉદ્દાવ ઉપરથી ખોટું છે એમ આપણે કહેવા લલચાઇએ, પરંતુ એ છતાં પ્રાચીન કવિવર તરફની ભક્તિને લીધે એમનું એ સૂત્ર આપણે માન્ય રાખીએ. પણ સાહિત્ય પણ બાહ્ય ઉપાધિની અપેક્ષા નથી રાખતું, એ પણ સ્વયં પ્રતિભાબળે ઉત્પન્નથાયછે એમ ગમે એવોપ્રાચીનમાં પ્રાચીન કવિવર કહે તોપણ હું તે માનવાને તૈઆર નથી. ખડીઓ, કલમ, કાગળ, વિષય, એકાંત ઇત્યાદી બાહ્ય ઉપાધિની હું વાત નથી કરતો. સાહિત્ય સાથે જરા સંબંધ નહીં એવી અનેક બાહ્ય વસ્તુનો આશ્રય લેખકને લેખ લખવા માટે લેવો પડે છે.

હું ઘણા લેખકોના સમાગમમાં આવ્યો છું. તેમને લખતા જોવાનું સદ્‌ભાગ્ય પણ મને અનેકશઃ સાંપડયું છે. લેખકો કેમ લખે છે એ વીશે કૌમુદીમાં કેટલીક હકીકતો પ્રસિદ્ધ થઇ હતી. પરંતુ એમાં લેખકો હીંચકો, ચહા, પાન, સોપારી પર્યટન, ભીનો ટુવાલ, પુનરાવર્તન વગેરે બાહ્ય ઉપાધિનો કેવો આશ્રય લે છે તે વીશે કાંઈ પણ ઉલ્લેખ નહોતો.

મારા એક લેખક મિત્રને ચહા પીધા પછીજ લખી શકાશે એમ લાગવાથી લેખ લખવાનું શરુ કરતાં પહેલાં એ હંમેશાં ચહા પીએ છે. થોડું એક લખ્યા પછી તેમનું ગાડું અટકી જાય છે એટલે ફરી પાછું એકાદ ચાહનું પ્યાલું લે છે ને એમ આઠેક ચહાના પ્યાલાં પુરાં કરી છએક પાનાનો લેખ લખી કાઢે છે. પછી તેને સુધારતાં પાછા ત્રણેક પ્યાલાં જોઇએ છે.

બીજા એક લેખકને એવી ટેવ છે કે લેખ લખતાં પહેલાં પચાસેક સોપારીના કકડા તેઓ પાસે રાખે છે. સોપારીનો કકડો ચાવતા જાય ને લેખ લખતા જાય. કકડો ચવાઇ રહે એટલે કલમ એની મેળે અટકી જાય. પાછો એક કકડો મોંઢામાં નાખે ને વળી પાછી કલમ ચાલવા માંડે. જે દિવસે એમને ત્યાં સોપારી ખુટી પડે તે દિવસે એમનાથી લખી શકાય નહીં

એક પ્રતિષ્ઠિત સાક્ષરને પાંચ સાત લીટી લખી પાએક કલાક હીંચકા ખાવાની ટેવ છે. એક કવિરાજ માથે ભીનો ટુવાલ મુકે ત્યારેજ તેમને કાવ્યની સ્ફુરણા થાય છે. એક સમર્થ વિચારક પોતે આગળ લખેલો ભાગ વારંવાર વાંચે પછીજ અગાડી લખી શકે છે. એક ટીકાકાર વાડકાંમાં પુરી રાખેલો મંકોડો થોડી વાર ગોળ ગોળ ફરે, તેમ હીંચકાની કે ટેબલની આસપાસ થોડી વાર ચક્કર મારે ત્યારેજ તેમને લખવાની પ્રેરણા થાય છે. પરંતુ એક આધ્યાત્મિક લેખકની ટેવ તો આ સર્વથી અદ્‌ભુત છે. એઓ નવરા હોય એમને કાંઇ ન હોય ત્યાં સુધી એમનાથી કંઇ પણ લખી શકાતું નથી. લખવાનો વિચાર પણ કરાતો નથી. પરંતુ જ્યારે એમને માથે કાંઇ કામ આવે ત્યારેજ લખવા બેસે છે.

એક વખત એમણે મને જમવા નોતર્યો હતો. હું ગયો ત્યારે રસોઇ થતાં કાંઈક વાર હતી એટલે હું એમની સાથે ગપાટા મારવા બેઠો. એટલામાં એકાએક કાંઇ યાદ આવ્યું હોય એમ એ બોલી ઉઠયા. અરે આજે શુક્રવાર કે ? મેં કહ્યું, હા, આજે શુક્રવાર. કેમ એ બાબતમાં કાંઈ વહેમ છે, ? 'પણ ખરેખર આજે 'શુક્રવાર–છે કે શુક્રવાર ?—ખરેખર ? ' હા ખરેખર શુક્રવાર. દીલગીર છું કે આજ સોમ મંગળ બુધ

શુક્ર, શનિ કે રવિવાર નથી. પણ શુક્રવારે તમારું એવું શું બગાડ્યું છે કે—' 'અરે! પણ આજે તો મારે લખીજ મોકલવું જોઇએ. પરમ દહાડે તો પેપર બહાર પડશે ને હજી સુધી તો મેં કંઈ લખ્યું નથી.' 'ત્યારે તમે જમવાની વેળા થાય ત્યાંસુધીમાં લખાય એટલું લખો. હું કંઈક વાંચીશ અથવા ભાભી જોડે ગપ્પાં મારીશ.' મેં કહ્યું. 'ના, ના. હમણાં મારાથી કંઈ નહીં લખાય. અત્યારે હું નવરો છું' 'નવરા છો માટેજ કહું છું કેની કે અત્યારે લખાય એટલું લખો.' 'ઊંહૂં એમ નહીં બને.' કહી એમણે મારી સાથે આડી અવળી વાત કરવા માંડી. થોડી વારમાં નીચેથી મીઠો ને મૃદુ અવાજ આવ્યો. 'એ વખત થઇ છે' એઓ એકદમ ઉઠ્યા. ભોજન માટે એમની આટલી આતુરતા જોઈ હું ચકિત થયો. પણ નીચે જવાને બદલે એમણે કાગળ ને ફાઉન્ટનપેન લીધા ને ટેબલ આગળ જઈ લખવા બેસી ગયા. 'ભાભીએ કહ્યું તે સાંભળ્યુંને! જમવાની વેળા થઇ છે.' મેં યાદ દેવાડ્યું. 'હા, હા હું જાણું છું. તેમાજ લખવા બેઠો છું.' મને જરા નવાઇ લાગી. પણ એમના લેખનકાર્યમાં ખલેલ ન પહોંચાડવાના ઇરાદાથી હું મુંગો રહ્યો. થોડુંક લખીને એ પાછા વાત કરવા બેઠા. મેં પુછ્યું, 'લખી રહ્યા!' એમણે જવાબ દીધો. 'અરે નારે! હજી તો ક્યાં? હજી તો એકજ ફકરો લખાયો છે.' 'ત્યારે પુરું કરોની. પછી નીરાંતે જમીને વાત કરીશું.' 'લખું છું. ઉતાવળ શી છે?' થોડી-વાર રહીને ફરી બુમ સંભળાઈ 'એ ક્યારની વખત થઇ ગઇ છે હો!' તરત ઝડપ મારી ફાઉન્ટનપેન હાથમાં લઇ એ પાછા લખવા બેસી ગયા! બીજો એક ફકરો લખી પાછા ત્રીજીવાર બુમ પડવાની વાટ જોઈ પણ બુમ ન સંભળાઇ એટલે એમણે મને કહ્યું. 'એક કામ ન કરો? તમે હેઠળ જાઓ ને તમારા ભાભીની પાસે પાછી 'જમવાની વખત થઇ છે' એમ બુમ પડાવો.' 'આ બે વાર બુમ પાડી તે તમને ઓછી લાગે છે?' 'હજી બીજી ત્રણચાર વાર બુમ પાડે તો આ લેખ પુરો—' 'બળી આ તે શી રીત? કોઇ આવ્યું હોય ત્યારે પણ—' 'અરે! સાંભળો છો કે? આ જમવાનું બધું ટાઢું થઇ જાય છે' ફરી પાછી હેઠળથી બુમ સંભળાઈ. આ વખતની બુમમાં પહેલાની મૃદુતા ને મીઠાશને બદલે અધીરાઇ ને કંટાળો હતાં. બુમ સાંભળવાની સાથે એમણે પાછું લખવા માંડ્યું. 'રસોઈ ટાઢી થઇ જાય છે' એમ સાંભળી મારી ભુખ ઘણી વધી ગઇ. આમને આમ ચાલ્યા કરશે તો સાંજ સુધીમાં જમવાનું નહીં મળે એમ ધારી હું નીચે—ભાભી પાસે ગયો. 'હવે તમે બીલકુલ બુમ ન પાડશો' મેં એમને કહ્યું. 'પણ, જુઓની કેટલીવાર—' 'માટેજ કહું છું. તમે જેમ બુમ પાડો છો તેમ એમને લખવાનું જોર છુટે છે. માટે કાંઇ બોલશો નહીં તો થાકીને એની મેળે નીચે આવશે.' થોડી-વાર થઇ એટલે ઉપરથી એમનો અવાજ સંભળાયો. 'અરે! વખત થઇ કે?'—ભાભી જવાબ દેવા જતાં હતાં પણ મેં ઇશારતથી એમને અટકાવ્યાં. 'જમવાની વખત થઈ કે નહીં' તે જાણવાનું ત્રણ વાર નિરર્થક કુતૂહલ દર્શાવી આખરે એઓ હેઠળ આવ્યા. એમને

જોઇને ભાભીથી ન રહેવાયું; 'ચાલોની, આમને ક્યાં સુધી ખોટી કરવા છે ?' આ વાક્ય સાંભળીને એઓ ઉપર જતા હતા તેમને મહામહેનતે સમજાવી મેં રોકી રાખ્યા અને જેમ તેમ કરીને જમવા બેસાડયા.

આમ બાહ્ય ઉપાધિના આશ્રયથી કેટલીક વાર લેખનની સ્ફુરણા થાય છે એવું જોએલું હોવાથી મેં પણ બાહ્ય ઉપાધિનો આશ્રય લેવાનો વિચાર કર્યો. સાધારણ રીતે કાંઈ ન સુઝે ત્યારે આપણે ચહા પીએ છીએ. મેં પણ પહેલાં ચહા મંગાવીને પીધી. છેલ્લો ઘુંટડો પુરો થતાં હવે ઠીક લખી શકાશે એમ મને લાગ્યું. હાથમાં કલમ ને કાગળ લીધા પણ દુનીઆનો મુસાફર ફરી ફરીને પાછો ઘેર આવે તેમ એનો એ પ્રશ્ન પાછો આવીને ઉભો રહ્યો. શરુઆત ક્યાંથી ને શી રીતે કરવી? બધા જન્મકાળથી શરૂઆત કરે છે તેને બદલે હું મારા અત્યારના જીવનથી શરુ કરી ઉંધે ક્રમે જન્મકાલ સુધી જાઉં ?

એ વિચાર મને ઠીક લાગ્યો. હમણાની તાજી વાતો હું સારી રીતે લખી શકીશ એમ મને લાગ્યું, પરંતુ ભૂતકાળની વાતો ક્યાંથી લખવી એ પ્રશ્ન તો એમાં પણ આવવાનો જ. જીવન કથાનો ક્રમ વિપરીત કર્યે ખાસ લાભ કોઇ પણ રીતનો નથી એમ મને કોફીનો એક કપ પીધા પછી સમજાયું.

થોડી વાર રહીને પાછો ચહાનો એક કપ લીધો ત્યારે મને ભાન થયું કે જહાન, જ્યોર્જ, એડવર્ડ, એલિઝાબેથ, અશોક, ચન્દ્રગુપ્ત, કરણ ઘેલો, હલામણ જેઠવો, અકબર, મહમદ તઘલખ હોઝ ઓફ લોર્ડ્સ્ કે સી લોર્ડ રીડીંગ ઈત્યાદી ઈત્યાદી અનેકાનેક રાજકર્તાઓના નામ કામની માહીતી મને છે, પણ મારા પોતાના જીવનના બનાવો મને પુરે પુરા યાદ નથી! આપણા અત્યારના શહેનશાહ જ્યોર્જ પાંચમાની સાતમી પેઢીએ કોણ થઇ ગયું તે હું સહેલાઇથી કહી શકું. મારે તેનું સમચરી કે શ્રાદ્ધ કરવાનું નથી તોએ તેના મૃત્યુની ચોક્કસ તારીખ પણ કહી શકું પરંતુ જેના સમચરી શ્રાદ્ધ મારે કરવાં જોઇએ છે એવા મારા પિતામહનું મૃત્યુ ક્યારે થયું તે મને જરા ખબર નથી!

મેં આગળ લખ્યું છે કે હું એ આ વિષયનું મધ્ય બિન્દુ છે. માણસને પોતાનામાંજ રસ છે તેટલો બીજી કોઇ બાબતમાં હોતો નથી. છતાં તેને પોતાનાજ જીવનની હકીકતો ભુલી જઈ દિક્કાલમાં ઘણે દૂર એવા રાજા રાણીના જીવનની ક્ષુદ્ર હકીકતો ગોખી ગોખીને યાદ રાખવી પડે છે એ આપણી આધુનિક શિક્ષણ પ્રણાલિકાનો મોટામાં મોટો દોષ છે.

પરંતુ જ્યાં જ્યાં છાપરાં ત્યાં ત્યાં નળીઆં તો હોવાનાંજ. તમે ગમે એટલાં વિધ્નો લાવો પણ તેના ઉપાય પણ છેજ. મનુષ્ય પોતાની જીવનકથા ભુલી પારકી પંચાતો વહોરીને પોતાનું સ્વત્વ ગુમાવે એની પ્રથા આ પરદેશી સરકારે શોધી કાઢી એટલે એના ઉતાર તરીકે લોકોએ નોંધપોથી રાખવા માંડી.

નોંધપોથી રાખવાની પ્રથા પહેલી વહેલી કોણે દાખલ કરી ને તેનો વિકાસ કેવી રીતે થયો તેની ટુંકી રૂપરેખા પણ અહીં અસ્થાને છે. પરંતુ એટલું તો ચોક્કસ છે કે એ પ્રથા આજ કાલ સર્વમાન્ય થઇ પડી છે ને

તેનો વધારેમાં વધારે ઉપયોગ સાહિત્યકારો અથવા પોતાને સાહિત્યકાર માનનારા પુરુષો કરે છે.

નોંધપોથીમાં શું લખાય તેના સર્વસામાન્ય સિદ્ધાન્તો હજી સ્થપાયા નથી એટલે જેને જે ફાવે તે પોતે પોતાની નોંધપોથીમા ઉતારે છે. બધી નોંધપોથીઓ ભેગી કરી તેમાના ઉતારા પ્રસિદ્ધ કર્યા હોય તો તેનું વાચન નવલકથા કરતા પણ વધારે રસિક થઈ પડે એ નિ સદેહ છે.

કેટલીક નોંધપોથીઓ જુના દસ્તાવેજ જેવી કીંમતી થઈ પડે છે. અને કેટલીક નોંધપોથી લેખકને પોતાને માટે પણ તદ્દન નકામી હોય છે. દાખલા તરીકે મારા એક મિત્રની નોંધપોથીમા નીચેની નોંધ છે,

શુક્રવાર તા. ૧ લી જાન્યુઆરી

૭ વાગે ઉઠ્યો, થોડી વાર આળસ મરડવામાં કર્યું. ૭॥ વાગે દાતણ કર્યું. ૭॥ વાગે સંચો સળગાવી ચહાનુ પાણી મુક્યું. હમેશની તપેલી આજે ન જડવાથી દાળ ઓરવા માટેની તપેલીમા ચહા કરી. કાંઈ નહી, પછી દાળ ઓરતી વેળા માજી લેવાશે. ૭॥। વાગે ચહા પીધી. એક કપ બાઈ માટે રહેવા દીધુ ૮॥ વાગે નાહ્યો. પછી રસોઇ કરવા માંડી. આજે સ્પેશ્યલ તુરીઆનું શાક બનાવ્યું. ૧૦॥ વાગે જમવા બેઠો. ૧૧ વાગે જમી રહ્યો. પછી ઑફીસ ગયો. ૧૧॥ ને પાચ મીનીટે પહોંચ્યો. ટ્રામ બધી ભરેલી હતી એટલે જે ટ્રામ પર ચડવા જતો તે પરથી 'દુસરી ગાડી' કરીને મને ઉતારી મુકતા એટલે મોડું થયું. ૬ વાગે ઘેર પાછો આવ્યો. રસ્તેથી બટાકા લેતો આવ્યો હતો તે બાફવા મુકી દીધા. ૭ વાગે બટાકા થઈ રહ્યા પછી ચહા બનાવીને પીધી. એક કપ બાઈ માટે રાખ્યુ ૭॥ વાગે સગડી સળગાવી રોટલી કરવા બેઠો. ૮॥ વાગે રોટલી ને બટાકાનું શાક બનાવી ને ખાધા, ૯ વાગે કુંચી બાઈને આપી જોડેના રૂમમા નવનીતરામને ત્યાં પાના રમવા ગયો આજે હું સાત વખત જીત્યો. પરમ દિવસે નવ વાર જીત્યો હતો. હવેથી પાનાં પર વધારે ધ્યાન આપવું. ૧૧ વાગે આવીને સુઇ ગયો. કાલથી ૧૦॥ વાગે સુવું છે.

શનીવાર તા. ૨ જી જાન્યુઆરી

૭ વાગે ઉઠ્યો. ૭॥ વાગે દાતણ કર્યું. ૭॥। વાગે સચો સળગાવી ચાહનું પાણી મુક્યુ વગેરે વગેરે.

આ નોંધપોથી ઉપરથી એમણે કયે દિવસે શું ખાધું હતું ને કેટલી વાર ચહા પીધી હતી તથા બાઈ માટે કયારે કયારે એક કપ રહેવા દીધું હતું તેની બહુ ચોક્કસ માહીતી મળે છે. એમને કયું શાક પ્રિય છે તે વર્ષ દરમ્યાન એમણે જે શાક તરફ પક્ષપાત બતાવ્યો હોય તે પરથી નક્કી કરી શકાય. એઓ હમેશ કયારે સુતા ને કયારે ઉઠતા તે પણ ચોક્કસાઇથી જાણી શકાય છે. છતા એમનું જીવનવૃત્તાન્ત લખવું હોય તો એ નોંધપોથી બહુ ઉપયુક્ત ન થઈ પડે. એઓ શુ ખાતા તે જાણવા કરતા તે શુ કરતા જાણવું વધારે જરુરનું છે

મારા બીજા એક મિત્ર છે. તેઓ નોંધપોથીમા માત્ર પોતાના વિચાર તરંગોજ લખે છે સ્થૂળ બનાવોનાં વર્ણન કરતા એમના પોતાના વિચારો પ્રીન્સ ઑફ વેલ્સથી માંડી ડેમલ ટેર ક્વીન સવનવાળા રથ્થીડ તીકમ વીરોના એ-

મના અભિપ્રાયો—એમાંથી જાણવાના મળે છે. એમને સૂચના કરવા જેવું લાગે છે ત્યારે ઇશ્વરને પણ એઓ સૂચના કરે છે.

તારીખ ૧૮ માહે ડીસેમ્બર.

કહે છે કે ઇશ્વરે માણસને બનાવ્યો. ખરી વાત. પણ આટઆટલા વર્ષો થયાં મનુષ્યની અવયવરચનામાં એને કાંઈ સુધારા વધારા કરવા જેવું લાગતુંજ નથી ? પચાસ હજાર વર્ષ ઉપર મારા પૂર્વજની અવયવરચના કરી તેવીજ મારી પણ કરી !

જો સુધારા કરવાજ હોય તો મનુષ્યની અવયવરચનામાં ઘણા સુધારા કરવાનો અવકાશ છે.

એક હાડકા પાસે બીજું હાડકું મુકી ઉપર ચામડી ચોંટાડી દીધી છે તેના કરતાં સ્ક્રુ–સીસ્ટમ કે ખીલીપખીઆરાની વ્યવસ્થા રાખી હોત તો કેવું સારું ? મને આટલો બધો સળેખમ થયો છે તે નાક ડૉક્ટરને ત્યાં સુધારવાને આપી આવું. ભાષણ કરતી વેળા હાથ તદન નકામાં હોય એવા લાગે છે ને વચ્ચે નડે છે તેને બદલે સ્ક્રુથી હાથ ખભા સાથે જોડયા હોત તો તે ભાષણકર્તા તે ઘેર મુકીને નીરાંતે આવી શકત. માણસ જાડો થઇ જાય ને તેનાથી પોતાનો ભાર ન ઉંચકી શકાય તો એના પગ બદલીને તેને બદલે જાડા ને મજબુત પગો મુકી શકાય. કોઇ વાતુડીઆને ત્યાં જવાનો પ્રસંગ આવે તો કાન ઘેર મુકીને નીરાંતે જઇ શકાય.

આ ઉપરાંત પેટને માટે એક નાનકડું બારણા જેવું બનાવ્યું હોત તો કેટલું સારું પડત ? બારણું ઉઘાડીને પેટના ખાનામાં જોઇએ એટલું અનાજ મુકી શકાય ને વધારે પડે તો તરત બહાર પણ કાઢી લેવાય. ગળાને રસ્તેજ બધું ઉતારવું પડે છે તેના કરતાં બહારોબહાર પેટમાં મુકવાની વ્યવસ્થા ઇશ્વરે કરી હોત તો કેટલું સહેલું ને સરળ થઈ પડતે ?

આમાં એક ગેરલાભ છે. કપડાં, દ્રવ્ય, વાસણ વગેરેની પેઠે નાક, કાન, હાથ ને પગની પણ ચોરી થવા માંડશે. જેનું નાક નકામું થઇ ગયું હશે તે પોતાનું નાક કોઇને ત્યાં મુકી જઇ તેનું સારું નાક ઉપાડી જવાની પેરવીમાં રહેશે. અને અત્યારે લગ્નને લીધે સ્ત્રીપુરુષનાં કજોડાં જોવામાં આવે છે તેમ અવયવોનાં કજોડાં પણ પ્રચારમાં આવશે. લાંબા મોઢા ઉપર ટુંકું નાક, લાંબા ને પાતળા પગ ઉપર જાડું ભરાવદાર શરીર, નાનકડું મોઢું ને લાંબા કાન આવાં દશ્યો :નાક કાન વગેરે હેરફેર થઈ જવાથી જોવાનાં મળશે. છતાં અત્યારે એ બધાનાં બધાં અવયવો ક્યાં સમપ્રમાણ છે ? અને સ્ક્રુ-સીસ્ટમથી જે લાભ મળશે તેના બદલામાં થોડી અડચણ ભોગવીએ એમાં કાંઇ ખોટું નથી. ઇશ્વર સમજશે !

આવા અનેક મૌલિક ને અદ્દભુત તર્કો એમણે પોતાની નોંધપોથીમાં નોંધ્યા છે. એ બધાનો અભ્યાસ એમનું મગજ શી રીતે કાર્ય કરે છે તે જાણવા માટે ઘણો અગત્યનો છે. છતાં એ ઉપરથી એમના જીવનના બનાવો માટે કાંઇ પણ માહીતી મળી શકે એમ નથી.

બનાવો બધે તેજ નોંધપોથીમાં નોંધાએલા હોય છે એમ નથી. કેટલાક તો નોંધપોથીના લખનારે બનેલા આની લીધેલાજ બનાવો હોય છે. આપણને જે સામાન્ય લાગે તેમાં એમ

અસાધારણતા ધારી લઈ બાકીનું કલ્પના વડે તેઓ પૂરું કરે છે. મારા એક યુવાન સાક્ષર મિત્રની નોંધપોથી ( જો દ્વારાળાઓના સર્ટીફીકેટ પેઠે સૌ કોઈને સારુ જોવા માટે ખુલ્લી છે તો) આવા બનાવોથી ભરેલી છે. એ નોંધપોથીમાં એકજ દિવસ જોઈએ.

તા. ૧૮ મી જુલાઈ

સવારના બાર ક્લાક લેવા ગયેલ રેશમી કફની, માથું ઉઘાડું, પગમાં ચંપલ, એક હાથમાં નાજુક વોકીંગ-સ્ટીક, બીજા હાથમાં ચોપડીની ઝોળી–ચાર આનાવાળી, વાળ છૂટા, અર્ધ કોળેલા. રસ્તામાં ગુડ લક રેસ્ટોરાં આગળ મીસ પી. મળ્યાં. ' મારે બહુ કામ છે' એમ કહ્યું છતાં લગભગ ક્વાર્ટર-દોઢ કલાક પણ હોય–મારી સાથે વાત કરી–એવી વાત !

એટલામાં રેસ્ટોરાંમાંથી મીસ ડી. આવ્યાં. તેમની આંખમાં અદેખાઈ જોઈ. મિસ પી. ગયા પછી મીસ ડી. મારી સામે જોઈ હસ્યાં–Expect a letter to—morrow.

ઘેર આવ્યો ત્યારે મીસ. દેસાઈ ક્યારના મારી વાટ જોતા બેઠા હતા. એમને ખાસ વાત કરવી હતી. Such stuff !

આજે કોલેજમાં પ્રીવીઅસમાંના મીસ ટી. ખાસ મારા ક્લાસમાં આવ્યાં હતાં. શા માટે ? પ્રોફેસરના લેક્ચરમાં ધ્યાન નહોતું તે હું ચોકસ જાણું છું. કલાકમાં ૪૯ વાર મારી સામું જોયું હતું. કહે છે કે એ ટેનીસ સારું રમે છે. હશે, તેમાં મારે શું ?

સાંજે માથાવાળાને ત્યાં ટી પાર્ટી હતી ત્યાં પેલા નર્સ વિદ્યાર્થીની આવ્યાં હતાં. એમના કાકા મારા મોટા ભાઈ સાથે ભણેલા. એ ઓળખાણનો લાભ લઈ એમણે મારી સાથે જાણે આખા ઓરડામાં મારા સીવાય બીજું કોઈ ન હોય, એમ વાતો કર્યા કીધી. These girls are the limit !

કોઈ ' મીસ જી. એન. ડી. ' નો મારા પર પરમ દિવસે પત્ર કરુણ ને આજીજીભર્યો આવ્યો હતો. તેમાં લખ્યા મુજબ આજે મારે તેમને મળવા હેંગીંગ ગાર્ડનમાં જવાનું હતું. તેમ વખતસર ગયો. પંદરેક આંટા માર્યા, પણ કોઈ દેખાયું નહીં. હું ધારું છું કે પેલી ભૂરા જ્યોર્જેટની સાડીવાળી છોકરીજ હશે. એનો ભાઈ જોડે હતો એટલે એનાથી કંઈ બોલાયું નહીં હોય. બાકી હું જ્યારે જ્યારે એ બાજુથી જતો ત્યારે હંમેશાં એના 'મુખ પર' બોલવા માટે અધીરાઈ દેખાતી.

આજ સાંજની ટપાલમાં મારા ઉપર બાર કવિતાઓ આવી છે. મીસ એમ. ની સૌથી સરસ છે. કોલેજના દાદર પર મને મળતો એ પોતાના ક્લાસમાંથી જુએ છે ત્યારે એને મીસ બેસાનીઆના છાપરાની પાછળથી ઉગતો સૂર્ય યાદ આવે છે. Fine simile ! બીજી કવિતાઓ ઠીકઠીક છે. પણ આના જેવી કોઈ નહીં. પણ ચાલો હવે મારે સૂઈ જવું જોઈએ નહીં. તો કાલે છ વાગ્યે મીસ કસ્તુર આવવાના છે તે વેળા ટેબલેટ પણ નહીં કરી રહ્યો હોઉં. અરે હા ! પણ મારે એમને જરા વહેલું Cocoanut આપવું પડશે કારણ કે સાડા સાતે તો મીસ પંડ્યા પધારવાના છે ને એ બે અહીં મળી જાય એ તો ઠીક નહીં. કંઈ નહીં; એવી તો કંઈ Situations સભાળી લીધી છે, ફરી તેવા કેસમાં.

Rotten absolutely, rotten ! આ તે કાંઇ છબી છે ? મીસ પી. એ. મારો ફોટો પાડીને મોકલ્યો છે, તે મીસ ડી. ને બતાવીશ. એવી મઝા આવશે ! મીસ પટેલે મારો ફોટો પાડ્યો હતો. that was a beauty.

પણ હવે તો સુઇ જાઉં. સવારે ઉઠાશે નહીં ને ૭ વાગશે એટલે પેલી દસ્તુર— Oh my God ! આજે નીરાંતે ઉંઘાશે પણ નહીં.

આ નોંધપોથી ઉપરથી કોઇ એમનું જીવનચરિત્ર લખવા બેસે તો એમને અર્વાચીન કૃષ્ણના અવતારરૂપજ આલેખવા પડે. પરંતુ હું ચોક્કસ જાણું છું કે એ લોકભાષામાં કહું તો માત્ર 'ખાંડ ખાય છે.'

એક કાઠીઆવાડી સાક્ષરની મેં નોંધપોથી જોઇ હતી: તેમાં સમુદ્રનું વર્ણનજ હતું. એઓ કુમસ ગયા હતા તે વેળા સાંજે દરીઆકાંઠે ફરવા જતા ને ઘેર આવીને દરરોજ સુતા પહેલાં એમને તે દિવસે સમુદ્ર કેવો લાગ્યો તે નોંધપોથીમાં લખતા. કોઇક વખત પવનથી હાલતી માનુનીની ભુરી સાડી જેવો તો કોઇક વખત કપડાં માટે ધોબીએ તૈયાર કરેલું ગળીના રંગનું મોટું વાસણ ઢોળાઇ ગયું હોય તેવો, કોઇક વખત કીટલીમાં ઉકળતાં પાણીમાં ચહાને બદલે બ્લુબ્લેક શાહી નંખાઇ ગઇ હોય તેવો, તો કોઇક વખત આભને અવનિ ઉપર ઉતાર્યું હોય એવો સાગર એમને લાગતો. એમની નોંધપોથી વાંચનારને એ કોઇ જળચર પ્રાણી જેવા લાગે તો નવાઇ નહીં.

પરંતુ સૌથી સરસ નોંધપોથી રાખનારા તો મારા એક દૂરના કાકા છે. અત્યારે એમની ઉંમર ૬૬ વર્ષની છે. છેક ૬ વર્ષની ઉંમરથી એમણે નોંધપોથીમાં પોતાની દિનચર્યા આલેખવાની શરુઆત કરી હતી. એમના જીવનમાં બનેલી ઝીણામાં ઝીણી વીગત પણ એણે ચીવટાઇથી ઉતારી છે. જેના જેના સમાગમમાં એઓ આવ્યા છે તે બધાનાં નામ ઠામ, તેના દેખાવનું વર્ણન, તેની જોડે શી વાત થઇ, તેને વીશે કેવો અભિપ્રાય બંધાયો વગેરે એમાં એમણે લખ્યું છે. એમણે વાપરેલી ઉપમાઓ સરલ, સચોટ ને મૌલિક છે. 'બોળકેરી જેવા મોંઢાવાળો મંગળ,' 'પોચા વાસ જેવા મોંવાળી શાંતિલાલની છોકરી,' 'ઘોડામુખો વામન,' 'ભજીઆં જેવું નાક,' 'તડબુચ જેવા લાલ ગાલ,' 'ટેકરા જેવું કપાળ,' 'કોડીઆ જેટલું કપાળ' 'દબાઇ ગએલા પાકા જમરૂખ જેવી મોંફાડ' ઇત્યાદિ ઉપમાઓ ઘણી સચોટ છે એમ જેને માટે એ વપરાઇ છે તેમને પણ કબુલ કરવું પડે એમ છે.

એક વખત વાતચીત દરમ્યાન એક ગૃહસ્થે કહ્યું, 'ચાળીસ વર્ષ ઉપર મારા પિતા મુંબાઇમાં માણેકમહાલ નામના મકાનમાં મલબારહીલ પર રહેતા હતા—વાત અધવચ અટકાવીને કાકા બોલી ઉઠ્યા, 'ખોટી વાત છે. ચાળીસ વર્ષ પર તારો બાપ મલબાર હિલ પર રહેતો ન હતો. ત્યારે બીજે 'કશે હશે' કહીને એ સદ્‌ગૃહસ્થે વાત ત્યાં અટકાવી. પરંતુ એમને બીજેજ દિવસે કાકા તરફથી નીચેની મતલબનો પત્ર મળ્યો.

બદલે હવે " શોનું 'સેંટ જોન ' વાંચ્યું કે? કમાલ છે, નહી ? તે કાલના ઇતિહાસને શોએ કેટલી યથાર્થતાથી ખડો કર્યો છે ? તને શું લાગે છે તે જણાવજે. ' કુમારી જયવતી એ કોઇ ખરેખરી લેખિકા નથી. એ તો પેલા મીસ્ટર આપણને રણગર્જના ' ના નાટકમાં મળ્યા હતા ને તે પોતે એ નામથી લખે છે. આ વખત હું-પત્રમાં નાનાલાલ ને ખોટાદકર ઉપર સખ્ત ટીકા કરવાનો છું. વાંચી જજે. એ માટે તારે કૈં લખવું હોય તો હું તે પ્રસિદ્ધ કરાવવાની ગોઠવણ કરીશ. આજે અહીંઆં-નું લેકચર હતું. તમે એને મોટા પંડિત ગણો છો પણ મને તો એનું ભાષણ છેક ફચરો લાગ્યું. એ માટે આવતા અઠવાડીઆનું—પત્ર જોતો રહેજે. બે ચાર એવી સંભળાવી દેવાનો છું કે કોઇએ એને બાપ જન્મારામાં નહીં સંભળાવી હોય. અસહકાર માટે તેં લખ્યું છે પણ મારો મત જુદો છે......" આવા પ્રકારના પત્રો લખાતા જાય છે.

પત્ર લખવામાં પહેલા કરતાં કાળજી પણ વધારે રાખવામાં આવે છે. પહેલાં તો ગમે તેવા અક્ષરો કાઢી ભાષા શુદ્ધિની જરા દરકાર વગેરે ગમે તેમ: ' ક. ક અજમર ગયા છે ' જેવું લોકો લખી નાખતા. હવે તો સફાઇથી હાસીઆ પાડી ટોપી-બુકની પેઠે ડેરવી. ડેરવીને અક્ષરો કાઢી પ્રેસને માટે તૈયાર કરવાના હોય એવી રીતે પત્રો લખાય છે. અને એ પત્રો કાલાનુક્રમે સંઘરી રાખવામાં આવે છે. મનઃસુખરામે પાંત્રીસમે વર્ષે નહીં વાપરી હોય, એવી ભાષામાં દશ વર્ષનો બાલક કાગળ લખે છે. સરસ્વતીચંદ્રના ચારે ભાગમાં ગોવર્ધનરામે નહી ઠાલવ્યું હોય એટલું જ્ઞાન બાર વર્ષનો અંગ્રેજી ત્રીજી ધોરણ ભણતો છોકરો પોતાની આઠ વર્ષની બહેનને લખાએલા કાગળમાં ઠાલવે છે. ને જીવન દરમ્યાન નવલરામે નહી કરી હોય એટલી પુસ્તકચર્ચા વીસ વર્ષનો યુવક સહાધ્યાયિનીને સાહિત્યનું જ્ઞાન આપવાને લખેલા પત્રમાં કરે છે.

આમ પત્ર લેખનનું સાહિત્ય વિસ્તાર ને ઉંડાણમાં પ્રગતિ કરતું જાય છે. પરંતુ એ હજી જીવનચરિત્રલેખન માટે ઉપયોગી થઈ પડે એટલું ખીલ્યું નથી. હા, કેટલાક પ્રસિદ્ધ પુરુષો ઉપર લખેલા પત્રની પહોંચ સંઘરી રાખી તે તેના જીવનચરિત્રમાં છાપવામાં આવે છે. દાખલા તરીકે મેં એક પત્ર દેશબંધુ દાસને લખ્યો હતો. તેના જવાબમાં 'તમારો પત્ર મળ્યો છે. પત્ર માટે આભાર માનું છું ' એ મતલબનો એમનો પત્ર મારી પાસે છે. આ ઉપરથી મારે દેશબંધુ દાસ સાથે ગાઢ પરિચય હતો એમ દર્શાવવા મારા જીવનચરિત્રમાં એ પ્રગટ કરી શકાય.

પરંતુ જીવનચરિત્ર માટે આટલી સામગ્રી બસ નથી. અને તેમાં મારી પાસે તો નથી નોંધપોથી કે નથી પત્રમાલા. મને પહેલેથી ખબર હોત તો હું નોંધપોથી રાખવા માંડત તેમજ પત્ર વ્યવહાર બધો સંઘરી રાખત. પણ હવે તો મારે માત્ર સ્મરણશક્તિનોજ આશ્રય લેવો પડશે.

# દીવાળીનું સાહિત્ય

લે: રા. સનત્કુમાર વીણુ

---

દીવાળી આવી. દીવાળીનો અંક કાઢવાનો સમય પાસે આવ્યો. સૌ તંત્રીઓ ચિંતામાં ને ચિંતામાં લેખકોને ત્યાં અને છાપખાનામાં દોડતા દોડતા જતા હતા.

ગુજરાતી પહેલી ચોપડીનો પહેલો પાઠ નક્કી કરવાનું જો તંત્રીઓને સોંપ્યું હોય તો જરૂર ઉપર પ્રમાણે ફેરફાર કરે, અથવા તો તે પાઠ તેમનો તેમ રહેવા દઈ, છેવટે લખે "ફટાકડા ફડફડ ફુટે, તંત્રી ચિંતા માઢા." પરંતુ તંત્રીઓની ચિંતા કરતાં, એ અંકો નીકળી ગયા પછી, તેને વીશે સમાલોચના કરવાનું વધુ ચિંતાભર્યું છે; દીવાળીના વખતમાં મનુષ્યનું મગજ સ્વસ્થ હોતું નથી દીવાળી એટલે જાત જાતના ફેરફારનો વખત, અને એ ફેરફાર બરાબર રીતે અનુસરવા દરેક જણને સહેજ સ્વસ્થતાનો ભોગ આપવો પડે છે દાખલા તરીકે, ખોટ ખાતા વેપારીને દીવાળીને વખતે, પોતે ખોટ ખાય છે એ વાત બીજાને ન ખબર પડવા દેવા માટે સારાં કપડાં કાઢી ફરવું પડે છે; નફો ખાતા વેપારીને દીવાળીને વખતે પોતે નફો કરે છે, એ વાત જાણી શુભ પ્રસંગોએ આવતા માંગણોને અટકાવવા પોતાની સ્થિતિનો ખોટો ખ્યાલ આપવા પ્રયત્ન કરવો પડે છે. દરેક જણની આવી ને આવી સ્થિતિ હોય, તો બીચારા કહેવાતા સાક્ષરોનો શો વાંક ? એનું ગત પણ વ્યગ્રતા અનુભવે છે. કોને કોને લેખ આપવો ? શો લેખ આપવો ? કોને કોને શાનો શાનો લેખ આપવો ? વગેરે અનેક પ્રશ્નો દીવાળી પાસે આવતી જતાં ઉપસ્થિત થાય છે, પરિણામે એના મગજમાં કૈં ભંડોળ જમા થયું હોય, તો તેને ગમે તેવું રૂપ આપી એ પીડામાંથી છુટવાનો પ્રયત્ન કરે છે, અથવા જો ભંડોળ ન હોય તો ગમે ત્યાંથી ઉધાર આણીનેએ પોતાનું દેવું પતાવે છે. આવી સ્થિતિમાં લખાએલા લેખો એકઠા થઈ, આપણી સામે બેસતા વરસે કે કદાચ ત્યાર પહેલાં આવી પડે તેનું નામ દીવાળી અંક.

દીવાળીના અંકો વીશે તંત્રીઓની માન્યતાઓ જુદી જુદી હોય છે. ઉપર આપેલી વ્યાખ્યા કદાચ એમને ન ગમે. એમની ખફગી મારે વહોરી લેવી નથી. માટે હું બીજી થોડીક વ્યાખ્યાઓ નીચે આપું છું—(તે મારી સ્વતંત્ર નથી)—તેમાંથી દીવાળીના અંકોના તંત્રીઓ પોતપોતાને ભાવતી વ્યાખ્યાઓ શોધી લેશે.

દીવાળીને ટાંકણે જ્યારે લોકો પૈસા ખરચવાની ધુનમાં હોય, ત્યારે તેમને પૈસે, પૈસા મેળવવાનું સાધન, તે દીવાળીનો અંક.

દીવાળીને ટાંકણે વ્યગ્ર માણસોને વધુ વ્યગ્ર બનાવી તેમની વ્યગ્રતાથી પરિણમતા લેખો એકઠા કરી, બાંધવા રેટીઆરૂરો, ટિમ્બરપત્રીઓ

અને કદાચ ચિત્રકારો–નાં ચિત્રો મોટે ભાગે ભાડુતી બ્લોકો આણી—એકઠાં કરી બાંધવાં; દીવાળીનો અંક હોવાથી જાહેરખબરો-માંથીજ છાપવાવાળાનું બીલ કાઢવાનું હોવાથી, ગમે ત્યાંથી ગમે તેવી જાતની જાહેરખબર મેળવી, એકઠી કરી બાંધવી:—આ ત્રણેનો મુરબ્બો, તે દીવાળીનો અંક.

લેખો હંમેશના જેવા, કાવ્યો હંમેશના જેવાં, પુઠું હંમેશના જેવું—બધું જ બાકીના અગીઆર અંકો જેવું—ઉપરાંત "અમારો ખાસ દીવાળી અંક" એ લખાણ દેખાઈ આવે એવી જગાએ પુઠાં પર છાપીને ગુજરાતી આલમને ચરણે ધરેલું ચોપાનીઉં, તે દીવાળીનો અંક: પણ હવે ઘણું થયું. મારી સામે આઠથી દશ દિવાળીના અંકો પડેલા છે. મેં દરેક વાંચ્યા છે. દરેકમાંથી મને જાત જાતનું જ્ઞાન મળે છે. વીલાયતમાં કેવી રીતે જાહેરખબરો અપાય છે, કયી સીનેમા નટી પોતાના નાકના ટેરવાં માટે પ્રખ્યાત છે, આપણે અસત્ય શા માટે બોલવું જોઇએ, લગ્ન લોટરી છે કે બીજી કોઈ જાતની લુચ્ચાઈ-ભરી યુક્તિ છે, ગુજરાતી વાર્તા–સાહિત્ય પ્રજાને શી રીતે નવી દૃષ્ટિ આપી શકે, તમારા જીવનનું મૂલ્ય કેટલું, રશીઆનું રાષ્ટ્રવિધાન, ભણેલી ગુલામડીઓ કોણ છે, દેડકાની પાંચશેરીનો ભાર કેટલો, વગેરે વગેરે અનેક જાતનું જ્ઞાન, તેઓ મને એકલાનેજ નહીં પણ ગુજરાતી વાંચી તેને સમજનારને આપી રહ્યા છે. મારામાં કહેવાની શી તાકાત કે એકે મને વધુ જ્ઞાન આપ્યું ને એકે ઓછું આપ્યું ? મારાથી જ્ઞાન મે કેમ તોળી શકાય ? અને આનંદ—મને દરેકમાંથી આનંદ મળ્યો છે. કેમ ન મળે ? દીવાળીનો અંક કાઢવો એ તંત્રીઓનો ધર્મ છે. ને તેમાંનું લખાણ વાંચકોએ વાંચવું, એ વાંચકોનો ધર્મ છે—આમ ધર્મ ઉપર અવલંબી રહેલા મારા આત્માને સંતોષ અને આનંદ કેમ ન થાય ? મારી તો એકજ ઇચ્છા છે કે દર વર્ષે, આવતી દીવાળી દર મહીને કે દર અઠવાડીએ, અથવા તો દરરોજ આવ્યા કરે, મને દીવાળીના અંકો મળ્યા કરે, તેની સમાલોચના કરવાનું ચિંતાભર્યું કામ હું એક અદના વાંચકની ફરજ સમજી માથે લઉં, અને આમાં કર્યું છે તેમ તે ફરજ અદા કરું. પણ અહીં એ નિરાશા જ સામે ઉભી છે. દીવાળી દરરોજ આણવાનું કામ તંત્રીઓનું નથી—હોત તો તેઓ તો તે પ્રમાણે દરરોજ દીવાળી ન જ આવવા દે; કારણ કે, તેમને દર-રોજ દીવાળીનો અંક કાઢવો પડે. કોઇને લાગશે કે આ કોઇ પણ કરી શકે તો તે જુદા જુદા દૈનિકો, અઠવાડીકો, માસિકો વગેરેના વાંચકો માથે લઇને કરી શકે. "ધારો કે વાંચકોજ કહે કે અમારે દરરોજ દુનીઆની જુદી જુદી ખબરો નથી જોઇતી, પરંતુ અમારે તો દરરોજ વિધવિધ વાનીઓ પીરસતો દીવાળીનો અંકજ જોઇએ." આ કદાચ બની શકે, પણ વાંચકોને તેને બદલે ઘણો મોટો ભોગ આપવો પડે. તેમને દરરોજ દીવાળીના અંક મળ્યા કરે, તેમ પણ વખત, પૈસા, અને મગજનું સમતોલપણું ત્રણેનો ભોગ આપવો પડે. હજુ તે વખત અને પૈસા હોય તેનો અમુક ભાગ ગુમાવી બેસે, પણ મગજનું સમ-તોલપણું તો છેકજ જવા દેવું પડે—કારણ કે દરેકમાં મારામાં છે તેમ નિષ્પક્ષપાત રીતે વાંચવાની અને દરેક લેખમાંથી આનંદ અને

જ્ઞાન મેળવવાની ભુખ અને પિપાસા હોતી નથી, એમ હું ભાર દઇને કહી શકું છું. હવે એકજ જણુ મારી ઇચ્છાને કદાચ પૂર્ણ કરી શકે— અને તે સર્વ શક્તિમાન પ્રભુ. દરેક ધર્મશાસ્ત્રોમા કહેલું છે, અને હું પોતે આ પણ તો માનું છું કે જે વસ્તુ કોઇ કાળા માથાનો માનવી ન કરી શકે, (આમાં મે પાછી ભુલ કરી લાગે છે "કાળા માથાનો માનવી શુ ન કરી શકે!" એ કહેવત ક્યાં તો ખોટી કે હું ખોટો.) તે બધી વસ્તુ પ્રભુની શક્તિમત્તા ઉપર છોડી દેવી — તો તે જરૂર પૂર્ણ કરશે કહેવાય છે કે તહેવારો પણ તેણેજ રચ્યા છે, તો તેને તે કેમ ફેરવી ન શકે? ધારાસભાઓમા અને ન્યાયાધીશીઓમા એવી માન્યતા છે કે જે માણસ અમુક કરી શકે, તેને તે વસ્તુને ફેરવી શકવાનો અધિકાર પણ છે, તો પ્રભુને પણ તેનો અધિકાર છે. તો જો કદાચ કોઈ પણ મારી વહારે ધાઇ શકે એવું રહ્યું હોય તો તે પ્રભુજ છે.

પરંતુ આમાં આપણે ત્રણ વસ્તુઓ ધારી લીધી છે. એક તો પ્રભુની સર્વશક્તિમત્તા, બીજી તેણેજ તહેવારો રચ્યા છે એ માન્યતા, અને ત્રીજી પ્રભુ છે એ માન્યતા. આપણે છેલ્લી વસ્તુ પહેલી હાથમા લઇશું, કારણ કે જો મનુષ્યોએ બનાવેલું ન્યાયશાસ્ત્ર એમ સિદ્ધ કરી શકે, કે પ્રભુ છે જ નહીં, તો પછી એવા સ્વપ્નસમા પ્રભુની સર્વશક્તિમત્તા રહેજ નહી, અને તેણે કૈં પણ રચ્યું હોય તે પણ સ્વપ્નવત્ જ રહે આથી અને "મોટામા નાનું સમાઇ જાય છે" એ ન્યાયે આપણે પ્રભુ છે એ માન્યતા મંતવ્ય છે કે નહીં તે જોઇશું.

પ્રભુના જાત જાતના વર્ણનો થએલા છે. "આસ પાસ આકાશમાંથી" માંડીને "પરેશા વિશ્વેશા" સુધીનાં વર્ણનો તો હું ભણ્યો છું. બધામા તે આવો છે, તેવો છે, ઉપરાત બધાજ ગુણવાળો, શક્તિવાળો ગણાયો છે. આગળ ભણુના મને માલમ પડ્યું કે તે આ નથી તે નથી ઉપરાત બાકી રહીસહી વસ્તુઓ પણ નથી, પણ તે બધાનો શંભુ મેળો છે, અને તે છતા યે તે શંભુ મેળો નથી. પૌર્વાત્ય ફીલસુફીનો આ મહાન નેતિ નેતિ નો સિદ્ધાત મારે ગળે ઉતરતો નથી. મહાન યોગીના ભેજામાથી નીકળેલા સિદ્ધાંતો મારા જેવો પામર ક્યાથી સમજે? આખરની ખીસકોલી સાકરનો સ્વાદ કેમ સમજે? હવે આ સાકરની મીઠાશથી નાસી આપણે પાશ્ચિમાત્ય ફીલસુફીમા ચાલ્યા જઇએ, ત્યા આપણને જાત જાતના કારણો મળે છે દાખલા તરીકે, કે કાર્ટ કહે છે, કે Cogito Ergo sum. હું વિચાર કરું છું, માટે હું તો છું જ. મારામા સર્વશક્તિમાન પ્રભુનો ખ્યાલ પણ છે. અને એ ખ્યાલ પ્રભુ જેવી શુદ્ધ શક્તિનો હોવાથી એમા અશુદ્ધતા સંભવી શકે નહીં, માટે પ્રભુ હોવા જોઇએ. પણ ડે કાર્ટના અનુયાયીઓએ પ્રભુની સ્થિતિ ઘણી કફોડી કરી નાખી છે, હમણા ગઇ દીવાળીની રજામા જ—

અરે, પણ હું તો દીવાળીના સાહિત્ય વીશે લખવા બેઠો છું. દૈનિકોમાથી મુબાઇ સમાચાર અને હીંદુસ્તાને દીવાળીના અંકો કાઢયા છે અને બેશક કહ્યા વિના છુટકો નથી કે મુબાઇ સમાચારે પોતાની પાછલી કીર્તિમા ઘણો વધારો

કર્યો છે. હીંદુસ્તાનનો પ્રયાસ સફળ થએલો ગણાય. ચિત્રો અને લેખોમાં બન્નેની હરીફાઇ સખત થએલી લાગે છે. બન્ને એકસરખા તો હોઈ શકે નહીં કારણ કે જગતમાં કોઈ પણ બે વસ્તુ એક સરખી હોતી નથી, અને વજનમાં પણ કોઇ બે વસ્તુઓ સમતોલ હોતી નથી. માટે જ કહેવું પડે છે, કે બે ને જોખતાં હીંદુસ્તાનનો અંક વજનદાર લાગે છે. અઠવાડીકોમાં બે ઘડી મોજ, ઘડી ભર મોજ, અને વીસમી સદીના અંકો અમને મળ્યા છે. ઘડી ભર મોજનો, તેમજ બે ઘડી મોજનો અંક યથાનામા તથા ગુણા નથી જ, એટલે કે તેમણે પોતાની ગુંજાસ કરતા વધારે વખત પહોંચે એટલા મોટા અંકો કાઢ્યા છે. આપણે ઘડી ભર મોજ તો બાજુ ઉપર જ મુકીશું–બીચારું મોડું જન્મ્યું છે, એટલે આગળ જતાં વધારે અનુભવ, અને હોંશીઆરી મેળવતાં, એ સારા અંકો કાઢશે, એવી આશા આપણે રાખીશું. બે ઘડી મોજ સારા લેખો આપી શક્યું છે, ત્યારે વીસમી સદીના રંગ રૂપ સારા છે. અને જ્યાં સુધી Matter વધારે કીંમતી અને વજનદાર કે ફોર્મમાં વધારે, તેની ગુંચ તત્વજ્ઞાનીઓ ઉકેલી આપે નહીં, ત્યાં સુધી બન્નેની આગળ સરખામણી કરવાનું આપણે માંડી વાળીશું. માસિકોમાં, નવચેતન, કુમાર, ગુણસુંદરી અમને મળ્યાં છે. ત્રણેમાં કુમારની ઉચ્ચતા માટે કોઇને બે મત હોઈ શકે નહીં. કુમાર એટલે સંગીન Matter અને Form. બન્નેમાં એમ કલા વિના છુટકો જ નથી. ગુણસુંદરી અને નવચેતને પોતાના અંકોના પુંઠા ઉપર દીપોત્સવી અંક ન લખ્યું હોત તો તે ખાસ અંકો છે, એવું માન્યામાં ન આવત; હું તો એને સાધારણ નવેંબરના અંકો તરીકે જ ગણત. (મેં સાંભળ્યું છે કે નવયુગે આમાં ડહાપણ વાપર્યું છે. એણે પોતાના કાર્તિકના અંક ઉપર "દીપોત્સવી અંક" એવું છાપ્યું નથી.) બન્નેએ મને એને માટે ભમાવ્યો ન હોત તો સારૂં. ઘણી વખત મોટી મોટી આશાઓ નિરાશાનું મૂળ હોય છે, તે આ બે અંકોથી–ખાસ કરીને નવચેતનના અંકથી લાગ્યું છે. ત્રિમાસિકોમાંથી મને "ગુજરાત"નો દીપોત્સવી અંક મળ્યો છે પણ તેને માટે તો હું કૈં લખવા માગતો જ નથી. કોઇ માણસને ચોવીસે કલાક નિષ્પક્ષપાત ન્યાયાધીશની જગાએ બેસાડે તો તે ઝેર ખાય.



પહેલી હાર : (ડાબી બાજુથી) ૧. રા. હરેંદ્ર મુનશી, ૨. રા. રમણ મુનશી, ૩. રા. રમણ દેસાઈ, ૪. રા. પરશોતમ ત્રિકમદાસ, ૫. રા. દેવીદાસ કસબવાળા, ૬. રા. જયકૃષ્ણ વર્મા.

બીજી હાર : ૧. સૌ. વ્રજકુમારી પરશોતમ, ૨. કુ. સરલા દેસાઈ, ૩. કુ. શાંતિલા દેસાઈ, ૪. કુ. શીરીન ફરદુર, ૫. કુ. ચંદ્રા વીણ.

ત્રીજી હાર : ૧. રા. પીતાંબર ચૌહાણ, ૨. રા. સોરાબજી બાટલીવાળા.

# તંત્રી સ્થાનેથી

## કાકાની શશી

આપણી રંગભૂમિનો ઉદ્ધાર માત્ર ભાષણ કે લેખ દ્વારા થઈ શકે નહિ. રંગભૂમિનો ઉદ્ધાર કરવા માટે, નિકૃષ્ટ ધંધા તરીકે લેખવામાં આવતા અભિનયને ગૌરવભર્યું સ્થાન અપાવવા માટે સુશિક્ષિત સ્ત્રીપુરુષોએ રંગભૂમિ ઉપર આવવું જોઈએ. સમેલનને ઉત્સવને પ્રસંગે સુશિક્ષિત સ્ત્રીપુરુષો સંવાદો ભજવી બતાવે છે. આવા નાટક ભજવવાના પણ કેટલાક પ્રયાસ થયા હતા. પરંતુ આવા પ્રયોગો જનતામાં આદરપાત્ર થતા નથી એવી ટીકા કરવામાં આવે છે. આ ટીકા કેટલી અવાસ્તવિક છે તે મુંબાઈમાં રૉયલ ઓપેરા હાઉસમા "ગુજરાતી એમેચ્યોર્સ" એ વાર ભજવેલા 'કાકાની શશી'ના નાટ્યપ્રયોગ પરથી બહુ સ્પષ્ટ રીતે માલમ પડે છે.

પહેલો પ્રયોગ તા. ૧૧ મી ઓક્ટોબરે સીધ સંકટનિવારણ ફંડના લાભાર્થે કરવામાં આવ્યો હતો તથા બીજીવાર એજ નાટક તા. ૨૯ મી ડીસેમ્બરે ભજવાયું હતું અને બન્નેની પ્રેક્ષકોની હાજરી ઉપરથી લોકોની આવા પ્રયોગો તરફ અભિરુચિ છે અને અશિષ્ટ ને અમર્યાદ નાટકો ભજવી ધંધાધારી નાટક કંપનીના સાહીકો લોકરુચિનો અયુયોગ દોષ કાઢે છે એમ બહુ સહેલાઈથી જોઈ શકાયું હતું.

આ પ્રયોગોમાં બે વિશિષ્ટતા હતી. સ્ત્રીપાત્રનું કાર્ય સામાન્યતઃ આપણે ત્યાં પુરુષો જ કરે છે પરંતુ આમાં સ્ત્રીપાત્રોનું કાર્ય (પહેલા પ્રયોગમાં એક અપવાદ સીવાય) સ્ત્રીઓએ જ કર્યું હતું. અને આખું નાટક ગદ્યમાં હતું. એક અંક પુરો થઈ બીજો શરુ થાય તે દરમ્યાન પ્રો. દેવધરના વાદ્યગીત (ઓરકેસ્ટ્રા)ની વ્યવસ્થા કરવામાં આવી હતી.

શશિલેખાનું કાર્ય કરનાર કુ. શાંતિશા દેસાઈ બી. એ., વિદ્યુત્પ્રભાનો પાઠ લેનાર કુ. સરલા દેસાઈ, પ્રથમ પ્રયોગમાં ગંગાબ્હેનનું તથા દ્વિતીય પ્રયોગમાં શિવગૌરીનું કાર્ય કરનાર સૌ. મંજુકુમારી પુરુષોત્તમ, પીરોજના પાત્રનું કામ કરનાર (પ્રથમ પ્રયોગમાં) કુ. મહેરા ગાંધી તથા (દ્વિતીય પ્રયોગમા) કુ. શીરીન દસ્તુર, દ્વિતીય પ્રયોગમા ગંગાબ્હેનનું કામ કરનાર કુ. ચંદ્રા વીણુ પાઠ લેનારા રા. પુરુષોત્તમ ત્રીકમદાસ (બાર-એટ-લૉ), કુંદનલાલનો પાઠ લેનાર રા. ટી. એસ. બાદશા (બાર-એટ-લૉ), ગૌરીચંદ્રનો પાઠ લેનારા રા. રમણ દેસાઈ, દુર્લભરામ તથા વલ્લભરામનો પાઠ લેનાર રા. રમણ મુનશી તથા રા. સનતકુમાર વીણુ, ઈંદ્રજીત, ગુલાબદાસ તથા મોતીરામના પાઠ લેનારા રા. જ્યોતીન્દ્ર દવે, રા. કેવીદાસ કસબવાળા (સૉલીસીટર) તથા રા. પી. એમ. ચૌહાણ તથા પ્રથમ પ્રયોગમાં શિવગૌરીના પાત્રનું કામ કરનારા રા. અનંતવીણુ એ સર્વ અભિનય રસિકોએ પોતપોતાની ભૂમિકાને યોગ્ય ન્યાય આપ્યો હતો. રા. મંગળદાસ મહેતા (સૉલીસીટર), રા. જયકૃષ્ણ વર્મા (બાર-એટ-લૉ),

રા. નર્મદાશંકર વકીલ (સોલીસીટર) રા. હરેંદ્ર મુનશી ને રા. દયાશંકર ભટે વ્યવસ્થાનો બોજો સફળતાથી ઉપાડયો હતો.

આ પછી ભાવનગરમાં 'કાકાની શશી' બે વાર સફળતાપૂર્વક ભજવાયું હતું. એવા સમાચાર મળ્યા છે.

આ સર્વ ઉપરથી લાગે છે કે આપણી રંગભૂમિનો ઉદ્ધાર અભિનય રસિકો રંગભૂમિ ઉપરજં કાર્ય કરીને કરી શકે એમ છે.

## તરુણ લેખકસ્નેહ સંમેલન

સાહિત્ય પરિષદ અને એવા બીજા પ્રસંગે આપણા સાહિત્યકો ભેગા મળે છે પણ તે વખતે અમુક કાર્યક્રમ પુરો કરવામાં તે સર્વનાં મન એટલાં રોકાએલાં હોય છે કે તેમને પરસ્પર નિર્બંધ વાર્તાલાપ કરવાનો અવસરજ મળતો નથી. આપણા ઉગતા સાહિત્યકો મળીને વાર્તાલાપ અને વિનોદ કરે એવા ઉદ્દેશથી સુરતના સાહિત્યમંડળે પ્રમુખ, ઠરાવ કે બંધારણ વિનાનું એવું એક સ્નેહસંમેલન તા. ૧૨ મી ઓકટોબરે ડુમસમાં યોજ્યું હતું.

આવાં સંમેલનો અનેક દષ્ટિએ આવશ્યક છે. સાહિત્યકો પરસ્પર કોઇ પણ વિષય પર છુટથી ચર્ચા કરી શકે, એક બીજાના અભિપ્રાયો જાણી લે, તેમના વચ્ચે કોઇ પણ પ્રકારની ગેરસમજ હોય તો તે દુર થાય, અને ખાસ કરીને પરસ્પર પરિચય થાય એ લાભો ઘણા મહત્વના છે.

સાહિત્યકારોને એક સ્થળે ભેગા કરવા તે સિંહોને એક પાંજરામાં પુરવા જેવું છે એમ એક વિદ્વાને કહ્યું હતું; પરંતુ અમને ખબર મળી છે તે પ્રમાણે ડુમસમાં એ તરુણ સાહિત્યકસિંહો બહુ આનંદથી ભેગા મળ્યા હતા અને તેમણે ગર્જના કરી હોય તો તે ક્રોધની નહીં પણ ઉલ્લાસનીજ હતી.

આ પ્રમાણે ગુજરાતના જુદા જુદા સ્થળે ત્યાંની સ્થાનિક સાહિત્ય સભાઓ આવાં સ્નેહસંમેલનોની અવારનવાર યોજના કરે અને સુરતના સાહિત્યમંડળે શરુ કરેલી પ્રવૃત્તિને ઉપાડી લે એ ઇષ્ટ છે

**પોયણાં**: લેખક : અ. જ્યેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ મૂલ્ય : રૂ. ૨.

સામાન્ય દષ્ટિએ ક્ષુલ્લક જણાતા વિષયો ઉપર હળવી શૈલીમાં પરંતુ ગંભીર વિચારપ્રેરક નિબંધો લખનાર તરીકે અ. દૂરકાળનું નામ જાણીતું છે. થોડાજ વખત ઉપર 'થોડાંક છૂટાં ફુલ' નામનો એમના લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. ત્યાર પછી પણ 'ગુજરાત', 'ગુજરાતી'. 'વસન્ત' 'બે ઘડી મોજ' ઇત્યાદિ પત્રોમાં એમના લેખો પસિદ્ધ થતા. 'પોયણાં' તે એવા પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ લેખોનો બીજો સંગ્રહ છે.

આ સંગ્રહમાં સૂર્ય, વાગ્દેવતા, ને નવી અંગ્રેજી કવિતાથી માંડી મચ્છરદાની દાતણ ને હીંચકા સુધીના વિષયો છે. વિષયોના વૈવિધ્ય સાથે એમણે શૈલીમાંએ વૈવિધ્ય આણ્યું છે. એમના સર્વ વિચારો સાથે કદાચ કોઈ સંમત નહીં થાય પરંતુ એમની શૈલી તો બધાને આકર્ષક લાગશેજ.

ક્ષુલ્લક વિષયોને પણ એ રૂપક, ઉપમા અને ખાસ કરીને માર્મિક કટાક્ષો વડે અતિ મહત્વના બનાવે છે. મચ્છરદાની, કળિયુગની ફેશ

# નવું સાહિત્ય

લે: રા. જ્યોતીન્દ્ર હ. દવે
ઉપમંત્રી, સાહિત્યસંસદ

---

**ગુજરાતી જ્ઞાનકોશઃ**—મુખ્ય સંપાદક ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર ( પ્રથમ વિભાગઃઅ-અયુધિયા )

મરાઠીમાં જ્ઞાનકોશ પ્રસિદ્ધ કર્યાં પછી ડૉ. કેતકરને એ લાભ હીંદની બીજી ભાષાઓને આપવાનો વિચાર થયો અને પ્રથમ ગુજરાતી ભાષામાં જ્ઞાનકોશ પ્રકટ કરવાનો તેમણે પ્રયાસ કર્યો. એ પ્રયાસના ફલરૂપે હમણાં એમણે જ્ઞાનકોશ પ્રથમ ભાગ પ્રસિદ્ધ કર્યો છે. આ જ્ઞાનકોશ માત્ર મરાઠી જ્ઞાનકોશના ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે છતાં એ માત્ર મરાઠી જ્ઞાનકોશના પ્રત્યયાંતર રૂપ નથી પરંતુ ગુજરાતી સાહિત્ય તેમજ સમાજની વિશિષ્ટતાઓ લક્ષમાં રાખી તદનુકૂલ જ્ઞાનકોશની રચના કરવાનો ડૉ. કેતકરે ઉદ્દેશ રાખ્યો છે. અને એ ઉદ્દેશ ફલીભૂત થાય એટલા માટે એમણે ગુજરાતના વિદ્વાનો તરફથી સહાય મેળવવાના તથા તેમનો સહકાર પ્રાપ્ત કરવાના પણ પ્રયાસો કર્યા છે. એક સંપૂર્ણ શબ્દકોશ પ્રસિદ્ધ કરવો હોય તો પણ અવિરત પરિશ્રમ સેવવો પડે છે ને તે છતાંએ જોઇતા સહકારને અભાવે તે કાર્ય પાર ઉતરતું નથી એ જાણીતું છે તો સમગ્ર જ્ઞાનના ભંડાર સમો જ્ઞાનકોશ રચવાનું કાર્ય કેટલું બધું કઠન હશે તે સહેજે કલ્પી શકાય તેમ છે. તેમાંએ આ તો પ્રારંભકનું—અને તે પણ પરભાષાના વિદ્વાનને હાથે થએલું-કાર્ય છે એટલે એમાં સાધારણ ખામીઓ તો હોયજ. દાખલા તરીકે અમદાવાદ વીશે આમાં કાંઇ પણ ઉલ્લેખ નથી. અખબારના ઉલ્લેખમાં માત્ર પાશ્ચાત્ય પત્રોનીજ મુખ્યત્વે માહીતી આપવામાં આવી છે. ગુજરાતી પત્રો માટે કાંઈ પણ નથી. ક્વચિત ભાષામાં રૂઢલનો પણ માલમ પડે છે. ક્વચિત ભાષામાં સ્ખલનો પણ માલમ પડે છે. છતાં ડૉ. કેતકરે આ જ્ઞાનકોશ તૈયાર કરવા માટે જે ભગીરથ શ્રમ લીધો છે, તે ભુલવા જેવો નથી. ગુજરાતના વિદ્વાનો તરફથી એમને જોઇએ તેટલી સહાય મળી હોય એમ લાગતું નથી છતાં એકલે હાથે આટલી જહેમત ઉઠાવી એમણે ગુજરાતને ચરણે જ્ઞાનકોશ ધર્યો છે તે બદલ આપણે એમનો જેટલો આભાર માનીએ એટલો ઓછો. ગુજરાતના વિદ્વાનો લેખ વગેરે દ્વારા એમને મદદ કરે અને ધનિકો ગ્રાહક થઈ એમને આર્થિક સહાય આપે એ બહુ જરુરનું છે. એમ થશે તોજ ડૉ. કેતકર આના બાકીના ભાગો વિના વિલંબે અને બને એટલા સંપૂર્ણ તૈયાર કરી શકશે. અમે ઇચ્છીએ છીએ કે આટલી સહાયને અભાવે ગુજરાત જ્ઞાનકોશ-વિહોણું નહીજ રહે.

**તરલા અથવા ઊર્મિના આવેગઃ** લેખક સ્વ. ભોગીંદ્રરાવ દીવેટીઆ.

'શ્રી બોધ' ના ઉત્સાહી મંત્રી રા. જીવનલાલ અમરશી મહેતાએ 'શ્રીબોધ' ના આ-

હકોને ૧૯૩૦ ની ભેટ તરીકે સ્વ. ભોગીન્દ્રરાવની ઉપલી નવલકથાની કરેલી પસંદગી બહુ ઉચિત છે. ગમે તેવા બે ચાર પુસ્તકો પરથી તૈયાર કરેલા 'દળદાર પોથાં' ને બદલે શિષ્ટ ને સંસ્કારી લેખકની કૃતિ ભેટ તરીકે આપવી એ આર્થિક દૃષ્ટિએ નહી તો સાહિત્યની દૃષ્ટિએ તો ઉપકારકજ છે

પ્રસ્તુત નવલકથા ઇ. સ. ૧૯૧૪ માં 'સ્ત્રી બોધ' માં પ્રથમ કટકે કટકે પ્રસિધ્ધ થઈ હતી. તેને અત્યારસુધી પુસ્તકરૂપે પ્રસિધ્ધ કરવાનું કોઇને સુઝ્યું નહોતું. રા. જીવનલાલ મહેતાએ આટલે વર્ષે પણ એને સ્થાયી રૂપ આપી ગુજરાતી વાચક ઉપર ઉપકાર કર્યો છે.

ગોવર્ધનરામ અને મુનશીના વચગાળાના સમયના નવલકથા લેખકોમાં સ્વ. ભોગીન્દ્રરાવનું સ્થાન ઘણું ઉંચું છે 'ઉષાકાન્ત,' 'આસિસ્ટંટ કલેક્ટર' 'મોહિની' 'સુદ્ધા' ઇત્યાદિ એમની નવલકથાઓ ઘણો લોકાદર પામી હતી. સરળ શૈલી, ઉચિત પાત્રાલેખનને આકર્ષક વસ્તુવિકાસ એ સ્વ. ભોગીન્દ્રરાવની લેખન શૈલીના મુખ્ય ગુણો છે. પ્રસ્તુત નવલકથા એમની ઉચ્ચ કોટિની નવલકથા સાથે સરખાવી શકાય એવી નથી છતાં એ આનંદપ્રદ છે ને અત્યારે પ્રસિધ્ધ થતી ઘણી નવલકથાઓ કરતાં ઘણી ઉચ્ચ કોટિની છે એની કોઇથી ના પડાય એમ નથી. ભુજંગ, તરલા, વીણા ઇત્યાદિ પાત્રોના સર્જનમાં કુશલ કલાકારનો હાથ જણાઈ આવે છે. શૈલી સરળ ને ભાવવાહી છે.

## સ્વીકાર

ભાનુસ્મૃતિ : સંપાદક. જગમોહનદાસ ધરમદાસ.

સ્વ. ભાનમતી રણછોડદાસની સ્મૃતિ જાળવવા એમના બંધુ રા. જગમોહનદાસ તથા રા. ઇશ્વરદાસે એમના વીશેના જુદા જુદા વિદ્વાનો તથા પ્રસિદ્ધ પુરુષોના સંસ્મરણોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે એ સંગ્રહ ઉપરથી સ્વ. ભાનુમતીના ઔદાર્ય, પરમાર્થ, સહનશીલતા વગેરે ગુણોની તથા તેમની ધર્મભાવના તેમજ કુટુંબ ભાવનાની ઝાંખી થાય છે.

ઉદય : (વાર્ષિક, સં. ૧૯૮૬): તંત્રી અને પ્રકાશક : બાબુરાવ જોશી.

કાન્તિના ઉદ્દેશથી ઉદય થતા આ વાર્ષિકના પ્રસ્તુત અંકમાં કેટલાક સુવાચ્ય લેખો તથા કાવ્યો છે. ખાસ કરીને સ્વ. મોહનલાલ દવેનો નવલરામ પરનો લેખ તથા રા. કેશવ શેઠનું હૃદય રાજવી નામક કાવ્ય આકર્ષક છે.

# નરસિંહ યુગના કવિઓ તથા તેમની કૃતિઓ

સંપાદક: રા. કે. મા. મુનશી તથા રા. જ્યો. હ. દવે

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૫૬૪ | મતિસાગર ગુરુ: શુભવર્ધન. | મનસ્થિરીકરણસ્વાધ્યાય (ર. સં. ૧૫૬૪) ગજ સુકુમાર રાસ (ર. સં. ૧૫૭૦)+ લઘુ ક્ષેત્ર સમાસ બાલાવબોધ (ર. સં. ૧૫૯૪); શાલિભદ્ર મહામુનિ ચરિત્ર (ર. સં. ૧૫૭૮) (લ. સં. ૧૫૨૨). |
| સં. ૧૫૬૫ | વાચક ઉદયભાણ (૧). ગચ્છ: પુનમીયા ગચ્છ. ગુરુ: વિજય તિલક સૂરિ. | વિક્રમસુતરાસ (ર. સં. ૧૫૬૫). |
| સં. ૧૫૬૫ | હંસસોમ. ગચ્છ: તપગચ્છ. ગુરુ: પં. કમલધર્મ. | તીર્થમાલા† (સં. ૧૫૬૫.) |
| સં. ૧૫૬૫ | શ્રીધર. ગામ: જુનાગઢ. પિતા: મંત્રી સહસા (સહસ્રકર્ણ). જ્ઞાતિ: અડાલજા મોઢ. | રાવણ મંદોદરી સંવાદ (ર. સં. ૧૫૬૩) (લ. સં. ૧૬૭૯)*; સપ્તશતી છંદ‡; રણમલ છંદ×; કવિત ભાગવત÷ (તુટક). ગૌરીચરિત્ર* |
| સં. ૧૫૬૬ | હર્ષમૂર્તિ મુનિ | ચંદ્રલેખા ચઉપઈ (પ્રબંધ) (ર. સં. ૧૫૬૬). |

+ જે. રા. થા. † છપાઈ છે. * પ્રસિદ્ધ. ‡ હી. ત્રિ. પારેખ. × ડેક્કન કોલેજ. ÷ ફા. ગુ. સ.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૫૬૭ | ધર્મ સામુદ્રગણી (ધર્મસાગર). ગચ્છ: ખરતર ગચ્છ. | સુમિત્ર રાજર્ષિ રાસ (ર. સં. ૧૫૬૭)§; રાત્રિ ભોજન વિષયે, જયસેનકુમારરાસ, કુલધ્વજ રાસ (ર. સં. ૧૫૮૪); અવંતિ સુકુમાર સજ્ઝાય. |
| સં. ૧૫૬૯ | દેવકલશ. ગચ્છ: ઉપકેશ ગચ્છ. ગુરુ: દેવકલોલ. | ઋષિદત્તાચતુષ્પદી (સં. ૧૫૬૯). |
| સં. ૧૫૬૯ | સાધુ હંસમુનિ ગચ્છ: તપગચ્છ ગુરુ: મુનિ સુંદર-સૂરિ. | ધન્નાશાલિભદ્ર પ્રબંધ (૧૫૬૯) સદુપદેશ સજ્ઝાય. |
| સં. ૧૫૭૧ | રત્નસિંહ સૂરિ શિષ્ય. ગચ્છ. વૃદ્ધ તપા-ગચ્છ. | રત્ન ચૂડમણિ રાસ (સં. ૧૫૭૧), જંબુસ્વામી રાસ; દ્વાદશ વ્રત નિયમરાસ, વિનય રાસ. |
| સં. ૧૫૭૧ | લાવણ્ય રત્ન* ગચ્છ: તપાગચ્છ, ગુરુ: સુરહંસ શિષ્ય† | દેવરાજ વત્સરાજ રાસ (ર. સં. ૧૫૭૧); સમ્યકત્વ સુંદર, યશોધર રાસ* (ર. સં. ૧૫૭૩), કમલા-વતી રાસ, કલાવતી રાસ,+મત્સ્યો-દર ચરિત્ર રાસ* (ર. સ. ૧૫૭૩)+ |
| સં ૧૫૭૨ | પાઠક સહજ-સુંદર ગચ્છ: ઉપકેશ ગચ્છ. ગુરુ: ૨-ત્નસમુદ્ર | યૌવન જરા સંવાદ, ગુણરત્નાકર છંદ અથવા સ્થૂલિભદ્ર ચરિત્ર (ર. સં. ૧૫૭૨) (મ. સં. ૧૬૪૫ માર્ગશીર્ષ સુદી ૧૩ બુધ); ઋષિ-દત્તા રાસ (ર. સં. ૧૫૭૨); |

§ જૈ. ગૂ. ક. * દેવગિરિ નગરે. † હેમવિમલ સૂરિ રાજ્યે. + જેસલમીર ભંડાર.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | | સાધુ ગુણમાળા ( ર. સં. ૧૫૮૦ આસપાસ)× રત્નસાર ચોપાઇ (ર. સં. ૧૫૮૨ )× (લ. સં. ૧૬૭૬ પોષ સુ. ૧ રવિ ) સુડા સાહેલીનો રાસ (ર. સં. ૧૫૮૨ આસપાસ)× આત્મરાજ રાસ ( ર. સં. ૧૫૮૮)× પરદેશી રાજાની ચોપાઇ ( લ. સં. ૧૬૭૭ )* |
| સં. ૧૫૭૨ (આસપાસ) | હેમ વિમલસૂરિ ગચ્છ: તપગચ્છ; ગુરુ : સુમતિસાધુ સૂરિ. ગામ : વડ-ગામ—મારૂઆડ પિતા : ગંગારાજ-શાહ. માતા : ગંગા-રાણી. મૂળ નામ : હાદકુંવર. | કલ્પ સૂત્ર ટીકા ( ર. સં. ૧૫૭૨ આસપાસ ) નંદિષેણ મુનિ રાસ. |
| લ. સં. ૧૫૭૪ | માંડણ ગામ : ( કાઠીઆ-વાડ ) ઉનાદેલવાડા ની આસપાસ. પિતા : હરિદાસ. માતા : મેઘુ. જ્ઞાતિ : બંધારા. | રામાયણ† ( ટુંક ૧૦૦૭—ખંડ ૭૦ ) ( લ. સં. ૧૫૭૪ ); એકાદશી મહાત્મ્ય ખંડ ૩૧, ( રૂકમાંગદ આખ્યાન ) હનોમંતાખ્યાન ખંડ ૩૦, ટુંક ૪૦૪; પ્રબોધ બત્રીસી‡ અથવા ( માંડણ બંધારાના ઉખાણા ) ટુંક ૬૪૪. મનને બોધ+ ટુંક ૧૭. |

× જૈ. ગ. ક. • સુ. રી. † છપાયાં છે. મ. બ. વ્યાસ ‡ ગુ. પ્ર. દો. + દી. ત્રિ પારેખ.

## હિન્ડોચા ફાર્મસીની વખણાએલી દવાઓ !!!

કમજોરી મટાડી નબળાં જ્ઞાનતંતુઓમાં નવી તાકાત લાવી લોહી તથા વીર્યને
વધારી ઉત્સાહ પ્રદીપ્ત કરનાર સર્વોત્તમ દવાઃ—

### (૧) ચંદ્રકળા ચાકુતી !! { ચમત્કારીક દેશી ઔષધ }

અસલ ચંદ્રોદય રસનો ગુણ તથા પ્રભાવ કેવો અલૌકીક તથા ચમત્કારીક છે તે તો તેને વાપરનાર રાજા મહારાજા અમીર ઉમરાવ અને શ્રીમંત લોકોજ જાણે છે. પણ તેની કીંમત એટલી તો ભારે છે કે ગરીબ અને સાધારણ માણસો હંમેશાં તેના ઉપયોગથી દુર રહે છે. તેથી અમોએ અદ્દભુત શક્તિ આપનાર ઉત્તમોત્તમ ઔષધીઓ સાથે શાસ્ત્રોકત રીતે કાર્ય કુશળતાથી ઉપર જણાવેલા ઉમદા રસનું તેના અનુપાન સાથે મિશ્રણ કરી તેનું **ચંદ્રકળા ચાકુતી** એવું ઉત્તમ નામ આપ્યું છે. અને તેનાજ પ્રતાપથી આ ગોળીઓ પાસે કેસર, કસ્તુરી, અમ્બર, શીલાજીત, સુવર્ણ અને મૌક્તિક મીશ્રીત ગોળીઓ પાકો મોદકો અને ચુર્ણાદિક કોઈપણ દવાઓનું બીલકુલ તેજ પડતું નથી એમ અનુભવે સાબીત કરી આપેલ છે. ફકત એકજ ડબીના સેવનથી વીર્યસ્રાવ, સુખધાત, સ્વપ્નાવસ્થા, પેશાબ અને દસ્ત વખતે ધાતુનું જવું. અશકિતથી નીરાશ થવું વગેરે ધાતુના વિકારથી થતા તમામ દર્દોને નાબુદ કરી લોહીને લાલ, વીર્યને ઘટ્ટ અને જઠરાગ્નિને સતેજ કરી ફીક્કા તેમજ તવાઇ ગએલા ચહેરાને પુનઃ ગુલાબી તથા કાંતિમાન બનાવે છે.

ફકત એકજ પખવાડીઆના પુરા સેવનથી શરીરની તમામ પ્રકારની ધાતુઓને બાંધાઓની નસોને લોહીને માંસને હાડકાને તથા ખાલી પડેલા મગજને સારી રીતે પુષ્ટિ આપી શરીરના દરેક અવયવોના બળમાં આશ્ચર્યકારક વૃદ્ધિ કરી નબળા પડેલી તેમજ બેસી ગએલી છાતીમાં બેહદ જુસ્સો આપી તદ્દન અશક્ત અને નિર્માલ્ય થએલા શરીરને પણ રૂષ્ટ પુષ્ટ મજબુત બળવાન તથા કદાવર બનાવે છે!

કિંમત; ગોળી ૨૪ ની ડબીના રૂ. ૩ ત્રણ નમુનાની ૮ ગોળીનો રૂ. ૧

| આ દવાઓમાં કમીશન કોઇને પણ આપી શકાય તેમ નથી. |
|---|

**હિન્ડોચા ફાર્મસી, કાલબાદેવી રોડ,**
મુંબઈ નં. ૨ ભાંગવાડી સામે, પહેલે માળે.

# સસદ ગ્રંથાવલી

| | | |
|---|---|---|
| ૧ | રણજીતરામના નિબંધો | સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા |
| ૨ | ગુજરાત—એક સંસ્કારિક વ્યક્તિ | કનૈયાલાલ મુનશી |
| ૩ | પુરંદરપરાજય અને અવિભક્ત આત્મા | ” |
| ૪ | કોનો વાંક? (બીજી આવૃત્તિ) | ” |
| ૫ | પૃથ્વીવલ્લભ (ત્રીજી આવૃત્તિ) | ” |
| ૬ | ગુજરાતનો નાથ (પાંચમી આવૃત્તિ) | ” |
| ૭ | રાજાધિરાજ (બીજી આવૃત્તિ) | ” |
| ૮ | રેખાચિત્રો ને બીજા લેખો | સૌ. લીલા મુનશી |
| ૯ | શાપસંભ્રમ અને બીજી કવિતાઓ | સ્વ. નર્મદાશંકર ભટ્ટ |
| ૧૦ | મારી કમલા અને બીજી વાતો | કનૈયાલાલ મુનશી |
| ૧૧ | મોહનમાયા | ખુશાલ ત. શાહ |
| ૧૨ | સ્મરણમુકુર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૩ | કેટલાક લેખો | કનૈયાલાલ મુનશી |
| ૧૪ | ગુજરાતના જ્યોતિર્ધરો | ” |
| ૧૫ | ભગવાન કૌટિલ્ય | ” |
| ૧૬ | પૌરાણિક નાટકો ૯ | ” |

[ પુરંદરપરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્રસમોવડી
એ ચાર નાટકોનો સંગ્રહ: થોડા સમયમાં પ્રસિદ્ધ થશે ]

| | | |
|---|---|---|
| ૧૭ | કાકાની શશી | ” |
| ૧૮ | ધ્રુવસ્વામિની દેવી | ” |

પહેલાં ૧૬ પુસ્તકો માટે લખો, — એમ. સી. કોઠારી
રાવપુરા વડોદરા

પુસ્તક ૧૭ ને ૧૮ માટે લખો, — મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની
૫૩, નિકોલરોડ, બેલાર્ડપિયર
કોટ, મુંબાઈ



# ગુજરાત

## ત્રૈમાસિક

અક્ષય તૃતીયા અંક



સાહિત્ય સંસદ તરફથી

તંત્રીઃ-

કનૈયાલાલ મા. મુનશી

# ધ્રુવસ્વામિની દેવી

**એક રસાગય સચિત્ર ઐતિહાસિક નાટક :**

લેખક: રા. કનૈયાલાલ મુનશી.

પ્રમુખ સાહિત્યસંસદ

ભારતવર્ષના સુવર્ણયુગ સમા ગુપ્તકાલની રોમાંચક કથાનું રસભર્યું ઐતિહાસિક નાટક. આત્મસુખને ખાતર, વૈભવ માણવાની ઉત્કંઠામાં પોતાની સ્ત્રીને પણ શત્રુરાજાના હાથમાં સોંપી દેવા તૈયાર થનાર રાજા રામગુપ્તદેવની વિચિત્ર મનોદશા સમજવી હોય, ગુપ્તરાજતિલક શ્રી પરાક્રમ દેવની કીર્તિ સાચવવા માટે, મુનિવર યાજ્ઞવલ્કયની પ્રેરણાથી પ્રેરાઈને યતો ધર્મસ્તતો જય: ને જીવનમંત્ર તરીકે સ્વીકારનાર ચંદ્રગુપ્તદેવ ને મહાદેવી ધ્રુવસ્વામિની દેવીની પરાક્રમ ને પ્રેમની કથા વાંચવી હોય; મેઘદૂત ને શાકુંતલ, રઘુવંશ ને વિક્રમોર્વશીય, કુમારસંભવ ને માલવિકાગ્નિમિત્રના પ્રણેતા કવિશ્રેષ્ઠ કાલિદાસના સ્નેહજીવનની ઝાંખી કરવી હોય; વર્તમાન કાલમાં ગુપ્તકાલના સુવર્ણયુગની ભભક માણવી હોય તો આજેજ તમારી નકલ મંગાવી લો.

આકર્ષક, સુંદર ચિત્રો, એન્ટીક કાગળ, સુઘડ છપાઈ

લખો:

**મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લિમિટેડ**

૫૩, નિકોલ રોડ, બેલાર્ડ પિયર,

**કોટ, મુંબઈ.**

# અક્ષય તૃતીયા અંક

## અનુક્રમણિકા

---

**'ગુજરાત'ના હવે પછીના અંકોના ચાલુ લેખકો:**

**રા. કનૈયાલાલ મુનશી, સૌ. લીલા મુનશી, રા. ધૂમકેતુ, ચંદ્રવદન મહેતા, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, રા. ધનસુખલાલ મહેતા, રા. જ્યોતીન્દ્ર હ. દવે.**

આ ઉપરાંત **રા. મુનિકુમાર ભટ્ટ, રા. જયંતકુમાર ભટ્ટ, રા. યશવંત પંડ્યા** વગેરે પણ લખશે.

**તંત્રીની ટપાલ:** તંત્રીના ઉપયોગના કાગળો, લેખો અને બદલાના માસિકો, પત્રો વિગેરે તંત્રીશ્રીને, **'ગુજરાત' કાર્યાલય ૧૧૧,** એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઈ, એ સરનામે સીધું મોકલવા વિનંતિ છે.

**સુચના:**—ગ્રાહક બંધુઓએ કાર્યાલયે કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરતી વેળા રેપર ઉપર લખેલો ગ્રાહક નંબર અવશ્ય લખવા કૃપા કરવી.




ત્રૈમાસિક

પુસ્તક ૧૫ | વૈશાખ ૧૯૮૬ | અંક ૪

# સત્યાગ્રહ

લેખક:

સૌ. લીલા મુનશી

મંત્રી, સાહિત્ય સંસદ

## પાત્રો

| | |
|---|---|
| સુજનભાઈ ... ... ... ... ... | |
| સુનંદા ... ... ... ... ... | તેમનાં પત્ની |
| કાંત, સુદર્શન ... ... ... ... ... | તેમના પુત્રો |
| સુભાષિની ... ... ... ... ... | તેમની પુત્રી |
| કેશવ ... ... ... ... ... | સુજનભાઈનો મિત્ર |

## અંક પહેલો

[ સ્થળઃ—રાજકોટના શહેર બહારનો એક નાનોશો અમલદારનો બંગલો.

**સમય:** ૧૯૨૧ ની કોંગ્રેસ પહેલાંનો.

સુનંદા અને સુજનભાઇ બહાર વરંડા પરની આરામ ખુરશીમાં પડયાં છે. સુનંદા ચાળીસેક વર્ષનાં, શરીરે ભરેલાં ને ગોરાં છે. એમનું મુખ મીઠું ને શકાદાર છે. સુજનભાઇ પીસ્તાળીસનાં, ઉંચા ને સુક્કા છે. એમની રીતભાત આકર્ષક છે.

દિવસ અને રાત્રિનો સંધિકાળ છે. અને ચંદ્રના અજવાળા ઘડી વારમાં ચમકશે એમ લાગે છે. બંગલાની આગળ નાનોશો બાગ છે. અને તેમાં થોડા ફુલછોડ ને બાકીની સુઘડ રેતી પાથરેલી છે. ]

**સુજનભાઇઃ** (હાથમાંની ચીરુટમાંથી રાખ ખંખેરતા) ત્યારે સુનંદા! તમે છેવટે શો નિશ્ચય કર્યો?

**સુનંદાઃ** આવું શું બોલો છો? નિશ્ચય આમાં મારે કરવાનો છે?

**સુજનભાઈઃ** પણ તમારી પરવાનગી વગર હું કશાં કશું કરું એવો છું?

**સુનંદાઃ** (અચકાય છે. પણ પછી કહી દેવાના નિશ્ચય ઉપર આવે છે.) ત્યારે મને ખરેખર શું થાય છે તે કહું? આપણને આ પ્રવાહમાં ખેંચાવું પરવડશે? આટલા મોટા વસ્તાર સાથે આમ નોકરી છોડી દઇએ, તો આપણું તો ઠીક, પણ છોકરાંઓનું શું થશે? તમારા ઉદાર સ્વભાવને લીધે આપણે કૈં એકકું પણ કરી શકયાં નથી.

**સુજનભાઇઃ** સુનંદા! તમે આખરે સ્ત્રીજ રહ્યાં હો! દેશની આવી જરુરને વખતે પણ તમારાથી ઘરની ને છોકરાંની મમતા છોડાતી નથી અને એશઆરામ વગર જીવવું અશકય લાગે છે.

**સુનંદાઃ** (એનું અંતર ઘવાય છે.) નાથ! તમે આમ કહેશો એવું મેં નહોતું ધાર્યું.

**સુજનભાઇઃ** બીજુ શું ત્યારે? તમને ગરીબાઇની આટલી બધી બીક કયારથી લાગવા માંડી?

(સુનંદા બોલ્યા વિના હાથમાં માથું ટેકવી નીચું જુએ છે.)

**સુજનભાઈઃ** ચાલો હવે એમાં ખોટું લગાડવાનું કૈં કારણ નથી. ને તમારો એમાં કૈં વાંક પણ નથી. દેશમાં યુદ્ધ જાગે ત્યારે સર્વસ્વ આપવું એ સૂત્ર આપણે જન્મથીજ શીખ્યાં નથી. અત્યારે આ સત્યાગ્રહનું પણ યુદ્ધજ છે. સ્વતંત્રતાની આટલી બધી વાતો કર્યા પછી અને આટલા મનોરથો સેવ્યા પછી પ્રસંગ આવ્યે હું ઘરમાં ભરાઇ બેસું અને પરિસ્થિતિનો વિચાર કરવા લાગું તો કેવું કહેવાય?

(થોડી વાર મુંગા રહે છે. પણ પછી શાંત સ્વરે)

તમારું કહેવું પણ હું સમજું છું. તમે છોકરાંઓના દૃષ્ટિબિંદુથી વિચાર કરો છો. મારી શકિત પ્રમાણે મેં આજ લગી છોકરાંઓને પોષ્યાં, પણ જીંદગીમાં દેશની લડત વખતે બીજી બધી ફરજો ગૌણ બને છે તે તમને આખરેજ સમજાવવું પડશે.

સુનંદા: (ખુરશીમાં ટટાર થાય છે.) નાથ! હું નારી છું ને તેથી નિર્બળતાએ આવે. બાકી મારો ધર્મ તો સ્પષ્ટ છે.

(સુજનભાઈ ખુરશી પરથી ઉઠી વિચારમાં હોય તેમ વરંડા પર આંટા મારે છે. થોડી વારે સુનંદાની પાસે આવી ઉભા રહે છે.)

સુજનભાઈ: (સુનંદાનું મુખ હાથ વડે ઉંચું કરતા આર્દ્રસ્વરે) દેવી! તમે એમ સમજો છો કે મને પણ એ બધા વિચાર નથી આવતા? આપણી સ્થિતિ, છોકરાઓ, આટલી બધી આવક છતાં આપણે કેમ બચાવ્યું નથી તે! પણ તે બધું જ છતાં આવે અણીને વખતે મારાથી વાટ જોતા ઉભા કેમ રહેવાય!

સુનંદા: (સુજનભાઈનો હાથ હાથમાં લઈ પંપાળતા) મારી ક્ષણભરની નબળાઈ માફ કરો. હું તમને બીજો કંઈ વિચાર કરવાનું કહેતી જ નથી.

સુજનભાઈ: મને ખાત્રી હતી. આવા મુશ્કેલીના વખતમાં તમારો ટેકાની આશા હું નહીં રાખું તો કોની રાખું?

(રસ્તા પર છોકરાઓના હસવાનો અવાજ સંભળાય છે. અવાજ પાસે આવતો જાય છે)

દેવી! ઉઠો, છોકરાઓ આવ્યા આપણે ઓટા સુધી જઈએ.

(બન્ને ખુરશીઓ પરથી ઉતરી ધીરે પગલે સામે જાય છે. સુદર્શન અને સુવાસિની એક નોકરની સાથે ઝાંપામાં પ્રવેશે છે. સુવાસ બારેક વર્ષની અને સુદર્શન ચૌદ પંદરનો હોય એવો દેખાય છે. બન્ને છોકરા સુનંદા અને સુજનભાઈને [illegible] સામા આવે છે.)

સુદર્શન-સુવાસિની: (બન્ને એકી સાથે) સુજનભાઈ! આજે તો અમને ખુબ મજાહ પડી. વિનોદિનીએ તો આજે એટલી ગમ્મત કીધી કે ન પુછો વાત.

સુજનભાઈ (બન્ને છોકરાના ખભા પર બે હાથ મુકીને તેમના સામુ જોતા, હેતાળ સ્વરે) જરા ધીરે.

સુવાસિની પણ ભાઈ તો કંઈ સાથે વઢી પડયો

સુજનભાઈ: કેમ, કેમ!

સુદર્શન (શરમાતા શરમાતા) તે અમે સત્યાગ્રહની વાત કરતા હતા કંઈ કહે કે મહાત્માજી જેવાજ બધા દેશનું સત્યાનાશ વાળે છે ને મારો પીત્તો ઉછળી ગયો

સુવાસિની. (વચ્ચે ઉતાવળાપણાથી) ને કંઈએ કહ્યું કે તારા સુજનભાઈજ સરકારી નોકરી છોડવાના નથી બહુ ચાકરી કરે છે તે.

(સુનંદા અને સુજનભાઈ એકબીજાની સામે હેતુપૂર્વક જુએ છે.)

સુદર્શન: સુજનભાઈ? હું તો કાલથી સરકારી નીશાળે નથી જવાનો

સુનંદા (મમતાથી) બેટા આગળ એવી રીતે વાત ન થાય.

(સુદર્શન શરમાઈને નીચું જુએ છે.)

સુજનભાઈ. સુનંદા! એને વઢો નહીં. સુદર્શન! ધાર કે હું તને નીશાળ છોડવાની પરવાનગી આપું તો તું શું કરશે?

સુદર્શન: હે! ખરેખર સુજનભાઈ! હુર્રરા! ત્યારે તો કાલથી નીશાળે નહીં જવાનું

સુજનભાઈ: હં, એટલા માટે સત્યાગ્રહ કરવો હતો કેમ ?

સુદર્શન: (છોભીલો પડીને) પણ પછી આપણી રાષ્ટ્રીય શાળા નીકળશે ને ?

સુજનભાઈ: હં, ઠીક ઠીક. અને સુવાસ! તું શું કરવાની ?

સુવાસિનિ: ભાઇ તો ગાંડો છે. હું કંઈ નીશાળ છોડવાની નથી. મને આ વખતે પહેલું ઈનામ મળવાનું છે તે જાય ને! કેમ બા! ખરને ?

સુનંદા: બહેન! આપણે બધાંને સત્યાગ્રહ કરવાનો છે. બાપુજીએ નોકરી છોડી દેવાનું નક્કી કર્યું છે.

સુદર્શન (ઉત્સાહમાં) સુવાસિનિ (સમજ્યા વિના) } હેં! શું બા, સુજનભાઇ નોકરી છોડી દેવાના છે ?

સુનંદા: હા. તમને ગમ્યું કેની ?

સુદર્શન: (આનંદમાં) જો, હું નહોતો કહેતો કે સુજનભાઇ આવી વખતે બીજું કૈં કરેજ નહીં ?

સુજનભાઇ: (સુદર્શનના આવા વિશ્વાસથી આત્મસંતોષ અનુભવતા હોય એમ લાગે છે. થોડી વ.રે) હજુ ભાઈ નથી આવ્યો ? જમવાનો વખત થઇ ગયો ને !

સુદર્શનઃ પાછળ આવે છે. એમને રસ્તામાં કેટલાક મિત્રો મળ્યા એટલે વાત કરવા ઉભા રહ્યા. કેશવકાકા પણ આજે આવવાનું કહેતાં હતાં.

સુજનભાઇ: ચાલો ત્યારે સુનંદા! તૈયારી કરાવો. હમણાં બધાં આવી પહોંચશે.

(ધીરે ધીરે સૌ વાતો કરતા બંગલા ભણી વળે છે.)

[ પડદો પડે છે. ]



## પ્રવેશ ૨

[ તેજ રાત, જમ્યા પછી રાતના સાડા દશેક વાગ્યાનો સમય.

કેશવ અને સુજનભાઈ કૅમ્પાઉંડમાં ખુરસીઓ નાંખી બેઠેલા છે. ચંદ્રિકામાં બંનેના ઓળા પડે છે. ]

કેશવઃ સુજન! હજુ પણ વિચાર કરવા જેવો છે હોં. આમ ઉતાવળે નક્કી કરી જન્મભર પસ્તાવું ન પડે.

સુજનભાઇ: શું તું એમ ધારે છે કે આ બાબત મેં આજે જ નક્કી કરી છે અને તે ક્ષણભરની લાગણીનું પરિણામ છે ?

કેશવ: હું એમ નથી કહેતો. પણ આનું પરિણામ શું આવશે તેનો વિચાર કર્યો ?

સુજનભાઈ: દરેક વખતે પરિણામનો વિચાર કરવા નથી બેસાતું. મહાન બનાવો ઊર્મિ, પ્રેરણા, કોઈ ગેબી આહ્વાન, એવાં બધાંથી જ સધાય છે. દરેક વખતે ગણત્રી કરવા બેસવી એ તો વાણીઆશાહી હીસાબ છે.

કેશવ: પણ પછી તારે આશરે પડેલાં બીજાં બધાંનું શું ?

સુજનભાઈ: (જરા અચકાય છે પણ પછી કઠણ સ્વરે) પ્રભુએ બધાંને હાથપગ આપ્યા છે કેની ?

કેશવ: (જરાક ચીઢવાય છે.) તે આજે જાણ્યું ? જો સુજન! તું ધૂની છે પણ તારી

સાથેના સંબંધમાં માણસને પોતાને નિર્ણય કરવાની છુટ જ રહેતી નથી. વિચાર કરવાની સ્વતંત્રતા એટલે તારી, એમના અંતરની નહીં.

**સુજનભાઇ:** (અતડાઇથી) હું કોઇને ફરજ પાડતો નથી.

**કેશવ :** તેજ દુઃખ છે ને! જેમને પાલવે તે તને છોડીને ચાલ્યાં જાય. તું એમને રાખવાને સળી સરણીએ હલાવવાનો નહીં. અને તને ન છોડી શકે તે તારા કહ્યા પ્રમાણે કરે ને તને અનુસરે એ શીવાય બીજી એકે શરતે તારી સાથે રહી શકે નહીં.

**સુજનભાઇ:** (નરમ પડીને) મેં કોઇ દિવસ એવું કહ્યું છે?

**કેશવ :** કહ્યું નથી, પણ કરાવે છે. પણ બીજો ઉપાય નથી. તને જેનાથી છોડાવાનો નથી તેમની સ્વતંત્રતાની વાતો કરે શું વળે?

**સુજનભાઇ :** કેશવ! તું બહુ ક્રૂર થાય છે હોં. આ વાત મારા જીવનના આદર્શની ન હોત તો હું ફરી વિચાર કરત. (જરાક અચકાઇને) કે જતી કરત.

**કેશવ :** ગંભીર ન હોય એવી બાબતો તારે મન હોય છે જ ક્યારે?

(સુનંદા બંગલાના પગથીઆં આગળ દેખાય છે અને એક પળ ઉભી રહી નીચે ઉતરી આવે છે.)

**સુનંદા :** કેટલા વાગ્યા ખબર છે? આજે આમ વાતો જ કર્યાં કરવી છે ને સુવું નથી શું? (કોઈ જવાબ દેતું નથી.)

**કેશવ :** ભાભી! આ તમારા સ્વામિનાથ માનતા નથી.

**સુનંદા :** શું નથી માનતા?

**કેશવ :** આ બધાને ભૂખે મારીને એમને દેશસેવા કરવા નીકળવું છે. તમે કંઈ કહેતાં નથી?

**સુનંદા :** (મુખ પર સ્મિતાભાસ આણીને) એમાં એ ખોટું શું કરે છે? આ વખતે એ નહીં નીકળે ત્યારે ક્યારે નીકળશે?

**સુજનભાઇ:** (પ્રસન્ન થઇને) કેશવ! સાંભળ્યું? તું ધારે છે એવડો હું જુલમગાર નથી.

**કેશવ :** નથી શું? છે. સુનંદાભાભીના શબ્દો જ તેનો મોટો પુરાવો છે. (ખેદથી) ઠીક ભાઈ, ધણીને સુઝે તે ઢાંકણીમાં ને પડોશીને સુઝે તે આરસીમાં. પણ ભાભી! પતિભક્તિનું રહસ્ય દરેક વખતે પતિ કહે તે કરવામાં નથી, પણ એ ગાંડાં કાઢે ત્યારે તેને પુરી મુકવામાં પણ છે.

(સુનંદા ખેદભર્યું હસે છે.)

**સુજનભાઈ:** (ચીડવાય છે પણ હસી કાઢવાનો પ્રયત્ન કરે છે.) કેશવ! તું કોઈ દિવસ સમજવાનો નથી.

**કેશવ :** મારે સમજવું જ નથી તે! જાઓ લહેર કરી આવો. આટલા દિવસ અમલદારી કરી, હવે સત્યાગ્રહના સીપાઈ બની જેલખાનાની હવા ખાઇ આવો. ચાલો, ભાભી! રાત ઘણી ગઈ. હવે તો હું જાઉં. (વરંડા પરથી કોટ અને ટોપી લઇ આવે છે.) હજુ વખત છે. બને તો આ ગાંડાને કંઈ સમજાવજો. સાહેબજી સુજન! (જવાબની વાટ જોયા વગર ચાલ્યો જાય છે. સુજનભાઇ અને સુનંદા પણ બોલ્યા વગર ઉઠીને બંગલા તરફ જાય છે.)

[ પડદો પડે છે. ]

## અંક બીજો

[ સમય : સવાએક વર્ષ પછી.

સ્થળ : અમદાવાદ. રાયપુરમાં કામનાથ મહાદેવની પોળ.

એક નાનાશા જુના ઘરની પરસાળમાં સુનંદા ચોખા વીણવાના લઈ બેઠા છે. ચોકમાં પાટ પર સુદર્શન ચોપડી લઈ વાંચે છે. સુવાસિની સગડી પરનું દુધ રસોડાની ઓરડીની બહાર પરસાળમાંજ બેસી ઉનું કરે છે. ]

સુવાસિની : બા, ભાઈને જેલમાં ગયે આજ છ મહીના પુરા થયા.

સુનંદા : (નીચેથી ઉંચું જોયા વિના) હા, બહેન ! (સુદર્શનને) ભાઈ ! સવારના પહોરમાં ચોપડી શું વાંચ્યા કરે છે ? લેસન ક્યારે કરશે ?

સુદર્શન : (ચોપડી બંધ કરતાં) અરે બા, જવા દેની લેસનની વાત ! અહીંઆ લેસન કરવાનું છે જ કોને ? આપણે તો નિયમસર રેંટીઓ કાંતીએ એટલે બસ્સ. કેમ સુવાસ, તારું પણ એમજ કેની ?

સુવાસિની : (નાક ચઢાવી) મારી તો શાળાની શું વાતજ કરતો નહીં. આ તે શાળા છે કે વેશ ! મારી સ્કુલમાં હતે તો આજે તો હું હીરયમાં જતે ને પહેલે નંબર પાસ થવાનું ઇનામ મળતે તે જુદું.

સુનંદા : (જરા મજ્જાકથી) સુવાસ ! તારી બોલવાની રીત મને ગમતી નથી હો.

સુવાસિની : (ગરવાઈને) બા, ભુલ થઈ.

સુદર્શન : બા, સૈમન કહેતા'તા કે જુની ઝપેટ કાલે આપણો હાથવાળો મળ્યો હતો તે આજે પૈસા લેવા આવવાનું કહેતો હતો.

સુનંદા : આજે કેમ ? હજુ પહેલી તારીખ તો થઈ નથી.

સુદર્શન : તે તો કોણ જાણે પણ હજુ કરીને એ એને ગામ જવાનો છે.

સુવાસિની : બા, આજે મારી શાળા જોવા પ્રફુલ્લચંદ્ર શેઠ આવવાના છે.

સુનંદા : કોણ ?

સુવાસિની : પ્રફુલચંદ્ર શેઠ. કલકત્તેથી આવ્યા છે. બા, આજે હું નવી ઓઢણી પહેરી જાઉં ?

સુનંદા : (ચોખા વીણાઈ રહ્યા એટલે ઉભા થઈ જતાં) હા, પહેરી જજે.

સુવાસિની : (માને તપાસે છે અને રોજ કરતાં કંઈક વધારે ખુશ મીજાજમાં છે એમ લાગવાથી) બા ! ભાઈ ! એક વાત કહું ? મારાથી તો આ જાડાં લુગડાં નથી પહેરાતાં. ને તમે પાછા હાથે પીવડાવો છો તે નીચોવતાં નીચોવતાં હાથ તો એવા દુખી જાય છે !

સુનંદા : (મીઠાશથી) સુવાસ ! તારી તો બાઈ, એ એક વાત દહાડે દહાડે વધતી જાય છે. સુજનભાઈ દેશને માટે આટઆટલું દુઃખ ભોગવે ને તારાથી આટલુંએ નથી થતું !

સુવાસિની (શરમાય છે પણ વધારે હીમત ધરે છે.) પણ બા ! તમે અમનેજ શું કામ કહો છો ? શેઠાણી કોલેજમાં જાય છે તેનું કંઈ નહીં ? તેની પાસે કેમ કોઈજ બોલવાનો આત્મભોગ અપાવતા નથી !

સુનંદા : (હસી કાઢે છે) જો, રાષ્ટ્રીય શાળામાં જવાથી તારામાં આટલી હોંશિયારી

આવી કે તું આવા વાદવિવાદ કરી શકે છે. મોટો ભાઇ તો મોટો છે અને છોકરાં વીસ વર્ષનાં થાય પછી પોતપોતાની બાબતમાં નિર્ણય કરવાની છુટ તેમને આપવી જોઇએ. ( વળગણી પરથી લુગડાં ઉતારે છે. )

સુવાસિની : ( સાંભળી શકાય એમ બબડે છે. ) ને નાના રહે તેના ભોગ.

સુદર્શન : સુવાસ ! તારો બડબડાટ બહુ વધી ગયો છે. તું બાને કેટલું દુઃખ દે છે ? એમ નહીં કે આવી વખતે બાને જરા મદદ કરીએ. બા ! એ તો ગાંડી છે. તમે એનું કહ્યું શું મનમાં આણશો નહીં હાં. ( સુનંદા મીઠાશથી હસીને ડાહ્યા દીકરા તરફ જુએ છે ને નહાવાની ઓરડીમાં પેસે છે. )

સુવાસિની : ( પાસે આવીને સુનંદા ન સાંભળે એટલે ધીમેથી ) હા, બાને એમ કરીને વહાલો થા. ભાઇને ભણવાનું ગમ્યું કે હવડા ખુશ. જો બીજાને શીખામણ આપવા બેઠા ભાઇ !

સુદર્શન : ( ધીરેથી પણ અસરકારક રીતે ) ને તું ભણીને મોટી નામું લખવાની ! બા બીચારાં રાંધે, સીંધે, આખા ઘરનું કામ કરે ને નીશાળમાં નોકરી કરી આપણને ખવડાવે ને ભણાવે, ને સુજનભાઈ દેશને ખાતર જેલમાં જાય ને બહેન સાહેબને ઘડી ઘડીમાં બધું મોડું પડી જાય. આજે લુગડાં જાડાં પડયાં ને કાલે ખાવાનું નહીં, ભાવે ને પરમ દિવસે ઘર સાંકડું પડશે

સુવાસિની : (આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે.) જો ભાઈ, આવું કહે છે ? હું કે બાને દુઃખ દેવા નથી માંગતી. પણ મારું ભણવાનું બગડયું ત્યારની મને એવી ચીડ ચઢી છે !

સુદર્શન : પણ તેમાં બા શું કરે ? એ બીચારાં તો આપણને સુખી રાખવાનો આટલો પ્રયત્ન કરે છે ને તેમાં ભાઇ આવો પાકયો. આવી વખતે એણે તો બાને મદદ કરવી જોઇએ, ને તેને બદલે ભાઈ તો કોલેજમાં ભણે છે. ( ગર્વથી ) હું તો કયારનો નોકરી લેવાનો વિચાર કરું છું પણ બા મને લેવા દેતાં નથી. (ટપાલવાળો આવીને બે કાગળ ફેંકી જાય છે.)

ઓહો. આ તો સુજનભાઇનો કાગળ. (બંને સાથે ઘાંટા પાડે છે. ) બા, ઓ બા, સુજનભાઇનો કાગળ આવ્યો છે.

(સુનંદા એકદમ બહાર આવે છે ને આતુરતાથી છોકરાઓ પાસેથી કાગળ લઇ લે છે.) બા, સુજનભાઇએ અમારા ઉપર કંઇક લખ્યું હોય તો અમને આપજો હાં.

( સુનંદા કાગળ ફોડે છે અને છોકરાંઓનાં નામની બે કાપલીઓ નીકળે છે તે તેમને આપે છે, છોકરાં તે લઇ મેડે ચઢી જાય છે. સુનંદા કાગળ વાંચે છે ને તેનું મોઢું ઉતરી જાય છે.)

સુનંદા : (એકલી) સ્વામિનાથ ! તમને આ શું સુઝ્યું ? અંતે મારી બીક ખરી ઠરી. (આંખમાંથી બે આંસુ ખરે છે. તેને પાલવ વડે લોહી નાખે છે. કેશવ એટલે ચડે છે. )

કેશવઃ (એની ઝીનમાલ પદેલેથી વક્રોક્તિ-ભરી છે) કેમ ભાભી ! છો કે ?

સુનંદાઃ (કાગળ ચોળીમાં સંતાડતી) કેમ કેશવભાઈ ! તમે કયાંથી? બહુ દિવસે દેખાયા!

તો કોને કહીશ ? પણ અત્યારે જરૂરજ નહોતી.

કેશવ: ભાભી ! તમે મશ્કરી કરો છો ?

સુનંદા: (ઘણીજ નજીવી વાત હોય તેમ) હા, આ મહીનેજ અહીંની કન્યાશાળામાંથી એક શિક્ષિકા ચાલી ગઇ, ને બીજું કોઇ તરત મળે એમ ન હોવાથી બીચારા નર્મદાબહેન બહુ મુઝવણમાં પડયાં હતા. એમણે મને પુછ્યું ત્યારે થયું, લાવ બપોરે નવરી બેસું છું ત્યારે એક પંથ ને દો કાજ જેવું થાય. (વાત આગળ વધતી અટકાવવા) સુવાસ! સુદર્શન ! નીચે આવો. કેશવકાકા આવ્યા છે.

(બંને છોકરા સાંભળનાને વાર ધબડ ધબડ દાદર ઉતરે છે ને દોડતાં કેશવ તરફ જાય છે.)

સુવાસ } કેશવ કાકા! કેશવ કાકા!
સુદર્શન } ક્યારે આવ્યા?

(સુનંદા કેશવને રોકાએલો જોઇ રસોડામાં જાય છે.)

કેશવ: ( સુવાસને વહાલથી દાબે છે. સુદર્શનની પીઠ થાબડે છે. ) કેમ લુચ્ચાઓ! તમે તો બંને બહુ મોટાં થવા માંડયાંને શું ? અમદાવાદનું પાણી તમને સદ્યું લાગે છે. બોલો, ભાભીને કેટલું દુઃખ દો છો ?

સુવાસિની: ( સુદર્શન તરફ જોતાં ) હું બાને જરા દુઃખ દઉ છું ભાઇ !

સુદર્શન: (ખડખડ હસતો) અરે કાકા! એની તો વાત જ જવા દો. એ બહેન સાહેબ બાને દુઃખ નથી દેતાં પણ એમને અહીંનું કંઇ પસંદ આવતુંજ નથી. અહીંની નીશાળ, અહીંનું ઘર, અહીંના... ... ...

સુવાસિની: ( એના મોં પર હાથ દાબે છે.) જો ભાઇ! વળી એવું કહે છે ?

કેશવ: ( હસતાં ) ચાલ ચાલ, નાની બહેનની ફજેતી નહીં કરીએ. ને તું શું કરે છે ?

સુદર્શન: હું! હું તો ખાસ કંઈ નથી કરતો. અહીંના વિનય મંદિરમાં હું છેલ્લા વર્ષમાં છું. રેંટીઓ કાંતું છું ને બાને કંઈ સામાન જોઇએ તો લઈ આવવામાં મદદ કરું છું. (થોડી વારે) પહેલાં અમારી શાળામાં ખુબ ઉત્સાહ હતો પણ ગાંધીજી પકડાયા પછી જરા ગડબડ ચાલવા માંડી છે ખરી.

કેશવ: ( એનો આત્મા સહાનુભૂતિથી દાઝે છે પણ સુનંદાને ખાતર ટીકા કરવાનું માંડી વાળે છે.) કાંતુ કયાં છે ?

સુદર્શન: ભાઇ તો મુંબાઇની હોસ્ટેલમાં છે. એણે તો પહેલેથી કોલેજ છોડીજ નથી. ( કેશવની પ્રશ્ન પુછતી નજરના ઉત્તરમાં ) ત્યાં એ ટ્યુશન આપે છે અને થોડીક મદદ બા એને મોકલે છે. આ વખતે એનું બી. એ. નું છેલ્લું વર્ષ છે.

સુનંદા: ( રસોડામાંથી ) સુદર્શન, ઘરમાં કંઈ શાક નથી હોં ભાઇ !

સુદર્શન: હા, બા. આ ચાલ્યો. કાકા! તમે રહેવાના છો ને ?

કેશવ: હું અહીંઆંજ જમવાનો છું.

સુદર્શન: ત્યારે હું હમણા આવું છું. ( ખીંટીએ ભેરવેલી સફેદ ટોપી અને શાકની ઝોળી લઈ ચાલવા માંડે છે. અમલદારના છોકરાને કંઇ કરતા નહીં જોએલા તેને આમ જતો જોઇ કેશવની આંખો ઝંખવાય છે. ગળુ ખંખારીને) આવ સુવાસ! આપણે વાતો કરીએ.

(સુવાસિની પોતાને અગત્ય નહોતી મળી તે જોઈ દૂર ખાટના એક ખુણામાં જઈ બેઠી હતી તેને જોઈ) કેમ રીસાઈ ગઈ કે? હાઈ એ ગુસ્સો!

**સુવાસિની :** (પાસે આવી લાડતી લાડતી) કાકા! અમારે હવે રાજકોટ કોઈ દિવસ પાછા નહીં જવાનું!

**કેશવ :** ના બહેન, હવે કેં પાછા જવાય? (સુવાસનું મોં ઉતરી જાય છે તે જોઈ) તું મોટી થા ને બાબુ પછી તને સ્ત્રીની શાળાની મોટી સુપ્રિન્ટેન્ડન્ટ બનાવીશું.

**સુવાસિની :** પણ કાકા! હું તો રાષ્ટ્રીય શાળામાં જાઉં છું ને! મને કોણ મોટી સુપ્રિન્ટેન્ડન્ટ બનાવે!

**સુનંદા :** (રસોડામાંથી બહાર આવે છે.) બહેન, તું રસોડામાં જો. હું જરા કાકા સાથે વાત કરું છું.

**કેશવ :** (સુવાસ જાય છે એટલે ધીરેથી) ભાભી! આ છોકરાં સાચવવાનું કામ તમારે બહુ અઘરું છે.

**સુનંદા :** કેશવભાઈ! મારે તમારી બહુ બહુ સલાહ લેવાની છે. એકલા છોકરાંની બાબતમાં નહીં પણ એમની બાબતમાં પણ.

**કેશવ :** કેમ સુજનને શું થયું?

**સુનંદા :** ના, થયું કશું નથી પણ મને એમનામાં પરિવર્તન થતું દેખાય છે એમને આ અસહકાર નિષ્ફળ ગયો એવું લાગવા માંડ્યું છે.

**કેશવ :** ગાંડો સારું, સુખી થશે.

**સુનંદા :** એવું બોલો છો કેશવભાઈ! એમણે છોડવામાં ઉતાવળ કરી. હવે પાછા જવામાં હું આટલી ઉતાવળ નહીં કરવા દઉં.

**કેશવ :** કેમ ભાભી, હવે તમને શું થયું! સુજન અસહકારી થઈ રહ્યો હવે તમારો વારો આવ્યો શું?

**સુનંદા :** જુઓ કેશવભાઈ! હું પુરુષ નથી ને બાગમાં પુરુષ જેવા નિ ... હું હવે ઝડપથી થતા નથી, ને તેથી ... વ્રત ખરી કે ખોટી મારા અંતરમાં ઉતરે ને હું એનો સ્વીકાર પછી મારાથી એને તરત ફેંકી નથી દેવાય. હવે તો તમારા ભાઈ ધારે તોયે એમનાથી પાછા નહીં ફરાય.

**કેશવ :** ભાભી! તમે આ ઠીક નથી કરતાં હોં. છોકરાંનો તો વિચાર કરો. સુજન હઠ કરે તો જુદી વાત. પણ એ હઠ છોડે, ત્યારે તમારે કરવી ઘટતી નથી (પટાવતો હોય તેમ) આ ઘરમાં હું આવું છું ત્યારથી તમારી સ્થિતિ જોઈને તો મારો જીવ બળી જાય છે.

**સુનંદા** (નીચું જોઈ પાલવના છેડા વડે રમત કરે છે ને આંખમાં આવેલાં ઝળઝળીયાં સંતાડવાનો મિથ્યા પ્રયત્ન કરે છે થોડી વારે આંસુ દબાવી હાસ્યથી ઊંચું જોઈ) ભાઈ! છોકરાં તો મોટાં થવાનાં છે ને તેથી જ હું પાછા જવાની ના કહું છું. મારાં છોકરાં દેશદ્રોહીનાં છોકરાં નહીં કહેવાય!

**કેશવ** (વાદવિવાદ કરવો નકામો ગણે છે) જાઓ! તમને જે સૂઝે તે ખરું.

**સુદર્શન :** (દોડતો આવે છે.) મા! મને તો એકલી બાજરાની રોટલી ભાવી.

(સુનંદા ને કેશવ બાળકની અણસમજ પર પરસ્પર સામું જોઈ સ્મિત કરે છે.)

**સુનંદા :** હશે ભાઈ! કાકા કેવા પારકા છે! ચાલ, હવે મોડું થાય છે. મને ઝટ ઝટ શાક સમારી આપ. હું તૈયારી કરું.

**સુદર્શન :** હા, બા. એક બીજી ગોળીમાં તો ... ?

(સુનંદા રસોડામાં જાય છે. કેશવ સુદર્શન તરફ હેતથી જુએ છે)

[પડદો પડે છે]

# અંક ત્રીજો

[ સ્થળ : તેનું તેજ.

સમય : બીજા વર્ષ દિવસ પછી.

સુનંદાના ઘર આગળ એક ભાડાનું શીગરામ આવે છે ને તેમાંથી સુનંદા, સુજનભાઇ, સુવાસિની, સુદર્શન ને કાંતુ વારાફરતી ઉતરે છે. આંગણામાં આખી પોળના ને પોળ બહારના લોકોની મેદની મળી છે. સુજનભાઈ આજે જેલમાંથી છુટી આવ્યા તેને જોવા સૌ લોક એકઠા મળ્યા છે. એમને જોતાંની સાથે લોકો " મહાત્મા ગાંધીની જય " "સુજનભાઇ જય' " હીંદમાતાની જય " વગેરે જયો બોલવવા મંડી પડે છે.

સુજનભાઇ દુબળા અને શામળા દેખાય છે. એમની આંખો અસ્થિર બનેલી લાગે છે. એમને આ બધા લોકોને એકઠા થએલા જોઇ ખાસ આનંદ થતો લાગતો નથી. સુનંદા સસ્મિત મુખે સૌનું સ્વાગત ઝીલે છે અને ચારે બાજુ જોતાં મીઠું હસે છે. બધાં ઓટલે ચઢે છે.]

લોકો : સુજનભાઈની જય, મહાત્મા ગાંધીની જય, અસહકારની જય.

કેટલાક જણ : ( મોટેથી ) સુજનભાઇ ! અમને કૈં સંદેશો આપો. અમને દેશભકિતના પાઠ શીખવો.

સુજનભાઇ : ( પાછા ફરી કંટાળેલા જેવું હસે છે. ) ભાઇઓ ! આ ક્ષણે એક શબ્દ બોલવો સુઝતો નથી. અને તેથી હું કૈં બોલવા જઇશ તો એવું બોલાશે કે તમને ગમશે નહીં. (લોકોમાં ગણગણાટ પ્રસરે છે. )

સુનંદા : ( તક સંભાળતાં મીઠું હસી ચારે તરફ જુએ છે. ) ભાઇઓ ! અત્યારે એ બહુ થાકી ગયા છે. ને જેલનો અનુભવ તો એમના મુખ પર લખાએલાજ છે. તમારે જો દેશભક્તિ શીખવી હોય તો ઠાલી શબ્દોમાં ન રાચો; કૃત્યોથી શીખો. (સુજનભાઇનો હાથ પકડી ઘરમાં લઇ જાય છે ને પાટે બેસાડે છે. પાછળ છોકરાંઓ આવે છે ને સુજનભાઇની આસપાસ વીંટળાય છે. સુજનભાઇ એક પછી એક સૌને પાસે બોલાવી વાંસે હાથ ફેરવે છે. થોડાક કુતુહલપ્રિયો શીવાય લોકો ધીરે ધીરે વીખરાવા માંડે છે.)

સુજનભાઇ : (સુવાસને પાસે લઈ લહાલ કરતાં) કેમ સુવાસ ! તું તો આ વર્ષ દહાડામાં કેટલી મોટી થઇ ગઈ ? મારી ગેરહાજરીમાં બાને દુઃખ દીધું હતું કે ? (સુવાસ શરમાઇ નીચું જુએ છે.) ડાહી દીકરી છે. બહેન ! શાળામાં જાય છે કે ?

સુનંદા : (વચમાં) હા, તેમાં એને કૈં પુછવું પડે ? શાળામાં એનો આંકડો તો પહેલો ને પહેલોજ છે.

સુજનભાઇ : કેમ કાંતુ ! તું શું કરે છે ?

કાંતુ : સુજનભાઈ ! હું બી. એ. ઓનર્સ પાસ થયો ને લૉ-કલાસમાં જોડાયો છું.

સુજનભાઇ : ઠીક કીધું. ને સુદર્શન તું !

સુદર્શન : (શરમાઇને નીચે જુએ છે. ) હું વિનીત થયો સુજનભાઇ !

સુજનભાઇ : ચાલો સારું થયું. તમારા બધાનું ભણવાનું બગડશે તેની મને રોજ ચિંતા થયાં કરતી.

સુનંદા : નાં ના, તમે જેલમાં ગયા ત્યારથી અમે આ ઘરમાં રહ્યાં છીએ ને છોકરાં

નિયમિત જાણે છે. પણ વર્ષે તો ગામેગામ ભાષણો કરવામાં ને ફરવામાં ગયું તેમાં પડ્યું.

કાંતુ : સુજનભાઈ ! તમે મેં કોલેજ ન છોડી તેથી ગુસ્સે થયા હો તો માફી માગું છું.

સુજનભાઈ : (ઘરમાં ચારે તરફ નજર નાંખતાં નાંખતાં કંપવાટથી) ના, ના. હું ગુસ્સે શા માટે થાઉં ?

કાંતુ : હું પ્રમાણિકપણે માનતો કે કોલેજ છોડવામાં .....

સુજનભાઈ : (આગળ વાત ચલાવવાને નાખુશ) હા, હું જાણું છું.

સુનંદા : છોકરાંઓ ! હવે તમે મેડીએ જાઓ તો. સુજનભાઈ થાકી ગયા છે. (સુજનભાઈને) હું તમારે માટે દૂધ લાવું ! (સુજનભાઈએ બરાબર ભાવથી ન બોલાવ્યાથી નિરાશ થએલાં છોકરાંઓ ચાલી જાય છે.) તમે કેમ આમ થઈ ગયા છો ? શરીરને સુખ નથી ?

સુજનભાઈ : ના રે ના ! એવું કશું નથી. માત્ર મારું ચિત્ત ચકડોળે ચડ્યું છે.

સુનંદા : (ઉંડીને બેઠાની દૃષ્ટિએથી ભમતાં ઓરડા ઘરનાં બારણાં પાસે આવે છે.) નાથ ! એવું શું છે ? મને નહીં કહો ? (સુજનભાઈનું માથું બે હાથમાં લઈ દાબે છે.) જુઓ, તમારું માથું તો અંગારા જેવું ધીખી રહ્યું છે.

સુજનભાઈ : (સુનંદાના બંને હાથ પોતાના હાથમાં લઈ દાબે છે) દેવી ! જ્યારે જ્યારે મેં તમારું કહ્યું માન્યું નથી, ત્યારે ત્યારે દરેક વખતે મેં ખતા ખાધી છે. ને આ વખતે પણ એમજ.

સુનંદા : નાથ ! અત્યારે આ પળે તમે આવું બોલો છો ? તમારા એકના આત્મભોગે દેશમાં આજ આટલા જણને જગાડ્યા છે તે વખતે મારા નિર્બળ શબ્દો મને યાદ દેવડાવો છો ? (પાટ પર પાસે બેસે છે)

સુજનભાઈ : ના, સુનંદા, તમે ઉંધુ સમજ્યા છો. મને મારા કર્મની નિષ્ફળતા જેટલી આ પળે સાલે છે એટલી બીજી કોઈ વાર સાલી નથી. મેં જેલમાં આજે વર્ષ દિવસ થયાં આ શીવાય બીજો વિચારજ કર્યો નથી.

સુનંદા : (હેતથી) શો વિચાર કર્યો નાથ ?

સુજનભાઈ : કે એક સમુદ્રની ભરતી જેવા અસ્થિર જુવાળમાં મારું ને મારાંનું જીવન મેં નષ્ટ કર્યું.

સુનંદા : (ઘણા દિવસનો ન ઉચ્ચારેલો પ્રિય નામોચ્ચાર અદ્ભુત રીતે ઉચ્ચારતી) સુજન ! આ બોલો તમારા મુખમાં શોભે ?

સુજનભાઈ : (ખેદથી) સુનંદા ! તમે મને એનો એ ધારતાં હશો પણ હું બહુ બદલાઈ ગયો છું દેવી !

સુનંદા : નાથ ! તમે બદલાઓ તે પહેલાં તો મારે મન આખી દુનીઆ બદલાઈ જાય, ખબર છે ?

સુજનભાઈ : (અકળાઈને) દેવી ! આટલો વિશ્વાસ તમે મારામાં શું કામ મુકો છો ? હું તો મુર્ખોની પરંપરા કરવાને સરજાયો છું ને કર્યેજ જાઉં છું. સૌથી મોટી, ન કરે એવી ભુલ તે આ. એ ભુલમાં મેં તમને, છોકરાંને, મારી જાતને સૌને હોમ્યાં, ને ફળ શું આવ્યું ? અત્યારે આસહકાર તો લગભગ ભૂતકાળના ઇતિહાસરૂપ થઈ ગયો છે. લોકોનો અનિશ્ચિત

ાન નથી આત્મભોગ આપવાને તૈયાર, નથી એમની કાયરતા કાઢવાને તૈયાર ને નથી સ્વરાજ્ય લેવાને તૈયાર. આખા દેશમાં હજુ સ્વાતંત્ર્યની ધુન ખરી કોઇને લાગીજ નથી. માત્ર તાત્કાલિક ધુનમાં લોકો થોડી વાર ગાંડાં થાય તેમ થયાં ને તેથી ભરમાઈ, દુધના ઉભરા જેવી આ ખોટી જાગ્રતિને ખરી જાગ્રતિ ગણી મારા જેવા થોડાક મૂર્ખાઓ હોમાયા. લોકોએ થોડી વાર તાળીઓ પાડી, એમનાં નામોની જય બોલાવી ને પછી એમનાં નામનિશાન સુદ્ધાંને ભુલી ગયાં, ને દેશને કશો ફાયદો કર્યા વગર એવા આત્મભોગો અફળ-વ્યર્થ ગયા.

સુનંદા: (શાંતિથી) એમ તમે માનો છો એજ તમારી ભુલ છે.

સુજનભાઈ: (ચકિત થઇને) કેમ? (થોડીક વારે) સુનંદા તમને એમ નથી લાગતું કે આવાં નિરર્થક આત્મભોગના ખાડામાં મારી જાત ઉપરાંત મારે આશરે પડેલાંઓને હોમવાનો મને શો હક્ક હતો?

સુનંદા: મને તમે સામટા પ્રશ્નો પુછો નહીં. પહેલાં તો તમે એમ માનો છો કે આ આત્મભોગો નિરર્થક ગયા છે એ તમારી માન્યતાજ ખોટી છે. (વધારે મૃદુતાથી) નાથ! કોઈ દેશ કે રાષ્ટ્ર આવા આત્મભોગોને પાયામાં પુર્યા વિના સજીવન થયું છે? ને કેમ જાણ્યું કે તમે આથી છોકરાંઓનું હિત બગાડ્યું છે? કાંતુએ તો પોતાની જાતે પોતાનો રસ્તો શોધી લીધો છે ને: સુદર્શનમાં તો તમે મહાન દેશભક્ત થવાનાં બીજ આજથી રોપ્યાં છે. એક પણ આવો છોકરો દેશમાં વધે એ દેશને લાભ કે હાનિ? ને સુવાસની ફીકર તમે શા માટે કરો છો? એ તો અમલદારની દીકરી તરીકે સારે સાસરે જાત, ને દેશભક્તની પુત્રી થતાં એનું સારું સાસરું કે જતું રહેવાનું નથી. દેવેંદ્રપ્રસાદને ત્યાં તો તમારા છુટવાની વાટજ જુએ છે. અમલદાર હોત તોએ સુવાસને એથી સારું બીજું આપણે શું અપાવવાનાં હતાં?

સુજનભાઇ: (અજાયબીથી) સુનંદા! તમે મને ખુબ બદલાઇ ગએલાં લાગો છો.

સુનંદા: (મીઠાશથી) ખરે?

સુજનભાઈ: જ્યારે હું અમલદારી છોડતો હતો ત્યારે ના કહેનાર તમે, ને હવે અસહકાર છોડવા ઇચ્છું તોએ ના કહેનાર તમેજ!

સુનંદા: (ગંભીરતાથી) નાથ! ત્યારે સમય જુદો હતો. તમે અમલદારી છોડી ન હોત તો હું જન્મભર અમલદારની પત્ની થઇને રહેત, પણ હવે દેશભક્તની પત્નીનું એથીએ ઉચું સ્થાન પામ્યા પછી તે છોડું એવી હું મૂર્ખ નથી.

સુજનભાઈ: (અકળામણથી) સુનંદા! તમને થયું છે શું? મેં આજે બાર બાર મહીનાથી જે વિચારો કર્યા તેને તમે સાંભળતાંએ નથી. ને પહેલેથી દેશભક્તની પત્ની થવાનું જાણે 'પણ' લઈ બેઠાં છો! દેશનો કંઇ અર્થ સરતો હોય તો તો ખરી વાત, પણ વિના કારણે આવા ભીખારી જેવા જન્મારો જીવવું તેનો શો અર્થ?

સુનંદા: (જરા સખતાઇથી) સુજનભાઈ! તમારા જેવા એક પાછા ફરે તેની અસર આખી

અસહકારની હીલચાલ પર થાય તે વાત તમે ભુલી ગયો છો.

સુજનભાઈ : અસર ! અસર ! તમે એમ માનો છો કે બધા અસહકારીઓ સત્યવાદી છે ? શું અત્યાર સુધી બધા શાળાના, કોર્ટના, ધારાસભાના બહિષ્કારને વળગી રહ્યા છે ? દાસ ને નહેરુ ધારાસભા શોધે, વલ્લભભાઈ મ્યુનીસીપાલીટી કબજે કરે, હજારો સત્યાગ્રહીઓ કોર્ટોમાં દાવા નોંધાવે ને સરકારી શાળાઓ પાછી ભર ચક થઈ જાય એ શું બહિષ્કારના લક્ષણો છે ? દરેક આ હીલચાલની નિષ્ફળતા સમજી ગયા છે, અથવા પોતાને ન ફાવે તેમ હોવાથી નિષ્ફળ બનાવવા મથી રહ્યા છે.

સુનંદા : (નિશ્ચયથી) પણ નાથ ! હું તમને તેમ નહીં કરવા દઉં.

સુજનભાઈ : (સમજાવટથી) દેવી ! તમે સમજતા નથી. હું આ બધું માત્ર સ્વાર્થ પુરતું નથી બોલતો. જખમો ને સાડ દવાડા સુધી રાત્રિ ને દિવસ જે વિચારો કર્યા તેના પરિણામે હું આ બોલું છું. આ હીલચાલનો બધો વેગજ કૃત્રિમ હતો, અને હુલ્લડખોરને માટે કોઈ જાદુગરે ઇંદ્રજાળ ખડું કર્યું હોય એવું બધું આ હતું તેથીજ જેટલા વેગથી એ પુર આવ્યું તેટલા વેગથી જતું રહ્યું.

સુનંદા : સુજન મારા ! તમને આ શોભે ? દેશની આણીને વખતે આપણા બધા વિચાર કરવાના ન હોય, એવું કહીને તો તમે બધાનો ત્યાગ કર્યો હતો.

સુજનભાઈ : સુનંદા ! તે વખતે હું આંધળો બન્યો હતો. મારી આંખો આખા દેશભરમાં આવેલી આંધીથી પુરાઈ ગઈ હતી. મને ખબર નહીં કે જેટલા કામના માણસો છે તેમને આ હીલચાલ નકામા કરી મુકનારી છે. જુઓ ખંડુભાઈ, જુઓ શંકરલાલ બેંકર, જુઓ આચાર્ય ગીડવાની ! એકે જેલમાંથી છુટયા પછી ક્યારનો બળવો શરુ કરી દીધો છે, બીજાનું ચાણાક્ય જેવું માનસ ખાદીના તારોમાં ગુંચવાઈ નકામું બની ગયું છે, અને ત્રીજાનું માનસિક પરિવર્તન કયા અટકશે તે કહેવાતું નથી. માત્ર જેલની વાત નથી. જેલની બહાર પણ દેવી ! જે શુદ્ધ, પ્રેમમય વાતાવરણમાં નહાવા અમે બધા પડયા હતા, ત્યાંના રાગ દ્વેષો અમારા બધા પર કેમ લેપાતા તે તમે કયાં નથી જાણતા !

સુનંદા : (પ્રેમથી) સુજન ! તમે અત્યારે થાકી ગયા છો અને જેલના કલુષિત એકાંતમાં રહી તમારા વિચારો બધા એકમાર્ગી થઈ ગયા છે. અત્યારે આ વાત જવા દો. હજુ ઘણા દિવસ વિચાર કરવાના છે.

સુજનભાઈ. (ગંભીર બની) તમે મને બાળક જેવો ગણી કાઢીને ફસાવો નહીં. સુનંદા ! કાં તો મારા અંતરના ગુંચવણો સમજો, કાં તો મને એકલાને એ ગુંચવણો નાખે માથું ફોડવા દો. મારું આખું જીવન અત્યારે જંગમાં પડયું છે તે પછી તમે આટલી શાંતિથી વાત કેમ કરી શકો છો ?

સુનંદા : (આ પ્રશ્નનો નીકાલ અત્યારે કરેજ આરો છે એવું સમજે છે. એનું આખું

વલણ બદલાય છે અને હવે તે વધારે દૃઢતાથી બોલે છે.) સુજન! તમે આટલાં બધાં કારણો આપ્યાં. તમે મને એવું મનાવવા મથો છો કે તમે બધું અમારે માટે કરો છો. પણ ખરું કહું તો, માફ કરજો, તમે બધું છોડતી વખતે કે આ નવા વિચારો જેલમાં કરતી વખતે મારો કે છોકરાંઓનો રજ માત્ર વિચાર કર્યો નથી.

સુજન: (ચમકીને) કેમ?

સુનંદા: તમારે અત્યારે સત્ય જોઇએ છે. અને એ કડવું સત્ય હું આજે પહેલવહેલું સંભળાવું છું. પરમાર્થના બધા આડંબર નીચે તમે સ્વાર્થ શીવાય કૈં પોષ્યું નથી.

(સુજનભાઇ સમજણ ન પડતી હોય એમ નિ:શબ્દ બની જોયા કરે છે.)

તમે અમલદારી છોડી તે વખતે તમે મારો કે છોકરાંઓનો વિચાર કરી અટક્યા નહીં, પણ આખા દેશના વિચારને નામે, નાના બાળકને એક નવા રમકડાનો મોહ લાગે, તેમ તમે સ્વદેશભક્તિને રમકડે રમવા ગયા. હવે પાછા ફરવાનો વિચાર કરો છો, તે પણ અમારે ખાતર નહીં, પણ તમને એ રમકડાનો કંટાળો આવ્યો છે અને પાછી અમલદારીની સાહ્યબી તમારે જોઇએ છે તેટલા માટે.

સુજનભાઈ: (અકળામણથી) સુનંદા! સુનંદા! તમે...

સુનંદા: (વચ્ચેથી અટકાવીને) સત્ય કડવું લાગે તેથી આટલા અકળાઇ નહીં જાઓ. તમારે ગુંચવણનો ઉકેલ જોઇએ છે; મને પણ લાગે છે કે જેટલો વહેલો એ ઉકેલ થાય તેટલું વધારે સારું. તમે કરોડો નિરાધાર સ્ત્રી બાળકોના દુ:ખના વિચારે અમારી ચિંતા ઇશ્વરને સોંપી તેમની વહારે ધાયા, હવે અમારી ખાતર એ કરોડો સ્ત્રી બાળકોને રઝળતાં મુકશો? તમે છોડયું ત્યારે અમારે ખાતર નહીં, હવે અમારે બહાને પાછા ફરવાનો વિચાર કેમ કરો છો?

સુજનભાઈ; (શું બોલવું તે સુઝતું નથી.) પણ સુનંદા! તમે મને પુરું સમજ્યાંજ નથી.

સુનંદા: (સ્વરમાંથી સખ્તાઇ ઓછી કરે છે.) ના, નાથ! હું તમને પુરેપુરી સમજી છું. પણ તમે માનતા હો કે તમે એક ભુલ કરી છે તો હું તમને બીજી ભુલ કરવા નહીં દઉં. (અત્યંત મૃદુતાથી) નાથ! મારાં છોકરાં દેશદ્રોહીનાં કહેવાય? હું કાયરની પત્ની ગણાઉં! અત્યાર સુધી છોકરાં તમને દેવ જેવા ગણતાં આવ્યાં છે. તેમની આદર્શમૂર્તિ તમે ભાંગી નાંખશો? (આંખમાં આંસુ સાથે) તમે અમારા માટે પાછા ફરવાનું કહો છો અને હું તમને અમારા માટેજ રહેવાનું કહું છું.

સુજનભાઈ: (ગળામાં ડુમો ભરાય છે. સુનંદાના બને હાથ પકડે છે.) સુનંદા! દેવી! મારા જેવા કર્તવ્યપથ ભુલેલાનો ઉદ્ધાર તમારાજ હાથમાં છે.

સુનંદા: મારા નાથ!

(ઉમળકાના આવેશમાં ફરી જુવાની જેવું કૈં થઇ જાય છે.)

[પડદો પડે છે.]

# યાચના.

લેખક:
રા. ચન્દ્રવદન મહેતા.

---

દયા-સહજ રે દયા-જરી દયા, વિલો વાંછના,
નથી દિલ દ્રવ્યું, નથી અવરના ઉંડા દુઃખની.

ફરી મન વિચારણા-અહહ સ્વાર્થ સૂકો બની,
નથી કર ધર્યો, નથી દુઃખ ચુમ્યા, નથી સાંત્વના.

દઈ દુખિત દારવા નથી સુણીય વિજ્ઞાપના,
મર્યો દિલ તુટેલ હું મુજ ઉર પડયા ઘા તણી.

સદા ગણુતરી મહીં-દડ દડેલ સૌ ,આંસુની,
છતાં તુજ દયા તણી અધિક હું કરૂં યાચના.

મને-મુજ શરીરને, હૃદયમાં રહ્યા ભાવને,
ભલે મસળ, ચાંપ, ચીર, કર રાખ સર્વે તણું.

રહ્યું કંઈક સત્વ જો કઈક કોકના લાભનું,
દઈ ઝટ ઉગાર કો, કદી ખપે કંઈ જો તને.

લઈ ઉગાર તુંય હોય નહીં આપવા જો દયા,
સજીવન થશે બધાં જીવન મ્હારાં જે વહ્યાં.

---

"ઠીક ઠીક પણ હવે ત્યાં મનને જરા ખુશાલ રાખજો ને વાંચવા વિચારવાનું લગભગ માંડી વાળજો તમને 'ચેન્જ'ની અગત તો છે જ."

"હા, ચેન્જ તો હવે થવાનોજ !......... ડાક્ટર હું પરણવા માગું છું."

છોટુભા ચમકયા—લગાર પોતાની બેઠકથી ઊછળ્યા: આ તો કદી માની ન શકાય એવી વાત ! "એ તમે શું કહો છો ? નહીં નહીં ને પરણવા નીકળ્યા ત્યારે હમણા ?" અજાયેબી અને નારાજીનું ભેગુ દર્શન ડાક્ટરે કરાવ્યું.

"ખરૂ કહું છુ, મેં નક્કી વિચાર રાખ્યો છે" ગાંધીએ શાન્ત પણ સ્પષ્ટ ખાત્રી આપી.

"અરે પણ આ ઉમ્મરે ! શાને ખાતર ?"

"અંતઃકરણને ખાતર ! ડાક્ટર, સત્ય માનશો અંતઃકરણને ખાતર." નહીં કહેવા ઇચ્છ્યું હોય છતાં બોલાઈ જવાયું હોય એમ વેગવંત ગળગળતો ઉત્તર શાવક ગાંધીના મુખેથી સરકી પડયો.

પુરાણો પાડોશી ખરેજ દુઃખી છે ને એનો ભેદ હમણા જાહેર થશે એમ વર્તી જઇ એક મોટો ભાઈ સગા નાના ભાઇને લાગણી પૂર્વક આશ્વાસન આપી જેમ સમજાવે તેમ ગાંધાનો હાથ પોતાના હસ્તમાં મમતાભેર પકડી ડાક્ટરે વખતસર પુછ્યું. "ભાઈ ગાંધી ! મને નહીં કહો, તમારું દુઃખ શું છે ? આ અંતઃકરણની શી વાત છે ?"

ડાક્ટરની સત્તાવાન સહૃદયતા ફાવી કે પછી ભેદની બારી ખુલ્લી થવાની ચોક્કસ ઘડી નિર્માણજ થઈ ચુકેલી, એટલે જેમ કોઈ શાંત વહેતી નદી એકા એક પોતાનો પુરાણો વેગપૂર્ણ માર્ગ બદલી નાંખે તેમ શાવક ગાંધીનું દાહેકાઓ જુનું મૌન અને મનોવૃત્તિ જોત જોતામાં પલટાયાં. સેંકડો ગાઉનું લાંબુ અંતર ભેદીને એની દષ્ટિ હવે દૂર દૂર જોતી કોઇ વર્ષો અગાઉનું ભૂતકાળ વાંચતી હોય એવી દેખાઈ થોડી વાર પછી એજ સ્થિતિમાં એણે શરુ કર્યું. "ડાક્ટર, ગઈ રાતથી મારા પર અંતઃકરણનું જોર વિશેષ છે ન સહેવાય એવું વિશેષ છે. જગતમાં ઘણાકે હૃદયના 'રોગી હોય' છે. હું અંતઃકરણનો 'દર્દી છું." (જરાં થોભીને) "વીશ વર્ષ આગળજ અપાએલું એક વણપાળ્યુ વચન મને હવે આકરી શિક્ષા કરી રહ્યું છે. સાધારણે હું હંમેશાં વચન પાળનારો ગણાયો છું; પણ જે એક પ્રતિજ્ઞા મેં સોગંદ પૂર્વક લીધેલી અને જે મેં નહીં પાળી તેનું ફળ આજે હું ભોગવી રહ્યો છું. મારી નલાયક ચાલની ખરી ગંભીરાઇ દર દિવસે મને વધુ ને વધુજ સમજાતી જાય છે. ધીમે ધીમે એ મને ગુપચુપ કચરીજ નાંખે છે. ડાક્ટર ! હું કેવી વ્યથા ભોગવું છું, તે તમે જાણો છો ? શું ખ્યાલ આપું ! સમજો કે: જવાબ આપ્યા વિનાનો એક ઘણોજ અગત્યનો કાગળ લાંબા સમયથી 'ઢીલ મા' કર' એવી ચાલુ ફરીઆદ અંતરમાં ઉઠાવી રહ્યો હોય, અથવા રાત્રીએ જ્યારે ઘરની કોઈ બારી બંધ કર્યા વિના ઉઘાડી રહી ગઇ હોય, અથવા જ્યારે પાણીનો નળ એક સુરો કર્કશ અવાજ કાઢતો જેમનો તેમ ઉઘાડો રહી ગયો હોય ત્યારે અર્ધું સૂતેલું ભાન

ઝગી—સળગી—મારું ને તેનું સુખ બાળી ચાલી ગઈ—ગઇ તે ગઇજ.

"કદાચ હવે એકાંતવાસ ત્રાસ આપતો હોય? તેમ નહીં તો સુખે દુઃખે કોઇ સંભાળી લે એવી જરુર જણાતી હોય?" ગાંધીની ગુપ્ત ઉર્મિ જાણી લેવાનો ડાકટરે વધુ પ્રયાસ આદર્યો.

"ના, એમ પણ નથી. જો સંગત ગમતી હોય અને સારવારની અગત રહેતી હોય તો તે ખરીદવા જેટલી શકિત મારી પાસે છે."

"ઠેક હૈયાંને આશ્વાસન!"

"વાંચન એજ મારું આશ્વાસન!"

આથી વિશેષ પરીક્ષાની હવે અગત્યજ નથી એ છોટુભા પંડયાએ જોઇ લીધું. પાડોશીની વાણી અને નેત્રોમાં તેમણે ખુલી પ્રમાણિકતા વાંચી. તેઓ જરીક શરમાયા. "મને માફ કરશો. તમારી નિષ્કપટતા ખુલી જણાઇ આવે છે, પણ તમે જે પગલું ભરવા માગો છો, તે મને પસંદ નથી. જુની વાતને જગાડવામાં શો સાર! ભૂતકાળ સુધરે નહીં ને છેડાય તો ભારે પડે એમાં શો ફાયદો? વળી ઘણુંજ મોડું થયું લાગે છે, તથા એ સ્ત્રી તમને ફરી સ્વીકારે કે નહીં તે શકની વાત છે. મારી સલાહ માનો તો કોઇ બીજી રીતે—ગમે તો તમારી દોલત થોડી ઘણી એના નામ પર કરીને તમે તમારા અંતઃકરણને સંતોષ આપી શકો છો."

"ડાકટર, તમે હજી સમજતા નથી. કલંકિત ભૂતકાળ પૈસાથી પવિત્ર બનાવી શકાય નહીં. મેં એને પૈસાદાર બનાવવાનું વચન નહોતું આપેલું—પરણવાનું વચન આપેલું."

"હું તે સમજું છું, પણ સાદી સમજ મને ના કહે છે. માંડીવાળો તો સારું. સધળું બનાવવાનો સમય ચાલ્યો ગયો છે."

"ના ડાકટર હવે આમને આમ મારાથી નહીં રહેવાય. હવે તો જે થાય તે ખરું! ભલાં કામમાં ઢીલ કેવી! મારો હેતુ સાફ છે વિચાર ચોકસ છે. ને ખુદા મને મદદ કરશે."

ડાકટર ઝટાક દેતા ખુરશીએથી ઉઠયા સદર પરવાનગી આપી દેતા હોય એમ ખુબજ શુભેચ્છાપૂર્વક બોલી ઉઠયા "જાઓ બાપુ જાઓ ત્યારે! એને ખોળી કાઢો ને પરણી જાઓ! ખુદા તમને સુખી રાખે! તમારા અંતરનું કોઇ પણ રીતે સમાધાન થાય તો બસ છે."

## (૨)

શાવક ગાંધી પૂનાના 'ગ્રાન્ડ હોટેલ' માં આવી ઉતર્યો. ત્યાંના પારસી મેનેજરથી પડપૂછ કરતાં જણાયું કે આલીબાઇ પટેલ નામની એક વિધવા ઘણાં ઘણાં વર્ષોથી 'કેમ્પ' મધ્યે 'સચ્ચાપીર સ્ટ્રીટ' માં પોતાની દીકરી સાથે રહે છે. હોટેલ રાખ્યું છે. પણ નામનું છે. મુખ્ય કરીને પારસી ઘરોમાં ભાણાં પૂરાં પાડી તે પોતાનો ગુજારો ચલાવે છે. દીકરીએ 'સીવવા વેતરવાનો વર્ગ' ત્યાંજ ખોલ્યો છે, જેમાંથી પણ સાધારણે ઠીક કમાઈ નીકળી આવે છે. છોકરી ખૂબસુરત છે. કેળવાએલી છે—કળાવાળી છે—સારા ગુણ ધરાવે છે. સંસાર ગરીબ હોવા છતાં મા દીકરી મહેનતુ છે. આખો દિવસ ખૂબ ઉદ્યોગી રહે છે ને આબરુ દરકારે શાંતિમાં દહાડા કાઢે છે. મળતાવડો આનંદી સ્વભાવ રાખે છે, સુખે દુઃખે સૌ કોઇને કામે લાગે છે.

જે બની ગયું તે પછી તમે મને જોવા નહીં માગો; એ હું સમજી શકું છું."

"તમે શું સમજી શકો છો તે સમજવાની મને જરૂર નથી. મહેરબાની કરી જે થઇ ગયું તેની વાત મારી આગળ કાઢશો નહીં મને એક વિધવાજ માની લેજો."

"પણ ખચીત આલુ, તું કૈં વિધવા નથી!"

"ખરેખર તો નહીંજ, પણ દુનીઆ મને વિધવા ગણે છે, મારી દીકરી પણ એમજ સમજે છે."

"હા, આપણાં એ નિર્દોષ વહાલાં બચ્ચાંને તેની........

"શાવકશાહ, ફરીથી કહું છું. આગલી વાતનો એક શબ્દ પણ સાંભળવા હું રાજી નથી." આલાંએ તેને અધવચેજ અટકાવ્યો.

બાપડો ગાંધી! કેવી એની કફોડી સ્થિતિ! જુનું બોલવાની એને મનાઇ નવું શું બોલવું તે એને સુઝે નહીં. તે ચૂપજ થઈ ગયો, પછી ઉઠયો. "ઠીક, ત્યારે હું જાઉં છું. હું તમને નાહક રોકતો હોઉં એમ લાગે છે, પુનાં છોડવાને હજી મને વાર છે. તમે કહો તો હું પાછો મળવા આવી જાઉં!"

"હા મરજી તમારી." ના જેવી હા નો ધીમો ઉત્તર મળ્યો.

શાવક ગાંધી નિરાશ થઇ પાછો ફર્યો હવે શું કરવું? બુદ્ધિ કહેવા લાગીઃ જા, પાછો જા મુંબઇ. અંતઃકરણ હઠ લઇ બેઠું, ના ફરી કોશિષ કર.

વચમાં એકાદ દિવસ જવા દઈ એણે પાછી મુલાકાત શરૂ કરી-ઉપરા ઉપરી બે ચાર વેળા ઉપલક વાતચીતનો વહેવાર બાંધ્યા પછી તેણે ફરી વાત છેડી. "આલુ, હું ખુલ્લું કહું? શા માટે હું અહીં આવ્યો છું?"

"કહેવાની કૈં જરુર છે?"

"હા" હાહેકાઓથી રઠી રહેલું અંતઃકરણ ઉઘડવા મંડયું. તેના અવાજમાં દયા ભરી હતી "આલુ મેં તને પરણવાનું વચન આપેલુ વીશ વર્ષનું એ જુનું વચન હું પાળવા માંગુ છું. તેનેજ માટે હું અહીં આવ્યો છું. ખુદા, મને મારી બેદરકારી અને નાલાયકી માફ કરે, ને તું પણ મને માફ કરે, એજ હું માંગી રહ્યો છું."

કેવી વિચિત્ર માગણી! અને તે પણ વર્ષો પછી? આલા પટેલ એ સાંભળતે અજબ થઇ ગઇ-દેખતાઇ ગઈ. પણ પળ એકમાં એ ભાવ દબાયો-ચહેરા પર વિશેષ ગંભીરતા છવાઇ. નાખુશીની છાંટ તેમાં પ્રકટ દેખાઇ. "ઓ! જવા દો એ વાતજ જવા દો! શાવકશાહ! ભંગાયું હવે નહીં સંધાય—બગડયું તે નહીં સુધરે. ખરી વખતે સંસારસુખ ચુકી તો હવખતે હું શું સુખી થવાની! ભુલી જાઓ એ ખ્યાલ જુનામાંથી નવું બનાવવા જતાં ઉલટું નવેસરથી ખમવાનું થસે. અમો મા દીકરી પુરતું કમાઇએ છીએ. મને કશાની અગત્ય નથી. આટલાં વર્ષો પછી-આ ઉમ્મરે તમને એ શું સુઝ પડયું?"

"આલુ, હું તને પરણવા માગું છું. કોઇ ગુસ્સાને વશ થઇને નહીં—ફક્ત વચનને ખાતર મારું અંતઃકરણ મને છોડતું નથી. મોડું થયું છે છતાં મરતા પહેલાં વચન પાળ્યોંજ જોવા માગું છું. મારી ખાત્રી છે કે પરણ્યા પછી આપણે એકકને ખરેખર ચાહી શકીશું." ગાંધીએ પોતાની માગણી ચાલુ રાખી.

"મી. ગાંધી તમારી સારી નિષ્ઠા હું સમજી શકું છું. પણ તમારા અંતઃકરણને રાહત આપવા મારી હાલત બદલવા હું ખુશી નથી. હું ગરીબ છું, પણ મને અહીં કોઇ દુઃખ નથી, મારી પાસે કોઇ એવો પૈસો નથી છતાં મારું નામ અહીં જાણીતું અને આબરૂદાર છે. મારાથી બનતી હું કોઈ કોઇની સેવા કરું છું. માન તથા પ્રીતિ તેના બદલામાં મને મળી રહે છે, મારી ફેની પણ અહીં એક સારે ઠેકાણે મેળવાઈ જાય એમ લગભગ નક્કી છે, છોકરો મજાનો ખાનદાની છે. તે ઘણો લાયક અમીર નીવડશે તેની મને ખાત્રી છે, તો પછી હવે શું કામ હું મારી જીંદગી બદલું ?"

"વારુ, આલુ! ફેની ખરી વાત જાણે છે?"

"ઓ નહિં! જરાપણ નહીં. એ ફક્ત એટલું જ જાણે છે કે એનો બાપ હસ્તિમાં નથી. આ દુનિઆમાં નથી." દર્દભર્યો નિશ્વાસ મુશ્કેલીથી રોકતી એ બોલી.

"અરેરે!—પણ એજ ઠીક છે આલુ! હું નહીં તો એ છોકરીની ખાતર આપણે એક થવું જોઇએ! તેમ નહીં તો, પ્રામાણિક માણસો લેખે પણ આપણે પરણી જવું જોઇએ. આલો વિચાર કર, અહીં ઓળખનો સવાલ છે." તે કરગર્યો. શાલકની આ દલીલમાં બેનઠી સચ્ચાઇ હતી. સન્માન વિચારની અને દીલની. આલા પરેરા તે જોઇ શકી.

"એ વાતનો મને વિચાર આવેલો—તમારા કહેવા આગમ જ આવેલો." એ ધુન બોલી ઉઠી. "પણ બધું જોતાં હવે આબરૂને પાછી બોલાવવા કરતાં નહીં બોલાવવામાં જ હું ફાયદો જોઉં છું. શરૂઆતમાં, વખતસર હું તમને પરણવાને ખુશી હતે, હવે નહીં."

"આલુ! મને માફ કર! જુની વાતને દાહડા વહી ગયા એટલી સખત ના થા! ખુદા ખાતર મોડેથી પણ સુધરવાના મારા ભલા કામમાં મને મદદ કર! હાથ જોડી એટલું માગી લઉ છુ! એકદમ શું કામ ના કહે છે? બે ચાર દહાડા રોકીને વિચારીને જવાબ આપજે." કરુણ અવાજે આલુબીની આગળ ગાંધીએ આજીજી કીધી-દયાની ભીખ માગી લીધી.

કાળી સાડીમાં સામે બેઠેલી ગંભીર મુખ-મુદ્રાવાળી સ્ત્રીએ એ આંસુ ભર્યાં—એ આજીજી સાંભળી, પણ તેના હૈયામાં પેસી ન શક્યાં. તેના બીડેલા હોઠોએ અને ગંભીર સ્વસ્થતાએ જણાવી દીધું કે મુલાકાત ખતમ થઇ છે. બીની નિશ્ચળતા વંચાઇ ગઇ. એ લાચાર બન્યો—રડતે હૈયે ત્યાંથી પાછો ફર્યો.

ભાળે નહીં પણ બેફામ બનાવે એવી એ નિરાશા હતી—હૈયું રડે નહિ પણ આમ હાલ સતું થઇ જાય એવો એ ફટકો હતો. એની અસર હેઠળ લાવક ગાંધીને સુઝ ન પડી, કે અહીં રહેવું વા પાછા ફરવું. અહીં રહેવામાં

મુતલગ સાર નહોતો—પાછા ફરવામાં પણ ક્યાં મોજ હતી ! મુંબઇનો મિત્ર સમો મળીઓ પણ હવે તો કરડવાજ આવે ! આશા ભંગ બનેલો એ હવે ખરે જ મુંઝાયો. અસ્થિરતાએ એના મનને ઘેર્યું. ચાર દિવસ સુધી એ અસ્થિરતા લંબાઇ ને ચાર દિવસ સુધી "ગ્રાન્ડ હોટેલ"નો એ કેદી બની રહ્યો. નવો ઉતારુ ક્યાંઈ પણ બહાર જતો નથી, આખો દિ લગભગ બંધ બારણે ઓરડામાં ભરાઇ બેસે છે, એની નવાઈ સૌ કોઇને થવા લાગી. મેનેજર પણ "સાહેબની તબિયત ઠીક નથી શું ?' એમ પુછ દરરોજ ચલાવે. શાવક ગાંધીએ જોયું આ સ્થિતિ હવે વધુ લંબાવવામાં કાંઇએ હાથ આવે એમ નથી, એટલે તેજ સાંજે ત્રણ વાગતાં જ મુંબઈ જતી ગાડી પકડવાનો નકકી વિચાર કર્યો. જરૂર જોગી તૈયારી કરી સ્ટેશને પહોંચવા 'ટેકસી'એ બોલાવી; પણ ટેકસી બોલાવનાર ચાકરે તે બદલે એના હાથમાં એક ચીઠ્ઠી મેલી દીધી: " સાહેબ ! 'પેલેસ હોટેલ' માંથી એક છોકરો હમણાંજ તમારા નામની આ ચીઠ્ઠી આપી ગયો છે. કહ્યું છે કે જવાબની જરૂર નથી." નોકર ગયો. વિસ્મય અને વમાસણથી ધડકતે હૈયે ગાંધીએ ચીઠ્ઠી વાંચી:

શાવકભાઇ,

વિચાર બદલ્યો છે. તમારી માગણી કબુલ છે. સાંજે જરૂર મળી જજો.

આલાં.

લાંબા સમયથી સતાવી રહેલા કોઇ અતિ દુઃખદાયક હઠીલા ગંદા ગડમાંથી રોગી વસ્તુ નીકળી જતાં દર્દીને પળ એકમાં જે અવર્ણનીય આરામ અને સુખની એકદમ થતી લહેર ઉપજે તેવો મીઠો શાંતિદાયક સુમધુર અનુભવ શાવક ગાંધીને આ ચીઠ્ઠી વાંચ્યા બાદ થયો. કેવું નહીં ધારેલું ! કેટલું નવાઇ જેવું ! પળભર તો ગાંધી પોતાનું ભાન જ ભુલી બેઠો. એ સ્વપ્ન કે સત્ય ? ઘડીઓ પછી તેને ખરી સ્થિતિનું ભાન થયું. એમ થતાં જ તેને લાગ્યું કે અંતઃકરણ ઉપરનો પેલો રાક્ષસી ભાર સદંતર ઉંચકાઇ ગયો છે—નવી આવેલી શાંતિ તેની રગેરગમાં ફરી વળે છે—ઢીલી થએલી નિસ્તેજ દેહમાં જુવાની પાછી પ્રવેશે છે. અને આજે દાહેકાઓ પછી એ પોતાની નજરમાં તેમજ પોતાના પેદા કરનારની નજરમાં નવેસરથી ઇંચેઇંચ ગૃહસ્થ બનેલો પોતાને જોઈ શકે છે. ભલા ભગવાન આ તારો કેવો આભાર ! સુખની અસર ઇશ્વર સ્તુતિને ઘસડી લાવે છે. શાવકના આભારી હૈયામાંથી પણ એજ રાગ નીકળ્યો: પરમકૃપાળુ અંતે પ્રસન્ન થયો—ઇશ્વરે તેના હાલ પર દયા કીધી—પ્રભુએ એનો પશ્ચાતાપ સાંભળ્યો. અંતરજામીએ આસ્થા અને ધીરજનો મોડેથી પણ બદલો વાળ્યો ! ચાર દિવસ પહેલાં શી સ્થિતિ હતી ? આજે પળ એકમાં બધા રોગ, તાપ અને દુઃખ ચાલ્યાં ગયાં—નિરાશા આશામાં પલટાઇ—નકારવશ બનેલી સ્ત્રી પોતાની મેળે હા પાડતી તેને બોલાવતી થઈ—સર્વ શક્તિવાન સાહેબ શીવાય એ બધું કોણ કરી શકે ? માણસની સારી નિષ્ઠા તેણે ક્યારે લક્ષમાં નથી લીધી ! દુઃખી અંતરનો સાચો અવાજ તેણે ક્યારે નથી સાંભળ્યો ! એ હો ! દયાસાગરની દયા અપાર છે ! તેના ઉપકારોની તે કાંઇ હદ છે !

એણે પોતાનું સર્વ સુખ એક પોતાની દીકરી માંજ ભરી દીધું હતું. પુત્રી કાજે જીવતી એ તેની પર પ્રાણ પાથરતી. ફેની મનગમતા પુરુષથી પરણી સુખી થાય એજ એક ઇચ્છા અને આશા હવે તેને રહી હતી.

પણ નવલના પિતાને આ કાજ ગમતું ન હતું. એ પોતે પણ ગરીબ હતો. દીકરો શિક્ષકના બુખર્સીખ્યારુસ ધંધામાં જે કાંઇ કમાઈ લાવે તેના પર ગુજારો થતો; છતાં એ પારસીને પોતાના કુળ માટે જબરો ગર્વ હતો; અમારુ ખાનદાન ઘણુંજ ઉંચું અને મારા પુર્વજો આગળ બહુજ ખ્યાંકિત અને જાહોઝલાલ હતા, એ શીવાય કોઇ બીજી વાત એના મુખમાંથી ભાગ્યે નીકળતી. કુળગર્વની એ ઘેલછા આ પ્રેમી જોડાના સંબંધમાં આડખીલી સમ થઈ પડી. એક "ભઠીયારીની દીકરી" ને પોતાનો દીકરો પરણે એ ખ્યાલજ એને મન અસહ્ય હતો. આગ્રાંકિત પુત્રે પિતાને ઘણું એ સમજાવ્યું, ઘણીએ વીનવણી કીધી છેવટ પગે પણ લાગ્યો; પણ હઠીલો ડોસો એકનો બે ન થયો. અંતે મહીનાઓની ચાલુ સમજાવટ અને માથાકુટ પછી એકજ શર્તે ડોસાજી નમતુ મુકવા તૈયાર થયા; કે આલા પરેલે 'ભઠીયાર ખાણું' એકદમ કાઢી નાખવું ને ભાણા પુરા પાડવાનો હલકો ધંધો સત્વર ત્યજી દેવો.

એક પુરી આવકનું સાધન ચાલ્યુ જાય ઉપરાંત સ્વમાન પગે રોળાય એવી આ અવિચારી બાતકી શર્તથી આલાં પરેલનું અંતર સ્વાભાવિક ઘવાયું. તેણે આ 'અપમાન' સામે સખત વાંધો ઉઠાવ્યો, પણ અંતે એ લાચાર થઇ પડી. કારજ તોડવું અથવા ધંધો છોડવો એ બારીક સંકટમાંથી બહાર કેમ નીકળાય? જો કારજ તોડે છે તો પુત્રી હૃદયભગ્ન બની હમેશનું સુખ ખોઈ બેસે છે. ધંધો તજે છે તો જીવન-નિર્વાહ અટકી પડે છે. ડોસાની કુળહઠ અને દીકરીનો પ્રેમાગ્રહ એ બે દબાણ વચ્ચે એના પોતાના હઠ અને આગ્રહ હારી જવા લાગ્યા; છતાં એ કશા નિર્ણય પર આવી શકી નહોતી.

આ કટોકટ સમયે શાવક ગાંધી પુને આવ્યો. આલાંએ એને ચોખ્ખી ચટ ના સંભળાવી પાછો કાઢયો, તેને વળતે જ દિવસે છેવટનો નક્કી જવાબ માટેનું ડોસાજીનું 'અલ્ટીમેટમ' આવી લાગ્યું. હવે શું કરવું? વિચારમાં ને વિચારમાં આલાં પરેલે બબ્બે રાત ઉજાગરામાં કાઢી નાખી પણ એ વિચારને અંતે એનું માતાપણુંજ આગળ પડી ફાવી નીકળ્યું. માતૃત્વેજ એને નમાવી. એટલાજ માટે શાવક ગાંધી ઉપર 'હા' ની ચીઠ્ઠી ગઇ. એ શાવક ગાંધીને પરણે તો જ હોટલનો ધંધો છોડી શકાય—હોટેલનો ધંધો છોડે તોજ દીકરી મનગમતે ઠેકાણે પરણી જાય; એ શીવાય બીજો રસ્તો નહોતો.

આમ એક માતાએ દીકરી ખાતર સ્વમાન સ્વેચ્છા અને સ્વતંત્રતાને બચકી ભરી તેનો બુકે બુકો કરી તેમાંથી જમાનેથી—લોહી વડેજ લખેલી 'હા' ને અણગમતે ઠેકાણે મોકલી આપી. એ સ્ત્રી અને તેના સર્જનહાર શીવાય તે વાત કોઇએ નહીં જાણી.

(૩)

પોતાને 'ગૃહસ્થ' બનાવ્યા પછી શાવક ગાંધી 'ગૃહસ્થી' થયો—આલાં અને ફેની મુંબઈ-

વાસી થયા. નવલના વૃદ્ધ પિતાશ્રી પણ માની ગયા હતા એટલે હવે શુભ દિવસ જોઈ ' છોકરાઓને પાર પાડવા ' ની તૈયારી થવા લાગી.

શાવક ગાંધીએ ઘર બદલ્યું ને અલ્કુડુમ વાલકેશ્વર પર એક મઝાના મોટા બંગલામાં જઈ રહ્યા. ઘણા શ્રીમંત નહોતા છતાં એણે આ દીકરીના સુખ સારૂ પોતાની શ્રીમંતાઈનો સારો ઉપયોગ કર્યો. ગાડી, ઘોડી, મોટર, આણી પાણી નોકર ચાકર વગેરે સઘળી સગવડ તથા આરામના સાધનો માગે ત્યારે તેમને માટે હાજર હતાં—પાણી કહેતાં દૂધ મળતું એવી વાત હતી નવલ પણ પુનેથી રજાના દિવસો ઘરે સુગમ આવતો, ' રેલ્વે હોટેલ 'માં ઊતરતો અને આખો દી તેમની સંગતમાં આનંદપૂર્ણ ગુજારતો. ગાંધી સાથની જુની ઓળખાણને લીધે આ છોકરા પણ ધીરે ધીરે બધાના માનીતા થઈ પડ્યા. મિત્ર અને સલાહકાર જેવા બની ગયા. સ્વભાવ ફેર શીતલ ગાંધીએ આગલો જીવનક્રમ ઓછોજ બદલ્યો; પણ બીજાઓના જીવનક્રમને વિશેષ સારા સ્વરૂપમાં એ લાવી શકશે. એવા સંજોગે એણે પોતાનું સુખ માની લીધું. પત્ની તથા પુત્રીનો પોતાની સાથેનો વર્તાવ તદ્દન સાધારણ હતો. 'સુખી કુટુંબ' ( Happy Family ) કહીએ તેવા રાગ પાટથી બહેજ વેગળો હતો, છતા ખાણી મિજાજની ગૃહસ્થાઈના સ્વસંતોષ વડે એટલું એ સહી શકતો.

એક દહાડો તેઓ સર્વે ઉપરની સહેલગાહે ગયાં. નવલ અને છોકરાં પણ સાથે હતાં. આખો દહાડો ફરવા હરવામાં તથા આનંદ ઉત્સાહમાં કંઈ નો ક્યાં વહી ગયો. સાંજે તેઓ મુંબઈ પાછા ફર્યાં. પણ આવતી વેળાએ જે મછવામાં તેઓ બેઠા હતા, તે મછવો અચાનક ફાટી નીકળેલા પવનના જોશથી પાણીની પીઠ પર નાચવા લાગ્યો. એની અસર બીજા કોઈ ન આવ્યું પણ રેનીનો જીવ ડગવા લાગ્યો. થોડા થોડા ફેર ચક્કર તેને લાગવા માંડ્યા—તેનો મોહક મુખડો નૈસર્ગિક રતાશ ને ગુમાવી ગાલે પડી ગયો—સ્ફેદ ફીકો પડી ગયો.

રાત્રીનો ઉજાગરો, થાક, જંજાળ અને ભય ચહેરા પર જે છાપ પાડે છે તેવોજ અણગમતો ફેરફાર દરીઆ વાગવાથી માણસના મુખ ઉપર દેખાઈ આવે છે એ સમયે ગમે એવા જુવાન ચહેરાની ઉપર એ વધતી ઓછી ઘરડપણની છાયા ઉતરે છે. રેનીની સ્થિતિ હમણાં એવી જ હતી. તે વેળાએ એ પોતાના સાવકા પિતાની પાસેજ બેઠેલી હતી. સાંસર્ગિક અને સ્વાભાવિક અધિકારવશાત એકેકનો સમાગમ આવી રહી હતી. નવલ તેમની બરાબર સામેની બેઠક પર ગોઠવાએલો હતો—નાચતો મછવો રિવાને પસંદ નથી એ હાસ્ય સ્મિતપૂર્વક જોઈ રહ્યો હતો. હવે એને એમાંથી કોઈ બીજોજ નવો દેખાવ હળવે હળવે તેની આંખ આગળ રજુ થતો હોય એમ એને લાગવા માંડ્યું. ગાંધી અને રેનીના ચહેરા એકજ સરખા હોય એમ પ્રત્યક્ષ દેખાયું. સાધારણ સમયમાં જે મુદ્દલ ન જણાઈ શકાએલું તે હવે દીઠા દેતું તેને ખુલ્લે ખુલ્લું દેખાઈ આવ્યું કે સાવકો બાપ અને જુવાન બેટી આરબણ જેવી હદ સુધી—આરે અચંબો પમાડે એવી હદ સુધી—એકને સરંતર મળતા આવતા હતાં.'

આ મુદ્દાની સમાધાનીએ નવલને વિચારમાં ગેરી દીધો. એના મોહજાળ તથા મળવાના ઉમંગ

ક્યાંના ક્યાં ઉડી ગયાં. તેઓ કિનારે પહોચ્યાં ત્યા લગી એ જાણે કોઇ સમાધિમાંજ હતો. ઘરે આવ્યા બાદ ફ્રેની હુશીઆર થઇ ગઇ. મોઢા પરનો ફીક્કાસ ઉડી જઇ રતાશમાં પાકો ગોઠવાયો. તેણે પોતાનું રૂપાળું સુંવાળું વદન તેના ઘાટઘટમની બધી ગોળાઇ તથા અણીયારી સુંદરતા ભેગું ફરી પ્રાપ્ત કરી લીધું. એમ થતે જ બે ચહેરાનું સરખાપણું અદ્રશ્ય થતું ચાલ્યું. ગાંધી અને ફ્રેનીનું મળતાપણું જાતિ તથા વયના સર્વ સામાન્ય પડદા પાછળ સાવ ઢંકાઇ ગયું; જાણે એક નવાઇ જેવું ચિત્રપટ સાગરને તળીએથી એકા એક ઉપર ઉંચકાઇ આવી, ઘડી બે ઘડી દેખાવ દઇ હતું ન હતું એમ વીખરાઈ ગયું.

રાતે છુટા પડતી વેળાએ નવલે વાતમાં વાત કાઢી: "ફ્રેની ડીયર, તારા સાવકા પપ્પા તારાં મમ્માના કોઇ પીત્રાઈ લાગે કે?"

"નહીં રે ડીયર! સગાઈ જેવું કેઇજ નહીં એવણ તો મમ્માના જુના દોસ્તદાર થાય, કેમ, કેં પુછવું પડયું?"

"નહીં—જરા એમજ સાધારણે પૂછયું."

બીજી સવારે એ પુને ગયો. નવલ પ્રમાણિક હતો, પણ ભોળાયો નહોતો. ઉરનથી આવતી વેળાના પ્રસંગ ઉપર તેણે પોતાના ઓરડાના એકાંતમાં લંબાણથી નાખુશ વિચાર ચલાવ્યો. ખુલ્લી વાત કહી આપતોજ એ બનાવ હતો. પહેલીજ વાર એને ભાન થયું કે એની સ્થિતિ કફોડી થઇ છે. ગાંધીવાળાઓનો ભૂતકાળ કોઇ ભેદમાં વીંટળાએલો છે એ દેખાતું હતું. એ ભેદનું મૂળ કુદરતે તેને કહી આપ્યું હતું. ફ્રેનીને ખોવાની નામરજી તથા એની માતાના કલંકિત પૂર્વ ચારિત્ર વીશેના નૈસર્ગિક અભાવની સામસામી ઊર્મિઓ વચ્ચે અથડાઇને કલાકો લગી એણે શોકપૂર્વક ચિંતન કર્યા કીધું. ફ્રેનીની નિર્દોષતા એણે વિચારી લીધી, પણ માતાની નિર્બળતા એને ખુંચ્યાજ કીધી. આ છેલ્લી લાગણીની ઉપરવટી એ થઈ ન શકયો. લોકવિચારનાં દષ્ટિબિંદુએ તથા એના પોતાના અંતરનાદે એ લાગણીને મજબુત ટેકો આપ્યો. "લગ્નમાંથી નહીં જન્મેલી:" એ એક ખ્યાલજ તેનું સુખ લુંટી લેવાને માટે જોઇએ તે કરતાં પુરતો હતો, તો પછી ફ્રેનીથી. ખરેખર લગ્ન કર્યા બાદ તે સુખી થાય એ અશક્ય હતું. એજ કારણે ખુદ ફ્રેની પણ તેનાથી સુખી નહીં થઇ શકે, તો અહીંજ અને અત્યારેજ સંબંધ તોડવો એમાં ખોટું શું? પરણ્યો સંસાર પાછળથી વિષમય બને તેના કરતાં હમણાંજ વધતો ઓછો શોક તથા દુઃખ બન્ને પક્ષે વેઠી લેવાય એ શું બહેતર નથી? ઘણું લાગેવાગે નહીં એમ એને ધીમેથી મૂકી દેવામાંજ ડહાપણ છે–ખુદા છે–બીજો એને સુખી કરનારો મળી રહેશે–તે એને વિશેષ સુખી કરશે.

આ ઠરાવ પછી નવલે ફ્રેની પર જતાં પ્રેમ પત્રો ધીરે ધીરે ઓછાં અને ઓછાં કરી દીધાં–છેવટ તે સમુળગાં બંધ થયાં.

નવલની વર્તણુંક જરા જરા ફેરવાતી જોઇનેજ ફ્રેનીને વહેમ પડયો. તેને ગભરાટ ઉપજવા લાગ્યો. એ માતા આગળ રોટી ગઇ. ઉરન ગએલાં તે રાતે જે સવાલ નવલે તેને પુછેલો, તેજ સવાલ એણે માતા સમક્ષ ધરી

દીધો એ વેગાએ માથા પર થતી અસર એણે ધારી ધારીને જોઈ–તપાસી. માતા ચમકી, લજવાઈ, ફિક્કીબની ગઈ, રીસાઈ પડી ગઈ. ઉત્તર ન આપી શકી: ઉલટ પ્રેમ પત્રો સંતર કાઢવતાં બંધ પડ્યાં તે પહેલાં તો કમભાગ્ય ફેનીએ પોતાના જન્મનો ભેદ પણ ઉકેલી લીધો.

બાપડી ફેની! તેના પ્રેમાકાશ પર જોત જોતામાં કાળાં વાદળ ફરી વળ્યાં. એની દુનીઆ ઘોર અંધારી બની ગઈ. એકવાર પણ આવીને મળી જવા એણે નવલને પુષ્કળ આજીજી કીધી–પત્થર પીગળે એવાં કાગળો લખ્યાં, પણ નવલ નજ આવ્યો–ઉત્તર સરખોએ ન આવ્યો. દિવસ જતે એ વધુને વધુ ગમગીન થતી ચાલી. નવલ વિના એ જીવી શકશે નહીં એમ તેને લાગ્યું. એની દેહ સુકાવા માંડી–સૌંદર્ય કરમાવું ચાલ્યું. આ ન ધારેલા સંતાપે માધીના ઘરની કૌટુમ્બિક શાંતિને ભેરવાવી. કૌટુંબિક સુખ તો હતું જ ક્યાં! દીકરીના દુઃખથી બેફામ બનેલી માતાને હાથક આધી પરન્તુ પોતાની ઉપર દીલમાં ગુસ્સો લાગવા માંડ્યો અને 'માઈ બાપ' પુત્રીની આડે આવ્યું અને એ પાપને જન્માવનાર તથા પાછું જગાડનાર એ 'કમબખત માદીકો' અમો આ દીકરીને દેશાન કર્યો વિના રહી શક્યો નહીં–મારો તો ભવ બગાડ્યો; પણ મારી દીકરીનુંએ નખ્ખોદ વાળ્યું: એ દેવળવાળા ઝમે એવાં જુણી બળે તોએ તે સાવક માનીને સ્પર્શ્યો વિના કેમ રહે!

નવો માંડેલો સંસાર દેખીતો પચાટો ખાય છન્મા દીકરીનો વિવેકની દયા સચવાએલો વહેવાર કૈંક ખુલ્લો તો કૈંક ઢંકાએલો અસ્પષ્ટ અને આપમાન અર્વો થતો જાયછે, એ ફેરફાર તે ઝટ વતી ગયો ફેની આ ફેરફારનું કારણ હતી એ દેખીતું હતું, પણ એ પેતે કઇ રીતે તેને સારૂ જવાબદાર હતો, તે આધી કળી શકો નહીં.

* * *

"ઓ અમ્મા આપ શું નાદાની કીધી! દુશ્મનને ઘરમાં ઘાલ્યો. જેણે તમારી બુદ્ધિ બગાડી–તમારો ભવ બગાડ્યો તેને પાછો ઘેરમાં લીધો' અરે, એવણ શું કામ વળ્યાં પછી તમને પાછા મળ્યા ને તમે શા વાસ્તે પાછી હા પાડી!"

ફેનીથી જ્યારે નજ રહેવાયું ત્યારે એક રાત્રે ઘરમાં બધું શાંત થયા પછી માતાના ખંડમાં જઈ ઉપર પ્રમાણે તેની આગળ એણે દીલનું દર્દ ખાલી કર્યું.

"તારે ખાતર! મારાં બચ્ચાં તારે ખાતર! મારી તો જરા મરજી નહીં પણ નવલના બાપે અને તે મને સંકડામણમાં મુકી દીધી. મારે વાસ્તે કોઈ બીજો રસ્તો નહીં હતો." દુઃખી માતાએ રડતે અવાજે ખુલાસો કીધો.

"એમ! ત્યારે તમે મારે ખાતર હા પાડી! ઓ અમ્મા, મને તમારી ગઈ ગુજરીની શી ખબર? જો તેના એક ઇસારાથી પણ હું વાકેફ હતે તો તમને એમ કરવા દેતે! કદી નહીં" ફેની આ વેણ તથા દયાથી પોકારી ઉઠી.

"દીકરા, મેં તારાથી છુપાવ્યું પણ તારા ચહેરાએ તે જાહેર કરી આપ્યું–ખાસ કરી, જ્યારે તારી તબીયત બગડેલી હોય છે કે તું ઘીરડાઈ જાય છે ત્યારે આબેહૂબ તારા સગા બાપના જેવીજ તું દેખાઈ આવે છે. નવલને

શક ગયો તેમ બીજાઓને જશે, તો મારું મોતજ થશે. મુઈ હું! જેનું મોઢું નહીં જોવા ગમે તેને પાછો બોલાવ્યો. સાફ ના પાડીને પણ પછું હા કહ્યું. પુનામાં આપણે કેવાં આબરુ દરકારે સુખમાં હતાં–શાંતિમાં હતાં! કાંહને કાંહ એ નડવા આયો મને, ને મારી પૂંઠે પડ્યો!" આટલું બોલતે પુત્રીના ખોળામાં માથું મુકી અભાગણી માતા બે અખત્યાર રડી પડી. પેટે જણ્યા બાળક સમક્ષ માનભંગ થવું પડે એવી વિધીની ક્રૂરતાએ તેનું હૃદય આરપાર ચીરી નાંખ્યું.

દીકરી પણ માતા બેગી રડવા લાગી. દુઃખી માતાની પીઠ પર વળતું પોતાનું માથું મૂકી તેને પસવારતે આશ્વાસન આપતે ફ્રેનીએ પુછ્યું, "પણ મમ્મા, એવણ વર્ષો પછી એમ કહેથી પાછા ફુટી નીકળ્યા? શાને વાસ્તે એટલી બધી તમારી પુઠ પકડી?"

"મુંબઇ જઇને ભરાએલા તે રહી રહીને ઉેક હમણા આબરૂને ખાતર—અંતઃકરણને ખાતર પુને દોડી આયા ને માફ માગીને કૈં કૈં બોલીને મારૂં મન ફેરવવાના જબરા ફાંફાં માર્યાં." માતાએ મસ્તક ઉંચું કરી ઉત્તર વાળ્યો.

"ને મમ્મા, તેથી તમે પીગળ્યાં?"

"નહીં, જરાબી નહી. એવણની ઇચ્છાની કે એવણના અંતઃકરણની મને રત્તીભાર બી પરવા નહીં હતી. દયા કે કોઇ બી જાતની લાગણી કે હુની યાદનો તો અહીં સવાલજ નહી હતો, પણ નસીબમાં બનવાનું તે ખુદાજી-ની છુદ ને તારૂં સુખ તથા મરછ જોઇ મેં એ જુનું પાપ પાછું માથે વહોરી લીધું. દીકરી! મેં તો તુને સુખી કરવા મારો ભોગ આપ્યો પણ પાપનો પડછાયો અહીં બી લંબાયો."

"નહીં મમ્મા, મારા વહાલા માયજી! હું તમને જરાબી પાપી ગણુતી નથી. પાપી હોય કોઇ દગાબાજ વિશ્વાસઘાતી!" સમજુ દીકરીએ માતાને પ્રેમથી ચુંબન કીધું, છાતી સરસી ચાંપી તેને ધીરજ આપી. "ગમ ના કરો મમ્મા! સૌ સારું થસે. થવાનું તે થયું. ખુદા નવલના દીલમાં કે દયા મુકે–કંઇ વિચાર મૂકે ને એ સમજે એવી રાત દિવસ હું તો બંદગી કર્યાજ કરૂં છું! કાગળો લખી મનાવવા સમજાવવાની ઘણી બી કોશેશો કીધી પણ ફોકટ; તો બી મે આશા છોડી નથી. હમણા 'ઇસ્ટર' ની રજા છે, એટલે કદાચ નવલ મુંબઇ આયો બી હોય. હું કાલ પરમ 'રેલ્વે હોટેલ' માં જઈ પુછી આવસ. જો આયા હશે તો જરૂર મળીને બધો મામલો પાછો રાહ પર લાવસ"

"ખુદા સારૂં કરે મારા વહાલા બચ્ચા! એટલું તમારા લોકોનું સમાધાન થઇ જાય તો પછી મને બીજા કોઇની પરવા નથી. હું હવે આય જીવતરે વધારે વાર જીવવા માગતી નથી અહીં હજાર સુખ હોય છતાં એ પારસીની સાથે મને રહેવા ગમતું નથી. વીસ વરસ પછી બી એ અભાગીઆએ આપણને મોટા દુઃખમાં ને બદબખ્તીમાં મૂકી દીધાં. ખુદા એ બંધનમાંથી મને છોડવે-જેમ બને તેમ જલદીથી છોડવે!"

"હા, જેમ બને તેમ જલદીથીજ નહીં, પણ આ ઘડીએથી જ તમારું બંધન દુર કરવા

નિયમોનું પ્રાબલ્ય લક્ષમાં લેવા વિનંતિ કરી, તો બીજાએ 'મનુષ્યકૃત કાયદાનું' માહાત્મ્ય સમજાવ્યું. એકે પોતાની પરિપૂર્ણ અંગત નિર્દોષતાનું માન રાખવા કહ્યું તો બીજાએ પોતાના નીતિપૂર્ણ અંગત અભાવની લાચારી દર્શાવી. યુવતિએ હાથ જોડી સંબંધ નહીં તોડવા દયા માગી, તો યુવકે સંબંધ લંબાવવે ભવિષ્યમાં સ્થિતિ એનાથીએ દયાજનક થશે એવો ભય દાખવ્યો. છેવટ ફ્રેનીએ પાયે લાગી જીવતદાન માગી લીધું, તો નવલે ક્ષમા ચાહી અખંડ કૌમારવ્રત અને અમર પ્રેમનું વચન આપ્યું.

થઇ રહ્યું ! કમભાગ્ય ફ્રેનીનો છેલ્લો પાસો પણ અવળોજ પડ્યો. પ્રેમાળ માતાની આ પ્રેમઘેલી પુત્રીને પણ છેવટ નિરાશાજ સાંપડી. લથડાતી પછડાતી હોટેલ છોડી એ ઘરે પાછી કેમ ફરી તેનું પણ એને ભાન ન રહ્યું. તે વેળાએ એના મુખપર મોતની છાપ હતી. એના જીવનમાં, મનમાં, હૃદયમાં અંધકાર અને ગાઢ અંધકાર શીવાય કશું નહોતું. હવે શા કામની આ જીંદગી ! હાંકી મેલેલાં અપમાનિત કુતરાંની સ્થિતિ પણ એનાથી ભલી ! હમણા એના હૈયાંના ટુકડે ટુકડા થતાં-મગજમાં આગના ભડકા ઉઠતા-અને શરીરમાં ટાઢનાં લખલખાંજ ભરાતાં. નવલે તેને ત્યજી ! જે એનો એક પુરો આરામ અને આશ્રમ તેણેજ એને ત્યજી ! ગએલું સુખ પાછું ક્યાંથી મળે ! એતો એને મોતની ઠંડી ગોદમાંજ સાંપડે.

ફ્રેની નવલથી છુટી પડી. તેને ભાગ્યે પાંચ સાત મીનીટ થઇ ન હશે કે રેલ્વે હોટેલના નંબર ચારવાળા ઓરડામાં નવલને મળવા એક બીજો માણસ આવી ચડ્યો. એ ડા. છોટુભા પંડ્યા. શાવક ગાંધીએ નવલને ખાસ સમજાવવા પોતાની તરફથી આ ભલા ડાકટરને અહીં મોકલી આપ્યો હતો. ગાંધીને ખબર હતી કે ફ્રેની નવલને મનાવવા એકવાર પાછી જનાર હતી. જો એ મુલાકાત સફળ ઉતરી હોય તો એટલું જાણી લીધા પછી છોટુભાને પાછું ચાલીજ આવવાનું હતું; પણ જો મુલાકાત નિષ્ફળ ગઇ હોય, તો કોઇપણ રીતે સમજાવી પટાવી નવલને ઠેકાણે લાવીનેજ તેની ખુશ ખબર ગાંધીને છોટુભાએ બને એટલી ત્વરાથી આપવાની હતી.

નવલનો રડેલો ચહેરો જોઇ ડાકટરને કલ્પવું સહેલ હતું કે પ્રેમીઓ વચ્ચે સમાધાન થઇ શક્યું નથી.

જે કંઇ જાણવું હતું તે બધું નવલ પાસેથી પુર્ણ શાંતિથી સાંભળી લીધા બાદ દુનીઆ જોઇ ચુકેલા ડાકટરે ઝટ વર્તી લીધું કે પ્રેમભાવના અથવા દયાની લાગણીથી આ હઠીલા છોકરાનું નૈતિક-ઉભાણ સમી જવાનું નથી; બુદ્ધિ અથવા ભય વડેજ એનો પરાભવ થશે. એટલે ચકોર છોટુભાએ પોતાનાં બહોળાં વાંચન જ્ઞાન અને અનુભવના વિધવિધ દ્રષ્ટિબિંદુઓથી બંનેની સમજાવટ વડે નવલની એકરંગી સંકુચિત મનોવૃત્તિને ઢીલી બનાવવા માંડી. કોઇપણ પ્રશ્નને ખાસ કરીને આવા એક પ્રકારના પ્રશ્નને એક દ્રષ્ટિએ જોવો તપાસવો અને તે આધારે તેનો ફેંસલો કરવો એ કેવળ અન્યાયી છે, એ વાત તેમણે તેના મન પર પ્રથમ બરાબર ઠસવી દીધી ઉપરાંત પ્રેમમાં નિષ્ફળ બનેલી છોકરી દુઃખમાંથી છુટવા છેવટ આપઘાત કરશે તો તેનો

થતી આંખોએ દેખાય છે. ગાંધીની પ્રિયમાં પ્રિય મોટામાં મોટી માલદાર મીલ્કતઃ ધર્મ-નીતિનાં હજાર ઉપર ગ્રંથોનું એવું કીંમતી પુસ્તકાલય સાવ સફાચટ—કેવળ ખાલી કબાટોનાં હાડપિંજર ઉભેલાં—પયગમ્બર જરથોસ્તની છબી ફાટીતુટી સ્થિતિમાં દીવાલેથી એક બાજુએ સરકી પડેલી. લગભગ જમીન લગી બેપરવાઈથી લટકતી—પાસેની નાનકડી મેજ ઉપર અગ્નિપાત્ર અને 'ગાથા વાણી'ની જગ્યાએ દારૂની લગભગ ખાલી થયેલી ઉઘાડી બાટલી અને આડું પડેલું 'ગ્લાસ'—બાજુમાં ખુરસીએ અરડાઈ પડેલો, મોઢામાંથી મદિરાની ગંધ છોડતો શાવક ગાંધી ઘડીમાં હોઠ હલવતો બડબડે છે તો ઘડીમાં મોટે મોટે ખડખડ હસી પડે છે.

"આવો—આવો, છોટુભા! કહાં ગએલા? એકાદ કોયટું લેશો કે?"

"આ શું—શાવકશાહ? જરા વડોદરે જઈ આવ્યો તેટલામાં આ તમે શું કરી નાખ્યું?" આશ્ચર્યથી ડાકટર બોલી ઉઠયા.

"મેં કીધું? કહો, માણસ કૈં પણ કરી શકે એમ છે?" ગાંધીએ કટાક્ષપૂર્વક ઉત્તર આપ્યો. એના ફાટેલા ડોળા અને અર્ધ ઉઘડેલાં મુખ ઉપર ધિક્કારયુક્ત હાસ્ય તરી નીકળ્યું.

"ચોપડીઓ ક્યાં?"

"ફાડી તોડીને બાળી નાંખી."

"બાળી નાંખી! કાં?"

"જેઓ 'ધર્મ' નામે આસ્થાની અને 'નીતિ' નામે પ્રેરણાની જુઠી આગ માણસોને હૈયે સળગાવે તેનો અંત આમમાંજ આવવો જોઇએ હવે એ કોઇ બીજાને નુકસાન કરી શકશે નહીં."

કોઇ ઘેલો હસે એમ હી—હી—હી—હી, ના ખડખડાટ હાસ્યથી ખંડ ગાજી રહ્યો.

"ને આ જરથોસ્ત સાહેબની છબીનું શું કીધું? એ પણ ફાડી તોડી નાંખી?"

"હાસ્તો, જુઠાણું ફાડીજ નખાય—તોડીજ નખાય—જમીન દોસ્તજ કરાય!" એકાએક જોશમાં પગ પછાડી, હાથ પર હાથ અફાળી ગાંધીએ પોતાના નવા ધિક્કારનું સચોટ દર્શન કરાવ્યું, "ને—જુઓ જરા અહીં આંખ ફાડીને જુઓ. સદરો કસ્તી બી ગેપ—ગુમશુદ—નાબુદ શુદ."

"શું કહો છો? સદરો કસ્તી પણ કાઢી નાંખ્યા? આ તો હદ થઈ."

"હા. એ રમકડાં પણ દુર કીધાં. સાંભળો વૈદરાજ! જેમ બીજી બધી કોમો પાસે તેમ અમારી પારસી કોમ પાસે પણ 'ધર્મ' નામે એક 'ટોયશોપ' છે. પારસીઓની એ 'રમકડાંની દુકાન'માં અગિયારી, મોબેદ. માચી, માનતા, કુવો, સફેદ ગોધો, ક્રિયા, ભણતર, સુદરેહ, કસ્તી વગેરે તરેહવાર રમકડાંઓ પડેલાં છે. પેલી દુનીઆમાં કામે આવે તેટલા માટે નક્કી કીધેલાં આ રમકડાંઓથી ભલે તમારા જેવા બીજા બધા મૂર્ખાનંદો રમ્યા કરે—હું તો હવે આજ દુનીઆમાં કામે આવે એવાં જ રમકડે રમવાનો."

સદા વિવેકી ભાષા વાપરનાર ગાંધીને આમ પોતાની સાથે અવિનય અને હલકાઈથી બોલતો જોઇને ડાકટરને દુઃખ જ થયું. દયા પણ ઉપજી. "ગરીબ બાપડો! નક્કી પ્રત્યાઘાત!" એટલુંજ તે ધીમેથી બોલી શક્યા.

"બેસો બેસો ડાક્ટર! એમ અંકુશ જેવા ઉભા શું રહ્યા છો? એક વાત પુછું તેનો મને જવાબ આપો: ધારો કે તમારે ત્યાં એક દીકરો છે. પહેલી જુવાનીમાં એ કંઈ પાપ કરી બેસે છે-તમે તેને શિક્ષા કરો છો. એ પસ્તાઇને સુધરે છે, પાપનું નિવારણ કરવા એક નહીં પણ અનેકવાર ભારી નિષ્ઠાથી શુદ્ધ હૃદયે જણાવે છે, એમ છતાં તમે એ 'પુર્વાવસ્થાનું પાપ' ભુલતા નથી, તેની શિક્ષા લંબાવો છો. તેની પર એક નહીં પણ અનેક દુઃખ પાડો છો, જ્યારે જ્યારે તે સુધરવા જાય, ત્યારે ત્યારે પ્રથમ તમે તેને આશાવંત કરો છો, જ્યારે તે આભારવશ બની માને છે કે તમારી કૃપા ઉતરવા માંડી છે, ત્યારે તેને બમણા જોશથી નવો ફટકો લગાવો છો. બોલો, લોક તમારાં એ કાર્યને વખોડશે કે નહીં? ન્યાય અને નીતિના નામે-રે! ખુદ ખુદાને નામે તેઓ તમને ધીક્કારશે કે નહીં? તમારી પર લાનત નાખશે કે નહી? તમને પિતા નહીં પણ પિશાચ કહેશે કે નહીં? બોલો, મને જવાબ આપો! લોક અને લોકની જગ્યાએ તમે હો તો તમે પણ આમજ વર્તો કે નહીં?" શાપીએ ખુબ-જ ઉશ્કેરાઈ જઈ મોટે મોટે પુકારીને એનો એ પ્રશ્ન ડાક્ટરને પાછો ને પાછો પુછયા કીધો. એ વેળા એ ક્રોધ અને ધિક્કારથી તેનું મુખ લાલચોળ વિકરાળ બની ગયું હતું. કપાળ ઉપરની નસો તસતસતી બધી ફુલાઇ આવી હતી.

"હા.........હા......એ તો બધું હું સમજી શકું છું." તકરારનો આ સમો નથી, એ સંજોગ વિચારી ડાક્ટરે ઠંડો ઉપચાર આદર્યો.

"ખુબ સમજ્યા? જો સમજ્યા હો તો ખાલી ખાલી હા, હા કરવાને બદલે નાંખો લાનત એ તમારા ખુદા ઉપર-એ મસ મોટું શિક્ષાનું ડીંગોરું સદા હાથમાં રાખીને દેન પેઠે પુંઠે પડેલા એ તમારા મરનાને મારતા પરમ કૃપાળુ ભગવાન ઉપર '.........અરે રે' વીસ વીસ વર્ષો સુધી ધીરજ ધરી પ્રભુમાં આસ્થા રાખી દુઃખ ખમી ખમી આરૂ નિષ્ઠાથી ગૃહસ્થાશ્રમ આરંભ્યો તો તેના બદલામાં મને શું મળ્યું? વીસ વર્ષો પછી પણ લાગતી વળગતી ઓરથી પહેલા છુપી કમઘાણ, પછી ઠઠ્ઠા અને પછી ઉઘાડ અપમાન! ને પેલા તમારા પરમકૃપાળુએ ન જોયું એક ગૃહસ્થનું અંતઃકરણ જોયો એક માતાનો મોહ કે ન જોયો એક પિતાનો પ્રેમ' બસ, તેમના સર્વ સુખનું સમુળગું નિકંદન કાઢયું ત્યારેજ એ ધરાયો! શું ખુદા આમ કરે? ને જો કરે તો તે ખુદા નહીં પણ કોઈ ઘાતકી ગધેડો હોવો જોઇએ. બોલો છોડુભા, આ તમારો પ્રભુ કે? આ તમારો પરમકૃપાળુ કે?"

"મારા ભાઇ! શાંત થાઓ શાંત! કેટલા બધા ઉશ્કેરાઇ ગયા છો. માથે બોળી ચઢી જશે તો જોવા જેવું થશે." જનુની ગુસ્સાથી માથાથી પગ સુધી ધ્રુજતા પગે પગે ઠોકતા આંધીને વધુ બોલતા ડાક્ટરે અટકાવવાનો પ્રયત્ન કર્યો.

"રે, જોવા જેવું તો થઇજ ગયું. હવે બાકી શું રહ્યું! મને શું કહો છો? જેણે જોવા જેવું

કીધું તેનેજ જઇને કહોના ? એક મોટી બરાડ મારતે ગાંધીએ પોતાનું રૌદ્ર સ્વરૂપ પુરેપુરું પ્રકટાવ્યું.

"સાંભળો, ડાક્ટર સાહેબ ! જરા બરાબર કાન ખોલીને સાંભળો. આજકાલમાં હું મોરક્કોની "એન્ટી ગોડ સોસાયેટી" નો મેમ્બર થઇશ ને તમારા જેવા બધા ઇશ્વરઘેલાઓને મારાજ જેવા બનાવવામાં મારું આખું જીવન પૂરું કરીશ. પાપ અને પુણ્ય, નીતિ અને અનીતિ, ધર્મ અને અધર્મ, એ બધું બાજુએ ફી હવે હું મન ચાહે તેમ જીંદગી ગુજારીશ. જીઓી મારી પાસે જુવાની છે. મારી પાસે સો છે. હું એકે એક શોખ પૂરા પાડીશ, ચાહે તેવી લહેર ઉડાવીશ. એમ કરતાં જો છેવટ કૈં રકમ બાકી રહેશે તો તે કોઈ હડહડતા નાસ્તિકને આપી જઇશ."

"બાપુ તમારે ગમે તે કરજો, પણ જરા શાંત થાઓ. ખુદા ખાતર શાંત થાઓ, ! ડાક્ટર કરગર્યા.

"ખુદાબી ડેમ્ડ ! ખબરદાર એ નામ હવે મારી આગળ નહીં લેશો. બસ ચુપ રહો." મેજપર જોરથી મુક્કી મારી ફાડીખાનાર પશુની ત્રાડ જેમ ગાંધી ફાટી નીકળ્યો.

હદ થઇ ! હવે વધુ બોલવામાં સાર નથી એમ સમો વર્તી ભલા ડાક્ટરે મનમાં કશું માઠું ન લેતાં ત્યાંથી ચુપચુપ ચાલતી પકડી.

ઘરે જઇ નિયમ પ્રમાણે પોતાની 'ડાયરી' માં એમણે આ મુજબ નોંધ કરીઃ—"બાપડો શાવક ગાંધી ! અંગ્રેજીમાં. જેને 'Irony of Fate' કહે છે તેના જેવુંજ એના સંબંધમાં થયું. ભલે કોઈ વાર્તાકાર એને પોતાની 'Theme' બનાવે. મારું માનવું એમ નથી. હું તો આમજ ધારું છું કે સુધરવું એ અગત્યનું છે, તોએ વિચારીને સુધરવું એનાથીએ પણ અગત્યનું છે. સાવચેતી તથા દીર્ઘદ્રષ્ટિ વિનાં સાફ નિષ્ઠા અને સત્કાર્ય માર્યાંજ જાય; પછી એમાં ઇશ્વરનો શો વાંક ? ખરું તો એજ કે એ મેહાધિન થયો ત્યારે પ્રેમી ન બન્યો—લપસ્યો ત્યારે પાછો ન ઉઠયો—બગડયું ત્યારે સુધાર્યું નહીં—રડયો ત્યારે લડયો નહીં—જાગ્યો ત્યારે પુરું વિચાર્યું નહીં—સુધરવા ગયો ત્યારે સમો ન જોયો—ભૂતકાળમાંથી ભૂત જગાડયું—પછી બાજી બગડી ત્યારે ઇશ્વરને બદનામ કીધો ! બાપડો શાવક ગાંધી !

* * *

વિનાશને પંથે વળેલા શાવક ગાંધીને સ્વચ્છંદી જીવનને અંતે લગભગ પાઇ વિનાનો બની મુંબઇથી બહાર ચાલી ગએલો જોઇને—પ્રત્યાઘાત અને પરિવર્તનની આ અતિ કરુણ પરાકાષ્ઠા નજરોનજર નીહાળીને ડાક્ટર છોટુબા મોહમયી મુંબઈથી ઘરાઇ જઇ વડોદરે પોતાને વતન જાય છે—વાનપ્રસ્થ જીવનનો આશરો લે છે.

કરાંચીની ધર્માદા પારસી ચાલીમાં રહેતો, કોમના નિરાશ્રિત ફંડને આધારે ખખડી ગએલી કાયાને ટેકવતો, ચીંથરેહાલ દેખાતો, કમ્મરમાંથી વાંકો વળેલો એક વૃદ્ધ પારસી દરરોજ સંધ્યાકાળે પોતાની ઓરડી છોડીને રસ્તા ઉપર નીચું જોતો, લગાર અટકી અટકીને પગલું ભરતો, ધીરે ધીરે ચાલીને 'ગ્રીડી સ્ટ્રીટ'ને નાકે આવેલાં ગામડી દારુનાં પીઠાં ભણી જતો દેખાય છે. ત્યાંથી રાતે પાછાં વળતાં કોઇને કોઇ છોકરો મદદ સારુ એની સાથે જાય છે. પાછા વળીને આ બધા છોકરા તે ચીંથરેહાલ પારસીના ઉદાર સ્વભાવનાં વખાણ કરે છે—પીઠામાં બેઠેલા બધાંને તેની નગદ ખાત્રી આપે છે. (સંપૂર્ણ.)



# ગ્રીક કવી હોમર

લખનાર:
શ્રી. 'કાન કાજો'

---

" We acknowledge him the father of poetical diction, the first who taught that 'language of gods' to men Pope—

પાશ્ચાત્ય કવિઓમાં અમરસ્થાન શોભાવનાર ગ્રીક કવિ હોમર તેનાં રચેલાં ' ઇલીયડ ' અને ' ઓડીસી ' એ બે મહાકાવ્યો દ્વારા પ્રાચીન યુરોપીયન સંસ્કૃતિનો તાદૃશ ચીતાર આપણી સમક્ષ રજુ કરે છે. અખિલ વિશ્વના સાહિત્યમાં અતિ ઉચ્ચ શ્રેણી શોભાવતાં એ બે અદ્વિતીય મહાકાવ્યો કવિતા અને ઇતિહાસની દૃષ્ટિએ અવર્ણનીય છે. એ મહાકાવ્યો સર્વભક્ષી કાળના પંજામાં જઈ પડ્યાં હોત, તો યુરોપના અર્વાચીન જગતના સાહિત્ય અને ઇતિહાસની શી અવદશા થાત તેની કલ્પના થવી મુશ્કેલ જણાય છે. જેમ વેદ હીંદુઓને, બાઇબલ ખ્રીસ્તીઓને, તેમ ઐતિહાસિક કાળની ગ્રીક પ્રજાને એ બે મહાકાવ્યો પૂજનીય હતાં. વળી જેમ હીંદુઓ અથવા ખ્રીસ્તીઓ તેમના પુસ્તકમાં અથવા ભાષણમાં નીતિનિયમો અને ધાર્મિક વિષયોના ઉપદેશ અર્થે અનુક્રમે વેદ, રામાયણ, મહાભારત અને ભગવદ્ગીતા અથવા બાઇબલ-માંથી સૂત્રોનાં અવતરણ ટાંકે છે, તેમ પ્લેટો જેવા અનેક ફીલસૂફોએ એ બે મહાકાવ્યોના પુરુષ સૂત્રોનો આશ્રય શોધ્યો છે. જેમ હીંદુઓનું ધાર્મિક પુસ્તક ભગવદ્ગીતા, મુસલમાનોનું કુરાન, અને ખ્રીસ્તીઓનું બાઇબલ છે, તેમ ગ્રીકોને મન માત્ર હોમર તેમનો કવિકુળ શિરોમણી હતો. તદઉપરાન એ બે મહાન કાવ્યો યુગયુગના કવિઓને તેમના વ્યવસાયમાં મુખ્ય આધારરૂપ અને સહાયક નીવડ્યાં, અને તેમ થવાથી તેઓએ નિ:શંકપણે આદર્શરૂપ માની લીધેલાં કાવ્યોને અમરકીર્તિ સંપાદન કરી આપી.

વર્જીલ, મુકન, ડાન્ટે અને મિલ્ટન જેવા યુરોપીય કવિઓએ હોમરને કવિપિતા સમ લેખી તેના કાવ્યોની સતત આરાધના કરી. હોમર આ સૃષ્ટિપરે અવતર્યો ન હોત અને પરિણામે એ તેનાં એ બે મહાકાવ્યોથી વિશ્વ સાહિત્ય વંચિત રહ્યું હોત તો એ કહેવાતા 'કૃત્રિમ કવિઓ' તેમની કાવ્યાનીઓ કદાચિત આપણી સમક્ષ ધરવા સમર્થ ન થાત તેમજ તેમના અભાવે પ્રસ્તુત યુગની સંસ્કૃત કાવ્યશૈલી કદાચિત ન સંભવી શકત. પરંતુ દૈવના પ્રભાવે સુરક્ષિત રહેલાં એ મહાકાવ્યોમાં ગર્ભિત રહેલી ઉચ્ચ કલ્પનાના ચિત્રએ યુરો પીયન પ્રજા પર એટલી સખ્ત મુદ્રા પાડી છે કે તેમાંની એકે લીટી વાંચ્યા વિના અર્વાચીન સમયની અશિક્ષિત કોમનો પ્રત્યેક

ખ્સ 'હોમેરીક' વિશેષણનો અર્થ બરાબર સમજી શકે છે.

જેને એરીસ્ટોટલ 'Soul of potrey' (કવિતાનો આત્મા) કહે છે, તેને હોમરે જ પ્રથમવાર કાવ્યમાં ફુંક્યો હતો.

'ઇલીયડ' અને 'ઓડીસી'નાં મુખ્ય પાત્રો તેમની અનેકવિધ ગુણવિશિષ્ટતા માટે આપણને રુચિકર થઇ પડે છે. એચીલ્સનું વીરત્વ, હેલનનું સૌંદર્ય, યુલીસોસની યુકિત-બાજી પેનીલોપની વફાદારી જગતના સાહિત્યકોમાં તેમજ સામાન્ય પ્રજાજનોમાં સુવિદિત છે.

'ઇલીયડ' કાવ્યનો નાયક એચીલ્સ, હોમરનાં આ બે મહાકાવ્યોમાં જે વસ્તુ અને પાત્ર સંકલના જોવામાં આવે છે, તેથી વિશેષ રસિક વસ્તુ અને પાત્રો વિશ્વના વિશાળ સાહિત્યના એકે પુસ્તકમાં પ્રાપ્ત થઇ શકે એમ નથી. એચીલ્સ એક આદર્શ—નાયકના સ્વરૂપમાં આલેખવામાં આવ્યો છે. તેનામાં ખ્રિસ્તિ પ્રજાને યોગ્ય સાહજિક નમ્રતા નથી, કિન્તુ ક્રોધ અને અવિરત ગ્લાનિના આવેશમાં રાક્ષસી વૃત્તિ ધરતો છતાં તે એક વીર લડવૈયો છે; અકાળ મૃત્યુનો લેખ લલાટે લખાએલો છતાં નીડરતા દાખવતો શૂરવીર છે, અને સંધિ અથવા રક્ષણ યાચના દુશ્મન સાથે વિવેક અને દયાભાવથી વર્તવાને શકિતમાન છે.

ઓડીસીનો નાયક યુલીસીસ વિચિત્ર જગતનાં અનેકધા સંકટો અને આ... ...ક આફતોને ધૈર્યથી સહન કરતો યુલીસીસ ... દીર્ઘ પ્રવાસ દરમ્યાન અનેક સાહસો ખેડે ... અજરામરત્વ ભોગવતી દેવીના મોહપાશમાં જકડાયા છતાંએ તેની પ્રાણેશ્વરી પત્નીની સ્મૃતિ તેને છોડતી નથી, અને અંત પર્યંત તે તેને ચ્હાય છે. તેના સુખી કુટુંબની મીઠી યાદ દેવીના દિવ્ય ઉદ્યાનમાં વસ્યા છતાંએ તેને નિરંતર સાલે છે, અને પોતાની પ્યારી પત્નિ તથા બાળ બચ્ચાંઓને પ્રેમપૂર્વક ભેટવા તેનું ચિત્ત અધીર બની રહે છે.

### 'ઇલીયડ' અને 'ઓડીસી'નાં સ્ત્રીપાત્રો:—

સોફોક્લીસથી શેકસપીયર પર્યંતના કવિઓએ આલેખેલાં સ્ત્રીપાત્રોમાં અગ્રસ્થાન દીપાવનારાં હોમરનાં સ્ત્રી પાત્રોની નૈસર્ગિક ગુણવૃત્તિઓ ખરેજ અસ્પર્ષ્ય છે. આદર્શ પત્નિ અને સ્નેહાળ માતા તરીકે એન્ડ્રોમેશ પોતાના પ્રાણસમા પ્યારા પુત્ર વીરમૂર્તિ હેકટરના મૃત્યુ કાળે કેવળ નિરાધાર થઇ જાય છે. અને તેનો જીવનદીપક બુઝાઇ જતાં જીંદગી તથા સંસાર પ્રત્યે ભારે અણગમો દર્શાવે છે. યુલીસીસની વફાદાર પત્નિ પેનીલોપ પર તેના સ્વામિની ગેરહાજરીમાં અનેક વિષયાંધ પુરૂષોએ તેના સૌંદર્યની લ્હાણી લૂંટવા અતિશય જુલ્મબાજી ખેલી હતી, તેમજ તેની દાસીઓનાં શિયળ લુંટી તેના કુટુંબની કીર્તિને ઝાંખપ લગાડી હતી. તથાપિ એ સઘળા અનિષ્ટ વાતાવરણ સામે તે સ્થિર ભાવે પોતાનું શિયળ અને ગૌરવ સાચવવા સમર્થ નિવડી. પરંતુ હોમરનાં સર્વ સ્ત્રી પાત્રોમાં અગ્રસ્થાન શોભાવતી ગ્રીક અને ટ્રોજન પ્રજાઓ વચ્ચેનાં જંગી યુદ્ધનું નિમિત્ત નિર્દોષ હેલન છે. હોમર તેના કાવ્યગ્રંથોમાં હેલનને કવચિત્ કવચિત્ રજુ કરે છે,

though fascinating woman who ran away from her home, and yet although the cause of so much bloodshed and misery, escaped herself unpunished, was received back with affection and respect by Menelaus (her husband) and lived happily in 'peace with hononr' as Queen of Sparta for the rest of her life.'

આટલી ટીકા કર્યા બાદ એવર્ઝરી સાહેબ હેલનની વર્તણુંકનો બચાવ કરવા પ્રાચીન ગ્રીસની સામાજિક રૂઢિઓનો ઉલ્લેખ કરતાં લખે છે કેઃ—

"If, moreover we regard the narrative, not from our point of view, bur from that of backward races, we shall see that × × × Helen was not necessarily to blame, excepting perhaps for want of caution, and that the Homeric poem, properly understood, is in no way inconsitent with the dictates of primitive morality, but that we have in the story of Helen a case of marriage by capture, a form of marriage recognized as valid in early society all over the world."

અર્થાત્ પ્રાચીન ગ્રીસમાં તેમજ દુનીઆના સર્વ દેશોમાં એ પ્રકારના લગ્નની રૂઢી-પ્રચલિત હતી. પ્રાચીન હીંદમાં સ્વયંવર રચાતા હતા. વળી કેટલાક સ્થળે સ્ત્રીઓને છતાં દ્વંદ્વયુદ્ધ મંડાતાં હતાં. એ રીતે પેરીસ હેલનને ઉઠાવી નાસી ગયો હતો, અને તે ન્યાયે હેલનનો દોષ ઢંકાઇ જાય છે, એમ લોર્ડ એવર્ઝરીની ટીકાનો ભાવાર્થ છે. તથાપિ હેલનની ઉચ્છ્રૃંખલતાને અને બાલિશતાને વખોડવા પુરતી તે ઉદારતા દર્શાવે છે. અને એ ગૂઢ પ્રશ્નનો ઉકેલ યુગના યુગ વીતેયે થવો મુશ્કેલ છે. હેલનની વર્તણુક નિર્દોષ માની લેવામાં એક મુખ્ય બાધ એટલો જ છે કે તે પેરીસની સાથે સ્વેચ્છાએજ કેવળ કામાસક્ત સ્થિતિમાં-સંચરી હતી. અને જેમ જાતિના નિયમો સર્વ કાળને અને સર્વ પ્રજાઓને અર્થે માત્ર એકસરખા હોઇ શકે, તેમ હેલનનો પેરીસ પ્રત્યેનો પ્રેમ, તેટલુંજ તેના પતિવ્રતના નિયમનું ઉલંઘન સાબિત કરવાને પર્યાપ્ત છે. અને તે વડેજ હેલનના દિવ્ય સૌંદર્યને કાલિમા લાગે છે. આટલી અધમતા અથવા દુરાચરણ સ્પષ્ટ થવા છતાંએ પેરીસ અને મેનીલોસના દ્વંદ્વ યુદ્ધ સમયે પ્રાયમ હેલનને નિર્દોષ ગણી દૈવ પર દોષારોપણ કરે છે, એ વિસ્મયકારક છે, અથવા તો સ્ત્રી-સૌંદર્ય પ્રત્યે અનુચિત બહુમાન સૂચવે છે. તે કહે છે કેઃ—

"No crime of thine our
present sufferings draws,
Not thou, but Heaven's
disposing will the cause."

એથીએ વિશેષ આશ્ચર્યજનક તો એ છે કે પેરીસના મૃત્યુબાદ હેલનને મેનીલોસને સુપ્રત કરવાને સટે ટ્રોજન પ્રજાએ પેરીસના ભાઈ ડીફોબસ સાથે પરણાવી. આ બીના પરત્વે

માનવીને દુર્લભ એવાં અનુપમ સૌંદર્ય અને દિવ્ય શક્તિને ધારણ કરનાર છે. તેઓ હેલન અથવા એકીલ્સ જેવાં નશ્વર માનવીઓ સાથે પ્રેમમાં પડતાં, અને માનવયુદ્ધમાં ઉતરી દ્વંદ્વ-યુદ્ધ ખેલતા યોદ્ધાઓમાંથી કોઇને સાહાય્ય આપતાં, અને પ્રસંગ પડયે માંહોમાંહે લડાઇ કરતાં. વળી, મર્ત્ય મનુષ્યો માફક યુદ્ધ આદરતાં. અગાઉ પરસ્પરની નિંદા કરી તેઓ ખોદણાં ખોદતાં. દૃષ્ટાંત તરીકે 'ઇલીયડ'માં જ્યુનો (Juno) ડાયેનાને (Diana) 'બેશરમ કુતરી' કહી તેનું ચાપ અને ભાથું ઉપાડી તેના પર જોરથી પ્રહાર કરે છે, અને ડાયેના 'જંગલી કબુતર' જેમ 'આંસુથી છલકાતી' નાસી છુટે છે. વળી અર્વાચીન વિચારને હાસ્યાસ્પદ જણાય એ પ્રકારે જ્યુનો પોતાના અપાર સૌંદર્યનો ઉપયોગ કરે છે. પોતાનાં દિવ્ય વસ્ત્રાભૂષણ સજી, ત્રણ મણિથી જડિત કર્ણાલંકાર પહેરી, ઓસનસ (Oceanus) અને ટેથીસ (Tethys) વચ્ચે સલાહ કરાવવાના બ્હાના હેઠળ વીનસનો (Venus) પ્રેમોત્પાદક ભરતકામ ભર્યો કમરબંધ ઉછીનો લઇ તે ટ્રોજનોની વિજય પ્રાપ્તિ અર્થે જોવે (Jove) રચેલા પ્રબંધને અમલમાં લાવતાં અટકાવે છે. તદુપરાંત, જ્યારે તેનો સ્વામી તેના ભૂજપાશમાં બંધાય છે, ત્યારે તે નિદ્રાને લાંચ આપી ચિરસ્થાયી થવા વીનંતી કરે છે. તેના સ્વામીના હૃદયમાં પોતાને માટે ઉચ્ચ અભિપ્રાય અને પ્રશંસાની તીવ્ર લાગણી તે એટલી સફળતાથી ઉસ્કેરે છે કે ગતકાળમાં તેને પ્રાણપ્રિય થઇ પડેલી અન્ય સાત વ્યક્તિઓ સાથે તે તેને સરખાવે છે. મર્ત્ય નાયકો અને નાયિકાઓ જેમ દેવ દેવીઓનાં વર્ણનમાંય હોમરે ઘણી પ્રવીણતા દાખવી છે. જોવ (Jove) જોહુકમી, આતુર, ઉન્માદવશ આલેખવામાં આવ્યો છે. (Juno) ગ્રીકોને વિજય આપવા હંમેશાં મંડી રહે છે, અને તે એટલી ચતુર અને ચપળ છે કે પોતાના સ્વામીની ઉદાસીનતા સમજી લઇ તેની સાથે પ્રેમચેષ્ટા કરવાની તક શોધી લે છે, અને સ્વામીકૃપા સાધે છે. એપોલો (Apollo) મોતનો દૂત તેના પયગામ પહોંચાડવામાં અત્યંત ઉત્સાહી છે. કળા અને વ્યાપારની અધિષ્ટાત્રી દેવી મીનર્વા (Minerva) રણસંગ્રામની દેવી છે, અને આપણે માનીએ છીએ તે પ્રમાણે તે વ્યાપારને ઉત્તેજન આપનાર અત્યુત્તમ રમણી છે.

સ્વર્ગીય દેવ દેવીઓ સાથેનો નિકટ સંબંધ અર્વાચીન પ્રજાને કદાચ પાયા વિનાનો જણાશે. પરંતુ એટલું તો પ્રતીત થાય છે કે હોમર તેમને નશ્વર જગતના વ્યવહારમાં ભાગ લેતાં સચોટતાથી માનતો હતો. મધ્ય યુગની દંતકથાઓની ઉત્પાદક એજ માન્યતા છે, અને એ દંતકથાઓમાં આપણે નમ્ર વ્યક્તિઓના વ્યાપાર વ્યવસાયમાં હીસ્સો આપવા સ્વર્ગ છોડતાં સત્પુરુષો વીશે સાંભળીએ છીએ. બ્રહ્મચારિણી મેરી ( Virgin Mary ) એ પણ પોતાના પ્રણયપાત્રને મળવા તલસતી સ્ત્રી અથવા પુરુષને ઘણી વાર સાહાય્ય આપી સંભળાય છે.

હોમરની કાવ્ય શૈલી તે સમયના ગ્રીસની સામાન્ય ભાષા શૈલીથી નીર નીરાળી છે. ગ્રીસના વિધ વિધ ભાગોમાં પ્રચલિત ભાષાઓમાંથી તેને જે રસિક અને ઉચિત જણાયું તેનો સંગ્રહ કરી તેમાંથી તેનાં મહાકાવ્યો અર્થે

રાજા તેને ઠપકો આપતાં મંદ સ્વરે કહે છે કે:

" Thy sire, O Prince overturned the Trojan State,
× × ×
But you unworthy the high race you boast,
Shall raise my glory when thy own is lost. "

અર્થાત ઉચ્ચ જાતિમાં જન્માથી તું જે અભિમાન ધરાવે છે, તે વ્યર્થ છે, કારણ કે તું આ સંગ્રામમાં જ મારા શસ્ત્રનો ભેગ બનીશ અને તારાં અભિનતત્વ તથા વીરત્વનો ફાંકો પળવારમાં શૂન્યવત્ થઇ જશે. બન્યુ પણ એમજ. રેઠીયન ઘાયલ થયો અને સંગ્રામની વેદી પર રણચંડીએ તેનું બલિદાન આરોગ્યું. આટલા પ્રસંગ પરથી વાંચકને અણમોલ બોધ પ્રાપ્ત થાય છે, કે મિથ્યા પ્રલાપ અને મિથ્યાભિમાન વિનાશને પંથે દોરનારાં અમુક સાધનો છે.

આપણા સંસ્કૃત નાટકમા જેમ મહાકવિઓ નાન્દી દ્વારા સમસ્ત નાટકનું રહસ્ય શરુઆતમાં પ્રકટ કરે છે, તેમ હોમર પણ 'ઇલીયડ'ના ત્રીજા પ્રકરણમાં તેનું અંતિમ જાહેર કરે છે.

" × × the congregated troops obey,
Young Amphius and Adrastus' equal sway;
Old Merops' sons; whom, skilled in fates to come,
The sire forewarned, and prophesied their doom.
Hate urged them on! The sire forewarned in vain,
They rushed to war, and perished on the plain.

હોમર દેવ દેવીઓની આરાધના કરી તેના જીવન વ્યવસાયના ઉદ્દેશોને ફળ સિદ્ધ કરવા નિરંતર પ્રાર્થના કરતો હતો, એવું અનુમાન 'ઇલીયડ' ના ત્રીજા પ્રકરણમાં ટ્રોયનો નાશ કરવાના આશયથી તેના શત્રુ પક્ષે કયા વીરો ઉભા હતા, અને કીર્તિના વ્યામોહથી કે સંતપ્ત હૃદયની પ્રેરણાથી શત્રુપદનો અંગીકાર તેમણે કર્યો હતો તેના વર્ણનાર્થે તે નવ અજરામર દેવીઓની સાહાય્ય યાચે છે, તે પરથી સ્પષ્ટ થાય છે. તે લખે છે કે:—

"Say, Virgins, seated round the throne divine
All-knowing goddesses! immortal nine!
Since earths' wide regains, heavens' unmeasurd height,
And hell's abyss, hide nothing from your sight,
(We wretched mortal: lost in doubts below, but guess by rumour and but boast we know)
O, say, what-heroes, fired by thirst of fame,

Or, urged by wrongs, to Troys' destruction came ?
To count them all demands a thousand tongues,
A throat of brass, and adamantine lungs,
Daughters of Jove, assist ! and inspirred by you,
The mighty labour dauntless I pursue "

વળી, પ્રાચીન આર્ય દેશમાં આર્યોના મુખ્ય અસ્ત્ર શર ધનુષ્ય હતા, તેમ પ્રાચીન ગ્રીસની પ્રજાઓના વિવિધ અસ્ત્ર શસ્ત્રોમાં શર ધનુષ્ય અગ્રસ્થાન ભોગવતા હતા. હોમર એ પરત્વે પેરિસનું વર્ણન 'his bended bow across his shoulders hung' એ પ્રમાણે કરે છે

પુનઃ આપણે હેલન અને પેરીસ વચ્ચેના પ્રસંગ પ્રત્યે દ્રષ્ટિપાત કરીએ. મેનીલોસ પ્રાર્થના કરે છે કે—

"Give me, great Jove' to punish lawless lust.—"

આ પ્રાર્થના ઈશ્વરે કાને ધરી અને દુર્જનોને સખ્ત દંડ દેવાનો તેમનો નિશ્ચય થયો. પેરીસ ઘાયલ થયો, અને મેનીલોસનો હરીફ મહોતના મુખમાં જઈ પડ્યો. કામાંધતાનો પરાજય થયો, પરંતુ માત્ર પેરીસ કામાંધ હતો તેમ માનવામાં આપણી ગંભીર ભુલ થાય. હેલનને પેરીસ બળાત્કારે ઉપાડી લાગ્યો નહતો. પેરીસ માટે હેલનને પ્રેમ હતો, અને પરસ્પરની સંમતિથી ઉભયે સ્પાર્ટાનો ત્યાગ કર્યો હતો હેલન પેરીસના પ્રમાણભાન હોવા છતાં હતી છતાંએ મેનેલેઅસે તેનો સોત્સાહ અંગીકાર કર્યો, મેની-લોસની ન્યાયદ્રષ્ટિ ટુંકી અને પાંગળી નીવડી. પેરીસ અને હેલન સમાન રીતે શિક્ષાપાત્ર હતાં. પરંતુ હોમરે મેનીલોસને આટલી અલ્પ ન્યાય દ્રષ્ટિ શાને બક્ષી હશે, તેનો ઉકેલ કરવો મુશ્કેલ જણાય છે. નીતિનિયમોના ધોરણથી મેનીલોસનું વર્તન તપાસતાં તે અકતરૂં જણાયા વિના ન રહે. અને આપણી દ્રષ્ટિએ હોમર આ સ્થળે અને પ્રસંગે નિષ્ફળ નીવડ્યો છે, એમ કહ્યા વિના રહેવું નથી. ગ્રીક ચરિત્રને નિહાળતા વેંત જ હેલન પોતાના કર્મનો સખ્ત પશ્ચાત્તાપ કરતા કહે છે કે—

" Ill suits it now the joys of love to know
For deep my anguish and too wild my woe. "

હેલનના દિવ્ય સૌંદર્ય સાથે તેના વર્તન અને નીતિ આદર્શોની દિવ્યતાનો યોગ ન જળવાયો, એટલા પુરતી હોમરની કાવ્યશક્તિમાં ક્ષતિ દેખાય. રામાયણમાં સીતા તદ્દન નિર્દોષ છે ફક્ત કિંવદન્તીના આધારે રામે તેનો પરિત્યાગ કર્યો ત્યારે સામાન્ય આદર્શોથી હાગાધ નામે ગતને ઠક આપ્યો ત્યારે 'ઇલી-યડ'માં હેલને પાપ ચરણ આચર્યું મેનીલોસે એ બાબત પોતાની નજરે નિહાળ્યો, તથાપિ હેલનને લેશમાત્ર શિક્ષા નહીં એટલો જ પ્રસંગ રામાયણ અને ઇલીયડની સરખામણીમાં ઇલી-યડને નીચે દરજ્જે મુકવાને પર્યાપ્ત છે.

## ઇલીયડ અને ઓડીસી

એ બન્ને કાવ્યોને એકજ દષ્ટિએ તપાસતાં તેઓ એકજ પ્રકારનાં અથવા એકજ ઉત્સાહ ભાવ અને શૈલિથી લખાએલાં હશે, એમ જાણવાની આશામાં છેતરાવાનો સંભવ રહે છે, ઓડીસી નૈતિક અને રાજનીતિનાં સૂત્રોથી ભરપુર છે. દુનીઆ પરની પ્રત્યેક સ્થિતિની પ્રજાને તેમાંથી કંઈક કંઈક શિખવાનું અમુક પ્રાપ્ત થઈ શકે. અમુક બાબતમાં ઓડીસી ઇલીયડથી શ્રેષ્ઠ મનાય છે. ઇલીયડનું અંતિમ જનસમાજને બોધપ્રદ નથી. ઓડીસીનું છેવટ જનતાના અંતરનાં ઉંડાણમાં ઉપદેશામૃતનું સિંચન કરે છે.

ઓડીસીના નાયક યુલીસીસનો અલ્પ ચિતાર ઇલીયડમાં આપવામાં આવ્યો છે પરંતુ ઓડીસીમાં તેને જે સ્વરુપમાં વર્ણવ્યો છે, તે ઇલીયડમાં દર્શાવેલા ચિતાર કરતાં નિરાળો છે, ઓડીસીમાં તેને સામાન્ય મનુષ્યની કક્ષામાં મુકવામાં આવ્યો છે, અને તેના દીર્ઘ પ્રવાસ દરમ્યાન તેને નડેલી અનેકવિધ આફતો અને પ્રાપ્ત થએલા અસંખ્ય અનુભવો સામાન્ય પંક્તિના માનવીને એવા સંજોગોમાં સુલભ થઇ શકે છે. ઓડીસી કંઈક અંશે હાસ્ય પ્રધાન કૃતિ તરીકે લેખી શકાય, તેનાં અન્ય પાત્રો ઉચ્ચ પ્રકારનાં હાસ્યોત્પાદક પાત્રની કક્ષામાં સહીસલામતીથી મુકી શકાય. કેલીપ્સો દેવીપદને શોભાવનાર છતાં પ્રપંચની મૂર્તિ રૂપે ચિતરવામાં આવી છે. યુલીસીસની પત્નીનો પ્રેમ મેળવવાના ભગીરથ પ્રયત્નમાં નિષ્ફળ નિવડેલા ઉમેદવારો પ્રપંચ બાજી ખેલવામાં ન્યુનતા દાખવતા નથી. કેલીપ્સોનું વર્તન એથી વિભિન્ન નથી. સાઇક્લોપ્સ, મીલેન્થીઅસ અને ઇરસ કવચિત ટીખળ કરી મુકે છે. અને ઓડીસીમાં પ્રાયશઃ સર્વ બનાવો હાસ્યપ્રધાન કૃતિને છાજે એ પ્રકારનાં છે. જેમકે રમતગમત મીજબાનીઓ પ્રેમવિનોદ અને પરસ્ત્રીને ફોસલાવવાની ચળવળ વગેરે.

ઇલીયડનું મુખ્ય પ્રયોજન એથીલ્સનો અનિયન્ત્રિત અમાપ ક્રોધ અને તેનાથી નિપજતાં અનિષ્ટ પરિણામ. ઓડીસીનું રહસ્ય—રાજાની ગેરહાજરીમાં રાજ્યમાં પ્રસરતી અંધાધુંધી, અમલદારોનો ત્રાસ, પ્રજાના આર્તનાદ અને રાજાના પુનરાગમન વડે દેશમાં શાંતિ અને વૈભવની સ્થાપના, બળવાખોરેનો નાશ, અને અખિલ રાજ્યની સમૃદ્ધિ.

જેમ ઇલીયડ અને ઓડીસીનાં પ્રયોજન ભિન્ન તેમ તેમની સમાલોચના કરવાની અને તેમને સમજવાની દષ્ટિએ ભિન્ન હોવી જોઇએ. એકમાં આલેખાએલાં ભાવવર્ણનો અન્યમાં સ્વભાવતઃ નજ મળે, અને ન મળવાં જોઇએ. એકમાં પળેપળે મનોગોચર થતો જુસ્સો અન્યમાં ક્યાંએ ન મળી શકે. અને આ ભિન્નતામાં જ હોમરની કલ્પના, વાણી, અને કાવ્યશક્તિની અનુપમ ખૂબી રહેલી છે. કલ્પનાના ઘોડા છુટા મુકી દઇ ક્રોધ, ખુમારી અને વીરતાનાં ઉચ્ચતમ શિખર દર્શાવનાર કવિ નમ્રતા, ધૈર્ય, ટેક ઇત્યાદિ સાત્વિક તત્વોનાં ઉંડાણનાં માપ કાઢે, એ દુષ્પ્રાપ્ય અદ્વિતીય શક્તિ માનવસૃષ્ટિ વીશે ખરેજ દુર્લભ લેખાય.

## અનુવાદો.

હોમરની મહાકૃતિઓના અનુવાદો મુખ્યત્વે ચાર છે. ચેપમેન, હોબ્સ, ઓગીલ્બી અને પોપ. હોમરની કૃતિઓને યથાશક્તિ ન્યાય આપી આંગ્લ ભાષામાં તેમને ઉતારવાનો ભાગીરથ પ્રયાસ કર્યો છે. ચેપમેનનું ભાષાંતર કાવ્યમય હોવા છતાં એ તેમાં ઘણી ઘણી ક્ષતિઓ રહેલી છે. તેનો અનુવાદ હોમરના ઉદ્દેશોને અને વિચારોને પ્રસ્ફુટ કરવા નિષ્ફળ નીવડ્યો છે. તેનું ભાષાંતર પણ લાંબું છે. ઓડીસીના તેરમા પ્રકરણમાં બે ગ્રીક લીટીનું વિવરણ કરવામાં અંગ્રેજી વીસ લીટી યોજવાની તેને આવશ્યકતા જણાય છે. વિશેષમાં, હોમરના લખાણમાંથી નવીન અર્થ ઉપજાવી કાઢવાની તેને આમોધન પડી હોય એમ તેનો અનુવાદ વાંચતા જણાય છે. તેણે પંદર દિવસમાં અર્ધાં ઇલીયડનો અનુવાદ કર્યાના ગર્વસૂચક વેણુ તેના કાર્યની યોગ્ય કદર (?) કરવામાં સહાયભૂત થાય છે.

હોબ્સનો કાવ્યમય અનુવાદ હોમરના કાવ્યોનું રહસ્ય સમજવામાં ઠીક સાહાય્ય આપે છે. પરંતુ તેણે ઘણો ભાગ કાપી નાખ્યો છે. અને એવા બાદ કરેલા ભાગોમાં કેટલીક રસિક બાનીઓ ભળી ગએલી હોવાથી તેના અનુવાદને યોગ્ય આદર આપી શકાય નહીં. તેના અનુવાદની ન્યૂનતાથી તેની કાર્યદક્ષતા અને પ્રવીણતાનો ખ્યાલ કરવો ઉચિત નથી, એ ન્યૂનતાનું મુખ્ય કારણ અનેક કાવ્ય પંક્તિઓને અનુવાદના પ્રયાસમાંથી બાતલ કર્યાનું છે. કેટલાક પ્રયોગે એ તે આખી ઉપમાઓ અને પંક્તિઓ છોડી દે છે, અને તેની કોટિના વિદ્વાનને અસાધારણ એવી ગંભીર ભૂલો કરવાથી તે દોષપાત્ર બને છે.

ઓગીલ્બીનો અનુવાદ પણ સંતોષકારક ન ગણાય પોપનો અનુવાદ પણ સર્વ રીતે સંતોષ ઉપજાવે એવો નથી.

હોમર વીશે વિશેષ લખવાની મને ઘણી ઉમેદ છે, પરંતુ 'પુનઃ યોગ્ય સમય પ્રાપ્ત થયે પ્રસ્તુત લેખના અનુસંધાન રૂપ વિશેષ લખવાનું સામર્થ્ય ઇશ્વર આપશે તો અવશ્ય લખીશ. તે શુભ ઘડી આવી પહોંચે તે દરમ્યાન કવુક ઓઇ બકીંગહામે હોમરની પ્રશંસા કરતા ઉચ્ચારેલી ચાર લીટીઓ પ્રત્યે વાંચકોનું ધ્યાન ખેંચી હોમરના જગત સાહિત્યના ભાસ્કર સમા મહાકાવ્યોનો ઊંડો અભ્યાસ કરવાની તેમને હું સૂચના આપું છું.

"Read Homer once, and you
can read no more;
or all books else appear so
*mean, so poor,*
Verse will seem prose, but still
persist to read,
And Homer will be all the
books you need."

---

# શાલગ્રામ

લેખક:
રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ
સભ્ય, સાહિત્યસંસદ

મનુષ્યની ઉચ્ચમાં ઉચ્ચ અભિલાષા શું? કવિઓ અને કલાકારો, તત્ત્વજ્ઞાનીઓ કે દેશભક્તો પોતપોતાની સંકુચિત દ્રષ્ટિથી જુદો અભિપ્રાય આપશે. પરંતુ પૃથ્વી ઉપરની અનેક મનુષ્ય જાતિઓ અને નૃકુલોની માનસિક પ્રવૃત્તિઓના અભ્યાસ કરનારાઓને તો સ્પષ્ટ લાગે છે કે મનુષ્ય પોતાના કરતાં શ્રેષ્ઠતર અને બળવત્તર શક્તિની શોધમાં મથતો રહે છે. કાંઈક ભયથી, કાંઈક કુતૂહલથી, કાંઈક આવી ઉચ્ચ અભિલાષાના પ્રેરક બળથી મનુષ્યજાતિનું આ મંથન સતત ચાલુ છે. મનુષ્યજાતિના ઇતિહાસમાં આ મંથનના અનેક રૂપો જોવામાં આવે છે; નાસ્તિકવાદ અને જડવાદ પણ આ ઉચ્ચ અભિલાષાના ફળરૂપ છે. મૂર્તિપૂજા અને નિર્વિકલ્પ બ્રહ્મની ઉપાસના, દરિદ્રનારાયણની સેવા કે સમાજસેવા એ સર્વે આ અભિલાષા સાધવાના રસ્તા છે. આ બધા મંથનોમાં એકજ પ્રેરક બળ છે અને તે મનુષ્યને પોતાના કરતાં વધારે શ્રેષ્ટ અને બળવાન શક્તિની શોધ કરવાને પ્રેરે છે; તેની સાથે તે શક્તિમાંથી સ્વાર્થ અને પરમાર્થ માટે, અનેક પ્રકારના લાભ ઉઠાવવાને માટે તેની પૂજાની વિધિ, અને તેને માન આપવાના સાધાનોની યોજના સર્વ પ્રજામાં સર્વકાળે થાય છે.

આ સર્વ વ્યાપી ધાર્મિક ભાવનાનું એક સ્વરૂપ શાલગ્રામમાં વ્યક્ત થાય છે. પરમશક્તિની આરોપણા શાલગ્રામમાં કેવી રીતે થવા પામી, તેનું પૌરાણિક અને વાસ્તવિક સ્વરૂપ શું છે, તે સંબંધી વિવેચન આ લેખમાં કરવામાં આવશે. તે વિવેચનમાં પુરાણવિદ્યા, મનુષ્યવિદ્યા અને ભૂવિદ્યા એ ત્રણે ઉપયોગી થઇ પડશે.

શાલગ્રામ એ વિષ્ણુમૂર્તિનો પ્રકાર છે, અને હીંદુ ધર્મોના દેવો અને મૂર્તિઓમાં તેનું સ્થાન અપ્રતિમ છે. બીજી સાધારણ મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠાની જરુર પડે છે પરંતુ શાલગ્રામતો સ્વયંભૂ ગણાતા હોવાથી પ્રતિષ્ઠાની જરુર પડતી નથી. તેની પૂજા પણ સહેલી ગણાય છે, અને બીજા કોઇ દેવની સેવા ન થાય તો શાલગ્રામને તો ભજવા જોઇએ એવા પ્રકારની માન્યતા નીચેની ગ્રામ્ય ઉક્તિમાંથી ફલિત થાય છે:—

પૈસો મારો પરમેશ્વર, બૈરી મારો ગુરુ
છૈયાં છોકરાં સાળગરામ, તો પૂજા કોની કરું?

શાલગ્રામની પૂજાની મહત્તાનું અને તેની ઉત્પત્તિનું માહત્મ્ય પુરાણોમાં અનેક સ્થળે મળી આવે છે. જુદા જુદા પુરાણકારોએ જુદી જુદી દૃષ્ટિએ આ વીશે નવી નવી યોજના કરી છે. ભાગવત પુરાણમાં શનિને કારણરૂપ બનાવવામાં

આવ્યો છે. મનુષ્યના પ્રારબ્ધનું નિયમન કરવા વિષ્ણુએ નવ ગ્રહો બનાવ્યા, તેમાં શનિને રાજ્ય મળતા તરતજ તેણે બાર વર્ષ સુધી પોતાની સેવા કરવાનું બ્રહ્માને ફરમાવ્યું. બ્રહ્માજીને આ વાત નહી ગમવાથી તેમણે શનિને પહેલા વિષ્ણુ પાસે જવાનું કહ્યું. વિષ્ણુએ એ વાતનો નીકાલ બીજે દીવસે કરવાનું કહ્યું બીજે દીવસે શનિને આવતા જોઈને તેની બીકથી વિષ્ણુએ 'ગંડકી' પર્વતનું રૂપ લઈ લીધું શનિએ પણ ક્રોધ કરીને કીટકનું રૂપ લીધું અને પર્વતને અંદરથી કોરવાનું શરૂ કર્યું. બાર વર્ષ સુધી મહેનત કરવા છતાં શનિનું કાંઈ વળ્યું નહીં અને પોતાની દશા ઉતર્યા પછી શનિ પણ ઢીલો પડી ગયો. આ યુદ્ધના અંતે વિષ્ણુએ ગંડકીને આશીર્વાદ આપ્યો કે શનિએ કોરેલા તેના પથરા ચક્રરૂપ થશે અને આવી ચક્રયુક્ત શિલાઓ સ્વતઃ વિષ્ણુ તરીકે પુજાશે.

પદ્મપુરાણમા આથી બીજી ઉક્તિ છે. ગંડકી નામની સ્ત્રીએ એક સમયે પોતાના તપથી બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરને પ્રસન્ન કર્યા અને વર માગતી વખતે માગ્યુ કે બધા દેવો તેના પુત્રો થઈને રહે. આવો વર આપી શકાશે નહીં એવું દેવો તરફથી કહેવામા આવતાં ગંડકીએ ક્રોધથી શાપ આપ્યો કે તમો બધા દેવો કીટક-કીડા થઈ જાઓ. દેવોએ વળતો શાપ આપ્યો કે તું જડ નદી થઈને પડ. આવો અન્યોન્ય શાપ મળવાથી સદા કોલાહલ થઈ પડયો અને દેવો વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ બધાનું સમાધાન કરતાં કહ્યું કે હું ગંડકગિરિ-રાજનું રૂપ લઈશ. તેના દશયોજન સુધી ચક્રતીર્થ પવિત્ર તીર્થ ગણાશે. તે પર્વત શિલાઓમા તમે વજ્રકીટ થઈને પડશો; તમા દાંતે કોરાએલી શિલાઓ શાલગ્રામ કહેવા મારા સ્વરૂપ તરીકે પુજાશે અને પાસે આવે ગંડકી નદીના તે પુત્રો ગણાશે. આ પ્રમા પરસ્પર શાપનું નિવારણ થાય છે અને શાલ ગ્રામની પૂજાનું સ્વરૂપ નક્કી થાય છે.

પરંતુ સર્વથી રસિક વર્ણન બ્રહ્મવૈવ પુરાણમા છે. જલંધર આખ્યાન પ્રસિદ્ધ છ જાલંધર નામનો દૈત્ય ઈંદ્રાસન મૂળવે છે અ જ્યા સુધી તેની પત્ની વૃન્દા ભ્રષ્ટ થાય નહિ ત્યા સુધી દેવો જીતે કે નિગ્રહ કરી શકે એ નથી. તેથી વિષ્ણુ જાલંધરનું રૂપ લઈને ક ટથી વૃંદાને ભ્રષ્ટ કરે છે અને આ રીતે જ જાલંધરનો નાશ થાય છે વૃંદાને ખરી વસ્તુ સ્થિતિનું ભાન થતા તે વિષ્ણુને ઓળખી કાં છે અને શાપ આપે છે કે જેવી રીતે દયાહીન પાષાણ હૃદયના થઈને છળથી મારા સ્વામીને માર્યો છે તેવી રીતે તમે પણ હંમેશ પાષાણ રૂપે રહેજો. વિષ્ણુ પણ આ શાપ સ્વીકારીને ગંડકી તીરે ગંડક પર્વતરૂપે ભારત દેશમા જવાનું કબુલ કરે છે, અને પોતાના પાપના નિવારણની ખાતર વજ્રકીટ, કૃમિ, વજ્રદંષ્ટ્રા વગેરે નાના પ્રાણીઓથી કોતરાઈ દુઃખ પામે છે. આ પ્રાણીઓથી કોતરાઈને છૂટી પડેલી શિલાઓ શાલગ્રામ તરીકે પુજાય છે. વૃંદા પણ તુલસી રૂપે પૃથ્વી ઉપર જન્મે છે. વિષ્ણુના વૃંદા ઉપરના અપૂર્વ પ્રેમને લીધે તુલસી વિના કોઈ પણ

વસ્તુ વિષ્ણુને સ્વીકાર્ય નથી. § તુલસીપત્ર વિનાની વિષ્ણુપુજા અપૂર્ણ અને નિષિદ્ધ ગણાય છે. તુલસી અને વિષ્ણુ (શાલગ્રામ) ના લગ્ન પ્રતિવર્ષે હજીપણ ઘણીજ ધામધુમથી ઉજવાય છે. વિષ્ણુ અને તુલસીનો પાપ અને શ્રાપ મિશ્રિત પ્રેમ એ પૌરાણિક કથાઓમાં અનેક રીતે રસિક ગણી શકાય.

શાલગ્રામની ઉત્પત્તિ અને વર્ણનમાં પુરાણકારોએ બતાવેલી કેટલીએક ઝીણવટ ખાસ નોંધવા જેવી છે. ઉપર દર્શાવેલા ત્રણે વર્ણનમાં કીટક અને કીડાઓના લીધેજ આ શાલગ્રામ થાય છે તે સામાન્ય છે. અર્વાચીન ભૂવિદ્યા અને પ્રાણી અવશેષ શાસ્ત્ર પણ આ સંબંધ વધારે સ્પષ્ટતાથી સમજાવે છે તે આપણે હવે પછી જોઈશું. પરંતુ એટલું તો ધ્યાનમાં રાખવા જેવું છે કે શાલગ્રામના પ્રથમ પૂજકોને કીડા જેવા પ્રાણીઓ અને શિલાઓ વચ્ચે કાંઇ સંબંધ છે એમ ખાત્રી થઇ હતી. આ સંબંધ પવિત્ર ગણાય અને તેના પૂજકોની શ્રદ્ધા વધે તેટલા માટેજ પૌરાણિક કથાઓ યોજવાની જરૂર હતી. શાલગ્રામની જૂદી જૂદી જાતનું ઝીણવટ અને બારીકાઇથી કરેલું વર્ણન તેમની નિરીક્ષણ શકિત અને વર્ણન શકિત—આંખ અને કલમ બંનેની તાકાત—દર્શાવે છે. મ. રા. રા. ગણપતિનાથ આયરના પસિદ્ધ પુસ્તક "હિંદુ મૂર્તિશાસ્ત્ર" Hindu Iconography માં અસંખ્ય જાતના શાલગ્રામોનું વર્ણન છે; શાલગ્રામની પરીક્ષા અને કીંમતનો નિર્ણય કરવાને માટે સ્વતંત્ર પુસ્તકો રચાએલાં છે; હીરા પારખનારની પેઠે શાલગ્રામ પારખનારનો ધંધો એક વખતે સારો ચાલતો, કારણકે કેટલીકએક વાર તો શાલગ્રામ ની કીંમત રૂ. ૨૦૦૦) સુધી ઉપજતી. શાલગ્રામની અંદરના વમળોની સંખ્યા, ગતિ, દિશા, પ્રકાર તેમજ તેના રંગ ઉપરથી વિષ્ણુના કયા અવતારનું રૂપ છે તેનો નિર્ણય થાય છે. આમળાના કદના અને નાગની ફેણના જેવા દેખાતા શાલગ્રામ ઘણાજ શુભ અને ફળદાયી ગણાય છે. રંગ ઉપરથી શાલગ્રામના નામ અપાય છે અને તેનું ફળ આલેખાય છે; કાળાને નરસિંહનું નામ અપાય છે અને તે કીર્તિ આપનાર ગણાય છે; વાસુદેવ નામના શ્વેત હોય છે અને પાપ નાશ કરનાર ગણાય છે; તેવીજ રીતે વામન, દામોદર, અનિરૂદ્ધ, ક્ષેત્રવૈષ્ણવ, શ્રીધર,

§ બ્રહ્મવૈવર્ત પુરાણના પ્રકૃતિખંડના ૧૬માં અધ્યાયના નીચેના શ્લોકો અગત્યના છે. તે મેળવી આપવા માટે મારા મિત્ર રા. અંબાલાલ બુલાખીરામ જાનીનો ઉપકાર માનું છું.

तुलसी उवाच-हे नाथ ते दयानास्ति पाषाणसदृशस्य च छलेन धर्मभंगेन मम स्वामीत्वया हतः॥ पाषाण हृदयस्त्वं च दयाहीनो यतः प्रभो। तस्मात् पाषाण स दृशस्त्वं भव हरेऽधुना॥

श्री भगवान्-अहंच शैलरुपी च गंडकी तीर सन्निधौ। अधिष्ठानं करिष्यामि भारते तव शापतः॥ वज्रकीटाश्च कृमयो वज्रदंष्ट्राश्च तत्रवै। तच्छिला कुहरे चक्रं करिष्यन्ति मदीयकम्॥ तुलसीपत्र विच्छेदं शालग्रामे करोति यः तस्य जन्मान्तरे कान्ते स्त्री विश्लेषो भविष्यति।

સંકર્ષણ વગેરે નામો આપવામાં આવેલ છે. શાલગ્રામ પૂજાનો પંથ એક સમયે બહુ જ દૃઢ રીતે સ્થાપિત થએલો લાગે છે કારણ કે પદ્મ પુરાણમાં શાલગ્રામને વેચવાનો નિષેધ છે અને વેચનાર નરકે જાય છે એવો ઉલ્લેખ છે વળી આ પૂજાને એટલું ઉંચું સ્થાન આપવામાં આવ્યું હતું કે તે સમયની પ્રણાલિકા પ્રમાણે શૂદ્રો અને સ્ત્રીઓને અનધિકારી ગણવામાં આવ્યા હતા. નીચેના પદ્મપુરાણના શ્લોકો હાલના જમાનામાં નવેસર લખાવા અશક્ય છે અને જો લખાય તો તેની વિરુદ્ધ કેટલી સભાઓ ભરાય તે કલ્પી શકાય નહી.

विप्र क्षत्रिय वैश्यानां शालग्राम शिलार्चने –
अधिकारो न शूद्राणां हरेरर्चने तथा ॥
न कदाचित् स्त्रिया कार्यं शालग्रामस्य
पूजनं भर्तृहीनाथ सुभगा सर्वलोक
हितैषया ॥
मोहात् स्पृशेत महिला जन्म शीलगुणा-
न्विता । हित्वा पुण्यसमूहस्तु सत्वरं
नरकं व्रजेत् ॥

હવે શાલગ્રામની પૂજા ક્યારે અને શા રીતે શરૂ થઇ તે વિષે મનુષ્યવિદ્યા અને તુલનાત્મક ધર્મ–વિદ્યાના દૃષ્ટિબિંદુથી તપાસીએ. શાલગ્રામ શબ્દની વ્યુત્પત્તિ આ પૂજા ઘણા પ્રાચીન સમયથી શરૂ થઇ હોય એમ કાંઇક દર્શાવે છે. શાલના ઝાડના જેવો સખત અને કાળો લીસો પત્થર તે શાલશિલા અથવા શાલ-ગ્રામ; અથવા તો શાલગામના ઝાડ નીચે મુકેલા નાના પત્થરોનો સમૂહ. ગામની બહાર ઝાડ નીચે પત્થરો, સર્પ દેવતા, ગ્રામદેવતા, શીતળામાતા, હનુમાન વગેરેની મૂર્તિઓ હજુ પણ ઘણે ઠેકાણે જોવામાં છે વેદના સંસ્કારી કાળના પહેલા સમયમાં પણ આવી પૂજા પ્રચલિત હશે કારણ કે દ્રાવિડી દેશોમાં હજુ પણ આવી પ્રથા ચાલુ છે આ પ્રમાણે શિલાઓની પૂજા આપણી પૃથ્વી ઉપર લગભગ દરેક દેશમાં જોવામાં આવી છે. અને તે ઉપરથી મનુષ્ય–સ્વભાવની સાર્વત્રિક એકતા સ્પષ્ટ થાય છે. આફ્રીકાની મનુષ્યવિદ્યાનો એક અભ્યાસક લખે છે કે Smooth stones apparently picked up out of the bed of the river were regarded as representatives of certain gods and whenever the stone was the god was supposed to be, One resembling a fish would be prayed to as the fisherman's God." નદીના પટમાંથી મળી આવતા લીસા પત્થરો દેવો તરીકે પૂજાય છે અને તેની આકૃતિ પ્રમાણે તે દેવોનું નામ અપાય છે. માછલીની આકૃતિવાળા પત્થરો માછીમારોના દેવો ગણાય છે" 'સ્કોન' નામનો એક પ્રાચીન લીસો પત્થર સ્કોટલેન્ડનો અધિષ્ઠાતા દેવ ગણાતો અને તેમના રાજાઓના સિંહાસન ઉપર મુકાતો. એડવર્ડ રાજાએ તેને ઇંગ્લાંડના રાજ્યાસન ઉપર મુક્યો ત્યારથી તે હજુ પણ તે સ્થાન ઉપર વિરાજે છે. ઇસ્લામના પ્રારંભ પહેલાં આરબ પ્રજામાં " કાબા " નામનો કાળો લીસો પત્થર પૂજાતો અને તેના પર લોકોની શ્રદ્ધા એટલી બધી હતી કે મૂર્તિપૂજાનો નિષેધ કરવા છતાં

ઇસ્લામ આ "કાબા" પથ્થરની પૂજા અટકાવી શક્યું નથી.* આ પ્રમાણે પ્રાચીન કાળની અશિષ્ટ પ્રજાઓમાં પ્રચલિત પૂજા પાછળથી શિષ્ટ સ્વરુપમાં ઘણા ધર્મોમાં દાખલ થઇ છે એ ઘટના મનુષ્ય વિદ્યા (anthropology)નાં અભ્યાસકો અને તુલનાત્મક ધર્મવેત્તાઓ સારી રીતે જાણે છે. અનાર્ય પ્રજાઓમાં થતી શિલાપૂજાને ઉન્મત્ત સ્વરૂપ આપવાને માટે પૌરાણિક સમયમાં શાલગ્રામને વિષ્ણુનુંરુપ ગાપવામાં આવ્યું હોય એમ ધારી શકાય.

વેદના સમયમાં તેમજ ઉપનિષદના સમયમાં મૂર્તિપૂજા શિષ્ટ લોકોમાં પ્રચલિત નહોતી. તે સમયમાં ધાર્મિક શ્રદ્ધા મંત્ર અને યજ્ઞમાં સંતોષ માનતી. ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય, વરુણ, મરુત્ અશ્વિન્ વગેરે વેદના દેવો અમૂર્ત સ્વરૂપમાંજ યજ્ઞ અને મંત્રથી પૂજાતા. બૌદ્ધકાળમાં યજ્ઞ અને પશુવધ બંધ થવાથી, અને પાછળથી બુદ્ધની પણ મૂર્તિપૂજા શરૂ થવાથી મનુષ્યની ધર્મ બુદ્ધિ ફરીથી મૂર્તિપૂજા અને મંદિરો તરફ વળી. તે સમયમાંજ વેદમાં અસ્પષ્ટ અને અપૂર્ણ રૂપમાં આલેખાએલા બ્રહ્મા, વિષ્ણુ, અને શિવની ત્રિપુટિને સ્પષ્ટ અને સુગમ્ય સ્વરૂપ આપવામાં આવ્યું. ઋગ્વેદમાં "પ્રાર્થનાના પ્રભુ" ગણાતા બ્રાહ્મણસ્પતિ-બ્રહ્મા ઉપનિષદ કાળમાં "બ્રહ્મ" થયા અને પૌરાણિકકાળમાં સૃષ્ટિના સર્જક ગણાયા. વેદમાં વિષ્ણુ એ સૂર્યનું નામ હતું અને સજીવ સૃષ્ટિના પાલનહાર ગણાતા; પુરાણોમાં વિષ્ણુની મહત્તા દશાવતારથી, અને લોક અને દેવોના કલ્યાણને માટેના અનેક પરાક્રમોથી સુદૃઢ થઈ અને તે સૃષ્ટિના સંરક્ષક થયા. ઋગ્વેદમાં વિદ્યુત અને વજ્રને ફેંકનારા વાદળાઓના નામમાં રુદ્રનું નામ આવે છે; તે વનના પશુ જેવા વિકરાળ અને વિનાશકારક ગણાતા. તે રૂપમાંથી રુદ્રનું સૃષ્ટિ-સંહારક રૂપ પુરાણોમાં પ્રસિદ્ધ થયું.

આ પ્રાચીન ત્રિપુટિના નવા રૂપ અને નવા દેશકાળને યોગ્ય નવી મૂર્તિઓ, તેમના વસ્ત્રો, આભૂષણો, આયુધો અને પુજાની વિધિ પણ બદલાતી ગઇ. વિષ્ણુના આ નવા રૂપમાં ચતુર્ભુજ રાખવામાં આવ્યાં; અને તેમાં શંખ, ચક્ર, ગદા, અને પદ્મ મૂકવામાં આવ્યાં. તેમાંથી ચક્રની પૂજાનું એક સ્વરૂપ શાલગ્રામમાં આરૂઢ થએલું લાગે છે. તે વીશે બે કલ્પના કરી શકાય. એક શાલગ્રામની પ્રાચીન વેદપૂર્વના કાળની પૂજાને આ પ્રમાણે શિષ્ટ સ્વરૂપ આપવામાં આવ્યું. શંખ એ પણ પ્રાણી અવશેષ છે અને ચક્રાકાર વાળા પ્રાણી અવશેષ પણ શાલગ્રામ રૂપે પુજાતા હોય તો તેમાં કાંઇ નવાઇ નથી કારણ કે યૂરોપની પ્રાચીન પ્રજાઓમાં પણ આવા પ્રાણી અવશેષની પૂજા પ્રચલિત હતી. એક બીજી કલ્પના એમ કરી શકાય કે શિવપૂજાની વિધિમાં સ્વયંભૂ જ્યોતિર્લિંગની કલ્પનાને અનુસરતી એક કલ્પના વિષ્ણુ પૂજામાં પણ હોવી જોઇએ અને પ્રાણપ્રતિષ્ઠા કર્યા શિવાય વિષ્ણુપૂજા કરવાને માટે આ શાલગ્રામનુ શિષ્ટ સ્વરૂપ સ્વીકારાયું હોય. ગમે તેમ હોય તો પણ એટલું તો સિદ્ધ છે કે પુરાણ કાળમાં કેવળ શિલા કે પ્રાણી અવશેષને પૂજતા પહેલાં તેને સુંદર અને

* Evolution of the Idea of God by Grant Allen. Chapter V.

આકર્ષક કનિદામથી મનુષ્યની શ્રદ્ધા દૃઢ કરવાના સર્વ સાધનો યોજાવા છે. આ પૂજામાં દોષ કે અપોઆના શોધવાનો આ પ્રસંગ નથી કારણ કે સર્વ ધાર્મિક પ્રવૃત્તિ વાસ્તવિક રીતે મનુષ્યની ઉચ્ચ અભિલાષાઓ સંતોષવાને પ્રેરે છે. અને ધર્મના સર્વ પ્રકાર અને સાધનો અમુક પ્રકારની માનસિક સ્થિતિને યોગ્ય લાગે છે; તેમાં અમુક સાધન કે અમુક મૂર્તિ કે અમુક સંપ્રદાય શ્રેષ્ઠ છે એમ કહી શકાય નહીં.

यो यो यां यांतनुं भक्तः श्रद्धयाऽ-
र्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विद-
धाम्यहम् ॥ गीता॰ ७-२१

When a human heart cries out to what name it matters not—for a larger spirit and a stronger help than the visible things of life can give, straight way the nameless Helper is with it એ શ્રેય જી. વેલ્સના શબ્દો આ સાર્વત્રિક ધાર્મિક ભાવનાના સૂચક છે. 'જડ સૃષ્ટિથી મળી શકે તેનાથી વધારે બળવાન મદદ અને વધારે વિશાળ આત્મબળની જરૂર માટે જ્યારે જ્યારે મનુષ્યનું હૃદય તલસે છે ત્યારે ગમે તે સ્વરૂપ કે નામથી કરેલી વિનતી કે પ્રાર્થનાનું ફળ તે મહાન અનામિક સહાયક તરફથી મળે છે. આથી શાલગ્રામનું અસલસ્વરૂપ જાણવાથી તેના પૂજકોની શ્રદ્ધા ઓછી થવાનો કે ઓછી કરવાનો આ પ્રસંગ નથી.

શાલગ્રામ એ પ્રાણી અવશેષ છે તો તેના રૂપ, રંગ, અને કદમાં ફેર કેમ રહે છે, અને તેની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તે પ્રાણીના જીવન સમયની ભૌગોલિક સ્થિતિ વગેરે સંબંધી જ્ઞાન મેળવવાનો અને ભૂવિદ્યા અને પ્રાચીન પ્રાણી અવશેષ વિદ્યામાં અંથૂપાત કરવાનો આ પ્રસંગ જરા દેખાતું નહીં. વાસ્તવિક રીતે આ લેખનું પ્રયોજન શાલગ્રામના ધાર્મિક અને પૌરાણિક રૂપના કરતાં તેના ભૌતિક રૂપનું વર્ણન કરવાનું અને શાલગ્રામના પૂજકોને પણ તેનું માહાત્મ્ય વૈજ્ઞાનિક દૃષ્ટિએ સમજાવીને વિજ્ઞાનમાં રસ લેતા કરવાનું છે.

શાલગ્રામની પૌરાણિક ઉત્પત્તિમાં આપણે જોયું છે કે વજ્રકીટના યોગ થકી પથ્થરો કપાઈને શાલગ્રામનું રૂપ ધારણ કરે છે. અર્વાચીન વિજ્ઞાન કહે છે કે શાલગ્રામ એ એમોનાઈટ નામના પ્રાચીન પ્રાણીઓના શિલામય અવશેષ છે. शब्दकल्पद्रुममां શાલગ્રામની વ્યાખ્યા આપેલ છે કે शालग्राम विष्णुमूर्ति विशेषः। सच गण्डकी उद्भव-वज्रकीट कृत चक्र युक्त शिला द्वारकोद्भव ताद्दश शिलाच। વાસ્તવિક રીતે શાલગ્રામ એ એમોનાઈટ પ્રાણીના શિલામય અવશેષો છે, બધા એમોનાઈટ આવી રીતે પૂજાતા નથી પરંતુ નદીના પ્રવાહમાં ઘસડાઈને જેનો બહારનો ભાગ ગોળ થયો હોય અને બહારથી સુંદર લીસો આકાર થયો હોય તેજ પૂજાય છે, આ શિલાઓના મધ્યભાગમાં છેદ હોય છે અને એ છેદમાંથી અંદરના ભાગના ચક્રની આકૃતિના વમળો દેખાય છે—આ વમળો એ અસલ પ્રાણીના અવશેષો અને આ વમળો નેજ વિષ્ણુના ચક્રનું નામ આપવામાં આવે છે

ાલગ્રામના જેવાજ પ્રકારના છીપ પરવાળા ંખ શંખલાઓ પ્રાણીઓના અવશેષ હોય છે ણી રીતે ઉપયોગી થાય છે. આ અને ગોકળ ાય જેવા બીજા નાનાં પ્રાણીઓ પોતાના જીવન અને રક્ષણને માટે એવાં ખોખાં જાત મહેનતથી બનાવે છે; અને એ ખોખામાં પ્રાણીઓ નિશ્ચિંત રીતે રહી શકે છે. આ પ્રાણીઓનો નાશ થવા છતાં પણ આ પ્રકારનાં ખોખાં કુદરતના સંહારક બળોની સામે ટકી શકે છે અને મનુષ્યના ઉપયોગમાં આવે છે. છીપ, શંખ ખલા વગેરે અર્વાચીન સમયનાં જીવતાં પ્રાણીના અવશેષો હોવાથી લગભગ અસલના રૂમાં મળી આવે છેઃ પરંતુ તેનાથી પ્રાચીનકાળના અવશેષો જે જે શિલાઓમાં દટાઈ રહે છે તેનું રૂપ અને રંગ પકડે છે, આ રૂપાંતર થવા છતાં પણ તેની બાહ્ય આકૃતિ આ નવી શિલાઓમાં આબેહુબ રીતે જળવાઇ રહે છે. કોઇ વખતે વનસ્પતિના પાંદડાની કે મૂળની આકૃતિ અથવા પ્રાણીઓના આખા શરીરની કે અમુક હાડકાની કે દાંતની કે પગલાંની આકૃતિઓ સુરક્ષિત રીતે શિલામય રૂપમાં જળવાઈ રહે છે. ભૂતલ ઉપર બંધાતા નવા સ્તરો એટલા તો ધીમેથી અને સફાઈથી બંધાય છે અને બે સ્તરોની વચ્ચે સપડાએલા પ્રાણીઓના સ્વરૂપ એટલા તો ધીમે ધીમે રૂપાંતર પામે છે, કે તેમની અંતરરચના અને બાહ્યરચના અણુએ અણુ અને કણે કણ સુંદર અને વ્યવસ્થિત રીતે ગોઠવાય છે. તેથી ઝીણામાં ઝીણી ભાત આ શિલામય આવરણમાં સ્પષ્ટ દેખાય છે, અને આ અવશેષોની આકૃતિ કોઈ કારીગરે ખાસ મહેનત લઇને બનાવી હોય તેવો ભાસ થાય છે, આ કારણથી આવા અવશેષો સ્વયંભૂ મૂર્તિ-ઇશ્વિરના સ્વનિર્મીત રૂપતરીકે પૂજાય છે. વૈષ્ણવોથી પૂજાતા શંખ અને શાલગ્રામ એ બંને એકજ મોલસ્ક જાતિના કુટુંબો છે; તેજ પ્રાચીન સમયના બીજા પ્રાણીના અવશેષ "બેલેમ્નાઇટ" યુરોપમાં દેવોના વજ્ર (thunderbolt) તરીકે પૂજાતા. આવાં પ્રાચીન પ્રાણીઓના અવશેષોની પુજા યુરોપમાં મધ્યકાલીન સમયમાં એટલી બધી પ્રચલિત હતી કે તે સમયના ધર્માંધ પંડિતોએ તેનાં પૂજન અથવા નિરીક્ષણ સામે ખાસ મનાઇ હુકમ કાઢવો પડયો હતો; તેમણે એવું બહાનું કાઢયું હતું કે આ અવશેષો તો સેતાનની પ્રવૃત્તિનું ફળ છે માટે તેના સામું પણ જોવું નહી.

એમોનાઇટ પ્રાણીની હયાતી પૃથ્વી ઉપર ઘણા કાળ સુધી રહી હતી, અને તે લાંબા સમયમાં તે જાતિના ઘણાં રૂપાંતરો થયાં છે; અને અત્યારે અવશેષવેત્તાઓએ તેની લગભગ પાંચસો જાતની ઉપજાતિઓ જુદી પાડી છે. તેમની વિવિધતાનો ખ્યાલ આપવાને માટે એટલું જણાવવું બસ થશે કે એક તસુથી અડધા ગજ ઉપરાંતના વ્યાસવાળા અવશેષો મળી આવ્યા છે. આ પ્રાણીઓ પૃથ્વીના ઇતિહાસમાં ઘણાં પ્રાચીન ગણાય છે કારણ કે તેમનો કાળ લગભગ બે કરોડ વર્ષ જેટલો જૂનો છે. પૃથ્વીના ઇતિહાસમાં ૭ મુખ્ય યુગ ગણાય છે. નિર્જીવયુગ, જીવનારંભ યુગ, પ્રાથમિક જીવનયુગ, માધ્યમિક જીવનયુગ, અર્વાચીન જીવનયુગ, અને સાંપ્રતયુગ;* તેમાંથી માધ્યમિક જીવનયુગ

*જુઓ આ લેખકનું પુસ્તક વિજ્ઞાનવિનોદ પૃ. ૯૩.

(Mesozoic)માં એમોનાઇટનો જન્મ અને વિકાસ થયો હતો. તે સમયના બીજા પ્રાણીઓ વનસ્પતિઓ, શિલાઓ, અને ભૌગોલિક રચના સંબંધી ઘણું જાણવાનું છે. એ યુગમાં પગવાળાં પ્રાણીઓ પૃથ્વી ઉપર પ્રથમ દેખાય છે અને વિલક્ષણ રીતે વૃદ્ધિ પામે છે તે સમયમાં ગીરોલીના જેવા ટુંકા પગવાળા પણ ગંજાવર વિકરાળ અને ક્રૂર પ્રાણીઓ ઘણા હતા. ઇગ્વાનૉડન નામનું પ્રાણી ૩૦થી ૪૦ ફુટ લાંબુ અને હાલના હાથીના જેટલું ઉંચું હતું. ઇક્થીઓસોરસ ત્રીસ ફુટ લાંબુ હતું અને તેની આંખો મોટી અને દૃષ્ટિ તીક્ષ્ણ હતી, પ્લેસીઓસોરસનું મોઢું ગીરોલી જેવું હતું પણ દાંત મગર જેવા હતા, ગરદન સાપના જેવી લાંબી હતી. અને બીજો દેખાવ ચારપગા જાનવર જેવો હતો. ટેરોડેક્ટાઇલ પ્રાણી ઉડતી ગીરોલીના જેવું હતું તે પણ ૨૭ ફુટ લાંબું હતું અને તેની પાંખો ચામાચીડીઆના જેવી હતી. વળી આ સમયમાં વનસ્પતિ અને વૃક્ષો પણ મોટા અને ગંજાવર હતા. આ મોટા વૃક્ષોના જંગલો સામટા દટાઇ જવાથી હીંદમાં પ્રાપ્ત થતા ખનીજ કોલસાના સ્તરો બંધાયા હતા તે પણ આજ મહાયુગના પ્રાણ જીવન નિર્વાહને માટે એમોનાઇટને પોતાના રક્ષણને માટે કાચબા ગણના જેવું ખોખું બનાવવું પડેલું: તે ખોખાનો આકાર શિલાના સ્તરોમાં દબાઇ જવાથી તેના અવશેષો બંધાયા. આ સ્થળે સ્પષ્ટ કરવું જોઇએ કે ઉપરના જણાવેલા પ્રાણી અને વનસ્પતિ જમીન ઉપર રહેતાં પરંતુ એમોનાઇટ તો સમુદ્રવાસી જળચર પ્રાણી હતું: જો કે તાળ પાણી અને ખાર પાણીના પ્રાણીઓ એક કાળના હોઇ શકે પણ તેમને એક બીજાના સંસર્ગમાં આવવાના પ્રસંગો ઘણા ઓછા હતા.

જે સમુદ્રમાં એમોનાઇટ પ્રાણીઓ વાસ કરતા અને જીવન નિર્વાહ કરતા તે સમયના સમુદ્રની કહાણી રમુજી છે. એમોનાઇટના અવશેષો હિમાલયના પ્રદેશમાં મળે છે એટલું જ નહીં પણ દ્વારકા અને કચ્છના કેટલાએક ભાગમાં, નર્મદાની ખીણમાં આવેલા ગ્વાલીયર રાજ્યના બાઘ શહેર પાસે, અને છેક દક્ષિણમાં ત્રિચિનાપોલી પાસેના સ્તરોમાં મળે છે. આ બધો પ્રદેશ એક સળંગ સમુદ્રનો ભાગ હતો એમ સ્તરો અને અવશેષોની સાક્ષી સિદ્ધ કરે છે. આવા એમોનાઇટવાળા સ્તરો ઠેઠ યુરોપ સુધી મળી આવે છે તેથી છેક યુરોપ સુધી આ સમુદ્ર સળંગ હતો એમ ધારવામાં આવે છે. બે કરોડ વર્ષ પહેલાંનો આ યુરોપીઅન-સમુદ્ર હાલના કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત ઉત્તર સુધી હાલના હિમાલયના પ્રદેશની ઉપર થઇને છેક ટીબેટ સુધી પહોંચતો. વિંધ્યાચળ દક્ષિણનો દ્વિપકલ્પ, જે પૃથ્વીના ઇતિહાસમાં સૌથી ઓછા સમય સુધી સમુદ્ર નીચે રહેવાનું માન ભોગવે છે તેનો દક્ષિણ પૂર્વનો ભાગ ત્રિચિનાપોલી તરફનો પ્રદેશ પણ તે વખતે સમુદ્ર નીચે હતો તે વખતે છેક તિબેટથી દક્ષિણ હીંદ સીલોન, ઓસ્ટ્રેલીઆ અને આફ્રીકા સુધી સળંગ જમીન હતી: તે સળંગ પ્રદેશને ગોંડવાના ખંડ ( Gondwana land ) એ નામે ભૂસ્તરવેત્તાઓ ઓળખે છે. હીંદ આફ્રીકા અને ઓસ્ટ્રેલીઆનો આ સંબંધ ઘણા યુગો સુધી ચાલ્યો,

ત્યારપછી ભયંકર ભૂકંપો થયા અને ભૂગોળ રચના તદ્દન બદલાઇ ગઇ. હિમાલયનો પ્રદેશ સમુદ્રનો ભાર ન સહન કરી શકવાથી ઉંચો થયો અને તેમાંથી પૃથ્વીના ઉંચામાં ઉંચા ગિરિશૃંગો બંધાયા. ગુજરાત, કાઠીઆવાડ, અરબસ્તાન વગેરે પ્રદેશો પણ ઉપર આવ્યા, અને સમુદ્ર પાછો હઠીને ગોંદવાના ખંડ ઉપર પડ્યો. યૂરોપીઅન સમુદ્ર તુટ્યો અને તેમાંથી હીંદી અને દક્ષિણ પાસિફીક મહાસાગર બંધાયા. આ મહાન પ્રલયકાળમાં જવાળામુખી પર્વતો પણ ખુલ્યા. તેમાંથી નીકળતો ધગધગતો લાવા મધ્ય હીંદના લગભગ ચાર લાખ ચોરસ માઇલના વિસ્તાર ઉપર પથરાઈ ગયો. તેમાંથી "ડેક્કન ટ્રૅપ" એ નામથી ઓળખાતા શિલા સમૂહો બંધાયા.

કાઠીઆવાડમાં ખાસ કરીને ગીરનારના ડુંગરો, ચાંપાનેરના કાળા ડુંગરો મુંબાઇની પ્રસિદ્ધ મલબાર હીલના પથ્થરો, પશ્ચિમ ઘાટના પર્વતો પણ આ સમયના છે. આ બધા મહાન પરિવર્તનોના સાક્ષી એમોનાઇટ નામનું પ્રાણી અને તેના સમકાલીન બીજા પ્રાણીઓ હતા. એમોનાઇટની લગભગ ૫૦૦ ઉપજાતિઓ છે. તેમના અનુભવની નોંધપોથી લખાય તો તેમાંથી ઘણું રસમય જાણવાનું મળે. તેમના અવશેષોમાંથી જે કોઇ નદીની પાસેના પ્રદેશોમાં 'રઝળી, રગદોળાઇ, ઘસાઇ, ગોળ થવા પામ્યા હશે તે શાલગ્રામ થવા પામ્યા છે અને તુલસીલગ્નના અને બીજા અનેક પ્રકારના વૈભવોનો લાભ ભોગવી શકયા છે, બાકીના બીજા એમોનાઇટના અવશેષો તો જંગલમાં, ભૂગર્ભમાં કે સમુદ્રતલમાં કે ભૂવેત્તાઓના સંગ્રહસ્થાનમાં રખડતા હશે.



# વડીલ વર્ગ.

લેખકઃ રા. ધનસુખલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ

હું જો કવિ હોત તો લખત કે 'ચેત ગુજરાતી! વિશાળ ગુજરાત વડીલ વિહોણું થતો જાય છે." પરંતુ હું કવિ નથી એટલે મારે સાદાં, લગભગ ગદ્યમાંજ આ ગૂઢ સત્ય સમજાવવું રહ્યું. એક વિદ્વાને કહ્યું છે કે "આજના બાળકો તે ભાવિના પ્રજાજનો." આ પ્રમાણે આજનું જુવાન તે ભવિષ્યનું, ઘરડું થાય જ અને પરિણામે વડીલ વર્ગની સંખ્યા ઓછી થવાનો સંભવ નજ રહે એમ ઉતાવળે વિચારનારને જણાય. પણ ખરું જોતાં એમ નથી. વીસમી સદી આવતાં ઠેર ઠેર મનુષ્યોના આચારવિચારમાં જબરજ પલટો થઇ ગયો છે અને એથી જેમ ઘણી નઠારી રૂઢિઓ નાબુદ થઇ ગઇ છે તેમ સાથે સાથે સારી રૂઢિઓ પણ અદ્રશ્ય થતી જાય છે. જે વડીલોના સમાગમમાં અમારા વડીલો આવ્યા હતા, જે વડીલોના સમાગમમાં અમે આવ્યા હતા તે પ્રકારના વડીલોને માટે હવે આ જગતમાં સ્થાન નથી. અને જે વસ્તુનો ઉપયોગ નહીં, જેને માટે અહીં સ્થાન નહીં એ વસ્તુનો નાશજ થાય એવો વિજ્ઞાનશાસ્ત્રનો નિયમ છે અને એ નિયમને લઇનેજ જે વડીલોને સંબોધીને હું અહીં લખું છું એ વડીલો હવે થવા કેવળ અશક્ય છે. તમે સાચુંજ કહોને કે હું અને તમે એ પ્રકારના વડીલો થઇ શકીશું ખરા?

અને એ વડીલો પણ કેવા! કાલ, કલ્પના અને કૌતુકોને બલે કરીને વહેંતીઆંઓ પણ વિરાટ સ્વરૂપે આપણને જણાતાં. વડીલ પુરુષને ખુંખારે અરધો મહોલ્લો ગાજી ઉઠે, એને ડગલે તે વખતના જુના, સડી ગએલા દાદરાઓ હાલવા મંડે, એને એક હાકોટે નાનામાં નાના છોકરાથી માંડીને પચીસ પચીસ વરસથી પરણીને આવેલ આધેડ વયની વહુઆરુઓ પણ કંપવા માંડે. અને સ્ત્રી વડીલ એટલે તો પૂછવુંજ શું! જંગીસખાન, નાદીરખાન અને નીરોની કોઇ અદ્ભુત ત્રિમૂર્તિ હોય એવી શોભતી એ સ્ત્રીને જોતાં ખપ્પર ધારણ કરેલી કો જોગણીનું આપણને ભાન થાય, સ્ત્રી જાતિને અબળા કહેનાર મનુષ્યોએ આવા પ્રકારની સ્ત્રીઓ જોઇજ નહીં હોય. ને જોઇ હોય તો આવું અનુચિત વિશેષણ એઓ ઉપયોગમાં લેતજ નહીં.

તે સમયમાં 'બાપુજી" (સાસુજી) નો પરચો બધા દેવોના પરચા કરતાં પણ ચઢી જાય તેવો હતો. જે સ્ત્રીઓને પરણ્યાને પંદર પંદર વર્ષો થઇ ગયાં હોય, પેટે ચાર ચાર પાંચ પાંચ છોકરાઓ થયાં હોય તે સ્ત્રીઓ પણ પીયરમાં આનંદમાં બેઠાં હોય, પ્રચંડ હાસ્યની મોજ ઉડાવતી હોય ત્યાં બાપુજી રાહ જુએ છે એટલું સાંભળતાંજ જાણે એના જીગરમાં

કોઇએ કારી કટરીનો ઘા કર્યો હોય તેવી તેની મુખાકૃતિ થઇ જાય. અરધું વાક્ય પુરું પણ કર્યા વિના સારારે નાસવા માંડે. ઘણા વરસ પહેલાં એક જુવાન, અટકચાળી છોકરી પરણ્યા પહેલાં ભાભુજી શબ્દનો પદચ્છેદ કરતી. તે સ્મરણમાં છે. તે કહેતી " ભાભુજી સામાન્ય નામ અને ભયંકર જાતિ !" પરણ્યા પછી એ જાતનો પદચ્છેદ કરવાની શક્તિ એનામાં રહેલી કે કેમ એ હું નથી જાણતો.

વહુઓને ઝાડ સાથે બાંધી, જેરબંધના માર તેમના ધણીઓ પાસે મરાવવા, મીઠું અને રોટલીજ ખાવાનામાં આપી તેમને લાગણતિ શીખવવાનો યત્ન કરવો, નવાં પરણેલાં ધણી ધણીઆણીને એકાંતમાં મળવાજ ન દેવાં, વહુઓ બહાર જાય તો તે સમયે પણ તેમની સાથે છુપી પોલીસના માણસોનાં સ્થાન સાચવી શકે તેવાં નણદો અને નાનાં છોકરાંઓને મોકલવાં, વહુઓના દોર તોડવા પોતાના પુત્રોને અનીતિને માર્ગે દોરવા વગેરે પરાક્રમો ભાભુજીના સામાન્ય ગણાતા અને છતાંએ આવી કીર્તિવાળા ભાભુજીઓ સમાજમાં માન અને પ્રતિષ્ઠાને પામતાં હાલ આપણો સમાજ આવી વ્યક્તિઓથી તદ્દન જ મુક્ત છે એમ કહેવાનો અહીં આશય નથી, પરંતુ હવે આ પ્રકારનો વર્ગ નવો પાકે એ સર્વથા અસંભવિતજ છે. પછી તો કોણ જાણે ?

પુરુષોમાં પણ આવો પ્રતિભાવાળો વર્ગ હતોજ પણ, તે વર્ગના દહાડા પણ હવે ગણાઇ ચુક્યા છે. હવે તો વ્યક્તિગત સ્વાતંત્ર્ય, બંડખોર આત્માઓના બળવા, વિસક્ત કુટુંબની અવનવી ઘટનાઓથી સમાજ ભરતીને હીલોળે ચઢ્યો છે અને તેને નાશ પામતા વડીલવર્ગ તરફ નજર નાખવા જેટલી પણ ફુરસદ રહી નથી. પરંતુ જીવનમાં બધુંજ શ્યામ રંગોથી રંગાએલ નથી, ગમે તેવાં કાળાં વાદળમાં પણ રુપેરી દોરો હોય છેજ. અદશ્ય થતા જતા વડીલવર્ગમાં બધાંજ ત્રાસમૂર્તિઓ ન હતાં. ઘણા વડીલમાં હાસ્યરસનું કો અપૂર્વ સ્વરૂપ વસ્યું હતું. એકજ વડીલ સંસાર સુધારાનો કટ્ટો શત્રુ અને મોટામાં મોટો વખાણનાર થઇ શકતો હતો. પોતાને ત્યાં કંઇ શુભ પ્રસંગ હોય અને અમુક ખર્ચ કરવાનો હોય ત્યારે એના હ્રદયમાં સંસાર સુધારાની ઉત્તમ ભાવનાઓ તરવરી રહેતી. ખોટા ખરચાળ રીવાજો પ્રત્યેની જુવાનીઆઓની ઉદાસીનતા એમના હૈયામાં સાલતી. પરંતુ તેવાજ પ્રસંગો પાડોશીઓને ત્યાં કે સગાં સંબંધીઓને ત્યાં આવતાં સનાતની સંસ્કારોથી એઓ શોભી રહેતા. એવે સમયે ખર્ચમાં જરા પણ ઉણપ બતાવવાથી આર્યોનો ધર્મ ડુબી જવાનો સંભવ એમને પ્રત્યક્ષ જણાતો. વિપ્લવવાદી પણ થઇ શકતા, બંભયુગ જરા શાંત થતાં એમના મુખ ઉપર વિષાદની છાયા પ્રસરતી અને ચુસ્તમાં ચુસ્ત રાજ્યભક્ત થઇને પોતાના પુત્રોને માટે સરકારી નોકરીની શોધમાં પણ રચ્યાપચ્યા રહી શકતા.

જન્મભર નોકરી કર્યા શીવાય, માત્ર પારકે પૈસે પરમાનંદ સાધીને તેઓ નોકરીની મહત્તા બીજાઓને સમજાવી શકતા. લાંચ રુશ્વત સ્વીકારી, મદ્યપાનાદિનું સેવન કરી, તીર્થના સ્થળોએ અવાર નવાર જઇને ધર્મ ધુરંધરોની

પદવી પ્રાપ્ત કરી શકતા અને અન્ય નીતિમય જીવન ગુજારનાર મનુષ્યોને નાસ્તિક સાબીત કરી શકતા. હોપકૃત વાચનમાળા શિવાય અન્ય પુસ્તકોનો પરિચય નહીં હોવા છતા વિદ્વાનમાં ખપતા.

અમારો એક મિત્ર મણીલાલ એક વકીલનો પ્રસંગ હજી ભુલ્યા નથી. મણીલાલના પિતાને ગુજરી ગયાને વરસેક થયું હતું. એ દરમીઆન મણીલાલના દૂરના કાકા સેવકરામને ત્યાં બે શુભ પ્રસંગો થઇ ગયા હતા અને તે સમયે મણીલાલના વિધવા માતા ત્યાં ગયા ન હતા એને લઇને સેવકરામભાઇનો કોપ જ્વાળામુખીની પેઠે ભભુકી ઉઠ્યો હતો. " શું ? એ આજકાલની બૈરી દુનીઆમા પહેલવહેલી રંડાઇ છે ? એનો ધણી તો મરી જાઈ થનો હતો. એને મુએ કંઇ મારે. છોકરો પરણાવી શકું અને એની બૈરી એ લગ્નમાં ભાગ પણ નહીં લઇ શકે ? એ તો ખાલી દંભ. મને લોકોમાં હલકો પાડવાની બાજી." આ પ્રમાણેની જાતજાતની પરંપરા પણ એમણે આપેલી. પણ સમય જતા મણીલાલના લગ્નનો અવસર આવ્યો એટલે સેવકરામકાકા પોતાના વડીલપણાના હક્કની રુએ કારભારમા દાખલ થઇ ગયા. સવારની ચાહથી માંડીને, નાસ્તો, બન્ને વખતનું જમવાનું વગેરે કાર્યક્રમ કુદરતી રીતેજ સેવકરામકાકાએ પોતાના ભત્રીજાને ત્યાંજ રાખ્યો હતો. શાકભાજી લાવવાનું કાર્ય પણ અનાયાસે એમના હાથમા આવતા એમણે પોતાને માટે રોજના પચાસ એકસો પાનની વ્યવસ્થા કરીજ નાખી હતી. પણ કાકાકુટીકું કામ આ પ્રમાણે બહુ આનંદથી કરતા હોવાથી ભત્રીજાએ સેવકરામ કાકાના માર્ગમાં વિઘ્ન નાખ્યા નહતા.

એવામા લગ્નના દિવસનું પ્રભાત આવ્યું. સાતેક વાગ્યા હશે. સેવકરામકાકા મસાલાવાળી ચાહ પી રહ્યા હતા. પાસે મણીલાલના માતા હતા. ચાહ પીવાઇ રહી. બે ત્રણ ચણાના લો-સવા, એકાદ બે કોપરાપાકના કટકા અને પાશેરેક મગસ સેવકરામકાકાના ઉદરમા સુવ્યવસ્થિત ગોઠવાઇ રહેતા એમની આંખ ભરાઈ આવી. ત્રણ એલચી પાનની સુગંધી તંબાકુની પટ્ટી અને સેવર્ધન સોપારીની પોણી ફાડ મોમાં મુકી સેવકરામકાકા ગદ્ગદ કંઠે બોલ્યા, " અંબા ! ( મણીલાલના મા ) અત્યારે દુર્લભરામ ( મણીલાલના પિતા ) હોત ! પહાડ જેવો એ મારો ભાઇ, મરણ પામ્યાને પુરા બાર માસ ગયા નથી ત્યાં તો દીકરો પરણવાના થઇ ગયા. અંબા ! જીવ કહ્યું નથી કરતો. " તંબાકુ કંઇ કડક હશે કે કોણ જાણે પણ આટલું બોલતા બોલતા તો સેવકરામની આંખમાથી આસુ પડવા માંડ્યાં અંબાગવરીને આ દશ્ય જોઇને અને આ વક્રો સાંભળીને ડુમો ભરાઇ આવ્યો. એમાંથી ડુસકો મુકાઇ ગયો. પાસે મણીલાલની ચૌદ વર્ષની બહેન હતી તે આથી રડતી રડતી મણીભાઇને બોલાવવા દોડી. ડોશી કાશીગૌરી અને ભૈરવ છોડી રહ્યા હતા તે કોઇએ જઇને બંધ કરાવી દીધી. અંબાગવરીને આચકી આવી ધામે ધૂમે ઓરડો ભરાઇ ગયો. મણીલાલ આવ્યો. કેટલાકોએ બધાજ પ્રકારની ધામધુમ બંધ કરવાનો અભિપ્રાય જાહેર કર્યો કે કોઇએ લગ્નજ મુલતવી રાખવાનો વિચાર બતાવ્યો.

કોઈ મણીલાલને વ્યંગમાં ઠપકો દેવા લાગ્યું પરંતુ મણીલાલ દુનીઆનો અનુભવી હતો, બહેનને પુછવાથી એને આ કરુણ કથનીની શરુઆત કેવી રીતે થઇ તે એ જાણી શક્યો. સેવકરામભાઇને એક ઘાટી સાથે શાકભાજી લેવા વીદાય કર્યો. ઓરડીમાં હાજર રહેનાર બીજાં બધાંઓને ચાહ અને નાસ્તો લેવા મોકલ્યાં. ઢોલીઓને પોતાનું સંગીત શરુ કરવાનો હુકમ આપ્યો અને પોતે માની પાસે રહ્યો આંચકી શમતાં અંબાગવરી બેઠાં થયાં

મણીલાલે કૈંક ગંભીરાઇથી, કૈંક હસવામાં કહ્યું "ભાભી સેવકરામકાકાને મગજના લાડુ ઓછા પડયા'તા ? જે ભાઇને સંભારીને આજ એ રડી પડયા એમના મરણ પછી માત્ર સવા મહીને તો એમને ત્યાં બડી ધામધુમથી લગ્ન થયાં હતાં તે પણ તમે ભુલી ગયાં ? આપણે ત્યાંની બધી ધામધુમ તમારા કહેવાથી અને મારી ઇચ્છા વિરુદ્ધ થઇ છે એટલું પણ તમને યાદ નહી રહ્યું ? કાલથી કાકાને માટે પાશેરને બદલે અચ્છેર મલાઇ રખાવજો એટલે એમને દીલગીરી નહીં થાય."

અંબાગવરીના મુખ ઉપર શાંતિ પ્રસરી. બજારમાંથી પાછા આવતાં સેવકરામકાકાને પણ પહાડ જેવા ભાઇના મરણના ઘા રુઝાઇ ગએલા લાગતા હતા.

પણ સેવકરામભાઇની આ પ્રકૃતિ તે સમયના વડીલોમાં અસાધારણ ન હતી. સારે પ્રસંગે સર્વના આનંદમાં ભંગ પડાવી પાંચ સાત માણસને વિઘ્ન કરાવવું એ વડીલોની એક ખાસ ખુબી ગણાતી અને બન્ને જાતિના વડીલોમાં જોવામાં આવતી.

પરણનાર યુવક કોલેજની પરીક્ષામાં તરતનો નપાસ થયો હોય તો તે વાત લગ્નના બધા દિવસોમાં પરણનારના તામસી સ્વભાવના પિતાને યાદ દેવડાવવી એ આસપાસના વડીલોમાં ધર્મનું કાર્ય મનાતું. પરંતુ એટલું પણ યાદ રાખવું ઘટે છે કે આજ વડીલો મરણ વગેરે ઉંડા જખમો વખતે આકરું અવળું કામ માથે ઉપાડી લઇ એ જખમ ખમનાર યુવાનોને શાંતિ પણ અર્પી શકે છે.

એક બીજા વડીલની વાત મને સાંભરી આવે છેઃ એકેએક શુભ કે અશુભ કાર્યમાં સલાહકાર તરીકેની એમની ખ્યાતી જગજાહેર હતી. એમની વાતોમાંજ એવી મીઠાશ હતી, એવી પ્રતિભા હતી અને એવો ઉત્સાહ હતો કે ભાગ્યેજ કોઇ મનુષ્ય એમની સલાહને પહેલાં પહેલાં તો હસી કાઢી શકતું. હા, એમની સલાહનો પાકો અને કડવો અનુભવ થયા કેડે પછીથી એ સલાહનું મૂલ્ય એ માણસો આંકી શકતા પણ તે પહેલાં તો નહીંજ. એકેએક વિષયમાં એમની સલાહ તૈઆરજ હતી. એટલે એમના જીવનનું આલેખન લંબાણથી કરવું એ અશક્યજ છે પણ અમુક અમુક પ્રસંગો કહેવાથી એમના ચારિત્ર ઉપર ઝાંખો પણ સારો પ્રકાશ પડી શકશે ખરો. એમના સંબંધમાં એક વાત યાદ રાખવી ઘટે કે પોતાની સલાહ બર લાવવા માટે પોતે અનેક સગવડો વેઠીને પણ ભગીરથ પ્રયાસ આદરતા, એમાં આળસ બતાવતા નહીં. આપણે ત્યાં લગ્ન પ્રસંગ હોય તે વખતે ઘાંચીની દુકાનની જરૂર પડેજ. એવી એક દુકાન આપણા ઘરની પાસેજ ગોપીપુરાની એક ગલીમાં હોય.

સ્વાભાવિક રીતેજ આપણે તે દુકાન પસંદ કરીએ પણ અમારા તે વડીલ મુ. દુર્લભરામ-જીને એ પાછું વાજબી નહીં લાગે. તે વખતે તેઓ આવીને કહેઃ "કેમ, મંગળા! કયો ધાણી લાવ્યો? પેલો મગન? તમે મુંબઈવાળાઓ બીજું કરો પણ શું? છોકરાઓ બધા સાહેબ થઈ ગયા એટલે આઘે જવાયજ કેમ એમ ધારીને પાસેને પાસે જે દુકાન જોઈ તેમાં નક્કી કરી નાખ્યું હશે. પણ હજી અમારા જેવા ઘરડા મરી ગયા નથી. આફરીનના ધી અમારા પેટમાં પડ્યાં છે. હમણાં તમારે એ મગન તેલ ચાખશે ને અને એ કમ્મા ઘીના' અત્યારે જાઉં છું. ગાયા ઉપર, કેમ અંબાલાલ, પેલો નરસિંહ કેવો? માત્ર હમણાં તમારે આવી જશે. રૂપીઆના રૂપીઆ ખરચવા અને ખરાબ માલ લેવો એમાં મજા શી?"

તે વખતે આપણે જો નિર્બળતા બતાવી અને હા ભણી તો આપણી કમબખ્તીની શુભ શરુઆત થઈ ચૂકી એમ સમજવું. પહેલો ઓરડર ટાઇમસર આવી જાય. પણ પછી? એની દુકાન બીજા કોઈને ખબર નહીં હોય એનો હાથ હમેશાં ભીડમાં રહેતો હોય એટલે અમુક પૈસા અગાઉથીજ આપવા પડે એમ પાછળથી આપણને દુર્લભરામ કાકાના કહેવાથી ખબર પડે ત્યારે જરૂર હોય ત્યારે કાકાજી હાજર નહીં હોય, હાજર હોય તો બીજા એ-વાજ ઉપયોગી કામમાં ગુંથાયા હોય એટલે આખરે અરધે લગ્ને તમારે પૈસા ગોપીપુરાની એક ગલીમાં તમારો જાણુ પેઢીનો બાંધી હોય તેનેજ શોધી કાઢવો પડે આ વાતની ખબર કાકાને પડતા એટલીજ શાંતિથી કહે "હું તમારા લોકોના કારભાર જાણું તે એ મુંબઈના સાહેબાણીઓથી આપાની ગણુ માઈલની ગમ્મત થાયજ નહીં ને એમને તો પામેનો પાસેજ ધાણી જોઈએ અને ચાંબા! મગન પણ કમ નથી હો કે! અને પાકો હીસાબનો ચોખ્ખો! અંદર જરા ભાગમેળ નહીં. મુશ્કેલી આવે તો મારું નામ દેજોને."

મારા નાનાભાઈના લગ્ન હતાં. રાતના પરણીને વહુવર પાછું આવે ત્યારે ચાલતાજ લઈ આવવું એમ અમે બધાએ ઠરાવ્યું પણ એવામાં દુર્લભરામ કાકા આવી ચડ્યા. તેમનો મીજાસ ગયો." લગ્ન માંડીને બેઠા છો કે ભવાઈ?'

"ભવાઈ તો નહીંજ." મેં નમ્રતાથી ઉત્તર આપ્યો.

"તો પછી આ ચાળા શેના?" કાકાનો પારો ખીજ્યો. "તમે પરણવા ગયા હતા ત્યારે તો ઘોડી મંગાવવાને તમે તૈયાર હતા. અને હવે નાનાભાઈને માટે પગે ચાલવાની વાત કરો છો.' તમારે તો કંઈ નથી. લગ્ન કરાવીને મુંબઈ નાસી છૂટવું છે પણ અમારે તો સુરત રહેવાં છે અને નાક સહીને ફરવાં છે. એ બાબત તમારે ચિંતા કરવાની નથી. ફરદૂનશામ ગાડી હું લાવી આપીશ. રાતના દેઢ વાગે હાજર. પૈસા નહીં હોય તો દુર્લભરામ આપશે."

વાત આ ટલેથી અટકી વચમાં વચમાં કાકાને પણ ચાર વાર રીતસર પ.ટ દેખાડવામાં આવ્યું અને એથી એમનામાં લોકોને વિશ્વાસ ઓછો છે એમ ધારીને એમને ખોટું પણ લાગ્યું. આખરે લગ્નનો દિવસ પણ આવ્યો અને રાતના એક-

મોં તો રાંકડજ થઇ ગયું, આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. વડીલે મમતના માર્યા બીજા ચાર પાંચ રુપીઆનો ધુમાડો કરીને અમને વધુ રમકડાં અપાવ્યાં ત્યારેજ શાંત થયા અને ગાંઠી ઉપાડતી વખતે મમતાથી બોલ્યા "જમના છોકરાઓને સાચવજે અને મનમાં ન લાવીશ હોં, મારો મીજાજ જરા એવોજ છે. પણ હીસાબ તો મામુલી લોકો રાખે. ખાનદાન હીસાબમાં ન સમજે."

મિત્રના ઘરમાં મંદવાડ આવે, મેવો, બરફ વગેરે લાવવાનું કોઇ મિત્ર માથે લે. મંદવાડ જતાં એનો હીસાબ ન પુછાય. જો પુછે તો પુછનાર ખાનદાન નહીં. પુછ્યા પછી હીસાબ સામાવાળો આપે તો તે મનુષ્યમાં નહી. બબે આનાનો હીસાબ બબે મહીના સુધી સંભારી રાખનાર તે સમયમાં વડીલ નહોતા ગણાતા.

એ સમયના વડીલોમાં ઉલ્લાસ હતો, મસ્તી હતી, ચિંતા જેવી વસ્તુને એમના જીવનમાં બહુ થોડું સ્થાન હતું, માત્ર દસ પંદર વરસની વાત છે. સુરતનાં શાંત વાતાવરણમાં વડીલ–રીટાયર્ડ સબજડજ–બેઠા હતા. પાસે તેમની ત્રીસ પાંતરીસ વરસની લાડકી ભત્રીજી ઉભી હતી.

"કાકા! તમે હવે તો જવલેજ ગાળ બોલો છો તે ભુલી તો નથી ગયાને?" ભત્રીજી બોલી.

"અરે બહેન, એમ તે કંઈ ભુલાય? "કાકાએ ઉત્તર વાળ્યો." પણ હવે જમાનો ગયો. પહેલાં તો અગાર એની પણ હરીફાઇ ચાલતી અને એમાં તારો કાકો પહેલે નંબરે આવતો."

"હું એથીજ પુછું છું." ભત્રીજી બોલી.

"તારી મરજી હોય તો વળી કોઈ અવસર આવતાં સંભળાવું." કાકાએ જવાબ આપ્યો.

પ્રસંગ તરતજ સાંપડ્યો. પાછલે બારણે આવતી ઢેડી તેની જીભને માટે સારા મોહોલ્લામાં પ્રખ્યાત હતી. ભત્રીજી તેને છંછેડે અને પછી રણક્ષેત્રમાં ઝંપલાવી ઢેઢીને મહાત કરવી એવી વ્યુહરચના થઇ. ભત્રીજીએ એ અસ્પૃશ્ય વર્ગની અધિષ્ઠાત્રીને છંછેડી. કાકાએ ઘટતે સમયે એ યુદ્ધમાં ઝંપલાવ્યું. પોણો એક કલાકની ભયંકર લડાઇ પછી ઢેડી હાર ખમી ચાલી ગઇ. આખો મહોલ્લો વડીલનો યશોગાન ગાતો મગરુબીની ઊર્મિથી ઉછળવા લાગ્યો અને વડીલની મુક્ત કંઠે પ્રશંસા કરતાં કહેવા લાગ્યો કે "ભાઇ, ખોરું ઘી દીવેલમાંથી જાય! ઘરડા ઘરડા તોએ ગરાશીઓ."

જમાનો બદલાયો. ઓગણીસમી સદી પુરી થઇ અને વીસમી સદીનો આરંભ થયો. એ દુર્વાસા સમા ક્રોધિષ્ઠ પુરુષ–વડીલો, ખપ્પરધર જોગણી જેવી સ્ત્રી–વડીલો, અદ્દભુત હાસ્યરસની ઉર્મિઓ, બીજાનાં દુઃખ તેમજ સુખમાં તેમને પોતાનાંજ ગણી લઈ ભાગ લેનાર, વ્યવહારુ છતાં અનેક રીતે અવ્યવહારુ, કર્ણ જેવાં ઉદાર દેખાવાળાં, કપટી ગણાવા મથતાં, અનેક ગુણ અવગુણથી ભરેલાં એ વડીલો આજે કુદરતના અનિવાર્ય નિયમને આધીન થઇ ભુતકાળમાં વિલીન થતાં જાય છે. મેં આગળ કહ્યું તેમ હું જો કવિ હોત તો એક કાવ્ય લખત–મહાકાવ્ય લખત અને તેના આરંભમાં કહેત કેઃ—

"ચેત, ચેત ઓ ગરવા ગુજરાતી!
વિશાળ, વાદળ સમો ગુજરાત
વડીલવીહોણો બનતો જાય છે!!!"

# ઉપનિષદ અને ગીતા.

લે. રા. કીસનસિંહ ચાવડા

દર્શન શાસ્ત્રના વિકટ સમુદ્રને પાર પામવાથીજ જો ભગવત્પ્રાપ્તિ થતી હોય તો એ પ્રયત્નને અસાધ્ય કહીને અનેક વ્યક્તિઓ નિરાશ બની છોડી દેશે. સમાજના માનવ માનવ વચ્ચે જે મધુર સંબંધ છે, તેને છેદ દેવો પડશે, સંસારમાં કર્મ કરીને આનંદ માણે છે તેનો ત્યાગ કરવો પડશે, કોઈ નિર્જન આશ્રમમાં ગુરુદેવના ચરણકમળ સેવી જગત અને બ્રહ્મ સંબંધી સૂક્ષ્મ તત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે, અથવા નેત્ર બંધ કરીને ધ્યાનસ્થ બેસી નિશ્ચલ નિર્વિકલ્પ સમાધિની સાધના કરવી પડશે; જો આવો પણ ભગવત્પ્રાપ્તિનો માર્ગ હોય તો પણ ઘણા માણસો તેને દૂરથીજ નમસ્કાર કરશે અને આ તદ્દન સ્વાભાવિક છે. પરંતુ સાંખ્ય, પાતંજલ વેદાન્ત વિગેરે દર્શનશાસ્ત્રોએ આજ માર્ગ બતાવ્યો છે. ગીતા કહે છે આ બધાએ માર્ગો પ્રભુપ્રાપ્તિના છે એમાં જરાયે સંદેહ નથી પરંતુ દેહધારી માનવોને કાજે તે આકરા છે. આના વિના બીજા સરળ માર્ગો પણ છે એવું ગીતામાતાએ સ્પષ્ટ કહ્યું છે અને એ સનાતન સુખમય માર્ગ બતાવવો એજ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે.

એ માર્ગ તે કયો ? નિર્ગુણ, નિરાકાર, વિશ્વલીલાની અવ્યક્ત અક્ષરબ્રહ્મનું ધ્યાન કરવું અત્યંત દુર્ઘટ છે. પરંતુ એ સર્વની ઉપર જે ભગવાન પુરુષોત્તમ છે તે લીલામય પરમ પુરુષ વર છે. સમસ્ત સંસારની લીલાનો એ અદ્ભુત ખેલાડી છે. આપણા પ્રત્યેકના અંતરમાં વસીને એ જીવનલીલા માણે છે એજ પુરુષોત્તમની સાથે આપણે અણમોલ મિલન સ્થાપવાનું છે. એની લીલાના સહચારી બનીને જીવનનો દિવ્ય આનંદ ભોગવવાનો છે, એની એજ પરમગતિ છે. આ સનાતન માર્ગ પ્રાપ્તિને કાજે બીજી કોઈ વાતની આવશ્યકતા નથી. માત્ર પોતાના અંતરમાં દિવ્ય જીવન જીવવાની સજાગ અભિલાષાની જ્યોત અખંડ રહેવી જોઈએ અને જે પરમપુરુષના ચરણકમળમાં અંતરાત્માનું સાચું અને સંપૂર્ણ સમર્પણ થવું જોઈએ. ગુરુરૂપે, પિતારૂપે, સખારૂપે કે આશકના પ્રેમાંજલરૂપ માત્ર એક એનીજ ઉપાસના હોવી જોઈએ. બાકીનું બધું તો એ પ્રિયતમજ કરી લેશે. अहं त्वा मोक्षयिष्यामि मा शुचः

ગીતા કહે છે આ પરમ સુખનો માર્ગ નવીન નથી આવતો કાળ પરંપરાથી ચાલતો આવેલો સનાતન માર્ગ છે. પરંતુ સમયના પ્રભાવથી આ માર્ગ ઉપર અંધાર પડછાયો પડ્યો. સ કાલેનેહ મહતા યોગો નષ્ટ, એકલેજ

સત્ય પથ બતાવવા ગીતાએ, સમસ્ત આધ્યાત્મિક શાસ્ત્રોનું મૂળ સનાતન સત્યોની ખાણ વેદ અને ઉપનિષદોનું શરણુ લીધું અને સર્વ શાસ્ત્રોનો સાર સંગ્રહ કરીને ગીતાએ એની ઉપર જ્ઞાન કર્મ અને ભક્તિના સમન્વય યોગની પ્રતિષ્ઠા કરી. ગીતા કેવળ તત્વસંગ્રહનો ગ્રંથ નથી. માત્ર દાર્શનિક-તત્વોની આલોચનાઓજ એમાં નથી કરી. ગીતાએ તો ભગવાનની પ્રાપ્તિનો દિવ્ય જીવન લાભનો માનવ સરળતા પૂર્વક સાક્ષાત્કાર કરી શકે એવો સરળ અને સુખમય માર્ગ બતાવ્યો છે. આ ઉદ્દેશથીજ ગીતા સર્વશાસ્ત્રોનો સાર સંગ્રહ છે. વેદ, ઉપનિષદ વગેરે વિરાટ શાસ્ત્રોની આલોચનાઓ કરવામાં પ્રવૃત્ત થવાથી મનુષ્યનું મનચંચલ અને વિરક્ત થઇ જાય છે, ગીતા એ વાતને સ્પષ્ટ સ્વીકારે છેઃ-**શ્રુતિ વિપ્રતિપન્ના** ગીતાએ એ પણ કહ્યું છે કે જે માનવના અંતરમાં જ્ઞાનદીપ પ્રગટ્યો છે તે શબ્દ બ્રહ્મ અર્થાત વેદને વટાવી ચુક્યો છે જેમની અંતર દૃષ્ટિ ખુલી ગઇ છે તેમને વેદ અને ઉપાસાની આવશ્યકતા નથી. વેદ વીગેરે શાસ્ત્રો તો અંતરમાં જ્ઞાન દીપ પ્રકટાવનારા સહાયકો છે. જે જે તત્વોથી અંતરમાં જ્ઞાનદીપ પ્રજ્વલિત થાય છે એ સર્વ તત્વોનો ગીતાએ સર્વ શાસ્ત્રોનું મન્થન કરીને સારસંગ્રહ કરી મનુષ્યની આગળ ધર્યો છે,

ગીતાને ઉપનિષદ કહેવામાં આવે છે; પરંતુ યથાર્થ રીતે તે ઉપનિષદ નથી, વૈદિક યુગના અંતમાં ઉપનિષદ યુગ થયો; અને ત્યાર પછી તો ઘણા કાળ પછી ગીતાની રચના થઇ. ગીતાની રચના પ્રણાલિ અને ભાવના ઉપનિષદથી જુદી છે, ગીતા ઉપનિષદની માફકજ પ્રમાણભૂત મનાય છે એમાં શંકા નથી; પરવર્તી ભારતના સમસ્ત દાર્શનિક સંપ્રદાયો અને ધર્મોએ પોતપોતાની મત પ્રતિપાદને કાજે ગીતાનો આધાર લીધો છે; તથાપિ ખરી રીતે ગીતા વેદ-ઉપનિષદો વીગેરે શ્રુતિ શાસ્ત્રોની અંતર્ગત નથી.

ઉપનિષદ જુદું જ શાસ્ત્ર છે. વેદના શેષાંકનું નામ ઉપનિષદ છે. આ કારણથી તો ઉપનિષદ વેદાંત કહેવાય છે. ભારતના પ્રાચીન મહર્ષિએએ પોતાની સાધનાની શક્તિ વડે જે સત્યના દર્શન કર્યા, તેને મંત્રોમાં ગુંથીને ભાવી પ્રજાને કાજે તેનો અમુલ્ય વારસો મુકયે', એ આખી મંત્ર સૃષ્ટિ એજ વેદ છે. ઋષિઓએ આ સત્ય સૃષ્ટિની રચના નથી કરી. સત્ય તો અપૌરુષેય, અનાદિ અને અનંત કહેવાય છે. ઋષિઓ તો માત્ર એના મુખપાત્ર અને પ્રકાશક યંત્ર છે. સત્યની વાઙમય વિગ્રહ જે દિવ્ય વાણી છે તેનો પણ સાધકઋષિઓએ ધ્યાનમાંજ સાક્ષાત્કાર કર્યો હતો, એટલેજ એમનું નામ મંત્રદ્રષ્ટા અને એમના પ્રાપ્ત કરેલા જ્ઞાનનું નામ શ્રુતિ પડયું. વેદના મંત્રો સંગ્રહીત થઇને કાળ ક્રમે ચાર વિભાગમાં વહેંચાઇ ગયા. ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ. પ્રત્યેક વેદમાં સામાન્ય બે મુખ્ય અંશો છે. એક સંહિતા અને એક બ્રાહ્મણ. સંહિતા એટલે મંત્ર સમષ્ટિ મૂલવેદ અને બ્રાહ્મણ એ પણ મૂલ મંત્રોનુંજ ભાષ્ય, વ્યાખ્યા વા નૂતન સંસ્કરણ છે. વેદના મૂલ મંત્રોમાં બતાવ્યું છે કે સ્થૂલ રૂપક અને ઉપમાઓ દ્વારા આધ્યાત્મિક જગતના સત્યો

કાશિત થયો છે. અને એ સત્યનું અવલંબન રીને કઈ રીતે દિવ્ય જીવનની પ્રતિષ્ઠા થાય એ યજ્ઞાદિ વગેરે બાહ્ય પ્રક્રિયા દ્વારા સ્થૂલ ાવથી સમજાવવામાં આવ્યું છે. વખત જતાં દના મૂળ અને ગૂઢ આધ્યાત્મિક સત્યો ભુલાઈ યાં અને બાહ્ય કર્મકાંડ તરફજ લોકસમાજ વસ્યો. બ્રાહ્મણમાં આજ કર્મકાંડની વિશદરૂપે સમજણ આપી છે. પછી પાછી એ સુગમ વળી આવી અને બ્રાહ્મણના અંતમાં વેદની મૂળ સત્ય સંપત્તિ તરફ સમાજની દૃષ્ટિ ફરી. એજ ઉપનિષદ. ઉપનિષદે વેદના યાગ-યજ્ઞાદિ કર્મોને ગૌણ સ્થાન આપ્યું છે. બ્રાહ્મણમાં વેદના બાહ્ય કર્મકાંડનેજ મુખ્ય સ્થાન છે એટલે, તે વેદના કર્મકાંડ કહેવાય છે. અને ઉપનિષદમાં તો વેદનું અંતર દીપે છે. વેદનું જે મૂળ તત્ત્વજ્ઞાન છે એનાથીજ ઉપનિષદ સભર ભર્યું છે. આ કારણથી ઉપનિષદને વેદનો કર્મકાંડ કહે છે. આ સ્થળે ઉપનિષદમાંથી ગીતાએ એના આધ્યાત્મિક તત્ત્વસમૂહને કેવા રૂપે ગ્રહણ કર્યો છે એ સંક્ષિપ્તમાં જોઈ શકીએ.

ગીતાએ લગભગ પોતાનું આખું એ તત્ત્વ ઉપનિષદમાંથીજ લીધું છે. પરંતુ ગીતાએ એ તત્ત્વને નવીન ભાવથી યુગોપયોગી બનાવી એ તત્ત્વ અનુસાર જીવનની પ્રતિષ્ઠા કરવાનું જે સરળ, ભવ્ય અને વિસ્તૃત રીતે સમજાવ્યું છે એ તો અપૂર્વ અને અજોડ છે.

તત્ત્વજ્ઞાન અથવા દર્શનશાસ્ત્ર માનસિક બુદ્ધિદ્વારા તર્ક અને વિચાર કરી સત્યને સમજાવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ ઉપનિષદની રીત અનોખી છે. ઉપનિષદ દર્શન શાસ્ત્ર નથી. ઉપનિષદ તો શ્રુતિ-વેદ છે. ઉપનિષદના સાધક ઋષિઓએ પોતાની અંતર-દૃષ્ટિથી સત્યના જે સ્વરૂપે દર્શન કર્યા તેને સૂત્રોમાં ગૂંથીને પ્રકટ કર્યું. એ સૂત્રોનો મર્મ ગ્રહણ કરવો સામાન્ય વ્યક્તિઓને માટે સંભવિત નથી. જે લોકો બુદ્ધિદ્વારા દાર્શનિક તત્ત્વ સંબંધી જ્ઞાન મેળવવા ચહાય છે એમને માટે ઉપનિષદ નથી. પરંતુ જે સાધક વેદ-વેદાન્તની ભાવધારાથી પરિચિત છે અને જેણે પોતાના જીવનમાં સત્યનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો છે એમને માટે તો ઉપનિષદ એ જ્ઞાન સાગર છે. ઉપનિષદમાં વિચાર પ્રવાહનો તાર્કિક વિકાસ નથી કર્યો એમાં જે સહજ-સત્યોનું સંધાણ કર્યું છે એને વિશદ ભાવથી પ્રસ્ફુટિત કરવાનો પ્રયત્ન નથી કર્યો. ઉપનિષદમાં જે વર્ણનો છે તે કેવળ સંકેત છે. ભાવક એજ સંકેતાનુસાર સત્યને ધારણ કરવાની સાધના કરશે અને પોતાનો સાક્ષાત્કાર ઉપનિષદ સાથે સરખાવી જોશે તો ઉપનિષદના સાક્ષાત્કારનું શુદ્ધ સ્વરૂપજ એ નીરખશે અને આ રીતે એ પોતાના જીવનમાં અમર સત્યની પ્રતિષ્ઠા કરી શકશે. આ ઉદ્દેશ ઉપનિષદનો છે. પરંતુ વર્તમાન યુગના માનવો માટે આ પ્રકારની સાધના ઉપયોગી નથી. વર્તમાન યુગના વૈદિક અને વેદાંતિક ઋષિઓની અંતરદૃષ્ટિ આપણે ખોઈ બેઠા છીએ. માનસિક બુદ્ધિ અને વિચાર એજ, આપણા અવલંબનના મુખ્ય સાધનો છે. આજ કારણે આધ્યાત્મિક શાસ્ત્ર સુદ્ધાં તત્ત્વજ્ઞાન કે દર્શન શાસ્ત્રના રૂપમાં જોવામાં આવે છે. આજે તો આધ્યાત્મિક તત્ત્વોનો પરિચય, એમને બુદ્ધિ—

વિચાર દ્વારા કરાવવો પડશે; કે જેથી તેનો ય-થાર્થ મર્મ એઓ ગ્રહણ કરી શકે. ગીતામાં મુખ્યત્વે આજ ભાવધારા અમલમાં મુકાઇ છે. આધ્યાત્મિક દષ્ટિલબ્ધ સત્યનાં દર્શન કરાવવા એજ ગીતાનો ઉદ્દેશ છે. પરંતુ ગીતા ઉપનિ-ષદની જેમ કેવળ સંકેત નથી. ગીતાએ યુક્તિ તર્કની સહાયે પોતાના તત્વને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. એટલેજ ગીતાની ગણના ખરી રીતે વેદ અને ઉપનિષદની માફક શ્રુતિમાં નથી થતી. ગીતાએ પણ સકલ સત્ય સમૂહને સમ્યક રૂપે પ્રસ્ફુટિત કરવાનો જેટલો કરવો જોઇએ એટલો પ્રયત્ન નથી કર્યો. અને એ શકય પણ નથી. ગીતામાં પણ સત્યના સૂત્રો, જરા વધારે સરળ અને વિસ્તૃત, પણ સૂત્રોજ છે. જેમાંથી આ પરવર્તી યુગમાં નવી નવી સાધન પ્રણા-લિઓ રચાઈ: ગીતાનું જે શ્રેષ્ઠ, ઉત્તમ રહસ્ય છે તેને એણે સ્પષ્ટ નથી કર્યું પણ માત્ર એ તરફ અંગુલિ નિર્દેશજ કર્યો છે. સાધકોને તો એ સત્યનો જીવનમાં સાધના—તપશ્ચર્યા કરીનેજ સાક્ષાત્કાર કરવો પડશે. ગીતા વેદ કે ઉપનિષદની અંતર્ગત નથી છતાં એનું એટલું સન્માન છે કે ગીતા ત્રયો-દશ ઉપનિષદ કહેવાય છે. ગીતાના પ્રત્યેક અધ્યાય-ની અંતમાં લખ્યું છે " श्रीमद्भगवद्गीता-सूपनिषत्सु ॥ " આ સંકલ્પ મહાભારતમાં નથી. જ્યારે નિત્યપાઠને માટે ગીતાને મહાભા-રતમાંથી પૃથક કરીને જુદી કરી ત્યારથીજ આ સંકલ્પ પ્રચલિત થયો હોય એમ લાગે છે उपनिषद् । શબ્દ સ્રીલિંગ એ કારણે गीतम् એ થતાં गीता થયો.

ગીતાનું અનેક સ્થળે ઉપનિષદની સાથે શબ્દોનું સામ્ય છે અને ગીતાનો કોઇ શ્લોક અથવા શ્લોકાંશ ઉપનિષદમાંથી લેવાયો છે. ઉદા-હરણો ઘણા છે. ઉપનિષદમાં સચરાચર જગતને બતાવવામાં **सर्वमिदं** એ શબ્દનો વારંવાર ઉપયોગ થયો છે ગીતામાં પણ આપણે જોઇએ છીએ **मयि सर्वमिदं प्रोक्तं सूत्रे मणि गणा इव ॥** ઉપનિષદ કહે છે **सर्वं खल्विदं ब्रह्म** ગીતા કહે છે **" वासुदेवः सर्वम् "** આ સબંધમાં લોકમાન્યતિલક મહારાજે પોતાનાં ગીતા રહસ્યમાં જે કહ્યું છે તે અહીં બરાબર અનુરૂપ છે, ગીતાના બીજા અધ્યાયમાં વર્ણિત આત્માનું અશોચ્યાત્વ આઠમા અધ્યાયનું અક્ષર બ્રહ્મ સ્વરૂપ તથા તેરમા અધ્યાયનું ક્ષેત્રક્ષેત્રજ્ઞાદિ વિચાર અને વિશેષ કરીને જ્ઞેય પરબ્રહ્મનું સ્વરુપ આ સર્વ વિષયો ગીતામાં ઉપનિષદના તત્વમાંથીજ ઉતર્યા છે. કોઇ ઉપનિષદ ગદ્યમાં તો કોઇ પદ્યમાં રચાયાં છે. એમાંથી ગદ્યાત્મક ઉપનિષદનો વાકય પદ્યમય ગીતામાં જેમને તેમ ઉદ્ધૃત કરવા સંભવિત નથી, તથાપિ છાન્દોગ્ય વીગેરે ઉપનિષદોનું જેણે મનનચિંતન કર્યું છે તેને તો સ્હેજે માલમ પડી ગયું હશે "જે છે તે છે, જે નથી તે નથી, " यं यं वापि स्मरन् भावं વિગેરે વિચારો છાન્દોગ્ય ઉપનિ-ષદમાંથી અને क्षीणे पुण्ये ज्योतिषां ज्योति અને " मात्रा स्पर्शाः " ઇત્યાદિ વિચારો અને વાકયો બૃહદારણ્યકમાંથી લેવાયા છે.

હવે ગદ્યાત્મક ઉપનિષદોને છોડી પદ્યમય ઉપ-નિષદોને જોઇએ, તો આ સામ્ય અધિક સ્પષ્ટ દેખાય છે. કારણ પદ્યમય ઉપનિષદોના કેટલાક

વાક્યો તો ગીતામાં જેમના તેમ ઉતારી લેવામાં છે. દાખલા તરીકે કઠોપનિષદના ૭ અને સાત શ્લોક ગીતામાં અક્ષરશઃ અથવા સામાન્ય શબ્દ ભેદથી લઇ લેવામાં આવ્યા છે. ગીતાના બીજા અધ્યાયનો "**आश्चर्यवत् पश्यति**" શ્લોક કઠોપનિષદની દ્વિતીય વલ્લી "**आश्चर्यवक्ता**" ની સાથે ખુબ મળતો આવે છે અને "**न जायते म्रियते वा कदाचित्** શ્લોક અને **यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति** એ શ્લોકો ગીતા અને ઉપનિષદમાં અક્ષરશઃ એકજ છે. "**इन्द्रियाणि पराण्याहुः**" નો ગીતાનો શ્લોક કઠોપનિષદમાંથી લીધો છે. આજ પ્રકારે ગીતાના પંદરમા અધ્યાયના અશ્વત્થ વૃક્ષનું રૂપક પણ કઠોપનિષદમાંથી અને "**न तद्भासयते सूर्यः**" શ્લોક ૬ અને શ્વેતાશ્વતરોપનિષદમાંથી થોડા શબ્દભેદથી લેવામાં આવ્યા છે. આવી રીતે '**सर्वतः पाणिपादं**' શ્લોક અને એનો પરવર્તી શ્લોકાર્ધ પણ ગીતા અને શ્વેતાશ્વતરોપનિષદમાં શબ્દશઃ જોવામાં આવે છે અને "**अणोरणीयांसं** તથા **आदित्यवर्णं तमसः परस्तात्**" પદ પણ ગીતા અને શ્વેતાશ્વતરોપનિષદમાં એકજ છે. આથીએ વધારે શબ્દસાદૃશ્ય જોવું હોય તો "**सर्वभूतस्थमात्मानं**" અને "**वेदैश्च सर्वैरहमेव वेद्यो**" આ શ્લોકાર્ધ કૈવલ્યોપનિષદમાં જે સ્વરૂપે છે તેજ રૂપમાં ગીતામાં પણ છે. આટલા શબ્દસાદૃશ્યથી એટલો સિદ્ધ થાય છે જ કે ગીતાનું વેદાન્ત ઉપનિષદને આધારે પ્રતિપાદન થયું છે.

પરંતુ આગળ કહેવાયું તેમ ગીતા કેવળ ઉપનિષદનો સંક્ષિપ્ત તત્ત્વસંગ્રહ નથી. ઉપનિષદોમાંથી નાના નાના તત્ત્વો ગ્રહણ કરીને એ અનુસાર ગીતાએ પોતાની યોગ પ્રણાલિ રચી છે. ગીતાએ ઉપનિષદ અને દર્શનના જુદા જુદા મતો અને તત્ત્વોની વચ્ચે સુંદર સમન્વય સ્થાપ્યો છે. અને એટલા માટે ગીતામાં આ સર્વ તત્ત્વોને વિશદ રૂપમાં પ્રસ્ફુટિત કરવામાં આવ્યા છે. પહેલા કહેવાયું તે ગીતા, ઉપનિષદ દર્શન શાસ્ત્રોની ન્યાય વિચાર યુક્તિઓનો ગ્રંથ નથી, એમાં પણ સત્યનોજ નિર્દેશ છે. કોઇ વિષયને વિસ્તૃત રૂપમાં સ્પષ્ટ કરવાનો પ્રયત્ન નથી. એટલા માટે એમ જણાય છે કે ઉપનિષદનેજ મૂળતત્ત્વ માનીને સાંખ્ય, પાતંજલ વિગેરે નાના મતો અને દાર્શનિક સમ્પ્રદાયોનો ઉદ્ભવ થયો છે: "**वेदा विभिन्नाः स्मृतयो विभिन्ना, ना सौ मुनिर्यस्य मतं न भिन्नम्**" એ જોઈ મનુષ્યોની બુદ્ધિ સામાન્ય રીતેજ વિભ્રાન્ત થઇ જાય છે. મનુષ્ય હતાશ બનીને દિવ્ય જીવન રચવાનો પ્રયત્ન મુકી દે છે; એટલા માટે ગીતાનું લક્ષ્ય આ સર્વ વિભિન્ન મતોના વિરોધોને દૂર કરીને એ બધામાં એક ઉદાર સમન્વય સ્થાપિત કરવાનું છે; અને એ સમન્વય ઉપર પોતાની યોગ પ્રણાલિની પ્રતિષ્ઠા કરવાનું છે. આ સમન્વય સાધવા માટેજ ગીતાએ પ્રચલિત દર્શન શાસ્ત્રોની પશ્ચાત્ જે ઉપનિષદ સમૂહ છે, તેની નિકટ જઇને મૂળ ઉપનિષદના તત્ત્વ અનુસાર જુદા જુદા દાર્શનિક મતોનો સમન્વય કર્યો. ઉપનિષદજ મૂળ વેદાન્ત છે; અને વેદાન્તના તત્ત્વ ઉપરજ ગીતા અવસ્થિત છે. એટલા માટેજ ગીતાનો દાર્શનિક મત ખરી રીતે વેદાન્તિક છે. પરંતુ વેદાન્તિક બંધમાંજ ગીતાએ જુદા જુદા

મતોનો એવી ઉદારતાથી સમન્વય કર્યો છે કે ભારત વર્ષના સમસ્ત આધ્યાત્મિક અને દાર્શનિક સંપ્રદાયોનો તત્ત્વસાર ગીતામાં મળે છે.

ગીતાએ સાંખ્યનો પુરુષ, વેદાન્તનો બ્રહ્મ અને યોગનો ઇશ્વર એમ બધાએ તત્ત્વોનો સ્વીકાર કર્યો છે. અને એ સૌની વચ્ચે સુંદર સમન્વય કરીને પોતાના પુરુષોત્તમ તત્ત્વનો વિકાસ કર્યો છે. આ પુરુષોત્તમ તત્ત્વ ઉપનિષદમાંએ મળે છે. કિંતુ ઉપનિષદમાં એનો સંકેત માત્ર છે. બન્નેમાં ભેદ એટલે સુધી જોવામાં આવે છે કે જાણે ઉપનિષદનું પુરુષતત્ત્વ ...તાનું વિરોધી છે. કારણ ઉપનિષદમાં બે પુરુષ ...ર્ણ્યા છે. અને ગીતામાં ત્રણ પુરુષ છે. ગીતાએ આ ત્રણ પુરુષોનું તત્ત્વ કેવી રીતે મેળવ્યું અને એ દ્વારા પોતાના ઇશ્વરતત્ત્વનું કેવી રીતે સમાધાન કર્યું એ જાણી લેવાથી ગીતાની પ્રણાલિ સંપૂર્ણ રીતે સમજવામાં આવી જાય છે. આગળ કહેવાયું છે કે ગીતાએ માત્ર દાર્શનિક તત્ત્વોનું સમાધાન કરવા માટેજ તત્ત્વાલોચના નથી કરી. ગીતાએ જે સાધનપ્રણાલિ બતાવી છે એની પ્રતિષ્ઠાને કાજે તો એણે ભિન્ન ભિન્ન દાર્શનિક સંપ્રદાયોમાં સંપૂર્ણ સમન્વય સ્થાપિત કર્યો છે. ઉપનિષદ અને બીજા દર્શનશાસ્ત્રોમાં જ્ઞાન ઉપર વધારે ભાર મુકવામાં આવ્યો છે, ત્યાગ, સંન્યાસ અને ચર્ચા દ્વારાજ આધ્યાત્મિક સાધનાના જ્ઞાનનો પ્રચાર કર્યો છે. ગીતાએ આ માર્ગને ક્લિષ્ટ બનાવ્યો છે. સર્વ સંબંધ વિહીન વિશ્વાતીત નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન સર્વ સાધારણ દેહધારી માનવોને કાજે સહજ સુલભ નથી, એટલા માટે ગીતાએ જ્ઞાનની સાથે કર્મ અને ભક્તિનો સુંદર યોગ કર્યો છે. ભગવાન આપણા સર્વ સંબંધોથી અતીત નથી. સર્વ સંબંધોથી અતીત નિર્ગુણ અક્ષર—અવસ્થા તો ભગવાનનું એક સ્વરૂપ છે. પરંતુ એ નીચે ઉપર જે અવસ્થા છે. તેજ પુરુષોત્તમ છે. પુરુષોત્તમની સાથે જીવાત્માનો અત્યંત મીઠો અને ઘનિષ્ઠ સંબંધ છે. આ સંબંધ દ્વારા પુરુષોત્તમની ઉપાસના એજ શ્રેષ્ઠ અને સુખમય ઉપાસના છે. જ્ઞાન દ્વારા પુરુષોત્તમના તત્ત્વની ઓળખ કરવી પડશે, કર્મ દ્વારા એમની સેવા કરવી પડશે, અને ભક્તિ દ્વારા એમની સાથે મધુર સંબંધ બાંધવો પડશે; ગીતાના મત પ્રમાણે આજ શ્રેષ્ઠ પ્રેમ—શ્રેષ્ઠ ઉપાસના છે. આધ્યાત્મિક તત્ત્વોની ઉપર આજ યોગની પ્રતિષ્ઠા કરવા માટેજ ગીતાએ ઉપનિષદના તત્ત્વમાંથી પુરુષ, બ્રહ્મ, ઇશ્વર વગેરે તત્ત્વોનો સમન્વય કરીને પોતાના પુરુષોત્તમ તત્ત્વનો વિકાસ કર્યો છે.

સાંખ્યના મતાનુસાર શ્રેષ્ઠ, દિવ્ય સત્તા છે મુક્ત પુરુષ. ત્યાં સંસાર નથી. પ્રકૃતિ નથી. પુરુષજ પોતે સનાતન અક્ષર સત્તામાં પ્રતિષ્ઠિત છે. વેદાન્તના મત પ્રમાણે નિર્ગુણ બ્રહ્મજ શ્રેષ્ઠ સત્તા છે. ત્યાં માયાના ખેલ નથી અને જગતના વ્યવહારો નથી. સાંખ્ય અને વેદાન્ત બન્નેના મત પ્રમાણે આજ શાંત નિર્ગુણ અક્ષરાવસ્થા પ્રાપ્ત કરવી અને પછી સંસારનો પરિત્યાગ કરવો એજ પુરુષાર્થ મનાયો છે. સાંખ્યના મત પ્રમાણે પ્રકૃતિ પુરુષથી સ્વતંત્ર છે, તથાપિ પુરુષની નીચેની બધી અવસ્થામાં પ્રકૃતિ પુરુષની સાથે યુક્ત છે. વેદાન્તના મતમાં

પ્રકૃતિ અથવા માયા બ્રહ્મની નીચેનોજ એક ભેદ, એક મિથ્યા સ્વપ્ન છે. ગીતાના મતમાં પ્રકૃતિ ઈશ્વરનીજ છે, ઈશ્વરજ પોતાની પ્રકૃતિને ધારણ કરીને વિશ્વલીલા કરે છે. મનુષ્યે પણ સંસારલીલા છોડવાની નથી, કર્મનો ત્યાગ કરવાનો નથી પરંતુ ઈશ્વરની લીલા અનુસારજ મુક્ત અને સ્વાધીન ભાવથી સંસારલીલા કરવાની છે. એટલા માટેજ કર્મ એ સાધનાનું અંગ છે. અને સિદ્ધિની પશ્ચાત પણ કર્મ રહે છે વેદાન્તના મતાનુસાર ઈશ્વર અથવા સગુણ બ્રહ્મ શ્રેષ્ઠ સત્તા નથી, ગૌણ અવસ્થા છે, કર્મ પણ એવાજ અધિકારીઓની ઉપાસના છે.' પરંતુ શ્રેષ્ઠ સત્તા છે નિર્ગુણ બ્રહ્મ તે જ્ઞાન દ્વારાજ પ્રાપ્ત થઇ શકે છે. ગીતાએ ઉપનિષદના પ્રકાશદ્વારા આ તત્વોનો સમન્વય કર્યો છે. અને આ પ્રકારના સમન્વય દ્વારાજ ગીતાએ જ્ઞાન, કર્મ અને ભક્તિથી રંગાએલો સુગમ પથ બનાવી આપ્યો છે.

શ્વેતાશ્વેતરોપનિષદમાં લખ્યું છે.—

**अजामेकां लोहित शुक्ल कृष्णां**
**बह्वीः प्रजाः सृजमानां स्वरूपां ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते**
**जहात्येनां भुक्तभोगामजोऽन्यः ।**

"શ્વેતાશ્વેતરોપનિષદ ૪-૫

અર્થાત લોહિત, શુક્લ, કૃષ્ણ આ ત્રણ વર્ણોની એક અજા (બકરી) બહુ પ્રજાની ઉત્પાદિકા છે, એક અજ (બકરો), એને ધારણ કરીને ભોગ કરે છે, અને એક અજ એનો પૂર્ણરૂપે ભોગને કરીને છોડી દીધી છે. આ સ્થળે સાંખ્યનું પ્રકૃતિ પુરુષ તત્વજ એક અજા અને બે અજની ઉપમા દ્વારા સમજાવવામાં આવ્યું છે. ત્રિવર્ણની અજા છે, सत्त्व, रजस तमस् આ ત્રિગુણ યુક્ત પ્રકૃતિ. પ્રકૃતિ સદાથી છે; અને એજ વિશ્વ સૃષ્ટિનું મૂલ છે. કિંતુ એ કદી દૃષ્ટિએ પડતી નથી એટલે એને અજા કહી છે. પુરુષ પણ અનાદિ, અનંત, સનાતન સત્તા—અજ છે. અહીં બન્ને અજોદ્વારા પુરુષની બદ્ધ અને મુક્ત અવસ્થાનો નિર્દેશ કર્યો છે. પુરુષ જે સમયે પ્રકૃતિક્રિયામાં મગ્ન થઈ જાય છે, અજ્ઞાનને વશીભૂત થઇને પ્રકૃતિ ભેદને પોતાનો ભેદ માનીને સંસારના સુખ-દુઃખનો ભોગ કરે છે, એ સમયે એની બદ્ધાવસ્થા હોય છે. ગીતાનું કથન છે "**पुरुषः प्रकृतिस्थोहि भुंक्ते प्रकृतिजान् गुणान् ।**" પ્રથમ અજ પુરુષની આ બદ્ધાવસ્થાનું દૃષ્ટાંત છે ભોગ સમાપ્ત કરીને પુરુષ જ્ઞાન લાભ કરીને પ્રકૃતિથી અનાસક્ત થઇ જાય છે. ત્યારે પ્રકૃતિ એની પાસેથી દૂર થઇ જાય છે, સંસારલીલા બંધ થઇ જાય છે અને પુરુષ મુક્ત થઈ જાય છે. બીજા અજ પુરુષની આ મુક્તાવસ્થાનું દૃષ્ટાંત છે. બન્ને અજ એકજ પુરુષની બે અવસ્થાઓ છે. એક બદ્ધાવસ્થા, બીજી મુક્તાવસ્થા એક ભોગાવસ્થા બીજી ત્યાગાવસ્થા, એક સાંસારિક અવસ્થા અને બીજી સ્વરૂપાવસ્થા. પુરુષ પ્રકૃતિની સાથે ભોગ કરે છે એટલેજ પ્રકૃતિની સર્જનલીલા, વિશ્વલીલા ચાલે છે. અને પુરુષ ભોગ કરવાનું બંધ કરે છે ત્યારે પ્રકૃતિલીલા બંધ થઈ જાય છે. પરંતુ સંસારમાં દેખાય છે કે એક પુરુષના મુક્ત થવાથી અન્ય મનુષ્ય મુક્ત નથી થતાં.

એક વ્યક્તિ જ્ઞાનવાન થઇને પ્રકૃતિક્રીડાથી પર થઇ જાય તો પણ પ્રકૃતિનો સાંસારિક ખેલ બંધ નથી થઇ જતો. એ ખેલમાં કંઇ ન્યૂનતાએ આવતી નથી. જ્ઞાની વ્યક્તિના સંસાર ત્યાગ કરી જવાથી પણ સંસારલો પૂર્વવત્ ચાલ્યાજ કરે છે. આ કોયડો શો છે? સાંખ્યે આનું સમાધાન બહુ પુરુષ સ્વીકાર કરીને કર્યું છે. સંસારમાં અનેક જીવ અનેક પુરુષ છે. કોઇ પુરુષ જ્ઞાની બનીને મુક્ત થઇ જાય છે તો તેને માટે સંસારલીલા બંધ થઇ જાય છે. પરંતુ બીજા પુરુષો અજ્ઞાનવશ થઇને પ્રકૃતિના ખેલમાં સહાય કરે છે. એના ભોગમાં આનંદ માને છે, એટલે વિશ્વલીલા અવિરત ચાલ્યાજ કરે છે. સાંખ્યે પ્રકૃતિ પુરુષના સંયોગથી વિશ્વલીલાની જે વ્યાખ્યા આપી છે તેનો ગીતાએ સ્વીકાર કર્યો છે. સાંસારિક બંધનથી મુક્તિલાભના ઉપાય સ્વરૂપ સાંખ્યના પ્રકૃતિ-પુરુષ ભેદ-જ્ઞાનને પણ ગીતાએ સ્વીકાર્યું છે. પરંતુ ગીતા બહુ પુરુષ-વાદનો સ્વીકાર નથી કરતી. ગીતાનું સાંખ્ય વૈદાન્તિક સાંખ્ય છે. ગીતાના મત પ્રમાણે પુરુષ અથવા બ્રહ્મ એકજ છે. આમ થવાથી એકજ પુરુષ એકજ વખતમાં મુક્ત અને બદ્ધ કયે પ્રકારે થાય છે? એક વ્યક્તિના મુક્તિલાભ મેળવવાથી અને સ્વરૂપાવસ્થામાં સ્થિત થવાથી સમસ્ત વિશ્વલીલા કેમ બંધ નથી થઇ જતી? ગીતા કહે છે ભગવાનને માટે એ સંભવિત છે. એકજ વખતમાં એ સંસારલીલામાં મગ્ન રહે છે અને અતીત પણ રહે છે. ઉંચે ઉંચે પોતાના ઉદ્ધત પ્રતિષ્ઠાનમાં એ સંસાર લીલાથી મુક્ત છે પરંતુ નીચેની ભુમિકામાં એ સંસારલીલા માણે છે. પછી ઉપરની શાન્ત મુક્ત અને સ્વપ્રતિષ્ઠિત અવસ્થામાંથી નીચેની સંસારલીલાનું અવલોકન કરે છે. સમસ્ત લીલાને ધારણ કરી રહે છે. ગીતાના આ મતનું સમર્થન આપણને મુંડકો-પનિષદમાંથી મળે છેઃ—

द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलं स्वाद्व
-त्त्यन श्रन्नन्योऽभिचाकशीति ॥
समाने वृक्षे पुरुषो निमग्नो
ऽनीशया शोचति मुह्यमानः।
जुष्टं यदा पश्यत्यन्य मीशमस्य
महिमानमिति वीतशोकः ॥

મુંડકોપનિષદ

એક વૃક્ષ ઉપર બે પક્ષી છે. બન્ને એક સૂત્રમાં બંધાએલા એક બીજાના ચિર સખા છે. એમાંથી એક વૃક્ષનાં મીઠાં ફળો ખાય છે. બીજું પક્ષી પોતે ખાતું નથી પણ પોતાના મિત્રને ખાતું જુવે છે. બીજું પક્ષી પોતાની શક્તિહીનતાને લઇ મુહ્યમાન અને શોકગ્રસ્ત છે. પરંતુ જ્યાં એની અંતરદૃષ્ટિ ખુલે છે અને એને જ્ઞાન થાય છે કે આ સર્વ એનીજ લીલા છે ત્યાં એ શોકથી મુક્ત થઇ જાય છે. અહિં પહેલું પક્ષી પ્રકૃતિસ્થ પુરુષ-બદ્ધજીવ અને બીજું ચિરમુક્ત શાંત અક્ષર પુરુષ. પહેલું છે જીવાત્મા અને બીજું પરમાત્મા. જીવ સંસારનો ભોગ કરે છે. અને પરમાત્મા સર્વત્ર વ્યાપ્ત રહીને એ સર્વને ધારણ કરે છે, એ જીવની સંસાર લીલા જુએ છે પરંતુ પોતે વિશ્વલીલાથી અતીત ચિરમુક્ત રહે

છે, આ જીવ પરમાત્માથી સ્વતંત્ર નથી. પરમાત્મા અને જીવ મૂળ તો એક જ વસ્તુ છે. પરમાત્મા એ જીવનીજ ઉપરી સત્તા છે. પ્રકૃતિઓથી મુક્ત થઈને જીવ એ સત્તામાં મળી જાય છે. જીવને જે વખતે જ્ઞાન થાય છે કે પરમાત્માનો જે મહિમા, જે દિવ્ય, મુક્ત શાન્ત અક્ષરભાવ છે એ પોતાનોજ ભાવ છે. એ વખતેજ એ મુક્ત થઈ જાય છે, જીવ સંસારલીલામાં સુખદુઃખનો ભોગ કરે છે અને જે વખતે એ પરમાત્માની ખોજ કરી લે છે તે વખતે એ સંસારથી પરિત્રાણ લાભ કરીને પરમાત્માની શાન્ત શુદ્ધ, મુક્ત અવસ્થા પ્રાપ્ત કરે છે. આ બન્ને શ્લોકની સાથે શ્વેતાશ્વતરોપનિષદના શ્લોકનો ભેદ આજ છે કે એમાં મુક્ત પુરુષે પ્રકૃતિનો ભોગ કરીને એને છોડી દીધી છે અને આમાં મુક્ત પુરુષ કોઈ પણ વખતે પ્રકૃતિના બંધમાં બદ્ધ નથી થયેલ એ તો ચિરમુક્ત છે. કેવળ એના અંશ રૂપેજ ઘણા જીવો નીચે આવીને સંસારલીલા ભોગવે છે, અને આખરે જ્ઞાન પામી ઉપરની દશામાં મળી જાય છે, અહીંઆં એકજ પુરુષની એક જ સમયમાં બે અવસ્થાઓ છે, એક છે ઉપરની એકત્વ અને મુક્તિની અવસ્થા અને એક છે નીચેની બહુત્વ અને બંધન અવસ્થા. ઉચ્ચ અવસ્થામાં પુરુષ સર્વદા મુક્ત રહે છે અને નીચેની અવસ્થામાં કોઈ કોઈ જીવ મુક્તિ મેળવી ઉચ્ચ અવસ્થામાં મળી જાય છે. એટલે સંસારમાં જણાય છે કે એક જ સમયે કોઈ મુક્ત છે તો કોઈ બદ્ધ. પુરુષનો આ જે દ્વિધા ભાવ છે—એક જ સમયની બે અવસ્થાઓ છે. એનાથી પૂર્વની સમસ્યાઓનો કંઈ ઉકેલ થયો તો પણ 'એક' કયા પ્રકારે બહુ થયો એ હજી બરાબર નથી સમજાયું.

આપણે પુરુષની પ્રકૃતિસ્થ અને મુક્ત એમ બે અવસ્થાઓ જોઈ ગયા. એક ઠેકાણે એમ કહ્યું છે કે પુરુષ પ્રકૃતિનો ભોગ કરીને છોડી દે છે, અને એક જગાએ એમ બતાવ્યું છે કે પુરુષ જે સમયે મુક્ત રહે છે તે સમયે પ્રકૃતિનો ભોગ પણ કરે છે. પહેલી અવસ્થામાં મુક્તિ છે બીજીમાં ભોગ ગીતાએ ઉપનિષદના અન્યાન્ય અંશોનો સંકેત ગ્રહણ કરીને આ બન્નેની સાથે એક બીજી અવસ્થાની પ્રતિષ્ઠા કરી છે. અને એજ પુરુષોત્તમની શ્રેષ્ઠ અવસ્થા છે. આ વિશ્વ સૃષ્ટિ એનોજ મહિમા છે. લીલાની અવસ્થા ક્ષર છે, મુક્તિની અક્ષર. પરંતુ પુરુષોત્તમમાં આ બન્નેએ એકજ સ્થાન મેળવ્યું છે. વિશ્વલીલા અને વિશ્વાતીત સાક્ષીની અવસ્થા; આ બન્ને પુરુષોત્તમનાંજ બે સ્વરૂપ છે. પરંતુ એ તો બન્નેથી પર છે. પુરુષોત્તમ એકજ વખતે અક્ષરરૂપે ઉદાસીન દ્રષ્ટા અને ક્ષર રૂપે પ્રકૃતિ ધારણ કરીને લીલા કરે છે. પુરુષ એકજ છે પણ પ્રકૃતિ ધારણ કરીને એ 'બહુ' બને છે. બહુત્વનો ભેદ પુરુષમાં નહિ પ્રકૃતિમાં છે. એકજ પુરુષ પ્રકૃતિના ભિન્ન ભિન્ન અંશોને ધારણ કરીને ભિન્ન ભિન્ન જીવ બન્યો. **ममैवांशो जीवलोके जीव भूतः** । પ્રત્યેક જીવજ મૂળ સત્તાનો એક અક્ષર, સનાતન પુરુષ છે, કિંતુ પ્રત્યેક પોતપોતાના સ્વભાવ અથવા પ્રકૃતિને ધારણ કરીને બદ્ધ બની ગયો. પુરુષોત્તમની પરાપ્રકૃતિજ જીવ બની છે. આ પ્રકૃતિની

ચિત્ર્ય ભરી લીલા ભિન્ન ભિન્ન જીવની જુદી જુદી શક્તિ, જુદા જુદા સ્વભાવ છે. પ્રત્યેક જીવજ ભાગવત પ્રકૃતિના એક એક અંશનો વિકાસ છે. અને સર્વત્ર સમસ્ત જીવોના હૃદયમાં વિદ્યમાન રહીને પુરુષોત્તમજ આ વિચિત્ર લીલાની પરિચાલના કરી રહ્યા છે. પુરુષોત્તમની આ વિશ્વલીલા બન્ધન લીલા નહિ પણ ઇશ્વરભાવથી પ્રકૃતિની પરિચાલના છે.

**मयाध्यक्षेण प्रकृतिःसूयते सचराचरम् ।**
**हेतुनानेन कौन्तेय जगद् विपरिवर्तते ॥**

ઉપનિષદમાંથી લીધેલા અંશોમાં આપણે જોયું કે પુરુષની સર્વોચ્ચ અવસ્થામાં સંસાર-લીલા નથી; પરંતુ ગીતાએ બતાવ્યું છે કે ઉચ્ચતમ અવસ્થામાં સંસારલીલા ભગવાનની મુક્ત, દિવ્ય સ્વાધીનલીલા છે. માનવજ અજ્ઞાન-વશ થઇને દુઃખમય સંસારનો ભોગ કરે છે. મનુષ્યજ અહંકારને વશ થઇને દેહ,મન અનેપ્રાણને, પ્રકૃતિના ક્ષુદ્રસીમાબદ્ધ અંશને સર્વ કંઈ સમજીને પકડી રાખેછે; એ કારણેજ એ દુઃખ અને અશાન્તિ પામે છે. પરંતુ આપણા સ્વભાવ દ્વારા જે લીલાનો વિકાસ થાય છે તેનો ભોકતા તો આપણા હૃદયમાં સ્થિત પુરુષોત્તમજ હોય છે આપણે મુળ સત્તામાં તેમની સાથે એક છીએ, કેવળ લીલાને કાજે એની પરાપ્રકૃતિએ આપણી નાના રૂપે સૃષ્ટિ કરી છે, એજ પુરુષોત્તમને પોતાનો પ્રિયતમ સમજીને એને આત્મસમર્પણ કરવાથી આપણા જીવનનો પ્રકૃતિનો પૂર્ણ વિકાસ થશે અને આપણે પુરુષોત્તમભાવ પ્રાપ્ત કરીશું, આપણી અંદર અક્ષરપુરુષની અચળ શાંતિ, અનંત ઐક્ય અને અવિકલ્પ સામ્ય રહેશે અને બહાર આપણી પ્રકૃતિદ્વારા સ્વાધીન મુક્ત જીવનલીલા, દિવ્યજ્ઞાન, ભાગવતશક્તિ અને અનંતઆનંદલીલા પ્રકાશી ઉઠશે આનેજ ગીતામ કહ્યું છે:—

**ममसाधर्म्यमागताः मय्येवनिवसिस्यषि ।**
વીગેરે

હવે આપણે ગીતાનો સમન્વય સમજી ગયા. વેદાન્તના મતથી વિશ્વમાયાનો ખેલ છે. આ માયાને જીતીને પરબ્રહ્મના સ્વરુપને પામવું પડશે. ત્યાં માયા નથી ને સંસારે નથી. દેવ ઈશ્વર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આ સૌ બ્રહ્મના નીચેના સ્વરુપો છે. સર્વોચ્ચ અવસ્થામાં બ્રહ્મ નિર્ગુણ છે. સાંખ્યનું કથન છે. પ્રકૃતિપુરુષને અજ્ઞાન બનાવીને સંસારલીલા કરાવે છે. ગીતા કહે છે આ માયા અથવા અજ્ઞાન નીચેની ત્રિગુણમયી પ્રકૃતિનો ખેલ છે, અને એના સ્વરૂપો છે વાસના અને અહંકાર. એ વાસના તથા અહંકારને વશ થઇને માનવ પોતાના જીવનનો સંપૂર્ણ વિકાસ નથી કરી શકતો. પરતુ આ માયાને જીતવી પડશે અને એ વાસના તથા અહંકાર પર વિજય મેળવવો પડશે આમ થવાથી પરાપ્રકૃતિનો ખેલ ખીલી ઉઠશે અને એજ દિવ્ય જીવન છે. ગીતાના મતથી નિર્ગુણ બ્રહ્મ મુકતપુરુષજ શ્રેષ્ઠ સત્તા નથી લીલામય પુરુષોત્તમજ પરબ્રહ્મ છે. અને સાધના દ્વારા એ પુરુષોત્તમની સાથે અદ્વૈત સાધવું એની સાથે સાધર્મ્યની પ્રતિષ્ઠા કરવી અને એના સહચારથી દિવ્ય જીવનલીલાનો વિકાસ કરવો એજ શ્રેષ્ઠ ગતિ છે. આપણે જોઇએ છીએ કે વેદ,ઉપનિષદ દર્શનાદિ જે પ્રચલિત શિક્ષાઓ છે

એને પાર પામવામાં ગીતાએ જરાય બાકી રાખી નથી કરી, વાસ્તવિક રીતે આ પદ્ધતિનું અવલંબન ન કરવાથી ગીતા તત્કાલીન પ્રચલિત ભિન્ન મતોમાં આ પ્રકારે સમન્વય સ્થાપિત ન કરી શકત. ગીતાએ જે પુરુષોત્તમ તત્ત્વનો વિકાસ કર્યો છે, એનો અન્યત્ર આ સ્વરૂપે ઉલ્લેખ ન હોવા છતાં પણ ઉપનિષદમાં ક્યાંક ક્યાંક આનો સંકેત દેખાય છે. ઉપનિષદમાં ઘણાં સ્થળોએ કહ્યું છે કે પરબ્રહ્મમાં સગુણ અને નિર્ગુણ બન્ને એક સાથેજ રહે છે. " निर्गुणो गुणी " મુંડકોપનિષદમાં છે पुरुषः अक्षरात् परतः परः યદ્યપિ એ અક્ષરજ શ્રેષ્ઠ છે તથાપિ એની અપેક્ષાએ બીજો પણ શ્રેષ્ઠ છે—પુરુષ છે. ગીતાએ ઉપનિષદમાંથી જે પુરુષોત્તમ તત્ત્વનો ઉદ્ધાર કર્યો છે એનો પૂર્ણ પ્રભાવ ભારતના પરવર્તી ધર્મ જીવનમાં દેખાય છે. વેદાન્તના અદ્વૈતવાદમાં ભક્તિનું સ્થાન નથી, એ વેદાન્તિક અદ્વૈતવાદની ઉપર જ્યારે ભારતમાં જે મહાન ભક્તિયોગનો વિકાસ થયો એની પ્રતિષ્ઠા ગીતાના પુરુષોત્તમ તત્ત્વની ઉપરજ થઈ છે. ગીતાનું પુરુષોત્તમ તત્ત્વજ ભક્તિ પ્રધાન પુરાણસમૂહનું મૂળ છે. સંસારલીલા જો મિથ્યા છે, બ્રહ્મની સાથે જો જીવનનો કંઇ ભેદ નથી તો ભક્તિનું સ્થાન ક્યાં? પણ પુરુષોત્તમની સાથે તો જીવ મૂળમાં એક હોવા છતાં પ્રકૃતિમાં ભિન્ન છે. જીવ પુરુષોત્તમનો અંશ માત્ર છે. પરાપ્રકૃતિનો એક એક અંશ એક એક જીવમાં પ્રકટ થાય છે. સમસ્ત જીવો દ્વારા લીલા કરીને પ્રકૃતિ પુરુષોત્તમનાજ દિવ્ય ભોગનો વિકાસ કરે છે. પુરુષોત્તમ આપણા હૃદયમાં વાસ કરે છે. અને આપણા દ્વારા વિષયોનો ઉપભોગ કરે છે. પિતા રૂપે, પુત્રરૂપે, સખારૂપે, પ્રિયતમના પ્રેમાળ રૂપે આપણે જે સંસારલીલા કરીએ છીએ એ સર્વની અંદર પુરુષોત્તમજ આપણી એ લીલાનું આસ્વાદન કરે છે. આપણા સમસ્ત સત્કર્મોના ફળોનો એજ ઉપભોગ કરે છે. જે દિવસે એમની અને આપણી દૃષ્ટિ મળશે, તે દિવસે એમનેજ પિતા, માતા, સખા અને પ્રિયતમના પ્રેમ ભર્યાં રૂપે આપણે ગ્રહણ કરીશું તેજ દિવસે આપણે જીવનનો યથાર્થ ધર્મ અને મર્મ સમજીશું, આપણું જીવન અમૃતમય બની જશે. પોતાનેજ પોતાના પ્રેમનો ઉપભોગ કરાવવાને કાજે પુરુષોત્તમ પ્રકૃતિને ધારણ કરીને અસંખ્ય જીવ બની ગયા એજ પ્રેમભક્તિનું મૂળ તત્ત્વ છે.

ગીતાએ જે મહાન કર્મયોગની શિક્ષા આપી છે એની રચના પણ આ પુરુષોત્તમ તત્ત્વ ઉપરજ થઈ છે. અક્ષર પુરુષના ભાવને પ્રાપ્ત કરવો, નિર્ગુણ બ્રહ્મમાં લીન થઈ જવુંજ જો પરમ પુરુષાર્થ હોય તો કર્મની કંઈ સાર્થકતા નથી. જીવનનો કંઈ અર્થજ નથી કર્મ એક બંધન છે. જેટલું જલ્દી એની ઉપર થઇ જવાય એટલું સારું. ઉપનિષદમાં આપણે આ કર્મ સંન્યાસ ઉપર વિશેષ ઝોક જોઇએ છીએ એટલા માટેજ ઉપનિષદે વૈદિક યાગ—યજ્ઞાદિકની નિંદા કરી છે. પ્રથમાવસ્થામાં અજ્ઞાનીઓને માટે કર્મ ઉપયોગી હોઇ શકે પરંતુ મુક્તિ—સાધકને કર્મનો ત્યાગ કરવોજ પડશે. ઉપનિષદનું કથન છે કે દેવતાઓ મનુષ્યની મુક્તિના વિરોધી છે.

# ઉંચે ઉડવું છે આપણે

લેખકઃ રા. મોહિનીચંદ

દિલના દયાળુ દેવ ! આવો વ્હાલમજી,
પ્રાણોમાં પ્રાણને પરોવિયેજી રે.

[ ૧ ]

મારાયે આંગણે રૂપેરી વાટિકા—
નવરંગ ફૂલોથી ભરીઃ
સન્ધ્યાના તેજ ભર્યાં નિત્ય નવાં ઝિલતાં,
ફૂલો સહ હસવું જરીઃ

[ ૨ ]

મારાયે વનમાં વહે છે ગંગાજી—
યમુનાની જાય છે નદીઃ
જળની છોળે નાથ ખેલીશું આપણે,
રહેવાની ત્યાંય છે મઢીઃ

[ ૩ ]

મારા તે ચોકમાં ચન્દ્રીકા નાચતી—
પીશું શશીનાં અમી,
લાખ લાખ પડદે ઉષા ઉઘડતી,
સૂરજરૂપ ઝગશું રમીઃ

[ ૪ ]

મારાયે અંતરે ઉર્મિ ઉલ્લાસતી—
ઉછળે શી દિવ્યતા ભરી !
રસની દૃષ્ટિ નાંખી જોઉં તારી વાટડી—
બેઠી બેઠી આંગણે ફરીઃ

[ ૫ ]

ચૌદે બ્રહ્માંડનો મારોયે માંડવો—
આશા અનન્તતા ભરી,
ઉંચે ઉંચે પ્રીતમ ઉડવું છે આપણે,
સેવા આ વિશ્વની કરીઃ

દિલના દયાળુ દેવ ! આવો વ્હાલમજી,
પ્રાણોમાં પ્રાણને પરોવિયેજી રે.

# કવિ નર્મદ*

લે. સૌ. લીલા મુનશી,

મંત્રી, સાહિત્યસંસદ

---

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

નર્મદની નગરી તરફથી તા. ૧૮મીની સવારે મને નર્મદ વીશે ભાષણ કરવાનો આમંત્રણ પત્ર મળ્યો. ત્યારે આટલા ટુંકા સમયમાં આવું મોટું કામ માથે કેમ ઉપાડી શકાય એ વીશે મને સંશય થયો. ઘરમાં બે બાળકો માંદા, સાથે સીપીની બીજાં રોકાણો હરરોજ આડવો દકાડો થાય, અને ગૃહકાર્યનો બોજો ન છતાં, ગૃહકાર્ય તરીકે ન ગણાતું, પણ ગૃહિણી શીવાય બીજાથી ન થઈ શકે એવું સમાજ સાથે સંબંધ રાખવાનું ગૃહતંત્ર ચલાવવાનું હોય, એવે વખતે એક અભ્યાસપૂર્ણ ભાષણ તૈયાર કરવું એ કેટલું દુર્ઘટ કાર્ય છે તેનો ખ્યાલ સ્ત્રીઓ શીવાય બીજા બહુ થોડાઓનેજ આવવાનો સંભવ છે.

પણ આટલા ભાવપૂર્વક આપેલા આમંત્રણનો અસ્વીકાર પણ કેમ કરી શકાય ? બની શકે ત્યાં સુધી અગવડ વેઠીને પણ સ્નેહ ને આદર પાછાં ન વળાય એવો આપણો ક્રમ છે અને તેથી તમારા ભાવને વશ થઈનેજ તમારી સમક્ષ આજે હું હાજર છું. ટુંકા સમયને લીધે મારાથી કવિ નર્મદના જીવન કે કવન વીશે બહુ ઊંડો અભ્યાસ કરવાનું બન્યું નથી. તેથી કવિ નર્મદના જીવન વીગેની થોડી વાતોજ માત્ર રજુ કરીને સંતોષ માનીશ. તમને એટલાથી સંતોષ ન થાય તો તેનો દોષ સ્વીકારવા હું બંધાતી નથી.

અંગ્રેજીમાં એક કહેવત છે કે "કોઈ મહાપુરુષ પોતાના દેશકાળ પહેલાં જન્મતો નથી" એ વાતમાં જેમ સત્ય છે તેમ "કેટલાક મહાપુરુષો પોતાના દેશકાળને ઘડવાને જન્મે છે." એમ આપણે સુધારીને કહીએ તો એ વાતમાં કંઈ ઓછું સત્ય નથી. જેમ એ યુગના બળો ઝીલીને પોતાના સ્વભાવ અને ચારિત્ર્યને ઘડે છે તેમ એના સ્વભાવ અને ચારિત્ર્યના વિશિષ્ટ તત્વો સમાજમાં નવાં આંદોલનો પ્રસરાવે છે. પ્રજાની પ્રગતિનો ઇતિહાસ તે આવા મહાપુરુષોએ પ્રગટાવેલા આંદોલનોનો ઇતિહાસ. આજથી ૭ સાત દાયકા પૂર્વે, જ્યારે ગુજરાત પ્રગતિપંથમાં પહેલાંજ પગલાં માંડતું હતું, ત્યારે જે આંદોલનો નર્મદે સરજાવ્યાં તેનાથી એનો વિકાસ કેટલો પાસે આવ્યો એ વાતનો ખ્યાલ તો એ વખતના સમયબળોનો અભ્યાસ કરીએ ત્યારેજ આવે છે.

---

* તા. ૨૫-૨-૩૦ ને રોજ સુરતમાં નર્મદજયંતી પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

નર્મદ સમયમૂર્તિ હતો. તેનાથીએ સમયને ઘડનારો વધારે હતો. ગરવી ગુજરાત-વખતે ગાંડી ગણાતી ગુજરાત–માં તે વખતે ઘણી ઘણી વસ્તુઓની ખામી હતી. ગુજરાની ભાષા તે વખતે ખીલેલી ન હતી. ગુજરાતીમાં પદ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાનું તે વખતે કંઇ સાધન ન હતું ગુજરાતી વાણીમાં વિચારોને દર્શાવવાનું સામર્થ્ય નહોતું. શબ્દોને સંગ્રહે અને શબ્દોના અર્થ કહે એવો એક શબ્દકોષ નહોતો. આમાંની એકેક વસ્તુ પુરી પાડતાં આખી જીંદગીની મહેનત કેટલાકને કરવી પડે છે. સાહિત્ય પરિષદો અનેક ...ણની મહેનત છતાં જે વસ્તુ કરી શકતી નથી. ...દે એકલે હાથે ને અકિંચન અવસ્થામાં આ ...ધું સાધ્યું. એણે રસ ને અલંકાર, પિંગળ ને ...દ શાસ્ત્ર, પદ્ય ને ગદ્યના વિવિધ ભાવોને પકટ કરનારા અને વિવિધ રસોને પોષનારા પ્રકારો અને સૌનો મુકુટમણિ એવો એક કોષ ગુજરાતને આપ્યાં. ગુજરાતને અનેક પ્રાંતો જીતી આપે એવા લડવૈયા કરતાં ભાષાના આમ અનેક ક્ષેત્રોને ખેડનાર અને ગુર્જરીને સમૃદ્ધ કરનાર આ એક નરવીરની સેવા ઓછી કીંમતી છે એમ કોઈ કહી શકશે ?

આ મહાકવિનો જન્મ આજથી લગભગ એક સદી પૂર્વે ઇ. સ. ૧૮૩૩માં થયો હતો. કુટુંબ મધ્યમ સ્થિતિનું અને માતાપિતા સાધારણ પંક્તિના હતા. આવા ઘરમાં અને આવા સંયોગમાં જન્મેલા નર્મદાશંકરમાં સાહિત્યના આવા ઉંચા સંસ્કારો કયાંથી આવ્યા એ સંતતિશાસ્ત્રના નિયમનો એક કોયડો છે. બાળકપણમાં આ કવિ બીકણ હતા એમ તેઓ પોતેજ કહે છે. સ્વભાવનો જે ગુણ કે અવગુણ બાળકપણે કે મોટપણે માણસને નડયો હોય તેની સામે તેને ખુબ ઘૃણા ઉત્પન્ન થાય છે અને તેની સામે બંડ ઉઠાવતું મન છેક બીજા છેડા પર જઇને બેસે છે. કવિ નર્મદાશંકરને પણ નીડરતાનો ગુણ આમજ વધારે ગમી ગયો હોય તો એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

કવિ નર્મદાશંકરનું બાળપણુ ખાસ બીના ઓથી ભરપુર લાગતું નથી. પણ મુંબઇમાં આવ્યા પછી અને કોલેજમાં ગયા પછી એમણે એક બે મંડળીઓ સ્થાપી હતી. એમાં કવિનું સૌથી પહેલું ગદ્ય ભાષણ 'મંડળી મળવાથી થતા લાભ' વંચાયું હતું. કવિની ભાષામાં આજ સમયથી સચોટતા અને વેગ દેખા દે છે.

આ કાળ કવિની યુવાનીના ઉભરાનો હતો. એમને આ વખતે મનમાં પ્રેમના ને નામના મેળવવાના અનેક તરંગો ઉઠતાં. આ વખતે ઉઠેલાં સ્વપ્નો તેમના અંતકાળ સુધી સાથે રહ્યાં. પ્રેમની ભુખ ભાંગવા જતાં એમણે સુખ અને પ્રતિષ્ઠા ખોયાં ને દારિદ્રય વહોર્યું; નામના મેળવવા માટે શૌર્ય દેખાડતાં ને પ્રેરતાં એમણે અનેક પ્રતિસ્પર્ધીઓ ઉભા કીધા ને થોડાક મિત્રો પણ એમને લાધ્યા. અને ઉત્તરકાળમાં દુઃખ, દર્દ, દારિદ્રય અને દુશ્મનોએ એમને ચોગમથી ઘેર્યાં છતાં આ નરસિંહનો ટેક અંત સુધી અડગ રહ્યો.

કવિને કાવ્ય લખવાની પહેલી સ્ફુરણા લગભગ ૧૮૪૪માં થઇ. પોતાની વૃત્તિઓ માટે વિકાસનું સાધન ન મળતાં એમને તે વખતે

એક પ્રકારનો સ્મશાન વૈરાગ્ય થએલો હતો અને તેથી તેમનાં પહેલાં પદો ધીરા ભકતના ઢાળનાં "પરબ્રહ્મ જગકર્તારે; સ્મરોની ભાઇ હરઘડી" અને "જીવ તું મુરખ સમજે રે, કહું છું ઘેલા ફરી ફરી" એવા વૈરાગ્ય અને ભક્તિના હતાં. આ પ્રયત્નો પોતાની વૃત્તિઓને ઠરી ઠામ કરવાને માટે અને કથામા આનંદ ન અનુભવતા પોતાના ચકડોળે ચઢેલા ચિત્તને આનંદ આપવાને માટે હતા. આ કવિતા કરવાનો છંદ એમને ટૂંકે જેવો તેવો નહોતો લાગ્યો. પોતાની કવિતામાં અપૂર્ણતા ભાસે અને પોતે જે રસાનંદ તેથી માણતા તેમા જરા ક્ષતિ થાય તે કવિને રુચ્યુ નહિ. એમણે ગુજરાતી ભાષામા અલભ્ય એવા પિંગળ, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, રસપ્રવેશ, વગેરે ગ્રંથો સંસ્કૃત આદિ અન્ય ભાષાઓમા અતિ પરિશ્રમે મેળવ્યા અને તેમનું અધ્યયન કર્યું માત્ર અધ્યયન કર્યું એટલું જ નહીં પણ તે તે અધ્યયન કરેલા વિષયો તેમણે ગુજરાતી ભાષામાં રચ્યા અને એ દિશામા અભ્યાસ કરનાર ઘણા જણને સરળતા કરી આપી મહાપુરુષો માત્ર જાણીને કે મેળવીને એકલ પેટા સંતોષ નથી માનતા, પણ જાણેલું અને મેળવેલું બીજાને દેખાડીને જ સંતોષ પામે છે, એ લક્ષણ કવિ નર્મદાશંકરમા મુળથીજ પ્રત્યક્ષ થએલું દેખાય છે.

લગભગ ૧૮૫૫ થી ૫૯ સુધીનો કાળ કવિ નર્મદાશંકરે પોતાના કવિજીવનને ઉપયોગી થાય એવો અભ્યાસ કરવામાં ગાળ્યો. કાવ્યશાસ્ત્રના ગ્રંથો મેળવવા અને અભ્યાસ કરવામાં એમણે શ્રમ કરવામા બાકી રાખી ન હોતી અને સાથે સાથે એમની પોતાની કાવ્યરચનાના ગ્રંથો પ્રગટ થતા. આટલા વર્ષોની તપશ્ચર્યાને અંતે એમણે માતા સરસ્વતીના ખોળે માથું મુકવાનો સંકલ્પ કર્યો; કવિના પોતાનાજ શબ્દોમાં આ ધન્ય દિવસનો આલેખ આમ થયેલો છેઃ—" ઘેર આવી કલમના સામુ જોઇ આંખમા ઝળઝળીયા સાથે તેને અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં" જે જમાનામા એ જન્મ્યા એ જમાનામાં ગુજરીનેજ ખોળે માથું મુકીને જીવવાનો સંકલ્પ કરનાર જનની વીરતા કેટલી હશે એની તો અત્યારે માત્ર કલ્પનાજ થઇ શકે. અથવા કદાચ એમ પણ હોય કે એજ જમાનામા એ પ્રકારની વીરતા શક્ય હોય. અત્યારે તો કોઇ એવી વીરતા દાખવવા જાય તો યાચકવૃત્તિ કરવા જેવી દીનતામાં એને સરી જવું પડે છે.

નર્મદના જમાનામાં મોટા ગણાતા દલપતરામ અને નર્મદ બંને જીંદગીમા એક વખત વાદ કરવા સાથે મળ્યા હતા એ નર્મદનાં જીવનની એક નોંધપાત્ર બીના ગણાય છે. શા સારૂ ? શીખામણોની વાતો જેવી અને મુખ્યત્વે ઝડઝમક અને પ્રાસ અનુપ્રાસની આંટીઘૂંટીમાંજ ગુંચવાઇ રહેતી દલપતની કવિતા અને પ્રેમશૌર્યના ગીત ગાતી નર્મદની કવિતાનો મેળ કેમ સંભવે? બંનેની વાગ્ધારા જ્યારે પરસ્પર છુટી હશે ત્યારે સભારંજની અને વેગવતી બે શૈલીઓનો સંગમ ઉનાળામા છાછરી પણ મોટા પટવાળી સાબરમતી અને પ્રમાણમાં નાના દેખાતાં છતાં સર્વને ઘસડી જાય એવા જોશવાળા હાથમતીનાં નીર બંને એક સાથે મળે ત્યારે જે કૈં બને એવુંજ કૈં તે વખતે બન્યું હશે.

૧૮૫૯નું વર્ષ બીજી ઘણી રીતે કવિના જીવનમાં નોંધવા જેવું છે. એમણે સુધારા વીશે આ વર્ષોથી ખુબ લખવા માંડ્યું. કવિનું હૃદય પોતાના દેશની દુર્દશા અને હાનિકારક સાંસારિક રીવાજોથી ખુબજ દ્રવતું-દુભાતું. ખાસ કરીને વિધવાઓની દશા એમને બહુ સાલતી. એમની વાણીમાં પણ ગુજરાતી ગદ્યે કદિ ન જોયો હોય એવો વેગ અને તીક્ષ્ણતા હતાં. આવા પ્રતીપક્ષીને પહોંચી ન વળે ત્યારે તેને તોડી પાડવાનો mob-psychologyનો પ્રકાર સમાજમાં-જુના વિચારવાળા સમાજના મોટા ભાગમાં-ખુબ જોરથી પ્રસર્યો હોવો જોઇએ. દુનીઆના દરેક મહાપુરુષને આવા કાંટાળા તાજ પહેરવા પડે છે અને એમના વ્રણુમાંથી ટપકેલા રુધિર જનતાને શાપ ન આપતાં તેનામાં કલ્યાણની ભાવના ઉગાડે છે.

આના પછીના વર્ષમાં ઇ. સ. ૧૮૬૦ માં કવિએ આજે જેનો ખ્યાલ ન આવે એવું વીરત્વ-તે વખતે તો સામે મુખે રણમાં જવાય તેનાથી એ વધારે મનાય એવું વીરત્વ -દેખાડ્યું અને તે જદુનાથ મહારાજ સાથે પુનર્વિવાહ સંબંધી વાદ કરવા જવાનું. આજથી સીત્તેર વર્ષ પૂર્વે જ્યારે પુનર્વિવાહનું નામ દેવું એમાં પણ મોટું પાપ-ચોરાંસી લાખ અવતારમાં ન છુટાય એવું પાપ-મનાતું હશે, ત્યારે તે વીશે ભાવિકોના આ લોકના ઇશ્વર અને પરલોકના તારણહાર ગણાય એવા વૈષ્ણવ મહારાજ ભક્તિઘેલી વિધવા સ્ત્રીઓ સાથે, તેમની નિરાધારી અને માનસિક નિર્બળતાનો લાભ લઇ. ગમે એવા નિંદ્ય આચારો સેવતા હોય, તોએ તેમની સાથે-વાદ કરવો અને પુનર્વિવાહથી એવી ભક્તિઘેલી ગુલામડીઓને મુક્તિનાં દ્વાર દેખાડવાં તેમાં હીંમત અને મર્દાઇની કેટલી પરાકાષ્ઠા કવીને દેખાડવી પડી હશે તેનું ચિત્ર તો માત્ર કલ્પનાદ્વારાજ આપણે ઝાંખુ ઝાંખુ દોરી શકીએ.

કવિના પિતા ૧૮૬૬માં મૃત્યુ પામ્યાં અને કવિના કીર્તિસૂર્યે પણ આ સમયે મધ્યાન્હ વટાવ્યા. આજ વર્ષમાં કવિએ "ડાંડીઆમાં" વજ્રપ્રહારો શરૂ કર્યા પણ કવિની આર્થિક વિપત્તિઓ આ કાળ પછી ઘણી વધવા માંડી. આ વખતનું કરુણચિત્ર એમની જીવનકથા વાંચતા આપણાં મન પર જોરથી ઉઠે છે. કવિનો ઉદાર સ્વભાવ, એમનું ખર્ચાળપણું, સાંસારિક અને સામાજીક વિપત્તિઓ અને અર્થ પ્રાપ્તિ માટે અનેક પ્રકારના પ્રયત્નો, કોઇ વખત ચાર આનાના દુધપૌંઆ ખાઇ ચલાવી લેવું પડે એવી સ્થિતિ અને તે સૌને અંતે જીવનભર પાળેલો ટેક છોડી લેવી પડેલી નોકરી અને તેથી એમણે અનુભવેલી માનસિક વ્યથા એ સૌ કવિની મહત્તાને તાવે છે. એટલો તાપ બહુ થોડા ગુર્જરીના સરસ્વતી-ઉપાસકોએ સેવ્યો હશે.

વચમાં એક નોંધવા જેવી બીના રહી ગઇ. કવિએ ૧૮૬૯-૭૦માં એક વિધવા સ્ત્રી સાથે ખાનગીમાં પુનર્લગ્ન કર્યું હતું. આ લગ્ને એમના આંતરિકજીવન પર શા શા પલટો કર્યો હતો એ વાત એમના જીવન ચરિત્રમાં નથી. પ્રેમને જીંદગીભર ઝંખનાર કવિને એથી પ્રેમ મળ્યો અને ઝંખના શમી કે કેમ એ પ્રશ્નનો ઉત્તર એમના કોઇ ભવિષ્યના જીવન ચરિત્રકાર માટે રહેવા દઇશું.

આપણા સાહિત્યના મન્વંતરના મનુના જીવનનીરૂપરેખા આમ આપણે જોઈ ગયા. એ જીવનને ઘડનાર બળો શાં હતાં એ જોવાનો પણ આપણે થોડો પ્રયત્ન કરીશું.

નર્મદનો કાળ એ આપણા દેશમાં સંક્રાંતિનો કાળ હતો. પશ્ચિમની નવી ભાવનાઓ અને આચારવિચાર જોવાના નવા દૃષ્ટિબિંદુઓ એ ભાષાના અભ્યાસ સાથે આ દેશમાં આવવા માડયાં હતાં, અને તે દરેક પ્રશ્નને જોવાનો દૃષ્ટિકોણ પણ બદલાવા માડયો હતો. ભાઈ જ્યોતીન્દ્ર દવે નર્મદના જીવનચરિત્રમાં એ કાળનું વર્ણન લખતા અને નર્મદ પર તેની થએલી અસર દર્શાવતાં એ યુગબળની બધી અસરોનું એક સુંદર ચિત્ર આ પ્રમાણે દોરે છેઃ—

"એ યુગ સંક્રાંતિનો હતો. પ્રાતઃકાળના પવનની પેઠે આંગ્લવિદ્યાએ ગુજરાતના જીવનમાં ધીમો પણ સ્પષ્ટ સંચાર કરવા માડયો હતો. આપણી દશા—આર્થિક, સામાજિક, ધાર્મિક તેમજ સાહિત્યવિષયક દશા—છેક અધમ થઇ ગઇ છે, તેને સુધારવી જોઇએ' એવા વિચાર દેશજનોને તેમની ધારી લીધેલી કર્તવ્ય–દિશામાં પ્રેરી રહ્યા હતા. મુસલમાન રાજ્યના ભારી કોલાહલમાં આપણી પુરાતન સંસ્કૃતિના પડઘાઓ કેટલેક અંશે દબાઇ ગયા હતા અને તેમાં નવી સંસ્કૃતિ અને નવા રાજ્યનાં પ્રથમજ દર્શન થયાં 'એટલે લોકો સ્વાભાવિક રીતે તેના મોહભર્યાં ચમકારાથી અંજાઇ ગયા. ઠેર ઠેર સંસારસુધારકો પશ્ચિમના રંગે રંગાઇને સારા ભારતવર્ષને એ રંગથી રંગી દેવાને કટિબદ્ધ થયા. અનેક સભાઓ સ્થપાઈ, અનેક પત્રો પ્રગટ થવા માંડયાં, પુનર્વિવાહનાં પગરણો મંડાયાં, સામાજિક વિષયો પર નિબંધો લખવા માંડયા અને સુધારાનાં ભાષણો–ગદ્યમય ભાષણો–ની પરંપરા ચાલી રહી. એ બધી પ્રવૃત્તિઓના કેન્દ્રસ્થાન સમું મુંબાઇ તે મથનકાળના સાગર સમું બન્યું.

એ સર્વની અસર બધા મનુષ્યો પર થઇ. પરંતુ સૌથી વધારે નર્મદ પર થઇ. નર્મદનો સ્વભાવ અતિ ઉગ્ર હોવાથી એ આ નવીન સંસ્કારોનો સબળમાં સબળ ઉદ્‌ઘોષક બન્યો. નર્મદ એટલે વાતાવરણમાં થતા ફેરફારો સૂચવનાર અચૂક 'બેરોમીટર'; પણ પારાની પેઠે એની બધી ઊર્મિઓ આસપાસના વાતાવરણપરજ અવલંબતી એમ નહોતું. સમયે એને ઘડયો અને એણે પોતાના સમયને ઘડવામાં મોટો ફાળો આપ્યો છે.

અંગ્રેજી શિક્ષણ નવુંજ આ અરસામાં આપવાનું શરૂ થયું હતું. લોકોને અંગ્રેજી કવિઓની મોહિની પ્રથમજ લાગી અને સાહિત્યમાં નવીન પ્રેરક બળો ઉત્પન્ન થયા. ઓનાઓના મનોરંજનાર્થે આખ્યાનો લખવા કે રાધાકૃષ્ણને નામે પોતાના શૃંગારગીતો રચવા એ પ્રાચીન પ્રણાલિકાના બંધનો, વર્ડ્ઝવર્થ, બાયરન અને સ્કોટના પોતાનાજ ભાવનું પ્રત્યક્ષ રીતે દર્શન કરાવનારાં ગીતોના મોહ આગળ શિથિલ થઈ ગયા, અને આત્મલક્ષી કવિતાના યુગની શરૂઆત થઇ.

અને આત્મલક્ષી કવિતાના યુગનું દ્વાર ઉઘાડવાને નર્મદ સર્વાંશે યોગ્ય હતો. ઉપર કહ્યું તેમ નવીન સંસ્કારોનો એ સૌથી સબળ ઉદ્-

ઘોષક હતો. તેમજ કવિતા લખવાનો આરંભજ એણે પોતાની મનોવ્યથા હલકી કરવાને કર્યો હતો. "કવિતા કહીએ કલ્પના, જનમનરંજન જાણ" એવી કવિતાની એણે વ્યાખ્યા નહોતી બાંધી. એને શ્રોતાઓને રીઝવવા નહોતા, પારકાની પરવા નહોતી, લોકમતનો ભય નહોતો. "મને જ્યારે પદો બનાવવાથી આનંદ થાય છે ત્યારે એજ કામ હું તો કરીશ." એવો એનો નિશ્ચય હતો. એટલે કાવ્યો એણે પોતાના આનંદ ને માટે લખવા માંડ્યાં. પરલક્ષીપણાનો એનામાં અભાવ હતો અને એનાં નાટકો એ વાતની સાક્ષી પુરે છે. પોતાને લાગે તે, પછી તે કડવું હોય કે મીઠું હોય, યોગ્ય હોય કે અયોગ્ય હોય, તોપણ કહેવુંજ એવી એની પ્રકૃતિ હતી. હોય એવું દર્શાવવાના આગ્રહથી ન લખવાનુંએ એણે લખી નાખ્યું. પરદેશગમન, વિધવાવિવાહ, જાતિબંધન, દેશાભિમાન, ઇત્યાદિ તે સમયના સર્વ પુરુષોનું મનોમંથન કરનારા અનેક પ્રશ્નો એ એના હૃદયનું પણ મંથન કર્યું, અને મંથનનું મહાફળ તે નર્મ-કવિતા; આથી નર્મકવિતા એ સુધારાનું બાઈબલ ગણાતી."

આ વર્ણનમાં કવિ નર્મદનાં યુગબળ ને તેની કવિતાનું બહુ સચોટ ચિત્ર આપણને મળે છે. નવા ભાવોને ઝીલનાર અને તેને વ્યક્ત કરનાર તરીકે નર્મદનું સ્થાન અપૂર્વ છે.

કોઈકે કહ્યું છે કે "નર્મદ કવિ તરીકે મોટો હતો, સાહિત્યકાર તરીકે તેથીએ મોટો, ને સૌથી મોટો તો એ મનુષ્ય તરીકે હતો." કેટલાં થોડાં સાહિત્યકારોની માનવતાની મહત્તા આમ સ્વીકારાય એવી છે.

પણ એ વાક્યમાં કવિ નર્મદની માનવતાની મહત્તાની ઉદ્‌ઘોષણા છે અને મને પણ લાગે છે કે નર્મદની ખરેખરી મહત્તા એ કવિ હતો તેમાં નહીં; એ સાહિત્યકાર હતો તેમાં પણ નહી, પણ એ માનવ તરીકે મહાન હતો તેમાં જ છે.

સમાજસુધારાનો ઝુંડો પણ એણે માત્ર ધાંધલ તરીકે નહીં, પણ એની માનુષ્યતાથી સમાજમાં થતા અન્યાયો ન સહેવાયાં, તેથી ઉપાડ્યો હતો. એના જેવા ટેકી આત્માને દેશીઓનાં દુઃખ, એમની ડગલે ને પગલે થતી માનહાનિ અને એ માનહાનિના કારણભૂત એ પોતેજ ને એમનાં દુષ્ટ આચારો હતા એમ વસી ગયું હતું. બાળલગ્ન ને વિધવાવિવાહ એ સૌ દુઃખના મૂળ અને તેમાંયે વિધવાઓ ઉપર થતા અત્યાચાર અને એમની કરુણ દશા ને એને લીધે સમાજના મૂલમાં ઉંડે ઉંડે સળો એ આપણા દેશીઓના સંસારની મહાન 'પીડાઓ; એમાંથી ઉદ્ધાર થાય નહીં ત્યાં સુધી આપણા સંસારનો ને સમાજનો કોઇ રીતે જયવારો થવાનો નથી એમ એ નક્કીપણે માનતો.

એણે પોતાની શક્તિઓનો અર્ધો ઉપરાંત વ્યય આ બધા સડાઓની સામે લડત ચલાવવામાં કર્યો ને ખાસ કરીને વિધવાવિવાહના પ્રશ્ન માટે એણે જોરથી લડત શરુ કરી.

આ વાતનું મહત્વ આપણને અત્યારે પુરે પુરું નહીં સમજાય, પણ આજથી દસ પંદર વર્ષ પહેલાંએ વિધવા વિવાહની તરફેણ કરનારને ને તે કરનારને કેટલી વિપત્તિ સહેવી પડતી એ વાતનો જ્યારે આપણે ખ્યાલ કરીએ, ત્યારે

તો આજથી સાઠ સીત્તેર વર્ષ પૂર્વે તો એ પ્રશ્ન લેનારને સમાજમાં જીવવુંજ કેવળ અશક્ય હતું એમ આપણને પ્રતીતિ થાય છે. અને જદુનાથજી મહારાજ સાથે વાદ કરવા અસહાય અને એકલો જ્યારે ગયો હશે ત્યારે તો ભાઇ દવે કહે છે તેમ આપણને માર્ટીન લ્યુથર્નું જ સ્મરણ થાય છે.

આ મહાપુરુષમાં અહંભાવ હતો એમ કેટલાક જણ કહે છે. પણ એ અહંભાવ તે કંઇ નિરર્થક અભિમાન ન હતું. આખા ગુજરાતમાં ચાર આંકડા પાડનારની ખોટ હતી. અને કાયરતાનો અતિરેક જીવનવ્યવહારને નિષ્પ્રાણ બનાવી રહ્યો હતો. તે સમયે એક મહાપુરુષ જેણે આટલું સરજાવ્યું, આટલા યુદ્ધ એકલે હાથે આદર્યાં ને અનેક ઘા એકલા એકલા ઝીલ્યા તે માણસને પોતાની શક્તિઓનું ભાન હોય. એમાં અહંભાવ શો ? નિર્વીર્ય માણસનો અહંભાવ ઉપહાસને પાત્ર છે. શક્તિશાળી જન તો પોતે કરે છે. પોતાનામાં કરવાની શક્તિ છે, એ ભાનથીજ પોતાની કાર્ય દિશાઓ અને ક્રિયાઓ વિસ્તારે છે. ને નર્મદ જેવો સમર્થ પુરુષ પોતાની શક્તિઓના ભાન વિનાનો હોય એ બનેજ કેમ !

ને જેમ એ શક્તિશાળી હતો તેમ એ ઉદાર પણ હતો. એને અર્થને માટે અતિશ્રમ કરવો પડ્યો છતાં એણે કદિ અર્થપૂજાને ખાતર અર્ઘ્ય-પૂજન કરી નથી. મિત્રને પુસ્તક અર્પણ કરી એની સહાય દ્વારા પોતાની મુશ્કેલીઓ કંઇક ઓછી કરવાનો મનોરથ મિત્ર નિર્ધન થતાં ભગ્ન થયો. છતાં સહાય મળે એવા બીજા કોઇને નર્મકવિતાનું પુસ્તક અર્પણ ન કરતાં અર્પણ તો મિત્ર કરસનદાસનેજ કર્યું. આ બનાવમાં મિત્રે ને સંબંધીઓને અવ્યાવહારિકતા ભાસી. એની મુશ્કેલીઓ પણ તેથી અનેકગણી વધી પણ એના આત્માની મહાનુભાવતા એથી સહસ્ત્રગણી પ્રકાશતી આપણને દેખાય છે.

નર્મદે એક વાર ઘણા ખર્ચે—કદાચ શક્તિ ઉપરાંત પૈસા ખર્ચી—કોટ કરાવ્યો, ને કોઇ મિત્ર મળવા આવ્યો તેને એ બતાવ્યો. મિત્રે વખાણ્યો પણ પોતાની એવા કોટ પહેરવાની અશક્તિ જણાવી ને "તમારે માટેજ કરાવ્યો છે" કહી હોંસભેર કરાવેલો કોટ મિત્રને આપી દીધો. ઘણા લક્ષ્મીવાન માણસને કે સારી સ્થિતિવાળા માણસને આ બનાવનું મૂલ્ય નહીં જણાય, પણ નર્મદની સ્થિતિમાં એક પળભર પોતાની જાતને આપણે મુકીએ તો આ ઔદાર્યનું સુંદર સ્વરૂપ જોઇ શકાશે.

નર્મદમાં નીતિશૈથિલ્ય હતું એમ કેટલાક માને છે. પણ એમાં એના પોતાના કરતાં એના જમાનાનો દોષ વધારે હતો. એ સમયનું ચિત્ર દોરતાં રા. વિનાયક નંદશંકર મહેતા 'નંદશંકર જીવનચરિત્ર' માં આમ કહે છે. 'દારૂને નિષિદ્ધ સમજતા, મુસલમાનથી અભડાતા, પરંતુ રાગજણીના હાથની બીડી માન્ય કરવામાં માન સમજતા. ગાનારી સલામ કરે તો, મારા ગળા-મહનાજ રોણાઆપુંશનમાં કહીએ તો, બાઇમ-રાય સાથે હાથ મેળવે એટલી ખુશી, એટલી મોટાઈ મનાતી. સલામ ઉપરાંત કદાપિ તે હસે ત્યારે તો મનકમળ વિકસે ને મોં મલકાય જાય." આવા જમાનામાં ને વાતાવરણમાં જન્મનાર ને જીવનાર આપણી આજની દૃષ્ટિએ

કદાચ ચુસ્ત નીતિમાન ન લાગે પણ એટલું તો ખરુંજ કે નર્મદની નીતિશિથિલતા માત્ર ભોગની લાલસામાંથી નહીં પણ એના રસિક સ્વભાવની અતૃપ્ત સ્થિતિમાંથી જન્મી હતી. એના સ્વભાવમાં સ્ત્રીના રસિક સહવાસની ને એની પ્રેરણાની ખુબજ તરસ હતી. ને એના જમાનામાં રસિકતા કે બુદ્ધિની ઉંચી કક્ષામાં સાથ કરે એવી સ્ત્રી મળવી મુશ્કેલ હતી. અને અસંતુષ્ટ મન માત્ર બુદ્ધિની ઉંચી ભૂમિકા પર ન રહેતાં નીચે સરી પડ્યું હોય.

આ ઉપરાંત નર્મદના આદર્શો બાયરન અને દયારામ હતા. અને પોતાની આકૃતિમાં પણ દયારામનું સામ્ય જોનાર પોતાના ગુણોમાં પણ એ કવિઓનું અનુકરણ કરે—અનુકરણ તેનાથી થઇ જાય—એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી.

નર્મદનું વ્યક્તિત્વ અત્યંત આકર્ષક હોવું જોઇએ એવું એને વીશે કૈં પણ જાણનાર કોઇ કહે અને હતુંજ એવું એમ એના જીવનચરિત્રકાર કહે છે. એનો દેખાવ પ્રભાવદર્શક, એની વાતચીત કરવાની કળા ઉંચા પ્રકારની ને વશ કરે એવી; એના વાતના વિષયોમાં વિધવિધ ભાત, એનું જ્ઞાન અનેક પ્રદેશોને સ્પર્શે એવું ને એની બુદ્ધિ તીક્ષ્ણ હતી. એનામાં પોતાની આસપાસ માણસો ખેંચવાની ને મંડળ જમાવવાની શક્તિ હતી. કોઇ પણ કાળ કે જમાનામાં આવો માણસ પૂજાય ને મહત્તા પામે એમાં નવાઇ નથી.

પણ નર્મદાશંકરની આ શક્તિઓ તે વખતના અજ્ઞાનકાળમાં ઘણી ઘણી રીતે લડવામાં ને વાદ કરવામાં વેડફાઇ જતી હતી. અને યોધ્ધો એટલે ઘા કરવા અને ઘા ઝીલવા એમાં એને જીવનનું સાર્થક લાગતું. એની લડત એક પ્રકારની ન હતી. એને અંધારામાં દટાએલા શાસ્ત્રોનો અભ્યાસ કરી કાવ્ય–શક્તિને વિકસાવવી હતી અને એમ કરતાં જુનાં સ્વીકારાએલા ને જડ થએલા ધોરણો–કાવ્ય પ્રદેશના ધોરણો–એને ફેરવવાં હતાં. એને લોકોને અંધકારગ્રસ્ત મનોદશામાંથી જાગ્રત કરવા હતા અને રૂઢિઓના ભયંકર અત્યાચારો સામે બંડ ઉઠાવવું હતું. એને લોકોની રગેરગમાં પેસી ગએલી બીક અને કાયરતા કાઢવાં હતાં. અને એમને ઉદ્બોધવા હતા. આ બધું કરવામાં એણે છળપ્રપંચ કે અપ્રમાણિકતા વાપર્યાં નથી. પણ પોતાની પ્રસાદી વરદાયી લેખિનીને ચારે પાસ અસિની તીક્ષ્ણતાથી ઘુમાવી છે. ને એનાથી ત્રાસેલા ' ઝાઝા નબળા લોકનો વેરભાવ ' એને અંતકાળ લગી નડ્યો છે.

એણે ઉત્તર કાળમાં પોતાના વિચાર ફેરવ્યા ને ' ધર્મ વિચાર ' ગ્રંથ લખ્યો. કેટલા ઘણો ઝીલી ઝીલીને એવું હ્રદય આળું થયું હશે? સુધારક સંગાથીઓનો દ્રોહ એમાં કેટલે અંશે કારણભૂત હશે? અને જુની સંસ્કૃતિનું આહ્વાન કેટલું પ્રબળ બન્યું હશે? ને અપકીર્તિની દરકાર કર્યા વિના પોતાનામાં થએલા વિચારોનું પરિવર્તન આટલી ખુલ્લી રીતે દર્શાવનાર ગુજરાતી ગાંધીજી શીવાય—કોઇ ભાગ્યેજ બીજો આપણને દેખાય છે.

અથવા આજ બનાવને બીજા દ્દષ્ટિકોણથી જોતાં રા. મુનશી કહે છે તેમ " નર્મદ વીર

હતો, તે સમાજ સુધારવા મથ્યો; તે તત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું એટલુંજ નહીં પણ પરસંસ્કાર વીસારી નાંખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહા ગુજરાતીઓની અનંતમાળા જે અનાદિ કાળથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો."

આવા આ વીર અને પ્રેમી, નવા ગુજરાત ગદ્ય અને પદ્યના આદ્ય લેખક, જીવન જીવના અને સૌને નવજીવનના દ્વાર દેખાડનાર, આન લક્ષ્મી સાહિત્યના પ્રથમ સર્જક આ મહાગુજ રાતીને મારી અર્ઘ્યની નમ્ર અંજલી આપત મને આનંદ થાય છે.



# અખાત્રીજ: અક્ષયતૃતીયા: પરશુરામ જયંતી.

લેખકઃ રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

સભ્ય સાહિત્ય સંસદ.

---

વૈશાખ સુદ ત્રીજ અખાત્રીજ—અક્ષયતૃતીયા કહેવાય છે અને તે દિવસ હીંદુઓનો એક તહેવાર ગણાય છે પણ અખાત્રીજ મોટો તહેવાર નથી. ' અમુક તો અખાત્રીજ છે ' એમ મશ્કરી કરવામાં આવે છે અર્થાત બીજા મહિનાઓની ત્રીજો કરતા વૈશાખ મહિનાની ત્રીજનું માહાત્મ્ય વધારે; પણ પ્રતિપદાઓમાં બેસતા વર્ષનો પડવો, બીજમાં ભાઇ બીજ, ચોથમાં ગણેશચોથ, પાંચમમાં નાગપાંચમ, છઠ્ઠમાં ચંપા ષષ્ઠી, સાતમોમાં શીતળા સાતમ, આઠમોમાં જન્માષ્ટમી વગેરેનું માહાત્મ્ય જેટલું મોટું છે તેટલું ત્રીજોમાં એકે એ ત્રીજનું નથી એટલે અક્ષયતૃતીયાથી સંતોષ માનવો પડે છે.

વસંતપંચમી જેમ વસંત ઋતુના આરંભનો તહેવાર છે, અને દેવશયની એકાદશી ચોમાસાના આરંભનો તહેવાર છે તેમ અખાત્રીજ ઉનાળાના આરંભનો તહેવાર છે.

આ તહેવાર બહુ જુનો હોય એમ પણ નથી લાગતું, છતાં અપરાર્કમાં અને વિષ્ણુ ધર્મોત્તરમાં એનો ઉલ્લેખ હોવાથી સાતસો આઠસો વર્ષ જેટલો જુનો માનવામાં વાંધો નથી. વળી આ ત્રીજ પરશુરામ જયંતી તરીકે પણ પ્રસિદ્ધ છે. ભવિષ્ય પુરાણમાં આ જયંતીનો ઉલ્લેખ છે. બધું જોતાં અક્ષયતૃતીયા તહેવાર ગણાવા માંડયા પછી પરશુરામ જયંતી ગણાવા માંડી હશે.

પરશુરામની કથા એટલી પ્રસિદ્ધ છે કે અહીં એ કહેવાની જરૂર નથી, પણ રામ અને કૃષ્ણ જયંતીઓ જે રીતે આ દેશમાં ઉજવાય છે તે રીતે પરશુરામ જયંતી ઉજવાતી નથી એ ખેદ સાથે નોંધવું પડે છે.

બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે ચાલેલા વિગ્રહમાં ક્ષત્રિયોનાંજ શસ્ત્રથી બ્રાહ્મણે મેળવેલા વિજયનું પરશુરામ જયંતી મોટું સ્મારક છે. વળી એમ કહેવાય છે કે પરશુરામે પોતાના બાણથી કોકણપટ્ટીમાં આવેલા સમુદ્રને પાછો હઠાવી, ત્યાં જમીન તૈયાર કરી તે જમીન બ્રાહ્મણોને દાનમાં આપી, તેથીજ આ કોકણપટ્ટી પરશુરામ ક્ષેત્ર કહેવાય છે. આ ક્ષેત્રમાં દુષ્કાળની પીડા કોઇ દિવસ ન થાય એવો પરશુરામે આશીર્વાદ આપ્યો છે, એમ કોકણમાં માન્યતા છે. અત્યારે રત્નાગિરિ જીલ્લાના ચીપલુન ગામમાં—જ્યાં પરશુરામનું એક દેવાલય પણ છે ત્યાં—આ ઉત્સવ મોટા ઠાઠમાઠથી પાળવામાં આવે છે, પણ એટલું બસ નથી. ખરી રીતે આખા કોકણમાં—ઠેઠ ભરૂચ સુધી અને કોકણના કેન્દ્ર-

સ્થાન મુંબઈમાં તો ખાસ પરશુરામ જયન્તી ઉજવાતી જોઈએ.

પરશુરામ જયન્તી સીવાય અખાત્રીજનું મુખ્ય કર્મ એટલે "તીર્થમાં સ્નાન, તરથી પિતૃ તર્પણ, ધર્મ ઘટ (ઉદકુંભ)નું દાન અને વિષ્ણુનું પૂજન" (ભવિષ્યોત્તર પુરાણ-વ્રતરાજ)

અક્ષય તૃતીયા કૃતયુગનો પહેલો દિવસ ગણાય છે, અને વર્ષનાં સાડા ત્રણ મુખ્ય મુહૂર્તોમાં અર્ધું મુહૂર્ત અખાત્રીજનું ગણાય છે." "અખાત્રીજને દિવસે કરેલું પુણ્ય અક્ષય થાય છે." એમ વિષ્ણુ ધર્મોત્તર વગેરેમાં કહેલું મળે છે, એ સીવાય વૈશાખની ત્રીજ શા માટે અક્ષય તૃતીયા—અખાત્રીજ કહેવાય છે તેનો ખુલાસો મળતો નથી.

વળી જપ, હોમ, પિતૃ તર્પણ વગેરેનું શાસ્ત્રમાં વિધાન હોવા છતાં અખાત્રીજને દિવસે એનો ખાસ પ્રચાર કયાંય દેખાતો નથી. માત્ર લોકો પાણી ભરેલો (ઉદક કુંભ) બ્રાહ્મણોને આપે છે. ઘણાં ઉપર તરબુચ વગેરે ફળ મુકીને ઘડો આપે છે. કેટલીક બાઈઓ અખાત્રીજથી આરંભી ઉનાળો પુરો થાય ત્યાં સુધી દરરોજ પાણીનો ઘડો આપે છે. અલબત્ત આ ધર્મ રીવાજ ઘરેઘરમાં સામેલ જોવામાં આવે છે.

કોંકણમાં ખેડૂતો વાવેતરની શરૂઆત અખાત્રીજથી કરે છે. અને પીયરમાં આવેલી ગૌરી તે દિવસે સાસરે જનારી છે એવું માનીને દક્ષિણની સ્ત્રીઓ પોતાના ગજા પ્રમાણે પોતાની સૌભાગ્યવતી તથા કુમારિકા બહેનોની સાથે હળદ કંકુનો સમારંભ મોટા આનંદથી કરે છે.

ગુજરાતમાં લોકો અખાત્રીજથી દરીઓ તોફાની થાય છે એમ માને છે અને તે દિવસ પછીથી જળ માર્ગે મુસાફરી કરતા નથી. (આ નિયમ વહાણની મુસાફરી માટેજ છે, સ્ટીમરને લાગુ પડતું નથી) વળી વૈશાખ સુદ ત્રીજને દિવસે ગામડાના લોકો જુદી જુદી જાતના અનાજ ગામ બહાર અમુક જગ્યાએ મૂકી આવે છે અને પછી બીજને દિવસે સવારે કયા અનાજને કીડીઓ લાગી છે, વગેરે જોઇને કયું અનાજ આવતા વર્ષમાં મોંઘુ થશે, કયું સસ્તું થશે વગેરે શુકન જુએ છે

અખાત્રીજનો તહેવાર એટલા ઓછા મહત્વનો ગણાય છે કે તે દિવસે ભારે મિષ્ટાન્ન ભાગ્યેજ કરવામાં આવે છે, પણ ખજુરનું પાણી કરી એમાં આમલીની થોડી ખટાશ મેળવી એ પાણી જમતાં સાથે પીએ છે. કેટલેક ઠેકાણે કાચી કેરીને બાફી તેમાં ગોળ નાખી એનો ઉપયોગ કરે છે. આ રીતજ ઉનાળાની ગરમીથી વધેલા પિત્તને શમાવવા માટે હશે!

ગમે તેમ હો, પણ અખાત્રીજનું પરબ ઉનાળાના આરંભનું પરબ છે અને તે દિવસે તીર્થમાં પ્રાતઃ સ્નાન કરવાનું તથા ઘટ દાન કરવાનું કહ્યું છે તે જૂના જમાનાની પરિસ્થિતિમાં સર્વથા યોગ્ય છે. ખરી રીતે અખાત્રીજ આરંભી ઉનાળો પુરો થાય ત્યાં સુધી રોજ સવારે વહેલું નદીના કે કુવાના ઠંડા પાણીમાં સ્નાન કરવું એ આરોગ્યવર્ધક છે. અને આ જમાનામાં ઠામઠામ ચાલતી પાણીની પરબો. 'સૌરાષ્ટ્ર'ના પેપરે શરૂ થાય છે તો ...

જમાનામાં કાઠીઆવાડ અને મારવાડ જેવા પ્રદેશોમાં પગે મુસાફરી કરનાર માટે પરબો એ જીવન મરણનો પ્રશ્ન હતો તે જમાનામાં ઉનાળાના આરંભથી પરબ બેસારવી કે ઠંડા પાણીનો પરો આપવો એ પુણ્યકાર્ય તરીકે મૂકવાય એમાં શું આશ્ચર્ય !

આ જમાનામાં જુના ઉત્સવોનું રાષ્ટ્રીય દૃષ્ટિએ પુનઃ સંસ્કરણ કરવું આવશ્યક મનાય છે, તો આ અખાત્રીજના ઉત્સવમાં તો વિશેષ ફેરફારની જરુરજ નથી. પરશુરામ જયંતીતરીકે અને તરસ્યાંને પાણી આપવાનો આરંભ (કુવા તળાવો ગળાવીને તથા પરબો બાંધીને) તરીકે ઉજવન કરવાની—આ કર્તવ્યમાં ઉત્સવભાવના પુનઃ જાગૃત !



# આપણું આર્થિક ભવિષ્ય.

લેખક:

પ્રો. કેશવલાલ હિંમતલાલ કામદાર,

એમ. એ., વડોદરા.

---

*There is one danger from which you should be on your guard.* Socialism may be preached, not as a far reaching economic reform, but as a new church, founded on a new revolution of the will of God made by a new prophet. It actually is preached at present. Do not be misled by the fact that the missionaries of church socialism do not use the word God, nor call their organization a church, nor decorate their meeting-places with steeples. They preach an inevitable, final, supreme category in the order of the Universe in which all the contradictions of the earlier and lower categories will be reconciled. They do not speak except in derision, of the Holy Ghost or the Paraclete; but they preach the Hegelian Dialectic. Their prophet is named neither Jesus nor Mahomet nor Luther nor Augustine nor Dominic nor Joseph Smith, Junior nor Mary Baker, Glover Eddy, but Karl Marx. They call themselves, not the catholic church, but the Third International. Their metaphysical literature begins with the German philosophers Hegel and Feverbach and culminates in Das Kapital, the literary masterpiece of Marks, described as the Bible of the working classes, insipid, infallible, omniscient. Two of their terms contradict one another as flatly as the first two paragraphs of article 27 of the Church of England. One is that the evolution of capitalism is predestined implying that we have nothing to do but to sit down and wait for it to occur. This is their version of salvation by Faith. The other is that it must be effected by a revolution establishing a dictatorship of the Proletariat. This is their version of salvation by works.*

---

* An Intelligent Woman's Guide to Socialism and Capitalism, by Bernard Shaw (P. 441)

ાંયોથી અનુકૂળને ફાયદાકારક ફેરફારો થઇ શકે એમ છે. યૂરોપ અમેરીકામાં તૈયાર મળતી તાજી ને સારી ઘઉંની રોટલીઓ આપણે કારખાનાંમાં બનાવી લોકોને આપી શકીએ તો આપણી સ્ત્રીઓનો ઘણો વખત આપણે બચાવી શકીએ ને તેથી તેમને આપણે જુદી પ્રવૃત્તિઓમાં રોકી શકીએ.

### કેળવણી.

આપણા દેશમાં અનુકૂળતા પ્રમાણે લોકોને કેળવણી અપાતી નથી, અને હાલ આપણા આર્થિક જીવન સાથે આપણી કેળવણી એકતાલ થઇ શકતી નથી, તેનું કારણ આપણા આર્થિક લક્ષ્યની અશાસ્ત્રીયતા છે. જે ભાગનો જેવો આર્થિક વ્યવહાર તેવું તે ભાગમાં લોકોને શિક્ષણ અપાવું જોઇએ. ગુજરાત-મારવાડમાં સરાફીનો ધંધો કરવાની ખાસ લાયકાત જોવામાં આવે છે તો ત્યાંના લોકોને સરાફીની હાલની સ્થિતિનું શિક્ષણ આપવાની જરૂર રહી. એવી રીતે કળાભજ્ઞો પણ એજ દૃષ્ટિથી તૈયાર થવાં જોઇએ. ચાલુ અભ્યાસક્રમમાં સહકાર્યને તો ક્યાંય સ્થાન મળતું જોવામાં આવતું નથી! પ્રાથમિક શિક્ષણનો મુખ્ય હેતુ બાળકને લખતાં વાંચતાં આવડે છે કે નહીં તેજ હોવો જોઇએ. માધ્યમિક શિક્ષણનો અભ્યાસક્રમ બહુવિધ રાખવાથી જુદી જુદી જાતનું શિક્ષણ લોકોને આપી શકાશે. માધ્યમિક શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી કોઇ પણ યોગ્ય ધંધામાં જોડાવા લાયકાત ધરાવતો થવો જોઇએ. ઉચ્ચ શિક્ષણ માટે અભ્યાસક્રમ વિશેષ પુખ્ત બનાવવાની જરૂર છે ને તે શિક્ષણ પામેલો માણસ સમાજમાં કોઇ પણ ક્ષેત્રમાં આગેવાની લઇ શકે તેટલી લાયકાત ધરાવનારો થવો જોઇએ.

### કર પદ્ધતિ.

ઉપર કહ્યું તેમ આપણી કર પદ્ધતિમાં હવે ક્રાંતિકારક ફેરફારો થઈ જશે અને એવા ફેરફારોની ખાસ જરુર પણ છે. આપણી કર પદ્ધતિ અત્યારસુધી તદ્દન અશાસ્ત્રીય રહી છે ને કરનો બોજો ગરીબો ઉપરજ રહ્યો છે. આ બોજો હવે ઓછો કરવાની જરૂર છે ને તેટલા પ્રમાણમાં તે બોજો મધ્યમ વર્ગ ઉપર ને ખાસ કરીને તાલેવર લોકો ઉપર પડવો જોઇએ. અલબત્ત અહીં તેના જુદા જુદા માર્ગો બતાવવાની જરૂર નથી, પણ અહીં એટલું તો કહેવાની ખાસ જરૂર છે કે ગરીબોનો કરનો બોજો ઓછો કરી ને તે પ્રમાણમાં કરનો ભાર બીજે નાંખી રાષ્ટ્ર જે નાણું મેળવે તેનો ઉપયોગ પ્રજાહિત માટે થવો જોઇએ—તે ઉપયોગ પ્રજાના કોઇ એક અમુક વર્ગ માટે કે માત્ર અમલદારો કે રાજ્યકર્તાઓના ઉપયોગ માટે થવો જોઇએ નહીં. આ સિદ્ધાંતોની સાધના માટે આપણા નાણાંનો વહીવટ કરવાવાળાઓએ આપણા તમામ કરેનું બારીક નિરીક્ષણ કરવું પડશે ને જેમ પીટે, ગ્લેડસ્ટને, લોઇડ જ્યોર્જે ને સ્નોડને ઇંગ્લંડની કર પધ્ધતિમાં અજબ ફેરફારો કરી દેશની આબાદી વધારી તેમ આપણા વહીવટ કરનારાઓએ પણ વર્તવું પડશે.

### બેંકો, દેવું, ચલણ.

ચલણ વીશે ને આપણા કરજ વીશે અહીં લખવાની જરૂર નથી, પણ બેંકો વીશે થોડું એક લખવાની જરૂર જણાય છે. આપણો સરાફી

ધીમો હ્રાસ થતો જાય છે. તેને સંકુચિત કરવા માટે આપણે યુરોપ-અમેરીકાના દેશોની પદ્ધતિઓનો સ્વીકાર કર્યો સિવાય છૂટકો નથી. આપણી હીસાબો રાખવાની પદ્ધતિ પ્રચલિત વેપાર કરવાની અનુકૂળતા આપી શકતી નથી. આપણો સનાતની ધીમો ગ્રામ્ય આર્થિક જીવન પુરતો બરોબર હતો પણ અત્યારે તે જીવન પડી ભાંગ્યું છે એટલે તે બદલીને આપણે સમસ્ત આર્થિક જીવન સાથે પલટાવવાની જરૂર છે ને તે માટે આપણી કેળવણીમાં પણ આપણે ઘણો ફેરફાર કરી નાખવો પડશે, તે સ્પષ્ટ છે.

## વસાહત.

આ સદીમાં વસાહતનો સવાલ પણ આપણે ભવિષ્યમાં હાથમાં લેવો પડશે. અત્યારે ગુજરાતના દક્ષિણ ભાગમાં, બિહારમાં, સંયુક્ત પ્રાંતોમાં બંગાળના કેટલાક જીલ્લાઓમાં ને દક્ષિણ હીંદમાં ક્યાંક ક્યાંક ગીચ વસતિ જોવામાં આવે છે ત્યારે કાઠીઆવાડમાં, ઉત્તર ગુજરાતમાં, ને બીજે સ્થળે ઘણી ઓછી વસતિ જોવામાં આવે છે. ઉપરાંત સમાજના કેટલાક ભાગમાં વસતિ પ્રમાણ ઘણું વધારે જોવાય છે, જ્યારે બીજા ભાગોમાં વસતિ પ્રમાણ ઘણું ઓછું જોવામાં આવે છે. આપણા દેશની આર્થિક પ્રગતિ સાધવા માટે વસાહતના આ વિચિત્ર પ્રશ્નોને આપણે સમતોલ કરવા પડશે ને તે માટે વિશાળ યોજનાઓ ઘડવી પડશે.

## સમાજવાદ.

ઓગણીસમી સદીમાં આપણા દેશમાં સા- ચાકમેનેર પ્રશ્ન પ્રત્યક્ષ નહોતો. વહેતો એટલે આપણે ત્યાં કામદારોના ને મુડીદારોના પરસ્પર સંબંધનો પ્રશ્ન બે વર્ગો એટલા તીવ્ર રૂપમાં મુકાતો નહોતો. જો કે મુડીવાદ વગેરે યુરોપ-અમેરીકામાં જે સાહિત્યને જે વિચારો બહાર પડતા હતા તેના જ્ઞાનથી આપણો શિક્ષિત વર્ગ સામાન્યતઃ વંચિત રહ્યો હતો, પણ હવે વસ્તુસ્થિતિ ફરી ગઈ છે. આપણા શિક્ષિત વર્ગના ઘણા માણસોને ગરીબોના સવાલનું ખરું નિરાકરણ સમાજની પુનર્ઘટના કરવાનું મન થઈ આવ્યું છે. કામદાર વર્ગ હજુ અશિક્ષિત છે, પણ જેમ જેમ તે વર્ગના માણસો શિક્ષિત બનતા જશે, તેમ તેઓ આ સમાજની પુનર્ઘટનાના વધુમાં વધારે ને વધારે માનતા જશે તે ચોક્કસ છે. તેમના મંડળોના સભાસદો પણ ભવિષ્યમાં અનુભવી થશે અને તેથી તેઓ યુરોપ-અમેરિકાના અનુભવો આપણે ત્યાં પણ આગળ ધરશે. ઓગણીસમી સદીમાં આપણા આગેવાનો આપણા સમાજની સુધારણા વ્યક્તિની દૃષ્ટિથી Individualism થી કરવા ઇચ્છતા હતા, વીસમી સદીમાં એટલે હવે આપણામાંથી કેટલાઓએ સમાજસુધારણા વ્યક્તિવાદની દૃષ્ટિથી નહીં પણ સમાજવાદ—Socialism ની દૃષ્ટિથી કરવા ઇચ્છશે. એ દૃષ્ટિથી આપણા મુડીદારોનું વલણ પણ ફરી જશે. આપણા દેશને સમાજની આંતર વ્યવસ્થા સામે ને દેશાવરની હરીફાઈ સામે પ્રયત્નો કરવા પડશે, અર્થશાસ્ત્ર આપણી યુનીવર્સીટીઓમાં કેવી રીતે શીખવાશે, કામદાર વર્ગ તે કેવી રીતે સમજી શકશે, ને મુડીદારોને કારખાનાંના વ્યવસ્થાપકો પ્રગતિ તરફ કઈ દૃષ્ટિથી જોશે તે બધું ભવિષ્યમાં ઘણું ઉપયોગી થઈ પડશે. જેમ ઓગણીસમી સદીમાં આપણા દેશમાં વ્યક્તિવાદ

દાખલ થઇ ગયો ને તેથી ઘણે પ્રકારે આપણી પુરાતન સમાજ વ્યવસ્થા તુટી પડીને તેમાં ઘણા અનેક ફેર-ફારો થયા તેમ આ સદીમાં સમાજવાદ આપણા દેશમાં ફેલાશે ને રાષ્ટ્ર મારફત આપણી પ્રચલિત સમાજ વ્યવસ્થામાં ઘણાં પરિવર્તનો થઇ જશે. માત્ર એ પરિવર્તનો શાંતિથી, કોઈ જાતનો મહા વિપ્લવ ન થાય તેમ, અને દેશની રાજ્યકીય એટલે સ્વરાજ્ય તરફને આર્થિક પ્રગતિને હાનિ ન પહોંચે તેમ થાય એટલુંજ બધા પક્ષના આગેવાનોને જોવાનું રહ્યું. આ સમાજવાદથી રાષ્ટ્ર આપણા આર્થિક જીવનના દરેક પ્રકારમા વધારે દરમ્યાનગીરી કરશે, અને આપણું જીવન જેમ બને તેમ પ્રગતિશીલ થાય તેમ પ્રયત્ન કરશે. તે સમાજવાદથી કોઇ એક પક્ષ પ્રજાહિત આડે આવી શકશે નહીં, ગરીબીને ધાર્મિક દૃષ્ટિથી દયાપાત્ર નહીં ગણતાં આર્થિક દૃષ્ટિથી તે નિવારણ પાત્ર છે એમ માનવામાં આવશે. જે કોઇ ધંધામાં પ્રમાણ ઉપરાંત નફાઓ થતા હશે તે ધંધાઓનો કારભાર રાષ્ટ્ર તરફથી કરવામાં આવશે અથવા તે નફાઓ રાષ્ટ્ર ખાલસા કરશે, અને દેશના કોઈ પણ માણસ ઉપર તેના ઉદ્યમથી નીપજતા માલ ઉપર વધારે બોજો કરી તેને ચુસી લેવામાં આવશે નહીં. અલબત્ત, આપણા આગેવાનોએ એ સમાજવાદ વ્યક્તિગત સ્વતંત્રતા, સાહસ, ઉદ્યમ, હુંશીઆરી વગેરે ઉપર અત્યાચાર ન કરે તે જોવું પડશે ને તેથી આપણા ઉદ્યોગોમાં ને આપણા તમામ આર્થિક વ્યવહારમાં Rationalisation—સુધારણા—નો સિદ્ધાંત પ્રવર્તે છે કે કેમ તે પણ તેમણે જોવું પડશે.

## રાજ્યવહિવટ

ઉપરની ટુંકી નોંધો ઉપરથી જોઇ શકાશે કે આપણા રાજ્ય વહીવટમાં પણ ભવિષ્યમાં ઘણાં ક્રાંતિકારક પરિવર્તનો થઈ જશે. આપણાં આર્થિક જીવન જો આપણે એકતાલ કરવાં હોય તો આપણે આપણા રાજ્યવહીવટને પણ એક તાલ કરવો પડશે. એ એકતાલ કેવી રીતે થશે, તે કેમ થવો જોઇએ, અને તેમાં આપણી રાજકીય સંસ્થાઓનું ભાવી કેવું નીવડશે તે વિશે અહીં સવિસ્તર કે ટુંકો ઉહાપોહ પણ કરવો અશક્ય છે; પણ અહીં એટલું કહેવાની જરુર છે કે એ એકતાલ જેમ બને તેમ વેળાસર અને શાંતિપૂર્વક કરવા માટે આપણે એક દીક્ષ, નિષ્પક્ષપાતી, નિષ્ણાત ને લોકપ્રિય નહિ તો પણ રાષ્ટ્રીય અભિલાષાઓ અને આવશ્યકતાઓ સમજી શકે તેવી, અમલદારશાહીની ખાસ જરુર પડશે. ધારાસભાઓમાં ગમે તેટલા ફેરફાર થાય, પ્રજાજનોને ગમે તેટલો મતાધિકાર આપવામાં આવે, કાગળીયાં ઉપર રાજ્યતંત્રની યોજનાઓ ગમે તેમ ગોઠવાય, પણ જો આપણે આવો એક અમલદાર વર્ગ તૈયાર કરી શકીશું નહીં તો આપણા રાજ્યતંત્રના ને આર્થિક જીવનનાં તમામ પ્રયોગો નિષ્ફળ જશે અને આપણા ઇતિહાસમાં આપણે કદીપણ નહી પણ અનુભવેલી નિરાશાઓ આપણા શિર ઉપર લઇ લેશું.

જ્યાં સમસ્ત હિંદમાં આવાં પરિવર્તનો થશે તો તેનો કોઇ ભાગ—તે રાજસ્થાની હો કે બ્રીટીશ હો—તેથી વિરક્ત તો નહીંજ રહે

દાખલથઇ ગયો ને તેથી ઘણે પ્રકારે આપણી પુરાતન સમાજ વ્યવસ્થા તુટી પડીને તેમાં ઘણા અનેકફેરફારો થયા તેમ આ સદીમાં સમાજવાદ આપણા દેશમાંફેલાશે ને રાષ્ટ્ર મારફત આપણી પ્રચલિત સમાજ વ્યવસ્થામાં ઘણાં પરિવર્તનો થઇ જશે. માત્ર એ પરિવર્તનો શાંતિથી, કોઈ જાતનો મહા વિપ્લવ ન થાય તેમ, અને દેશની રાજ્યકીય એટલે સ્વરાજ્ય તરફને આર્થિક પ્રગતિને હાનિ ન પહોંચે તેમ થાય એટલુંજ બધા પક્ષના આગેવાનોને જોવાનું રહ્યું. આ સમાજવાદથી રાષ્ટ્ર આપણા આર્થિક જીવનના દરેક પ્રકારમા વધારે દરમ્યાનગીરી કરશે, અને આપણું જીવન જેમ બને તેમ પ્રગતિશીલ થાય તેમ પ્રયત્ન કરશે. તે સમાજવાદથી કોઇ એક પક્ષ પ્રજાહિત આડે આવી શકશે નહીં, ગરીબીને ધાર્મિક દૃષ્ટિથી દયાપાત્ર નહીં ગણતાં આર્થિક દૃષ્ટિથી તે નિવારણ પાત્ર છે એમ માનવામાં આવશે. જે કોઇ ધંધામાં પ્રમાણ ઉપરાંત નફાઓ થતા હશે તે ધંધાઓનો કારભાર રાષ્ટ્ર તરફથી કરવામાં આવશે અથવા તે નફાઓ રાષ્ટ્ર ખાલસા કરશે, અને દેશના કોઈ પણ માણસ ઉપર તેના ઉદ્યમથી નીપજતા માલ ઉપર વધારે બોજો કરી તેને ચુસી લેવામાં આવશે નહીં. અલબત્ત, આપણા આગેવાનોએ એ સમાજવાદ વ્યક્તિગત સ્વતંત્રતા, સાહસ, ઉદ્યમ, હુશીઆરી વગેરે ઉપર અત્યાચાર ન કરે તે જોવું પડશે ને તેથી આપણા ઉદ્યોગોમાં ને આપણા તમામ આર્થિક વ્યવહારમાં Rationalisation—સુધારણા—નો સિદ્ધાંત પ્રવર્તે છે કે કેમ તે પણ તેમણે જોવું પડશે.

## રાજ્યવહિવટ

ઉપરની ટુંકી નોંધો ઉપરથી જોઇ શકાશે કે આપણા રાજ્ય વહીવટમાં પણ ભવિષ્યમાં ઘણાં ક્રાંતિકારક પરિવર્તનો થઈ જશે. આપણાં આર્થિક જીવન જો આપણે એકતાલ કરવાં હોય તો આપણે આપણા રાજ્યવહીવટને પણ એક તાલ કરવો પડશે. એ એકતાલ કેવી રીતે થશે, તે કેમ થવો જોઇએ, અને તેમાં આપણી રાજકીય સંસ્થાઓનું ભાવી કેવું નીવડશે તે વિશે અહીં સવિસ્તર કે ટુંકો ઉહાપોહ પણ કરવો અશક્ય છે; પણ અહીં એટલું કહેવાની જરુર છે કે એ એકતાલ જેમ બને તેમ વેળાસર અને શાંતિપૂર્વક કરવા માટે આપણે એક દીલ, નિષ્પક્ષપાતી, નિષ્ણાત ને લોકપ્રિય નહિ તો પણ રાષ્ટ્રીય અભિલાષાઓ અને આવશ્યકતાઓ સમજી શકે તેવી, અમલદારશાહીની ખાસ જરુર પડશે. ધારાસભાઓમાં ગમે તેટલા ફેરફાર થાય, પ્રજાજનો ને ગમે તેટલો મતાધિકાર આપવામાં આવે, કાગળીયાં ઉપર રાજ્યતંત્રની યોજનાઓ ગમે તેમ ગોઠવાય, પણ જો આપણે આવો એક અમલદાર વર્ગ તૈયાર કરી શકીશું નહીં તો આપણા રાજ્યતંત્રના ને આર્થિક જીવનનાં તમામ પ્રયોગો નિષ્ફળ જશે અને આપણા ઇતિહાસમાં આપણે કદીપણ નહી પણ અનુભવેલી નિરાશાઓ આપણા શિર ઉપર લઇ લેશું.

જ્યાં સમસ્ત હિંદમાં આવાં પરિવર્તનો થશે તો તેનો કોઇ ભાગ—તે રાજસ્થાની હો કે બ્રીટીશ હો—તેથી વિરકત તો નહીંજ રહે

વધા યત્ન કરે છે. દાંભીક સંસ્કારી–મનુષ્યના મોતીપર આંસુ ન પાડનારો અને કથાના ભાવ બનાવો પર વારી જનારો દાંભિકસંસ્કારી–જંગલી નથી, કારણ કે જંગલીપણું અમુક પ્રકારની જ્ઞાનભરેલી સચ્ચાઇ માગે છે.

*

પથરાની મૂર્તિઓ ઘરેણાં પહેરે અને ગરીબો શેરીઓમાં ટુકડા માટે રખડે, એ વસ્તુસ્થિતિ જ વિનાશને નિમંત્રે છે. વિનાશને મળેલાં સઘળાં આમંત્રણોમાં આ આમંત્રણ વધારે આકર્ષક છે.

*

દુનિઆના તંત્રમાં હજારો ફેરફાર થયા છે, થાય છે, અને થશે, માત્ર એક વાત અમર રહેવાની છે; સ્ત્રી, પુરુષ અને પ્રેમ.

*

જે જે સત્યને ખાતર સહન કરે છે તે દરેક કવિ છે. તે દરેક દ્રષ્ટા છે એક મિત્ર કહેલું આ વાક્ય તદ્દન સાચું લાગે છે.

*

ઘણા ખરા મનુષ્યો નીતિપ્રેમી નથી હોતા; અનીતિભીરુ હોય છે. એવા માણસોને હૈયું નથી એમને ડંખ લાગે છે તે અનીતિભર્યા આચરણનો નહીં, પણ અનીતિ કોઇજાણી જાય તેનો. અનીતિ કરતાં એમને મન પાઘડી વધારે કીમતી છે.

*

બે મારવાડી બાઇઓ ભર્યે ગાડે જુતી હોય છે. અને એક ગુજરાતી શેઠાણી મોટર હાંકવાનો પ્રયત્ન કરતી હોય છે. જેને દ્રષ્ટિ હોય તે જોઇ લે કે બોલ્શેવીઝમ અથવા કોઇ પણ

'ધર્મ'ની બીજ આમ પોષાય છે. એક જીવન જીવવા શરીર નીચોવી નાખે છે, બીજો વખત માગવા જીવન નીચોવી નાખે છે.

માત્ર જીવંત મૃત્યુ પામેલો મનુષ્ય અને દર પળે જીવન જીવતો મનુષ્ય બે જ જણા સ્થિર રહી શકે છે. પહેલો પોતાના અજ્ઞાનથી, બીજો જ્ઞાન બળથી.

*

દરેક લેખક ચોર હોય છે: કેટલાક જીવનમાંથી ચોરે છે, કેટલાક લખાણમાંથી.

*

આખી દુનીઆમાં દરેકે દરેક મનુષ્ય એક એક બીજાના ગળાં કાપવા તૈયાર થાય તે વખતે પણ પ્રેમનાં આંસુ હાજર હશે.

*

જે કોઇને પણ પરતંત્ર બનાવતા ધ્રુજે તે સ્વતંત્રતાનો ખરો સિપાહી છે.

*

સ્વાતંત્ર્યનું ખરું વાતાવરણ પરતંત્ર રહેવાનું અશક્ય બનાવે છે. માનવજીવનની જ્યોતિને જે આટલો સ્પર્શ કરી શકે તેજ ખરો સ્વતંત્રવાદી છે.

*

પરાજયનો ડંખ અને વિજયનો ગર્વ: જેના હૃદયમા આ બે વસ્તુ છે તે કદી પણ સાચો યોદ્ધો કે સાચો મનુષ્ય બની શકતો નથી.

*

ઇશ્વરને નકારનાર ખરો હીમ્મતવાન મનુષ્ય ઇશ્વરની વધારે પાસે છે: એની પાસેથી રક્ષણ મળે માટે એના ગુણગાન કરનાર મનુષ્ય કરતાં.

*

જે નિર્ભય છે ને જેનામાં સાચો આનંદ છે–હૃદયમાંથી જન્મતો; માત્ર સાધનોથી મેળવેલો નહીં–તેણે ઇશ્વરને નકારવાની કે હકારવાની કાંઇ પણ જરુર નથી. જે હશે તે એની મેળે એનામાં ઉગશે.

*

હલાહલ ઝેરમાં અમુક પ્રકારની અદ્ભુત મીઠાશ હશે; જો કે કોઇએ શોધી નથી. સ્વતંત્રતામાં એવીજ અદ્ભુત મીઠાશ છુપાઇ રહી છે. અને શહીદોએ એને શોધી છે.

ઘણી વખત સિદ્ધાંતના પૂજારીઓ દેવના પૂજારીઓની માફક કે કાયદાશાસ્ત્રીઓની માફક, સિદ્ધાંત અને વર્તન વચ્ચે એક નાની સરખી પણ ખાડી રાખી મૂકે છે: જેના જીવનમાં એ ખાડી નથી હોતી તે મનુષ્ય દુનીઆ ફેરવી નાખે છે: પછી તે ગમે તે વાદનો લડવૈયો હોય.

*

અતિ રસિકમાંથી જન્મેલી શુષ્કતા, અતિ તર્કમાંથી જન્મેલા જ્ઞાનની માફક, જીવનને સુકવી નાખે છે. જીવનના હજારો સાદા પ્રસંગોમાંથી જે મનુષ્ય રસસંગ્રહ કરી શકતો નથી, તે ઘણું કરીને, રસિક પણ નથી અને ફિલસુફ પણ નથી, એણે જીવનનું દૃષ્ટિબિંદુજ ગુમાવ્યું છે.

*

જેને જીવનમાં બધું એ ગમ્ય છે, તેને કાંઇ જ ગમ્ય નથી. જેને જીવનમાં ' ક્યાંથી ? ' અને ' ક્યાં ? ' એ બે પ્રશ્નો કોઇ પણ વખત આવ્યા નથી, તેનામાં ભલે ગમે તેટલુ ડહાપણ હોય, ભલે તે વ્યવહારદક્ષ અને વિવેકી મનાતો હોય, ભલે તે પરાક્રમી અને પુરૂષાથી લેખાતે હોય, ભલે તે જબરો આશાવાદી તરીકે ખપતે હોય, છતાં તેને 'જીવનનુ સઘળું જ રહસ ગમ્ય છે, કારણ કે તેને કાંઈ જ ગમ્ય નથી.

*

વિજ્ઞાનની સઘળી શોધો પુરી થયા પછી પણ અગમ્યવાદની એકાદ કડી તો બાકી રહેશેજ

*

મનુષ્યની કીંમ્મત અમુક પ્રસંગોમાં છે. એ પ્રસંગોને એમને એમ પસાર થવા દેનાર મનુષ્ય જીવનના ઘણાં ઘણાં રહસ્ય જાણ્યા વિના જ જીવન જીવે છે.

*

કોઇ પણ ધ્યેય વિના જીવવું, કાંઈ પણ રહસ્ય જાણ્યા વિના :જીવવું, અને કોઇ પણ આદર્શ માટે મરી છુટવાની હીંમત રાખ્યા વિના જીવવું–એવું જીવન, મનુષ્યને જે થાક આપે છે, તે થાકમાં હર પળે મૃત્યુ છુપાયું છે.

*

મૃત્યુ જેવો સુંદર પ્રસંગ મનુષ્યે કલ્પનાના બળ વડે ભયંકર કરી મુકયો છે, એને પાછો સુંદર કરી મુકવો એ આજની કવિતાનો વિષય હોઇ શકે.

*

સાચા પ્રેમની એક કવિતાથી મનુષ્ય જેટલો તેજસ્વી અને જીવંત બને છે તેટલો કોઇ પણ ધર્મના વર્ષોના અભ્યાસથી પણ બની શકતો નથી.

કોઈ પણ ખરી વાત ખોટામાંથી જ જન્મે છે; જે મનુષ્ય ' સાચા ' હોવાનો ડોળ કરે છે તેજ કોઇક દિવસ કેસરીઆં કરવા સૌને મોખરે

નીકળે છે: જે બાળક ખોટા ખોટા અક્ષર લખે છે તે જ કોઈક દિવસે સાચા અક્ષર પાડે છે; એટલા માટે અનીતિ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોનારા સાચી નીતિનું રહસ્ય જ સમજ્યા નથી. સાચી નીતિ અનીતિમાંથી જન્મવાનો સંભવ છે. સાચો પ્રેમ સાચા વ્યભિચારીને કોઈક પણ દિવસ મળવાનો સંભવ છે. દુનીઆમાં, એ દૃષ્ટિએ ધિક્કારવા જેવું હલકામાં હલકું અને પાપીમાં પાપી કોઈ છે જ નહી. જે પાપીને ધિક્કારે છે તે જ ખરો પાપી છે.

*

અનીતિનું નામ સાંભળીને નાકનું ટેરવું ચઢાવવાથી એકદમ નીતિમાન થઈ જવાતું નથી: અનીતિને ધિક્કારવાથી પણ નીતિ જન્મતી નથી. નીતિનો 'દંભ' નહી, અને સાચી નીતિ જન્મવી હોય તો તે માત્ર એક જ રીતે શક્ય છે. અને તે જે જે વાતમાં અનીતિ છે તેના માનસનો અભ્યાસ કરવાથી. કજોડામાંથી જન્મતી અનીતિ એ વસ્તુતઃ નીતિ જ છે. કજોડું અનીતિ ગણાય. વૃદ્ધ-લગ્નમાંથી જન્મતો વ્યભિચાર એ પ્રેમ જ કહેવાય. વૃદ્ધ-લગ્ન વ્યભિચાર ગણાય ખરાં. ગાદી તકીએ પડીને મોટી ફાંદ કાઢનાર લક્ષાધિપતિની સ્ત્રી શોફર, ભટ, કે ધારી, સાથે પ્રેમની વાતો કરે તે અનીતિ નથી.

ફાંદ વધારવી, પૈસા વધારવા, ને શરીર ન કેળવવું એ અનીતિ ગણાય ખરી. મજુર દારૂ પીવા દોડે તેમાં અનીતિ નથી એને દારૂ પીનો કરી મુકનાર શેઠ જ દારૂડીઓ અથવા કેનાલ કહેવાય. વીઝીટ માટે દોડા દોડ કરી પૈસા પૈસા જંખનાર ડોકટર, શરીર શણગારીને બેસનારી ને પેટ માટે પ્રમાણિક વ્યભિચાર કરનારી દેરાસરોકની કોઈ પણ સ્ત્રીને મુકાબલે, વધારે હલકો અને વધારે અનીતિમાન ગણાય. પેલી સ્ત્રીનો વ્યભિચાર 'પ્રમાણિક' છે. પ્રમાણિક એટલા માટે કે જે એને વ્યભિચારમાં મળે છે તે મજુરીમાં મળવાનું જ્યાં સુધી સમાજ શક્ય ન બનાવી શકે ત્યાં સુધી વ્યભિચાર કરીને વધારેમાં વધારે લેવું એ માનસ, દોડા દોડ કરી ને વધારે દક્ષિણ લેવા કે ધમાલ કરીને વિઝીટ ફી પડાવવી, એ માનસ કરતા કોઈ રીતે હલકું નથી જે સમાજમાં બુદ્ધિનો વ્યભિચાર કરનારો માણસ પ્રતિષ્ઠિત ગણાતો હોય તે સમાજમાં શરીરનો વ્યભિચાર કરનારી સ્ત્રી વધારે પ્રતિષ્ઠિત ગણાવી જોઈએ. સાધારણ રીતે નીતિ તે જ છે કે જેને સમાજ અનીતિ માને છે જે સમાજ મૂળથી ટોચ સુધી નીતિના સ્વાંગ નીચે અનીતિ જ ભજતો હોય તે સમાજના ધુરંધર અનીતિમાન મનુષ્ય નીતિમાન ગણાવો જોઈએ.

*

અને આજે જેને પ્રતિષ્ઠા જેને સમાજ સુધારો જેને સરકાર કહેવામાં આવે છે તે દરેક દરેક બાબત એક પૈસાના પાયા ઉપર ઉભી છે. વધારેમાં વધારે લેવું અને ઓછામાં ઓછું આપવું એવી વ્યાપારી વૃત્તિ જેમાંથી પૈસા મળે છે, અને જે પૈસાને જ કળા સાહિત્ય ને સંસ્કાર ધર્મ પ્રેમ ને ભક્તિ પ્રતિષ્ઠા, માન અને મહત્તા વરે છે, તે સ્થિર ન શક્ય રહે ત્યાં સુધી, પુસ્તકો કેમ વાચવાં? એવા ભાષણ એ સાહિત્યિક કે સામાજિક સુધારો ગણાવાને બદલે, હડહડતો દંભ જ ગણાવો જોઈએ. અત્યારનો

સમાજ ધડાકાબંધ ફુટી ને ઉડી શકે તેવા દારૂગોળા ઉપર ઉભો છે. અને એટલા માટે એણે નીતિનો સ્વાંગ પહેર્યો છે. જેમ મરણોન્મુખ મનુષ્ય ઇશ્વરને સંભારે છે તેમ.

*

મૃત્યુની હાકલનો જે બરાબર જવાબ આપે છે તે જુવાન છે. અને તેને નિત્ય યૌવન વરે છે.

*

સમાજમાં સમન્વય સ્થાપવાનો પ્રયત્ન કરનાર દરેક મનુષ્ય કલાકાર છે.

*

અનેક મનુષ્યોને જાણ્યા વિના તેમની વચ્ચે રહેવું એ મોટામાં મોટો રોગ છે.

*

સાધારણ જનતા આપણે માનીએ છીએ તેના કરતા વધારે સંસ્કારી નહીં હોય; પણ વધારે સાચી તો છે જ.

*

સર્જનને માટે આરામની અવશ્ય જરુર છેઃ પણ દરેક આળસુ પળ તે આરામ નથી અને બે ઉદ્યોગી પળોની વચ્ચે જે આરામ રહે છે તે વધારે આકર્ષક હોય છેઃ કદાચ વધારે ઉપયોગી પણ હોય છે.

*

# લોક વાર્તાનો મહાકવિ

# સામળભટ્ટ

લે. રા. મંજુલાલ મજમુદાર

[ જીવનકાળ સં. ૧૭૪૦—૧૮૨૫]

પ્રેમાનંદ યુગના ચોથા ચરણમાં થએલો મોટો ગુજરાતી કવિ તે સામળભટ્ટ. અમદાવાદ (શ્રીનગર) મા સાબરમતીની દક્ષિણે આવેલા વેગણપુર†—બેગમપુરમાં એ રહેતા. આ "શ્રી ગૌડ* માળવી વિપ્ર" કવિ, પોતાનો અંગત પરિચય પોતાનાં કાવ્યોના—આરંભમાં અથવા અંતમાં જેટલો આપે છે તે ઉપરથી એમના કૌટુમ્બિક જીવનની ઝાંખી થઈ શકે છે. એમના પિતાનું નામ વીરેશ્વર; પુત્રનું નામ પુરુષોત્તમ, અને ગુરુનું નામ નાનાભટ્ટ. સામળભટ્ટ પોતાના આ ગુરુનું ઋણ હંમેશાં પૂજ્યબુદ્ધિથી ઘણાં કાવ્યોમાં સંભારે છે.

કવિએ પોતાના જીવનના ચોત્રીસ વર્ષ સુધી સ્વતંત્રપણે કવિતા કરવાનો અભ્યાસ સેવ્યો લાગે છે, કારણકે સંવત ૧૭૭૪ ની રચના સંવતની છાપવાળી "પદ્માવતીની વાર્તા" પહેલાનો એનો ગ્રંથ મળી આવ્યો નથી; છતાં કવિના આ પ્રારંભના વર્ષોનો ઇતિહાસ હજી સુધી અંધારામાંજ રહ્યો છે. તો પણ એટલું ખરું કે આટલાં વર્ષોના ગાળામાં એમણે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને બીજભાષાના પુષ્કળ ગ્રંથો અવલોક્યા હશે. અને ખાસ કરીને સંસ્કૃત તથા જૂની ગુજરાતીના વાર્તાગ્રંથોનો એનો પરિચય ખુબ સચોટ થયો લાગે છે. એમણે આ કાળમાં ઘણું ઘણું એકઠું કરી લીધું હશે, કવિએ જેમ દરેક વાર્તામાં પોતાના પુરોગામી કવિઓની મદદનો અને સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથોના ઉપયોગનો સ્પષ્ટ અંગીકાર કર્યો છે, તેમ શિવ પુરાણ મહાત્મ્યના અનુવાદમાં પણ તેવો ઋણ સ્વીકાર કર્યો છે.

"કવિ પૂર્વે તો કોટિધા,
પડ્યું જગતાં જે જૂઠ,
સામળભટ્ટે સંઘરી કહ્યું,
માન દઈ રાખ્યુ મૂઠ.
વિચાર કર્યો નિજ મનમાં,
સંસ્કૃતનો છે સાર" વગેરે.

સંસ્કૃત "કથા સરિત્સાગર," "દશકુમાર ચરિત," "ભોજ પ્રબન્ધ" "વિક્રમ કથા" તથા તેનાં પ્રાકૃત અનુકરણો એણે જોયાં અને મગજમાં અનેક વાર્તાખંડો તરવરવા લાગ્યા. લોકવાર્તાનું પ્રાચીન વહેણ, કાવ્યોમાં

† આ પરું "મિરાતે અહમદી" પ્રમાણે ઔરંગઝેબના સમયમાં વસ્યું હતી.

* 'શ્રી ગૌડ' બ્રાહ્મણો 'બંગાદિક'માં જણાય છે. એ 'ગૌડ' બંગાળમાંથી આવેલા નથી, પરંતુ એ નામ "શ્રીગુરુ" શબ્દનું આ રૂપ છે. પ્રાકૃત રૂપમાં "શ્રી" પદ 'શ્રીમાન' શબ્દમાં છે તેમ 'શ્રી' શબ્દ અહીં પ્રયુક્ત નથી.

ગુજરાતી સાહિત્યમાં જે ધીમું ધીમું રસળતું, વહી આવતું હતું તે બધાં વાનોનાં ઝરણ એણે નજરે નીહાળ્યાં જણાય છે. અને દરેક ઝરણમાંથી પોતાને ગમ્યું તેટલું—કોઈમાંથી અંજલી તો કોઈમાંથી વિશેષ—એણે એના મગજમાં સંઘરી મુક્યું; અને પછી, એ ઝરણોમાં જળ ભેળસેળ કરી વાર્તાઓનો એક અખુટ ઝરો નીપજાવ્યો. એ ઝરો તે એની વાર્તાઓનો મોટો સમૂહ.

અહીં રસિક પ્રશ્ન એ થાય છે કે ધાર્મિક અને પૌરાણિક આખ્યાનોના યુગમાં જ્યારે સમાજની સ્થૂલ ધર્મબુદ્ધિ આવી પરિચિત પુરાણોની કથાઓના કથન અને શ્રવણથી સંતોષાતી હતી, ત્યારે કેવલ માનુષી અને કેટલીકવાર સિદ્ધ, ભૂત, યોગી, વૈતાલ વગેરે અદ્દભુત પ્રાણીઓના સાહસિક અને કલ્પના મિશ્રિત ચરિત્રોથી સમાજને અનુરંજવાની વૃત્તિ તેને થવાનું કારણ શું? લોકવાર્તાઓનો સૈકાવાર ઈતિહાસ તપાસતાં જણાય છે કે આ પ્રકારની રસવૃત્તિને પોષનારું સાહિત્ય વાંચવામાં અને પછી તેનુંજ નવેસર—સમાજ તથા દેશ અને કામની સ્થિતિને અનુસરી—રૂપાંતર કરવામાં સામળભટ્ટ છેક પહેલા નહોતા.

આ પરિસ્થિતિનો ઉત્તર એમ સુઝે છે કે અમદાવાદ, મોગલાઇના શાસન કાળમાં જ્યારે ખુબ આબાદ હતું, ત્યારે હીંદુ અને મુસલમાનો વચ્ચે ખાસ અંતર ગણવામાં આવતું ન હતું. અમદાવાદનું મહાજન બાદશાહી સુબા સાથે સારી લાગવગ ધરાવતું. એ મહાજનના નગરશેઠ ઘણાખરા જૈન કોમનાજ હતા. શાહજહાનના વખતમાં અને ઔરંગઝેબની સુબાગીરીના અમલમાં શાંતિદાસ ઝવેરી મોટા જૈન શેઠ હતા. તેમણે પાંચલાખને ખર્ચે બંધાવેલું 'ચિંતામણ પાર્શ્વનાથનું મંદિર' ઔરંગઝેબના ધાર્મિક ઝનુને અપવિત્ર કર્યું, તોડ્યું, અને ત્યાં મસીદ બનાવી. શાંતિદાસ, જેણે લાખો રુપીઆ ધીરી મોગલ શહેનશાહને મદદ કરી હતી-તેને શાહજહાંને ફરમાન આપ્યાં; અને જૈન મંદિરની પુનઃસ્થાપના બાદશાહી ખર્ચે કરાવી. ફરીથી હીંદુઓનાં અને જૈનોનાં મંદિરોને કોઇ પણ જાતની હરકત ન કરવી એવું કાયમનું ફરમાન કાઢવામાં આવ્યું.

આ પ્રમાણે જૈન મહાજનનું પ્રબલ હતું. સ્વભાવિક રીતે જૈન યતિઓને પણ 'ધર્મલાભ' માટે, અને ધર્મના પ્રચાર માટે સારી અનુકૂળતા મળતી હોવી જોઇએ. જૈનોના પરાપૂર્વ નિયમ પ્રમાણે કથારસ ભેગો ઉપદેશ પાઈ દેવો એ તો એમનું અમોઘ સાધ ન હતું. વાર્તાનું વસ્તુ ગમે તે હોય, પણ તેમનો ઉદ્દેશ તો સત્ય, અસ્તેય અહિંસા, બ્રહ્મચર્ય વગેરે સદ્દગુણોનો ઉપદેશ આપવાનોજ રહેતો હતો. વળી આ કથાઓ લોકોની બોલાતી ભાષાઓમાં લખીને, એ સમજવાનો લોકોનો માર્ગ તેઓ સુલભ કરતા ગયા. આ પ્રકારના ધર્મપ્રચારને અર્થે લખાતા અને લખાએલા સાહિત્યનો પ્રચાર સામળભટ્ટના સમયમાં અમદાવાદમાં વિશેષ હોય એ સંભવિત છે. તેથીજ વડોદરા, સુરત, નંદરબાર અને એ પ્રમાણે છેક દક્ષિણ સુધી ઉછળતી આખ્યાનોની છોળો એણે જાણી અને સાંભળી હોય છતાં એને જૈનોનીજ ઉપદેશ કરવાની પદ્ધતિ ગમી ગઇ હતી.

પરિણામે સામળભટ્ટે થોડાક અપવાદો શીવાય (શીવપુરાણ માહાત્મ્ય, 'રેવાખંડ' 'અંગદવિષ્ટિ' 'રાવણ મંદોદરી સંવાદ, અને 'રણછોડજીના શ્લોકો') પદ્યાત્મક લોકવાર્તાનું સાહિત્ય ઉપજાવવા તરફ લક્ષ આપ્યું. અને તે માટે આખ્યાનોમાં વપરાતી દેશીઓ કરતાં અપભ્રંશ અને જુની ગુજરાતીના વાર્તા સાહિત્યમાં યોજાતા દુહા ચોપાઈ અને છપ્પાજ એણે પસંદ કર્યાં છે. કારણકે જેમ કહેવાવાનો વિષય જુદો, તેમ તેનું પ્રતિપાદન કરવાની પદ્ધતિ અને રચનાબંધ પણ જુદાંજ હોવાં જોઇએ.

'પદ્માવતીની વાર્તા' મા પોતાનો હાથ અજમાવ્યા પછી, કવિને પોતાની શક્તિઓ માટે કાંઇક શ્રદ્ધા આવી લાગે છે. આ વાર્તા એમની પહેલી કાવ્ય રચના હોવા માટે, એ કાવ્યમાંની પ્રારંભની તથા અંતની વિનયાનિરૂપ બનાવની સીંદીઓ સબ પુરે છે. એ વાર્તા રચ્યા પછી કવીએ મોટું કાર્ય આરંભ્યું. 'સિંહાસન બત્રીશી' ના નામથી ઓળખાતું વિક્રમરાજાના સંબંધનું વાર્તાનું વાર્તાચિત્ર એણે નજર આગળ રાખ્યું; અને પોતાના જાણવામા આવેલી એવી રસકર બત્રીસ વાર્તાને એણે સિંહાસન પ્રાપ્તિની કથામાં સાંકળી લીધી. બત્રીસ પુતળીમાંની દરેકને એક એકને વહેંચી આપી, અને તે પ્રમાણે 'બત્રીશ પુતળી' નો ગ્રંથ લગભગ વીસ વર્ષમાં રચ્યો. ધાર્મિક અને પૌરાણિક આખ્યાનોની સાથે જાણે સરખામણી કરતા હોય તેમ સામળભટ વિક્રમચરિત્રનું માહાત્મ્ય ખુબ વખાણે છે. એ લખે છે કેઃ—

" જેહવું શ્રીમદ્ ભાગવત, જેહવું રામચરિત્ર;
તેહવું ચરિત્ર વિક્રમ તણું, પરણ મન પવિત્ર."

આ બત્રીસમાંની પંદર વાર્તા એણે આઠ વર્ષમાં રચી લાગે છે.

'સંવત સત્તર સિત્તોતરે, કરવા માંડયો ગ્રંથ;
પન્નર વાત પંચાશીએ, પુરણ કીધો પંથ
સિંહુજપતિ શ્રી રખીએ, કીડે તેડયો કવિરાજ,
સત્તર વાત સંભળાવિઈ, મહોટા વિક્રમરાજ"

આ વાર્તાઓ અમદાવાદનાં પરાંઓમાં એણે વાચી સંભળાવી હશે એમ માનવા આધાર છે. કારણ કે પંદરમી વાર્તાના ઉપસંહારમાં એ આપે છેઃ—

" કૃપા શારદાની મને હવી,
સાથ લોક કહે છે કવિ;
તેણે બુદ્ધિ હૃદેમાં ધરી.
પન્નર વાર્તા પહેલી કરી;
રૂડી ખ્યાતિ થાતી તેહ તણી,
જેણે કથાંતર કાનિ સુણી"

આ પ્રમાણે સામળભટ્ટની કવિમાં ગણના થવા લાગી; અને એમની મનોરંજક તથા ઉપદેશપૂર્ણ સાંસારિક કથાઓ લોકોમાં ખુબ સ્વીકાર પામી. એમની કુશળ વાર્તાકાર તરીકેની ખ્યાતિ ફરતા ગામોમાં પ્રસરી અને કવિ જીવનમાં પરિવર્તન કરનારો પ્રસંગ બન્યો. લગભગ ખેડા જીલ્લાના નાનાં ગામડાઓમાં પણ એની વાર્તાઓની વાતો થવા માંડી. કવિની કીર્તિ આમ માતર પરગણાના સીંહુજ ગામમાં પહોંચી, અને ત્યાંના વિદ્યાવિલાસી તથા સંસ્કારી જમીનદાર રખીદાસ કને પણ આ વાત ગઇ. સાચુંજ કહેવાય છે કે "સુરત સે કીરત બડી, બીન પંખ ઉડ જાય." સામળ ભટ આ પ્રસંગ નોંધતાં લખે છેઃ—

માતર પ્રગણે મોટા મણિ.

સિંહુજ ગામ ધુરંધર ધણી;

તેણે કીરત સાંભળી નવી,

દેઇ માન ઘેર તેડયો કવિ;

સંતોષી કર જોડી કહ્યું.

લક્ષણ પુણ્ય તેણે જે લહ્યું;

પન્નર વાત પહેલી સાંભળી,

ભ્રાંત આપ હ્રદેથી ટળી."

રખીદાસે કવિને સીંહુજ આવવા આમંત્રણ મોકલ્યું—અને કવિનો ઉદયકાળ થયો. સામળ ભટ્ટ અત્યાર સુધીમાં રચેલી પંદર વાતો લઇને રખીદાસનું નોતરૂં સ્વીકારી સીંહુજ ગયા. એ વાતો સાંભળતાં રખીદાસને ખુબ સંતોષ થયો, એટલે પછી કવિને વિનંતી કરીઃ—

"સત્તર રહીને પૂરણ કરો,

ધ્યાન શારદા કેરૂં ધરો."

સામળભટ્ટને આવો રસિક શ્રોતાજન અને ઉત્સાહ પ્રેરનાર મળ્યો એટલે તેણે તરતજ—

"વચન આપ ચઢાવ્યું શીષ,

સંભાર્યાં ઉમયા પતિઇશ;

સંસ્કૃત માંહેથી શોધી જથા,

કરી પ્રાકૃત કવિઇ એ કથા."

અને પછી પોતાના મનમાં ગોઠવેલી સંકલના પ્રમાણે "બત્રીસ પૂતળી" ની કથાઓ રચી. આ પ્રસંગે કવિને રખીદાસે આપેલું પસાયતું નોંધવું ઘટે છે. કવિની આર્થિક વિટંબણા આવા ઉદાર આશ્રયથી ટળી ગઈ; એટલે ઇનામમાં આપેલા ખેતરોની ઉપજમાંથી પોતાનો નિર્વાહ એ કરવા લાગ્યા; અને નિવૃત્તિથી પોતાની લોકાનુરંજક સાહિત્ય-પ્રવૃત્તિ લગભગ સંવત ૧૮૧૧ સુધી એમણે સતત ચાલુ રાખી.

કવિએ પોતાના આશ્રયદાતા રખીદાસને સાહિત્યમાં અમર કર્યો છે. ગુજરાતના ઇતિહાસમાં સિદ્ધરાજ, કુમારપાળ અને એવા કેટલાક રાજાઓના અપવાદ શિવાય. ઇ. સ. ૧૩૦૦થી શરૂ થએલા મુસલમાની કાળથી ગુજરાતના પંડિતો, વિદ્વાનો, અને કવિઓને રાજ્યાશ્રય મળતો બંધ થઇ ગયો હતો. એટલે મધ્યકાળનું જે સાહિત્ય પ્રચારમાં આવી શક્યું તે કેવળ મધ્યમ સમાજના પોષણ અને સહાનુભૂતિથી જ. પ્રેમાનંદને છેક દક્ષિણમાં આવેલા નંદરબારના ઠાકોરનો આશ્રય મળ્યો હતો એમ કહેવાય છે. તે શીવાયના કોઇ રાજ્યના અધિકારી તરફથી કોઇ સાહિત્યકારને ઉતેજન મળ્યું હોય એમ જાણવામાં આવ્યું નથી. આવા સમયમાં સામળભટ્ટને એક સામાન્ય જમીનદારની, પ્રમાણમાં ગણીએ તો એક બાદશાહી, ભેટ મળી, અને સાહિત્યની પ્રવૃત્તિ માટે તેને આર્થિક નિશ્ચિંતતા મળી શકી—એ હકીકત કવિને મન ખુબ મહત્વની લાગે તેમાં અસ્વાભાવિક ગણવા જેવું કશું નથી. કવિને "ભોજ સમો વડ ભૂપ" અને "દાનેશ્વરી કર્ણ" સમાન તથા વિદ્વાનો પોષક એ રખીદાસ લાગ્યા હોય તો તે ક્ષન્તવ્ય છે. કવિની અતિશયોક્તિઓમાં કેટલુ નગદ સત્ય છે તે આ ઉપરથી જાણી શકાશે.

સામળ ભટ્ટના બીજા ગ્રંથો—જેમાં રચ્યા સંવતનો ઉલ્લેખ છે એવા—'શિવપુરાણ માહાત્મય" ( સં. ૧૮૦૪ ) "અંગદ વિષ્ટિ" ( સં. ૧૮૦૮ ) અને "સુડા બહોંતેરી" (સં. ૧૮૨૧ ) છે, તે શીવાયના "નંદ બત્રીશી"

૭, "મદન મોહના" "રેવાખંડ" "રણછોડ-જીના શ્લોકો" "ઉદ્યમ કર્મ સંવાદ" તથા "રૂસ્તમ બહાદુરનો પવાડો" એ કૃતિઓનો રચનાકાળ ઠરાવવો શક્ય નથી.

સામળભટ્ટના ગ્રંથો બહુધા વર્ણનાત્મક, કથાત્મક અને બોધાત્મક છે. ઉપદેશ માટે રચાયેલા એના "સામળ રત્નમાળ" ના છપ્પા જાણીતા છે. એમાં ચમત્કાર અને જોરદાર ભાષામાં દાખલા દલીલ સાથે બોધ કરવામાં આવ્યો છે. સંસ્કૃત સુભાષિતોને મળતા આવતા તો ઘણે ભાગે તે ઉપરથીજ સૂચિત થએલા એવા એ છપ્પા છે. સામળની વાર્તામાં પેટ વાર્તાઓની ગૂંથણી—એક વાતમાં અનેક ગૌણ વાત, સમસ્યાપૂર્તિનો બુદ્ધિવિલાસનો પ્રસંગ, સામાન્ય ઉપરછલ્લું માનવસ્વભાવનું પૃથક્કરણ અને વર્ણન—એ તેની કવિતાના ખાસ ગુણો, અથવા તો તેના કાવ્ય ગુણની સીમા છે.

સામળભટ્ટની એક સાહિત્યસેવા ખાસ નોંધવા જેવી છે. જે સમયે ગુજરાતમાં સામાન્ય સમાજની કેળવણી માટે કશો પ્રબંધ નહોતો, જ્યારે રાજકીય ઉથલપાથલ, ધર્મનો મતભેદ, સામાજીક અવનતિ, તથા એકંદરે આર્થિક હાની સમાજને ઠરી ઠામ બેસવા દેતી નહોતી તેવા સમયમાં સામાન્ય નીતિબોધની કેળવણીના સાધન તરીકે ગરજ સારતી, એવી એની વાર્તા એણે ઠીક ઠીક સેવા કરી છે. એણે કેવળ લોકોપકારની દ્રષ્ટિથી એ વાર્તાની યોજના કરેલી છે એકંદરે સામળનો ઉદ્દેશ જન મનરંજનને, નીતિના ઉપદેશનો, દુર્ગુણ પરિત્યાગનો અને સામાન્ય સંસાર વ્યવહારનું જ્ઞાન અને "ચાતુરી" આપવાનો છે. કેટલાક અનીતિના, જુઠ્ઠાં વ્યભિચારના, "સ્ત્રી ચરિત્ર" ના કામુક-તાની ઉપજે તેવા અને દુર્ગુણના ઘેરા ચિત્રો વર્તોમાં એ ઠેર ઠેર આપે છે; અને કેટલીક વખત એની Realistic અથવા યથાર્થ નિરૂપણની પદ્ધતિથી મન ઉપર લાભ કરતાં હાનિની અસર વધારે થાય તેવો ભય રહે છે, છતાં જે સમાજ માટે એ લખતો હતો, જે જમાનાની લોકરુચિનો એને ગાઢ અનુભવ હતો, અને ખાસ કરીને ગામડાના લોકો કેવું જીવન ગાળતા તેનો જેને અંગત પરિચય હતો, એવા સામળભટ્ટની વાતો અતિશય ગંદા ચિત્રોવાળી છતાં, અનીતિની પ્રેરક તો નહોતીજ કારણ કે એ સ્થળે સ્થળે વાચકોને યાદ આપે છે કેઃ—

"આપણું આડેથી કાઢજો, તજજો ખારી છાશ,
દૂધનો ગુણ સહુ રાખજો ધરજો વૈકુંઠવાસ.
× × ×
કો ગુણ ગ્રહશે ચાળણી, કો ગુણ ગ્રહશે સૂપ."

એમ છિદ્ર ખોળનાર હશે તે ચારણીની જેમ સાર વસ્તુ નીચે પડવા દેશે અને નકામી સંઘરશે. પણ ગુણગ્રાહક તો સૂપડાની જેમ હલકી વાતો ઉડાડી મુકશે અને તત્વ સાચવી રાખશે. સામળભટ્ટનો ઉદ્દેશ આ પ્રમાણે નીતિબોધનો હતો એ સ્પષ્ટ થાય છે. એમની આ પદ્ધતિ ઠીક હતી કે નહીં એ જુદો પ્રશ્ન છે.

સામળની વાર્તાઓ એની સ્વતંત્ર કૃતિ ભલે ન હોય; મૂળ વસ્તુ એનું ન હોય તોપણ એ વાર્તાઓના પ્રસંગની ખીલવણી અને તેમાં કરેલી રસની જમાવટ તો એની પોતાની છે. પોતાના બહુશ્રુતપણાને લીધે,

સાક્ષાત અવતાર તે સ્ત્રી "—એવી રીતનાં સ્તુતિવચનોથી સામળ સુધારવા જાય છે. પણ બંનેનું પ્રમાણ કાઢીએ તો સ્ત્રીઓની હીણતા ની કાળાશ તેમનાં પછીનાં વખાણથી ધોવાઇ જતી નથી. " સર્વ સૃષ્ટિમાં સરખી નાર, રખે જાણો અંતર લગાર " એમ એમનો અંગત અભિપ્રાય અને અંતરનો ધ્વનિ છે. અહીં એક વાત નોંધવા જેવી છે. સ્ત્રીઓ સંબંધી આવા હલકા મતનું પ્રતિપાદન કરવા માટે સામળભટ્ટ ને માથે દૂષણ મુકતા પહેલાં, એમની વાર્તાઓ કેમ રચાઇ તે વિચારવું જરૂરનુ છે.

સામળભટ્ટ મુખ્યત્વે કરીને પોતાના પુરોગામી જૈન લેખકોનાં સંસ્કૃત અને જૂની ગુજરાતીમાં થયેલાં વાર્તાઓનાં સસ્કરણોનોજ ઉપયોગ કરે છે. વાર્તાનું હાડપિંજર એ આવી જૈન કવિઓની બોધક લોક વાર્તાઓમાંથીજ ખોળી કાઢે છે. અને પછી પોતાની બુદ્ધિ શકિત અનુસાર, ચમત્કાર, વર્ણન વગેરેને નવો પ્રાણ એમાં ફુંકે છે. એટલે એ કથાઓ સામળના સમાજ માટે બોલતી ચાલતી થઇ જાય છે. આમ કરવા જતાં કેટલુંક મૂળનુંજ એ રહેવા દે છે. તેમાં સંસારથી અસંગ જીવન ગાળવાના વ્રત લેનાર જૈન યતિઓએ દાખલ કરેલાં સ્ત્રીઓ વિરુદ્ધનાં સુભાષિતો સ્ત્રીજાત સામેનો નૈતિક વિરોધ, અને બ્રહ્મચર્યનો નિયમ તોડાવનાર માયાની પુતળીનાં ચરિત્રો જે " સ્ત્રી ચરિત્ર " ના નામે ઓળખાય છે તે વગેરે સામળભટે ગ્રહણ કરેલા મુદ્દ કથા ભાગ સાથે એમની વાર્તામાં ફરીથી સ્થાન પામે છે.

ગૃહસ્થાશ્રમને વગોવનાર સંન્યાસીઓ પણ સ્ત્રીઓ માટે આવો મત ધરાવવામાં ઉંચો ધર્મ સમજતા. જૈનોમાં તો આવી નિંદાએલી સ્ત્રીને મોક્ષ મળી શકે કે કેમ ? એ મતભેદને લીધે એમનામાં બે પંથ પડી જવાનું એક કારણ બન્યું હતું. દિગમ્બરો સર્વસ્વ ત્યાગના મતના છે અને તેમના મતે વસ્ત્રો પણ ઉપાધિરૂપ છે. તેમની ધર્મ ભાવનામાં પુરુષો માટે તો દિગમ્બર રહેવું શકય ગણાયું છે; પરંતુ સ્ત્રીઓ તેમ કરે તો કદાચ માયા બાધ કરે એવો ભય હોવાથી, સ્ત્રીઓને દીક્ષા લેવાનો પણ નિષેધ તેમણે ઠરાવ્યો, અને તેમને માટે બીજા જન્મે પુરુષ જન્મ પામે ત્યારેજ મોક્ષ પણ મળી શકે એવો ધર્મટંકાર કર્યો. શ્વેતામ્બરીઓમાં સ્ત્રીઓને દીક્ષા મળી શકે છે, અને તે 'આરજા' થઇ શકે છે. આમ સ્ત્રીના વિષયમાં આટલો ભારે મત વિરોધ થવાથી સ્ત્રીઓને અંતરાયરૂપ ગણવામાં આવે એ સમજવું અઘરું નથી. આ પ્રકારનો જૈનોનો મત સામળભટ્ટની વાર્તાઓમાં ફરીથી દર્શન દે છે. તેથી સામળનો એક વાર્તાકાર તરીકે નહીં પરંતુ એક કવિ તરીકે, સ્ત્રીઓ સંબંધી સાચો અભિપ્રાય શો હશે તે કહેવું સહેલું નથી.

સામળભટ્ટની ભાષા, વાર્તાના કથનને અનુકૂળ એવી, પાણીના રેલાની જેમ વહી જનારી, અને એકદમ સમજી જવાય તેવી છે. એનું પોતાનું લક્ષ, " હું કેવી ભાષા વાપરું છુ. " તે તરફ બીલકુલ નહોતું. એને તો, અખા ભક્તે કહ્યું છે તેમ " જે રણમાં જીતે તે શૂર " જે ભાષાથી એની વાર્તા સમજાય તેજ ભાષા સારી; અને બીજી નકામી એમ જણાય છે. એની વાણીનું તાત્પર્ય વાર્તામાં કહેવાના અર્થ તરફ

વિશેષ છે; વાણીના શબ્દોનું માધુર્ય, મિતભાષિત્વ, તથા યોગ્ય સમયે યોજવાના યોગ્ય શબ્દોની પસંદગી અને સુરુચિ જાળવવા તરફ એણે ખાસ ધ્યાન આપ્યું જણાતું નથી. એની વાણીમાં ગ્રામ્યતા, અને કોઇ કોઇ ઠેકાણે અશ્લીલતા પણ દાખલ થઈ ગયા છે. કારણ કે સામળ આમ વર્ગનો Masses નો કવિ હતો, તેથી રૂઢ અને પ્રચલિત શબ્દો વાપરતા જતા ગામઠી અને 'જાડી' બોલીના શબ્દો પેસી ગયા છે. (જાડી બોલી માટે સરખાવો નવલરામનું વચન "આમે જણાય છે આવું ચરોતર બોલીને બુદ્ધિ જ્યાં જાડીરે" વગેરે) દાખલા તરીકે એના 'પંચદંડ' માંથી, શિષ્ટ સમાજને ખોટતા આઘાત થાય તેવા શબ્દો રંડ, રાંડ, ડોકરી વગેરે; તથા કેટલાંક "વિક્રમ તો તુજને ગધાય" જેવા વચનો શોધવાં અઘરાં નથી. એનું એક કારણ એ છે કે એની વાર્તાઓ અભણ અને પ્રાકૃત શ્રોતાઓની માનસિક કક્ષા વિચારીને લખાઇ છે.

એની દોહરા, ચોપાઇ અને છપ્પા રચવાની ઝડપ અને તેની સરળતા છક કરી નાખે તેવા છે. પરંતુ કેટલીકવાર સરળતા તરફ વધારે વલણ રાખવાથી ભાષા છેક સાધારણ Common place થઈ ગઈ છે; સ્વ. રમણભાઇએ તો ઉચ્ચર્યું હતું કે સામળના વખતમા ગદ્યનો પ્રચાર હોત તો સામળ ગદ્યમાંજ વાર્તાઓ રચત; એટલી બધી Prosaic એની કેટલીક વાતોની રચના છે. આ ઉક્તિમા કેટલુંક સત્ય છે; પરંતુ સામળના સમયનો વિચાર કરતાં જ્યારે કેળવણીના સંસ્કાર લોકોમાં બીલકુલ ન હતા એમ કહીએ તો ચાલે, ત્યારે એની લખેલી વાતો કોણ વાચત તે પ્રશ્ન છે. એણે પદ્યમાં વાર્તાઓ લખી તે એજ હેતુથી કે તેનું વાંચન કરવામા કંઇક છંદોનો રસ પણ ઉમેરો કરે. વળી "સુભાષિતો" ઉખાણા, કહેવતો વગેરે પણ કવિતામાં હોવાથીજ યાદ રાખવા સુલભ થાય છે. તેથીજ સામળભટે પ્રાકૃત દોહા, ચોપાઇ તથા છપ્પા અને ક્વચિત મંદ્વિજય અને ઝુલણા જેવા છંદોમાં પોતાનું કથન કર્યું છે. આ પ્રાચીન પ્રાકૃત છંદોનો રચનામાં પસંદ કરવામા સામળને પોતાના પુરોગામીઓની લોકવાર્તાઓના વપરાએલા દુહા, ચોપાઈ વગેરેથી પ્રેરણા મળી લાગે છે. અને છેવટ સુધી એનેજ વળગી રહ્યો છે. "શિવ પુરાણ માહાત્મ્ય" જેવો પૌરાણિક ગ્રંથ પણ એણે ગુજરાતી દોહરામાં ઉતાર્યો છે. એ હકીકત ધ્યાન ખેંચનારી છે. સામળભટના છંદોનું પર પ્રેમાનંદની દેશીઓની કૃતિ બાદ કરતા, બીજા કોઇ પણ પ્રાચીન કવિ કરતા સંખ્યામાં ખુબ વધારે છે.



# નરસિંહ યુગના જૈન કવિઓ

લે.

સ્વ. મણીલાલ બકોરભાઇ વ્યાસ.

## ૧
## સોમસુંદર સૂરિ
( સં. ૧૪૩૦ થી ૧૪૯૯ )

• ( મધ્યકાલનો ઈતિહાસ લખવા માટે નોંધો તૈયાર કરવામાં સદ્ગત મણિલાલ બકોરભાઇ વ્યાસને મેં ૧૯૨૨-૨૩માં રોકેલા. આટલા વર્ષ સુધી હું ન એ ઇતિહાસ લખી શકયો ને ન એ નોંધોનો ઉપયોગ કરી શકયો-અને કયારે એ વસ્તુઓ કરી શકીશ એ નકકી નથી તેથી એ નોંધો પ્રગટ કરૂં છું. ક. મા. મુનશી )

કુંભારાણાના વખતમાં બંધાએલા રાણકપુરના જગપ્રસિદ્ધ દેવાલયમાં પ્રતિષ્ઠા કરાવનાર ગુરુ સોમસુંદરસૂરિ તપગચ્છમાં પ્રભાવક આચાર્ય થયા. એમનો જન્મ સં. ૧૪૩૦ માં થયો હતો. સં. ૧૪૩૭ માં એ દીક્ષા, સં. ૧૪૫૦ માં વાચકપદ તથા સં. ૧૪૫૭ માં સૂરિપદ પામ્યા. એમનો સ્વર્ગવાસ સં. ૧૪૯૯ માં થયો હતો.

એમનો પરિવાર ૧૮૦૦ યતિઓનો હતો. ગુજરાતી ભાષાને અંગે એમણે જે મોટું ઉપકારક કામ કર્યું તે જૈન ધર્મના શાસ્ત્રીય અને સિદ્ધાંતગ્રંથોનો ગુજરાતીમાં બાલાવબોધ રચ્યો તે છે. એમની પહેલાં ગુજરાતીમાં વ્યવહારોપયોગી ગ્રંથોના બાલાવબોધ રચાતા હતા, પણ મૂલ સિદ્ધાંત ગ્રંથોનું પદ્ધતિપૂર્વક ભાષાંતર થતું નહોતું. એમના સમયથી એ પદ્ધતિ ચાલુ થઇ. સિદ્ધાંતગ્રંથોના ભાષાંતર કરવાની યોજનાના ઉત્પાદક કદાચ બીજા કોઈ હોય, પણ એ યોજના એમના સમયમાં અમલમાં મુકાઇ એ તો નિર્વિવાદ છે. એક મોટા અને પ્રતિષ્ઠિત ગચ્છના એ યુગપ્રધાન હતા એટલે એમણે જો એ યોજનાને અશાસ્ત્રીય ઠરાવી હોત તો તે કદી પણ અમલમાં આવત નહીં. પણ એમણે પોતેજ એ યોજનાનો આરંભ કર્યો અને તરત જ બધા વિદ્વાન સાધુઓએ એમનું અનુકરણ કર્યું.

હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રને એમણે એવી સાદીને શુદ્ધ ગુજરાતીમાં ઉતાર્યું છે કે કોઇ પણ તેને વખાણ્યા વગરે રહે નહીં. દરેક જુના ભંડારમાં આ બાલાવબોધની પ્રતિ હોય છે. પણ પુના ડેક્કન કોલેજનો સંગ્રહ, જે હમણાં ' ડો. ભાંડારકર ઇન્સ્ટીટયુટ ' ને નામે ઓળખાય છે તેમાં જે પ્રતિ છે તે વધારે જુની અને વધારે આકર્ષક છે. બાલાવબોધનો નમુનો આ પ્રમાણે છેઃ—

' મુગ્ધાવબોધ ઔક્તિક ' જોઈએ છીએ તો સમજાય છે કે એ કાળે અપભ્રંશ ભાષાનો પહેલી વિભક્તિનો પ્રત્યય ' ઉ ' જતો રહ્યો છે દાખલા તરીકે:—

" જુ કરઈ, લિઇ, દિઈ, પઢઈ, હુઈ, ઈત્યાદિ બોલિવઈ ઉક્તિ માહિ, ક્રિયા કરિવઈ જુ મૂલિગરૂ હુઈ સુ કર્તા. તિહાં પ્રથમા. " •

" ચંદ્ર ઊગઇ, ઊગઈ ઈસી ક્રિયા. કુણ ઊગઈ ? ચંદ્ર. જુ ઊગઇ સુ કર્તા, તિહાં પ્રથમા. " • ૧

આમાં કર્તા ઉકારાંત રહ્યો નથી. આ ગ્રંથ રચાયો તે પહેલાના ૫૦ વર્ષ ઉપરના ગ્રંથો જોઈએ તો તેમાં ઘણેખરે ઠેકાણે કર્તા ઉકારાંત ાય છે. પાટણ પડ્યું અને મુસલમાની અમલ ાલતો થયો તે કાળથી ભાષાનું રૂપ વિશેષ લટાવા માંડ્યું હતું. પોણોસો વર્ષમાં એ પલટો ઘણો થયો અને સં. ૧૫૦૦ માં આ ભેદ ઘણો સ્પષ્ટ સમજાય તેવો થયો. વધારે સ્પષ્ટતા માટે દાખલો લઈએ:—

સં. ૧૩૩૦ ના આસો સુદી ૫ ને ગુરુવારે તાડપત્ર ઉપર લખેલા ગ્રંથમાં—

" પંચ પરમેષ્ઠિ નમસ્કાર જિનશાસનિ સારુ ચતુર્દશ પૂર્વ સમુદ્ધારુ......... સંભારૂરી, અપહારૂ. પહારૂ, સંસારુ, સુતજ્ઞિ અનુસરહુ તિણિ અરહિ ચતુર્દશ પૂર્વધર ચતુર્દશ પૂર્વ સમ્બધિઉ વ્યાખ્યાનુ પરિત્યજિઉ, પંચ પરમેષ્ઠિ નમસ્કારુ સમરહુ તહ ત્રુટિ વિશેષિ સમરેવઉ "

એજ સમયના બીજા એક ગ્રંથમાં—

" વિનયહીણુ, બહુમાનહીણુ, ઉપધાનહીણુ, સૂત્ર, અર્થ, બેઉ કુડા કહ્યા હુઇ......... પણ લાગઉ શુદ્ધ લાગઉં......મચ્છર જ્ઞાનદ્રવ્યુ.........."

આ પ્રમાણે નામના બધા શબ્દો ઉકારાંત છે

હવે આપણે સં. ૧૪૦૦ પછીના ગ્રંથો જોઈએ. સં. ૧૪૧૨માં રચાએલો 'ગૌતમરાસ' પ્રસિદ્ધ છે. એમાં ' મણું ' ' તણુ ' ' વયણું ' ' એકંતુ, ' એવા ઉકારાંત રૂપો પણ છે, અને ' ધણવર '. ' ગુબ્બર ', ' નામ ', ' સાત '. ' હાથ ', ' નયણ, ' ' વયણ, ' એવા ઉકાર વિનાના રૂપ પણ જોવામાં આવે છે. કદાચ ભાષાનો ક્રમ ન જાણનાર આને કર્તા અથવા લેખકનો પ્રમાદ માનશે, પરંતુ એજ સમયે રચાએલા બીજા ગ્રંથો જોવાથી આપણી ખાત્રી થાય છે કે ભાષાનું રૂપ બદલાવા માંડ્યું હતું તેનું એ લક્ષણ છે. લોકોચ્ચારમાં અંત્ય ઉ જતો રહ્યો હતો, પણ પ્રાચીન ગ્રંથોના અભ્યાસી કવિઓને આ ફેરફાર ' અશુદ્ધિ ' રૂપે દેખાતો હતો, તેઓ પ્રયત્ન કરીને પણ જુનાં રૂપો લખતા અને ક્વચિત લોકભાષામાં અતિ સામાન્ય થઈ પડેલા નવાં રૂપો અજાણ્યે પણ એમનાથી લખી દેવાતા. આ ફેરફાર વધારે રુઢ થયો ત્યારે, સં. ૧૪૫૦ માં, ગ્રંથકર્તાઓએ માન્યું કે અંત્ય ઉકાર વગરના શબ્દો એજ વર્તમાન સમયની ખરી ભાષા છે. આથી તેમણે ઉકારરહિત રૂપો સ્વીકાર્યાં.

' મુગ્ધાવબોધ ઔક્તિક ' ગુજરાતી વ્યાકરણનોજ ગ્રંથ નથી. સાધારણ અભ્યાસીને ગુજરાતી ભાષા વડે સંસ્કૃત વ્યાકરણ સમજાવવાના ઉદ્દેશથી એ ગ્રંથ રચાએલો છે. એ ગ્રંથ મહત્વનો છે એવું આપણે એટલા માટે માનીએ છીએ

---

• જે કરે, લે, દે, પઢે, થાય વગેરે ક્રિયા કરવામાં જે મૂલરૂપ (આધારરૂપ) હોય તે કર્તા. ત્યાં પ્રથમા.

૧ ચંદ્ર ઉગે. ઉગે એ ક્રિયા કોણ ઉગે ? ચંદ્ર. જે ઉગે તે કર્તા, ત્યાં પ્રથમા (પહેલી વિભક્તિ).

સંસારૂ । જં તરઇ તં કમ્મ'! તિહાં દ્વિતીયા! કિસઇ તરઇ ? ધર્મ્મિંઇ । તિહાં કરણિ તૃતીયા, સંસ્કૃતમાં કર્મને બીજી વિભક્તિ લાગે છે. जीवः संसारं धर्मेण तरति । એમાં સંસારને બીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. ગુજરાતીમાં ' જીવ ધર્મે સંસાર તરે ' એમાં કર્મ—સંસાર' ને કોઇ પ્રત્યય લાગ્યો નથી, પણ અપભ્રંશ ભાષામાં એ પ્રત્યય લાગતો હતો, તંત્રી ગ્રંથકારે ' કિસું તરઇ ? સંસાર. ' એમ સંસારને બીજી વિભકિતનો પ્રત્યય લગાડી બતાવ્યો છે. ચાલતાં કાળે એ પ્રત્યય લાગતો નથી એ તો ઉપર લખેલા ' સંસાર તરઇ ' ઉપરથી સ્પષ્ટ સમજાય છે. છતાં શીખનારને સમજાવવા માટે જુદું રુપ ' સંસારૂ ' વાપરીને બીજી વિભકિતનો પ્રત્યય લગાડી બતાવ્યો છે. આ પ્રમાણે ગુજરાતીમાં કર્મને બીજી વિભકિતનો પ્રત્યય લાગતો બંધ થયો તે પણ આ કાળથીજ.

બીજી વિભકિતનો પ્રત્યય ' ને ' આપણે લગાડીએ છીએ તે પણ આ કાળથી ચાલુ થયો હતો. ' તેહનઇ યોગી તૃતિયા ।' આમાં 'તેહનઇ ' માં ' તેહ ' ને ' ને ' નું પૂર્વરુપ 'નઇ' પ્રત્યય લાગ્યો છે. આ કાળે વ્યંજનની પાછળ આવેલો સ્વર આગલા વ્યંજન સાથે બહુધા જોડાઇ જતો ન હતો. ' કઉણ તણઉ પડઇ ?' એ વાક્યને આપણે હમણા ' કોણ તણો પડે ?' એમ બોલીએ છીએ. એ કાળે તેમ બોલાતુ ન હતું; કારણકે મૂલ સંસ્કૃતમાં એ સ્વરોને સ્થાને સ્વરસહિત વ્યંજનો હતા. સંસ્કૃત पतति પરથી ' પડઇ ' થયું છે, ' પડઇ ' માંની ' ઇ ' મૂલના ' તિ ' નું અપભ્રષ્ટ રુપ છે. આથી શબ્દના ટુંકા ઉચ્ચાર રુપે વ્યંજન લોપાઇને માત્ર સ્વરજ બોલાતા હોવાથી, તે પોતાની આગળના સ્વર કે વ્યંજન સાથે જોડાતા ન હતા. જ્યારે ઉચ્ચારના વલણ એટલા બધાં વિરૂપ થઇ ગયા કે તેમાં મૂલ શબ્દના વ્યંજનનો ભાસ પણ ન રહ્યો ત્યારે શબ્દો વધારે ટુંકા થઇને ' કઉણ ' ને બદલે ' કુણ ' બોલાવા માંડ્યું. ભાલણની ભાષામાં એવાં રુપ ઘણા જોવામાં આવે છે અને પાટણ તરફના ઉચ્ચાર હજી પણ એ પ્રકારના જોવામાં આવે છે.

આ પ્રમાણે ' મુ-ધાવબોધ ઔકિતક ' આપણી હાલની ભાષાના પ્રમાણભૂત રુપ બતાવનારું પહેલું પુસ્તક છે.

અહીં એક ખુલાસો કરવો જરૂરનો છે. પરલોકવાસી ડો. ટેસીટોરી આ સમયની આપણી ભાષાને ' પશ્ચિમ રાજસ્થાની ભાષા ' કહે છે એ નામ બીલકુલ યોગ્ય નથી. 'જુની ગુજરાતી' એ શબ્દ સાંભળતાની સાથેજ દરેક વિચારશીલ માણસને એટલો બોધ તો થશે જ કે ગુજરાત દેશની જુની ભાષા તે ' તે જુની ગુજરાતી. ' આ યથાર્થ બોધ કરનારું ' નામ ફેરવીને તદ્દન સંબંધ વગરનું કલ્પિત નામ આપવું એ યોગ્ય નથી. ' પશ્ચિમ રાજસ્થાનની ભાષા ' એ શબ્દો સાંભળીને ' ગુજરાતમાં પ્રાચીન કાળે બોલાતી ભાષા ' એવો અર્થબોધ કોઇને પણ થશે ખરો? જે ડો. ટેસીટોરીની કૃત્રિમ સંજ્ઞા જાણતો હોય તે શીવાય બીજો કોઇ એ શબ્દોમાંથી ' ગુજરાતની જુની ભાષા " એવો અર્થ કાઢી શકશે નહીં ગુજરાતની ગણના કોઇ પણ કાળે રાજસ્થાનના વિભાગમાં થઇ નથી ઉલટુ રાજસ્થાન

એક કાળે ગુજરાતીના પેટામાં સમાતી હતી. આથી જુની ગુજરાતીને રાજસ્થાની ભાષાને નામે ઓળખાવવી એ કેવળ અયુક્ત છે.

### ૩
### જયશેખર સૂરી
### ( સં. ૧૪૬૨ )

આ કવિ અંચળગચ્છના વિદ્વાન સાધુ હતા. અંચળગચ્છ જેને વિધિ પક્ષ કહે છે એ ગચ્છના ઘણા સાધુઓએ પોતાની વિદ્વતાથી મધ્યકાલીન જૈન સાહિત્યને શોભાવ્યું છે. " પ્રબંધ ચિંતામણિ ", જેમાં ઘણા ઐતિહાસિક પ્રબંધો સંઘર્યા છે તે ગ્રંથના કર્તા પણ અંચળગચ્છના જ હતા. કવિ જયશેખર પણ સંસ્કૃત ગ્રંથકાર હતા. એમણે ' ઉપદેશ ચિંતામણિ, " " પ્રબોધ ચિંતામણિ, " " ધમ્મિલ ચરિત મહાકાવ્ય, " " જૈન કુમારસંભવ, " " આત્માવબોધ કુલક ( પ્રાકૃત ), " " ધર્મ મંત્ર " " છંદ શેખર, " " નવ તત્વ કુલક " " અજિત શાન્તિ સ્તવ ' વિગેરે સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા છે. એમના ગુરુ મહેંદ્રપ્રભ સં. ૧૩૯૮ માં પાટણમાં સૂરિપદ પામ્યા અને સં ૧૪૪૪ માં ખંભાતમાં સ્વર્ગવાસ પામ્યા. એમના ત્રણ શિષ્ય મુનિશેખર સૂરિ, જયશેખરસૂરિ અને મેરુતુંગસૂરિ હતા. આમાં મેરુતુંગસૂરિ આચાર્યપદ પામ્યા. જયશેખરસૂરિ વચેટ શિષ્ય હતા. એમના જન્મનો, દીક્ષાનો, સૂરિપદનો કે અવસાનનો કોઇ સંવત મળતો નથી પણ એમના રચેલા ગ્રંથોમાં રચનાનો સંવત મળે છે. જયશેખરસૂરિ પોતે જેવા વિદ્વાન હતા તેવા તેમના શિષ્યો પણ હતા. એમના શિષ્યોએ પણ સંસ્કૃત ગુજરાતી ઘણા ગ્રંથો રચ્યા છે. જયશેખરસૂરિએ ગુજરાતીમાં " ત્રિભુવન દીપક પ્રબંધ " * ગ્રંથ રચ્યો છે. ગ્રંથનો વિષય આ છે—પરમહંસ રાજા, તેની ચેતના અને માયા રાણી એ છે. પરમહંસ માયાને વશ થતાં તેનું ત્રિભુવનાધિપ પદ નષ્ટ થાય છે અને કાયાનગર વસાવી તેટલાનું જ રાજ્ય ભોગવી સંતોષ માને છે. મનને મંત્રીપદ આપે છે. તે માયા રાણી સાથે પ્રીતિ માંડે છે ને રાજાને બાજુ પર મુકીને સર્વનો કર્તા હર્તા તેજ થઇ પડે છે મનને પ્રવૃત્તિ અને નિવૃત્તિ બે સ્ત્રીઓ છે પ્રવૃત્તિનો મોહ, અને નિવૃત્તિનો વિવેક પુત્ર છે, આ પછી આગળ નવનવા સંબંધીઓ અને નવનવા અધિકારીઓ કલ્પીને મનના પુત્ર મોહની સત્તા વર્ણવી છે. આગળ જતાં કથાપ્રસંગ જરા કિલષ્ટ થઇ જાય છે; પણ એમાં કવિના કવિત્વને દોષ દેવા જેવું નથી. કાવ્યનો નમુનો જોવાથી કવિનું કવિત્વ કેવું છે તે સમજાશે:—

પહિલઉં પરમેસર નમી, અવિકલ અવિચલ ચિત્તિ;
સમરિસુ સમરસિ ઝીલતી, હંસાસણિ સરસતિ. ૧
માનસસરિવર નિમ્મલઇ, કરઇં કઉતક હંસ,
તા સરસતિ રંગિ રમઇ, જોગી જાણઇ અંસ. ૨

× × ×

જે ઘટ સુદ્ધિ અભંગુરા, કરઇ કથા કલ્લોલ,
પડઉ ધર તે પરહરી, ગિરિસિરિ મંડઇ રોલ ૫
નવમા રસ અમરિસ મ ધરી, આડિ આણિ ઉ ઉદ્ધિ,
ગુરૂઆ ગુણ ગુણિ આગમઇ, મુહવડિ મંડિઉ તેહી ૬
સેવિઉ સવિરસ વિરસ, ઇકા કિકિ લેઇ,
નવમઇ જિમ જિમ સેવીઇ, તિમ તિમ ગાઢઉ હોઇ. ૭

× × ×

* આ ગ્રંથ અમરચંદ ભગવાન ગાંધી ભાવનગર એમણે પ્રસિદ્ધ કર્યો છે.

કાઢિ જલણ જિમ વરણિહિં નેહ,
કુસુમિહિં પરિમલ ગોરસિ નેહ;
તિલિહિં તેલ જિમ તારિક નીરિ,
તિમિ તે નિવસઈ જગત્ર શરીરિ ૧૨

× × ×

ઇસ્યૂં નારી કોઈ પરિયટી,
કોઈ અવ વહિઉરાં તેહના સટી;
એક પરણિ તાં ઘરની મેહિ,
બીજી ઘુઇ નઈ નાસી કેહિ. ૧૮

બે સ્ત્રીઓને માટે કવિ શું કહે છે:—

ઘરની કલિ કૂણ આગલિ કહઈ?
ચોરમાઇ જિમ છાની રોઈ.
એ કંઇ સંધ્યાં કુમિક સૂર,
બીજી બલિક રલિક ભરઃ
એકઇ બીજાઇ શાંગિ કનિક,
બીજી બીજાઇ મિક તે નપર. ૧૭

સર્વ સ્ત્રીઓ સરખી ન હોય તે વિષે લખે છે:—
સ્રી સવિ સમીપ લેખતે, એકિ આવઇ ગામર્વતિ;
ઇકિ અપણીણી દિહુમાંહિ લઇ ન દીતઇ પંતિ. ૧૦
એકઈ આલિ એવ તઇ, થાલઇ સિકં બરતાહિ?
તે ગાનરાણીવ રાખસી, કઈ રાખસી ન નારિ. ૧૧
પરિ તેહિં પ્રિય પાહુલઈ, કરઇ ગુદ મિશ્રિતના;
ચંપક જિમ તે પરિહરિ ઘરણી સેવે રાન. ૧૨
કરઈ નર ને ચાકરી, માવીતઇ નિયકંઇ;
તી ખત્રાવતિ નારિ ઞત્રિ, તે નર બઈઠ્ઠ બયંતુ. ૧૩
વાર વડરાં સંતાપઇઉં, મિથનક પામી માન;
રંજિર તાની પદ્મિનક, તીહ દીતઇ કુપમાન. ૧૪
નર નરસિંહ બહુ બૂઝની, પરિ પરિ ગોઢિ અમંતિ;
સહિયાં મિલિ આદરિ વસંઈ, તે સુશીલ
તિમ કુંતિ ૧૫

આ પ્રમાણે વિષય આધ્યાત્મિક હોવા છતાં વ્યાવહારિક ઉપદેશોથી ગ્રંથને બહુ રસભર્યો બનાવ્યો છે. ઠામ ઠામે ઉખાણાઓ ગોઠવવામાં પણ કવિએ બહુ બુદ્ધિબળ વાપર્યું છે. અંતે છેક પરમહંસ એજ સર્વજ્ઞ છે એમ કહેતાં કવિ કહે છે:—

"મૂલ મંત્રમણિ એ ગતિ માનિ,
તપગચ્છાઈ કઇ એદ્દનઈ ધ્યાનિ:
ઇણિ સવિ સંપઇ આવઈ પુરિ,
ઇમ બોલઈ જયશેખરસૂરિ.

દુહા, ચોપાઇ, છપ્પા વગેરે વિવિધ છંદ અને વિવિધ રાગણીમાં ગ્રંથની રચના કરી છે

૪

વસ્તિગ

( સંવત ૧૪૬૨ )

લોંકાગર જૈન કવિઓમાં જે વસ્તાનું નામ ગણાય છે તે રત્નપ્રભસૂરિનો શિષ્ય હોય એમ લાગે છે. આ પછી 'વસ્તા' નામના બીજા કવિ થયા છે, પણ એનું 'ચિહુંગતિ ચઉપઇ' અથવા "ચિહુગતિવેલ" જોતાં લોકમાં પ્રસિદ્ધિ પામેલો વસ્તો તે આજ વસ્તો હોવો જોઇએ એમ લાગે છે. આ કવિનાં બીજાં કાવ્યો ગણ્યાં નથી. 'ચિહુગતિ ચઉપઇ' સં. ૧૪૬૨ માં રચાયું છે. એની ભાષા બીજા કવિઓની ભાષા કરતાં વધારે જુની દેખાઈ આવે છે. મતલબ સમયના વિમલપ્રબંધમાં જે ભાષા છે તે કરતાં સો વર્ષ પહેલાંની આ ભાષા હોવાથી તેના ઉપર અપભ્રંશ ભાષાની છાયા જણાય છે. ૯૫ કડીનું આ કાવ્ય છે. અનેક પ્રકારની યોનિમાં ભટકતા જીવને કેવાં કેવાં દુઃખ ભોગવવાં પડે છે તે આ કાવ્યમાં વર્ણવ્યું છે. એ દુઃખમાંથી છૂટવાનો ઉપાય અરિહંત દેવ અને સાધુ ગુરુ એ છે. કાવ્યની શરુઆત આ પ્રમાણે થાય છે:—

# અલ્પાત્માનું આત્મપુરાણ

લેખક:

**રા. વિક્રમ**

૪

## જેમાં સ્મરણશક્તિની વિલક્ષણતાનું વર્ણન આવે છે.

---

આ મારી કથાનો કોઇ વાંચનાર નીકળશે; ભવભૂતિની પેઠે હું આ વાક્ય ગર્વમાં કે આત્મશકિતના ભાનથી નથી કહેતો. પણ 'ગન્જરામારૂ' । 'સદેવંત સાવળિંગા' થી માંડી શાંકરભાષ્યના ભાષાન્તર સુધીના જાતજાતનાં પુસ્તકોના વાંચનારા નીકળી આવે છે, એમ મફત વાંચનાલયના પુસ્તકપાલ (લાઇબ્રેરીઅન) ની મૈત્રીને પરિણામે મને મળેલા અનુભવપરથી કહું છું. સાહિત્યનાં પુસ્તકો તો ઠીક પણ દવાનાં સૂચિપત્રો પણ–તેનાં પાને પાનાં–સારા પ્રમાણમાં વંચાય છે એ મારી જાત માહીતીની વાત છે. એટલે આ મારી કથાના વાંચનાર કોઇને કોઇ તો નીકળવાનાજ એની મને ખાતરી છે.

એવા ભોળા શ્રદ્ધાળુ વાચકને ઉદ્દેશીને કહેવાનું કે વાચક ! આ કંઈ ઇતિહાસ નથી, આત્મકથા છે. મારી પોતાની કથા છે. એટલે એમાં તો હું કહું તે સવાવીસ, ઐતિહાસિક બાબતોમાં હંમેશાં પક્ષભેદ રહે છે. એક કહે અમુક માણસ અમુક સાલમાં થયો; બીજો કહે 'ના એ સાલમાં નહીં, પણ ત્યાર પછી પચાસ વર્ષે' ત્રીજો કહે, 'સાલ તો બરાબર છે; પણ વિદ્વાન લેખક નામમાં ગોટાળો કરે છે' અને આમ અનન્ત કાલ પર્યંત ચાલ્યાંજ કરે.

મારા એક મિત્ર છે. તે ઐતિહાસિક સંશોધનના વિષયમાં ઘણા પ્રવીણ છે. આપણા જેવાને જેની સુગ ચઢે ને સનાતનીયો જેનાથી અભડાઈ જાય એવી ખોપરીઓનો અભ્યાસ કરી એમણે સુવર્ણ ચન્દ્રક મેળવ્યો છે. ઉધાઇએ પણ અસ્પર્શ્ય ગણેલા, ધુળની સતત સંગતિએ ધુળરૂપ બનેલા જૂનાં કાગળો–જેને ગધેડાં પણ ખાય નહીં એવા કાગળો–જોડે એ દિનરાત નિરખે છે, એમનાં મગજ, હૃદય ને દૃષ્ટિ ભૂતકાળમાં છે, અને પુષ્કળ ધુળમાં દટાઈ ગએલી નાની સરખી સોયની શોધવા જેમ કોઇ ફાંફાં મારે, તેમ એ ભૂતકાળમાં દટાઈ ગએલી ઝીણી ઝીણી વસ્તુઓ શોધી કાઢવાના ફાંફાં માર્યાં કરે છે.

એણે પુરાતન કાલના કોઇ સમુદ્રજિત નામના રાજા વિશે શોધખોળ કરી વિદ્વત્તાથી ભરેલો લેખ લખ્યો, અને તે જુદા જુદા આઠ તજ્ઞો પર મોકલી આપ્યો. આઠે જણની સૂચનાઓ આવી, તે સ્વીકારી એમણે સુધારા કરવાનો નિશ્ચય કર્યો. કેમે કરીને એ સુધારાઓ એમનાથી દાખલ થઇ શક્યા નહીં. અંતે એક થી બે ભલાં એમ ધારી એમણે મારી મદદ માંગી, અનેક દિવસ સુધી પ્રયત્ન કરીને અમે બંને

જણે મળીને એ લેખ તથા સૂચનાઓનું પડીકું બનાવી એક મોટા પથરા સાથે તે બાંધી ઊંડા કુવામાં પધરાવી દીધું અને તે ઉપર બીજી આઠેક મોટી શિલાઓ નાખી.

આખા લેખમાં એ બધી સૂચનાઓ મુજબના સુધારા દાખલ કરવાનું કામ તો સર્વશક્તિમાન ઇશ્વર માટે પણ અશક્ય છે, એમ મૂલ લેખ ને સૂચનાઓ જોતાં મને તરતજ સમજાયું. પણ એક વાક્યમાં પણ એ સુધારાઓ દાખલ કરી શકાય એમ નથી એમ ત્રણ દિવસના અવિશ્રામ પરિશ્રમને અંતે અમને માલમ પડ્યું.

દાખલા તરીકે એ લેખનો આરંભનો ફકરો અને તે ઉપર આવેલી સૂચનાઓ જોઇએ. મારા મિત્રે નીચે મુજબ લખ્યું હતું.

" ઇ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીના ગાળામાં સમુદ્રજિત નામનો કોઇ સમર્થ રાજા દક્ષિણ હીંદમાં થઇ ગયો હોય એમ જુના શિલાલેખો ને તે પ્રદેશના પ્રચીન સાહિત્ય ઉપરથી અનુમાન કરી શકાય છે. "

આના પર નીચે પ્રમાણે આઠ વિદ્વાનો તરફથી સૂચનાઓ આવી હતી.

૧ ઇ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીનો સમય બતાવ્યો છે તે ખોટો છે. વસ્તુતઃ ઇ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ સુધીનો જોઇએ.

૨ રાજાનું નામ સમુદ્રજિત નહિં પણ સંકેશ્વરાખ્યા હતું, અને દક્ષિણ હીંદમાં આવા નામોનો હજી પણ પ્રચાર છે તે ઉપરથી એ વાતનું સમર્થન થાય છે.

૩ દક્ષિણ હીંદમાં નહીં, પશ્ચિમ હીંદમાં

૪ તે વખતના કોઇ શિલાલેખ પરથી તમે જે અનુમાન દોરો છો તેનું સમર્થન થઈ શકે એમ નથી; માટે તમારા વાક્યમાંથી 'શિલાલેખો' એ શબ્દ કાઢી નાખશો.

૫ તમે લખો છો તે મુજબ તે કાળનું પ્રાચીન સાહિત્ય ઉપલબ્ધજ નથી; એટલે એના પરથી અનુમાન શી રીતે દોરાય વારુ? તમારા વાક્યમાં પ્રાચીન સાહિત્યનો ઉલ્લેખ ન કરશો.

૬ ઇ. સ પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીના ગાળામાં દક્ષિણ હીંદમાં સમુદ્રજિત નામનો રાજા થઇ ગયો હતો એ વત ખરી છે, પણ એ કાંઇ સમર્થ રાજા ન હતો. એ તો ઘણો નિર્બળ ને નિઃસત્વ રાજા હતો.

૭ તમે લખો છો કે 'એમ અનુમાન કરી શકાય છે,' પણ ઐતિહાસિક વિષયમાં અનુમાનો કરવા ઇષ્ટ નથી. વકાવ્ય દલીલથી પ્રતિપાદિત કરો.

૮ ઇ. સ. પૂર્વે ૪૫૦–૨૫૦ ના ગાળામાં સમુદ્રજિત નામનો રાજા દક્ષિણ હીંદમાં થઈ ગયો હતો, એમ તમે લખ્યું છે તેમાં જરા ભૂલ છે એ નામ રાજાનું નહી, પણ પ્રધાનનું હતું.

અમે આ સૂચનાઓ મુજબ ફેરફાર કરી પહેલો ફકરો નવેસરથી લખ્યો:

" ઈ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ સુધીના ગાળામાં સંકેશ્વરાખ્યા નામનો કોઇ નિર્બળને નિઃસત્વ રાજા પશ્ચિમ હીંદમાં થઇ ગયો હતો "

પણ આમાં કેં બધી સૂચનાઓનો સમાવેશ થએલો દેખાયો નહીં એટલે પહેલું ફરી સુધારી વધારીને લખ્યું:

"ઈ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ ( અથવા ૪૫૦ ૩૫૦ ) સુધીના ગાળામા સમુદ્રજિત ( અથવા સંકેશ્વરાપ્પા ) નામનો કોઈ સમર્થ ( અથવા નિર્બળ ને નિઃસત્વ ) રાજા ( અથવા પ્રધાન ) દક્ષિણ ( અથવા પશ્ચિમ ] હીંદમાં થઇ ગયો હતો એમ જુના શિલાલેખો ( અથવા એવા લેખોના અભાવમાં પણ) મેં તે પ્રદેશના પ્રાચીન સાહિત્ય ઉપરથી ( અથવા તેની મદદ વિના ) અનુમાન કરી શકાય છે ( અથવા દઢતાથી પ્રતિપાદિત કરી શકાય છે. )"

અમે બંનેએ એક સાથે ને છુટા છુટા એ ફકરા વાંચી જોયા પછી અમારી બંનેની ખાતરી થઇ કે એનો કશોજ અર્થ નથી. માટે એ ફકરો રદ્દ કાઢી નાખવો. એ ફકરા પછી બીજો લીધો, તેની પણ એજ દશા થઇ ને એ પ્રમાણે આખો લેખ અમારે રદ કરવો પડયો. પોતાના અસલ લેખનેજ એના મૂળ રૂપમાં છપાવવા મેં ઘણો આગ્રહ કર્યો પણ એને ઐતિહાસિક બાબતો માટે એટલો કંટાળો આવી ગયો, કે 'હવેથી ઐતિહાસિક સંશોધનનું નામ ન લેવું' એવી એણે દઢ પ્રતિજ્ઞા કરી ને આજ હજી સુધી તે પાળી છે.

આમ ઐતિહાસિક બાબતમાં મતભેદને અવકાશ છે, તેમ આત્મકથાના વિષયમાં નથી. મારા જીવનના બનાવો વીશે હુંજ પ્રમાણભૂત હોઇ શકું. છતાં એમાં એક મોટી ખોડ પણ છે, શિલાલેખો, દસ્તાવેજો, સમકાલીનોની નોંધો ઈત્યાદિ પ્રમાણભૂત સાધનો ઇતિહાસ માટે મળી શકે છે તેનો આત્મકથાની–ખાસ કરીને આ મારી આત્મકથાની–બાબતમાં કેવળ અભાવ છે. આમાં તો મારે મુખ્ય આધાર મારી સ્મૃતિ પર રાખવો પડશે.

સ્મરણશક્તિ સમી અદ્ભુત વસ્તુ બીજી એકે નથી. ભૂતકાળ સાથે માનવજીવનનો સંબંધ એના વિના સચવાઇ શકે નહીં, એટલુંજ નહીં પણ એ ન હોય તો સંસારનો વ્યવહાર પણ અશક્ય થઇ પડે. માણસ પોતાનાં સગાંવહાલાંને પણ ભુલી જાય. હું તે હુંજ છું–કાલે હતો તેજ, એનું ભાન પણ સ્મરણશક્તિના પ્રાબલ્ય વડેજ મને રહે છે. એ ન હોત તો હું દરરોજ જુના મને ભુલી જઈ નવા હું રૂપે ફરત.

ગુજરાતી શાળામાં દેશી હીસાબમાંથી અમને રાગ કાઢીને મહેતાજી આંક ગોખાવતા ત્યારે મને સ્મરણશક્તિની અદ્ભુતતાનો ખ્યાલ આવતો. "સાત તીરી એકવીસ' એમ ચોપડીમાં જોયા વગર બોલાવતા માસ્તરની સ્મરણશક્તિ પર હું ફીદા થઇ જતો ને આઠ દશ વર્ષની ઉંમરે શીખેલું આમ ચાલીસ વર્ષે શી રીતે યાદ રાખી શકાતું હશે તે સમજી શકતો નહીં. અને એ પ્રાથમિક શાળાના ક્ષુદ્ર મહેતાજી જેવી અદ્ભુત વ્યક્તિ તે વખતે મને દુનીઆમાં દેખાતી નહીં. અને એક દિવસ હું પણ નાના છોકરાઓ આગળ આમ રાગ કાઢીને 'સાત તારી એકવીસ' બોલીશ એવી મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં સેવતો. ત્યારપછી એથી પણ વધારે મોટા ત્રણ ત્રણ સંખ્યાના આંકડાઓ યાદ કરનારા માસ્તરના સમાગમમાં આવ્યો ને મને સ્મરણશકિતની અદ્ભુતતાનું વધારે ભાન થયું, તે વેળા મને આ બધું યાદ રાખનારી સ્મરણશક્તિ નામની મગજની એક વિશિષ્ટ શકિત છે એનું ભાન તો

નહોતુંજ, છતાં, એ શક્તિના ખ્યાલ વિના, તેના પ્રભાવની મારા પર ચોક્કસ અસર પડી એ શક્તિમાં મારો વિશ્વાસ દિવસે દિવસે વધતો ગયો.

પણ જેમ જેમ મને અનુભવ મળતા ગયા છે તેમ તેમ સ્મરણ શક્તિમાંથી મારી શ્રદ્ધા ઓછી થવા માંડી છે. વીજળી, સમુદ્રતરંગ, લક્ષ્મી ને સારા મિજાજની પેઠે સ્મરણશક્તિ પણ બહુ ચંચળ છે. આંકના મોટા મોટા પાડા યાદ રાખનાર જે મહેતાજીનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે, તેમને ત્યાં હમણાં કંઈક કામસર હું ગયો હતો. અમે વાત કરતા બેઠા હતા, એટલામાં એમના ટેબલ પરથી ઊડીને એક કાગળ બારી વાટે બહાર ગયો. થોડી વારમાં એક નાની છોકરીએ એ કાગળ નીચેથી લઇ આવીને એ મહેતાજીને આપ્યો. કાગળ લેતા લેતા મહેતાજી છોકરીની પીઠ થાબડી બોલ્યા: ડાહી છોકરી છે! "તું કોની છોકરી ?"

છોકરી જરાવાર ગુંચવાઈ ને પછી તેણે જવાબ દીધો: "કેમ બાપા, તમારી !"

છોકરી ગયા પછી મેં સાશ્ચર્ય મહેતાજી સામું જોયું ને કહ્યું: "હવે તમારામાં ઘડપણની અસર જણાવા માંડી છે કે શું ? આંખે બરાબર દેખાતું નહીં હોય."

"ના, ના. આંખે તો બરાબર દેખાય છે."

"ત્યારે તમારીજ છોકરી તમે કેમ ન ઓળખી શક્યા ? કે અમથા મજાક કરતા હતા ?"

"ના. મજાક તો નહોતો કરતો "

"ત્યારે ?"

"છોકરી તો મારીજ છે. પણ હું ભુલી ગયો—"

"હેં ! તમારી છોકરીને તમે ભુલી ગયા એ બને શી રીતે ?"

"જુઓની ! બન્યુજ ને વાત એમ છે કે મારે જરા બહોળો વસ્તાર છે. મારા પોતાનાં અગીઆર છોકરા, મારા મોટા છોકરાના ત્રણ છોકરા ને મારી મોટી છોકરીની સાત છોકરીઓ ને એમાં ઘણાં ખરા નાની ઉમરના એટલે એ બધા ઓળખાય શી રીતે ! કોઈ કોઇ વાર ભુલ થઇ જાય."

મને તો તમારી સ્મરણશક્તિ માટે બહુ માન હતું તમે આંકના પાડા અમને શીખવતા ત્યારે એમ થતું કે આટલું બધું એ મોઢે શી રીતે રાખતા હશે !"

"આંકના પાડા તો હજીએ યાદ છે. પણ કોણ જાણે કેમ, આ છોકરાઓ યાદ નથી રહેતા અરે ! હમણાં અમે બહારગામ ગયા હતા, ત્યારે એવો ફારસ થયો કે કંઈ પુછવાની વાતજ નહીં. અમારી પાસે સામાન પુષ્કળ હતો. મેં મારી મોટી છોકરીને ને 'એ' ને ખુબ ટોકી ટોકીને કહ્યું હતું કે 'આપણી અકબંધ સામાન તમે ભુલી જવાના છો.' તેથી એ બેઉએ ખુબ મહેનત કરીને બધા દાગીનાંની આઠ દશ વાર ગણતરી કરી, દરેક જણને અમુક અમુક દાગીનાનો કબજો સોંપી દીધો, બધાએ પોતપોતાના સામાનની યાદી કરી ને તે ભુલી ન જવાય માટે મોઢે કરી. સવારે સ્ટેશનપર જવા સારુ નીકળ્યા ત્યારે દરેક પાછું પોતપોતાની યાદી યાદ કરી ગયું ને તે પ્રમાણે સામાન સંભાળી લઇ અમે

સ્ટેશન પર આવ્યાં. ગાડી આવવાને વાર હતી ને અમે બધાં પ્લેટફોર્મ પર નીરાંતે બેઠાં. એટલામાં કોઇકે પુછ્યું: " અરે બબલી ક્યાં ? " 'બબલી, બબલી' એમ બુમો પાડી. પણ બબલી હોય તો જવાબ દે ને! બબલી એ મારી મોટી છોકરીની સૌથી નાની છોકરીનું નામ છે. પછી બીજા કોઇએ કહ્યું "બચુ પણ નથી જણાતો!' બચુ એ મારા સૌથી નાના છોકરાનું નામ છે. સામાન સાચવીને લાવવાની કાળજીમાં અમે ઘેર બે છોકરાં ભુલીને આવ્યાં ! એક વસ્તુ યાદ રાખવા જઇએ ત્યારે બીજી ભુલી જવાય છે!"

સ્મરણશકિતને માટે મેહેતાજીએ કહેલું વાકય ' એક વસ્તુ યાદ રાખવા જઇએ તો બીજી ભુલી જવાય છે ' એ મહાસત્ય છે. એક માણસનું નામ આપણને યાદ રહે છે તો તેની અટક આપણે ભુલી જઇએ છીએ. કદાચ અટક યાદ રહે તો એના બાપનું નામ ભુલી જવાય ને કવચિત એનું નામ, એના બાપનું નામ ને એની અટક ત્રણે યાદ રહે તો એના બાપનું નામ તે એનું, ને એનું તે એના બાપનું નામ, એ પ્રમાણે યાદ રહે છે! સ્મરણશકિતના વિલાસ ખરેખર વિચિત્ર છે.

કહે છે કે કેટલીક વસ્તુઓ સ્મરણ પટ પર કોતરાઈ રહે છે. તે કદી ભુલાતી નથી. આ કથન સાચું છે એવો અનુભવ લગભગ દરેકને થાય છે. પણ " અમુક વસ્તુજ શા માટે યાદ રહી જાય છે તે જરા પણ સમજી શકાતું નથી: મહત્વપૂર્ણ બનાવ હોય તો તે યાદ રહી જાય; કોઇએ સખ્ત અપમાન કર્યું હોય કે કોઇએ સ્તુતિ કરી હોય, જીવનમાં પરિવર્તન કરી નાંખે એવું કાંઇ બન્યું હોય તો તે યાદ રહી જાય એ સમજી શકાય એવું છે. પણ મુખ્ય બનાવો ભુલાઇ જાય છે ને તદ્દન અર્થ વગરના બનાવો યાદ રહી જાય છે. હું બહુજ નાનો હતો ત્યારે એક દિવસ બારીએ ઉભો રહીને એક છોકરાને રમવા માટે બુમો પાડતો હતો તે મને હજી યાદ છે કયા છોકરાને બુમ પાડતો હતો તે જરા પણ સ્મૃતિમાં રહ્યું નથી. ઘણા વખત પર હું છાપરે ચડયો હતો તે મને યાદ છે, પણ ત્યાંથી ઉતર્યો તે યાદ નથી. અને કેટલાક કહે છે કે ' સ્મૃતિ એજ જીવન છે ' તે જો ખરી વાત હોય તો હું હજી તે છાપરા પરજ જીવન વીતાવુછું એમ માનવું પ્રાપ્ત થાય.

જે વસ્તુ જે કાળે યાદ કરવાની હોય અથવા શોધવાની હોય ત્યારે તે વસ્તુ તે કાળે યાદ નજ આવે અથવા જડે નહીજ, અને પછી તેની જરુર ન હોય ત્યારે મગજમાં તેજ રમ્યા કરે અથવા માર્ગમાં અથડાયા કરે, એવો એક વિશ્વનિયમનો મહાસિદ્ધાંત છે. એક વખત અમારુ તાળુ ખોવાઇ ગયું હતું. ઘરના બધાં માણસોએ ત્રણ દિવસ સુધી શોધ્યું, પણ તે ન જ જડયું અને દરેક શોધનારના હાથમાં તેને બદલે સોનાની પીન આવતી ! આખરે કંટાળીને અમે નવું તાળુ લીધું. નવું તાળુ આવ્યું ત્યારે પેલી સોનાની પીન ખોવાઈ ગઇ. અમે સૌ પાછા પીનની શોધમાં પડયા: અઠવાડીઆ સુધી શોધ ચલાવી. પણ દરેક વખતે દરેકને પીનને બદલે પેલું ખોવાંએલું ને હવે નકામુ થએલું તાળુંજ જડતું: આખરે કંટાળીને મેં એ તાળુ ફેંકી દીધું. પણ ફરીથી એજ તાળુ, કોણ

જાણે શી રીતે, અમારા તીજોરીમાંથી પીનની તપાસ કરતાં નીકળી આવ્યું! એ પીન પારકી હતી એટલે તેને પૈસા ભરી આપ્યા ને શોધ કરવી માંડી વાળી. ત્યાર પછી થોડા દિવસ રહીને મારાં કાકીની તપખીરની ડબ્બી ખોવાઈ ગઈ, તેની શોધ કરતા એ પીન જડી આવી. તપખીરની ડબ્બી હજી જડી નથી, પણ હું ધારું છું કે હવે દીવાસળીની પેટી ખોવાઈ જશે તો તે શોધતા એ ડબ્બી જડી આવશે.

આવોજ બીજો અનુભવ મને નામ બાબતમાં થયો હતો. રમણલાલ નામના મારા એક મિત્રનું નામ હું ભુલી ગયો હતો અને તેને બદલે બીજા એક મિત્રનું નામ મગનલાલજ યાદ આવ્યા કરતું. મારે રમણલાલનું કૈં પણ ખાસ કામ નહોતું, પણ એ નામ યાદ કેમ નથી આવતું, ને એને બદલે મગનલાલનું નામ કેમ યાદ આવ્યા કરે છે, એવા વિચારે મારાથી રાતના બરાબર ઉંઘાયું પણ નહી. રાતના સ્વપ્નામાં મને નામ યાદ આવ્યું પણ સવારે ઉઠીને સ્વપ્નામાં યાદ આવેલું નામ સંભારવા ગમે એટલો પ્રયત્ન કર્યો, પણ તે યાદ આવ્યુંજ નહી, ને એને બદલે મગનલાલનું નામજ યાદ આવ્યા કર્યું. ત્યાર પછી ચારેક દિવસ રહીને મગનલાલે એમના એક સગાને મારી મારફત સંદેશો પહોંચાડવા મને આપ્યો હું એમના સગાને મળ્યો ને તેમનો સંદેશો કહ્યો. "કોણે કહ્યું છે?" "રમણલાલે" જરા પણ વિચાર વગર મારાથી બોલાઈ ગયું. "રમણલાલ? રમણલાલ કોણ?" એમણે આશ્ચર્ય પ્રશ્ન કર્યો. "અરે! રમણલાલ નહીં, પણ–પણ હોઠ સુધી નામ છે પણ બહાર આવતું નથી." મેં મગનલાલનું નામ સંભારવા ગમે એટલો પ્રયત્ન કર્યો પણ કમબખ્ત રમણલાલનું નામ મગજમાં એટલું ભરાઈ ગયું હતું, કે એ શીવાય બીજું કોઈ નામ મને યાદ આવી શક્યુંજ નહીં! કંટાળીને મેં એમને કહ્યું, "આજ ચાર દિવસથી હું રમણલાલ નામના મારા એક મિત્રનું નામ ભુલી ગયો હતો તે યાદ કરવા પ્રયત્ન કરતો હતો ને તે યાદ આવતુંજ નહોતું. અત્યારે અચાનક એ નામ યાદ આવ્યું છે તે કેમે કર્યું મગજમાંથી ખસતું નથી ને એને બદલે બીજું કોઈ નામ યાદ આવી શકતું નથી. તમે આ સંદેશો યાદ રાખી લો. મને એ સંદેશો મોકલાવનારનું નામ યાદ આવશે ત્યારે તમને કહી જઈશ અથવા લખી જણાવીશ."

સ્મરણશક્તિની આવી કેટલીક સામાન્ય વિલક્ષણતાઓ ઉપરાંત એની વ્યક્તિગત વિશિષ્ટતાઓ પણ હોય છે. કેટલાકને બધું યાદ રહે છે પણ નામો કદી પણ યાદ રહેતાં નથી. મારા પરિચયના એક વૃદ્ધ પુરુષને કોઈનાં પણ નામ યાદ રહેતા નહીં. તે હંમેશાં દરેકને માટે 'પેલો ડાબો!' એમજ કહેતા. "પેલા ડાબાનો ડાબો કાલે મને મળ્યો હતો." "કયો ડાબો?" "અરે પેલો ડાબો છે તેની તેનો ચોથો છોકરો પેલો ડાબો. એ કહેતો હતો કે એનો દીકરો છે તેની–પેલો ડાબો–તેનો ભાઈ–પેલો ડાબો–તેના વિવાહ થયા." "કોની સાથે?" "પેલા ડાબાની છોકરી સાથે." "કયા ડાબાની?" "અરે પેલો ડાબો! આ આપણા પેલા ડાબાને ત્યાં ભાડે નથી રહેતો! તેની ત્રીજી છોકરી

જોડે." એમને કદી પણ કોઇનું નામ યાદ આવતુંજ નહીં. પોતાની પત્ની ને પોતાનાં છોકરાંનું નામ પણ એમની સ્મૃતિમાં રહી શકતું નહીં; એટલુંજ નહીં પણ ઘણી વાર તો એ પોતાનું નામ પણ ભુલી જતા! એમનું નામ તુલજાશંકર રવિશંકર હતું. કેટલાક અટકચાળા છોકરા એમની સાથે વાત કરતા કહેતા કે "તુલજાશંકર કહેતા હતા—" "એ કયો ડોબો?" એ તરત પુછતા. "કેમ? રવિશંકર પંડયાનો છોકરો" કોઇ બીજો અટકચાળો બોલતો. "રવિશંકર? એ વળી કયો ડોબો?" એમ જરા વિચારમાં પડી આશ્ચર્યથી એ પુછતા. એમની માતાનું નામ દઇ કોઇક ત્રીજો કહેતો "ગંગાબ્હેનના વર." "એ વળી કયી ડોબી?" એઓ પૃચ્છા કરતા. એમને ધીરે રહીને કોઇ બધું સમજાવતું ને કેટલીક વાર એ નીખાલસતાથી હસી પડતા, તો કોઈક વાર ખીજવાઇને છોકરાઓને પ્રહાર કરવા જતા.

કેટલાકને નામજ યાદ રહે છે ને ચહેરા યાદ નથી રહેતા. કેટલાકને આંકડાઓ યાદ રહે છે પણ તે આંકડાઓ શેનો બોધ કરે છે તે યાદ નથી રહેતું.

મને તો મોટે ભાગે કોઇ પણ પ્રકારના આંકડા યાદ રહેતાજ નથી. અચાનક કોઈ મને મારી ઉંમર પુછે છે તો હું ગભરાઇ જાઉં છું ને વીસની ને પચાસની અંદર એ શોધાય, જાણવા છતાં, ચોક્કસ ઉંમર યાદ આવતી નથી. મારાં દાદરનાં પગથીઆં હું દરરોજ ગણું છું પણ દરરોજ સંખ્યા ભુલી જાઉં છું. ઇતિહાસના વિષયમાં ઈ. સ. ૧૨૦૦ ને ઇ. સ. ૧૫૦ માં મને કદી પણ ફેર લાગ્યોજ નથી. એક કાં ૧૭ મી સદીમાં થઇ ગયો; અથવા ૧૭૫૭ માં અમુક બનાવ બન્યો; આ કે પંદરમી સદી નહ એવા વચનોની છાપ મારા મગજ પર જરા પણ પડતી નથી. એક ને અખંડ કાળના મનુષ્યોએ કરેલા કટકા તરફ કદાચ મારા મગજનો પ્રખર વિરોધ હશે.

હું બહારગામ જાઉં છું. અથવા ત્યાંથી પાછો ફરું છું ત્યારે પણ હંમેશ મારી સ્મરણશક્તિ મને દગો દે છે. હું કંઈ ને કંઈ ભુલી ગયા વગર રહેતો નથી. આ ટેવ સુધારવા મે બહુ ફાંફાં માર્યા છે ને હવે તો લગભગ સુધરી ગઇ એવી ખાતરી થયા પછી પાછા વિસ્મરણશક્તિના પ્રતાપના બે ચાર પરચા એવા મળ્યા કે હવે એ ટેવ કદી પણ સુધરશે એમ હું માની શકું એમ નથી.

આ ટેવ હવે તો તદ્દન સુધરી ગઇ છે એમ મેં કેટલાક મિત્રો આગળ બડાઈ હાંકી. મારી પરીક્ષા કરવા તેમણે હું બહાર જવાનો હતો તે વેળા દરેકે એક એક નાની પેટીની જોડે તેની કુંચી આપી. ગામ પહોંચી પેટી ઉઘાડી તેમાં લખેલી સૂચનાઓ મુજબ મારે મારા મિત્રોના સગાંવહાલાંઓને સંદેશા પહોંચાડવાના હતા. હું કંઈ ને કંઈ પણ ભુલ્યા વગર રહેવાનો નથી એમ મારા મિત્રો દ્રઢતાથી કહેતા હતા. અને હું કંઈ પણ ભુલી જવાનો નથી એમ હું નિશ્ચયપૂર્વક કહેતો. રાતે સુતી વેળા આઠે પેટીઓ ઓશીકા આગળ રાખી, સવારે પણ પેટીઓ પાસે બેસીનેજ ચહા પીધી, રસોડામાં પણ પેટીઓ પાસે રાખીનેજ જમવા

બેઠો. બધી પેટીની કુંચીઓ લઇ તેને એક રેશમી દોરીમાં પરોવી તે મારા કોટમાં મૂકી આખરે ચાર પેટીઓ સાથે હું મારે જે ગામ જવું હતું ત્યાં ઉતર્યો ને 'હાશ! બધાને હરાવ્યા' એમ મનમાં સ્વગત બોલ્યો. ઉતારે ગયો ને પેટી ઉઘાડવા કુંચીઓ માટે ગજવામાં હાથ નાખ્યો ત્યારે કુંચી ગુમ થઈ ગએલી જણાઇ! હું મુંબઇમાં જુદોજ કોટ પહેરી આવ્યો હતો એમ મને સમજાયું, હવે શું કરવું! કે મને જણાવ્યા વગર તરત બીજી ટ્રેનમાં પાછો ફર્યો. ઘેરથી કુંચી લઇ ફરી ગામ આવ્યો. પેટીઓ ઉઘાડી, બધાને સૂચના મુજબ સંદેશા પહોંચાડ્યા ને મિત્રો અને ઘર કુટુંબથી આમ મેં મિત્રોને છેતર્યા, પણ આત્માને હું છેતરી શક્યો નહીં.

સ્મરણશક્તિની આવી અવ્યવસ્થાના ઉતાર તરીકે લોકો મહત્વની બાબતો લખીને તેને સંઘરી રાખે છે, એટલુંજ નહીં પણ તેને જુદા જુદા વિષયની 'ફાઇલો' બનાવી તેમાં મુકે છે પણ ફાઇલ રાખવાથી પણ પુરેપુરો અર્થ સધાતો નથી. ઘણીવાર ફાઇલોજ બોજારૂપ થાય છે. કામના કાગળોને બદલે ઘણીવાર ફાઇલમાં તદન નકામા કાગળોજ જોવામાં આવે છે ને કેટલીક વાર આખી ફાઇલ ઉધઇ ખાઇ ગયા પછી એ ફાઇલ રાખવાનો અર્થ પણ સમજાતો નથી.

એકવાર મારા હાથમાં એક ઓફિસની ખાનગી ફાઇલ આવી હતી. તેમાંથી મારે અમુક મહત્વના ઉતારા લેવાના હતા. આખી ફાઇલનું મનન કરી ગયા પછી પણ તેમાંથી મહત્વનું એક વાક્ય મને જડ્યું નહીં. આખી ફાઇલ કેવા પ્રકારની હતી તે એમાંથી નીચે ઉતારેલા એક નમુના પરથી સમજાશે.

નકલ "નં. ૭/૬ ૧૯૨૨

રા. દયારામ ખ્યાલચંદ તારીખ ૧૫ માહે જુન સને ૧૯૨૨

મુંબાઇ

બાબત: દયારામની ટોપી

મહેરબાન સાહેબ,

જત નીચે સહી કરનાર, જગમોહન ગુલાબદાસનું ધ્યાન આપની [આપના માથા પરની] ટોપી તરફ પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી ખેંચવામાં આવ્યું છે. ફાટેલું ટોપી ફાટી છે. તે બાબત યોગ્ય કરવા મહેરબાની થશે

આપનો

જગમોહન ગુલાબદાસ.

આનો જવાબ રા. દયારામે મોકલાવેલો તેની નકલ પણ જોડે હતી.

ન. ૫/૬ ૧૯૨૨

નકલ તારીખ ૧૫ માહે જુન સને ૧૯૨૨

રા. જગમોહન ગુલાબદાસ,

મુંબાઇ.

બાબત દયારામની ટોપી

મહેરબાન સાહેબ,

તમારા પત્ર નં. ૭/૬ ૧૯૨૨ ના બદલ આભાર. તમારૂં ધ્યાન યોગ્ય રીતે ખેંચવામાં આવ્યું હતું. ટોપી બરાબર કરવામાં આવી છે. એની નોંધ લેશો ને આ પત્ર ફાઇલ કરશો.

આપનો

દયારામ ખ્યાલચંદ

આ દયારામ ને જગમોહન બન્ને એક ઓફિસમાં કામ કરતા અને તેમના વચ્ચે આવા પ્રકારના પત્રવ્યવહાર સિવાય ફાઇલમાં બીજું કશું હતું નહીં.

આમ સ્મરણશક્તિને સર્વાંશે શ્રદ્ધેય બનાવવાનો કોઇ ઉપાય નથી. અને મારી આ આત્મકથામાં સ્મરણશક્તિ શીવાય મને બીજા કશાનો આધાર પણ નથી. એટલે એવી ભુલકણી સ્મરણશક્તિના અશ્રદ્ધેય પાયા પર રચાએલી આ કથામાં પ્રમાદોને સ્ખલનો અવશ્ય હોવાનાજ-ને એકે એક જણે જીંદગીમાં એક વાર તો કહેલું વાક્ય કહ્યું, તો ભુલ કોનામાં નથી હોતી? માટે આમા કદાચ વૃતાન્તની, વીગતની, સ્થલની, કાલની કે અન્ય કોઇ પ્રકારની ભુલ આવે, તો તેવી ભુલ બીજો કોઇ લખનાર હોત તો તે પણ ત, એમ ધારી લઇ જેમ હું સંતોષ માનું છું આ કથાનો પ્રત્યેક વાચક પણ માને. આ થાનો શરુઆતનો ભાગ મારી પોતાની સ્મરણ ક્તિને આધારે નથી લખાયો, પણ મારું ળપણ જોનારા, તેના ઉપર દેખરેખ રાખી હું અત્યારે જેવો છું તેવો મને બનાવ્યાનો સ-કારણ કે અકારણ ગર્વ ધારનારા વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓના વીગતમાં પરસ્પર વિરોધી છતાં મુખ્ય વૃતાન્ત પૂરતા એક સરખા વર્ણનો ઉપરથી મેં લખ્યો છે. એમાંએ દોષ હોય તે સ્મરણશક્તિનાજ છે પણ તે મારી પોતાની નહીં, પણ એ વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓની સ્મરણશક્તિના છે એમ સમજવાનું છે. એમણે કહેલી વાતોમાંથી હું થોડી ભુલી ગયો હોઉં અથવા થોડી ઘણી ઊંધી યાદ રહી ગઇ હોય, એવો પણ સંભવ છે. એટલે મારી સ્મરણશક્તિ અથવા ખરું કહું તો વિસ્મરણશક્તિએ એમાં પણ પોતાનો અલ્પ ફાળો તો આપ્યોજ હશે; અને એટલા પુરતી હું જવાબદારી મારે માથે લેવા તૈયાર છું.



કર્યો છે. "કાલિદાસના સર્વોત્તમ નાટકની સર્વગુણસંપન્ન છબી ગુજરાતીમાં કોઈ કાલે થવા પામશે તો તે ત્રણ કે ચાર નહીં પણ ઘણા પ્રયત્નો અને નાના પ્રકારની શક્તિવાળા લેખકોથી ઉત્તરોત્તર વધતી જતી સફળતા દ્વારાજ થશે," (બ. ક. ઠાકોરની શાકુંતલના અનુવાદની પ્રસ્તાવના) એ મત મને માન્ય હોવાથી આ પ્રયાસને હું તો વધાવી લઉં છું. શ્રી, ના. દ. કવિનાં સંસ્કૃતમાંથી ભાષાંતરોની ટુંકી સમાલોચના કૌમુદી (પુ. ૪ અં. ૨) માં કરતી વખતે શાકુંતલનાં છેલ્લાં બે ભાષાંતરોનીજ તુલના કરી હતી. અને એ એમાં "એકંદર મૂલને વધારે અનુરૂપ અને સફલ અનુવાદ શ્રી. ઠાકોરનો છે" એવો સ્પષ્ટ મત મેં દર્શાવ્યો હતો. હવે એ સમાલોચનામાં લીધેલા કટકાઓનો નવો અનુવાદ કેવો છે તે પહેલાં જોઇએ. અલબત્ત બે ચાર ગમે ત્યાંથી ઉપાડેલા કટકાઓ ઉપરથી સમગ્ર રચના વીશે સાચો અભિપ્રાય નજ બંધાય. પણ બીજી દષ્ટિએ જોઇએ તો સ્થાણુ ખનન ન્યાયથી વસ્તુની છણાવટ સારી થાય.

અભિજ્ઞાન શાકુન્તલની કઈ આવૃત્તિ વાપરી છે એ જેમ શ્રી. બ. ક. ઠાકોરે તથા શ્રી. ના. દ. કવિએ નથી કહ્યું, તેમ આ અનુવાદકર્તાએ પણ નથી કહ્યું. અને એમની પાસેનું મૂલ આ બેઠે અનુવાદકારોના મૂલથી જુદું લાગે છે. દા. ત. ત્રીજા અંકનો "સુંસ્યાં ફુલનાં વજ્ર નથી હજી બીડાયલા" એ શ્લોક આ નવા અનુવાદમાં દેખાતોજ નથી. અને ત્રીજા અંકનો જે શ્લોક કવિશ્રીના અનુવાદમાં દશમો છે તે આ નવા અનુવાદમાં છઠ્ઠો છે (સ્મૃતિ ગ્રંથ પા. ૩૬) પાઠની જ્યાં આટલી ગડબડ હોય ત્યાં સ્વાભાવિક રીતે અનુવાદ સાથે સાથે મૂલનું સંશોધન પણ કર્તવ્ય થાય છે. પણ આપણા શ્રેષ્ઠ અનુવાદક શ્રી. કે. હ. ધ્રુવ શીવાય આ કર્તવ્યભાર કોઇ અનુવાદકે ઉપાડ્યો જણવામાં નથી.

ભાઇ શ્રી મનસુખલાલ ઝવેરીએ શાકુંતલના ગદ્ય કટકાઓનો અનુવાદ શ્રી. ના-દ. કવિની વિચિત્ર ગદ્ય શૈલીમાં નહી પણ પોતાની સાદી સ્વાભાવિક અને મૂલનો ભાલ ઠીક વહેતી ગદ્યશૈલીમાં કર્યો છે, એ ખુશી થવા જેવું છે. માત્ર કવિશ્રી પાસેથી ઘણું કરી લીધેલો 'બેનડ' શબ્દ જ્યાં જ્યાં આવે છે, ત્યાં ત્યાં મારી રૂચિને તો ખુંચે છે. વળી 'સાચ્ચે' 'સાચ્ચું' વગેરેમાં ચનો દ્વિર્ભાવ વ્યુત્પત્તિની દષ્ટિએ ખોટો છે અને મને તો કર્ણકઠોર લાગે છે. કવિશ્રીએ તો મહાભારત જેવા પ્રૌઢ ગ્રંથમાં પ્રૌઢતમ ભાષા જેના મોંઢામાં મુકેલી છે, તે શ્રી કૃષ્ણના મોઢામાં એ વારંવાર 'બેનડ' શબ્દ મુક્યો છે, એ ઔચિત્યભંગની પરાકાષ્ટા લાગે છે. શબ્દ માર્દવ અમુક સ્થળે શોભે છે; ક્યાંક આવશ્યકજ છે. પણ સર્વત્ર એનો ઉપયોગ કરવામાં આવે તો એની શબ્દ શક્તિ-મૃદુતા ઘટી જાય છે- કવિશ્રીના આકર્ષણથી ભુલાવો આવાના સંભવો એટલા બધા છે કે આ શબ્દ ઉપર આટલી ટીકા કરવી પડે છે. ગદ્યના અનુવાદમાં ક્યાંક શબ્દો છોડી દીધા જણાય છે. દાન્ત-પા. ૫ અં-પહેલાના સાતમા શ્લોક પછીના રાજા દુષ્યંતના વચનમાંથી મૂલના **कथमनु पतत एव** શબ્દોનો અનુવાદ નથી કર્યો. અલ-

…ત્ત પ્રયત્નઃ પ્રેમલોપઃ સંવૃત્તઃ નો અનુવાદ 'નાખી નજરેય મોડ પહોંચે છે, એ થી ના. દ. કવિના તથા શ્રી. બ. ક. ઠાકોરના અનુવાદ કરતાં સરસ છે. પણ મૂળનું વાક્ય પ્રશ્નરૂપ છે, જ્યારે અનુવાદ પ્રશ્નરૂપ નથી, મૂળ સાથે આવી છૂટ લેવાનો અનુવાદકારને હક છે ખરો? અનુવાદનું સૌંદર્ય જાળવવા માટે પણ આટલી છૂટની આવશ્યકતા છે? અને એ માર્ગે જતા જતાં તો છેવટ મૂળનો મરમ સાર આપવા સુધી પહોંચી જવાય. મૂળના શબ્દોને એવી રીતે ન વળગી રહેવું કે મૂળનો ભાવ અથવા રસ અનુવાદમાં ઉતરે નહીં, પણ શબ્દોનો માત્ર તરજુમો જ થાય એ ખરું છે, પણ મૂળમાંથી કાંઈ છોડી-દેવું પડે કે મૂળમાં કાંઈ ઉમેરવું પડે એ અનુવાદ કર્તાની અશક્તિજ ગણાય- તેમાં એ મહા કવિ કાલિદાસની રચનામાં, (અંતરકરણના દોષો હોય તે જુદી વાત) શબ્દ યોજના એટલી સુઘટિત અને ઔચિત્ય વિચાર પૂર્વક સમગ્ર ચિત્રના સૌંદર્યને પોષનારીજ હોય છે કે એમાં કોઈ પણ જાતની વધઘટથી સૌંદર્યને આઘાત પહોંચવાનો સંભવ ઘણો વધારે છે. અલબત્ત કોઈ કાળે, કાલિદાસના શબ્દોમાં સૌંદર્ય વધારનાર ફેરફાર નજ થઈ શકે એમ મારું કહેવું નથી પણ હજી કાલિદાસના શબ્દોનાં સૌંદર્યને આપણી ભાષામાં પુરેપુરું ઉતારતાં શીખવાની જરૂર છે ત્યાં સુધી મૂળ સાથે ઓછામાં ઓછી છૂટ લેવાનો આગ્રહ રાખવામાં આવે એમાંજ લાભ છે.

પણ આ અનુવાદકર્તાએ આરંભમાં જેટલી છૂટ લીધી છે તેટલી પાછળથી નથી લીધી, અને ગદ્યાનુવાદમાં લીધી છે તેટલી પદ્યાનુવાદમાં નથી લીધી: પદ્યના અનુવાદમાં છૂટ લેવાની વધારે જરૂર પડે ત્યાં ઓછી છૂટ લેવાનો કર્તાએ પ્રયત્ન કર્યો છે; અને પરિણામે પદ્યાનુવાદો, ઘણી વાર સાચા અને સારા થયા છે. કર્તા પ્રસ્તાવનામાં કહે છે તેમ પદ્યવિભાગની રચના બહુધા સમશ્લોકી છે, એટલે ક્વચિત એ નિયમ નથી પાળી શકાયો, પણ ઘણુંખરું પાળ્યો છે.

હવે પદ્યાનુવાદના થોડા દાખલાઓ જોઈએ. બીજા અંકના પહેલા શ્લોક **कामं प्रिया न सुलभा**–૦ ના અનુવાદમાં મૂળનો ભાવ બરાબર ઉતર્યો નથી એમ મને લાગે છે, પણ બીજા શ્લોકનો અનુવાદ ના. દ. કવિના એ શ્લોકના અનુવાદ કરતા એક રીતે વધારે સારો છે. જો કે પહેલી પંક્તિમાં જોઈએ તેવી સંકલના નથી મળી. આમાંયે પણ **स्निग्ध वीक्षित** નું ભાષાંતર કટાક્ષો કર્યું છે. અને ઉપરની ત્રણે પંક્તિઓના અર્થમાં મૂળમાં છે તેથી ઘેરો રંગ ધર્યો છે.

હવે અંક ત્રીજાનો છઠ્ઠો શ્લોક જુઓ:—

સ્તનને વાગ્યા લેપો, શિથિલ બિસ કેરું વલયને
પ્રિયાનું પીડાતું, તદપિ કમનીય વપુ દીસે
વ્યથા હોયે તીવ્ર, સ્મર તણી અગર ગ્રીષ્મ તણીયે
ઉભય એ ના આવી, સુભગ કદી હોયે યુવતિમાં.

સ્મૃતિ અંગ. પા. ૩૬

પહેલી પંક્તિમાં આ અનુવાદકર્તાએ ના. દ. કવિ પેઠે **उशीर** ને ઠેકાણે વાળો શબ્દ બરાબર વાપર્યો છે. મૂળમાંથી છોડી દેવામાં આ અનુવાદકે **एक** શબ્દ છોડી દીધો છે. પણ કવિએ **प्रशिथिल** નો અર્થ 'ઢીલું' થી દર્શાવ્યો

૧૯૨૦માં મેં મહાસભાનો ત્યાગ કર્યો, કારણ કે નાગપુરમાં તમે એનું ધ્યેય બદલ્યું; આજે, ૧૯૩૦માં, હું એમાં ફરી જોડાઉં છું, કારણ કે મારી માન્યતા એવી થઈ છે કે એ ધ્યેય બહાર પ્રમાણિક રાજકીય જીવન અશક્ય છે. લાંબા કાળ સુધી તમારી પદ્ધતિ સાથે હું અસંમત રહ્યો; આજે એના વિના સ્વતંત્ર હીંદની હું કલ્પના કરી શકતો નથી.

હું મહાસભામાં જોડાયેલું અને મુંબઇની ધારાસભાના સભ્ય તરીકેનું મારું રાજીનામું મેં મોકલી આપ્યું છે. પ્રજાતંત્રના બહાના હેઠળ જ્યાં અત્યંત બીનજવાબદાર જુલ્મને કાયદાનું સ્વરૂપ આપવામાં આવતું, એવી મુંબાઇ ધારાસભામાં ભજવાતા ફારસમાં મેં સહાય કરી છે, તે ઘણાજ વિષણ્ણ હૃદયે.

હું મારી જેવી છે તેવી નમ્ર સેવા અર્પણ કરું છું. મારી નાજુક તબીઅતને લીધે કદાચ હવેનું પરિશ્રમભર્યું અને પ્રમાણમાં ગરીબાઇવાળું જીવન જીવવું મુશ્કેલ લાગે; પરંતુ જ્યારે આખું ગુજરાત અને તે સાથે હીંદુસ્થાન આત્મભોગના ઝળહળતા પંથે પ્રવાસ કરી રહ્યું છે ત્યારે સાહિત્ય દ્વારા મહત્તાનાં સ્વપ્નાં જોનાર હું આઘે ઉભો રહી જોયાં કરું, એ ન બને.

અંગત કામકાજ અને અધુરાં મુકદ્દમાને લીધે તા ૧૭મી સુધી રોકાએલો રહીશ, ૧૮મીએ હું મારાં વૃદ્ધ માતાને મળવા પંચગની જઇશ. ૨૧મી તારીખે તમારી સેવામાં હાજર થઇશ.

એક વાર અમારી અંગત બાબતોની વ્યવસ્થા થઇ જશે પછી મારી પત્ની,—જેણે, તમને યાદ હોય, તો એક વાર તમારા આશ્રમમાં જોડાવા ઇચ્છા દર્શાવી હતી,—તે પણ તમારી આજ્ઞા પ્રમાણે સેવા બજાવવા હાજર થશે.

હું મહાદેવભાઇને કાલે મળ્યો હતો. એમણે કહ્યું હતું કે તમે બુધવારે દાંડીમાં મળી શકશો. તમે મને તારથી ખબર આપો, તો હું ત્યાં આવું; કારણ કે જે ન્યાયાધીશ આગળ મારે ઉભા રહેવાનું છે તે બુધવારે કોર્ટમાં બેસશે નહીં, એમ ધારું છું.

# જેલ જતાં

( શ્રી મુનશીએ ફાચી જેલમાંથી ઘેર લખેલો પત્ર )

મી. દેશપ્રભુ ભાઈશ્રી તરફથી મારો અખત્યાર રહ્યો એવું મારા ખ્યાલમાં નહોતું. એટલે કેટલીક વાત કરવી રહી ગઈ. પોલીસ અમલદાર સન્મુખ ઘણું કહેવું યોગ્ય લાગ્યું નહીં પણ તું બધું જાણે છે.

હમણાં તો આખી મનોદશાનું મંથન થઈ રહ્યું છે. એમાંથી અમૃત નીકળે કે વિષ એ તો નીકળે કહેવાય. ગાંધીજી પાસે એક વરસ દિવસ રહ્યો હોત તો એમનાં વ્યક્તિત્વ ને ભાવનાનાં રહસ્ય જોઈ કંઈ પ્રેરણા મળત. પણ એ સદ્‌ભાગ્ય નહીં મળ્યું એક રીતે એના ઠીક થયું. એમના વ્યક્તિત્વની નરી છાપ મારા પર પડે તે મને ન ગમે. મારે મારું વ્યક્તિત્વ મારા સ્વભાવ પ્રમાણે હવે વિકસાવવું જોઈએ.

. મેં પોલીસમાં એમ્બરરકું ગાદી નોકરીમાં લખ્યું ને કેટલાક પરમ મિત્રો ગાંધીજીને કાને પાડી આવ્યા, તે સાંભળી જરા ખેદ થયો. આપણે જે કાંઈ કર્યું તે કોઈ વ્યક્તિને રીઝવવા કર્યું નથી, આપણી સ્વેચ્છાથી કર્યું છે. કેવી રીતે ને કેટલો ત્યાગ કરવો એ તો આપણી અને આપણી ભાવના વચ્ચેની વાત છે. તેમજ વળી એમણે પણ છેલ્લા પત્રમાં એમના હમેશના ઔદાર્યથી એ વાત મારી મરજી પરજ છોડી હતી. એટલે પછી મારા ત્યાગની કે મારી ભાવનાશીલતાની સીમાનો નિર્બંધ તો મારું અંતરજ કરી શકે— બીજું કોઈ નહીં પણ હવે એ સવાલ રહેતો નથી.

આપણે આત્મશ્લાઘા તો ખરા સાથે બહુ ભોગવ્યું. હવે સાથે તપશ્ચર્યા આદરીશું. એક સાથે મરવાનું રહ્યું......નાની મોટી લડાઈઓ ઘણી કરી. હવે આઝાદીના વર્ષો મોટીશ માતાના માથે લડી લઈએ કે જીવન સાર્થક થઈ જાય. We must die, so that the country may live ( દેશને જીવત રાખવા ખાતર આપણે મરવું જોઈએ. )

તારી trials ( કસોટી ) હવે શરૂ થઈ છે. આપણા બન્નેનું કર્તવ્ય તારે કરવું પડશે. જીજીમા અને છોકરાને સંભાળજે. જીજીમાને પણ ઓછું મળાયું નહીં છ વર્ષે મને કારાગૃહમાં જવાની રજા આપનાર માતા તો દેવને પણ દુર્લભ હોય. એમના છેલ્લા વર્ષોમાં એમને કાંઈ ઉણપ ન આવે તે તારે ને છોકરાઓને જોવાનું.

બધી ઘરની વ્યવસ્થા જલદી કરી લેજે, કે જેથી તારાથી નિવૃત્ત બની કામ થાય. જગદી-બહેન જીજીમા પાસે રહેશે તો ખોટું નહીં. સરલા બાલાને ઝંપલાવવાની જરાક વાર છે.

મારી જરા ચિંતા નહીં કરતી. હું અત્યારે અનિર્વાચ્ય શાંતિ અનુભવું છું. ~~વૈરાગ્યમેવા~~- ભયમ્। એ વેણ સાંભળ્યુ તો ઘણી વાર, સમજાય છે આજે. સ્વદેશમોક્ષ વિના હાલ બીજી તૃષ્ણા

નથી. ક્ષોભ કે બીક વિના કમાણી ને મોજશોખ છોડવાની શક્તિ પણ મળી આવી. તપશ્ચર્યા માટે જેલમાં અવકાશ મળશે. ન૯ વર્ષ ઉપર ઉંચું મૂકેલું પાતાંજલ યોગ દર્શન પાછું હાથમાં લેવાનો અધિકાર પ્રાપ્ત થયો. અત્યારે તો નવા પ્રકારનો ઉલ્લાસ અનુભવું છું. જો જુની મનોદશા કુંઠાઇ જશે ને હાલ છે એ રહેશે, તો કર્યું કર્યું ને નહીં કુંઠાય તો નુકશાન માત્ર મને છે.

આવી મનોદશામાં પણ ગાંધીજીને prejudice કરવાના પ્રયત્નો મને સાલે એ સ્વભાવિક છે. કારણ કે આજે મેં એમની છાયા શોધી તે માત્ર રાજકીય યુદ્ધ પુરતી નથી. પણ એમની પ્રેરણા લઈ નવે અવતારે આવવા હોય. મને જશ જોઇતો નથી. Gujarat and its literature પુરું કરીશ. Reference-books તૈયાર કરાવજો એજ.

મારા વહાલા બીજીમાનો પડતો બોલ ... કરજો. આવી સંસ્કારી માતા મળી એ ... ખરેખરું ભાગ્ય છે. કાલે હતો, આજે ... આવતી કાલે જે થઇશ તે એમના વડે.

બીજીમા ! જરાએ ખેદ ન કરશો, મેં ... પગલામાંજ આપણું ઉજ્જ્વલ ભાવિ સ... ખાઇપીને મોજમજાહ તો બધાના છોક... છે, કોઇ માનોજ છોકરો સ્વાત... સ્વીકારે છે. એવી આજે હજારો માતા... દુઃખ થાય ત્યારે જવાહીરલાલની માતાનું ... કરજો. તે પણ વૃદ્ધ છે. તેનોએ એકનો ... દીકરો જેલમાં ગયો છે. તેનો પતિ કાલે ... જશે. આ કારાગારરૂપી દેશમાં તો સં... સ્વમાન જેલ શીવાય કે સચવાય એમ ...

# ગુજરાતના ગ્રાહકોને



'ગુજરાત'ના તંત્રી શ્રી. મુનશી જેલમાં સીધાવ્યા હોવાથી ઘણા ગ્રાહકો તેમજ મિત્રો તરફથી 'ગુજરાત'ની વ્યવસ્થા વીશે અનેક પુછપરછ કરવામાં આવે છે તેના જવાબમાં જણાવવાનું કે ગુજરાતની સઘળી વ્યવસ્થા મેં તથા રા. નગીનદાસ ટી. માસ્તરે માથે લેવાનું નક્કી કર્યું છે. ગુજરાતના ગ્રાહકોએ અત્યાર સુધી 'ગુજરાત' સાથે જે મીઠો સંબંધ અને સહકાર રાખ્યો છે તે તેઓ ચાલુ રાખશે અને રા. મુનશીની ગેરહાજરીમાં પણ તેઓ 'ગુજરાત'ને પાછું નહીં પડવા દે, પરંતુ તેઓ જેલમાંથી બહાર આવે ત્યારે તે હતું તેના કરતાં પણ વધારે સુંદર સ્વરૂપમાં જોવા ભાગ્યશાળી બને એવી આશા હું ગુજરાતી ભાઇ બહેનો પાસે રાખુ છું.

રા. મુનશીએ જેલમાંથી પણ એવી આશા દર્શાવી છે, કે ગુજરાત ગમે તે સંજોગોમાં પણ ચાલુ રહેવું જોઇએ. એમની એ ઇચ્છા ફળીભૂત કરવી એ ફરજ મારી એકલીની નહી પરંતુ આખાએ ગુજરાતની છે એમ હું માનું છું.

આ વખતનો વૈશાખ અંક તૈયાર થઇ ગયો છે પણ તેમાં રા. મુનશીની ગીરફતારી અને સજાને અંગે કેટલાક વિષયો છેલ્લી ઘડીએ મોકલવાના હોવાથી તેની પ્રસિદ્ધિને એક અઠવાડીઆનો વિલંબ થશે. જે મુદત પછી ગ્રાહકોને તેનું વી. પી. કરવામાં આવશે. આ પછીનો અંક "મુનશી અંક" તરીકે પ્રગટ કરવામાં આવશે. મિત્રો અને શુભેચ્છકોને આ અંક માટે લેખો મોકલી આપવા વિનંતી છે.

ગુજરાતને એક હજાર નવા ગ્રાહકો મળે એવી આશા રાખું ?

માણેકવીલા, સરસ્વતી રોડ, સાન્તાક્રુઝ. } લી૦ લીલા મુનશી.

# નરસિંહ યુગના કવિઓ તથા તેમની કૃતિઓ

સંપાદકઃ રા. ક. મા. મુનશી તથા રા. જયો. ઉ. દવે

| કવિનો જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (શોધ પરથી) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૫૮૩ | દેવતિલક ઉપાધ્યાય ગચ્છઃ ખરતર ગચ્છ ગુરુઃ જિન માણિક્યસૂરિ. | અષ્ટાપદ પ્રશસ્તિ* (જેસલમેરમાં શિલાલેખ) (લ. સં. ૧૫૮૩ માર્ગશીર્ષ સુ. ૧૧.) |
| સં. ૧૫૮૩ | અમરચંદ | ચતુર્વિંશતિ જિન નમસ્કાર (સં. ૧૫૮૩) |
| સં. ૧૫૮૪ | ભીમ જ્ઞાતિઃ પશુંખરું ભાવસાર. | અગડદત્ત રાસઉ (ર. સં. ૧૫૮૪. લ. સં. ૧૫૮૪‡). |
| સં. ૧૫૯૧ | હર્ષસાગર ગુરુઃ રવિસાગરસૂરિ. | ધના કુમારનો રાસ અથવા ધન. કુમાર રાસ (ર. સં. ૧૫૯૧) |
| સં. ૧૫૯૧ | સોમવિમલ સૂરિ ગામઃ ખંભાત. ગચ્છઃ તપગચ્છ. ગુરુઃ સૌભાગ્ય હર્ષસૂરિ | ધમ્મિલ રાસ† (સં. ૧૫૯૧) દશ દૃષ્ટાંત (મનુજ ભવ દુર્લભતા) આનંદ વિમલ સજ્ઝાય. |
| સં. ૧૫૯૨ | વિજય મુહૂર્ત. | આરાધના રાસ (ર. સં. ૧૫૯૨) (લ. સં. ૧૬૦૦), આદિનાથ |

* છપાયો છે. જેસલમેર ભંડારના ગ્રંથોની સૂચીમાં. ‡ નડીઆદના નાગર ચતુરીઆ ન્હાના શાહ વગેરેના આગ્રહથી. § મ. ભ. આસ. † ખંભાતમાં

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| | | વીનતી (લ. સં. ૧૬૧૦); નર્મદા સુંદરી રાસ. આનંદ વિમલ સજ્ઝાય. ચંદ રાજાનો રાસ. |
| સં. ૧૫૯૪ | રાજશીલ ઉપાધ્યાય. ગચ્છ: ખરતર ગચ્છ. ગુરુ: સાધુ હર્ષ. | અમરસેન; વયરસેન ચઉપઇ (સં. ૧૫૯૪). જિન પૂજાધિકાર (રાયપસેણી સૂત્રમાંથી) ઉત્તરાધ્યાયન ગીતા. |
| સં. ૧૫૯૪ | પં. કલ્યાણજય. ગામ: ખંભાત; ગચ્છ: તપગચ્છ; ગુરુ: સૌભાગ્ય હર્ષ સત્તા. | કયવન્ના (કૃતકર્મ) રાસ (૧૫૯૪); |
| લ. સં. ૧૫૯૫ | સહજ કુશલ ગુરુ: કુશલ માણિક્ય. | શ્રુત વિચાર* (લ. સં. ૧૫૯૫ કા. સુ. ૧૧) |
| સં. ૧૬૦૦ | હીરમુનિ | સાગર દત્ત. |
| લ. સં. ૧૬૦૦ | પુણ્યશીલગણિ | અનામિ મુનિ ચોપાઇ. |
| સં. ૧૬૦૦ | જીનોદય ભાવ હર્ષ. (જયતિલક સૂરિ). | હંસરાજ વચ્છરાજનો રાસ. |
| સં. ૧૬૦૦ (આસપાસ) | ઉદ્ધવ ગામ: પાટણ; જ્ઞાતિ: મોઢ અથવા શ્રીમાળી બ્રાહ્મણ; અટક: ત્રવાડી. | રામાયણ (ચાર કાંડ) (ર. સં. ૧૬૦૦ આસપાસ). |

* મધ્ય રચનાનો ગ્રંથ.

# નાકર યુગના કવિઓ તથા તેમની કૃતિઓ

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સોળ પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઇત્યાદિ |
|---|---|---|
| સં. ૧૬૦૧ | દયાસાગર | મદનકુમાર |
| સં. ૧૬૦૧ | સુમતિ મુનિ | અગડદત્ત. |
| સં. ૧૬૦૧ | દર્શન કવિ | ચંદાયન. |
| સં. ૧૬૦૪* | નાકર. પિતા: વિકા, જ્ઞાતિ: દેશાવાળ વાણીઓ, ગામ: વડોદરા | વિદુર વિનતિ; નાની ભક્તમાળ; લવકુશાખ્યાન;× મૃગલી સંવાદ;× શિવ વિવાહ.† ધ્રુવાખ્યાન;† વિરાટ પર્વ;× સભા પર્વ, આરણ્યક પર્વ; ભીષ્મ પર્વ (રચ્યા સં. ૧૬૧૩); આસ્તિક પર્વ (રચ્યા સં ૧૬૪૭) કર્ણ પર્વ (રચ્યા સં. ૧૬૫૫); ગદા પર્વ; શિવરાત્રિ કથા.+ દશમ સ્કંધ ચોપાઇ; ઓખાહરણ. ચંદ્રહાસાખ્યાન |
| સં. ૧૬[illegible] | મુનિ સંઘવિજય | વિજયતિલક સૂરિનો રાસ. |
| સં. ૧૬૦૫ | સમયરત્ન સૂરિ. | દેવરાજ વત્સ રાજાનો રાસ. |
| રચ્યા સં. ૧૬૦૫ | હરિરામ. પિતા: વિરસિંહ; જ્ઞાતિ: ઔદિચ્ય બ્રાહ્મણ; ગામ: સુરત. | બભ્રુવાહનાખ્યાન§ (રચ્યા સં. ૧૬૦૫) |

* સં. ૧૬૦૪ માં હયાત હતો. × અપ્રસિદ્ધ-પ્રાચીન લિખિત કાવ્ય.
† પ્રસિદ્ધ-પ્રાચીન કાવ્યમાળા. + પ્રસિદ્ધ § અપ્રસિદ્ધ ગુ. ફો. સ.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સીધી પડેલ) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઈત્યાદિ |
|---|---|---|
| રચ્યા સં. ૧૬૧૬ | કુશલ લાભ, ગુરુ : અભય ધર્મ, ગચ્છ : ખરતર ગચ્છ. | માધવાનલ કામકુંડલા ચોપાઇ* (રચ્યા સં. ૧૬૧૬); મારૂઢોલાની ચોપાઇ* (રચ્યા સં. ૧૬૧૭), તેજસાર રાસ (રચ્યા સં. ૧૬૨૪), અગડ દત્ત રાસ (લ. સં. ૧૬૫૩), પાર્શ્વનાથ સ્તવન, નવકાર છંદ |
| રચ્યા સ. ૧૬૧૭ | મેઘજી કાશી ગામ : ખભાત. | રુકિમણી હરણ (ર. સં. ૧૬૧૭), હનુમાન ચરિત્ર (સં. ૧૬૩૫), સુદામા આખ્યાન (સં. ૧૬૪૭), અગડ દત્ત. |
| સં ૧૬૨૦ | કલ્યાણસાગર. | સાબ પ્રદ્યુમ્ન |
| સં. ૧૬૨૦ | જીનચંદ | રામ મહાભ્યુદય, જંબુ કથાનક, |
| સ. ૧૬૨૦ | પદ્મસુંદર ગણિ. | પાર્શ્વનાથ કાવ્ય. ચતુ શર્ણ સધિ. |
| સં. ૧૬૨૧ | મતિભદ્ર. | શ્રેણિક રાસ (સ. ૧૬૨૧). |
| રચ્યા સં. ૧૬૨૧ | ભીમ ભાવસાર | પંચાખ્યાન. |
| . સં ૧૬૨૨ | ગુણમેરુસૂરિ. | ધર્મ પરીક્ષા, ત્રિલોકસાર |
| સં. ૧૬૨૪ | સુમતિકીર્તિ સૂરિ | ધર્મ પરીક્ષા રાસ. |
| સં. ૧૬૨૫ | ચંદ્રસાગર | અભય કુમાર, ધમ્મિલ કુમાર, |
| સં. ૧૬૨૫ | સોમવિમલ, | સમ્યક્ત્વ સાર, (સં. ૧૬૩૨) શ્રેણિક રાસ (સં. ૧૬૨૯), ક્ષુલ્લક કુમાર (સં. ૧૬૩૩). |
| લખ્યા સં. ૧૬૨૬ | યતિ જ્ઞાનાચાર્ય. | બિલ્હણ પંચાશિકા* ક્ષુલ્લક કુમાર રાસ (સં. ૧૬૩૩). |

* પ્રસિદ્ધ—આ કા મ મૌક્તિક ૭ * પ્રસિદ્ધ—આ કા સુધા ભાગ ૪

# સંસદ ગ્રંથાવલી

| | | |
|---|---|---|
| ૧ | રણજીતરામના નિબંધો | સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા |
| ૨ | ગુજરાત—એક સંસ્કારિક વ્યક્તિ | કનૈયાલાલ મુનશી |
| ૩ | પુરંદરપરાજય અને અવિભક્ત આત્મા | " |
| ૪ | કોનો વાંક? (બીજી આવૃત્તિ) | " |
| ૫ | પૃથ્વીવલ્લભ (ત્રીજી આવૃત્તિ) | " |
| ૬ | ગુજરાતનો નાથ (પાંચમી આવૃત્તિ) | " |
| ૭ | રાજાધિરાજ (બીજી આવૃત્તિ) | " |
| ૮ | રેખાચિત્રો ને બીજા લેખો | સૌ. લીલા મુનશી |
| ૯ | શાપસંભ્રમ અને બીજી કવિતાઓ | સ્વ. નર્મદાશંકર ભટ્ટ |
| ૧૦ | મારી કમલા અને બીજી વાતો | કનૈયાલાલ મુનશી |
| ૧૧ | મોહનમાયા | ખુશાલ ત. શાહ |
| ૧૨ | સ્મરણમુકુર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૩ | કેટલાક લેખો | કનૈયાલાલ મુનશી |
| ૧૪ | ગુજરાતના જ્યોતિર્ધરો | " |
| ૧૫ | ભગવાન કૌટિલ્ય | " |
| ૧૬ | પૌરાણિક નાટકો ૯ | " |

[ પુરંદરપરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્રસમોવડી
એ ચાર નાટકોનો સંગ્રહ: થોડા સમયમાં પ્રસિદ્ધ થશે ]

| | | |
|---|---|---|
| ૧૭ | કાકાની શશી | " |
| ૧૮ | ધ્રુવસ્વામિની દેવી | " |

પહેલાં ૧૬ પુસ્તકો માટે લખો, — એમ. સી. કોઠારી, રાવપુરા, વડોદરા

પુસ્તક ૧૭ ને ૧૮ માટે લખો, — મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કંપની, ૫૩, નિકોલરોડ, બેલાર્ડપિયર, ફોર્ટ, મુંબાઈ